# ★ સુંદર સંસ્કારી સાહિત્ય ★

જગતના અમર શિષ્ટ સાહિત્યની
સરળ રસદાયી કથાઓ

[૧]

## કેન્ડિડનાં પરાક્રમો

મહાન ફ્રેન્ચ લેખક વૉલ્ટેરકૃત
અદ્દભુત સાહસકથા
સુભદ્રા ગાંધી : સચિત્ર રૂ. ૧-૪

[૨]

## ઓડિસિયસનાં પરાક્રમો

જગતના મહાન ગ્રીક કવિ હોમરના
અમર મહાકાવ્યની રસિક વાર્તા
કાંતિલાલ શાહ : સચિત્ર રૂ. ૨-૦

[૩]

## શેકસપીઅરની વાતો

જગતનાં મહાન નાટકોની સરળ વાર્તાઓ
શ્રીકાંત ત્રિવેદી : સચિત્ર રૂ. ૨-૦

[૪]

## કાદંબરી—કથા

સંસ્કૃત મહાકથાની સંક્ષિપ્ત વાર્તા
પ્રો. ઉપેન્દ્ર પંડ્યા : સચિત્ર રૂ. ૨-૦

## નવી નવલકથાઓ

★

### જાહ્નવી

મુગ્ધ પ્રેમના પરિવર્તનની
ચોટદાર નવલકથા
ભનુભાઈ વ્યાસ : રૂ. ૩-૮

★

### અવિનાશ

કુટુંબસંઘર્ષની એક
રહસ્યપૂર્ણ નવલકથા
શાંતા ગાંધી : રૂ. ૪-૦

★

## નવા વાર્તા સંગ્રહો

### વહેતાં ઝરણાં

જીવનવ્યાપી ઊર્મિઓની
કલામય ચિત્રાવલિ
ડૉ. જયંત ખત્રી : રૂ. ૪-૧૨

★

### રેશમી દોરી

'સફેદ ફૂલ'ના મશહૂર લેખક
કૃષ્ણચંદ્રની નવી વાર્તાઓ
અનુ : કા. મરચંટ : રૂ. ૩-૧૨

: પ્રાપ્તિસ્થાન :

★ ચેતન પ્રકાશન ગૃહ લિ० ૧૩૩, જવાહરનગર ગોરેગાંવ (મુંબઈ) ★



# પાણી પહેલાં પાળ બાંધો

મહાગુજરાતની એક પ્રચલિત કહેવત છે કે, 'પાણી પહેલાં પાળ બાંધવી': એ સર્વે સમજુ અને ડાહ્યા મનુષ્યોની ફરજ છે. હજી આપણી ખોરાકની પરિસ્થિતિ સુધરી નથી. રેશનીંગમાં મળતા ગમે તે દેશના ગમે તેવા અનાજ ઉપર આપણે ચલાવી લેવું પડે છે. એક તો આ અનાજ અને હાલમાં જુદી જુદી ફેશનથી રંધાતાં તીખા તમતમતા ચટાકેદાર ભોજનનો પણ દરેક ઘરમાં રવૈયો થઈ પડયો છે. જીભને તો આ બધું જરૂર સ્વાદિષ્ટ લાગે, પરંતુ જઠર અને આંતરડાં ઉપર તો અત્યાચાર જ થાય છે. આવો ખોરાક જલદી પચતો નથી, જેથી પેટ ફુલેલું અને સખત રહે છે, અને પેટમાં ગેસ ઉત્પન્ન થઈ હૃદયરોગનું કારણ બને છે. ગેસને કારણે હૃદય ઉપર દબાણ વધી જઈ તે નબળું પડતું જાય છે.





આ બધા દર્દો માટે 'ચરક'ની 'પવન મુક્તા-દિવટી' એક અકસીર ઈલાજ છે. જમ્યા પછી એકથી બે ગોળી પાણી સાથે લેવાથી ઉપર જણાવેલી દરેક ફરિયાદ દૂર થાય છે અને પેટ સાફ લાવે છે. નાના બાળકથી મોટા ગમે તે વયના સ્ત્રી-પુરુષો એ લઈ શકે છે. આ ગોળી જરૂર પડે ત્યારે લઈ શકાય છે.

છતાં તેની જરા પણ આદત પડતી નથી. આવું કોઈ પણ દર્દ થાય તે વખતે દોડાદોડ કરવા કરતાં, દરેક કુટુંબે 'ચરક'ની 'પવન મુક્તા દિવટી'ની એક નાની અથવા મોટી બાટલી ઘરમાં રાખવી એ 'પાણી પહેલાં પાળ બાંધવા' સમાન ડહાપણ છે. તેની કિંમત તો ફક્ત નાની (૪૦ ગોળીની) બાટલીનો રૂા. ૧-૪-૦ અને મોટી (૨૦૦ ગોળીની) બાટલીના રૂા. ૫-૦-૦ છે. હિંદભરના દરેક જાણીતા દવાવાળાઓને ત્યાં મળી શકે છે.



અમદાવાદ જીલ્લાના સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ

**ચીમનલાલ માધવલાલની કું.**

ત્રણ દરવાજા-અમદાવાદ

'ઊર્મિ' વર્ષ : ૨૪ — 'નવરચના' વર્ષ : ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

સળંગ અંક ૨૭૭ : એપ્રિલ ૧૯૫૩ : અંક ૧



ક્રમ



પૂંઠા ઉપરનું ચિત્ર : ગ્રીષ્મ : ચિત્રકાર : ચન્દ્ર ત્રિવેદી

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫ ).
* છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રા. નં. અને પૂરાં સરનામા સાથે કૃપા કરીને મની-ઑર્ડરથી જ લવાજમ મેકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું-

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

'ઊર્મિ નવરચના'નું લવાજમ ભરવાનાં અન્ય સ્થળો :-

એન. કે. મેઘાણી : ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા ૧.
એન. એમ. ત્રિપાઠી લિ. : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.
આર. આર. શેઠની કંપની : પ્રિન્સેસ સ્ટ્રીટ : કેશવબાગ : મુંબઈ ૨.
પુસ્તકાલય સ. સ. મંડળ લિ : રાવપુરા : વડોદરા
ગ્વાણી ઍન્ડ કંપની : બજીગેનું ગેટ : મુંબઈ ૨
ગાંડીવ સાહિત્ય મંદિર : હવાડિયા ચકલો : સૂરત

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની. ક્રિયા પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ

જયન્ત પરમાર

# વસંત અને ગ્રીષ્મ

કુદરત સોળે કળાએ ખીલી હતી.
કોકિલના ટહૂકાર નિર્બંધ ચાલુ હતા.
વન–ઉપવન વીંધી ઋતુરાજ આવ્યા.
વસંતે ફૂલડાં વેર્યાં.
ઋતુરાજ ઝંખવાયા;
વસંતને જોઈને એ ડઘાઈ ગયા.
રૂમઝૂમ કરતી વસંત,
એની મહેક મહેક થતી કાયા,
યૌવનનો કસુંબલ રંગ,
નવ લાવણ્યવંતું જોબન,
કાચું–કુમળું મુખ–લાવણ્ય,
પ્રકૃતિની ઓઢણી,
મદનની માદકતા,
રતિનું સૌંદર્ય;—
ઋતુરાજ ઝંખવાઈ–ડઘાઈ ને એની સામે તાકી જ રહ્યા.
મદમાતી વસંતરાણી વધુ સમીપ આવી.
ઋતુરાજ ભાન ભૂલ્યા.
બન્ને વચ્ચે તસુનું પણ અંતર રહ્યું ન હતું.
તો પણ ઋતુરાજે તરાપ મારી.
અને..........
એમના હાથમાં આવી બળબળતી ગ્રીષ્મ.
ભાનભૂલ્યા માટે ત્યારથી વસંત પણ ગ્રીષ્મ બની છે.



તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે
સંપાદક : જયન્ત પરમાર





સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક



## રાષ્ટ્રીય સપ્તાહ

છઠ્ઠી એપ્રિલથી શરૂ થતા સપ્તાહને રાષ્ટ્રીય ગણી આપણાં આંદોલનોને વેગ આપવા એનો ઉપયોગ થયેલો હજુયે કોઈ ઝુંબેશ માટે એ સપ્તાહ મુકરર કરવામાં આવે છે ત્યારે એનો મહિમા જળવાવા બદલ રાજી થવાય છે.

જેમણે આ સપ્તાહમાં ધ્વજવંદનો ગોઠવ્યાં, રેંટીઆબારશ રાખ્યો, પ્રભાતફેરી કાઢી એમણે તો જલિયાંવાલા બાગને સંભાર્યો. રાજકીય કારણોસર એક વખત એવા પ્રસંગો ભલે યાદ કરવામાં આવતા, હવે આ સપ્તાહને રાષ્ટ્રીય પ્રવૃત્તિ સપ્તાહ તરીકે ઉપયોગી બનાવવું જોઈએ.

જેમ સરકાર અગાઉથી બજેટ ઘડે છે અને બધી વિગતો—સૂચનાઓ તૈયાર રાખે છે તેમ રાષ્ટ્રીય સપ્તાહનો દર વર્ષનો કાર્યક્રમ અગાઉથી નક્કી થયેલો, પૂરતો જાહેર થયેલો હોવો જોઈએ. હવે રેંટીઓ, વાવટો કે જલિયાંવાલાની સભાનાં પારાયણ ના હોય. હવે શિક્ષણની, આરોગ્યની, કલાની, બચતની, સફાઈની એવી બીજી ઘણી અગત્યની બાબતો ઉપર રાષ્ટ્રભરમાં આંદોલન ચાલે એવું સપ્તાહ ગોઠવવું જોઈએ.

લોકોને ઉત્સાહિત કરવા આ દેશમાં સપ્તાહ રાખવી એ જાણીતી પદ્ધતિ છે. નવા પ્રશ્નો ઉપર નવી દૃષ્ટિથી કામ લેવા કાજે પણ આ સપ્તાહનો ઉપયોગ કરવામાં આવશે એમ આપણે ઇચ્છીએ.

## લોક-ઉમંગમાં ફીકાશ છે

હોળી આવી ને ગઈ. કવિઓએ ગીતો રચ્યાં, રેડીઓએ ગીતો ને રૂપકો મૂક્યાં, થોડા લોકોએ રંગ ને ગુલાલ ઉડાવ્યાં, કોઈક હસ્યા, કોઈકે મજાક કરી, મસ્તી બતાવી ને ઓઓએ હોળીની પૂજન-પ્રદક્ષિણા કરી. કબૂલ કરવું જોઈએ કે ગુજરાતને હોળીનો રંગ બરાબર લાગતો નથી

ગુજરાતમાંયે ગુજરાતની બહારના ઉત્તર કે પૂર્વના લોકો હોળીનો વધારે આનંદ ઉજવતા હશે ને દક્ષિણ તરફના ઓછો. કોણ જાણે શાથી, જેમ માણસ વિચાર કરતો થાય છે તેમ આવા રંગથી આઘો રહે છે. નથી એ કોઈને લગાવતો, નથી એ બીજાને તેવી છૂટ લેવા દેતો. ઘણા એવા છે જેમને રંગ-મસ્તી જોવી-સાંભળવી ગમે છે, પણ એમાં શામેલ થઈ શકતા નથી.

શિષ્ટ અને સંસ્કારી માણસોને આનંદ લેવાના પ્રકાર જુદા છે એ તો ખરું પણ સંઘ ઉલ્લાસ, મુક્ત હાસ્ય, આનંદના સ્વચ્છંદ ઉદ્ગાર, કપડાં બગડશે કે શરીર ખરાબ થશે એવી ચિંતાઓથી છૂટકારો મેળવીને રંગ ને પાણીથી પરસ્પરને હેત કરવાનો આ અવસર એમનાથી વેગળો જતો રહે એ નિશાની સારી નથી.

## શું આનંદનું પ્રેરક બળ ગુમાવીશું ?

કલાકો અને મિનિટો ગણતાં શબ્દે શબ્દના અર્થ માટે કાળજી રાખતાં, આખી દુનિયાની ફિકરમાં અટવાઈ જતાં માણસને બહુ હાવકા ગંભીર સાવધાન રહેવું પડે છે. એને થોડું રમતિયાળપણું મળે, પ્રણાલિકામાંથી થોડી મુક્તિ મળે, થોડું કાબર મળે, એકલા નહિ પણ જુથમાં જરા ગાંડું કાઢવાનું મળે તો એનું ઘડપણ પણ ઠુમકો કરતાં બે ઘડી ઢીલ કરે.

ઉતાવળીઆ ને નિરાંત વિનાના જીવન પાછળ જેમ આજનું અર્થકારણ જવાબદાર છે તેમ ગંભીર અને દબાએલા ઉલ્લાસવાળા જીવન પાછળ આપણાં ધાર્મિક વ્યસનો ને નીતિના ઢંગધડા વિનાનાં મૂલ્યો પડેલાં છે શ્રદ્ધા ઓછી હોવાથી ક્યાંય પૂરો આધાર

રાખી શકાતો નથી. ઓછા ચિંતનના કારણે પૂરો પ્રકાશ મળતો નથી. અધૂરી દશામાં શંકાઓ ટીકાઓ ને ચર્ચાઓ સૂઝે છે. ભયના માર્યા અશક્તિના કારણે કે લાલચમાં ગબડીને ઉપલકિયો સંતોષ શોધીએ છીએ આમ ને આમ જીવનમાં બળ ઓસરી ગયાં છે, અને આપણી સંસ્કૃતિ ધગગેલી હાલતમાંથી ઊઠતી નથી.

જીવનમાં વિચાર, વાણી ને વર્તનની ત્રિવિધ શુદ્ધિ જોઈએ એમ એમનો વિહાર પણ જોઈએ વૃત્તિઓને કાબૂમાં રાખતા એનાં લક્ષણોનો પ્રભાવ સુદ્ધાં જતો રહે તો પછી કાબૂમાં રાખી શક્યાનું ગુમાન પણ શા કામનું ?

આપણે એવા સદ્‌ગુણોનો ઉછેર કરી રહ્યા છીએ કે જેમાં મલિનતાનો અભાવ વરતાય. કેટલુંયે ' નહિ કરું 'ની કક્ષાવાળું આપણે જતન કરીને જાળવીએ છીએ. કશાક દુર્ગુણથી દૂર રહેવામાં આપણે ઝાઝી શક્તિ ખર્ચી નાખીએ છીએ. અને આવા યત્નોમાંયે ડગલે ને પગલે પાપ કર્યાનો ભાર ઉઠાવીને ફરીએ છીએ. બચીને રહેવામાં ' બચવાનું ' વધી ગયું છે, ' રહેવાનું ' ઘટી ગયું છે.

## હોળીનું પુનર્નિર્માણ

બ્રહ્મદેશના તધુલાના ઉત્સવમાં કશી છોછ ને મલિનતા વિના ત્યાં નરનારીઓ પાણી છંટકારવાનો લહાવો લે છે તેનું મેઘાણીએ સરસ વર્ણન આપ્યું છે. હોળીના ઉત્સવમાંથી આપણે હટતા જઈશું તો એ નીચલા થરનો ઉત્સવ બની રહેશે અને આપણા સમાજમાં વર્ગભેદ છે એથી વધી જશે.

હોળીમાં પુરાણોના અખાડાઓમાંજે ઘેરૈયા બનીને નીકળે છે પણ જમાના મુજબ એમાંયે ગાંધી-ગંભીરતા પેસી જાય છે, પ્રચારનું ભારણ રહે છે. નેહરુ જેમ સરઘસોમાંથી ફૂલોના હાર અટારીઓમાં ફંગોળે છે તેવો વિહાર નથી રહેતો

ઉત્સવોની ઉજવણીમાં કુટુંબના બધા સભ્યો જોડાઈ શકે, પ્રજાના જુદા જુદા વિભાગો એક થઈને આનંદ લેવાની પદ્ધતિમાં સરખાપણું આવે તો સારું. હોળી એ આપણો લાક્ષણિક તહેવાર છે. એમાંથી અવિનય કાઢી નાખતાં રખેને હોળી જ નીકળી જાય !

આવા મોસમી તહેવાર માટે સરકાર એકને બદલે બે રજાઓ આપે તોયે ખોટું નથી. જોકે શ્રમજીવીઓની જેમ બુદ્ધિજીવીઓ છૂટથી આનંદ ભાગ્યે જ લઈ શકશે છતાં એમની વચ્ચેનાં અંતર ભાંગવાનો આ એક માર્ગ છે.

આ ઉત્સવમાં ઉપવાસ નથી ભાષણો કથાઓ કે પારાયણ નથી, દેવદર્શન નથી, ખર્ચાળ શોભા કે હારકાં અભિનંદનો નથી. અને છતાં આમાં જે છે તે બીજા ઉત્સવોમાં નથી. આથી આ તહેવારને રાષ્ટ્રીય મહત્તા અપાય એ વધારે યોગ્ય છે. આમેય કેટલાક પરધર્મીઓ હોળીમાં છૂટથી ભળે છે. તેમને આપણે હવે રીતસર સામેલ કરી દઈ આ તહેવારને બિનમજહબી પણ બનાવી દઈએ

## કાયદાનું જોર નથી

છાપાં ઊઘાડીએ કે માસિકો ખોલીએ તેમાં ના છાપવા જેવી જાહેર ખબરો જોઈને ઘણાને આઘાત થતા હશે એ અટકાવી શકાય એવી બાબત છે પણ આપણા કાયદામાં એવું જોર નથી.

ટીચર-આદુ ને ટીચર-વરિયાળી ધૂમ વેચાય ને કાયદો હતાશ બની જોઈ રહે છે. એને આવું ચાલવા નથી દેવું પણ એનામાં જોર નથી. શબ્દ રચનાને નામે ચાલતું ગાંડપણ કાયદાની કમજોરીથી નભી રહ્યું છે. અને ભેળસેળ કરનાર પણ કાયદાની બારીકી ખોળનારાઓની ઉત્સાહીને લીધે નિર્ભય રહે છે.

એકલા કાયદાનેય શીદ વગોવીએ ? આપણેય ઘણું નભાવી લઈએ છીએ. રદ્દી છાપામાં ડોકીઉં કરી લેવાનું, ઢોંગી જાહેર ખબરનો ચટાકો કરી લેવાનું અને ધનીગોમાંથી લાભ ઉઠાવવાનું છોડતા નથી. કાયદાનો યત્ન વ્યર્થ જાય તો એને જ હસીએ છીએ, એનું બળ હરી લેનારને કોઈ ટોકતા નથી.





પોલીસ આવીને દાતણ-મરચાં-કેરી વેચનારને ફૂટપાથ ઉપરથી તગડી મૂકે છે અગર પોતાનું દાણ ઉઘરાવી ચાલતી પકડે છે. હજારો લોકો રોજ આવું જુવે છે, દુઃખ પામે છે અને છતાં એમ જ ચાલે છે. કાયદો એવો વિચિત્ર છે.

વગર માલે કાગળિયાં ઉપર જ લેણદેણ કરનારા માલેતુજારો લહેરથી ફરે હરે તેમને કાયદો હટાવી શકતો નથી. કારખાનાંઓમાં ખોટી છાપ વાગી માલ લોકોના ગળામાં નંખાય તે સામે કાંઈ થઈ શકતું નથી. ઊલટું એમનાં દાનગવડે લોકો ચકિત ને આભારી બને છે.

આ કાયદાને તે શું કહેવું?

**નવા વેચાણકેન્દ્ર ખોલો**

કહે છે કે સરકાર મુસાફરોની વધુ સગવડો સાચવવા માગે છે. તો સ્ટેશન ઉપર રેલ્વેની દુકાનમાંથી કેટલીક મુસાફરીની ઉપયોગી ચીજો ખરીદી શકાય એવી વ્યવસ્થા હવે થવી જોઈએ. એમ કરવાથી માલ સારો, ટકાઉ ને સસ્તો મળવાનો પ્રબંધ થશે, તે જાણવાની લોકોને તક મળશે લોકોની ટેવો સુધારવામાં રેલ્વે મદદગાર થાય તો સારૂ.

આ પદ્ધતિ બીજે પણ અમલમાં લાવી શકાય સરકારી ઇસ્પિતાલોમાં ખાતરીવાળી છતાં સસ્તી દવાઓ તથા ઉપચારનાં બીજાં સાધનો પણ મળવાં જોઈએ. રેડીઓ મથકે સારા ને સસ્તા રેડીઓ, એમણે તૈયાર કરાવેલાં ગીતોની રેકર્ડો વગેરે મળવાં જોઈએ અને સમાનકામ પણ થવું જોઈએ. શાળાઓમાં કેટલીક જગ્યાએ પુસ્તકો ને બીજા સાધનો મળે છે પણ તે પદ્ધતિ વ્યાપક બનવી જોઈએ. વીજળીના મથકે બત્તીઓ, ગોળા ને જરૂરી રીપેરનાં સાધનો જરૂર રાખી શકાય. મથકો ઉપર અને સંસ્થાઓમાં મદદ રૂપે આવી સગવડો રાખવી, એ જાહેર સેવા છે, સારાં સાધનો વાપરવાની લોકોને ટેવ પડે એ જાહેર શિક્ષણ પણ છે શરૂઆતમાં થોડી વ્યવસ્થાનો બોજો લાગશે પણ પાછળથી આવાં કેન્દ્રો લોકપ્રિય થઈ પડશે.

ખાતાંવાર વેચાણકેન્દ્રો ખોલવાથી ઈજારાપદ્ધતિ આવી જતી નથી. જાણકાર માણસોને હાથે વહીવટ રહેશે તો ખાનગી વેપારીઓને એમાંથી શીખવાનું મળશે અને ખાતાંવાળાઓને જાહેર પ્રજા સાથે વધુ સંપર્ક રહેશે. સ્ટેશનો ઉપરની તેમજ ગાડીઓમાં ખાવા પીવાની દુકાનો હવે રેલ્વેએ લઈ લેવી જોઈએ. ગંદિયાળ ચીજોના વેચાણને બદલે સારી ચીજો, ઘોંઘાટને બદલે શાંતિ, જે સ્ટેશને જરૂર હોય તેવી જગ્યાઓએ એની વ્યવસ્થા, આ કામ રેલ્વે ઉપાડી લે અને એમાં યશ મેળવે એમ આપણે ઇચ્છીએ.

સ્ટેશનો ઉપર અડધી રાતે પાન-બીડીની બૂમો ના પડે તો ઉતારૂઓને શી હરકત પડવાની હતી? ગાડીઓમાં બીજાને ત્રાસ પડે, ગંદકી થાય અને તબિયત બગડે એવી ચીજો વેચવાની સગવડ આપવી રેલ્વે ભલે બંધ કરે. એને બદલે, ઓછી ઘરાકીએ, પણ સારી ટેવો પાડવામાં મદદ કરે.

કેટલાંક ગામોની જાણીતી ચીજો અથવા સ્થાનિક પેદાશની ચીજો ગામલોકો આવી વેચી જાય એવી પદ્ધતિને રેલ્વેએ ટેકો આપવો જોઈએ.

**ભેટની આપ-લે**

બ્રિટન, ઈરાન વગેરે જગ્યાએ ચા મોકલીને આપણે કશું જ ખોટું નથી કર્યું. ભલે આપણા ડઝનબંધ રાજપુરુષો અને વ્રતધારીઓ ચા ના પીવાનું ગૌરવ લેતા હોય પણ એ પીણામાં કે નથી કે આપણે સંકટ સમયે બીજા દેશને મોકલ્યા બદલ જરા જેટલુંયે દુઃખ કરવું પડે.

પરદેશમાં હિંદી ચાનું મૂલ્ય વિશેષ અંકાવી શકાય. એમ હોય તો આપણે એનો વપરાશ દેશમાં ઘટાડવો જોઈએ. અને ચાની સાથે ખાંડ પણ

[ અનુસંધાન પર મા પાન ઉપર ]

# રામ કળી!

ધૂમકેતુ

> સ્તે રખડતી ભિખારણમાં પણ લોક-સેવાની જે ભરી ભરી ધગશ પડી હોય છે એ છપ્પનિયાના ભયંકર દુકાળ વખતની આ કથામાં કેવી સરસ રીતે રજૂ થઈ શકી છે! માનવી એની માનવતા ક્યારેય નથી ભૂલી શકતાં. એ માનવતાને પ્રગટવાનું સબળ કારણ મળે ત્યારે તો નહિ નહિ ને નહિ જ.

છપ્પનીઆ દુકાળમાં એક રામરોટી થઈ ગઈ તેની આ વાત છે. રામરોટી જ્યારે સવારમાં એની ઝોળી લઈને નીકળી, ત્યારે આખું ગામ મશ્કરી કરતું હસી પડ્યું. સૌ બોલ્યા કે આ ગામમાં એક 'સાડસતી' પેઠી છે અને એણે આ નવી નવાઈની વાત આદરી છે.

આજ દિવસ સુધી ગામમાં લોટ માગવાવાળા બ્રાહ્મણ હતા, સાધુ હતા, ફકીર, ગરીબ ગુરબાં માગતાં હતાં. પણ આ એક નવી નવાઈની વાત આવી. જુવાન સ્ત્રી આ પ્રમાણે રોટલા માગવા નીકળે, અને તે પણ પાછો બાવાનો વેષ ધારીને! રોટલાના કટકા બટકા સિવાય બીજું કાંઈ લે નહીં. લોટ લે નહીં, એ તો ઠીક, પણ આખો રોટલો કોઈક આપે તો એ પણ, લે નહીં. એ તો કટકા બટકા જ ભેગા કરે. એણે વળી પોતાનું એક નવું અર્થશાસ્ત્ર ચલાવ્યું હતું: 'મારે તો કટકાં બટકાંનો ઉપયોગ કરવો છે.' એના આ નિર્ણયની પાછળ એક દૃષ્ટિ તો હતી એટલું ચોક્કસ.

એ સમયે '૫૬નો ભયંકર દુકાળ પડ્યો હતો. દાણા ગોત્યા જડતા ન હતા. રંગૂની ચોખાના બાર આનાને બદલે ચાર રૂપિયા બોલી ગયા હતા ઘાસ રૂપિયાનું અરધો મણ થઈ ગયું હતું. અને તે પણ કૂચા જેવું.

દુકાળ ઘણા પડ્યા છે, પણ છપ્પનિયાએ આડો આંક વાળી દીધો હતો.

એ વખતે હણુમાનવાળું આખું ભલકું ગામ, ગામને પાદર વડ હતો ત્યાં ભેગું થયું. સૌ વિચાર કરવા બેઠા. ગામને સામું ચોમાસું શી રીતે દેખાડવું?

એ વખતે ગામે અજબ જેવો સંપ બતાવ્યો હતો.

રાઘવા ખાંટે ઊભા થઈને કહ્યું કે, ગામનું તળાવડું ખોદવું, એ અમારા ઉભડને માથે.

પટેલ કરમશી બોલ્યો: 'રજકો આખા ગામને, ચાર આને મણ, આખું વરસ હું આપીશ. જેને જોઈએ તે લઈ જાય.'

મંગુડોશી કહે: 'આપણી વાડીએ ગાજર વાવવાનાં છે. પૈસે શેર. જેને બાફવાં હોય તે ભલે લઈ જાય. આવતી કાલે ઉપરવાળો લીલા લેર કરી દેશે!'

ગામના ઢેઢ સીખે એમાં ભાગ લેતા હતા. ઢેઢવર્ણે કહ્યું કે, તળાવડાની આખી પાળ અમે મફત બાંધી દેશું.

કેશવજી કામદારે કહ્યું: 'મારે ત્યાં ત્રણ વરસ પહેલાં જારની ખાણ નાખી છે. ચારે તરફ ઊંચાણ કર્યું છે, એટલે પાણી તો અંદર જાય તેમ રહેવા દીધું નથી, પણ ઉખેળતાં જે નીકળે તે ગામના નસીબની! બાર આને મણ. ઘર દીઠ બે મણ સૌ લેવાનું રાખે. વધારે કોઈ માગે નહિ. માગે તો ગાહત્યાનું પાપ!'

આમ એક પછી એક વાતનો બંદોબસ્ત થવા માંડ્યો. તે વખતે રાજ અંગ્રેજ સરકારનું. પ્રાંતનો સાહેબ હજી તપાસ કરવા આવવાનો હતો. તે પછી રિપોર્ટ કરવાનો હતો. એ તુમાર આવતાં આવતાં ગામ ઉચાળા ભરે તેમ હતું!

આ પ્રમાણે બંદોબસ્ત થતો હતો, ત્યાં કોઈકે ટોણો માર્યો: 'પણ આ મારી બેટી બાવણ રામકળી, હણુમાનના મંદિરનો ઓટલો ભાંગે છે, એ કાંઈ કરવાની છે કે નહિ?'

સૌ હસી પડ્યા: 'અલ્યા! હા હા! એ વાત સાચી. રામકળી આખા ગામને માથે પડી છે!'

'હું કોઈને માથે નથી પડી.' રામકળીએ કહ્યું, 'હું પણ, મને ભગવાન બતાવશે તેવો રસ્તો લઈશ.'

એ વખતે તો રામકળીના શબ્દો હવામાં ઊડી ગયા. પણ જ્યારે પંદરેક દિવસ પછી, ગામનું કામ





શરૂ થયું, રજકો તૈયાર થવા માંડ્યો, ગાજર વાવવાની વાત થઈ, જારની ખાણ ઉપજી, ત્યારે રામકળીએ પોતાની એક જૂની ઝોળી હતી તે ખીંતીએથી લીધી અને ખંખેરી. પછી એણે પુરુષ બાવાનો વેષ પહેર્યો. ચોટલો પાઘડીમાં સમાવી દીધો. બંગડી કાઢી નાખી. ધોતિયાનો કચ્છો વાળ્યો. ચૂડીબંધ કેડિયું પહેર્યું. હાથમાં ડાંગ લીધી. કપાળમાં મોટો ચાંદલો કર્યો. સાત આઠ માળા ડોકમાં નાખી. એક પગમાં રૂપાની બેડી પહેરી ને 'રામ રોટી!' કહેતીક ને ગામ આખામાં માગવા નીકળી પડી.

પહેલાં તો ગામને એ જોણા જેવું થયું. પણ રામરોટીએ એક વાત સિદ્ધ કરી બતાવી. બપોરે બાર વાગે એ હનુમાનના ઓટલા પાસે આવી તો એની આખી ઝોળી કટકા બટકાથી ભરાઈ ગઈ હતી!

ભયંકર દુષ્કાળમાં પણ, માણસની પાસે કાંઈક બચાવવાનું હતું અને નહિતર જે નકામું જવાનું હતું, તેનો રામકળીએ ઉપયોગ શોધી કાઢ્યો હતો. આ એનું અણઘડનું અર્થશાસ્ત્ર હતું!

અને નવાઈની હદ તો ત્યારે થઈ, જ્યારે આ રામરોટીએ ગામનાં લૂલાં, લંગડાં, અપંગ, વૃદ્ધ, અશક્ત, એવા એવાને શોધી શોધીને એમના સ્થાન ઉપર રામરોટી પહોંચાડવા માંડી.

ગામના માણસોને એણે કહ્યું કે 'તમે સૌએ તમારો ચોકો કરી લીધો. પણ આ ગામનાં કૂતરાં લૂલાં, લંગડાં, અપંગ, અશક્ત એમનું શું થશે એનો કોઈએ વિચાર કર્યો હતો!

આવા ભયંકર દુકાળમાં એ બધાં મરવા પડશે, ત્યારે તમે ફાળો ઉઘરાવવા નીકળશો, તે પહેલાં મેં મને સૂઝ્યું તે કામ કર્યું છે.'

ત્યારથી આખું ગામ રામકળીની, પ્રભાતમાં ઊઠતી પેલી બુલંદ સુરાવલિ 'રામરોટીકા દાતાર આ જાવ!' એને ટેવાઈ ગયું છે.

આખું વરસ રામરોટીએ આ પ્રમાણે કામ કર્યું. પછી તો એનું પોતાનું નામ જ 'રામરોટી' થઈ પડ્યું!

વરસ પૂરું થયું. વરસાદ આવ્યો. લોકો નાચવા મંડ્યા. હળ જોડાયાં. ત્યારે રામરોટી અદૃશ્ય થઈ ગઈ.

કોઈએ કહ્યું : 'એ એક ગંજેરીના પ્રેમમાં પડીને ભાગી ગઈ!'

'કોઈએ કહ્યું : 'એનું કામ પૂરું થયું.'

પણ રામરોટી પછી ક્યાં ગઈ, તે કોયડો હજી પણ એ ગામમાં અણઉકલ્યો રહ્યો છે.

પણ સૌ રામરોટીને નામે રામકળીને સંભારે છે.

★

## વસંત રાતે

વસંતની એ કાજળકાળી રાત હતી. હું અને મારો પ્રિયતમ ગામને ગોંદરે આવેલા ગરુડેશ્વરના મંદિરને ચોતરે મધરાતે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. નિરવ એકાન્તમાં અમાસનું એ તારાજડિત આકાશ અમારા હૈયાધબકાર સ્પષ્ટ સંભળાવતું હતું. મીઠી ગોઠડીમાં એ ચોતરા ઉપર હું ક્યારે લંબાઈ ગઈ એનું મને ભાન ન રહ્યું. અચાનક ઝબકીને જાગી ત્યારે એનો હાથ મારી છાતી ઉપર અને એ ઘસઘસાટ ઊંઘે! હળવેથી મેં એનો હાથ મારી છાતી ઉપરથી ખસેડવા પ્રયત્ન કર્યો. પણ એ હાથ મારાથી ન ઊંચકાયો. હું એમ ને એમ જાગતી પડી રહી. એને ઢંઢોળીને જગાડવાનો વિચાર તો આવ્યો. પણ હમણાં જ એની આંખ મળી હશે એમ ધારીને મેં પણ આંખ બંધ કરીને ઊંઘવાની કોશિશ કરી. મને ઊંઘ ન આવી. અચાનક એ સફાળો જાગતાંની સાથે મને બાઝી પડ્યો. એને સ્વપ્ન આવેલું કે મને કોઈ ઊપાડી ગયું! એના સ્વપ્નને સાચું પાડવા એને જોરથી જકડી લેતાં હું બોલી : 'પ્રિયતમ, ઊપાડીને તો તું મને અહીં લાવ્યો છે. તારા વગર મને બીજું કોઈ ઊપાડે તોય હું ઊપડું એવી છું?' અને એ તારાજડિત રાતમાં પણ એની સફેદ દંતાવલિને મેં પૂરી જોઈ ન જોઈ ને મારા હોઠથી ઢાંકી દીધી. વસંતની એ માદક રાત એમ ને એમ આથમી ગઈ.

चन्दनम्

### દુનિયા આખીમાં વ્યાપીને આજે જે રાષ્ટ્રની એકાકી પ્રગતિને તાકી રહી છે એ રશિયાનો એક અને અજોડ એવો સારાયે વિશ્વનો પ્રથમ લોખંડી પુરુષ

# કૉમરેડ સ્ટૅલિન

અમેરિકી શાહીવાદ અને બ્રિટનિયા સામ્રાજ્યવાદ દુનિયા આખીમાં એની કુશાગ્રતાથી પગપેસારો કરી શક્યા. કેવળ રશિયા જ એને માટે 'બીજી દુનિયા' (other world) રહ્યું. એ અફાટ ભૂમિપ્રદેશનો લાડીલો રાષ્ટ્રપિતા ૧૯૫૩ની ૬ઠ્ઠી માર્ચ શરૂ થવાને હજુ તો પૂરો દોઢ કલાક પણ નથી વીત્યો ત્યાં કાળગર્ત્તામાં વિલીન થઈ ગયો. મહામાનવને મૃત્યુ પણ સહજતાથી ઝડપી ગયું. આખા વિશ્વના ત્રીજા ભાગ ઉપર જેના વર્ચસ્વનો ઓળો ફેલાયો હતો એ વિશ્વનો પહેલો લોખંડી પુરુષ પડી ભાંગ્યો.

'કૉમરેડ સ્ટૅલિન'—એ નામ લેતાંની સાથે જ રૂસી પ્રજાનો થનગનાટ અત્રણ્ય બની જતો એ પ્રજા આજે વૈધવ્યની શોકગર્ત્તામાં ડૂબી ગઈ છે. સ્ટૅલિનનું પાકટ વયનું અવસાન પણ આજે લાલ ધરતીના કણેકણનું હૈયાવિદારક રુદન બની બેઠું છે.

અને છતાં રશિયન પ્રજાની ખુમારી આજે અને આવતી કાલે એટલી જ શિરોન્નત રહેવાની છે એનો એ પ્રજાનો તારણહાર સ્ટૅલિન મોટામાં મોટો યશભાગી છે. જે પ્રજાએ ઝારશાહીના સીતમો સહન કર્યાં છે એ જ પ્રજાને મુક્તિનો કક્કો શીખવનાર પણ મળ્યો. અને આજે દુનિયાથી અલિપ્ત રહીને પણ એ પ્રજાનો સ્વવિકાસ, સ્વજાગૃતિ, સ્વમાન, સ્વાર્પણ, સ્વાસ્થ્ય, સ્વાતંત્ર્ય, સ્વદેશાભિમાન અને સ્વોન્નતિ કોઈપણ અન્ગુલામ પ્રજાને દૂરવર્તી આપે એવી ઊંચી અવસ્થા ભોગવે છે.

ઝારશાહીના જુલમોનો અંત લાવવામાં લેનિન જેટલો જ મહત્ત્વનો ફાળો આપનાર સ્ટૅલિન છે એ વાતની કોઈ ના પાડી શકે એમ નથી. સ્ટૅલિન એનું નામ નહોતું. પણ એવું ઉપનામ પસંદ કરનારે એ નામ (સ્ટૅલિન=લોખંડી માનવ) સાર્થક કરી બતાવ્યું. એણે વિધિની ક્રૂર હાંસી ઊડાવી. કાળા માથાનો માનવી ધારે તે કરી શકે એનું જગત આગળ જીવંત દૃષ્ટાંત મૂક્યું.

બાળપણમાં 'સોસો' ના હુલામણા નામે ઓળખાતો જૉસેફ આજથી બરોબર સવાતોતેર વરસ પહેલાં યુરોપની સરહદને સાંધતી એશિયાની સરહદ પર આવેલા જ્યોર્જિયા પ્રાંતના ગોરી નામના નાનકડા ગામમાં જન્મ્યો હતો. ગરીબ અને બંધાણી પિતા જોડા સીવવાનો ધંધો કરતા. પણ બાળક જૉસેફની માતા ધર્મનિષ્ઠ ઓરત હતી. પોતાના બાળકને એના પિતાનું ચામડાચૂંથિયું કામ કરાવવાની એ માતાની જરા પણ ઇચ્છા નહોતી.

ગોરીની નાનકડી શાળામાં જૉસેફ પ્રાથમિક શિક્ષણ પામ્યો. માતાએ એનામાં ધાર્મિક સંસ્કારો રેડ્યા. જૉસેફ પાદરી બને એમ એની માતાની પૂરેપૂરી ઇચ્છા હતી. એટલે નાનકડા જૉસેફને ધર્મગુરુઓ પાસે મૂકવામાં આવ્યો. એને ધાર્મિક કેળવણી આપવામાં આવી.

જૉસેફનો પિતા વીસેરિયોન મંજૂરી અને અક્કડ હતો; જ્યારે એની માતા કેથેરાઇન પ્રેમાળ અને





ધર્મનિષ્ઠ હતી. માતાના એ ભવ્ય સંસ્કાર જોસેફના મહાન જીવન-ઘડતરનાં બીજ નીવડ્યાં.

અગિયાર વરસની કાચી ઉંમરે જોસેફે પિતા ગુમાવ્યા. એના પિતા જીવ્યા હોત તો પણ પોતાના જોસેફને મોચી બનાવવાની એમની મુરાદ બર લાવવા દે એવી જોસેફની માતા ભોળી નહોતી. કેથેરાઈનને મૂળે જ મોચીનો ધંધો પસંદ નહોતો. અને તેમાં પણ પોતાના પુત્રને તો એ ધંધામાં પોતે નહિ જ પેસવા દે એવો મક્કમ નિર્ણય એણે કરી રાખેલો. કેથેરાઈનની કરડાકી આગળ વીસારિયોનનું કશું ચાલતું નહિ .એના અવસાન પછી તો જોસેફના ઘડતરની બધી જ જવાબદારી માતા કેથેરાઈન પર આવી પડી.

હડહડતી ઝારશાહીના એ જમાનામાં ધાર્મિક શિક્ષણ મફત અપાતું. નવ વરસની ઉમરે દાખલ થયેલો જોસેફ એ શાળાનો ચાર વરસનો અભ્યાસક્રમ છેક ૭ વરસે પૂરો કરી શક્યો !

પંદર વરસનો જોસેફ ઉચ્ચ કેળવણી માટે ટીફ્લીસની ' ધી ગ્રીક ઑર્થોડોક્સ થિયોલોજિકલ સેમીનરી ' નામની મહાશાળામાં જોડાયો. પૂરું એક વરસ પણ નહિ થયું હોય ત્યાં તો ભગવાનને તડકે મૂકીને સોળ વરસના જોસેફે ક્રાંતિકારી તરીકે પગરણ આદર્યાં. ભૂગર્ભ પ્રવૃત્તિઓમાં એ પ્રવેશી ચૂક્યો અને માર્ક્સ અને લેનિનનો પૂજક બન્યો. 'કૅપિટલ' ( માર્ક્સનું ) એનું બાઈબલ બન્યું. મહાશાળામાં એ પાંચ વરસ સુધી રહ્યો. પણ એ પાંચ વરસમાં બે જાતનાં જીવન એ જીવી રહ્યો હતો : ઉપરથી દેખાતા શાંત અને સૌમ્ય વિદ્યાર્થી જોસેફ તરીકેનું અને અંદરથી ભભૂકતી ક્રાંતિની જ્વાળાઓને હાથમાં લઈ ખેલતા સ્ટેલિનનું.

છૂપી ક્રાંતિકારી ચળવળનું પ્રગટ સ્વરૂપ પણ એ મહાશાળામાં ધીરેધીરે ઝબકી રહ્યું હતું. શિક્ષકના ઝારની તરફેણના વલણથી વિદ્યાર્થીઓ ઉશ્કેરાઈ જતા શિક્ષકોને ચાલુ વર્ગે પણ લપડાક લગાવી દેતાં કે ખૂન કરતાં વિદ્યાર્થીઓ અચકાતા નહિ. આવા માથાફરેલ વિદ્યાર્થીઓમાં જોસેફ પણ હતો. ધાર્મિક સંસ્થામાંથી એ જ કારણે જોસેફને બરતરફ કરવામાં આવ્યો. ધર્મ–સંસ્થાનો થનારો પાદરી એક ક્રાંતિકારી પક્ષનો 'પાદરી' થયો.

ગરીબ કુટુંબનો એ ગરીબ જોસેફ મહાશાળામાંથી બરતરફ થઈને કુટુંબના ભરણ પોષણ માટે એક સામાન્ય કારકૂનની નોકરીએ વળગ્યો. પણ ટૂંકા પગારે ત્યાંય એ ટકી ન શક્યો ગરીબીને કારણે એ ખૂબ સાદાઈથી રહેતો. એની વ્યવસ્થાશક્તિ અજોડ હતી, વાતો કરતાં કામને એ વધુ મહત્વનું ગણતો.

ઓગણીસમી સદીના અંતથી જ વધુ જોરમાં આવેલી ઝારશાહી વિરુધ્ધની પ્રવૃત્તિઓના વીસમી સદીના આરંભમાં બે ફાંટા પડી ગયા. સંખ્યાબળમાં વધુ સમૃધ્ધ ગણાતો મેન્શેવીક અને નક્કર કામ કરતો છતાં સંખ્યાની દૃષ્ટિએ ખૂબ જ નબળો ગણાતો બોલ્શેવીક. જોસેફ બોલ્શેવીક પક્ષમાં સભ્ય તરીકે જોડાયો. મવાળ મેન્શેવીક અને ઉદ્દામ બોલ્શેવીક ઝારશાહીના પડકારરૂપ હતા, ખોફનાક જાસૂસી પ્રવૃત્તિઓ અને લોખંડી શિસ્તપાલને જોસેફની પ્રવૃત્તિ પરાયણતાને બોલ્શેવીક પક્ષ તરફ આકર્ષી. એ પક્ષનો સૂત્રધાર લેનિન સ્ટેલિનથી નવ જ વરસે ઉંમરમાં મોટો હતો.

કામદારોનું સંગઠન એ પક્ષનું મુખ્ય કાર્ય હતું. હડતાળો પાડતા કામદારોના ભરણપોષણ માટે એ પક્ષ રાજ્યની બેંકો લૂંટતા પણ પાછું વાળી જોતા નહિ. પૂરી પચ્ચીસીએ પહોંચેલો જોસેફ એની તીખી તમતમતી કલમથી જોરદાર લખાણો લખવા લાગ્યો એ લખાણોના લેખક તરીકે પોતે 'સ્ટેલિન ' (રશિયન ભાષાના આ શબ્દનો અર્થ થાય છે : લોખંડી પુરુષ) ઉપનામ રાખ્યું. એના જોરદાર જાહેર ભાષણો ગુલામીમાં સબડતાં કામદારો અને કિસાનોને હચમચાવી દેતાં ત્યારથી જોસેફ મટીને પોતે લગભગ પચાસ વરસ સુધી રશિયાનો પ્રાણપ્રિય 'સ્ટેલિન' જ રહ્યો છે.

ઝારના જુલમી કારભારે લોકલાડીલા એ સૈનિકને ૭–૭ વાર સાઈબીરીઆમાં દેશનિકાલ કર્યો અને દરેક વખતે એ નાસી પણ છૂટયો. પોતાની પ્રવૃત્તિના ધ્યેય તરીકે એણે 'વિજય' ને જ સામે રાખેલું. એની જુસ્સાભરી વ્યક્તિમત્તા અને પોતાનું આગવું મનોબળ એ બે મહાગુણોથી એ રશિયાનો તારણહાર બની શકયો. ગોર્કીની તીખી કલમનો એ પૂજારી હતો. એનાં લખાણોનો એ આશક હતો. એને આગળ વધવામાં ગોર્કીનાં ક્રાન્તિકારી લખાણોએ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

રશિયાની એ મહાન ઑક્ટોબર ક્રાંતિ (૧૯૧૭) ના કર્ણધારો લૅનિન, ટ્રોટ્સ્કી અને સ્ટૅલિન. લાખો જમીનદારોના લોહીથી એમણે તરસી રૂસભૂમિને લાલ રંગથી રંગીને સંતોષી છે. જુલમી ઝારશાહીને એ ભૂમિમાં દફનાવી છે. વિશ્વના ઇતિહાસે કદી ન જોયેલું એવું ભવ્ય સ્વપ્ન રશિયામાં આ ત્રિપુટીએ સિદ્ધ કરી બતાવ્યું છે.

પછી તો લૅનિન મૃત્યુ પામ્યો અને સ્ટૅલિન–ટ્રોટ્સકી વચ્ચે સંઘર્ષ જામ્યો. સ્ટૅલિનની કુનેહવૃત્તિએ ટ્રોટ્સ્કીના પ્રબળ વિરોધને પણ હંફાવ્યો અને ટ્રોટ્સ્કીના મૃત્યુએ સ્ટૅલિનને સાર્વભૌમ સત્તાનો પ્રથમ પ્રણેતા બનાવ્યો. રૂસી પ્રજાનો જીવતો જાગતો દેવ થઈ ગયેલો સ્ટૅલિન પોતાની સત્તાવાહિતાથી પ્રજાનો તારણહાર થઈ ચૂકયો. અજોડ કુશાગ્રબુદ્ધિથી એ પોતાના દેશને વિશ્વની ત્રીજા ભાગની ધરતીનો સંચારક કરી શકયો. સ્ટૅલિન મરીને પણ આજે રૂસી પ્રજામાં તો ખૂબ લાંબુ જીવી ચૂકયો છે.

આ લોખંડી પુરુષના કોમળ દિલની બહુ ઓછાને ખબર છે. ત્રણ–ત્રણ પત્નીઓના એ પતિને એક પણ પત્ની અનુકૂળ ન બની શકી. એની બીજી પત્નીથી થયેલો એકનો એક પુત્ર હવાઈ કાફલામાં કામગીરી બજાવી રહ્યો છે જ્યારે પુત્રી એના લોખંડી સ્વભાવમાં ઋજુતાભર્યું સ્થાન જમાવી ચૂકી છે. એ પુત્રીના સહવાસમાં પોતે ઘડીભર પ્રેમાળ પિતાની જે થોડીક ભૂમિકા ભજવી જાય છે એ તો ખરેખર સ્ટૅલિનની લોખંડી પુરુષમાં ગણના કરતી દુનિયાને પણ મોંમાં આંગળાં નાખતી કરી દે છે. મૃત્યુવેળાએ પણ એની વહાલી પુત્રી સ્વેત્લાના જ સાચી કુટુંબીજન તરીકે હાજર હતી.

આ મહાન રૂસી નેતાનું જાહેર જીવન હવે તો કહેવાતો 'લોખંડી પડદો' ચીરીને સર્વવિદિત બન્યું છે જ. છતાં એના અંગત જીવનનું આખું પાસું જાણવા માટે તો એની વહાલસોઈ પુત્રી સ્વેત્લાના અથવા પુત્ર વૅસિલી દુનિયાને જણાવે ત્યારે જ શકય બને.

રૂસી જનતાનો એ પ્રાણપ્રિય નેતા અને રાષ્ટ્રપિતા ચીનની પલટાતી કાયાપલટમાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવી ચૂકયો છે. અફીણી ચીનાઓની ઊંઘ ઊડાડનાર અને નૂતન ચીનના તારણહાર માઓ–ત્સે–તુંગને દોરવણી આપનાર કૉમરેડ સ્ટૅલિન પ્રજાસત્તાક ચીની ભૂમિ પર પણ રશિયા જેટલો જ પૂજ્ય છે. વિશ્વની ત્રીજા ભાગની ધરતીને રોકી લેતા રશિયા અને ચીન જેવા વિશાળ પ્રદેશોનો એ લોખંડી માનવ, એણે વાવેલાં બીજને પૂરેપૂરા આસ્વાદીને ગયો છે એ તો મર્ત્ય જો બોલી શકતાં હોય તો સ્ટૅલિન પણ સગર્વ કહી શકે કે પોતાનું મૃત્યુ કવખતનું નહોતું જ. એ મરીને જીવી ગયો છે.

સ્ટૅલિન પોતાના કામની શરૂઆત સાંજના સાત વાગ્યાથી કરતો તે છેક સવારના ચાર વાગ્યા સુધી. પોતે 'ચેસ' નો સારો એવો ખેલાડી ગણાતો. છેવટ સુધી ખૂબ સાદાઈથી રહેવામાં એણે ગૌરવ લીધું છે. એની મોટી મૂછોનો એક ફરફાટ પણ એના અંતેવાસીઓ સકારણ ગણતા. અને એનો શબ્દોચ્ચાર તો વાયુવેગે રૂસી ધરતીને ખૂણે ખૂણે ફરી વળતો એવી અજોડ શિસ્તબદ્ધતા એણે કેળવી હતી. લશ્કરી વડા તરીકે રશિયન ક્રાંતિ પછી એ જાહેર થયો ત્યારનું એનામાં આ શિસ્ત ખૂબ મહત્ત્વનો ભાગ ભજવતું આવ્યું છે. અને આખી દુનિ-

# સાહિત્યકારનો રાષ્ટ્રધર્મ

તુકડોજી મહારાજ

વિદર્ભ સાહિત્ય સંઘનું પંદરમું સંમેલન માર્ચના બીજા અઠવાડિયામાં મધ્ય પ્રદેશનાં ગુરુકુંજ મોઝરીમાં મળી ગયું. એ સંમેલનનું ઉદ્ઘાટન કરતી વખતે મહારાષ્ટ્રના રાષ્ટ્રસંત ગણાતા વિદ્વાન તુકડોજી મહારાજે જે પ્રવચન કરેલું એ મરાઠી સાહિત્યકારોને ઉદ્દેશીને કરેલું હોવા છતાં દરેક પ્રાંતને સરખું જ લાગુ પડે છે. એ મહત્વના મરાઠી પ્રવચનનો આ ટૂંકાવેલો અનુવાદ છે.

સમાજ જીવનમાં જરૂરી ક્રાંતિ આણવાનું સામર્થ્ય સાહિત્યકાર, ઉપદેશક અને અધ્યાપક વર્ગમાં છે. એમની વાણી અથવા કલમ ધારે તો હળાહળ ઝેર ઓકીને સમાજનું સત્યાનાશ વાળી દે અને ધારે તો અમૃત સંજીવની જેમ સ્મશાનનું પણ નંદનવન બનાવી શકે. એક કાળ એવો હતો કે જ્યારે સાહિત્યકારે પાંચીકામાં પણ 'પરમેશ્વરનું' આરોપણ કરેલું અને સમાજ આખો એના પૂજનમાં પડી ગયેલો. પણ આજે આપણે પાંચીકા બનેલા માનવોમાં પ્રભુત્વ જગાડવું છે. હીરા-મોતી અને ફૂલ-તારામાં સૌંદર્ય નીરખનાર દૃષ્ટિને પીડિતોનાં આંસુમાં અને મહેનતકશોનાં પસીનામાં રહેલા સૌંદર્યની ચમક દેખાડવી છે. ગાદી તકિયા પર લેટીને કરુણ રસના કવન કરનારાને એ વાત ઠસાવવાની છે કે પીડિતોના આર્તનાદ સાંભળીને દોડી જનારા અને પોતાની સેવાથી એમના દુઃખભર્યાં આંસુડાંની જગ્યાએ આનંદાશ્રુ નિપજાવનાર સહૃદય સેવક એ જ ખરેખરો સાહિત્યકાર છે!

માનવમાંથી પશુત્વ ઘટાડીને એના હૃદયમાંના દેવત્વનો વિકાસ કરવો એ જ ખરા મહત્વની વાત છે. આ એક મૂળ સિધ્ધાંતની સ્થાપના માટે જ મહાપુરુષોએ કર્મકાંડ, પંથ-સંપ્રદાય અને સાહિત્ય ગ્રંથોનું નિર્માણ કર્યું છે. મઠ-મંદિર અને દેવ-દેવળ પણ મનુષ્યમાંના દેવત્વને જગાડવા માટે નિર્માણ કરેલું મૂર્તિમંત સાહિત્ય છે, કોઈ ને કોઈ કારણે માણસ વિશ્વકુટુંબી બને, બીજાનાં સુખદુઃખને પોતાનાં સમજીને વર્તે અને બધાના જીવનમાં એકમેકને પૂરક થવાનું સ્વરૂપ પ્રગટે એ જ આ બધાનો ઉદ્દેશ છે. અને એમાં જ માનવ વિકાસનો સાચો માર્ગ સ્પષ્ટ થયો છે.

આ તાત્ત્વિક ધોરણ ચૂકી જવાથી વ્યક્તિગત સુખોપભોગને ધ્યેય તરીકે ગણવા લાગ્યા છે. અને તેથી પશુપંખી કરતાં પણ માણસ વધુ સંકુચિત દૃષ્ટિવાળો બની જઈને એની વૃત્તિ ક્રૂર બની બેઠી છે. એકબાજુ સુધારાનું તૂત ચાલુ હોવાથી એ સુધારાને બગલમાં મારીને માણસ જંગલમાનવ જેમ બની માનવનું લોહી પીતાં જરા પણ અચકાતો નથી. વિદ્વત્તાનો, સમાજસેવામાં ઉપયોગ કરવાને બદલે એ સિફતથી બીજાને હજમ કરીને પોતાની પ્રતિષ્ઠા ફરી સ્થાપવામાંજ ઉપયોગ કરે છે. આમ જો વ્યક્તિ

---

યાને દેખાયેલી સરમુખત્યારશાહીનું પણ મુખ્ય કારણ એની કડકમાં કડક શિસ્ત જ છે. એ શિસ્તનો આટલો કડક રીતે અમલ ન થતો હોત તો રશિયા આજે જે છે એ ન હોત. એનામાં રહેલી અજોડ વ્યવસ્થાશક્તિ પણ રૂસી જનોમાં ઊતરી આવી છે. પ્રજાનો નેતા બનવા કરતાં એ સાથી બનવામાં વધુ માનતો.

રૈયત પ્રજામાં ખુન્નસ આપ્યું છે, મગતરામાંથી માનવ સર્જ્યાં છે, ગુલામીનો ભોગ બનેલી કચડાતી રીબાતી પ્રજાને શિસ્તબદ્ધ બનવાના સાચા પાઠ ભણાવ્યા છે. આખી દુનિયાનો ભલે ન બની શક્યો પણ રૂસી પ્રજાનો એ આજે રાષ્ટ્રપિતા બની ગયો છે.

મરીને પણ આજે રૂસી પ્રજાનો એના માટે એક જ નારો રહ્યો છે: 'ઘણું જીવો કોમરેડ સ્ટેલિન.'

★

સમાજમાંથી જુદી પડે તો આપણું અંતિમ ધ્યેય શી રીતે પાર પડે ? માનવની માનવતાનો વિકાસ શી રીતે થાય ?

હજારો લોકો કાળી મજૂરી કરીને ભૂખે મરે, એમની મજૂરી ઉપર મૂઠીભર લોકો ધૂમ નફાખોરી કરીને એમની ચૂસણનીતિ કાયમ ચાલુ રાખે એ વાત સહૃદયતાને કે માનવતાને ભોગે થઈ શકે નહિ. મહેનતકશોના હકો અને એેડખાઉઓની ફરજ બતાવવી એ સાહિત્યકારોનું મુખ્ય કર્તવ્ય છે. કાળી મજૂરી કરતા લોકોની આપણે કેવી ગળચી દાબીએ છીએ એની જાણ મફતખાઉ લોકોના હૃદયમાં ઊતારવી એ ખૂબ મહત્ત્વનું કાર્ય સાહિત્યકારોએ જરૂર કરવું જોઈએ.

આવકનાં જરૂરી સાધનોને પરાધીન કરી મૂકવાં, માનવશ્રમને બદલે ધનથી જ સુખ ખરીદાય એવા સમાજની રચના કરવી અને એ માટે ફાવે તેવો પાપાચાર આદરે તો પણ આબરૂ અને સુખને કશો બાધ નથી આવવાનો એવી વિચારસરણી લોકોમાં ફેલાવવી, એ જાતની જે ઊલટીગંગા સમાજમાં આજે વહી રહી છે—પછી એ ધર્મમાં, રાજકારણમાં કે બીજા ગમે તે ક્ષેત્રમાં હોય, તેને ભગીરથ પ્રયત્નોથી રોકીને સમતાના ન્યાય પર ટકાવેલો વિચારપ્રવાહ એટલા જ જોરથી બધે ફેલાવવો જરૂરી છે. એટલે કે દરેક માણસ દેશાભિમાની, સ્વાવલંબી, મહેનતપ્રિય અને ગ્રામ્યપ્રેમી થાય; કોઈનું રક્તશોષણ ન કરતાં પરસ્પરને પૂરક અને મનુષ્યના વિકાસનું મધ્યબિંદુ તાકનારો બને એ જ કામ કરવાની મુખ્ય જવાબદારી આજના સાહિત્યકારની, ધર્મોપદેશકની, અધ્યાપક પ્રચારક અને મહંત કહેવડાવનાર લોકોની છે.

ગણતરીના નેતાઓ કે મૂઠીભર સુશિક્ષિતો એટલે સંપૂર્ણ ભારતવર્ષ નથી જ. ભારતના બહુજન સમાજની સુધારણા એ જ ખરી સુધારણા સમજવી જોઈએ. દેશમાં લાખો લોકોને રહેવા ઝૂંપડું પણ મળતું નથી ત્યાં તાજમહાલ તરફ ફક્ત આંગળી ચીંધીને એના પર કાવ્ય લખવાથી ભારત સમૃધ્ધ દેખાશે એવું નથી. એ માટે બહુજન સમાજનું જીવનધોરણ ઊંચું લાવવા માટે એમના ઉદ્યોગોને પ્રોત્સાહન મળવું જોઈએ, ગ્રામીણ જનતામાં આ વસ્તુ, આ રિવાજ, આ સાધનો ખૂબ ખીલી ઊઠશે. એ રીતે એમની મહત્તા આપણા કુશળ કુચડાથી રંગવી એ કામ જેટલું સાહિત્યકાર, કવિ, તંત્રી અને વિદ્વાન કરી શકશે તેટલું આજની દુનિયામાં બીજું કોઈ કરી શકવાનું નથી.

આપણે બધાં સમાજને ઘડવાની અને બગાડવાની શક્તિ મેળવી ચૂકેલા લોકો છીએ. સાહિત્યકાર જનતાનો પ્રતિનિધિ, ભોમિયો અને જનતાની શક્તિ જાગ્રત કરીને નવી દુનિયાને સ્વરૂપ આપનાર 'શબ્દ સૃષ્ટિનો ઈશ્વર' છે એમાં શંકા નથી. આ કર્તવ્ય તો ઊલટું એણે સાવધતાથી પાર પાડવું જોઈએ. આમાં જ એનું ગૌરવ છે. મહાન પુરુષોએ અને સંત મહાત્માઓએ એવા પ્રકારના સાહિત્યની પરંપરા પેદા કરીને સમાજના સર્વાંગીણ વિકાસ કરવાના વખતોવખત પ્રયત્નો કર્યા છે એ આદર્શને નજર સામે રાખીને અને તાત્વિકતાથી વિચારીને આજના કાળમાં સમાજનો સર્વોદય સાધવો એ આપણી ફરજ છે.

ગીતા જેવું જગદ્વંદ્ય અમર તત્ત્વજ્ઞાન કહીને, હતાશ બનેલા વીરને કાર્યરત બનાવનાર ભગવાન શ્રી કૃષ્ણ જેવો સાહિત્યકાર ગાયો ચારતો, રથ હાંકતો એટલું જ નહિ પણ યજ્ઞમંડપની જગ્યા પણ ઝાડુવતી સાફ કરનારો સ્વયંસેવક પણ બનતો એ વાત ધ્યાનમાં રાખીને સાહિત્યકારે આજે જનતાના સારથિ અથવા તો સેવક તરીકે કામ કરવું જોઈએ. ધનની, વર્ણની કે સત્તાની પ્રતિષ્ઠા ન વધારતાં દુઃખની, ગુણની અને ઈમાનદારીની મહત્તા સમાજમાં વધારવી જોઈએ. સમુહની, માનવતાની અને ન્યાયનીતિની ભાવના સમાજમાં જાગ્રત કરવી જોઈએ.

*

# હિજરાયેલાં હૈયાં

સિદ્ધાર્થ

**લગ્નજીવનની જવાબદારી સ્વીકાર્યા વિના જ સ્વૈરાચાર માટેની જે દંભી વૃત્તિ સમાજમાં પોષાતી આવી છે એ કદી પણ ઇચ્છનીય ન હોવી જોઈએ. આ વાર્તાનો ધ્વનિ આપણા સમાજનાં એવાં કેટલાંય જીવતાં જાગતાં પાત્રોને સીધો કે આડકતરો લાગુ પડે છે. સમાજની આ બદી વેશ્યાવૃત્તિ કરતાં પણ વધુ હાનિકારક છે.**

[૧]

ગયે વરસે સુચિત્રાનાં લગ્ન થયાં ત્યારે બધાંને નવાઈ લાગેલી.

ગ્રેજ્યુએટ થયા પછી બીજે જ વરસે એ '૪૨ની લડતની સક્રિય સેવિકા બનેલી. લડત પૂરી થયા પછી એ રચનાત્મક પ્રવૃત્તિઓમાં રોકાઈ. કૉલેજમાં ભણતી ત્યારે એણે ઐચ્છિક વિષય તરીકે 'ગુજરાતી' લીધેલું એટલે એનો સાહિત્યશોખ પણ ગજબનો હતો. ક્યારેક ક્યારેક સામયિકોમાં એના નામથી પ્રગટ થતી વાર્તાઓથી એ લેખિકા તરીકે પણ ઘણી જગ્યાએ ઓળખાતી. એ લેખન-શોખ તો પછી ઠેઠ હમણાં સુધી ચાલુ જ રહેલો.

પણ ત્રણેક વરસથી એ કાંઈ લખી શકી નથી એમ એનાં અંગત સંબંધીઓ કહેતાં. એને મિત્રો તો ઘણાં હતાં. એમાં સ્ત્રીઓ ઉપરાંત પુરુષો પણ હતા. પણ એની ખાસ સાહેલી વિશ્લેશા પરણ્યા પછી રંગૂન જતી રહેલી ત્યારથી સુચિત્રાની પ્રવૃત્તિઓ સાવ ઢીલી પડી ગયેલી.

[૨]

વિશ્લેશા અને સુચિત્રા નાનપણથી સાથે રમેલી. એમાં પણ પાછી કૉલેજકાળનાં ચાર વરસ બન્ને એક જ છાત્રાલયમાં અને એક જ રૂમમાં રહેલી એટલે એમની અતૂટ મૈત્રી બધાંની આંખે ચડેલી. સુચિત્રા ખરેખર સાદી અને નિરાડંબરી છોકરી હતી. એમ તો વિશ્લેશા પણ કોઈ 'અલ્ટ્રામૉડર્ન' તો નહોતી જ. પણ સુચિત્રાની જાડી ખાદી પ્રત્યે વિશ્લેશા ક્યારેય સમભાવે નહોતી જોઈ શકી. પોતે ઝીણાં રેશમી કપડાં પહેરવાનો બહુ આગ્રહ ન રાખતી છતાં સુચિત્રા એને ક્યારેક ક્યારેક 'છેલી' કહી દેતી ત્યારે પોતાને જ વિચાર આવતો કે બહારની ટાપટીપથી છેલપણું આવતું હોય એ શી રીતે માની શકાય?

સુચિત્રા શાંત, ગંભીર અને ઠરેલ સ્વભાવની હતી એમાં ના નહિ. વિશ્લેશા પણ એ વાત જાહેરમાં કબૂલતાં ક્યારેય અચકાતી નહિ. ઉલટાની એ તો, એ ગુણને કારણે જ એની સાથે મૈત્રી જાળવી શકી છે એમ પણ કહેવામાં ગૌરવ લેતી.

સુચિત્રાને જેમ વિશ્લેશાની ટાપટીપ ગમતી નહિ તેમ વિશ્લેશાને મીરાં જેવી સુચિત્રાના છેલબટાઉ પુરુષમિત્રો ગમતા નહિ. સાદાઈથી રહેવા માટે ગાંધીજીના વિચારોને વાતવાતમાં ટાંકવાનું સુચિત્રાને વ્યસન જ થઈ પડેલું. પણ એના એ મિત્રો વચ્ચે મહાલવા જતાં એની સાથે વિશ્લેશા હોય તો પોતે ક્ષોભ અનુભવતી. એમ તો વિશ્લેશા કોઈ પુરુષ-મિત્રોથી અકળાતી નહિ કે ગાંજી જતી નહિ. એક-બેની વેવલાશની તો જ્યારે ને ત્યારે વિશ્લેશા એવી ઠેકડી ઉડાવતી કે બીચારાને બોલતા જ બંધ કરી દેતી!

સુચિત્રાને આ જ ખૂંચતું. એમાં પણ એક દિવસ એનો એક ખાસ મિત્ર એને મળવા આવ્યો ત્યારે વિશ્લેશાએ ઉડાવેલી ઠેકડી હદ ઉપરવટ ચાલી ગઈ હતી એમ એ બન્ને સાહેલીઓ ત્રણ દિવસ સુધી અબોલ રહી હતી ત્યારે બધાએ જાણેલું. પાછળથી ખબર પડેલી કે એ જ સુચિત્રાનો 'ફરહાદ' હતો.

આ 'ફરહાદ'નું નામ તો રૂડું રૂપાળું સુંદરદાસ હતું. પણ એના પ્રેમમાં પડેલી સાહિત્યરસિક સુચિત્રા પત્રવ્યવહાર કરતી વખતે પોતાની જાતને શિરીન તરીકે ઓળખાવતી અને સુંદરદાસને સંબોધીને જે





પત્રો લખાતા એમાં સુંદરદાસનું તો નામનિશાન ન મળે—બધે ફરહાદ ફરહાદ જ. પહેલવહેલો વિશ્લેશાના હાથમાં સુંદરદાસને લખેલો પત્ર સુચિત્રાએ વાંચવા મૂક્યો ત્યારે એની કવિત્વશૈલી તો ઠીક, પણ શિરીન ને આ ફરહાદને એ બધું છે શું એની જ ગડભાંજમાં એ ગળાડૂબ ડૂબી ગયેલી. તરત જ પાસે સૂતેલી સુચિત્રાએ એને એક ગાઢા આશ્લેશમાં લેતાં કહેલું કે: 'એ મારા જનમજોગી ફરહાદ જેવો સુંદરદાસ અને હું એની ભવોભવની દાસી શિરીન.' એટલું વર્ણન કરતાં કરતાં તો એ રંગતમાં આવી ગયેલી કે જાણે વિશ્લેશા જ એનો ફરહાદ ન હોય એમ ચુંબનોની ઝડી વરસાવી દીધેલી. નાજુક વિશ્લેશા હાંફેતી સુચિત્રાના આશ્લેશથી ચીમળાઈ ગઈ!

સાહિત્યને ઐચ્છિક વિષય લઈને સુચિત્રા સાહિત્યમાં પૂરેપૂરી ડૂબી ગયેલી ત્યારે માનસશાસ્ત્ર જેવો ભેજું ખાઈ જનારો ઐચ્છિક વિષય વિશ્લેશાનો પ્રિય વિષય હતો. તે જ દિવસે સુચિત્રાને એણે પગથી તે માથા લગી માપી લીધી.

[ ૩ ]

તે પછી એકવાર મોડી રાતે ઘસઘસાટ ઊંઘતી વિશ્લેશાને ઊંઘમાંથી ઝબકાવી દેનારા સુચિત્રાના ગાઢ આલિંગને બન્ને વિવાદમાં પણ ઊતરી પડેલી. રૂમનું બત્તીથી ઝળહળતું એકાન્ત, ઉપરાંત પાછલી રાતનો સમય અને લગભગ નિર્વસ્ત્રી બળબળતી સુચિત્રાની કાયા. માનસશાસ્ત્રની વિદ્યાર્થિની વિશ્લેશાથી ન રહેવાયું. પોતે ઠંડીગાર રહીને સુચિત્રાની બધી ક્રિયાઓને સહી રહી. થાકીને લોથ થઈ ગયેલી સુચિત્રા જ્યારે એકદમ ઢગલો થઈ ગઈ ત્યારે વિશ્લેશાએ તાતી તલવાર જેવું તીર છોડ્યું:

'આ જ કારણે સુંદરદાસ ને ઉંદરદાસ ને બીજા બધા સાથે બહુ એકાંત ગાળતો લાગે છે!'

'શું કરું, વિશ્લેશા, મારાથી નથી રહેવાતું!'

'તો પરણી લેવામાં શા માટે આનાકાની કરે છે?'

'એકદમ હા પાડી દઉં તો મારા આદર્શ વિચારો, આજ સુધીની ભાવનાઓ, મારો સાહિત્ય શોખ, મારાં લખાણો, નૈષ્ઠિક બ્રહ્મચર્યની મારી વાતો, ઉચ્ચ નૈતિક જીવન........'

'એ બધા દંભ જવા દે. આજ સુધી એમાંનું એકેય તું નથી તો આચરી શકી કે તારામાં એ આચરી શકાય એવું નથી આત્મબળ. દેખાવમાં તો તું મને પણ આંબી ગઈ હતી. પણ ત્રણ વરસના આ સહવાસથી હું તને આખી નહિ તો પણ અડધી તો ઓળખી શકી છું જ.'

'પણ હજુ એકાદ વરસ તો મારે ભણવું પડશે ય ખરું ને? અને મારે જેની સાથે લગ્ન કરવાં છે એ મારો ફરહાદ સુંદરદાસ તો હજુ પણ નનૈયો જ ભણે છે. એ તો કહે છે કે દેશ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી પરણાય નહિ!'

'એ નહિ તો બીજો. તારે સુંદરદાસની જ કાંઈ ઓછી જરૂર છે? પુરુષ હોય એટલે પત્યું. એમ તો પેલો તારા ગામનો તારો વાલેશ્રી બન્યો છે અને દર રવિવારે તને મળવા આવે છે એ ધનવંત પણ શો ખોટો છે? તું પણ ઘણીવાર સિનેમા જોવાને બહાને એને ત્યાં રાત રોકાતી નથી? એક બે વાર તો હું પણ સાથે હતી.'

'એ તો મારા ભાઈ જેવો છે.'

'ભાઈ-બાઈ તો ઠીક હવે. સુચિત્રા, મારે પણ આંખો છે. માનસશાસ્ત્રીય ભેજું પણ છે. આટલા વખતથી આપણે બન્ને ભેગી રહીએ છીએ તો ય તું જેટલી મને ઓળખી શકી નથી એથી અનેકગણી મેં તને ઓળખી છે. નહિતર મારી કાગાનીંદરની તને જાણ હોવા છતાં મને ઊંઘેલી માનીને તેં ધનવંત સાથે સોહાગ માણી ન હોત!'

'એ તો મને એણે બોલાવેલી એટલે બહાર અગાસીમાં જઈને થોડીવાર એની પાસે બેઠેલી.'

# હિજરાયેલાં હૈયાં

સિદ્ધાર્થ

લગ્નજીવનની જવાબદારી સ્વીકાર્યા વિના જ સ્વૈરાચાર માટેની જે દંભી વૃત્તિ સમાજમાં પોષાતી આવી છે એ કદી પણ ઇચ્છનીય ન હોવી જોઈએ આ વાર્તાનો ધ્વનિ આપણાં સમાજનાં એવાં કેટલાંય જીવતાં જાગતાં પાત્રોને સીધો કે આડકતરો લાગુ પડે છે. સમાજની આ બદી વેશ્યાવૃત્તિ કરતાં પણ વધુ હાનિકારક છે.

[૧]

ગયે વરસે સુચિત્રાનાં લગ્ન થયાં ત્યારે બધાંને નવાઈ લાગેલી.

ગ્રેજ્યુએટ થયા પછી બીજે જ વરસે એ ’૪૨ની લડતની સક્રિય સેવિકા બનેલી. લડત પૂરી થયા પછી એ રચનાત્મક પ્રવૃત્તિઓમાં રોકાઈ કૉલેજમાં ભણતી ત્યારે એણે ઐચ્છિક વિષય તરીકે ‘ગુજરાતી’ લીધેલું એટલે એનો સાહિત્યશોખ પણ ગજબનો હતો. ક્યારેક ક્યારેક સામયિકોમાં એના નામથી પ્રગટ થતી વાર્તાઓથી એ લેખિકા તરીકે પણ ઘણી જગ્યાએ ઓળખાતી. એ લેખન-શોખ તે પછી ઠેઠ હમણાં સુધી ચાલુ જ રહેલો.

પણ ત્રણેક વરસથી એ કાંઈ લખી શકી નથી એમ એનાં અંગત સંબંધીઓ કહેતાં. એને મિત્રો તો ઘણાં હતાં. એમાં સ્ત્રીઓ ઉપરાંત પુરુષો પણ હતા. પણ એની ખાસ સાહેલી વિશ્લેષા પરણ્યા પછી રંગૂન જતી રહેલી ત્યારથી સુચિત્રાની પ્રવૃત્તિઓ સાવ ઢીલી પડી ગયેલી.

[૨]

વિશ્લેષા અને સુચિત્રા નાનપણથી સાથે રમેલી. એમાં પણ પાછી કૉલેજકાળનાં ચાર વરસ બન્ને એક જ છાત્રાલયમાં અને એક જ રૂમમાં રહેલી એટલે એમની અતૂટ મૈત્રી બધાંની આંખે ચડેલી. સુચિત્રા ખરેખર સાદી અને નિરાડંબરી છોકરી હતી. એમ તો વિશ્લેષા પણ કોઈ ‘અલ્ટ્રામૉડર્ન’ તો નહોતી જ. પણ સુચિત્રાની જાડી ખાદી પ્રત્યે વિશ્લેષા ક્યારેય સમભાવે નહોતી જોઈ શકી. પોતે ઝીણાં રેશમી કપડાં પહેરવાનો બહુ આગ્રહ ન રાખતી છતાં સુચિત્રા એને ક્યારેક ક્યારેક ‘છેલી’ કહી દેતી ત્યારે પોતાને જ વિચાર આવતો કે બહારની ટાપટીપથી છેલપણું આવતું હોય એ શી રીતે માની શકાય?

સુચિત્રા શાંત, ગંભીર અને ઠરેલ સ્વભાવની હતી એમાં ના નહિ વિશ્લેષા પણ એ વાત જાહેરમાં કબૂલતાં ક્યારેય અચકાતી નહિ ઉલટાની એ તો, એ ગુણને કારણે જ એની સાથે મૈત્રી જાળવી શકી છે એમ પણ કહેવામાં ગૌરવ લેતી.

સુચિત્રાને જેમ વિશ્લેષાની ટાપટીપ ગમતી નહિ તેમ વિશ્લેષાને મીરાં જેવી સુચિત્રાના છેલબટાઉ પુરુષમિત્રો ગમતા નહિ. સાદાઈથી રહેવા માટે ગાંધીજીના વિચારોને વાતવાતમાં ટાંકવાનું સુચિત્રાને વ્યસન જ થઈ પડેલું. પણ એના એ મિત્રો વચ્ચે મહાલવા જતાં એની સાથે વિશ્લેષા હોય તો પોતે ભોંઠપ અનુભવતી એમ તો વિશ્લેષા કોઈ પુરુષ-મિત્રોથી અકળાતી નહિ કે ગાંજી જતી નહિ. એક-બેની વેવલાશની તો જ્યારે ને ત્યારે વિશ્લેષા એવી ઠેકડી ઉડાવતી કે બીચારાને બોલતા જ બંધ કરી દેતી!

સુચિત્રાને આ જ ખૂચતું એમાં પણ એક દિવસ એનો એક ખાસ મિત્ર એને મળવા આવ્યો ત્યારે વિશ્લેષાએ ઉડાવેલી ઠેકડી હદ ઉપરવટ ચાલી ગઈ હતી એમ એ બન્ને સાહેલીઓ ત્રણ દિવસ સુધી અબોલ રહી હતી ત્યારે બધાએ જાણેલું. પાછળથી ખબર પડેલી કે એ જ સુચિત્રાનો ‘ફરહાદ’ હતો.

આ ‘ફરહાદ’નું નામ તો રૂડું રૂપાળું સુંદરદાસ હતું. પણ એના પ્રેમમાં પડેલી સાહિત્યરસિક સુચિત્રા પત્રવ્યવહાર કરતી વખતે પોતાની જાતને શિરીન તરીકે ઓળખાવતી અને સુંદરદાસને સંબોધીને જે



પત્રો લખાતા એમાં સુંદરદાસનું તો નામનિશાન ન મળે—બધે ફરહાદ ફરહાદ જ. પહેલવહેલો વિશ્લેશાના હાથમાં સુંદરદાસને લખેલો પત્ર સુચિત્રાએ વાંચવા મૂક્યો ત્યારે એની કવિત્વશૈલી તો ઠીક, પણ શિરીન ને આ ફરહાદને એ બધું છે શું એની જ ગડભાંજમાં એ ગળાડૂબ ડૂબી ગયેલી. તરત જ પાસે સૂતેલી સુચિત્રાએ એને એક ગાઢા આશ્લેશમાં લેતાં કહેલું કે : 'એ મારા જનમજોગી ફરહાદ જેવો સુંદરદાસ અને હું એની ભવોભવની દાસી શિરીન.' એટલું વર્ણન કરતાં કરતાં તો એ રંગતમાં આવી ગયેલી કે જાણે વિશ્લેશા જ એનો ફરહાદ ન હોય એમ ચુંબનોની ઝડી વરસાવી દીધેલી. નાજુક વિશ્લેશા હાડેતી સુચિત્રાના આશ્લેશથી ચીમળાઈ ગઈ!

સાહિત્યને ઐચ્છિક વિષય લઈને સુચિત્રા સાહિત્યમાં પૂરેપૂરી ડૂબી ગયેલી ત્યારે માનસશાસ્ત્ર જેવો ભેજું ખાઈ જનારો ઐચ્છિક વિષય વિશ્લેશાનો પ્રિય વિષય હતો. તે જ દિવસે સુચિત્રાને એણે પગથી તે માથા લગી માપી લીધી.

[ ૩ ]

તે પછી એકવાર મોડી રાતે ધસઘસાટ ઊંઘતી વિશ્લેશાને ઊંઘમાંથી ઝબકાવી દેનારા સુચિત્રાના ગાઢ આલિંગને બન્ને વિવાદમાં પણ ઊતરી પડેલી. રૂમનું બત્તીથી ઝળહળતું એકાન્ત, ઉપરાંત પાછલી રાતનો સમય અને લગભગ નિર્વસ્ત્રી બળબળતી સુચિત્રાની કાયા. માનસશાસ્ત્રની વિદ્યાર્થિની વિશ્લેશાથી ન રહેવાયું. પોતે ઠંડીગાર રહીને સુચિત્રાની બધી ક્રિયાઓને સહી રહી. થાકીને લોથ થઈ ગયેલી સુચિત્રા જ્યારે એકદમ ઢગલો થઈ ગઈ ત્યારે વિશ્લેશાએ તાતી તલવાર જેવું તીર છોડ્યું :

'આ જ કારણે સુંદરદાસ ને ઉંદરદાસ ને બીજા બધા સાથે બહુ એકાંત ગાળતો લાગે છે!'

'શું કરું, વિશ્લેશા, મારાથી નથી રહેવાતું!'

'તો પરણી લેવામાં શા માટે આનાકાની કરે છે?'

'એકદમ હા પાડી દઉં તો મારા આદર્શ વિચારો, આજ સુધીની ભાવનાઓ, મારો સાહિત્ય શોખ, મારાં લખાણો, નૈષ્ઠિક બ્રહ્મચર્યની મારી વાતો, ઉચ્ચ નૈતિક જીવન........'

'એ બધા દંભ જવા દે. આજ સુધી એમાંનું એકેય તું નથી તો આચરી શકી કે તારામાં એ આચરી શકાય એવું નથી આત્મબળ. દેખાવમાં તો તું મને પણ આંબી ગઈ હતી. પણ ત્રણ વરસના આ સહવાસથી હું તને આખી નહિ તો પણ અડધી તો ઓળખી શકી છું જ.'

'પણ હજુ એકાદ વરસ તો મારે ભણવું પડશે ય ખરું ને? અને મારે જેની સાથે લગ્ન કરવાં છે એ મારો ફરહાદ સુંદરદાસ તો હજુ પણ નનૈયો જ ભણે છે. એ તો કહે છે કે દેશ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી પરણાય નહિ!'

'એ નહિ તો બીજો. તારે સુંદરદાસની જ કાંઈ ઓછી જરૂર છે? પુરુષ હોય એટલે પત્યું. એમ તો પેલો તારા ગામનો તારો વાલેશ્રી બન્યો છે અને દર રવિવારે તને મળવા આવે છે એ ધનવંત પણ શો ખોટો છે! તું પણ ઘણીવાર સિનેમા જોવાને બહાને એને ત્યાં રાત રોકાતી નથી? એક બે વાર તો હું પણ સાથે હતી.'

'એ તો મારા ભાઈ જેવો છે.'

'ભાઈ-બાઈ તો ઠીક હવે. સુચિત્રા, મારે પણ આંખો છે. માનસશાસ્ત્રીય ભેજું પણ છે. આટલા વખતથી આપણે બન્ને ભેગી રહીએ છીએ તો ય તું જેટલી મને ઓળખી શકી નથી એથી અનેકગણી મેં તને ઓળખી છે. નહિતર મારી કાગાનીંદરની તને જાણ હોવા છતાં મને ઊંઘેલી માનીને તેં ધનવંત સાથે સોહાગ માણી ન હોત!'

'એ તો મને એણે બોલાવેલી એટલે બહાર અગાસીમાં જઈને થોડીવાર એની પાસે બેઠેલી.'





'બેઠેલી કે સૂતેલી! મારાથી છૂપું રાખવાની કશી જરૂર નથી હું. બત્તી બંધ હતી એ તો આપણે બે સૂતેલાં એ ઓરડામાં. પણ તું બહાર ગઈ એ અગાસીમાં તો ધોળી દૂધ જેવી ચાંદની રેલાતી હતી. ધનવંતે તને બોલાવી હોય એવું મને યાદ જ નથી. ઉલટાની તેં જ ઈને જ ઊંઘતા ધનવંતને ઢંઢોળીને જગાડેલો. અને તારો સાડલો તો, મને ઠંડો પવન લાગેલો એટલે મેં ઓઢવા લઈ લીધેલો મારી પાસે જ હતો! તારી શ્યામરંગી નવશ્રી કાયા અત્યારે આ રૂમના બત્તીના તેજમાં જેવી દેખાય છે એવી જ મેં તે રાત્રે ચાંદનીમાં નિહાળેલી. પછી તો તું છેક પરોઢિયે ચુપચાપ આવીને મારી પાસે સૂતેલી!'

'તું બધું જાણે છે એટલે હવે તારી પાસે કશું છૂપાવવાનું મન નથી થતું. વિશ્લેશા, હું લગભગ દર રવિવારે એક રાત ધનવંતને ત્યાં જ વીતાવતી આવી છું. મારી વૃત્તિઓને મારાથી રોકી શકાતી જ નથી.'

'પણ આનું પરિણામ જાહેર થઈ જશે ત્યારે ધનવંતને તો કાંઈ નહાવા-નીચોવવાનું નહિ રહે, તારાથી તો બહાર મોં પણ નહિ કાઢી શકાય.'

'એ વાતની તો નિરાંત છે બહેન.' આછી ટપલી વિશ્લેશાના ગાલ પર મારતાં સુચિત્રા બોલેલી: 'અહીં કૉલેજમાં આવી તે પહેલાં જ પહેલો ગર્ભ પડાવી નાખેલો. એ સાથે જ ઑપરેશનથી, ફરી કદી ગર્ભ ન રહે એવુ પણ મારા એ ગર્ભના સહભાગી ડૉક્ટરે સુખ કરી દીધું છે.'

'ત્યારે તો કોઈ ડૉક્ટરે પણ તારી દેહભૂખ સંતોષી છે ખરું ને?'

'ના, એ ડૉક્ટરે જ મારી દેહભૂખ જગાડી છે. એણે જ મારામાં વાસનાનું બીજારોપણ કર્યું છે. મને એનો પરિચય ન થયો હોત તો મારી વાસનાઓ આટલી બધી બહેકી ન જાત અને ઑપરેશન પછી તો મારામાં રહેલી એ બીક પણ જતી રહી એટલે હું પુરૂષ-સંસર્ગથી બીતી જ નથી.'

'ઑપરેશન પછી વાસનાનું આટલું પ્રાબલ્ય સ્રીમાં રહેતુ નથી એમ એ વિશેના નિષ્ણાતો કહે છે.' વિશ્લેશાએ પોતાનું જ્ઞાન દર્શાવ્યું

'દરેક વાતને અપવાદ હોય એમ હું પણ અપવાદ ન હોઉં એમ કેમ માની લેવાય!

'પણ આ તો આપણાં સ્રીત્વનો, પવિત્ર માતૃત્વનો સવાલ છે'

વિશ્લેશા વધુ કહે એ પહેલાં સુચિત્રા ફરીને બત્તી બંધ કરીને એની પથારીમાં જતી રહી.

[ ૪ ]

વિશ્લેશા અને સુચિત્રા સાથે જ ગ્રેજ્યુએટ થયાં. સુચિત્રા બીજે જ વરસે લડતની ખડી સૈનિક બની ગઈ. વિશ્લેશાએ એનો અભ્યાસ ચાલુ રાખ્યો.

લડત દરમિયાન ઘણીવાર જુદા જુદા નામે ઓળખાતી સુચિત્રા બધાનું કેન્દ્ર બની ગઈ. એની આસપાસ હમેશાં પુરુષોનું ટોળું હોય જ. આખા ટોળાને રમાડતી કે પોતે રમકડું બનતી સુચિત્રા દંભની જીવંત પ્રતિમા બની ગઈ.

લડત પૂરી થયા પછી સૈનિકો છૂટાછવાયા વહેંચાઈ ગયા એમાં સુચિત્રાને ભાગે એક કન્યાઓની તાલીમશાળાનું સંચાલક-પદ આવેલું. એનો પેલો 'ફરહાદ' સુંદરદાસ પણ કહે છે કે સુચિત્રાને ધોખો દઈને સ્વરાજ આવતાં પહેલાં જ કોઈક સારા ઘરની છોકરી સાથે પરણી બેઠો હતો અને હવે એ છોકરીના બાપના ગામમાં જ કોઈક ધંધામાં ઠરીને ઠામ બેઠો છે.

સુચિત્રાના સંચાલન તળેની તાલીમશાળામાં તાલીમ પામીને થોડીક કન્યાઓ ત્રીજે વરસે તૈયાર થઈ એમાંની એકાદ સિવાય બધી ઘર સંભાળવા સિવાય બીજી કોઈ જાતની સેવાથી સેવિકાપદ ન શોભાવી શકી. અને જે એકાદ રડીખડી નીકળેલી એ પણ સેવાક્ષેત્રમાં દાખલ થતાં જ લપસી પડેલી એટલે દેશને કે પોતાની જાતને પણ વફાદાર ન રહી શકી.




[ ૫ ]

'૪૭ માં 'સ્વાતંત્ર્ય મળ્યું. એ વરસ પછી વિશ્લેશાનાં લગ્ન થયાં ત્યારે સુચિત્રા એમાં ખાસ હાજરી આપવા ગયેલી. સુચિત્રાને જોતાં જ વિશ્લેશા ધા ખાઈ ગઈ. છ-સાત વરસ પહેલાંની સુડોળ સુચિત્રાને બદલે સાવ કઢંગી કાયાવાળી સુચિત્રાને જોતાં જ એની કરડી નજર વધુ કરડી બની;

'સુચિત્રા, હજુ પણ મારું માનીને લગ્ન કરી લે.'

'હવે એને માટે બહુ ઇચ્છા થતી નથી,' સાવ દીનવદને, ભાંગી ગયેલી સુચિત્રાએ જવાબ આપ્યો: 'આ કાયા હવે ઢસરડા કરવામાં જ પૂરી થશે. એની પાસે નથી કોઈ ધ્યેય કે નથી કોઈ દૃષ્ટિ; નથી કોઈ તરવરાટ કે નથી કોઈ જાતની નવી ઇચ્છા. એના પર કોઈ મોહિત થાય એવી પણ હવે તો એ નથી રહી!'

'મોહિત થાય એવી દેખાવડી તો ત્યારે ય ક્યાં હતી? ડૉક્ટર, ધનવંત, સુંદરદાસ અને તે પછી જે કોઈ તારા શરીરને ભોગવનાર મળ્યા એ બધા ભીરૂ હતા ભીરૂ. અને એ બધાની ભીરૂતાને આંટી દે એવી તારી ભીરૂતા,—જવાબદારી ન સ્વીકારવાની તારી ભીરૂતા, સ્વૈરાચારે વિહરનારી તારી બેફામ લાલસા, હજુ પણ એને ખીલે બાંધ સુચિત્રા! સ્વૈરાચારી તો પુરુષેય ન શોભે, જ્યારે તું તો સ્ત્રી.'

'પુરુષના સ્વૈરાચારે જ મારા સ્ત્રીત્વનો કચ્ચરઘાણ વાળી નાખ્યો વિશ્લેશા!' સુચિત્રાના અવાજમાં વૈરાગ્નિ ભભૂકી ઊઠ્યો હતો: 'મને પણ માતા થવાના કોડ હતા, આદર્શ ગૃહિણી બનવાના મારા વિચારોએ જ મારી વાર્તાઓને લોકભોગ્ય બનાવેલી. પણ ડૉક્ટર પરણેલો હતો અને મને એ બીજી પત્ની તરીકે રાખી શકે એમ નહોતું ત્યારે જ મારે એના હથિયારના ભોગ બનવું પડ્યું.'

'પણ ડૉક્ટર પરણેલો હતો છતાં તું એનું રમકડું બની એમાં તારો દોષ પણ નાનોસૂનો તો નં જ ગણાય ને!' ધીરગંભીર બનેલી વિશ્લેશા એના અભ્યાસકાળ પછી પણ એક અજોડ અને માનસશાસ્ત્રની પ્રતિનિધિ વ્યક્તિ બની હતી એટલે ખૂબ અવલોકન કરવાનું એને મળ્યું હતું. સુચિત્રા એની પાસે વામણી લાગે એવું એનું વ્યક્તિત્વ આજે ઓપતું હતું. સુચિત્રામાં આવેલી ખુન્નસભરી વૈરભાવનાને વિશ્લેશા જોઈ જ રહી. સુચિત્રાએ આગળ ચલાવ્યું: 'મેં એક નવી શોધ કરી: પરિણિત પુરુષના પ્રેમમાં પડવાની!—તને હસવું આવશે. પણ મેં એટલી નાની ઉંમરે એક વિચાર-તારણ કાઢેલું કે કુંવારા પુરુષોનો પ્રેમ આછકલો હોય છે, એ એકને છોડીને બીજી અને બીજીને છોડીને ત્રીજી એમ એક પણ સ્ત્રીઓમાં સ્થિર થઈ શકતો જ નથી. જ્યારે પરિણિત પુરુષને એક સ્ત્રીએ સ્થિર કરેલો જ હોય છે એટલે એ પુરુષને કેન્દ્રસ્થ કરવામાં કશો ભય નથી લાગતો.'

'પણ એ એક સ્ત્રીથી બંધાયેલો હોવા છતાં બીજી સ્ત્રી તરફ ઢળે ત્યાં જ એની અસ્થિરતા કલ્પી લઈ શકાય,' સુચિત્રાની ચાલુ વિચારસરણીને તોડતી વિશ્લેશા બોલી ઊઠી: 'ડૉક્ટર પોતે આદર્શ પતિ તરીકે આજે પણ રહી શક્યો એનું કારણ તારું હલકું સ્ત્રીત્વ કે એનું ભીરૂ પુરુષત્વ?'

'ડૉક્ટરની વાતમાં એકલો ડૉક્ટર ગુનેગાર નથી જ. એણે મારી વાસનાને બહેકાવી એ આરોપ હું એના પર મૂકી શકું ખરી, પણ એ બહેકાવવાની તક તો મેં જ આપેલી.'

'અને ત્યારથી તેં સ્ત્રીત્વ ગુમાવ્યું, ખરું?'

'વિશ્લેશા, હવે મને એવાં વાગ્બાણો ન માર. મારાથી એ બધાં સહન થઈ શકે એમ નથી.'

'એટલે જ કહું છું કે હરીઠામ થઈને ચિત્તશાંતિ મેળવ. કાલે મારાં લગ્ન છે એ મંગળ દિવસે તું પણ લગ્ન કરવાનો સંકલ્પ કર.'





'મારી સાથે લગ્ન કરવા માટે કોણ તૈયાર થશે!'

'એમ નિરાશ ન થા,' વિસ્લેશાએ સુચિત્રાને એક માતા પોતાની પુત્રીને દિલાસો આપે એમ આશ્વાસન આપતાં કહ્યું: 'તું હા પાડ એટલે બસ. એ બધી જવાબદારી હું લેવા તૈયાર છું. મારે લગ્ન કરીને તરત રંગૂન જતું રહેવું પડે એમ છે છતાં એ જવાબદારી હું લઉં છું.'

'વિસ્લેશા, તને જેમ ફાવે તેમ કર. મેં મારું આગવું એવું કયું વ્યક્તિત્વ રહેવા જ કર્યાં દીધું છે!'

'તો લગ્ન કરવાની હા પાડે છે ને!'

'આમ બંધનમાં બંધાઈને મારી પાંખો કપાઈ નહિ જાય! પુરુષો વિરુદ્ધનાં મારાં મંતવ્યોની બધાં ઠેકડી નહિ કરે!'

'એ બધો દંભ ખુલ્લો પડી જાય એ જ સારું છે. બંધનમાં બંધાઈને તો તારી સ્વૈરાચાર કરતી પાંખો મજબૂત બનીને એકધારી દિશાએ ઊડવાની તાકાત મેળવશે સુચિત્રા! અત્યાર સુધી તેં જે પાંખો વડે ઊડયા કર્યું એ પાંખોને હવે કાપી જ નાખ-વાની જરૂર છે.'

'વિસ્લેશા, મારી બ્હેન!' સુચિત્રા વધુ બોલી ન શકવાથી વિસ્લેશાના ખોળામાં મોં સંતાડીને મોકળે મને રડી પડી. વિસ્લેશાનો હાથ એ હીબકાં ભરતી સુચિત્રાના વાંસા પર ફરી રહ્યો.

[૬]

વિસ્લેશાએ લીધેલા વચન મુજબ સુચિત્રાએ પાલન કરવામાં બાકી ન રાખી. પશ્ચાત્તાપના પ્રાય-શ્ચિતથી એનું હળવું ફૂલ બની ગયેલું મન પ્રફુલ્લ રહેવા લાગ્યું. વિસ્લેશા પરણીને રંગૂન જતી રહેલી તે છેક દોઢેક વરસે પાછી આવી. ખરેખર, એણે પોતાની જવાબદારી પૂરેપૂરી બજાવી. સુચિત્રાને અનુકૂળ આવે એવો એને માટે એક પુરુષ શોધી કાઢયો હતો.

પીયૂષ રખડી-રવડીને એકાદ વરસથી સ્થિર થઈને વિસ્લેશાના પતિની પેઢીનો ભારત ખાતેનો પ્રતિનિધિ થયો હતો. પાછલું જીવન યાદ કરવા કે ઉખેળવા જેમ સુચિત્રા સાવ બેદરકાર બની ગઈ હતી એથી વધુ પીયૂષ પોતાનું અતીતનું જીવન ભૂલવા મથી રહ્યો હતો. વિસ્લેશાનો સગા કાકાનો દીકરો એ ભાઈ થતો હતો. રંગૂનથી જ્યારે એ પાછી આવી ત્યારે પહેલું કામ પીયૂષને સમજાવવાનું કર્યું. જેવી રીતે જીવનને છેક છેલ્લે પાટલે બેઠેલી સુચિત્રા ઝડપથી સમજી ગઈ એથી પણ વધુ ઝડપથી પીયૂષ માની ગયો. અને સુચિત્રાને જોયા જાણ્યા વિના પોતાની બ્હેનની આજ્ઞાને માથે ચડાવી લીધી.

[૭]

નવદંપતીને શુભેચ્છા આપવા વિસ્લેશા આવી ત્યારે સુચિત્રાની આંખમાંથી દડદડ આંસુ સરી પડેલાં એ વિસ્લેશાએ એને બાથમાં લેતાં લૂછી નાખ્યાં. પીયૂષ પોતે પણ વિચારતો થયો કે પોતે એક બળ્યા-ઝળ્યા જીવનો ઉદ્ધારક નહિ તો પણ આશ્વાસક તો બન્યો જ છે. એમાં વિસ્લેશાનાં સુચિત્રાને ઉદ્દેશાયેલાં આશીર્વચનો સાથેના બોલ સંભળાયાં:

'બ્હેન, હવે બધું ભૂલી જઈને આજથી નવી જિંદગીની શરૂઆત કર. પીયૂષ તારા ખારાં આંસુને અમૃતથી ધોઈ નાખશે.'

'હું તો ધોતાં ધોઈશ, પણ આ અમીકૂપીમાંથી હું તો અમૃત જ પામીશ. બ્હેન, તારા ભાઈને સુભાશિષ આપ.'

'પીયૂષ, મારાં તો તને શુભાશિષ છે જ. આ અમીકૂપી અથડાતી-કૂટાતી સાવ ઠલવાઈ ગઈ છે એટલે જે કાંઈ ટીપુંબીપું ચોંટી રહ્યું હોય એને પણ તારે જાળવવાનું છે હં ભાઈ! એ ટીપામાંથી

જ આખી કૂપી ભરાઈ જશે. સુચિત્રા પણ આજથી જ સાચી સ્ત્રી બની છે એ કાંઈ ઓછા હર્ષની વાત છે!'

'વિશ્લેષા, આજ સુધી હું નામની સ્ત્રી હતી, હવે સ્ત્રીત્વભરી સ્ત્રી બની છું એ તારી મારા પલટાના જીવનની એકધારી કાળજીને જ આભારી છે. તેં મને એકલો પતિ નથી આપ્યો, જીવન આપ્યું, સ્ત્રીત્વ આપ્યું, સર્વસ્વ આપ્યું.'

'લે રાખ હવે, બહુ થયું. ચાલો, હવે હું જઈશ. કાલે મળશું.'

[૯]

જતી વિશ્લેષાને બન્ને દૂર સુધી એની પીઠ સામે તાકી રહ્યાં. વિશ્લેષા દેખાતી બંધ થઈ અને બન્નેની દૃષ્ટિ એક સાથે ઘડીભર મળી. પીયૂષ સ્વપ્નાવસ્થામાં બબડતો હોય એમ બબડ્યો:

'બહેને મને ઠેકાણે આણવા વરસોથી જહેમત ઊઠાવી છે. આજે એ જહેમતનાં ફળ ચાખતાં એ કેટલી ધન્યતા અનુભવતી હશે!' સુચિત્રાને ઉદ્દેશીને એ જ બબડાટ આગળ વધ્યો: 'અમીકૂપી, તારામાં રહ્યાં સહ્યાં અમૃત-ટીપામાં આ પીયૂષને ભળી જતાં શીખવજે, સુચિત્રા! કેટલાંયનાં અમૃતભર્યાં જીવનનાં ઝેર કરનારને આખી અમીકૂપી અર્પણ થઈ છે એટલે એ ઝેર પણ અમૃત થઈ જશે. નામનો પીયૂષ-અમૃત આજ સુધી હતો, હવે તારી અમીકૂપીમાં રહીને મને સાચો પીયૂષ બનાવ.'

અને ખરેખર પીયૂષ સુચિત્રાના પગ પકડીને ત્યાં જ બેસી ગયો. સુચિત્રાએ એને તરત ઊભો કર્યો અને પીયૂષની છાતીમાં મોં સંતાડીને હીબકાં ભરી ભરી એની વિશાળ છાતીને ભીંજવી રહી. વિષનું વમન થતું હોય એમ પીયૂષનું બદન ધમણ માફક શ્વાસોચ્છ્વાસ લઈ રહ્યું. એણે સુચિત્રાને આશ્વાસન દેતાં આશ્લેષમાં લેતાં કહ્યું:

'સુચિત્રા, બહેને મને તારું આખું ગતજીવન કહી બતાવ્યું છે. અને છતાં મેં તારી સાથે જોડાવા માટે બહેનના આગ્રહ આગળ નમતું મૂક્યું એની પાછળ બહેનને કે તને ખુશી કરવા કરતાં ય મારા રખડુ સ્વભાવને સ્થિરતા મેળવવાની ઊંડી ઊંડી ઈચ્છાને પણ કેમ પોષી ન હોય! હિજરાતાં હૈયાં આમ ભેગાં મળીને જીવનમાં આનંદ ન આણી શકે?'

'ફક્ત આનંદ નહિ, સ્વર્ગ પણ ખરું,' સુચિત્રા પીયૂષની પડછંદ કાયામાં વધુ સમાતાં બોલી: 'હિજરાતા હૈયાંનું બધું હિજરાઈ ગયું હોય છે એટલે જ ફરી વસાવવા, મેળવવા, ખેંચવા ખેવડા પ્રયત્નો કરવાની ધગશ જાગે.'

અને જાણે એ બોલીને થાકી ગઈ હોય કે એના મુખ ઉપર ઝઝૂમી રહેલા પીયૂષના તરસ્યા હોઠને પારખી ગઈ હોય એમ એણે મોં ઊંચું કરીને પીયૂષના હોઠ સાથે એના હોઠ ચોડી દીધા.

*

## અતૃપ્તિ

વસે જે દૂર તેની આંખ ઝંખાએ હું ઝંખું છું.
વસે જે પાસ તેના દેહની થડકે ય થાકું છું.
તમે કહેશો, અરે ભાઈ! બધું એ ઝેર આંખોનું.
ખરું કહું, માનશો? ક્યારે હું મારાથી ય ભાગું છું!

રમણ કોઠારી

# સંકોચ

હવિંદા પંડિત

ગયા અંકમાં 'શરમાળપણું' (Shyness) વાંચ્યું એના જ પર્યાય જેવો 'સંકોચ' (blushing) પણ એટલો જ રોચક વિષય છે. સંકોચ અને શરમને જુદાં ન પાડી શકાય છતાં એ બન્ને માનસશાસ્ત્રમાં તો પોતાનું જુદું જ મહત્ત્વ ધરાવે છે એ બન્ને લેખો સરખાવતાં સમજાય છે.

બસમાં કોઈ પરપુરુષ બેઠેલ હોય એવી બેઠક પર બેસતી વખતે સ્ત્રીને અથવા પરસ્ત્રી સાથે બેસતાં પુરુષને, નમસ્તે કહેવા ટેવાયેલી ભારતીય સ્ત્રીઓને હસ્તધૂનન કરતી વખતે, અજાણી વ્યક્તિને મળવા જતી વખતે, પ્રેમી યુગલને પહેલીવાર જાહેરમાં ફરતી વખતે જે જાતની ભાવનાનો અનુભવ થાય છે તેને આપણે 'સંકોચ'નું નામ વિનાસંકોચે આપી શકીએ. દુનિયાની કોઈપણ વ્યકિત એવી નહીં હોય જેણે એકાદ વખત પણ સંકોચ નહીં અનુભવ્યો હોય. આ સંકોચ એટલે શું? એના ઉદ્‌ભવનું કારણ શું? એ ક્રિયાને કેવી ક્રિયા કહેવાય? એમાંથી મુક્ત થવાનો ઉપાય શું? એવા અનેક પ્રશ્નો મનમાં ઊઠે છે.

શરીરશાસ્ત્રીઓ એમ વર્ણવે છે કે સંકોચ પેદા થવાનું કારણ માનસિક નથી પણ શારીરિક છે અને અમુક વાત સંભાળીને, અમુક દશ્ય જોઈને કે અમુક જાતનું કામ કરતી વખતે આપણા મોં પરની ચામડીમાં રહેલાં રક્તપાત્રો (Blood-Vessels) પહોળાં થાય છે, મોં પર લોહી તરવરે છે ને આથી સંકોચની સુરખી ચહેરા પર લહેરાઈ જાય છે. આ તદ્દન સાચી વાત તો નથી જ.

કેટલાક શરીરશાસ્ત્રીઓ એમ સૂચવે છે કે આપણા શરીરમાં બે જ્ઞાનતંતુ પદ્ધતિઓ છે. (૧) કેન્દ્રીય જ્ઞાનતંતુ પદ્ધતિ અને (૨) સહાનુભૂતક જ્ઞાનતંતુ પદ્ધતિ (Sympathetic nervous system) કેન્દ્રીય જ્ઞાનતંતુ પદ્ધતિમાં મગજ, કરોડરજ્જુ, અને શરીરમાં તારનાં દોરડાંની જેમ પ્રસરેલા જ્ઞાનતંતુઓનો સમાવેશ થાય છે અને તેમનું કાર્ય માણસની ઇચ્છા પર અવલંબે છે. જ્યારે સહાનુભૂતક જ્ઞાનતંતુ પદ્ધતિને આધારે શરીરની મુખ્ય ક્રિયાઓ ચાલે છે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તો પણ આપણે શ્વાસોચ્છ્વાસને બહુ વાર રોકી શકતા નથી, લોહીનું ફરવું રોકી શકતા નથી અને પાચનક્રિયા પણ અનૈચ્છિક રીતે ચાલ્યા જ કરતી હોય છે. કરોડરજ્જુની બંને બાજુ પર સહાનુભૂતક જ્ઞાનતંતુ પદ્ધતિનાં કેન્દ્રો રહેલાં હોય છે ને મગજથી સ્વતંત્રરીતે આ કેન્દ્રો કાર્ય કરી શકે છે. શરીરશાસ્ત્રીઓ એમ કહે છે કે સંકોચ જેવી માનવસુલભ નિર્બળતાઓનો આવિર્ભાવ આ સહાનુભૂતક પદ્ધતિને લીધે માનવીના ચહેરા પર થાય છે.

આપણને જ્યારે બીક લાગે છે ત્યારે ફીકા પડી જઈએ છીએ ને સંકોચ અનુભવતી વખતે મોં પર લોહી તરવરવા માંડે છે એનું કારણ વૈજ્ઞાનિકો એવું બતાવે છે કે ભયમાં આપણે ભાવનાને દબાવીએ છીએ; કોઈ આપણા ધ્રૂજતા પગ ને દબાયેલો અવાજ સાંભળી ન જાય એની તકેદારી રાખતા હોઈએ છીએ, આથી લોહીનાં પાત્રો સાંકડાં બની જાય છે. જ્યારે સંકોચ અનુભવતી વખતે લોહીનાં પાત્રો ક્રિયાશીલ બને છે અને મનમાં અનુભવાતી ભાવના બહાર આવિર્ભાવ પામે છે. સંકોચશીલ વ્યકિત પોતાનો સંકોચ કોઈ પામી ન જાય એવી તકેદારી નથી રાખતી, નથી રાખી શકતી. એટલું ચોક્કસ છે કે બીજી શારીરિક ક્રિયાઓની જેમ સંકોચની ક્રિયા પણ એક કુદરતી ક્રિયા છે.

કેટલીક વ્યકિતઓ પોતે હોય એના કરતાં વધુ સુંદર દેખાવાનો પ્રયત્ન કરે છે. સંકોચશીલ વ્યકિતઓ સમાજની બે ચાર મુખ્ય વ્યક્તિઓનું ધ્યાન પોતાના તરફ ખેંચાય એની કાળજી લેતી હોય છે. કુદરતનાં બધાં બળોમાં જાતીય આકર્ષણનું બળ બહુ અસરકારક નીવડે છે. સંકોચનું મુખ્ય કારણ આધુનિક માનસશાસ્ત્રી કોએ (Coue) જાતીય-સભાનતા

( Sex-Consciousness ) સૂચવે છે. બાળપણુથી ઘરના વાતાવરણુને લીધે બાળકોમાં આ જાતની સભાનતા પ્રવેશી જાય છે એને લીધે સંકોચ ઉપજે છે. આપણા સમાજમાં છોકરીમાં નાનપણુથી જ આ જાતની ભાવના દાખલ કરવા મોટેરાં મથતાં પણુ હોય છે. છોકરીની જીભ છુટ્ટી હોય, બહુ મળતાવડો સ્વભાવ હોય અને કોઈપણુ યુવક સાથે એ વિના સંકોચે બોલી શકતી હોય તો આપણો સમાજ તેને નફ્ફટ કહે છે. જ્યારે માનસશાસ્ત્ર એને સંકોચથી નિર્બળતારૂપી મુક્ત વ્યક્તિ કહે છે.

જ્યાં સહશિક્ષણુ ન અપાતું હોય ત્યાં યુવક ને યુવતી એટલાં સંકોચશીલ બની જાય છે કે એકબીજાં સાથે વાત કરતાં એમના પગ ધ્રૂજે છે ને તેમની નજર આજુબાજુનું કોઈ જોઈ ન જાય એટલા માટે ફરતી ને ડરતી દેખાય છે. હવે સહશિક્ષણુ સામાન્ય વસ્તુ બની છે; છતાં કેટલેક ઠેકાણે શાળાના અધિકારીઓનો એવો કડક નિયમ હોય છે કે કોઈ યુવકે કોઈપણુ યુવતી સાથે—પછી ભલે તે તેની સગી બહેન હોય-ન બોલવું. આવા નિયમોનાં ક્ષુલ્લક બંધનો તેમને બોલતાં, પરસ્પર હળતાં મળતાં અટકાવે છે પણ સાથે સાથે જાતીય સભાનતાનું ઝેર બીજ સ્વરૂપે કુમળાં મગજોમાં દાખલ કરતા જાય છે. આ અંગે એક દૃષ્ટાંત આપું. ઍલિસબ્રિજ વિસ્તારની એક સોસાયટીમાંથી બે કિશોરો ને એક કિશોરી એક જ શાળામાં ભણુવા જાય છે; પરંતુ ત્રણેયને મૂકવા જવા માટે જુદી મૉટરો જાય છે; કારણુ કે બે કિશોરોને કિશોરી સાથે શાળામાં જતાં શરમ આવે છે. વળી એક કિશોરને તો પોતાની મમ્મી મૉટર ચલાવીને શાળામાં મૂકવા આવે એ પણુ ગમતું નથી; આથી જે દિવસે મમ્મી શાળામાં મૂકવા આવે એ દિવસે એ અડધે રસ્તે જ ઊતરી જઈને ચાલતો શાળામાં જાય છે. આ પ્રકારનો સંકોચ જાતીય સભાનતાને કારણે જ જન્મે છે.

સંકોચની પ્રતિક્રિયાનું મૂળ નાનપણુમાં જ છૂપાયેલું હોય છે. નાનું બાળક તરેહ તરેહની ક્રિયાઓ કરીને વડીલોનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરતું હોય છે. એને એમ લાગે છે કે પોતે જ પોતાના જીવન નાટકનું મુખ્ય પાત્ર છે આથી બધાંએ આતુરતાપૂર્વક એની સામે જોવું જોઈએ અને એને અગત્ય આપવી જોઈએ. આવે વખતે માબાપો બાળકોની ક્રિયાને અનુલક્ષીને ટીકા પણુ કરે છે. જ્યારે આવી ટીકા દ્વારા એને એવું ભાન કરાવવામાં આવે કે એણે બહુ ખરાબ, નિંદાપાત્ર કામ કર્યું છે ત્યારે બાળકનું મન ખળભળી ઊઠે છે. એને એની સલામતી જોખમાઈ હોય એવું લાગે છે ને પોતે ગુનેગાર છે એવી ભાવના મનમાં ઉદય પામે છે. આથી તે કુદરતીરીતે ક્રિયા કરતું અટકી જાય છે ને તેનામાં ભય પ્રવેશે છે. આવા બાળકમાં સંકોચશીલતા ઝટ પ્રવેશે છે ને તેના સંકોચમાં શરમ ને ભય બંને ભળેલાં હોય છે. ૧૨–૧૪ વર્ષની ઉંમરનાં કિશોર–કિશોરીઓ રમતાંરમતાં ઘણીવાર એકબીજાંને મારે ઝૂડે છે; પરંતુ એની પાછળ જાતીય સભાનતા નથી હોતી. ગામડામાં બાર વર્ષની એક નાનકડી છોકરીએ છોકરાઓ સાથે ખો રમવાની હિંમત કરી તો એને માટે વર શોધવો મુશ્કેલ બની ગયો. આપણું જડ સમાજતંત્ર માનસિક વિકાસને કેટલું રૂંધે છે એ ઉપરના દૃષ્ટાંતથી સ્પષ્ટ થાય છે.

આપણે એટલું નોંધી રાખવું જોઈએ કે સંકોચની નિર્બળતા માત્ર ઇચ્છાશક્તિદ્વારા જ દૂર નહીં થઈ શકે. અમુક પ્રકારના વાતાવરણુમાં બાળકમાં કે મોટા માણુસમાં એ કુદરતી ક્રિયા છે. કેટલીકવાર બાળકમાં રહેલા 'અહમ્'ને ખોટીરીતે પોષવામાં આવતાં આખી દુનિયા તેની વાહવાહ કરે એવી ઇચ્છાથી બાળક બધાં કામ કરે છે. તેને બદલામાં વાહવાહ મળે તો તો કાંઈ અજુગતું નથી થતું; પણુ બાળક ચિડાય એવી ટકોરો થાય છે ત્યારે તેનું અહમ્ ઘવાય છે ને મનમાં સંકોચની લાગણી જન્મે છે.

આપણા હિન્દુ સમાજમાં બાળકને જન્મ આપવામાં જેટલું ગૌરવ અનુભવાય છે ને એ માટે જેટલી ખેવના રખાય છે એટલી ખેવના તેના ઉછેરમાં નથી લેવાતી. આને કારણે બાળક કુટુંબમાં સમરસ કે એકરૂપ





નથી બની શકતું. વાણીસ્વાતંત્ર્યના આ જમાનામાં બાળકને છૂટથી બોલવાની સ્વતંત્રતા ય નથી હોતી. જો કોઈ બાળક હિંમત કરીને કાંઈ બોલે છે તો તે દોઢડાહ્યું છે, ચાંપલું છે એવી ટીકા દ્વારા તેને ડામી દેવામાં આવે છે. 'છાનું મર,' 'ચૂપ બેસી રહે,' એવાં બધાં અનેક સૂત્રોથી કુમળા બાળકને જકડી લેતાં આપણાં શિક્ષિત માબાપોની સંખ્યા નાનીસૂની નથી. એમને ખબર નથી હોતી કે પોતે પોતાના બાળકો પર ધાક જમાવવા કે દાબ બેસાડવાના બહાના હેઠળ એક ઊગતા છોડને વિપરિત બાજુ વાળી રહ્યા છે. પરિણામે બાળક ભયને કારણે સંકોચશીલ બનતું જાય છે ને બહાર વાઘ જેવું લાગતું બાળક ઘરમાં બિલાડી જેવું શાંત બની જાય છે. વ્યક્તિત્વના આ બીજા પાસાને કેળવવા માટે આપણાં માબાપો જવાબદાર નથી એવું કોણ કહેશે ?

કેટલાંક સ્ત્રી–પુરુષો એમ માને છે કે જાતીયતા એ પાપ છે. આ કારણે સમાજે માન્ય કરેલાં ઘણાં લગ્નો નિષ્ફળ નીવડતાં પણ જોવામાં આવે છે. આથી બાળકને સારી રીતે ઉછેરવા માગતા માબાપે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે સંભોગ, નવસર્જન અને જન્મ અંગેની સાચી હકીકતો ચિત્રો દ્વારા બાળકને સમજાવવી જોઈએ. જેથી બાળકમાં જાતીય સભાનતા નહીં પ્રવેશે અને જાતીયતાને લગતી વાતો સાંભળી–જોઈને બાળકના મોં પર કોઈપણ જાતના ભાવો નહી છવાય. તેથી અઢાર વર્ષ દરમ્યાનનો ગાળો આ બાબતમાં જરા સંભાળવા જેવો ગણાય, કારણકે આ ગાળામાં કિશોરાવસ્થામાંથી યુવાનીમાં પ્રવેશતી વખતે શરીરમાં રહેલી અંતર ગ્રંથિઓ ( Indocrine glands )ના રસો ઝરવાથી શારીરિક પરિવર્તનો થાય છે. યુવતીઓમાં સ્તનોનો વિકાસ, રજસ્રાવની શરૂઆત, અને યુવકોમાં અવાજપરિવર્તન ને દાઢી મૂછના અંકુર ફૂટવાની શરૂઆત આ સમય દરમ્યાન થાય છે. જો આ સ્થિતિની સંભાવનાની બાળકોને પહેલેથી જ ખબર હોય તો સભાનતા નહીં પ્રવેશે. વળી આજુબાજુના વાતાવરણમાંથી સ્ત્રી–પુરુષના જાતીય સંબંધો અંગે એના કાન પર ગમેતેવી ગંદી વાતો આવ્યા વગર રહેતી નથી. આથી વધુ સારું એ છે કે બાળકોને એની જાણ મા-બાપ જ કરે, જેથી જાતીયતા એ ગંદી ને પાપપૂર્ણ વસ્તુ છે એવી ભાવના બંધાય નહી ને સંકોચનાં મૂળ ઊંડાં ન રોપાય.

સંકોચનું એક કારણ બાળકની હીનતાની ભાવનાને ગણાવી શકાય. કેટલાંક બાળકો શરૂઆતથી જ એવું વિચારતાં હોય છે કે 'હું નકામું છું તેથી મારા સામું કોણ જુવે ?' 'મારા કરતાં વડીલો સારું જાણે છે,' 'હું ખરાબ છું કારણકે જાતીય વાસનાઓ પાછળ હું ભમું છું,' 'દરેક માણસને તિરસ્કાર વછૂટે એવાં મારાં કામ છે'—આવા વિચારો દૃઢ થતાં બાળક પોતે સમાજનું એક જરૂરી અંગ છે એ હકીકત ભૂલી જાય છે અને એનાં માનસિક વલણો એને અવળી દિશામાં દોરે છે. કોઈકવાર આવી માનસિક સ્થિતિ અનુભવતાં બાળકો—વડીલોએ જેમના પ્રત્યે બેદરકારી બતાવીને જાતીય સંબંધો અંગેના જ્ઞાનથી વંચિત રાખ્યાં છે—સ્વાર્થી, એકલપેટાં ને હસ્તમૈથુનનાં શિકાર બનતાં જોવામાં આવ્યાં છે આમાં બાળકોની શક્તિ ઘસાય છે ને માનસિક અસ્થિરતા આવે છે. આવાં બાળકોના મનમાંથી લઘુતાની ભાવના જડમૂળથી દૂર કરીને એવું ઠસાવવાનો પ્રયત્ન કરવો જોઈએ કે સમાજને તેમની જરૂર છે ને તેથી એમણે પોતાના વ્યક્તિત્વને ઘડવા પાછળ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

સંકોચ અનુભવતી વ્યક્તિઓએ એટલું ધ્યાન રાખવું કે સંકોચ એક કુદરતી ક્રિયા છે વળી સંકોચનું ઉદ્ભવસ્થાન જાતીય સભાનતા અને લઘુતાગ્રંથિ છે. સંકોચશીલતા સ્વભાવમાંથી એકદમ તો દૂર નહીં થાય; તોપણ વડીલો, શિક્ષકો ને ઉપદેશકો ધીમેધીમે માનવીની આ નબળાઈ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર બની બીજાઓને પણ સંકોચમુક્ત કરવામાં સારો ફાળો આપે તો આ નબળાઈમાંથી મુક્ત કરવાનું ભગીરથ કાર્ય પણ સહેલું બની જાય.

[ આવતે અંકે : ક્રોધ ]

★

## અતૂટ સથવારો

વિચારું હંમેશાં,—
સખી કહેતી: 'તારું હૃદય ધવલું શુભ મુજને
ગમે છે એવું કે નિત નિત લઈ સાથ ફરતી!'

સખી ઘેલી મારી, અવનવલ ઘેલાં સકળ શાં
હમેશાં કાઢે છે!
ભલી ભોળી પ્રિયા, હૃદય મુજ એવું પ્રથમથી
બનેલું છે કાળું, સકળ નિજ કાળાશ ભરતું
બધે ધિક્કારાતું, દુભવતું કંઈ આપ્તજનને.
છતાં ક્યારે તું આ હૃદય સહ પેસી શરીરમાં
જઈ, જોયું ક્યારે ધવલ શુભ એકાદ કિરણે!'

'હવે છાનો રે'ની!
બધી વાતો ખોટી!
અમારે ને એને અતૂટ સથવારો જનમનો
થયો છે પહેલેથી,
પછી ઓળખ્યો'તો જીવિત જગમાં એક તુજને!'

પ્રવાત

## મંગલાષ્ટક

દ્વૈતોથી દુનિયા દીસે સભર આ ભેદોપભેદે ભરી,
ઝંખે માનવચિત્ત કિન્તુ સહુ એ ભિન્નત્વમાં એકતા.
આત્માની પ્રકટે કલા પ્રણયની જ્યોતિ રૂપે અંતરે
સાધે પ્રીતિરસાયને ઉભયનું અદ્વૈત દામ્પત્ય એ.
વાંછું એ સહધર્મચાર સ્ફુરજો સ્નેહી તમારે ઉરે,
માણો મંગલ કાવ્ય આ જીવનનું સૌહાર્દના સુસ્વરે;
વાણી જ્યાં વિરમે સમાધિ રસની, સૌન્દર્યની પ્રેમની
પામો એ નવદંપતી: પ્રણયનું પ્રસ્થાન હો મંગલમ્.

લક્ષ્મીનારાયણ મો. પંડ્યા

## વિરહને

પ્રિયતનું રૂપ સજી ક્ષણે ક્ષણે
ન ઘટે આ ઉચ્છેદ, હે સખે!

હસિત બૂચ

## રડતાં મોતી

લેજે, મારાં ગાનને ગોદે લેજે.
પ્રાણ તું એવો પૂર મારા કવનમાં,
ગાન તો તારાં જાય પૂગી ગગનમાં,
બની જાય અમર એ સ્હેજે,
લેજે, મારાં ગાનને ગોદે લેજે.

ગાનનો મારો ગાજે મહેરામણ
કંઠ વિના તારા રે'શે એ વામન,
દેજે, મારાં ગાનને તારાં
કંઠનાં કામણ દેજે.
લેજે, મારાં ગાનને ગોદે લેજે.

ગાન મારાં છે પાંખ વિનાનાં,
નથી-નથી મહીં રંગ હીનાના;
છીપની મહીં છુપાઈ જાણે
મોતી રડતાં છાનાં-છાનાં.
વ્હેજે, મારા ગાનને તારા
સૂરની પાંખે વ્હેજે.
લેજે, મારાં ગાનને ગોદે લેજે.

શબ્દ તો મારા સહુ સાથ વિહોણા;
ગાન સેવે તો યે સંગનાં સોણાં
કે'જે મારાં ગાનને તારા
પ્રાણની વાતો કે'જે,
લેજે, મારા ગાનને ગોદે લેજે.

નટવરલાલ પટેલ

## હવન

યાદ ચિનગારી સમી મુજ અંતરે છાને બળે
હોમ્યા કરું બળતણ ગણી મુજ સર્વ, એની આગમાં.

ભાનુ પંડ્યા

# વારસાનું વિતરણ

પંડિત સુખલાલજી

ગુજરાતી સાહિત્યમાં 'દર્શક' તરીકે ખ્યાતિ પામેલા શ્રી મનુભાઈ પંચોળીનું ઇતિહાસના અભ્યાસના નીચોડ જેવું પુસ્તક 'આપણો વારસો ને વૈભવ—ખંડ ૧ લો' પ્રગટ થાય છે. એની પ્રસ્તાવના ગુજરાતના પ્રજ્ઞાચક્ષુ પંડિતજીએ કેટલી તલસ્પર્શી લખી છે એ આ વાંચતાં જણાશે.

દેહપાત વિના જ નવો જન્મ ધારણ કરવાની —દ્વિજત્વ પામવાની શક્તિ મનુષ્યજાતને જ વરેલી છે. બાળક આંખ કાન આદિ સ્થૂળ ઇન્દ્રિયો દ્વારા પશુપક્ષીઓની જેમ માત્ર રોજિંદુ જીવન જીવવા પૂરતી તાલીમ મેળવી લે છે, ત્યારે એનો પ્રથમ જન્મ પૂરો થાય છે; અને તે જ્યારે વર્ષો જ નહિ પણ પેઢીઓ પહેલાંના માનવજાતે મેળવેલા આચારવિચારના વારસાને મેળવવા પગરણ માંડે છે ત્યારથી જ તેનો બીજો જન્મ શરૂ થાય છે. સામાન્ય રીતે આવા બીજા જન્મની પૂર્તિ ઘર અને સમાજમાં થાય તે કરતાં વધારે સારી રીતે શાળા મહાશાળાના વ્યવસ્થિત વર્ગોમાં થાય છે. ત્યાં શિક્ષક કે અધ્યાપક પોતે મેળવેલ અતીત વારસાનું તેમ જ પોતાની કલ્પના અને આવડતથી એમાં કરેલ વધારાનું વિતરણ કરે છે. આમ દ્વિજત્વની સાધનાના સમયે જે જ્ઞાનની લેવડદેવડ ચાલે છે તે જ ખરું વારસાનું વિતરણ છે. પરંતુ માત્ર વર્ગમાં સામૂહિક રીતે થયેલી એ લેવડદેવડ જ્યારે લેખબદ્ધ થઈ વધારે વ્યવસ્થિત અને વધારે સુંદર રીતે સર્વગમ્ય થાય છે ત્યારે એ વિતરણ સમાજવ્યાપી બને છે. પ્રસ્તુત પુસ્તક એ એવા એક વિતરણનું ઉદાહરણ છે.

પુરુષસૂક્તમાં સમાજજીવનને આવશ્યક એવાં કર્મોના ચાર વિભાગ કરી જનસમાજને ચાર વિભાગમાં કલ્પ્યો છે. તે કાળે એ વિભાગો ભલે અભેદ્ય ન હોય છતાં કાળક્રમે એ વિભાગો જન્મસિદ્ધ મનાતા અને તે સાથે ઊંચનીચપણાની ભાવના જોડાતાં અભેદ્ય નહિ તો દુર્ભેદ્ય બન્યા જ હતા. એ દુર્ભેદતા ભેદાવાનો અને ફરી અને ફરી તે પાછી અસ્તિત્વમાં આવવાનો એવા બે યુગો પણ વીત્યા. ગુણકર્મ દ્વારા જ વર્ણવિભાગ અને નહિ કે માત્ર જન્મ દ્વારા જ, એ વસ્તુ સિદ્ધ કરવાના કેટલાય પ્રયત્નો થયા ને તેમાં કેટલેક અંશે સફળતા પણ આવી. પરંતુ મહાત્મા ગાંધીજી પહેલાં કોઈ વ્યક્તિએ એ સત્યનું સ્પષ્ટ દર્શન, નિર્ભય પ્રતિપાદન અને સ્વજીવનથી આચરણ કર્યું ન હતું કે પ્રત્યેક જીવંત વ્યક્તિએ જીવનને આવશ્યક એવા ચતુર્વિભાગી કર્મોની તાલીમ મેળવવી જ જોઈએ. અર્થાત્ માત્ર આખા સમાજે નહિ પણ સમાજઘટક પ્રત્યેક વ્યક્તિએ ચતુર્વર્ણ થવું જોઈએ. માણસ મુખ્યપણે ભલે કોઈ એક જ વર્ણને લગતું જીવન જીવે પણ તેણે ચારે વર્ણને લગતાં કર્મોની આવડત કેળવવી જોઈએ. એ વિના જેમ સમાજ બહારથી સુરક્ષિત નથી થવાનો, તેમ તે ઊંચનીચપણાના મિથ્યા અભિમાનથી પણ મુક્ત નથી થવાનો.

ઇતિહાસયુગ અને તે પહેલાંના યુગો એમ એકંદર લગભગ ૫૦૦૦ વર્ષોનો માનવજાતે જે વારસો મૂક્યો છે, ને જે ખાસ કરી ભારત સાથે સંબંધ ધરાવે છે તેની ક્રમવાર સુસંબદ્ધ રીતે રજૂઆત આ પુસ્તકમાં થયેલી છે લેખકે શરૂઆત બહુ પ્રાચીન સમયથી કરી છે, પણ એની સમાપ્તિ ઈ. સ ના સાતમાં સૈકામાં થયેલ હર્ષવર્ધનની સાથે જ થાય છે હર્ષવર્ધનથી માંડી આજ સુધીનાં ૧૨૦૦–૧૩૦૦ વર્ષોને 'પૂર્વરંગ'ના લેખકોની પેઠે પ્રસ્તુત લેખક પણ સ્પર્શ્યા નથી. ખરી રીતે પ્રસ્તુત પુસ્તક એ 'પૂર્વરંગ'ની એક વિશિષ્ટ પૂર્તિ જ નહિ પણ ઘણી બાબતોમાં તેનું સ્પષ્ટીકરણ પણ છે. કાકા જેવા બહુશ્રુતી પ્રતિભાસંપન્ન અને શ્રી નરહરિભાઈ જેવા પારદર્શી વિચારક એ બંનેને તે વખતે પલાંઠી બાંધી બેસવાનો અને સ્વસ્થ મને લખવાનો જોઈતો સળંગ સમય મળ્યો હોત તો એ

'પૂર્વરંગ'ની ભાત જુદી જ હોત. પણ તે યુગ વિદેશી સત્તા સામે ગાંધીજીએ છેડેલ સત્યાગ્રહના મહાયજ્ઞમાં સાથ દેવાનો વીરયુગ હતો. એટલે થવું જોઈતું કામ કાંઈક રહી જ ગયું.

પ્રસ્તુત પુસ્તક ૧૩ પ્રકરણમાં પૂરું થાય છે. આગળનાં પ્રકરણ પહેલાંનાં પ્રકરણો સાથે કાળ-ક્રમની દૃષ્ટિએ તેમ જ વિષયની દૃષ્ટિએ એવાં સુસંબદ્ધ ગોઠવાયાં છે કે પહેલું પ્રકરણ પૂરું થાય ત્યારે બીજા પ્રકરણમાંના વિષયની જિજ્ઞાસાનાં બીજ નંખાઈ જાય છે એટલે વાચક સહેલાઈથી આગલું પ્રકરણ વાંચવા લલચાય છે અને તે વાંચ્યા વિના તેને તૃપ્તિ જ થતી નથી.

લેખકનો આ ઇતિહાસ શાળા-મહાશાળામાં ચાલતા ઇતિહાસ કરતાં જુદો પડે છે, કેમ કે એ માત્ર રાજાને ન સ્પર્શતાં સમગ્ર પ્રજાજીવનવ્યાપી સંસ્કારને સ્પર્શે છે; અર્થાત્ પ્રસ્તુત ઇતિહાસ સંસ્કૃતિનો ઇતિહાસ છે.

પહેલા પ્રકરણમાં ઋગ્વેદના ઉપરથી ફલિત થતી આર્યોની ઐહિક જીવનપરાયણ, પુરુષાર્થી, તેમ જ સાદી અને નિર્બન્ધન જીવનચર્યાનું તાદૃશ ચિત્ર રજૂ થયેલ છે. તેમ જ આર્યોને દેશના જે મૂળનિવાસીઓના સંપર્કમાં આવવું પડે છે, તે મૂળનિવાસીઓનો સ્પષ્ટ પરિચય આપવામાં આવ્યો છે. સિંધુસંસ્કૃતિના લોકો, દ્રાવિડીઅનો અને કૌલ, સંતાલ આદિ જનો, એ બધા દેશના આદિવાસીઓ, તેમનાં મૂળ સ્થાનો ક્યાં હતાં અને શોધખોળે તે ઉપર શું અજવાળું નાખ્યું છે—વગેરેનો વિસ્તૃત પરિચય કરાવી લેખકે આર્યો અને અનાર્યો એ બંને વર્ગ વચ્ચે થયેલ સંઘર્ષ અને છેવટે થયેલ સમન્વયની પૂર્વભૂમિકા રજૂ કરી છે.

બીજા પ્રકરણમાં આર્યો અને અનાર્યોનું મિલન, તેના પુરસ્કર્તા કોણ કોણ હતા તે, સમન્વય માટે ચાલેલી ગડમથલો અને સધાયેલ સમન્વયનાં દૃષ્ટ પરિણામો—એ બધું સુરેખ રીતે દર્શાવવામાં આવ્યું છે.

પ્રકરણ ત્રીજામાં આર્ય-અનાર્યના એ સમન્વયકારી મિલનનો પડઘો પાડતા રામાયણનો લેખકે તલસ્પર્શી મનોરમ પરિચય કરાવ્યો છે. રામાયણના કર્તા વાલ્મીકિ કોળી લૂંટારા હતા, જ્યારે મહાભારતના કર્તા વ્યાસ, પરાશર ઋષિ અને માછણના કૃષ્ણવર્ણ પુત્ર હતા. આ બન્ને આર્ય-અનાર્યના મિલનના સૂચક છે, અને એમના ગ્રંથો પણ એ મિલન જ સૂચવે છે. સાચા અર્થમાં વ્યાસ અને વાલ્મીકિ ગમે તે હોય. કદાચ આર્ય-અનાર્યનું મિલન સૂચવવા ખાતર જ એ બેની એવી જાતિઓ ગ્રંથકારે ચીતરી હોય, જેથી જાતિમદમાં ઝૂલતા આર્યોનો ગર્વ ગળે ને દીનતામાં રાચનાર અનાર્યોને પાનો ચઢે; તેમ જ રામાયણ અને મહાભારતને બધા એકસરખી રીતે સ્વીકારે. વાલ્મીકિ પોતે અનાર્ય હોવાથી જ તેમણે અનાર્યના એક એક વર્ગની મદદ દ્વારા જ રામનો મહિમા વધ્યાની વાત ગાઈ છે. અનાર્યોની મદદ વિના રામ ન જીતત, ન રામ બનત. એટલે એ સ્પષ્ટ છે કે જેણે ગ્રંથકાર તરીકે કોળી વાલ્મીકિને નિર્દેશ્યા તેનો ઉદ્દેશ અનાર્યોનું બળ દર્શાવવાનો, આર્યોને માન આપવાનો અને એ રીતે બંનેનું ઐક્ય સાધવાનો હતો.

મંદોદરી વિભીષણને પરણે, તારા દિયરને પરણે, રાવણ અને વિભીષણ જુદા પડે, સુગ્રીવ અને વાલી લડે ત્યારે રામભ્રાતાઓ અખંડ રહે—આ લક્ષણ કદાચ આર્યઅનાર્યનું ભેદસૂચક હોય. ગ્રંથકારે આર્ય આદર્શ દર્શાવવા ગ્રંથ લખ્યો હોય ને તેમાં અનાર્ય વ્યવહાર કેવો છે એ સાથે સાથે દર્શાવી આર્યજીવનની સુરેખતા ઉપવાસી હોય. જો કવિ ખરેખર કોળી જ હોય તો તેને પોતાની જાતિમાં એટલે કે અનાર્યમાં રહેલા સડાને નિવારવાની દૃષ્ટિ હોવી જોઈએ. અને એ પણ કવિને વસેલું હશે કે આવડા મોટા દેશમાં બહારથી આવેલા આર્યો છેવટે ફાવ્યા તે કૌટુમ્બિક એકતાને કારણે. એટલે એને પોતાની જાતિની કુસંપ અને ક્ષુદ્રવૃત્તિ ખટકી હોય અને તેનું ચિત્ર પોતાની જાતના અનાર્યો દ્વારા રજૂ કર્યું હોય.





ચોથા પ્રકરણમાં બ્રાહ્મણયુગનું ચિત્ર છે. લેખકે ઐતરેય આદિ બ્રાહ્મણગ્રંથોને આધારે દર્શાવ્યું છે કે ધીરે ધીરે સાદા યજ્ઞોમાંથી ખર્ચાળ અને આડંબરી મહાયજ્ઞો કેવી રીતે વિકસ્યા. એ જ રીતે એ પણ દર્શાવ્યું છે કે પુરોહિતવર્ગની ક્ષત્રિય જેવા યજમાનવર્ગ ઉપર કેવી ધાક બેઠી અને તેઓ કેવા દક્ષિણાલોલુપ તથા મોજીલા બની ગયા. આની સામે કઈ રીતે ક્ષત્રિયોનો વિરોધવંટોળ ઊઠ્યો અને પુરોહિતોની પકડમાંથી છૂટતાં તેઓએ કયા પ્રકારની નવસંસ્કૃતિના નિર્માણમાં ભાગ લેવા માંડ્યો, એ બધું લેખકે સાધાર દર્શાવ્યું છે.

પાંચમા પ્રકરણમાં મહાભારતનો પરિચય આવે છે. રામાયણના પરિચય કરતાં આ પરિચય કંઈક વિસ્તૃત છે, તે ગ્રંથનું કદ અને વિષયવૈવિધ્ય જોતાં યોગ્ય જ છે. 'વૈરથી વૈર શમતું નથી' એવી તથાગતની વાણી 'ધમ્મપદ'માં માત્ર સિદ્ધાંતરૂપે રજૂ થઈ છે, જ્યારે મહાભારતમાં એ સિદ્ધાંત અનેક કથા, ઉપકથા અને બીજા પ્રસંગોદ્વારા સુરેખ રીતે વ્યંજિત થયેલો છે, એટલે તે વાચકને પોતાના રસપ્રવાહમાં ખેંચ્યે જ જાય છે, ને જરાય કંટાળો આવવા દેતો નથી. બુદ્ધની એ વાણી અશોકે એનું જીવન જીવી શિલાલેખોમાં મૂર્ત કરી છે, જ્યારે મહાભારતમાં એ વાણી કવિની રસવાહી શૈલી દ્વારા તેમ જ ઐતિહાસિક, અર્ધ-ઐતિહાસિક અને કાલ્પનિક કથા-પ્રસંગો દ્વારા મૂર્ત થઈ છે. આમ મહાભારત અને તથાગતનો મૂળ સૂર એક જ છે, કે જીતનારના હાથમાં છેવટે પસ્તાવો ને દુઃખ જ રહે છે.

લેખકે મહાભારતનો પરિચય આર્યમર્યાદાને ઉલટાવી નાખનાર યુદ્ધરૂપે આપેલ છે તે બરાબર છે. રામાયણ અને મહાભારતના કેટલાંક પાત્રો ઉપરથી જ આ અંતર સ્પષ્ટ થઈ જાય છે. જેમ કે રામ નિષ્ઠાવાન, તો યુધિષ્ઠિર તક જોઈ જૂઠું પણ બોલે; સીતા બધું હસતે મોઢે સહી લે, તો પતિભક્તા છતાં દ્રૌપદી પતિઓ અને બીજાં વડીલોને પણ વાઘણની પેઠે ત્રાડી ઊઠી ઠપકો આપે; વિશ્વામિત્ર અને વસિષ્ઠનું ગુરુપદને છાજે તેવું વર્તન ને વર્ચસ્વ, જ્યારે દ્રોણ, કૃપાચાર્ય આદિનું અર્થ તેમ જ ક્ષત્રિયોનું દાસત્વ. મહાભારતમાં કૃષ્ણનું જે ચરિત્ર આલેખાયું છે, ને રણાંગણમાં ગીતાના ઉપદેશક તરીકે જે એની ખ્યાતિ છે, તે કૃષ્ણ પ્રત્યે ભક્તિ ઉપજાવ્યા વિના નથી રહેતાં. કૃષ્ણ જ્યારે મહાભારત યુદ્ધમાં મહાસંહાર માટે અર્જુનને ઉત્તેજે છે, ત્યારે જ સાથે સાથે એક ટિટોડીનાં બચ્ચાંને બચાવવા અહિંસક સાધુ જેટલી કાળજી રાખે છે. મહાભારતમાં ગ્રંથકાર વૈશ્ય તુલાધાર જાજલિને ત્રાજવાની દાંડીથી સમતોલ રહેવાનો ઉપદેશ આપે છે અને કર્તવ્યપરાયણ ગૃહસ્થ બ્રાહ્મણી માબાપની સેવા છોડી કઠોર તપ તપેલ દુર્વાસા પ્રકૃતિના કૌશિક તાપસને ધર્મવ્યાધ દ્વારા પ્રાપ્ત ધર્મ છોડી વનમાં નીકળી જવા બદલ શીખ આપે છે. આવાં અનેક સુરેખ ચિત્રો આ પ્રકરણમાં છે.

છઠ્ઠા પ્રકરણમાં ઉપનિષદનું વાતાવરણ તાદૃશ આલેખતાં લેખકે જે તે વખતના વિચારણીય પ્રશ્નો મૂક્યા છે, તે ઉપનિષદના તત્ત્વજ્ઞાનને સમજવા માટે ચાવીરૂપ છે. એ પ્રશ્નો આ રહ્યા: 'યજ્ઞો શાશ્વત સુખ આપે છે? આ સુખની ઇચ્છા એ શું છે? કોણે એ ઇચ્છાને જન્મ આપ્યો! મૃત્યુ શું છે? પુનર્જન્મ છે ખરો? કે વાયુ સાથે વાયુ ભરી ગયા પછી કશું રહેતું જ નથી! જીવ, જગત ને ઈશ્વર વચ્ચે શો સંબંધ છે? બધું એકાકાર છે કે અલગ અલગ? કોણ આ રચે છે? કોણ ભાંગે છે? શું છે આ બધી ભાંજગડ?' ઇત્યાદિ આવા પ્રશ્નોના ચિંતનને પરિણામે પ્રકૃતિ અને દેવોની પહાડગત વિવિધતામાં એકતા જોવાની વેદકાલીન પ્રાચીન ભાવના, પિંડોમાં એકતા જોવામાં પરિણમી; કે જે 'तत्त्वमसि' જેવાં વાક્યોથી દર્શાવવામાં આવી છે. આવો ભાવનાપરિપાક ફૂદકે ને ભૂસકે ભાગ્યે જ થઈ શકે. તેનું ખેડાણ સદીઓ વગી અનેક દ્વારા થયેલું છે. એ ખેડાણમાં ક્ષત્રિય-

વર્ગનો ક્રાંતિકારી સ્વભાવ મુખ્ય ભાગ ભજવે છે, અને બ્રાહ્મણો પણ કેવા નવનવવિદ્યા તરસ્યા કે જેઓ ગમે તેવાં સંકટ વેઠીને પણ વિદ્યા મેળવે. આનું ઉદાહરણ નચિકેતા જેવાં અનેક આખ્યાનો પૂરું પાડે છે.

તે કાળે યજ્ઞનો મહિમા ઓસરતો જતો હતો છતાં સામાન્ય જનસમાજ ઉપર તેની પકડ હતી જ, એમ કહી લેખક (૧) યજ્ઞને સહેલે માર્ગે વળવું, પુરુષાર્થ બાજુ પર રાખવો. (૨) બ્રાહ્મણ પુરોહિતોની સર્વોપરિતા (૩) યજમાન–પુરોહિત બંનેનું પરસ્પરાવલંબન, આદિ જે યજ્ઞયુગના ત્રણ પરિણામો સૂચિત કર્યા છે તે યથાર્થ છે.

સાતમા પ્રકરણમાં શ્રમણધર્મના બે સમકાલીન આગેવાનો બુદ્ધ અને મહાવીરનું ચિત્રણ છે. બુદ્ધ અને મહાવીરના આચાર વિચારમાં મુખ્ય સામ્ય શું છે તે સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે અને બુદ્ધની જીવનકથા ઠીક ઠીક વિસ્તાર પૂર્વક આપી તેનાં અનેક પાસાં દર્શાવવામાં આવ્યાં છે. ઉપનિષદના વિચારકોમાં ક્ષત્રિયો હતા પણ તેમના સંઘો અસ્તિત્વમાં આવ્યા જણાયા નથી. જયારે બુદ્ધ અને મહાવીરના સંઘો માત્ર અસ્તિત્વમાં જ ન આવ્યા પણ તે દેશના અનેક ભાગોમાં અને દેશ બહાર પણ ફેલાયા એનું શું કારણ? એ પ્રશ્ન ઉઠાવી લેખકે જે જવાબ આપ્યો છે તે યથાર્થ છે. જવાબ એ છે, કે બુદ્ધ અને મહાવીર પોતે સિદ્ધ કરેલ કરુણા અને અહિંસામૂલક આચારને સ્વપર્યાપ્ત ન રાખતાં સમાજવ્યાપી કરવાની વૃત્તિવાળા હતા. અને તેથી જ તેમના સંઘોને અનાર્યો, આદિવાસીઓ તેમ જ ક્ષત્રિય વૈશ્ય, શૂદ્ર વગેરે અનેક વર્ગોનો ટેકો મળી ગયો,

આઠમા પ્રકરણમાં ધ્યાન ખેંચે એવી મુખ્ય ચર્ચા એ છે કે ગણરાજ્યોમાંથી મહારાજ્યો કેવી કેવી રીતે અને કયા કારણથી અસ્તિત્વમાં આવ્યાં. મહારાજ્યના વિચારનો મજબૂત પાયો નાખનાર ચાણક્ય કહેવાય છે. તેની ચકોર રાજનીતિનું દિગ્દર્શન તેના અર્થશાસ્ત્રના આધારે કરવામાં આવ્યું છે જે ચાણક્યની અનુભવસિદ્ધ કુશળતાનું પ્રતિબિંબ પાડે છે. ચંદ્રગુપ્ત પછી વધારે ધ્યાન ખેંચે એવી વ્યક્તિ છે અશોક. તેનો યુદ્ધવિજય ધર્મવિજયમાં કેવી રીતે પ્રસર્યો એનું હૃદયહારી વર્ણન લેખકે આપ્યું છે.

નવમા પ્રકરણમાં આર્યોએ આપેલ સંસ્કૃતિના અંગોનો નિર્દેશ કરી તેનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. તે અંગો આ છે ;

(૧) અનેકમાં એક જોવાની દૃષ્ટિ અને અહિંસા
(૨) સ્ત્રીસન્માન
(૩) વર્ણાશ્રમવ્યવસ્થા
(૪) તર્કશુદ્ધ વ્યવસ્થિત વિચાર કરવાની ટેવ.

દસમા પ્રકરણમાં વેદકાળથી માંડી બુદ્ધના સમય સુધીની વિવિધ રાજ્યપ્રણાલિઓનું નિરૂપણ છે. અને ત્યાર બાદ અંતમાં રાજકીય, ધાર્મિક તેમજ આર્થિક જીવનની સુરેખ છબી આવે છે. જીવનના આ ત્રણે પાસામાં ગણ અને સંઘનું તત્ત્વ મુખ્ય દેખાય છે. રાજ્યોમાં ગણવ્યવસ્થા છે, ધર્મોમાં સંઘવ્યવસ્થા છે અને ઉદ્યોગધંધા આદિમાં નિગમ કે શ્રેણી-વ્યવસ્થા છે.

અગિયારમા પ્રકરણમાં હિન્દુસ્તાનની અંદર અને એની બહાર એશિયાના ખૂણે ખૂણે બૌદ્ધ ભિક્ષુકોએ, શિલ્પીઓએ, વ્યાપારીઓએ અને રાજાઓએ કેવી રીતે, કેટલા પ્રમાણમાં ને ક્યાં ક્યાં સંસ્કૃતિ વિવિધ રીતે વિસ્તારી, વિકસાવી ને અમર બનાવી તેનું હૂબહૂ ચિત્ર છે.

બારમા પ્રકરમાં 'અશ્વમેધપુનરુદ્ધારયુગ'નું લગભગ છસો વર્ષનું ચિત્ર છે. મૌર્યયુગ પછી જે પુરોહિતવર્ચસ્વનો યુગ આવ્યો અને જેમાં બ્રાહ્મણ કે શ્રમણ બધા જ મુખ્યપણે પોતપોતાના ધર્મપ્રસાર અને પ્રભાવ અર્થે રાજ્યાશ્રમ તરફ વળ્યા અને છેવટે શ્રમણો ઉપર પુરોહિતોનું વર્ચસ્વ સ્થાપિત થયું તેનું ઐતિહાસિક ચિત્ર છે. બૌદ્ધસંઘની સિદ્ધિઓ અને નબળાઈઓ તેમ જ પુરોહિતવર્ગની પણ સિદ્ધિઓ અને નબળાઈઓ એ બધું વિશ્લેષણપૂર્વક લેખકે દર્શાવ્યું છે, અને શ્રમણપ્રભાવ કરતાં પુરોહિત-





પ્રભાવ વધ્યાં છતાં તેણે શ્રમણપરંપરાના કયા કયા સદ્દશો અપનાવી લીધા અને નવા પૌરાણિક ધર્મને કેવો આકાર આપ્યો એ બધું નિરૂપવામાં આવ્યું છે.

શ્રમણ અને પુરોહિતવર્ગે પોતપોતાની ભાવના તેમજ સંસ્કૃતિના વિવિધ અંગોના પ્રસાર માટે જે હોડ શરૂ કરેલી તેના અનેકવિધ સુંદર અને સુંદરતમ પરિણામો આવ્યાં છે. એ પરિણામો વૈદક, ગણિત, ખગોળ, શિલ્પ, સ્થાપત્ય, કાવ્ય, સાહિત્ય, ભાષા, લિપિ આદિ અનેક રૂપમાં આવેલાં છે તેનું લેખકે છેલ્લા પ્રકરણમાં પુરુષાર્થપ્રેરક ચિત્ર રજૂ કર્યું છે અને છેવટે એ પુરુષાર્થમાં જે ઓટ આવી તે પણ સૂચવ્યું છે.

આ રીતે વેદ પહેલાંના યુગથી માંડી મધ્યકાળ સુધીના કાળપટને સ્પર્શતાં સંસ્કૃતિચિત્રો લેખકે આધારપૂર્વક આલેખ્યાં છે.

અવનવી તેમજ રોચક-અરોચક ઘટનાઓ અને બનાવોના વર્ણન દ્વારા વિદ્યાર્થીઓના માનસને તૃપ્તિ તો ચમત્કારી કિસ્સાઓ દ્વારા અને બીજી ઘણી રીતે આપી શકાય પણ ઇતિહાસશિક્ષણનું ખરું અને મૂળ પ્રયોજન તો એ છે કે ભણનાર વિદ્યાર્થી એ દ્વારા પ્રત્યેક બનાવનો ખુલાસો મેળવી શકે કે આ અને આવાં કારણોને લીધે જ એ બનાવ બનવા પામ્યો છે; તેની કાર્યકારણભાવની સાંકળ સમજવાની શક્તિ સાચું ઇતિહાસશિક્ષણ એટલી હદ સુધી કેળવી શકે કે એવો વિદ્યાર્થી અમુક પરિસ્થિતિ જોઈને જ કહી શકે કે આમાંથી આવું અને આ જ પરિણામ નિપજશે. ખરી રીતે ઇતિહાસશિક્ષણ જૂના અનુભવોને આધારે કેળવેલ કાર્યકારણભાવના જ્ઞાન દ્વારા માણસને સાચો પુરુષાર્થ કરવા પ્રેરે છે અને ભૂતકાળ ભૂલોથી બચી જવાનું જ્ઞાનસામર્થ્ય પણ આપે છે. પ્રસ્તુત પુસ્તક એ માત્ર ઘટનાઓ કે બનાવોનું વર્ણન નથી કરતું, પણ દરેક ઘટના અને પરિણામની પૃષ્ઠભૂમિકામાં કેવી પરિસ્થિતિ હતી કે જેને લીધે તેવાં પરિણામ આવ્યાં, એવી કાર્યકારણભાવની શૃંખલા જોડતું એક સંકલિત નિરૂપણ છે. તેથી જ આ પુસ્તક ગુજરાતી ઐતિહાસિક સાહિત્યમાં એક ગણનાપાત્ર ફાળો ગણાવું જોઈએ.

લેખકે જે જે મુખ્ય સામગ્રીને આધારે પ્રકરણો લખ્યાં છે તે તે સામગ્રીનો પ્રકરણવાર નિર્દેશ અંતમાં કર્યો છે, જેથી પોતાનું કથન કેટલું સાધાર છે એ વાચકને માલૂમ પડે અને વધારામાં જેઓ આ વિષયનો મૂળગામી અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેઓને આવી સામગ્રીનો પરિચય થાય.

એકંદર શ્રી મનુભાઈનો આ પ્રયત્ન બહુ જ સફળ થયો છે, જેની પ્રતીતિ હરકોઈ વાચકને થયા વિના નહિ રહે. એમની ભાષા તો સિદ્ધહસ્ત ગુજરાતી લેખકની ભાષા છે, એ એમનાં લખાણો વાંચનાર સૌ કોઈ જાણે છે. પણ એમનું જે વિશાળ વાચન છે, જે વિચારની સમૃદ્ધિ છે અને તેથી યે ચડી જાય એવું તેમનામાં જે મધ્યસ્થતાનું ને નિર્ભયતાનું બળ છે—એ બધું તેમના આ લખાણને ચિરજીવી અને સર્વપ્રિય બનાવવા માટે પૂરતું છે. શ્રી. મનુભાઈ મેટ્રિક પણ નથી થયા અને છતાં એમણે જે વ્યવસ્થિત સાધાર અને તર્કસંગત નિરૂપણ સમતોલપણે કર્યું છે, તે સૂચવે છે કે જેનામાં સહજ પ્રતિભા અને પુરુષાર્થનો સુભગ યોગ હોય તે મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોના આંગણામાં ગયા સિવાય પણ ધાર્યાં ફળો નિપજાવી શકે છે. જેઓને ગુજરાતી ભાષાની શક્તિ વિષે—અર્થપ્રકટન-સામર્થ્ય વિષે થોડી પણ શંકા હોય તેઓને આ પુસ્તક ખાતરી કરી આપશે કે વિદ્યાના વિવિધ ક્ષેત્રો ખેડવાની શક્તિ ગુજરાતી ભાષામાં કેટલી છે !

એક વાર વાંચવું શરૂ કરીએ કે પૂરું કર્યાં સિવાય છોડવાનું મન ન થાય એવી સરસ શૈલી હોવાથી તે હરકોઈ સંસ્કૃતિપ્રિય જિજ્ઞાસુને આકર્ષ્યા વિના નહિ જ રહે.

★

# હૃદય, તારી તસ્વીર

જિતુભાઇ મહેતા

પ્રેમની ઝીણામાં ઝીણી વાતને નારી કેવી જીવંતતાથી પોતાનામાં સંઘરી રાખે છે ! આ વાર્તામાં, જીવલેણ રોગમાં સપડાયેલી એક નારીને પીછાનતાં જે ડોકટર રોગ પારખી શકે છે એ, ડૉકટરને પોતાના ગત જીવનથી એ જ નારીને થયેલો જીવલેણ અન્યાય ધ્યાનમાં સુદ્ધાં નથી આવતો ! લેખકની અનોખી શૈલી પણ આબાદ ખીલી ઊઠી છે.

એ આશક નહોતો તો ય દિલ ચોરી જતો. એ કવિ નહોતો તો ય હૃદય ઉકેલતો. એની આસપાસ હૃદયો પથરાએલાં રહેતાં. એનો અનુભવ એને કહેતો હતો કે હૃદયોની રતાશ ઉપટી જતી હતી.

હૃદય સામે એક એવું કાવતરૂં મંડાયું હતું કે હૃદય સુધી પહોંચતું લોહી એકાએક હૃદયને દગો દેતું અને ધબકારા બંધ પડી જતા.

બાળક, સ્ત્રી અને પુરુષ, બધાંનાં હૈયાં એના તાળા કુંચીમાં રહેતાં. હૃદય ઉકેલવા માટે એ રૂપિયા લેતો.

કવિ જે હૃદયની કવિતા ગાતો એ હૃદય કેટલીકવાર એની આંખ સામે આવતું, ક્ષ કિરણોએ ઉપસાવેલી તસ્વીર એની આંખ સામે મંડાતી અને હૃદયનો સડો માલુમ પડતો.

કવિ કોઈ ગુલાબી દિલ કહેતો હતો, ક્ષ કિરણો એ દિલને જંતુભર્યું જાહેર કરતાં હતાં. દાક્તર મધુકર કચકડાના ટુકડા ઉપર માનવીનાં હૃદય અંદરની છબી ઉકેલનારો કાબેલ પુરુષ હતો. પુસ્તકની જેમ એ આદમીનું દિલ અક્ષરેઅક્ષર વાંચી જાણતો.

મધુકર એના ખંડમાં બેઠો હતો. થાકીને એ અગાસીની ખુરશી પર પડ્યો હતો. શહેરમાં સાંજ ક્યારની ઢોળાઈ ગઈ હતી. સાંજ પછીની પવનની લહરી એના થાકેલા કપાળ પર ટાઢું પોતું મૂકી ચાલી જતી હતી. મધુકરની આંખ લગભગ મિંચાઈ જતી હતી.

ત્યાં તો બાજુની ખુરશી પરથી અવાજ જાગી ગયો.

'તમે અંતઃકરણને ઓળખી શકો છો ?'

મધુકરે જવાબ આપ્યો નહિ. એટલે બીજીવાર આ સવાલ સળગી ઊઠ્યો :

'અંતઃકરણને તમે ઓળખી શકો છો ?'

મધુકરે માંડ માંડ આંખ ઉઘાડી. અને આસ્તેથી કહી દીધું :

'અંતાકરણ ઓળખવાનું કામ મારું નહિ. હું તો શરીર ઓળખું, પણ હું એમ માનું છું કે, શરીર એ જ એક ઉકેલવા જેવું પુસ્તક છે, અંતઃકરણ માટે મેં ઘણી વાતો સાંભળી છે. એક દિવસ વિજ્ઞાન અંતઃકરણ સાથે મારી મુલાકાત ગોઠવી દેશે એમ હું જરૂર માનું છું.'

બોલીને મધુકર મૂંગો થઈ ગયો, આંખ મીંચી ગયો. ખુરશી પર બેઠેલા આદમીએ એના અવાજને થોડોક આરામ આપી ફરી શબ્દોની ટકોરી વગાડી :

'મધુકર, તું મારો મિત્ર છે. હું તારી પાસેથી જાણવા માગું છું કે પ્રેમ હૃદયને બળવાન બનાવે છે કે નિર્બળ બનાવે છે ?'

મધુકર ખડખડાટ હસી પડ્યો. સંધ્યા પછીની પળે એનો મિત્ર અતિશય સસ્તો શબ્દ— પ્રેમ— લઈ આવ્યો.

મધુકર આંખ બીડી ગયો. ખંડની અંદરનો ગુલાબી કમળનો વીજળીનો સળગેલો ગોટો એની આંખમાં આવી ગયો.

થોડી ક્ષણો પછી મધુકર બોલી રહ્યો :

'રાતું લોહી જે ભાષા હૃદય પાસે લખાવે એનું નામ પ્રેમ.'

મધુકરનો મિત્ર આ વાત સમજ્યો નહિ. મધુકરે એની વાત શરૂ રાખી :





'હૃદયને લાલ બદામનો આકાર, જગતે આપ્યો છે એટલા ખાતર જ આ બદામ ખોરી થઈ ગઈ લાગે છે. હૃદયના ધક્કાને આપણે કેટલી વાર પાછા હાંકી કાઢીએ છીએ ? હૃદય સંગાથ માગે છે ત્યારે આપણે એકાંત મેળવીએ છીએ. હૃદય 'ના' કહે છે એને આપણે 'હા' માં ફેરવી નાખીએ છીએ. સારૂં છે, તમારી આંખ સામે હૃદય આવતાં નથી એ.'

મધુકર અને એના મિત્ર વચ્ચે આવી વાતો ચાલ્યા જ કરતી. એમાંથી કોઈ ખાસ નિર્ણય પર આવી શકતા નહિ. મધુકરનો અનુભવ હતો કે, કોઈ નિર્ણય પર આવનાર આવતી કાલે ખોટો પડવાનો હતો.

*

દિવસનું હૃદય બંધ પડી ગયું અને રાતનું હૃદય ધબકવા માંડ્યું.

આજે મધુકર ખૂબ થાકી ગયો હતો એટલે આરામ કરવા માગતો હતો પણ ટેલિફોનની ઘંટડી વાગી.

'જલદી આવી જાવ, તબિયત બગડી છે.'

આ વાક્ય દાક્તર સિવાયના બધા માણસોને ગંભીર લાગતું. દાક્તરને એ વાક્ય સાથે જ ધંધો કરવાનો હતો.

મધુકર જઈને આવ્યો. થોડીવાર બેઠો. ત્યાં ફોન આવ્યો. ફરી એ ગયો. ફરી એ આવ્યો. ત્યાં બીજો ફોન આવ્યો. ફરી એ ગયો ને ફરી એ આવ્યો.

આજે એ ઊંઘી શક્યો નહિ. પંખો ફર્યા જ કર્યો, મેજ પરનાં મોગરાનાં ફૂલની વાસ ફર્યા જ કરી, સુંવાળી પથારીનો ખોળો જાગતો જ રહ્યો મધુકરના મેજ પર પડેલી ક્ષ કિરણોની છબીઓ જાણે ધબકવા લાગી. હૃદયનો તાલ સંભળાવા લાગ્યો.

કોઈ એક સ્ત્રીના હૃદયની છબી મધુકરને હેરાન કરી રહી.

કોઈ એક યુવકના દિલની છબી એની નિંદર પર હાથ મૂકતી રહી.

મધુકર વિચારે ચઢ્યો.

'આજનાં કાળજાંની આ હાલત '

એને કાંઈક યાદ આવ્યું. બત્તી કરી એ લખવા બેઠો. પણ મેજ ઉપરની એક હૃદયની 'તસ્વીરે એની મગજની નસને પકડી લીધી.

એ હૃદય એની ભાષા સંભળાવી રહ્યું. ફેફસાંનો એક એક ડાઘ અક્ષર બની ગયો.

'હા, હું હૃદય છું. મને આજે જુઓ છો ! જુઓ, જુઓ, ખૂબ તપાસીને જુઓ. દામ લઈને જુઓ, શું કહો છો ? ક્ષયનાં જંતુ ? તમારૂં વાંચન બરાબર છે. અફસોસ કરવો રહેવા દો. અથવા અફસોસ કરવાના પૈસા માગો. હા, હું સત્ત સાજું હતું. મારામાં રાતું લોહી ઉછળતું હતું. મારો ધબકારો તમારા ધબકારા કરતાંય રૂડો હતો.' હૃદયે હવે પુરુષની ભાષામાં વાત કરવા માંડી.

'વધુ નથી કહેતો. તમે જે કાંઈ પૂછવું હોય તે અમારી અંધારી ચાલીને પૂછો. એ તમને કહી દેશે મારી અને ક્ષય રોગની દોસ્તી. હા, પણ તમારી તો આ કમાણીની વાત છે !

'સાંભળો ! તમે જે ડાકા અક્ષરે દવાનું નામ લખી આપ્યું છે એ દવા ખરીદવાની મારામાં શક્તિ નથી. તમે મારી મશ્કરી શા માટે કરી ? તમે મને કહ્યું કે ખુલ્લી હવા લેજો. ખુલ્લી હવા ? કેમ કરીને લેવી ? ચાલીની દીવાલોમાં બારીઓ તો મુકાવી આપો.

'શું કહ્યું ! પૌષ્ટિક ખોરાક ? દાક્તર સાહેબ ? સડેલા અનાજ માટે હારમાં ઊભા રહી કલાકો વિતાવીએ છીએ ત્યાં તમે વળી આ પૌષ્ટિક ખોરાકની વાત કર્યા કરી ?

'ફળ ? ટમેટાં ? દૂધ !...તમે તો હદ કરી. આ શબ્દો અમારા ય હોઠથી કેટલા દૂર રહ્યા છે એની તમને ખબર છે !

'દાક્તર સાહેબ ! તમે સૂઈ જાવ. નાહક એક

હૃદયની વાત શા માટે સાંભળો છો? મારા પર ઘણા ડાઘ છે? એકાદું કાણું છે?

'બરાબર છે. હૃદયની અંદર આ વીંધ પાડનારૂં કોણ છે? તમે જ કહો. હું કાંઈ ભણેલ નથી.

'પણ દાક્તર, તમને કાંઈ ખબર નથી. તમારી પાસે હું કેમ કરીને ચોરાઈ આવેલ એ વાત જાણો છો? એક રાતે મને મુંઝારો થઈ ગયો. મારી સ્ત્રી વાસર નાખવા માંડી....ને નક્કી થયું કે મારે કોઈ મોટામાં મોટા દાક્તરને બતાવવું.

'આપનું સિરનામું મેળવ્યું. એ પહેલાં સ્ત્રીની એક બંગડી બાકી રહી હતી એ વેચી દીધી. ને તમે મને એક ઓરડીમાં મોકલ્યો. ઓરડીમાં અંધારૂં થયું ને મારી છાતી આજુબાજુ તમે કાચની એક પાટી મૂકી.

'વીજળીની બત્તી થઈ ને અવાજો થયા. ને તમારા માણસો મારી છાતી ઉપર કાચની પાટી ફેરવવા માંડયા.

'મારી દેખતાં જ એ મારા હૃદયના ડાઘને જાહેર કરવા લાગ્યા. ને પછી તો મારી છબી લેવાનું નક્કી થયું.

'દાકતર સાહેબ, મારી પોતાની છબી મેં કોઈ પડાવી નથી પણ મારા હૃદયની છબી મેં પડાવી. કેટલા પૈસા આપીને ખેંચાવી?

'જરા આરામ ખુરશી પર બેસો. પંખો તેજ કરો. મારી સ્ત્રીને મેં દેશ ભેગી કરી દીધી છે. અમે બે સાથે રહીએ એ કોઈ રીતે બને એમ નથી. એટલા પૈસા હવે કયાંથી લાવવા?

'તમને એટલું જ કહેવાનું કે, ફળ, પૌષ્ટિક ખોરાક અને ખુલ્લી હવાની તમે જે ભલામણ કરી છે એ ભલામણ માત્ર મેં ખૂબ દામ ખર્ચી મેળવી લીધી છે. તમારી કોઈ વાત મારાથી બની શકવાની નથી.

'હૃદયની છબી પડાવીને મને સંતોષ થઈ ગયો છે. મારી બધી મૂડી મેં એમાં ફૂંકી મારી છે.

'તમે હવે આ તસ્વીર તમારી પાસે જ રાખજો. મને સોંપવાની જરૂર નથી. મારું હૃદય તમારા કબજામાં રહે એ સારૂં છે. એને સારૂં કબાટ તો મળશે.'

મધુકર એ છબીની ભાષા સાંભળીને સાવ શાંત થઈ ગયો. એણે એ છબીને ખરેખર કબાટમાં મૂકી દીધી.

ઊંઘ એનાથી આઘી જ રહી. મધુકર વરસોથી ક્ષ કિરણોની તસ્વીરો ઉકેલવાનું કામ કરતો હતો, આજે એક સામટી અનેક તસ્વીરો એના મગજને ઘેરવા લાગી.

કોઈ છબીએ તોછડી ભાષા વાપરી, કોઈ છબીએ ખુશામત ભરેલી વાણી કહી. મધુકરને આજે લાગ્યું કે, એ હૃદયવાંચન શીખ્યો પણ એ વાંચન પછી હૃદયને રાહત આપનારી ચાવી એને જડી નહિ.

એ ચાવી કોના હાથમાં હતી?

આજની વ્યવસ્થા ઉપર મધુકરનું મગજ રોકાયું. એને ખાત્રી થઈ ગઈ કે એ જે ભલામણ કરતો હતો જેનાથી હૃદય સાજું થાય એવી સૂચના આપતો હતો એ ભલામણ આજે વધુ પડતી ખર્ચાળ હતી. એટલે એની ભલામણ રાહતને બદલે રૂદનના કામની હતી.

હૃદય ફિક્કાં પડતાં હતાં કારણ કે, જીવન ઝાંખાં પડ્યાં હતાં. હાથ અને હૈયાનો મેળ તૂટી ગયો હતો. જેના હાથ પરિશ્રમ કરતાં એ હૈયાને પૂરતું લોહી મળતું નહોતું. જેના હાથ નવરા હતા એના હૈયાને વધુ પડતું લોહી દબાવતું હતું.

મધુકર વધુ ને વધુ વિચારોમાં ગૂંચવાતો ગયો. સમાજના આરોગ્યના પહેરેગીર થવાની એની ઉમ્મીદ હતી પણ એના હાથમાં માત્ર વસ્તુઓની ભલામણ કરનારી કલમ હતી, દવા દર્શાવનારી ભાષા હતી.

મધુકરને તરતાં આવડતું હતું તો યે એની નજર સામે એ ઘણાને ડૂબતાં જોતો હતો. એની





પાસે જે ઈલાજ હતો એ વ્યક્તિગત ઈલાજ ધાર્યું પરિણામ લાવે એવો નહોતો.

૧૯૪૩ના જમાનામાં એ જીવતો હતો. અનાજ સંકટની વાત એને બીજા કોઈએ નહિ દુબળાં અંતરોની છબીઓએ સમજાવી દીધી હતી શરીરની સાંકળના મણકાઓ પહેલીવાર એ ઉકેલવા માંડ્યો.

અનાજસંકટના એક એક મણકા પરથી ચાલતો ચાલતો એ ઠેઠ સંગ્રામની ભૂમિ ઉપર પહોંચી ગયો. સંગ્રામની સાંકળ હવે મધુકરે ઓળખી.

હૃદયના ડાઘ, દિલની અંદરનાં વાધ, ગડબડીઆ ભાતવાળી હૃદયની છબીઓ, આ આજની આ ભાતે મધુકરને સંગ્રામકાળ સાથે મુલાકાત કરાવી આપી.

સડેલાં અનાજે અંતર સડાવી દીધાં હતાં! સડેલી સૃષ્ટિએ અંતરને ઘેરો ઘાલવા જંતુઓનાં દળ ઊભાં કર્યાં હતાં!

મધુકરને લાગ્યું કે, પ્રચાર કરવાનો એને જરાએ શોખ નહોતો તો યે એનાં મગજમાં એ પ્રકારના વિચારો જ ઠરાવા લાગ્યા.

૧૯૪૩ના એક ઊઘડતા પ્રભાતે એના મેજ પર ડોલરનાં ફૂલ મૂકાયાં તોયે એના મગજમાં ડોલરનું ફૂલ ઊગ્યું નહિ.

શહેરની વચ્ચોવચ્ચ એ વસતો હતો. શહેરનાં ફેફસાં એ વાંચતો હતો વાંચ્યા પછી વિચારતો હતો. વિચાર્યા પછી એ મંથન અનુભવતો હતો. મંથન અનુભવ્યા પછી એ ઈલાજના કાંઠા પર આવતો હતો અને કાંઠા નઝદીક જ એ ડૂબી જતો હતો.

એ જે વિદ્યા શીખ્યો હતો એ વિદ્યાના ઉચ્ચાર માટેનો એનો અધિકાર હતો પણ એનો ઈલાજ એની પાસે નહોતો, એનું મધુકરને હવે દુઃખ થવા લાગ્યું.

મધુકરને ભૂતકાળ યાદ આવવા લાગ્યો. એ પણ મધ્યમ વર્ગનો જ છોરૂ હતો. અને એ અકસ્માતથી આ ધંધામાં પડી ગયો હતો. આ ધંધામાં એ એટલો મશગુલ થઈ ગયો કે એનો ભૂતકાળ સાવ ઝાંખો પડી ગયો. એને એ સંભારવાનું કોઈ કારણ રહ્યું નહોતું.

એના ધંધાના ઓરડામાં મોડી રાત સુધી એને રોકાવું પડતું. એની પાસે એક તસ્વીર હમણાં જ આવી પડી હતી.

ક્ષ કિરણોની તસ્વીર પછીની સલામણ લઈ જવા માટે દાક્તર મધુકરના ઓરડાની બહાર એક નાનો જણ બેઠો હતો.

મધુકર એ તસ્વીર ઉકેલવા લાગ્યો. વીજળીની બત્તી સામે તસ્વીર ધરી એ ડાઘ ઉપર પેન્સીલની નિશાની પાડવા લાગ્યો, સડો પૂરેપૂરો ફેલાઈ ગયો હતો. ક્ષયરોગનાં જંતુઓ જીવતાં હતાં.

નાનો જણ મધુકરના ઓરડામાં આવ્યો.

"મારી બહેનની છબી આપ આપો છો?"

"આ તમારાં બહેન થાય?"

"હા જી."

"રહો છો ક્યાં?"

"ગામડામાં."

"બહેન કેવડી છે?"

"મારી બહેન મોટી છે. હું સાવ નાનો તોય મને બહેને ઘણી વાતો કરી છે."

"મને એ વાત કહેશો? મને વધુ ખબર પડે."

નાનોભાઈ નિર્દોષ ભાવે એની બહેનનો ઇતિહાસ કહેવા બેઠો.

"મને બહેન કહેતી કે એ જેને પરણવા માગતી હતી એણે એને તજી દીધી. મારી બહેન એ વાત ભૂલી જ નહિ. અને એ માણસે મારી બહેનને કેટલી દુભવી એ જાણો છો!

"વેવિશાળની વાત લગભગ નક્કી થઈ ગઈ હતી. મારી બહેન અને એ કોઈવાર મળતાં. પણ



પછી એ માણસ ભણવા ગયો. પહેલાં મુંબઈ, પણ એ અમારે ગામ આવે ત્યારે બહેનને મળે. બહેન માની જ બેઠી છે, એ માણસ જ એને પરણશે.

"પછી તો એ માણસ ગયો વિલાયત ભણવા. ને ત્યાં પાંચ વરસ લગી રહ્યો. શરૂઆતમાં એક બે કાગળો લખ્યા. મારી બહેને એ કાગળો એમના એમ સાચવી રાખ્યા છે.

"ને પછી તો કાગળો આવતા બંધ થયા. મારા બાપુએ પૂછ્યું ત્યારે બહેને જવાબ દીધો કે, વિલાયતથી એ માણસ પાછો ફરશે ત્યારે બહેન એની સાથે પરણી જશે.

"પાંચ વરસ લગી મારી બહેન એના બે કાગળો પર સંતોષ રાખી જીવી. અને પાંચ વરસ પછી ખબર મળ્યા કે, એ તો ખૂબ ભણી કારવીને મુંબઈ આવી ગયો છે.

"પણ બહેન પર એક કાગળ સરખો આવ્યો નહિ. બહેને કાગળો લખ્યા એનો જવાબ પણ આવ્યો નહિ. કદાચ મારા બાપુએ એ કાગળો ટપાલમાં નાખ્યા જ નહિ હોય."

"મારી બહેન રોજ રૂવે ને એક દિવસ બહેનનું વેવિશાળ નક્કી થયું ને એ પરણી.

"થોડા મહિના પછી એ માંદી પડી ને અમને કહ્યું કે મુંબઈ જાવ. બહેનને બચાવવી હોય તો. ગામના દાકતરોએ મુંબઈમાં છબી લેવડાવવાનું કહ્યું."

એક પણ શબ્દ બોલ્યા વિના દાકતર મધુકરે એ સ્ત્રીની વાત સાંભળી.

મધુકરને સમજાઈ નહિ, સ્ત્રીની આ મમતા, દાકતર મધુકર ઉકેલી શક્યો નહિ, સ્ત્રીની છબી પર કશું ઝીલાયું નહિ.

તસ્વીર સામે રાખીને એણે ફરી જોયા કર્યું.

નાના ભાઈને મધુકરે પૂછ્યું.

'તમે ક્યાંના?'

'વઢવાણના.'

દાકતરે કહ્યું:

'અરે! હું પણ ત્યાંનો જ છું.'

આ વાતો ચાલતી હતી ત્યાં તો બહાર કોઈ આવ્યું. નાનો ભાઈ બહાર ગયો. એની બહેન અને બાપુ માંડ-માંડ અહીં આવી પહોંચ્યાં.

દાકતર મધુકર પાસે નાનો ભાઈ ધસી આવ્યો.

'મારી બહેન માંડમાંડ આવી છે. તમે તપાસશો?'

'હા, લાવો અંદર' અને એક પાતળી સ્ત્રી મધુકરના ઓરડામાં દાખલ થઈ. મધુકર હજુ યે તસ્વીર ઉકેલતો હતો. સ્ત્રી સામું જોયા વિના મધુકરે કહ્યું.

'બેસો' અને સ્ત્રીએ પણ મધુકર સામું ખાસ જોયા વિના જગ્યા લીધી.

પછી મધુકર અને સ્ત્રીની આંખો મળી.

ચાર આંખો સામસામી આવી ગઈ. આંખમાંથી નજર અંતરમાં પેસી ગઈ.

મધુકરથી બોલાઈ જવાયું.

'કોણ માલતી?'

'હા, હું માલતી. તમારી પાસે હૃદય દેખાડવા આવી છું.'

નાના ભાઈએ કહેલો બધો ઇતિહાસ મધુકરને ગળે બાઝી ગયો.

એને જે વાત યાદ પણ રહી નહોતી એ વાત માલતીનું જીવન બની ગઈ હતી.

માલતીએ આસ્તેથી પૂછ્યું.

'કેમ છો?'

મધુકરે જમીન પર પડતી આંખથી જ જવાબ આપી દીધો.

માલતી બોલી:

'હું કેટલા દિવસ જીવીશ, કહો જોઈએ?'

'ઉપચાર કરો તો...'

માલતીએ વાક્ય અટકાવીને કહ્યું.

'તમે જ લખી આપોને.'

નાના ભાઈને નવાઈ લાગી. એની બહેન માલતી મશહૂર દાકતર મધુકર સાથે આમ કેમ વાત કરતી હતી? બંનેને પૂરેપૂરી ઓળખાણ હોય એમ!

'વિલાયતમાં શું કરી આવ્યા? હા, બરોબર તમે





તો બીજાઓના હૃદય વાંચવાનું શીખી આવ્યા ને! મારા હૃદયને ઉકેલ્યું?'

મધુકર કાંઈ બોલ્યો નહિ. નાનો ભાઈ જરા બારી આગળ ગયો. માલતીએ મધુકરને કહી દીધું.

'તમારા બે કાગળો તમારે પાછા જુવે છે?'

મધુકર કાંઈ બોલ્યો નહિ. વરસો લગી માલતી મૂંગી રહી હતી. આજે એની જીભ જરા છૂટી થઈ,

'હવે કેટલા મહિના જીવીશ? તમે મારા બગડેલા હૃદયની આ છબી સાચવી રાખજો. સારૂં છે કે મારા સુખની કોઈ છબી તમારી પાસે નથી.'

અંદર હવે બાપુ ચાલી આવ્યા. એમની તો આંખે જ સહેજ વાંધો એટલે એના ગામના એક વખતના 'મધ્યા'ને એ ઓળખી શક્યા નહિ.

માલતી દેખતાં જ બાપુ બોલ્યા.

'દાક્તર સાહેબ, મારી દીકરીને સારી કરી દ્યોને.'

મધુકરે માલતીને તપાસી. માલતીના હાડકાં પર દાક્તરે એની નળી મૂકી. માલતીને શ્વાસ લેવાનું કહ્યુ. માલતીને પસીનો થઈ આવ્યો. મધુકરના કપાળ પર પસીનો બાઝી ગયો. માલતીને મધુકરે તપાસી. અને કહ્યુ:

'આ દવા કરજો.'

પછી તો માલતી, એનો ભાઈ અને બાપ, ત્રણે મધુકરનો ખંડ છોડી ચાલી ગયાં.

મધુકર કાંઈ બોલી શક્યો નહિ, એક સ્ત્રીના હૃદયની મમતા.

એને તો ક્ષ કિરણો જે કાંઈ સમજાવતાં એવું જ હૃદય ઉકેલતાં એને આવડતું હતું.

મધુકરને લાગ્યું કે માલતીએ શા માટે આટલી મમતા રાખી હતી? એની જુવાનીની વાતને માલતીએ શીદને આટલી ગંભીરાઈથી સાચવી રાખી હતી? શા માટે ક્ષયનાં જંતુઓને બોલાવીને માલતીએ એની સ્મૃતિ હૃદયમાં સાચવી હતી?

દાક્તર મધુકરને એનું અજ્ઞાન આજે સમજાયું.

એને એમ પણ લાગી આવ્યું કે માલતીએ શા માટે માની લીધું હતું કે એની સાથે વિલાયતથી પાછા ફર્યા પછી એ લગ્ન કરશે?

માલતીને દોષ આપવાની એની વૃત્તિ એક ક્ષણ જાગી અને બીજી ક્ષણે એ વૃત્તિ ટાઢી પડી ગઈ.

માલતીનું મ્લાન મુખ મધુકરની આંખમાં અત્યારે ફરવા લાગ્યું. માલતીની અવસ્થા માલતીને થોડા મહિનાઓની જિંદગી આપે એવી હતી.

મધુકરને વિચાર આવ્યો કે માલતીનો પતિ ક્યાં હતો? માલતીનો નાનો ભાઈ કહેવાનું ભૂલી ગયો કે એ માણસે માલતીને છોડી દીધી હતી.

'મધુકરના હાથમાં એક હૈયાની તસ્વીર પડી રહી. એનાથી બોલાઈ જવાયું.

'મેં જ આની છાતીમાં ક્ષયનાં જંતુઓ મૂકી દીધાં."

બત્તી સામે માલતીના હૃદયની તસ્વીર એણે ફરી ધરી.

'આહીં ડાઘ. ત્યાં ડાઘ. આહીં વીંધ. આહીં ખવાએલી જગ્યા.'

હૃદયના આ ડાઘદ્વારા મધુકરને એ હૃદયમાં એનું નામ વંચાયું.

ખંડમાંથી માલતી તો ચાલી ગઈ, એના બગડેલા હૃદયની છબી મધુકરને ભેટ કરીને.

મધુકરની એ કૃતિ બની ગઈ.

મધુકરે એ છબી વાંચ્યા જ કરી.

મધુકરે એ હૃદય એની પાસે જ રાખ્યું.

ટેલિફોન આવ્યો. એક દર્દીનો, બીજા દર્દીનો, ત્રીજા દર્દીનો, ચોથા દર્દીનો, પાંચમાં દર્દીનો. દાક્તર મધુકર ફર્યા જ કર્યો, ઘુમ્યા જ કર્યો, ઘેર આવીને એનું મગજ એક વાક્ય રચવા લાગ્યું

'મારું, એક નારીનું અંતર, તમારા વિજ્ઞાનના કાનમાં સાચી વાત નહિ કહે. મારા ખરા અંતરની છબી તમે ખેંચી નહિ શકો.'

મધુકરના ઓરડામાં અંધારૂં થયું ને એ અંધારૂં ત્યાં ને ત્યાં થંભી ગયું.

*

# 'વધુ અનાજ વાવો'

રાજુ પંડિત

ખેતીપ્રધાન દેશની ખેતીને વધુ મહત્ત્વ આપવું જોઈએ એવું માનતી પ્રજાસત્તાક સરકારે 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ તો ઉપાડી. પણ એને લગતા પોસ્ટરો કલેક્ટરો ને મામલતદારોની ઑફિસોની દિવાલો શોભાવ્યાથી વધુ સક્રિય ફાળો નથી જ આપી શક્યા. આ સમીક્ષા-લેખ એ વિષેની આંકડાઓ સાથે વધુ સ્પષ્ટતા અને સમજુતી આપે છે.

ભારતની એ કમનસીબી છે કે જે અન્નના ઉત્પાદન ઉપર એની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા હતી એ જ અન્ન આજે એને દુર્લભ્ય બન્યું છે. દેશની વસ્તીનો ૨/૩ કરતાં પણ વધારે ભાગ જેના ઉપર આધાર રાખે છે અને જેમાંથી થતી આવક દેશની રાષ્ટ્રીય આવકમાં ૫૦ ટકા જેટલો હિસ્સો. નોંધાવે છે એ જ ધંધો આજે મુશીબતોમાં અટવાયો છે. જે અનાજની કોઠીઓ ગરીબ ખેડૂતોને ઘેર પણ છલોછલ ભરેલી રહેતી હતી, એ જ અનાજ આજે એને ઘેર પડીકે બંધાય છે. ખેતી એ ભારતના કરોડો ખેડૂતો માટે માત્ર ધંધા તરીકે નહીં, પણ પ્રણાલિકા તરીકે જીવનમાં વણાઈ ગઈ છે. એણે એમના વિચાર, વર્તન ને સંસ્કૃતિ ઉપર ઊંડી અસર કરી છે.

આજે ભારત એની કરોડોની પ્રજાને પૂરતું અનાજ પૂરું ન પાડી શકવાને કારણે વિટંબણામાં મૂકાયું છે. એમાંય છેલ્લાં પચાસ વર્ષના ગાળામાં તો હિંદની વસ્તી કલ્પી પણ ન શકાય એટલી વધી છે. નીચેના આંકડા એનો પુરાવો આપે છે.

| વર્ષ | વસ્તી (૧૦ લાખમાં) |
|---|---|
| ૧૯૦૧ | ૨૮૪·૩૬ |
| ૧૯૫૧ | ૩૫૬·૮ |

(૧૯૫૧ની વસ્તી તો ભાગલા પછીના ભારતની છે. ૧૯૦૧માં પાકિસ્તાન કે બ્રહ્મદેશ હિંદથી છૂટાં પડેલાં ન હતાં.)

ભારતમાં બ્રિટિશ રાજ્ય સ્થપાયું એ પહેલાં એનું અર્થકારણ સમતોલ હતું. ગામડાં પણ સ્વાવલંબી હતાં; પરંતુ જેમ જેમ પરદેશ સાથેનો સંપર્ક વધતો ગયો તેમ તેમ અનાજની નિકાસ વધી ને વેપારી પાકોનું ઉત્પાદન પણ વધ્યું, પરિણામે ખોરાકના ઉત્પાદન પ્રત્યેનું ઉદાસીન વલણ વધતું જ ગયું ને ૧૯૨૯ની મંદી વખતે તો અનાજ ઉત્પાદકોને બેવડો માર ખાવો પડ્યો. ૧૯૩૦માં સરકારને એકદમ ભાન થયું કે ખોરાક ઉત્પાદનના પ્રમાણમાં દેશની વસ્તી વધી ગઈ છે. આથી ધીમે ધીમે પરદેશથી આયાત થવા માંડી. બ્રહ્મદેશને હિંદથી છૂટું પડ્યા પછી ચોખાની તંગી વધારે ઊભી થઈ. પરિણામે ૧૯૩૬-૩૭થી બ્રહ્મદેશમાંથી ચોખાની આયાત શરૂ થઈ ને તે વર્ષોવર્ષ વધતી જ ચાલી. બ્રહ્મદેશ જાપાનના હાથમાં સપડાયું ત્યારે જ ચોખાની આયાત બંધ થઈ ને પરિણામે ૧૯૪૨માં બંગાળમાં ભયંકર દુષ્કાળ પડ્યો. એ વખતના વાઈસરોય લૉર્ડ વેવલ પરિસ્થિતિનો અભ્યાસ કરવા બંગાળ ગયા ને આવ્યા પછી દેશમાં ખોરાકની તંગીને પહોંચી વળવા અનાજના અંકુશો દાખલ કર્યા. વળી એ વખતે સરકાર વધુ નાણું છાપીને દેશમાં ધામા નાખીને પડેલા અમેરિકન સૈનિકોને સારામાં સારી જાતનું અનાજ પૂરું પાડતી હતી; આથી મૂળ તંગીમાં આ વણનોતર્યા પરદેશી મહેમાનોએ ઉમેરો કર્યો ને દેશની અન્નવિષયક મુશ્કેલીઓ વધી. પરિણામે અનાજના ભાવ આસમાને ચડવા લાગ્યા ને ગરીબોની મુશ્કેલીઓ બમણી થઈ.

લડાઈની જરૂરિયાતોને પહોંચી વળવા માટે સરકારે 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ જગાવી ને એક ખાસ પ્રચારખાતું ખોલી એ ઝુંબેશને સફળ બનાવવાના પ્રયત્નો આદર્યા. જો કે સરકારનું એટલું સદ્ભાગ્ય કે ૧૯૪૦થી માંડીને ૧૯૪૫ સુધીનાં પાંચેય વર્ષ પાક સારો ઊતર્યો ને લડાઈના સૈનિકોની જરૂ-





રિયાતો પૂરી પાડી શકાઈ; પરંતુ 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ ફક્ત ચોપાનિયાં દ્વારા જગાવવામાં આવી હોવાથી ને પ્રજામત સરકાર વિરૂદ્ધ હોવાથી સફળ નીવડી નહીં. અનાજની આયાત વધતી જ ચાલી. ૧૯૪૫માં અન્ન આયાતનું ખર્ચ રૂ. ૧૩ કરોડ હતું તે વધીને ૧૯૪૮માં રૂા. ૧૩૦ કરોડ થયું. આ ઉપરાંત ખોરાકના નિયંત્રણ વિભાગને નિભાવવા માટે સરકારને ખર્ચ વધારતા જ જવું પડયું. આજે એ ખર્ચ લગભગ ૧૩,૯૧ કરોડ રૂપિયા છે. આ પરિસ્થિતિએ દેશભરમાં ચિંતાની લાગણી જન્માવી છે ને પાર્લામેન્ટમાં તથા જાહેર સ્થળોએ પણ 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશની સફળતા–નિષ્ફળતા વિષે ખૂબ ચર્ચા ચાલી રહી છે.

'વધુ અનાજ વાવો'નું આંદોલન લડાઈ દરમિયાન શરૂ થયું ને એ આંદોલનને આજે લગભગ ૧૦ વર્ષ પૂરાં થયાં. એની પાછળ ખર્ચ પણ ખૂબ કરવામાં આવ્યું; પરંતુ ખોરાકના આંકડા તપાસીએ તો સમજાય છે કે ખોરાકનું ઉત્પાદન લડાઈ પહેલાં હતું એના કરતાં થોડું ઘટયું છે ને એના પ્રમાણમાં ૧૦ વર્ષના ગાળામાં વસ્તી વધી છે. જો કે અન્ન ઉત્પાદન ઘટવા માટે કુદરતની ખફા મરજી પણ જવાબદાર છે; આમ છતાં સરકારી અંકુશોને કારણે ખેડૂતને અન્ન ઉત્પાદનમાંથી ઓછી આવક મળે છે. કોઈ કોઈ વાર તો સરકાર અનાજના જે ભાવ ખેડૂતને બાંધી આપે છે એમાંથી ઉત્પાદન ખર્ચ પણ નથી નીકળતું. પરિણામે ખેડૂત અનાજ ઉત્પન્ન કરવા કરતાં વેપારી પાકો ઉત્પન્ન કરવા તરફ વધુ વળ્યો છે, અને 'વધુ અનાજ વાવો'નું કાંઈપણ સક્રિય કાર્યક્રમ વગરનું સરકારી પ્રચાર સૂત્ર જરાય અસરકારક નીવડયું નથી. મુંબઈ રાજ્યમાં 'વધુ અનાજ વાવો'ની યોજનાની નિષ્ફળતાની ખૂબ ચર્ચા થવા માંડી ત્યારે મુંબઈ સરકારના ખેતી ખાતાના પ્રધાને ૨૯મી માર્ચ, ૧૯૫૧ના રોજ 'વધુ અનાજ વાવો' આંદોલનની સિદ્ધિઓનો ક્યાસ કાઢવા માટે શ્રી. બી. એમ ગુપ્તેના અધ્યક્ષપદ નીચે એક સમિતિ નીમી હતી. આ સમિતિએ મુંબઈ રાજ્યની 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશનો શરૂઆતથી માંડીને આજસુધીનો અભ્યાસ કરી એણે કાંઈ સિદ્ધિ મેળવી છે કે કેમ એ શોધવાનું હતું અને એની કાર્યપદ્ધતિ સુધારવા માટે કયા પગલાં ભરવાં જોઈએ એ સૂચવવાનું હતું.

આ સમિતિએ પોતાનો અહેવાલ સુપ્રત કર્યો ને સરકાર આ અહેવાલની વિચારણા કરે છે: લોકો તો આવી ઘણી ચોડી યોજનાઓથી કંટાળી ગયા છે ને એમને તો અંકુશ રાજ્યમાંથી વહેલામાં વહેલી તકે મુક્તિ જોઈએ છે. આથી જ આ અહેવાલ અંગે થોડું વિવેચન જરૂરી બને છે.

સામાન્ય રીતે મુંબઈ રાજ્યનું અન્ન ઉત્પાદન રાજ્યની વસ્તી માટે પૂરતું નથી. 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ કેટલાંય વર્ષોથી શરૂ થઈ હોવા છતાં નક્કર યોજના તો ૧૯૪૬–'૪૭માં જ તૈયાર થઈને ૧૯૪૭–'૪૮ થી ૧૯૫૧–'૫૨ના પાંચ વર્ષ દરમિયાન એ અમલમાં રહી. ૧૯૪૭–'૪૮માં ઉત્પાદન ૨,૨૬,૦૦૦ ટન વધશે ને ૧૯૫૧–'૫૨માં એ ૫,૪૭,૦૦૦ ટને પહોંચશે એવી આશા સેવવામાં આવી હતી; પરંતુ વળી પાછો યોજનામાં ફેરફાર કરવામાં આવ્યો છે ને ૧૯૫૧–'૫૨માં વધારાનો ઉત્પાદનનો આંકડો ૨,૯૧,૦૦૦ ટને પહોંચાડવાનો મનસુબો રાખવામાં આવ્યો છે; પરંતુ કુલ ઉત્પાદનના આંકડા જોઈએ તો સમજાય છે કે અનાજ વધુ ઊગવાને બદલે ઉલટું ઘટ્યું છે.

| વર્ષ | ઉત્પાદન (હજાર ટનમાં) |
|---|---|
| ૧૯૪૩–૪૪ | ૩૧૨૯ |
| ૪૪–૪૫ | ૨૭૯૬ |
| ૪૫–૪૬ | ૨૪૦૦ |
| ૫૦–૫૧ | ૩૦૬૭ (વિલીનીકરણ પછીના) |

આ ઉપરાંત રાજ્યની અનાજની આયાત પણ વધી છે.

| વર્ષ | હજાર ટન |
|---|---|
| ૧૯૪૨–૪૩ | ૪૪૫ |
| ૧૯૪૮–૪૯ | ૧૦૮૭ |

આ પરિસ્થિતિમાં મુંબાઈ સરકાર કઈ રીતે કહી શકે કે 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ સફળ નીવડી છે? સરકારની પ્રચાર પુસ્તિકા 'આજનો પ્રાણપ્રશ્ન ખોરાક તો એમ કહે છે કે સરકારે ૧૯૪૭–'૪૮ થી ૧૯૪૯–'૫૦ સુધીમાં ૧,૫૧,૦૦૦ ટન વધુ અનાજ ઉત્પન્ન કર્યું છે: પરંતુ એમાંનું કેટલું 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશને કારણે—એ કહેવું મુશ્કેલ છે.

'વધુ અનાજ વાવો'નું આંદોલન સફળ બનાવવા માટે કરવામાં આવેલા પ્રયત્નનો ક્યાસ કાઢીએ તો સમજાય છે કે ૧૯૪૭–'૪૮ થી ૧૯૪૯–'૫૧ દરમિયાન અન્ન ઉત્પાદનમાં સરકારી આંકડા પ્રમાણે નીચે મુજબ વૃદ્ધિ થઈ છે.

| વર્ષ | વધારાનું અન્ન ઉત્પાદન | | લક્ષ્ય |
|---|---|---|---|
| ૧૯૪૭–'૪૮ | ૯૨,૦૦૦ | ટન | – ટન |
| ૧૯૪૮–'૪૯ | ૧,૦૯,૦૦૭ | ,, | ૧,૮૨,૦૦૦ |
| ૧૯૪૯–'૫૦ | ૧,૫૧,૦૦૦ | ,, | ૨,૪૯,૦૦૦ |
| ૧૯૫૦–'૫૧ | ૧,૮૨,૦૦૦ | ,, | ૨,૯૧,૦૦૦ |

લક્ષ્ય અને વાસ્તવિક ઉત્પાદનના આંકડા જોઈએ તો ધારેલા ઉત્પાદનના ૬૦ ટકા ઉત્પાદન જ શક્ય બન્યું છે; પરંતુ આટલું ઉત્પાદન વધારવા માટે મુંબાઈ સરકારે ૧૯૪૭–'૪૮થી ૧૯૫૦–'૫૧ સુધીમાં કરેલું ખર્ચ રૂ. ૪૬૪ લાખ છે; એટલે કે ૫,૩૪,૦૦૦ ટન વધારે ઉત્પન્ન કરવા માટે મુંબાઈ સરકારે ૪૬૪ લાખ રૂપિયા (૧ ટન=૮૬ રૂપિયા)નું ખર્ચ તો અવાર નવાર કર્યા જ કરવું પડે એવું છે.

'વધુ અનાજ વાવો'ની ઝુંબેશમાં સારાં બીજ પૂરાં પાડવાની યોજના, સારું ખાતર પૂરું પાડવાની યોજના, નહેર વિકાસ યોજના, જમીન વિકાસ યોજના વગેરેનો સમાવેશ થાય છે. ૧૯૫૦–૫૧ માં ૭૦,૫૦૦ બંગાળી મણ સુધરેલી જાતનું બી સરકારે ખેડૂતોને વહેંચ્યું હતું; ૧,૮૭,૦૬૦ ટન ખાતર પૂરું પાડ્યું હતું, ૬,૮૬,૦૦૦ એકર જમીન પર બંધ-પાળો બંધાવી આપ્યા હતા ને ૧૪,૬૦૦ નવા કૂવા કરાવી આપ્યા હતા. લોખંડ, સીમેન્ટ વગેરે પૂરાં પાડવામાં પણ સરકારે મદદ કરી હતી.

૧૯૫૦–૫૧ માં ૧,૮૨,૦૦૦ ટન વધુ અનાજ ઉત્પન્ન થયું એમાં ૧,૦૨,૦૦૦ ટન ઉત્પન્ન કર્યાનો યશ સારાં બીને, ૬૯,૦૦૦ ટન ઉત્પન્ન કર્યાનો યશ સારા ખાતરને, ૨૩,૦૦૦ ટન ઉત્પન્ન કર્યાનો યશ બંધ-પાળોને ને ૨૦૦૦ ટન ઉત્પન્ન કર્યાનો યશ અન્ય યોજનાઓને ફાળે જાય છે. આ રીતે સારાં બી એ ઉત્પાદન વધારવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એ નિર્વિવાદ છે, પરંતુ જે લખલૂટ ખર્ચ સરકારે આ યોજનાઓ પાછળ કર્યું છે એ જોતાં આટલું ઉત્પાદન ઘણું શરમ ભરેલું કહેવાય, વળી એક મોટા રાજ્ય માટે ઉપરના આંકડા જરાય ગૌરવ લેવા જેવા ગણી શકાય નહીં. જો કે સમિતિને તો ફક્ત સારાં બીના ઉપયોગ દ્વારા ઉત્પાદન આટલું વધારી શકાય કે કેમ એ વિષે શંકા છે અને એણે આ મુદ્દાની ઊંડી તપાસ કરવાનું પણ સૂચવ્યું છે, 'વધુ અનાજ વાવો' આંદોલન પોતાના જિલ્લામાં સફળ નીવડ્યું છે એવું ઉપરી અમલદારના મનમાં ઠસાવી એની મહેરબાની મેળવવાના હેતુથી પણ ઘણા કલેક્ટરોએ ખોટા આંકડા ભરી મોકલ્યાની વિગતો બહાર આવી છે. વળી જ્યાં સુધી જમીનની ફળદ્રુપતા ન વધે ત્યાં સુધી સારાં બી દ્વારા કે અન્ય ઉપાયોથી વધારવામાં આવેલું અન્ન ઉત્પાદન કાયમ એ આંકડા સુધી પહોંચી શકશે કે કેમ એ મુદ્દો વિચારવા જેવો છે. ટૂંકમાં સમિતિએ પોતે જ સરકારના ઉત્પાદન આંકડા અંગે શંકા વ્યક્ત કરી છે ને આંકડા એકઠા કરવાની પદ્ધતિમાં સુધારો કરવાની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો છે. એ નિર્વિવાદ છે કે જ્યાં સુધી પાણીનો પુરવઠો વધારવામાં નહીં આવે અને ખેતીનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ





વિચાર કરવામાં નહીં આવે ત્યાં સુધી અન્નના પ્રશ્નનો ઉકેલ આવી શકશે નહીં.

સમિતિએ અન્ન ઉત્પાદન વધારવા માટે કરવામાં આવેલાં બીજાં કેટલાંક સૂચનોનો પણ અભ્યાસ કર્યો છે ને અંતે એવું તારણ બાંધ્યું છે કે અનાજ અંકુશોનો પ્રશ્ન અખિલ હિંદના ધોરણે હલ કરવો જોઈએ. લેવીની યોજના પણ સમિતિને ક્ષતિપૂર્ણ લાગે છે કારણ કે એમાં નાના ખેડૂતોને ઠીક ઠીક નુકશાન ભોગવવું પડે છે.

'વધુ અનાજ વાવો' ઝુંબેશ સમિતિએ 'રાજ્ય ખેતી સંઘ' (State Agricultural Corporation)ની સ્થાપના કરવાનું સૂચવ્યું છે. આ સંઘ નફાનો હેતુ લક્ષમાં રાખ્યા વિના અન્નના વેપાર અંગેની જવાબદારી સંભાળે તો અનાજનો પ્રશ્ન ઉકલી શકે એમ સમિતિ માને છે; પરંતુ આવા સંઘો દ્વારા વેપાર સારી રીતે નથી ચાલી શકતો એ ભૂતકાળનો અનુભવ છે. આથી સમિતિનું આ સૂચન બહુ વ્યવહારૂ નથી. આ ઉપરાંત સમિતિએ ખેતી વિભાગનું તંત્ર સુધારવાનું સૂચન કર્યું છે; પરંતુ કોઈ નવી પદ્ધતિ સૂચવી નથી.

નવાઈની વાત તો એ છે કે સહકારી પ્રવૃત્તિ આ કામ પાર પાડવામાં કેટલો મહત્વનો ભાગ ભજવી શકે એ વિષે બહુ જ ઓછો ઉલ્લેખ છે. દુનિયાના ઘણા દેશોમાં ખેતી વિકાસ માટે સહકારી પ્રવૃત્તિ એક ઉત્તમ સાધન મનાયું છે ને આપણા દેશમાં પણ સરકાર ને લોકસેવકો પૂરતો પ્રયત્ન કરે તો સહકારી પ્રવૃત્તિઓ દ્વારા સુંદર પરિણામો નીપજાવી શકાય એમ છે.

વળી પંચવર્ષીય યોજના મુંબઈ રાજ્યને કઈ રીતે 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશ પાર પાડવામાં સહાયભૂત નીવડી શકશે એ વિષે સમિતિએ થોડો વિચાર કર્યો હોત તો સારૂં હતું; આમ છતાં સરકારે ગામડાંમાંથી અંકુશો ઉઠાવીને એક સ્તુત્ય પગલું ભર્યું છે. જો ખેડૂતને એના માલની પૂરતી કિંમત ન મળે તો એ વધુ અનાજ ઉગાડવા તરફ શા માટે ન વળે એ સમજાય એવી વાત છે; પરંતુ અત્યારે તો દરેક રાજ્ય પોતાની મરજી મુજબ પ્રયોગો કરે છે ને પરિણામે દેશ એક ચોક્કસ દિશામાં આગળ વધી શકતો નથી. નહીંતો લાખો રૂપિયાનું ખર્ચ કરવા છતાં પરિસ્થિતિ શા માટે ન સુધરે? સરકારની લેવી યોજનામાં પણ એટલી બધી બદીઓ ઘૂસી ગયેલી છે કે લોકોનું માનસ સંપૂર્ણપણે ન બદલાય અથવા તો સરકાર લાંચિયા અમલદારો કે કારકુનોને દંડે નહીં તો લેવી યોજના પણ સફળ નીવડવાની સંભાવના ઓછી છે.

'મુંબઈની પ્રગતિકૂચ' નામની 'ખેતીવાડી' અંગેની પ્રચાર પુસ્તિકાના છેલ્લા પાને સરકારે 'ગ્રામ અન્નોત્પાદન સમિતિઓ' નીમ્યાની ને 'જિલ્લા વિકાસ મંડળો' સ્થાપ્યાની વાતો કરી છે; પરંતુ એ મંડળોની પ્રવૃત્તિ મુખ્યત્વે લાગતાવળગતાઓને સીમેન્ટ ને પતરાં કે તગાવી આપવા પુરતી જ પરિમિત રહી છે. 'વધુ અનાજ વાવો'ને લગતી ઝુંબેશ ભીંતપત્રો દ્વારા થાય છે; પરંતુ ખેડૂત એ ભીંતપત્રમાં કશું સમજતો નથી ને હવે તો એ ધા ખાઈ ખાઈને એટલો આળો થઈ ગયો છે કે આવી ભીંતપત્રિકાઓ એને અનાજ કાળા બજારમાં વેચતાં અનાજને બદલે કપાસ વગેરે વાવતાં રોકતી નથી.

વૃક્ષારોપણો, સભાઓ, ચલચિત્રો ને ભીંતપત્રો એ બધાં તો ઉત્પાદન વધારવાનાં બુઠ્ઠાં શસ્ત્રો છે. મુખ્ય શસ્ત્ર બાજુ પર મૂકી રાખીને એ બધાં ગૌણ શસ્ત્રોનો ઉપયોગ વધારવાથી કાંઈ નહીં વળે; પણ મુખ્ય શસ્ત્રની સાથે સાથે જ ગૌણ શસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવશે તો પરિણામ સુંદર આવશે ને આ ભૂમિ ધાન્યથી છલકાઈ જશે. નાની સિદ્ધિને મોટી ગણાવી લાંબા આંકડા પ્રસિદ્ધ કરવાના મોહમાંથી સરકાર ઉગરશે તો જ આપણા આ ગૂંચવાયેલા અનાજના પ્રશ્નનો સાચો ઉકેલ આવશે, નહીં તો આ આંકડા જ સરકારને સત્તાચ્યુત કરશે. *

* એચ. એલ કૉલેજ ઑફ કોમર્સ (અમદાવાદ)ના વાર્ષિક મુખપત્રના સૌજન્યથી.

✱

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

> દિવસે દિવસે વધુ ને વધુ લોકપ્રિય બનતી જતી આ લેખમાળાના આગળ વધતા આ પ્રકરણમાં ગાંધીવાદની ગ્રામોદ્ધારની ગજબનાક નિષ્ફળતા છતી થઈ છે. ગ્રામોદ્ધાર કરતા ગાંધીવાદે આશ્રમો અને વિદ્યાપીઠો ગામડાંમાં નહિ પણ શહેરોમાં જ સ્થાપ્યાં. ગ્રામોદ્ધાર કે શહેરોદ્ધાર એમાંથી કશું ન થઈ શક્યું!

## પ્રકરણ ૧૯ મું (ચાલુ)

## ગાંધી દર્શન

### ગૃહોદ્યોગો

ગૃહોદ્યોગોવિદોની મહાત્માજીની કલ્પના અને તેની પાછળનું માનસ આપણે સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ. ખેડૂતનું ઉત્પન્ન વધારવા માટે પૂરક ધંધા તરીકે મહાત્માજીએ દેશ આગળ ગૃહોદ્યોગો અને ગ્રામદ્યોગો મૂકયા. એની પાછળનાં પ્રેરક બળો બે હતાં. ભૂતકાળનું આદર્શીકરણ અને યંત્રદ્વેષ. ગૃહોદ્યોગોની બાબતમાં મહાત્માજી ભૂતકાળની વાસ્તવિક પરિસ્થિતિને અનુસરવા માગતા નહોતા. જેમકે ગામડાંઓમાં ઉત્પન્ન થતું તે પરદેશની નિકાસને માટે થતું એમ મહાત્માજી બિલકુલ માનતા નહોતા. એ તો ગૃહોદ્યોગો મારફતે ભવિષ્યમાં વિકેન્દ્રિત અને અહિંસક સમાજની રચના કરવા માગતા હતા. હવે ગૃહોદ્યોગોનો બીજો ઉપયોગ જોઈએ. જાપાન અને જર્મનીમાં ગૃહોદ્યોગો છે, પણ તે મોટા ઉદ્યોગોના પૂરક ઉદ્યોગો તરીકે અને નહિ કે સ્વતંત્ર ઉદ્યોગો તરીકે. મહાત્માજીના દર્શક જેવા અનુયાયીઓ ભલે જાપાનની પદ્ધતિનાં ગૃહોદ્યોગોની હિમાયત કરતા હોય, પણ મહાત્માજીએ પોતે એ ગૃહોદ્યોગોની કંઈ હિમાયત કરી નથી. એમણે કયારેય-કયાંય કહ્યું નથી કે ખેડૂત પોતાની નવરાશના વખતમાં વીજળીની મદદ વડે વિમાન, મોટર, બાઈસિકલ, ફાઉન્ટનપેનો અને બેટરીના છૂટા ભાગો પોતાના ઝૂંપડામાં તૈયાર કરી શહેરમાં કેન્દ્રિત ઉદ્યોગોની પૂર્તિ માટે મોકલી આપી પોતાની આર્થિક સ્થિતિ સુધારે. ઊલટ પક્ષે એમનું ગામડાં વિષેનું સ્વપ્ન તો હંમેશાં ધૂળિયા રસ્તા, માટીનાં ઘરો, બળદની ખેતી, છાણનું ખાતર, રેંટિયો, તકલી, ઘાણી, ઘંટી અને કોડિયાં દ્વારા જીવતા સ્વયં સંપૂર્ણ સમાજનું જ રહે છે.

ત્રીજી રીતે જોઈએ તો આ ગૃહોદ્યોગોમાં મહાત્માજી ન છૂટકે જ આધુનિક સુધારાવધારા ઇચ્છતા હતા. એમાં સુધારાવધારા પરત્વે એમનું માનસ હમેશાં આપણા ખેડૂત જેવું જ સંરક્ષક માનસ રહે છે. આપણા ખેડૂતનું સામાન્ય રીતે માનસ એ હોય છે કે બહારથી આવેલો કોઈ પણ સુધારો સોએ સો ટકા સફળ સાબિત ન થાય ત્યાં સુધી એ નવો અખતરો કરી, ખતરામાં પડવા માગતો નથી હોતો. મહાત્માજીની યંત્રો પરત્વેની દૃષ્ટિ બરાબર આવી જ હતી.

'હિંદ સ્વરાજ'માં તેમણે યંત્રોનો હડહડતો વિરોધ કર્યો. પણ એ વિરોધ પાછળથી મોળો કર્યો. એમાં એમની દૃષ્ટિ માત્ર એટલી જ હતી કે પશ્ચિમની સંસ્કૃતિ સાથેના દૂષિત સંપર્કથી આપણા સમાજ–જીવનમાં જેટલો યંત્રવાદ અનિવાર્ય બન્યો હોય, તેટલાનો લાચારીથી ન ટાળી શકાય એવા અનિષ્ટ તરીકે સ્વીકાર કરવો. એમણે પોતે કયાંય કદી કહ્યું નથી કે, હિંદમાં રેલ્વેઓ, મોટરો, વિમાનો, મિલો, કારખાનાં, યંત્રો અને શહેરોનો ધૂમ વધારો કરવાની ખાસ જરૂર છે. એમણે રેંટિયા જેવા ભૂતકાળનાં પ્રતીકનો ગુણાકાર ઇચ્છયો છે, ક્ષ–કિરણો જેવા અર્વાચીન પ્રતીકોનો નહિ. અલબત્ત, તેમણે સિંગરના સંચાનો સ્વીકાર કર્યો છે, પણ સિંગરના સંચાથી સાયકલ સુધીની ચીજો જો ગામડામાં આવતી થાય, તો એને માટે જે કેન્દ્રિત ઉદ્યોગો જોઈએ તેની મારફતે થતી હિંસા કેવી રીતે અટકાવવી એનો ઉકેલ તેમણે કયાંય સૂચવ્યો નથી.





મહાત્માજી યંત્રોના કેટલા પ્રબળ વિરોધી હતા અને કેવળ લાચારીથી એનો કેવી રીતે ઉપયોગ કરતા હતા, એનો મોટામાં મોટા પુરાવો તો એ છે કે એ પોતે જીવનના અંત સુધી વિમાનમાં કદી બેઠા નથી. મનુબેન ગાંધીની ડાયરી જોતાં માલુમ પડે છે કે, પોતાના જીવનના અંતકાળમાં પણ તેમણે 'હિંદ સ્વરાજ'ના દૃષ્ટિબિંદુને પરિસ્થિતિના દબાણ હેઠળ સહેજસાજ ઉદાર બનાવ્યું છે.

રેંટિયાની ઉત્પાદન શક્તિ વધારવા માટે એમણે કે એમના અનુયાયીઓએ કોઈ શાસ્ત્રીય પ્રયોગો કર્યા નથી. એમના તરફથી બીજાઓને જ્યારે નવો રેંટિયો રજૂ કરવા માટે એક લાખ રૂપિયા આપવાનું જાહેર થયું, ત્યારે શોધાયેલા નવા રેંટિયાઓમાંથી એક પણ રેંટિયે એમની અશક્ય શરતો પૂરી કરી નહિ. એમણે તો એમ કહ્યું કે મારે એવો રેંટિયો જોઈએ કે જે બગડે તો એને ગામડાનો લુહાર કે સુથાર સુધારી શકે. જાણે ગામડાનો સુથાર કે લુહાર યાવત્ચંદ્ર દિવાકરૌ આવી ને આવી પછાત દશામાં રહેવાનો હોય! મહાત્માજીએ રજૂ કરેલી અશક્ય શરતોથી એમનો જરી પુરાણો રેંટિયો સહીસલામત રહ્યો અને એમનો પ્રચાર સતત ચાલુ રહ્યો. એ રેંટિયા ઉપરથી એમની શ્રદ્ધા જીવનના અંત સુધી ચળી નહિ. દિલ્હીના હિંદુ-મુસ્લિમ એકતા માટેના એમણે કરેલા પાંચ દિવસના ઉપવાસ વખતે એક ગામના કાર્યકર્તાએ તેમને પૂછેલું કે, 'બાપુ! આ ઉપવાસમાં જો કદાચ આપનું નિર્વાણ થાય તો અમારે કયો માર્ગ લેવો?' મહાત્માજીએ તુર્ત જ જવાબ દીધો : 'એમાં મને શું પૂછો છો? એક રેંટિયાનો પ્રચાર જ અનેક કાર્યકર્તાઓને અખૂટ કામ આપી શકે એમ છે.'

રેંટિયા વિષે મહાત્માજીને એટલી બધી શ્રદ્ધા હતી કે, દેશના પ્રાણપ્રશ્ન જેવા નહેરોના પ્રશ્ન વિષે તેમણે રેંટિયા કરતાં હજારમા ભાગનું પણ ધ્યાન આપ્યું નથી.

એવું ને એવું વીજળીના પ્રશ્ન વિષે. એમની પાસે જો કોઈ વીજળીની વાત લઈને આવે તો તે હસતે મોઢે સ્વીકારી લેતા પણ સામેથી એવી અશક્ય શરતો મૂકી દેતા કે એ માણસ ફરીથી એમની પાસે ઢૂંકે નહિ!

એ એમ કહેતા કે વીજળી જો ઘેરેઘેર પહોંચી શકે એમ હોય અને સર્વના કલ્યાણ માટે એનો ઉપયોગ થઈ શકે એમ હોય તો મારે એનો કશો વિરોધ નથી. પણ સાથે સાથે એ એવો ભય બતાવતા કે સસ્તી વીજળી માટે જે વીજળીનું કેન્દ્ર ઉત્પાદન થાય, તે કેન્દ્ર યુદ્ધ વખતે નકામું થાય અને આડકરી રીતે હિંસા તરફ દોરી જાય. એટલે એ જલબંધો મારફતે સસ્તી વીજળી પ્રત્યે સહેજે ઉત્સાહ બતાવતા નહોતા. લેનિને જે રીતે રશિયાનો ઉદ્ધાર સોવિયેટ અને વીજળીમાં જોયો, તેવી રીતે મહાત્માજીએ હિંદનો ઉદ્ધાર કદી વીજળીમાં જોયો નથી. જો ખરેખર એમને વીજળીમાં રસ હોત તો એમના માટે તો એ કામ સાવ સહેલું હતું પોતાના સાબરમતી આશ્રમમાં જ એ વીજળી ઉપર સીધે-સીધી મિલની ત્રાક ગોઠવી શકત. પણ એવું તેમણે કદી કર્યું નથી. ઊલટ પક્ષે જ્યારે તેમના એક વિશ્વાસુ સાથીએ એમના જીવનના છેવટના ભાગમાં સાબરમતી આશ્રમનું વિદ્યુત્કરણ કરવાની માગણી રજૂ કરી, ત્યારે તેમણે તેનો વિરોધ કર્યો હતો.

હેન્રિ ફોર્ડ વર્તમાન યુગને યંત્રયુગ કહેવા કરતાં શક્તિયુગ કહેવો વધુ પસંદ કરે છે. યંત્ર એ તો શક્તિનો સદુપયોગ કરવાનું સાધન માત્ર છે. અને શક્તિના ઉપયોગની બાબતમાં મહાત્માજીને માનવશક્તિ સિવાય બીજી કોઈ શક્તિ ઉપર ઈતબાર નહોતો.

આ મુદ્દા પરત્વે જો કોઈને કશી શંકા હોય તો તે નીચેનો મહાત્માજીનો પોતાનો જ એકરાર વાંચે :

"માણસની મજૂરીની જગ્યા લઈ તેને નકામી બનાવે અને સત્તાને થોડા લોકોના હાથમાં એકઠી કરી આપે તેવાં યંત્રોને આ ચિત્રમાં સ્થાન નથી. સુસંસ્કૃત માનવી–સમાજ—કુટુંબમાં મજૂરીનું સ્થાન અનન્ય છે. જે યંત્ર દરેક વ્યક્તિને સહાયરૂપ થાય તેને અહીં સ્થાન છે. પણ મારે કબૂલ કરવું જોઈએ કે આવું યંત્ર કેવું હોય અથવા હોવું જોઈએ તેનો વ્યવસ્થિત વિચાર કરવા હું કદી બેઠો નથી. સિંગરના સીવવાના સંચાનો વિચાર મેં કર્યો છે, પરંતુ તે પણ ઉપરચોટિયો અથવા કામચલાઉ કે તૂટક જ કહેવાય. મારું ચિત્ર પૂરું કરવાને હમણાં જ એ વિચાર કરવા બેસવાની જરૂર નથી."×

એ જ રીતે ગાંધીવાદી ગૃહોદ્યોગોને આપણે ચીનના ગૃહોદ્યોગો સાથે પણ સરખાવી શકીએ નહિ. કારણ કે ચીનમાં ચરખાનો ઉપયોગ થયો તે અત્યંત ગરીબી અને રાજકીય અંધાધૂંધીને કારણે. એટલે ચીને હાથ ઉદ્યોગોને આપદ્ધર્મ તરીકે સ્વીકાર્યા હતા, આદર્શ તરીકે સ્વીકાર્યા નહોતા. ચીનનો આદર્શ તો રશિયા હતું અને છે. ચીનમાં રેંટિયો એ પહેલો શબ્દ હતો, આપણે ત્યાં એ છેલ્લો શબ્દ છે.

જેવું રેંટિયાનું તેવું જ બીજા ગૃહોદ્યોગોનું. ચામડાના, સાબુના વગેરે ઉદ્યોગોમાં તૈયાર થતા મધ્યમ વર્ગના માણસો એ ઉદ્યોગોના જોર ઉપર કદી ગામડામાં પોતાનો જીવનનિર્વાહ કરી શક્યા નથી. તેઓ આ પ્રકારના ગૃહોદ્યોગોમાં મળેલી તાલીમને કારખાનામાં નોકરી મેળવવાના પરવાના તરીકે આજ સુધી ઉપયોગ કરતા આવ્યા છે.

રેંટિયાનો આધ્યાત્મિક અર્થ જે કંઈ થતો હોય તે ખરો. વાસ્તવિક અર્થ માત્ર એટલો જ થાય છે કે એ શ્રીમંતોનો નિવૃત્તિ-વિનોદ છે. મધ્યમ વર્ગના લોકોને નોકરીનું સાધન છે અને ગરીબ વર્ગના લોકો માટે 'બેઠા કરતા બેગાર ભલી' એ સૂત્રને અમલમાં મૂકવાનું વ્યવહારુ સાધન છે. આ કમનસીબ દેશમાં મળતી અત્યંત સસ્તી મજૂરીને કારણે જ રેંટિયા દ્વારા ગરીબોનું શોષણ શક્ય બન્યું છે. રેંટિયાને અને બીજા ગ્રામોદ્યોગોની પ્રવૃત્તિને રચનાત્મક કામને નામને ઓળખવામાં મોટી ભૂલ થાય છે. એ કાર્યને રાહત કાર્યના નામે ઓળખવું જોઈએ. એને વિશેષ મહત્વ આપીને આપણે શબ્દની શક્તિનો દુર્વ્યય કરી રહ્યા છીએ.

## ગૌરક્ષા

આ ક્ષેત્રમાં મહાત્માજીને ખૂબ રસ હતો, પણ વ્યવસ્થિત દોરવણીનો અભાવ અને બીજાં અનેક કારણોને લઈને એમાં પણ કંઈ જ નોંધપાત્ર કાર્ય થઈ શક્યું નહિ.

સાબરમતી આશ્રમમાં શરૂઆતથી જ ખોટા ગણેશ મંડાયા. ત્યાં કાંકરેજી ગાયો લાવવાને બદલે ગિરની ગાયો આણી એ ગાયો ગર્ભપાતના વ્યાધીથી પીડાતી. એનો હજુ સુધી કોઈ ઉકેલ જડ્યો નથી.

એ ઉપરાંત ગાંધીવાદી અર્થશાસ્ત્રમાં ગૌરક્ષાને બંધબેસતી કરવા માટે વધુ દૂધ આપે અને સારા બળદ આપે એવી બેવડી ઉપયોગિતાવાળી ગાયો ઉત્પન્ન કરવાનો છેલ્લા ત્રીસ વર્ષ પ્રયત્ન કરવામાં આવ્યો. પણ એ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા.

આ ક્ષેત્રમાં મહાત્માજીની સિદ્ધિ માત્ર એટલી જ કે એમણે ગૌરક્ષા સાથે અર્થશાસ્ત્રને જોડ્યું અને રબારીઓ અને પાંજરાપોળોની ગૌરક્ષા કરતાં તેઓ એક ડગલું આગળ વધ્યા. બાકી તો યુરોપ અમેરિકાની સાથે હરીફાઈ કરવાની વાત બાજુએ મૂકીએ તો પણ આખા હિંદને દોરવણી આપી શકે એવી એક પણ નમુનેદાર ગૌશાળા આપણને ગાંધીયુગે આપી નથી.

---

× "પૂર્ણ સ્વરાજ." ગાંધીજી. હરિજનબંધુ. ૨૮–૭–'૪૬





શહેરો

આપણા દેશમાં ગામડાં આપણું વિશેષ ધ્યાન માગે છે. એ વાત સાચી, પણ એટલા ઉપરથી આપણે એમ માની લેવું ન જોઈએ કે આપણાં શહેરો આદર્શ સ્થિતિમાં છે. આપણાં શહેરો પણ ઘણી સુધારણા માગે છે. આજે તો એ પશ્ચિમની સંસ્કૃતિના સદ્‌ગુણોનો નાનો અને દુર્ગુણોનો મોટો પડઘો પાડનારા સાંસ્કૃતિક કેન્દ્રો બની ગયાં છે. એમનાં નવસર્જનની દિશામાં ગાંધીવાદનું કશું જ નોંધપાત્ર અર્પણ નથી. એમને ગૂમડાં કહે એ વાસ્તવિકના અલોપ થવાની નથી.

કેળવણી

જ્યારથી આપણું સ્વમાન અને સ્વભાન જાગ્યું, ત્યારથી ગુરૂકુળોથી માંડીને, ગ્રામ વિદ્યાપીઠો સુધીના અનેક શિક્ષણપ્રયોગો આપણે ત્યાં થયા. એમાં સૌથી મોટા પ્રયોગો મહાત્માજીની નેતાગીરી હેઠળ થયા. આ પ્રયોગોનો ઉદ્દેશ એટલો જ હતો કે જૂની કેળવણી જે સાહેબો કારકુનો અને વેદીઆઓ પેદા કરતી એને બદલે નવી કેળવણી મારફતે એવા લોકનાયકો તૈયાર કરવા કે જે ગામડાંઓનો એમની અધમ દશામાંથી ઉધ્ધાર કરે.

પણ આ કાર્યમાં મહાત્માજી સદંતર નિષ્ફળ ગયા. યુનિવર્સિટીઓની હરીફાઈમાં કાઢવા આવેલી ગુજરાત વિદ્યાપીઠ આપણા લોકહૃદય સુધી પહોંચી શકી જ નહિ. એના પ્રાધ્યાપકો ધીમે ધીમે વાસ્તવિક જીવનમાં ગોઠવાઈ ગયા. અને મોટા ભાગના સ્નાતકો શહેરોમાં જઈને મધ્યમ વર્ગને અનુકૂળ આવે એવા નોકરી ધંધાઓમાં પોતાનો જીવન નિર્વાહ શોધવાની ખટપટમાં પડ્યા. ગાંમડાં તો હતાં ત્યાંના ત્યાં જ રહ્યાં.

ગામડામાં ઓછુંવત્તું સફળ કામ કરનારા રવિશંકર મહારાજ, નાનાભાઈ ભટ્ટ, અને જુગતરામ દવે જેવા લોકસેવકો તો જીવનની પાઠશાળામાં તાલીમ પામેલા ગાંધીરંગે રંગાએલા બ્રિટીશશાંતિના સંતાનો કહેવાય. એમનું સ્થાન લઈ શકે એવા કેટલાં નવા સ્નાતકો આપણને નવી કેળવણીએ પૂરા પાડ્યા? જૂની કેળવણી જો હજુરિયા પેદા કરતી તો નવી કેળવણીએ વ્યવહારૂ ધંધાધારીઓ, દંભી સેવકો, અને વાહિયાત વિતંડાવાદીઓને જન્મ આપ્યો.

હમણાં જ ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડેલ મોર્ગનની ગ્રામ વિદ્યાપીઠનો અનુવાદ તો બરાબર મહાત્માજીથી ઊંધા આદર્શો રજૂ કરે!

ગુજરાત વિદ્યાપીઠ નિષ્ફળ ગઈ એનાં અનેક કારણોમાં એક કારણ એ હતું કે એ કેવળ ગામડાંઓ માટેની અત્યંત ભલી લાગણી ઉપર એ રચાઈ હતી. એની પાસે ઉચ્ચ કેળવણી માટે કોઈ સ્પષ્ટ દર્શન હતું જ નહિ.

દેશને અને ખાસ કરીને ગામડાંઓને રસાયનશાસ્ત્રીઓની જરૂર છે! જો હોય તો ચાલુ કૉલેજોમાં અપાતા રસાયનશાસ્ત્રીના શિક્ષણમાં અને ગાંધીવાદી શિક્ષણમાં માતૃભાષાના માધ્યમ સિવાય બીજો કયો મૌલિક તફાવત હોય? ખબર નથી.

ગામડાંઓને દાક્તરોની જરૂર છે! તો ગાંધીવાદી મૅડિકલ કૉલેજ કેવી હોય! એની કોઈને કશી ખબર નથી એ વિષે કોઈએ કશો વિચાર કર્યો હોય એમ જણાતું નથી.

એવું ને એવું ખેતી નિષ્ણાતોથી માંડીને ઈજનેરો સુધીનું.

ઉચ્ચ કેળવણીમાં નિષ્ફળતા મળ્યા પછી મહાત્માજીએ પોતાનું ધ્યાન પાયાની કેળવણી તરફ દોર્યું. એમાં ય એમણે એમના પ્રિય રેંટીઆને કેન્દ્રસ્થાને મૂકીને પોતાનું આખું વિચારવર્તુલ રચ્યું

કામદ્વારા કેળવણીનો સિધ્ધાંત આ દેશમાં જ્ઞાતિ પ્રથાને કારણે હજારો વર્ષથી અને પશ્ચિમમાં એરીસ્ટોટલના વખતથી સારી રીતે જાણીતો છે. પણ

# કુટુંબ-નિયોજન

સી૦ એન૦ વકીલ

> આપણા સાવ નીચા ગયેલા જીવનધોરણને ઊંચે લાવવા માટે વસ્તી-વધારાને રોકવાનું પહેલું અને મોટું કામ છે. એ માટે આપણા પ્રખર અર્થશાસ્ત્રીના આ વિચારો ખરેખર મનનીય પણ છે જ. એ માટે દરેકે પૂરતો નિશ્ચય અને વિચારણા કરવી જરૂરી છે.

ખોરાક, કપડાં, રહેણાક અને જીવનની જરૂરિયાતો સુગમતાથી મેળવી શકીએ એ દરેક કુટુંબમાં રોજની વાતચીતનો વિષય થઈ પડ્યો છે. એના આંકડામાં આપણે વધુ ઊંડા ન ઊતરીએ તો પણ એ તો દેખીતું જ છે કે ભારતનું જીવન ધોરણ ઘણું જ નીચું છે; અને મોટા ભાગના લોકો પોતાની ઓછ.માં ઓછી જરૂરિયાતો પણ મેળવી શકતા નથી. હકીકતમાં મોટા ભાગના લોકો તો મરવા વાંકે જ જીવતા હોય છે. આથી એમનામાં કોઈ પણ જાતનો સામનો કરવાની શક્તિ નથી. દુકાળ જેવી પરિસ્થિતિ સામે તો ખાસ. પંચવર્ષીય યોજનામાં એ ભારપૂર્વક કહેવાયું છે કે ગમે તેવી મુસ્કેલીઓ વચ્ચે પણ યોજના એ રીતે થશે કે પાંચ વર્ષને અંતે લોકો યુદ્ધ પહેલાંના જીવનધોરણે પહોંચી શકે.

આ બાબત ઘણે ઠેકાણે ગેરસમજુત ઊભી થઈ છે. પહેલી વાત તો એ કે લડાઈ પહેલાં આપણું જે જીવનધોરણ હતું એ લડાઈ અને દેશના ભાગલાને કારણે ઘણું નીચું ગયું છે. એટલે આપણે વધુ પ્રગતિ મેળવીએ તે પહેલાં આપણી ભૂલને સુધારવી પડશે. આ ગાળા દરમિયાન દર વરસે ચાર લાખ માણસોની વસ્તીનો વધારો તો ચાલુ જ છે. અનાજના ઉત્પાદનમાં થયેલો પંચવર્ષીય યોજના મુજબનો વધારો પણ આ મોટા વસ્તી-વધારામાં વહેંચી દેવો પડશે. યુદ્ધ પહેલાંના જીવનધોરણે પહોંચવા માટે નિયોજનપંચે ઉપર મુજબનો નિર્ણય આ જ કારણે કર્યો છે. યુદ્ધ પહેલાંનું જીવન કાંઈ બહુ સંતોષકારક નહોતું; પણ આપણે આગળ વધીએ એ પહેલાં વધુ અસંતોષમાંથી ઓછા અસંતોષ તરફ પગલું ભરવું જોઈએ. જો આપણે આપણું જીવનધોરણ ઊંચે લઈ જવા માગતા હોઈએ તો પહેલાં આપણે આપણી ઝડપી પ્રગતિની ખાત્રી કરી આપવી જોઈએ. અને યોજનાને સફળ બનાવવા માટે દરેક મુશ્કેલીઓ સહન કરવી પડશે, એમાં જરા પણ ઢીલાશ કામ નહિ આવે.

એનો અંત ઊઘાડો છે. પહેલું તો આપણે ઉત્પાદન વધારવામાં આપણી દરેકે દરેક સામુદાયિક અને વ્યક્તિગત શક્તિ ખરચી નાખવી જોઈએ. અને બીજું એ કે આપણી આ યોજનાને આ ગાળા દરમિયાન ઝડપી વસ્તીવધારાથી રોધવામાં ન આવે. આ જ કારણે કુટુંબ-નિયોજનનો વિચાર રજૂ કરવામાં આવ્યો છે. માતાઓ અને બાળકોની તંદુરસ્તી યોગ્ય પ્રમાણમાં જળવાઈ રહે અને એ પોતાના જીવનને બિમારી અને હાડમારી

---

એ સિદ્ધાંતની અપૂર્ણતાને કારણે જ આપણી જ્ઞાતિસંસ્થા વિશાળ સમાજ જીવનની શોધક બની. ગાંધીવાદમાં આ સિદ્ધાંતનો વધુ વિકાસ થયો નહિ. વ્યવહારમાં તો એ સિદ્ધાંતનો અમલ કેવળ કાંતવા વણવા જેવી કેટલીક પ્રાથમિક ક્રિયાઓથી આગળ વધ્યો નહિ. સ્વાવલંબી કેળવણી એ તો એક સ્વપ્નું જ રહ્યું. રેંટીઆની આજુબાજુ કેળવણીએ પૂજ્યભાવપૂર્વક પ્રદક્ષિણા શરૂ કરી એનું છેવટનું પરિણામ એ આવ્યું કે બાળ કેળવણીથી ચાંધ કેળવણી સુધીના કેળવણીના તમામ ક્ષેત્રમાં ગાંધીયુગે કશું જ નોંધપાત્ર નવું પ્રસ્થાન કર્યું નહિ. મહાત્માજીના અવસાન પછી આ પાયાની કેળવણી સરકારી સહાયથી માંડ માંડ જીવી રહી છે.

[ ક્રમશઃ ]

★





ઓછી બચાવી શકે એ કુટુંબ-નિયોજનનો મુખ્ય મુદ્દો છે. મોટા ભાગનાં કુટુંબોના માયકાંગલાં શરીર અને સ્ત્રીઓની અકાળે વૃદ્ધાવસ્થા, બાળકોને પૂરતા પોષણનો અને શારીરિક કે માનસિક વિકાસ માટેની કેળવણીનો અભાવ વગેરે દુર્દશા સાબિત કરી આપવાની જરૂર નથી. આ બધાને પહોંચી વળવા નિયોજન મંડળના સભ્યોએ એ જાહેર કર્યું છે કે દરેક પરિણીત યુગલે અમુક નિયત બાળકો માટે નિર્ણય કરવો જોઈએ, બે કે ત્રણ, પણ એથી વધુ નહિ. અને બે બાળકો વચ્ચે પૂરતો ગાળો પણ રહેવો જોઈએ—પાંચથી છ વરસનો. જો આ જાતનું વલણ અખત્યાર કરવામાં આવે તો આપણે ખાત્રીથી કહી શકીએ કે આપણી આર્થિક સમસ્યાઓ ઉકલી જાય અને આપણું જીવનધોરણ પણ ઊંચું આવે. પણ આ ધ્યેયને પહોંચવાની મુશ્કેલી એ છે કે એ માટે આપણે કઈ કઈ રીતો અખત્યાર કરવી?

જે થોડીક રીતો આપવામાં આવી છે એમાં (૧) છોકરા અને છોકરીઓનાં મોડાં લગ્ન, (૨) નૈતિક સંયમ (અથવા પરિણીતો માટે આત્મસંયમ) અને (૩) સંતતિનિયમન અથવા પરિણીતો માટે ગર્ભ-નિરોધનાં સાધનોનો ઉપયોગ. એમાં બીજા ઉચ્છેદના ઉપાય તરીકે વાઢકાપથી વંધ્યત્વ અને ગર્ભપાત આવે છે પણ એ ભારતને લાગે વળગે છે ત્યાં સુધી અમલમાં ન મૂકાય તો ઠીક. શહેરી વિસ્તારમાં ઉંમરનો પ્રશ્ન ખડો થાય એમ નથી. ધીમે ધીમે ગામડાંઓમાં સમાજ સુધારકોએ પહોંચીને લગ્ન માટેની ઉંમર બને એટલી મોડી થાય એ માટે સમજણ પૂર્વક કામ શરૂ કરી દેવું જોઈએ.

આ પદ્ધતિથી વસ્તીવધારા ઉપર જે કાંઈ પરિણામ આવે એને આપણે સ્વીકારી લેવું જોઈએ અને એને અમલમાં મૂકવા દરેકે એને ધ્યેય બનાવવું જોઈએ. આ અંગે વહીવટકર્તાઓ પણ કડક હાથે પ્રજા સાથે કામ લઈને સમાજને ઉપયોગી થવામાં મદદરૂપ થઈ શકે. ×

× મુંબઈ આકાશવાણીના સૌજન્યથી-અંગ્રેજી ઉપરથી

★

# સાભાર પ્રાપ્તિ—સ્વીકાર

**જીવનતરંગ** : પીતાંબર પટેલ. પાનાં ૨૬૧. દોઢ રૂપિયો. **દમૂજી ટુચકા** : સંપાદક : ચંદ્રશંકર ગો. જોશી. પાનાં ૭૯. ૭ આના. **લોક સાહિત્યનાં રહસ્યો** : પ્રયોજક : પ્રાણલાલ મ. મહેતા. પાનાં ૭૪. ચાર આના. **શિશુ સાથી-૧** : સોમાભાઈ ભાવસાર. પાનાં ૨૪ બે આના. **શિશુ સાથી-૨** : સોમાભાઈ ભાવસાર. પાનાં ૨૪ બે આના—પાંચેય પુસ્તકોના પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ **કલાપીનો કેકારવ** : કલાપી નવી આવૃત્તિ. પાનાં ૭૧૦. નવ રૂપિયા. પુસ્તકાલય મંડળ, વડોદરા **વિશ્વ સંહિતા-૧** : દેસાઈ વાલજી ગોવિન્દજી. પાનાં ૧૧૨. એક રૂપિયો. નવજીવન કાર્યાલય, અમદાવાદ. **ગુજરાતનું ગોધન** : કમલાપતિ ચં શુક્લ. પાનાં ૧૦૭. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. **માટીના ચમત્કાર** : ફૂલચંદ હ દોશી. પાનાં ૭૧. એક રૂપિયો જૈનગુરુકુળ. પાલીતાણા. **જિંદગીના ફેરા** : સારંગ બારોટ. પાનાં ૩૦૦. સાડાત્રણ રૂપિયા એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઈ. **શોધ** : નવલભાઈ શાહ પાનાં ૧૯૧. પોણાત્રણ રૂપિયા. મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હઠીભાઈની વાડી, અમદાવાદ. **બાપુ** : નવલભાઈ શાહ. પાનાં ૪૦. ચાર આના. વિશ્વવાત્સલ્ય, અમદાવાદ

*

# શબનમ [૫]

અનુ૦ અશોક હર્ષ

આપણા-પ્રેમનું માપ, અફસોસ, ઘણીખરીવાર આપણા પોતાના હિતની ગણતરી જેટલું જ હોય છે.

*

એક હાથમાં ખડ્ગ અને બીજા હાથમાં ન્યાયતુલા ધરાવતી સ્વાતંત્ર્યની દેવી બહુ આકરી દેવી છે. પોતાનો પંથ રક્તપ્રવાહથી રંજિત રાખે છે અને પોતાના વિજયો અંગનના અક્ષરે આલેખે છે. માનવીની નિર્બળતાનું ઉચ્છિન્ન ક્ષેત્ર તે વિસ્તારે છે. અને તેની પ્રાકૃત સ્વાર્થી વૃત્તિઓને નિયંત્રિત રાખે છે. આજ્ઞાધારકતા અને ધૈર્ય—સદીઓ સુધીની કાળજીભરી તાલીમ અને સખ્ત શિસ્ત જ જે જન્માવી અને અમલી બનાવી શકે એવા બે ઉચ્ચતમ આધ્યાત્મિક ગુણો વિના તે કદી નભી ન શકે. સ્વાતંત્ર્યની સર્વોચ્ચ સ્થિતિ એટલે માનવીની જંગલી હિંસક વૃત્તિઓ પરનું સંપૂર્ણ નિયંત્રણ.

*

મોટામાં મોટો આનંદ હમેશાં અર્ધતૃપ્ત કે અતૃપ્ત અભિલાષામાં રહેલો છે. મોટામાં મોટી ખુશી હમેશાં ખુશીની પ્રતીક્ષામાં રહેલી છે. ઉજ્જવલમાં ઉજ્જવલ આશા હમેશાં એ હોય છે, જે ફળી ચૂકી નથી હોતી પણ હજુ ફળવાની હોય છે. સંતોષ, પ્રાપ્તિ, ફળીભૂતતા એ હમેશાં આદર્શને સામાન્ય કક્ષાએ આણી દે છે. વાસ્તવિકતામાં કશું આકર્ષણ નથી. દૂધ અને મધનું સ્વર્ગ માત્ર ખયાલોની દુનિયામાં જ હોય છે. 'કવિતાનું પુસ્તક, મધુપાત્ર, અને તું!' મને શંકા રહે છે કે આ દુનિયાનાં ખેદ, મૂઢતા અમે અનાકર્ષણ સામે આ વસ્તુઓ પણ લાંબો સમય રાહત આપી શકે કે કેમ.

*

જીવતાં કરતાં મરેલાંઓ તરફ આપણે વધુ ઉદાર હોઈએ છીએ. મરેલાંઓ આપણા આંટણ પર પગ દઈને ચાલતા નથી, જ્યારે જીવતા કદાચ ચાલે પણ.

*

હું પૂર્વને અવિચ્છેદ ધાર્મિકતા અને હૃદયંગમ શ્રદ્ધાની એ પ્રકાશિત ભૂમિને ચાહું છું જ્યાં પ્રણાલિકાએ હજુ પશ્ચિમમાં મેળવ્યું છે એટલું પ્રાબલ્ય નથી મેળવ્યું. અને એને લઈને જ્યાં માનવજાતના સૌથી વધુ ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરોધી સમુદાયો એકબીજાના સાથોસાથ જીવે છે અને વિકસે છે. ના, અહીં કદાપી આપણને પશ્ચિમની પ્રણાલિકાબદ્ધ એકવિધતા નહિ જોઈએ. પૂર્વ પ્રણાલિકામુક્ત છે. અને એમાં જ એનું મોટામાં મોટું આકર્ષણ છે. વર્તમાન પ્રત્યે એને નફરત છે. આ દુનિયાનો એ બહુ ઓછો ખ્યાલ કરે છે જ્યારે બીજી દુનિયાનો, મૃત્યુની પેલી પારની દુનિયાનો, વધુ. એની ભૂમિ પશ્ચિમની ભૂમિ કરતાં સંતો અને પેગંબરોના જન્મ માટે વધુ સાનુકૂળ છે. એટલે તો સઘળા ધર્મોના સંસ્થાપકો પૂર્વમાં જ ઉદ્ભવ્યા છે. પશ્ચિમ રાજકીય સિદ્ધાંતો ઘડી રહ્યું છે. શાસનકલામાં પ્રવૃત્ત રહ્યું છે, ભૌતિક સમૃદ્ધિને પૂર્ણતાએ પહોંચાડવા મથી રહ્યું છે. અને આગળ ભાવિ પ્રત્યે હર્ષપ્રફુલ્લ દૃષ્ટિ નાખી રહ્યું છે; ધર્મ એ તો એની દૈનિક કે સાપ્તાહિક ઘરેડની એકવિધતામાં વૈવિધ્ય માટેનું એક સાધન છે. પૂર્વ એનું લક્ષ મુખ્યતઃ આગામી જીવન પર કેન્દ્રિત કરે છે. આ જિંદગીને એ પોકળ, ક્ષણભંગુર અને અચિંતનીય ગણે છે. કાયદાની, બંધારણની કે ભૌતિક પ્રગતિની એને કંઈ પડી નથી, જે બધાંને એ ત્રાસદાયક જરૂરિયાતો ગણે છે.

*

સંતો અને ઓલિયાઓ દ્વારા પ્રભુને પ્રસન્ન રાખવા મથતી સરળ દિલચસ્પ શ્રદ્ધાને આપણે દોષપાત્ર ગણીશું? લોકોનાં ભોળપણ પર નિઃસંકોચપણે નભતા રહેલા મુનિવરો ને મુલ્લાઓને આપણે ઉતારી પાડીશું? અહીં ખૂબ પ્રમાણમાં ફાલતા રહેલા તરેહવાર વહેમો અને બેહૂદામાં બેહૂદી વિચિત્રતાઓ પ્રત્યે આપણે ઉપહાસ અગર નફરતની નજરે જોઈશું? ના, આપણે કાલપૂત પ્રણાલિકાઓ આચારો ને માન્યતાઓને હાથ સરખો ન લગાડનો





જોઈએ. બધું છો જેમ છે તેમ ચાલતું રહે. પરંતુ વર્તમાનના દાવાનો સ્વીકાર કરીને તેનું યોગ્ય ઋણ તેને ચૂકવી આપવું જોઈએ. પરલોકની જેમ આ લોકની બક્ષિસો પ્રયત્ન કરવા યોગ્ય અને ખરેખર પ્રાપ્ત કરવા યોગ્ય છે. મૃત્યુ પામેલાઓના માનમાં આપણે પ્રાર્થનાઓ, ઉપવાસો, જાગરણો અને મિજબાનીઓ કરતા રહીએ. હા, એ બધું કરતા રહીએ, પણ તેની સાથોસાથ પ્રભુની સાચી આરાધના પણ કરતા રહીએ જે આપણા કર્તવ્ય પાલનમાં તેમજ આ પેઢી અને આવતી પેઢી પ્રત્યેના ઋણ મોચનમાં, વ્યગ્ર માનવતાનો બોજ હલકો બનાવવામાં, જીવનના સંતાપોના નિવારણમાં, દાનશીલતામાં, સનિષ્ઠામાં, ભૂતાનુકંપામાં વ્યક્ત થતી હોય છે.

*

કોઈ પણ વસ્તુને બુદ્ધિના તેજથી કસ્યા વિના-તેનો જેમ ને તેમ સ્વીકાર કરી લેવો એથી વધુ તિરસ્કારપાત્ર વલણ બીજું એકે નથી. કોઈક જૂની દૃષ્ટિએ જ નથી કહેલું કે, ' અચિકિત્સિત જીવન જીવવા યોગ્ય નથી '!

*

એકાદ અવશેષ, એકાદ સ્મરણચિહ્ન, લાંબી ગેરહાજરી પછી મિત્રની ફરી મુલાકાત, સૌન્દર્ય સ્થાનનાં પુનર્દર્શન, આમાંનું કોઈ પણ આપણી સ્મૃતિ પર વળી જતી રાખને ખંખેરી નાખી તેને ફરી જ્વલંત બનાવી દે છે. હર્ષશોકની કેવી ઘર્ષણાત્મક લાગણીઓ એ જગાડે છે! ભૂતકાળ કેવો ઓચિંતો ને ઝડપભેર આપણા મન આરપાર પસાર થઈ જાય છે! એક ઘડીમાં તો આપણે વરસો અને, એક પલકારામાં, જિંદગીના બંધ કરેલા કાળના જાણે હજારો દરિયા પસાર કરી જઈએ છીએ; ' ઝડપી, વૈવિધ્યપૂર્ણ અને સ્વપ્નશાં મૌન." માનવ હૃદયનાં રહસ્યો કોણ સ્ફુટ કરી શકે તેમ છે, કે માનવ મનની ગૂઢતા સમજાવી શકે તેમ છે!

*

કાળ દરેક વસ્તુની મજા હરી લે છે. જીવનમાં કશું જ એકસરખું નથી રહેતું. ગઈ કાલની મોજ આજે ફીકી પડી જાય છે. અને એક વાર ઉત્કટપણે ચાહેલી સુંદર વસ્તુઓને વિષાદજનક ક્ષય અને જીર્ણતા ભોગવવાનાં રહે છે.

*

માનવજાતને મુગ્ધ કરનાર અને છેવટે તેના પર વિજય મેળવનાર કશું હોય તો તે છે હેતુનું અપ્રતિમ સામર્થ્ય તથા ઠંડી અપ્રતિમ વીરતા, જે તડજોડને અમાન્ય રાખીને છેવટે હેતુ સિદ્ધિને વરે છે

*

ઈદ એ મારે મન જખરી ગમીનો દિવસ છે વરસના બીજા કોઈ પણ દિવસ કરતાં એ દિવસે જ કટુ ખિન્નતાપૂર્વક મને કાળના પંજાએ 'કરેલા ધ્વંસનો તથા 'જિંદગીની મહેફિલને ખેરવિખેર કરી નાખનારા' મૃત્યુએ વેરેલા વિનાશનો, સેવાએલી અને ફળીભૂત થએલી આશાઓ વચ્ચેના તફાવતનો મને અનુભવ અને સાક્ષાત્કાર થાય છે. ઈદનો દિવસ એ મારે મન સરવૈયું કાઢવાનો અને એટલે જ, ઊંડા અસંતોષનો, ઉગ્ર મનોવ્યથાનો અને વિષાદપૂર્ણ સંસ્મરણોનો દિવસ છે.

*

વાસ્તવિક જીવનમાં આપણે આપણી ધાર્મિકતા અને તે પરની શ્રદ્ધાનાં નાપાયાદારપણા અને પોકળપણાના સાક્ષીઓ બની રહેતા હોઈએ છીએ.

*

પુરુષો ક્યારેક પણ ક્ષમા આપી શકે છે, સ્ત્રીઓ કદાપિ નહિ. ક્ષમા આપવી એટલે પોતાના આવેશ પર વિજય મેળવવો, આત્મસંયમ અને ઉદારતા કેળવવાં, જે સામાન્ય માટીના બનેલાઓમાં ભાગ્યે જ વસતાં જોવામાં આવે છે. અને ક્ષમા આપવાની સંપૂર્ણ ઉદારતા કેળવવાનું આટલું બધું મુશ્કેલ હોવાને કારણે જ વસ્તુતઃ માનવ જાતે

ક્ષમાને એક અગ્રગણ્ય ગુણ તરીકે, અરે ખુદ પ્રભુતાના અર્ક રૂપે ગણેલ છે.

*

સ્ત્રીઓ આંસુથી લડીને આપણને નમાવે છે; એ ટપકતાં, ચમકતાં, દડદડતાં, ક્વચિત ખોટાં આંસુ પણ ગજબનો પ્રભાવ ધરાવતાં હોય છે.

*

મારા વિષાદપ્રિય સ્વભાવને વાદળાંથી ઘેરાયેલો દિવસ જ વધુમાં વધુ અનુકૂળ છે. સૂર્યનો પ્રકાશ મને ક્યારેય ઉદ્દયસિત નથી કરતો અથવા ભાગ્યે જ કરે છે. ખરૂં કહું તો, એ મને અસામાન્ય હદે ગ્લાનિ પ્રેરી રહે છે કારણ કે હું એને સઘળી ભૌતિક વસ્તુઓની નાશવંતતાના પ્રતીક તરીકે ગણું છું. પરંતુ વાદળ અને વર્ષા—ઓહ, હું કેટલાં બધાં એને ચાહું છું. એ છે જીવનનાં પ્રતીકો. એક છે જગતનાં બેચેની, દર્દ અને અંધકારનું પ્રતિનિધિ જ્યારે બીજું છે માનવ જાતનાં ડુસકાં, ક્રંદન અને અશ્રુઓનું પ્રતિનિધિ.

*

માણસ એ સૌથી ચડી જાય એવા પ્રકારનો દંભી છે. એની સહાનુભૂતિ સુધ્ધાં સોએ સો ટચની નથી હોતી. કેટલીક વાર તો એ વિષ પાએલા તીર જેવી હોય છે. જેના વડે, પોતે જેના પર ખુલ્લે ખુલ્લી રીતે કેડ કસી શકે તેમ ન હોય અથવા કદાચ કસે પણ નહિ તેના પર એ વધુ અસરકારક રીતે આક્રમણ કરે છે. અરે, ઘણી યે વાર એની એકના તરફની સહાનુભૂતિ એ બીજા કોઈની નુકતેચીની જેવી જ હોય છે.

*

ભૌતિકવાદના મોજા તળે—જે છેલ્લે છેલ્લે પૂર્વમાં ફરી વળવા માંડ્યું છે—પૂર્વ તેનું જે કંઈ આગળ પડતું હતું તે સઘળું ખોઈ બેઠું છે. એણે પોતાના ઉચ્ચ આદર્શો ગુમાવ્યા છે, એનો અધ્યાત્મનો પોકાર ગુમાવ્યો છે. એને બૌધ્ધિક ઉત્સાહ ગુમાવ્યો છે. ચોખ્ખું કહીએ તો એ નૈતિક નજરે દેવાળિયું બન્યું છે. એના ગૌરવનો સૂર્ય અસ્ત પામ્યો છે. યુગોથી સંચિત એની આશાઓ વિલીન થઈ છે. એ ઉન્નત બનીને પોતાનો એ ગુમાવેલો વારસો પાછો મેળવી શકે તેમ છે? બેશક, પરંતુ પશ્ચિમની વાનરનકલ કરીને નહિ. ના, એનો ગૌરવ રાહ એ દિશામાં નથી. ત્યાં નહિ, પણ એની જુગજૂની પરંપરાઓમાં, એના પોતાના પ્રકાશ અને નેતૃત્વમાં.

*

ગુલાબ અને કેવડો તો ધરતીના ગર્ભમાં સંચિત અમૂલ્ય ખજાનાઓનું આપણને નજરાણું ધરે છે સુગંધી પુષ્પોમાં કોની માટી કે ભસ્મ મહેકી રહી હોય છે? કદાચ કોઈ રાજાની, યા રાણીની કે પેગંબરની, અથવા તો ઝૂરી ઝૂરીને મરેલા કોઈ બદનસીબ પુરાણા પ્રેમીની જે ફરી પાછાં આંસુ વહાવવાને કે વ્યથા સહન કરવાને માટે નહિ પણ પાર્થિવ ગૌરવ અને માનવવૈભવનો ઉપહાસ કરવાને તથા ઉદ્યાનની શાંતિમાં ચાંદ અને સિતારાઓના કાનમાં પ્રેમની કરુણતા સંભળાવવાને આ રીતે પુનર્જન્મ પામેલ છે. હા, કોઈ અપાર્થિવ હસ્તે આ રીતે વિકસેલાં અને દિવ્યશ્વસન પામેલા એ પુષ્પો કોની માટી છે, કોની ભસ્મ છે? કોની? કોણ એ કહી શકે તેમ છે?

*

પ્રત્યેક માનવ જિંદગી, તે ગમે તેટલી અદનામાં અદના હોય તો પણ, અત્યંત આકર્ષક પાઠ આપનારી છે:: જીવન જે વિચિત્ર રીતોએ પોતાને સ્વયં ઘડે છે તેનો અને કિસ્મત જે રીતે તેનો ઉપયોગ કરે છે તેનો.

*

'વેરમાં મીઠાશ છે' એમ કહેવાયું છે; પરંતુ હવે આપણે બદલો લેવાના આદેશમાં માનતા નથી. એના શાસનનો અંત આવી ગયો છે અને એને ઠેકાણે વધુ ન્યાયી, વધુ માનવતાપૂર્ણ, વધુ ઉદાર આદેશ પ્રતિષ્ઠિત થએલ છે જે બુરાઈનો બદલો ભલાઈમાં વાળવા જણાવે છે અને દયા, ક્ષમા તથા સમભાવ પર ભાર મૂકે છે. ખરેખર, બુરાઈ કરનારને શોક અને પશ્ચાત્તાપ તરફ દોરતી સજા કરતાં

વધુ ભારે કે કડુ શિક્ષા બીજી શી હોઈ શકે ? એટલા માટે, બુરાઈનો બદલો ભલાઈથી વાળો અને એના અપકૃત્ય સામે ઉદારદિલી દાખવીને એને શરમાવો.

*

આ જગતમાં કોઈની જરૂર નથી—ના, કોઈની નહિ. જગત એના ચીલે ચાલ્યું જાય છે અને માણસો એમની રોજિંદી પ્રવૃત્તિ—મૃત્યુ સુધીની—ને અનુસર્યે જાય છે. અને તેમ છતાં જગતમાં એવો કયો માનવી થયો છે જેણે ક્રમમાં ક્રમ એકાદ હાનિથી આખા જીવનની મધુરતા મારી ગઈ હોવાનું, ન પૂરી શકાય એવો ખાડો પડયો હોવાનું, ફરી સાંધી ન શકાય એટલી હદે દિલ તૂટી ગયું હોવાનું ન અનુભવ્યું હોય !

*

મારે એક મિત્રની સાથે જે જોવા જવાનું હતું એ એક ધાર્મિક જુલૂસ જોતાં આ સત્ય સગીનપણે મને સમજાયું. અમે કેટલી ઉત્કટ આશાથી એ દિવસની રાહ જોઈ રહ્યા હતા ! કેવો હાર્દિક આનંદ ! કેટલો અજબ અદમ્ય ઉત્સાહ ! આ લાગણીઓ એ જુલૂસને આભારી હતી કે અમારી દિલપજીર દોસ્તીને ! બેશક, જુલૂસને તો નહિ જ, કારણકે જુલૂસ તો હંમેશના જેવું જ ભવ્ય અને દર્શનીય હતું. સૂર્ય પણ પહેલાંની જેમ જ મનોરમ પ્રકાશ વેરી રહ્યો હતો લોકવૃંદની પહેલાંના જેવી જ આનંદોત્સાહમય હતી, અને ભૂતકાળના કરતાં લગીરે ઊતરતું એ જુલૂસ નહોતું; પરંતુ અફસોસ ! પરંતુ મને એ કોઈ રીતે તેવું નહોતું લાગતું. મારી આસપાસ ઊભરાઈ રહેલો મેદની આનંદ, ઉમંગ અને શણગારથી સજાએલી હતી, પરંતુ મારૂં દિલ તો અંદરનું અંદર થીજી ગયું હતું. ભૂતકાળ મારી નજર આગળ તરવરી રહ્યો હતો. મારાં મનશ્ચક્ષુ સમક્ષ મારા ગત મિત્રની પ્રિય મૂર્તિ રમી રહી હતી—હજારો નાના-નાના પ્રસંગો સ્મૃતિમાં ઊભરાઈ રહ્યા હતા. મને મારી દૃષ્ટિ પર ધુમ્મસ છવાતું લાગ્યું. એક, પછી. અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં.—એ પવિત્ર આંસુ જે નિર્વેદપૂર્ણ અંતરના ઊંડાણમાંથી ઉભરાય છે અને આપણી લાચાર માનવજાતનો એકનો એક વિસામો અને દિલાસો છે. અને ત્યાં, આંસુના પડદા પાછળથી મેં જે જોયું તે મારી આજુબાજુ ચાલી રહેલું વાસ્તવિક દૃશ્ય નહિ પરંતુ ભૂતકાળનું ઝાંખું અસ્પષ્ટ ચિત્ર. અત્યારની જેમ ત્યારે પણ હું એ ખોટનું દર્દ અને તેણે જન્માવેલું એકલાપણું અનુભવી રહ્યો હતો. પ્રિયસ્મૃતિ, તને હું કેવો ભેટી અને ચૂમી રહ્યો છું, કારણકે જીવન અને મૃત્યુથી અમને દરરોજ પડતી ખોટ તું અને માત્ર તું જ ભરપાઈ કરી શકે છે, અને વીતી ચૂકેલા દિવસોનું ચિર દૃષ્ટિ સમક્ષ માત્ર તું જ ખડું કરી શકે છે!

*

ફૂલો કરમાઈ જાય છે, મગજ ક્ષીણ થઈ જાય છે; સૌન્દર્ય લોપાઈ જાય છે અને પ્રેમ ઓસરી જાય છે; જેમ જેમ આપણી ઉંમર વધતી જાય છે તેમ તેમ મૃત્યુવશતાની કારમી મહેરનો અનુભવ આપણને થતો જાય છે. આહ ! સૂર્યનો મધ્યાહ્નનો પ્રચંડ પ્રભાવ પણ અસ્ત થઈ જાય છે—અને તે પણ કેટલો ઝડપથી !

*

ભૂતકાળના પશ્ચાત્તાપથી કે ભવિષ્યની ચિંતાથી જિંદગીને ઘસી નાખવી એ એક અક્ષમ્ય મૂર્ખાઈ છે. વર્તમાન, જીવંત વર્તમાન માત્ર આપણો છે. ભૂતકાળ તદ્દન દુષ્પ્રાપ્ય છે અને ભવિષ્યકાળ તદ્દન આપણા હાથની બહાર.

*

સાચું શાણપણ આપણી આશાઓને મર્યાદ બાંધીને જીવનની વાસ્તવિકતાઓનો નિર્ભીકપણે સ્વીકાર કરવામાં રહેલ છે.

*

અહીં, આ જગત પર, એકાદ નિઃશ્વાસને પાત્ર પણ ભાગ્યે જ કંઈ છે; અને એકાદ આંસુને પાત્ર તો બેશક કશું જ નહિ. [ક્રમશઃ]

★




સમયનાં ક્ષીર-નીર—૮મા પાનાથી પૂરું

બચાવીને મોકલી શકીએ તો એમ પણ કરવા જેવું છે.

આવી જ રીતે હાથીનાં બચ્ચાંની ભેટ પણ આપણો લાક્ષણિક પ્રયોગ છે. મૈત્રીની આવી આપ-લે કેટલીક કડવાશોને ઓગાળી નાખે છે, સંબંધમાં નવી મીઠાશ સ્થાપે છે.

### સરસ્વતીચંદ્રની ફિલ્મ મોકુફ રાખો

ગુજરાતી ફિલ્મ ઉતારવા 'સરસ્વતીચંદ્ર'ને પસંદ કર્યો અને ગુજરાતના સાહિત્યકારોને એની કથાના પ્રસંગોમાંથી પસંદગી કરવા કહેવું એ સાધારણ બનાવ નથી. આ પુસ્તકે ગુજરાતી સાહિત્યમાં વર્ષો સુધી રાજ્ય કર્યું છે. એનાથી ઘણા વિવેચકો પ્રભાવિત થયા છે. એક સમયે ગુજરાતના ભણેલા વર્ગના જીવન ઉપર એણે અસર કરી હતી.

આમ છતાં આ વાર્તા ફિલ્મ માટે ભાગ્યે જ યોગ્ય ગણી શકાય. એની કુટુંબજાળ, એની રજવાડી ખટપટ, એનાં ધાર્મિક ઊંડાણો, એના બહારવટીઆ, એ બધું આ જમાનામાં અને તેમાં યે ફિલ્મમાં ચાલે એવું નથી. એના નાયકે ઘર છોડવાનો અને નાયિકાને ઘેર જઈને અજ્ઞાત રીતે રહેવાનો નિર્ણય લીધા પછી એ પાત્ર કેવું શિથિલ બની રહે છે ! પ્રસગોનાં વહેણ ધીરાં છે અને ચર્ચા વધારે છે. અંતમાં આદર્શ નથી તેમ જ વાસ્તવિકતા પણ નથી.

આ કરતાં બીજુ કોઈ પુસ્તક પસંદ થયું હોત તો સારું. ગુજરાતી ફિલ્મ આમે ય નથી સારી બનતી, ફિલ્મમાં ઊંચું સાહિત્ય હજુ માફક આવતું નથી. ગુજરાતની અસ્મિતાનું દર્શન કરવા ઇચ્છનારને સરસ્વતીચંદ્રથી સંતોષ નહિ મળે. એક જોખમભરેલો અખતરો થશે તો એની અસર માઠી પડશે. અને બીજી સારી કૃતિઓ ઉપર મદાર બાંધતાં લોકો ડરી જશે.

### સ્ટેલિનનો અંત : લાલ રંગનું શું ?

સ્ટેલિનનાં મૃત્યુથી એક જબરદસ્ત શિલા જગતની છાતી ઉપરથી ખસી છે. બુદ્ધિશાળી પ્રભાવશાળી ને દુનિયામાં ડંકો વગાડનાર, આ પુરુષ અસાધારણ હતો એમાં શક નથી. સામ્યવાદનું શાસ્ત્ર એણે મનફાવતી રીતે બદલ્યું ને એમ કરીને એનું લાલ નિશાન એણે પોતાના અને કેટલાયે નવા દેશોમાં સફળતાથી ફેરવ્યું. જેટલો એનો ઉગ્ર વિરોધ થયો તેટલી જ લોકપ્રિયતા પણ થઈ એ કૌતુક ઓછું છે !

રાજ્યોની ઉથલ પાથલ કરવા પાછળ એની અમુક દૃષ્ટિ હતી, માટે એના વિજયો લોહીથી ખરડાયેલા હોવા છતાં નોંધપાત્ર બની રહ્યા છે. એનાં આંદોલનો આગની પેઠે ચોમેર ઘૂમી રહ્યાં છે. અને કોઈ અજબ શ્રદ્ધાથી બલિદાન કરવા લોકોને બળ આપી રહ્યાં છે.

સ્ટેલિનના ગયા પછી સામ્યવાદ, તે મેળવવાની ને ટકાવવાની પદ્ધતિ, રશિયાનું વર્ચસ્વ—એમાંનું શું રહે છે ને શું જાય છે એ જોવાનું બહુ રસપ્રદ થશે. અને તેથી ય વધુ નોંધપાત્ર બનશે ધર્મની સામે એણે વાપરેલી નિર્દય રાક્ષસી પદ્ધતિને કેવો બદલો મળે છે તે. આ પરિણામો વડે એનું સ્થાન નક્કી થશે કે માનવીનો એ મિત્ર હતો કે શત્રુ, મુક્તિદાતા હતો કે બંધનરૂપ ? વ્યક્તિનું મહત્વ વધારે છે કે તંત્રનું ?

આપણે આશા રાખીએ કે સ્ટેલિનનું પોલાદ ભલે વિલીન થાય; પણ એની ભાવના, ગરીબોની દાઝ, શ્રમજીવીઓની કદર, કલાનું ઉત્તેજન, રાજ્યની જવાબદારીઓ—બેકારને, ઘરડાં પ્રત્યે, અન્ન આરોગ્ય ને જ્ઞાન માટે જાહેર સુખ સગવડ માટે—એ બધું ચિરંજીવી બનો.

★

જીવરામ જોષી

## [૨૨] સ્વર્ગમાંથી પરત

વૈશાખ તપતો હતો.

હિમાલયના આ કાંગડા જિલ્લામા ઉનાળાનો તાપ આપણા શિયાળાના દિવસો કરતાં પણ ઓછો હોય છે છતાં તાપ લાગે છે વધારે. મઝાની ઠંડી શરૂ થઈ જાય છે.

ઠંડી ગુલાબી નિંદર.

સપનાની સૃષ્ટિમાં હું રમી રહ્યો હતો.

હરિયાળી છવાયા હિમપ્રદેશના સૌંદર્યને પણ પાછુ પાડી દે એવા સુંદરતમ પ્રદેશના કોઈ સરોવર-તીરે હું ફરતો હતો જ્યાં નજર ફેરવું ત્યાં ત્યાં મખ-મલ શી લીલુડી ધરતી અને લાલ, પીળા, સફેદ અને વાદળી રંગોનાં મનોહર ફૂલોના છોડ. આકાશે નથી સૂરજ કે ચંદ્રિ નથી રાત કે દિવસ. આષાઢના ગાઢ મેઘાચ્છાદિત દિવસ શો પ્રકાશ શાંત વાતાવરણ ઢાળી રહ્યો હતો. તળાવનું પાણી જોતાં જ મનને તૃપ્તિ થતી હતી. એનો રંગ અને તેની ધીમી જળ લહ-રીઓ મનને તૃપ્તિનો સ્વાદ ચખાડતાં હતાં. હું એની શોભા સ્વપ્ન ઊડી ગયું ત્યારે જ ભૂલી શક્યો પણ એનો અનુભવ ભૂલાયો નહિ.

તળાવને કિનારે કિનારે, ગોળ ગોળ ચાલતો જ રહ્યો.

દૂર જતાં જતાં તળાવમાં એક માર્ગ જતો દેખાયો. તળાવની વચ્ચે એક બેટ શો દેખાય છે તેમાં એક મહેલ છે મહેલને એક શિખર છે. સોનાનું. અને માથે ચળકે છે મોટો હીરા શો ગોળો. તેની ઉપર એક લાલ ધજા. આવી સુંદર જગા જોઈ તો જોઈ એ જ. હું ત્યાં જવા તૈયાર થયો. તળાવની વચ્ચે ચારેક ફૂટ પહોળી પટ્ટી જેવા માર્ગે થઈને આગળ વધ્યો. સામે જ મહેલ ચાર હાથ દૂર. તેના માખણનાં બનાવેલાં હોય તેવાં સફેદ પગથિયાં પણ વચ્ચે ચાર હાથ જેટલું પાણી ભર્યું છે. માર્ગ એટલેથી જ પૂરો થઈ ને અટકી જાય છે. કુદકો મારૂં તો મહેલના પગથિયે પહોંચાય. પણ પગ ન પહોંચે તો તળાવના મહા ઊંડા પાણીમાં જઈ પડું. સાહસ વિના ઇચ્છિત મેળવી શકાતું નથી, સાહસમાં સિધ્ધિ અથવા વિનાશ એ જ પરિણામ સમાયલાં છે. સાહ-સીને એ બેમાંથી એક જે મળે તે પ્રિય હોય છે. વિના-શમાં દુઃખ નહિ અને સિદ્ધિમાં અભિમાન નહિ. આ સાહસીનાં લક્ષણ

મેં માર્યો કુદકો જઈ પડ્યો સામે પાર ત્યાં મધુર ઘંટારવ સંભળાયો ધીમી, ઝીણી ને મધુર ઝાલ-રીની મધુરિમાની લહરીઓ હવામાં પસરી રહી. કોઈ મંદિર હશે, કોઈ દેવતા હશે દર્શન કરું.

ગયો તો સામે જ દેવતાનું સિંહાસન દેખાયું. સુવર્ણ, હીરા, માણેક, મોતી, નીલમ, પન્ના અને શું શું એ સિંહાસનમાં જડ્યું હતું. ત્રણ આસન છે અને ત્રણેમાં જગદંબા બિરાજ્યાં છે એમની મુખછાય જોતાં જ આખું શરીર પ્રસન્નતાથી તગાઈ ગયું. જેમ ઘીમાં તળીને રસગુલ્લાં ને ચાસણીમાં નાખે અને એ ચાસણી પીને જેમ રસગુલ્લાંનું કણે કણ મધુરતાથી પલળીને ફૂલી જાય તેમ મારું શરીર, હાડ, માંસ આનંદના કોઈ અથાહ અમૃત રસમાં ડુબડુબાં થઈ ગયાં એ ત્રણે જગદંબાઓની મુખછવિનું સૌંદર્ય મારા આત્માને જગાડી ગયું. ત્યારે મેં આત્મનંદનો અનુભવ કર્યો. આત્મા એ બીજું કંઈ નથી. દૂધમાં રહેતું ઘી તે આત્મા. તેમ શરીરનું સત્વ તે આત્મા બીજા ભલે ગમે તે કહે પણ મેં અનુભવથી જોયું



કે આત્મા શરીરથી ભિન્ન નથી. શરીર સાથે જ એનું નવનિર્માણ થાય છે અને શરીર સાથે જ ચિત્ત પણ પામી જાય છે. બે તળાવનાં પાણી એક લોટામાં ભરો તો જેમ એકરૂપ બને છે તેમ એકે એક દેહમાં ઉત્પન્ન થતો આત્મા એકરૂપ બની શકે છે. અથવા એકરૂપ છે

આત્મજ્ઞાન અથવા આત્મશાસ્ત્ર એક અનુભવની કલ્પના છે. એના ઉપર કેવળ કોરી કલ્પના તે આધ્યાત્મિક શાસ્ત્રો. અને જડ કલ્પના તે પંડિતોની કથા-કહાણીઓ, પુરાણ, કુરાન, બાઇબલ એ બધાં પંડિતોની કહાણીઓ છે.

અહીં મેં સાક્ષાત મહામાયા, યોગમાયા, બ્રહ્મસ્વરૂપિણી જગદ્જનનિનાં દર્શન કર્યાં. ત્રણ સ્વરૂપ અને ત્રણેનાં મનોહર મુખ ત્રણ પ્રકારનો આનંદ જગાવતાં હતાં.

મેં પ્રેમવિહ્વળ નેત્રે એ રૂપ નિરખ્યું અને આર્દ્રભાવે માથું નમાવ્યું. આંખમાંથી પ્રેમાવેગનાં આંસુ ટપક્યાં.

મા . ...મા......મા......

આટલું બોલીને હું જાણે કે શરણાગત બનીને જંપી રહ્યો.

"બેટા" મા બોલ્યાં.

એ મધુર બોલ. કાન અતૃપ્ત બનીને વધુ કંઈ સાંભળવા તલપાપડ બની રહ્યા.

માથું ઊઠ્યું.

માના અવર્ણનીય સૌંદર્યમય મુખડા ઉપર આંખો મંડાઈ. પીએ છે, પીએ છે, સૌંદર્યામૃત પીએ જ જાય છે પણ ધરાતી નથી આંખો.

"બેટા!" માએ કહ્યું; "તું કેમ આવ્યો?"

"આપને શરણે વસવા." મેં કહ્યું.

મા મધુરતમ મધુર હસ્યાં. હાસ્યની એક આછી રેખા જ. અને બોલ્યાં: ના બેટા, તારાથી અહીં નહિ રહેવાય. તારું તપ હજી અધૂરું છે. તું કેવળ બહારનું સૌંદર્ય જોઈ શકે છે. અહીં સૂરજ છે, ચંદ્ર છે, બીજા અનેક રંગો અને પ્રકાશ છે. એ તને હજી નથી દેખાતાં. તું પાછો જા. તપ તપી લે. જ્યારે તારામાં અહીં જે છે તે બધું જોવાની શક્તિ આવશે ત્યારે તું પાછો આવજે.

"મા" આટલું બોલતાં મારું ગળું અટકી ગયું.

"બેટા, પાછો જા. યોગ્યતા કેળવ."

"પણ મા, ક્યાં જાઉં? મારા માટે ક્યાંય જગા નથી. હું ચોર છું. હું લુચ્ચો છું. હું નાલાયક છું. લોકોમાં મારી આ પ્રતિષ્ઠા છે. ત્યાં હું કેમ રહી શકું? મારે માથે પોલીસનું વૉરંટ છે. હું પકડાઈશ. મને સજા થશે. મારી સાત પેઢીને માથે કલંક લાગશે."

મારી આંખોએ દુઃખની વેદના આંસુઓથી ટપકાવી.

"ના બેટા, તારે માથેથી બધાં કલંક હટી જશે. તેં કંઈ ખોટું નથી કર્યું. લોકાપવાદથી તારી સચ્ચાઈને તેં કેમ દબાવી દીધી!"

"પણ મા, લોકાપવાદથી શ્રી રામે પોતાની સચ્ચાઈને દબાવી હતી. લોકાપવાદ એવો બળવાન છે."

"ના બેટા! રામની એ કચાશ હતી. સત્યને કોઈ અપવાદ નથી. એ રીતે જે સત્યનું પાલન કરે છે તે અમર બને છે. તું પાછો જા. તારા પરનાં વોરંટ મિથ્યા થશે. તારી જેટલી અપકીર્તિ થઈ હશે તેથી ય વધુ તારી કીર્તિ પ્રસરશે. તું સુખી થઈશ."

"પણ મા, હું ભણ્યો નથી, હું કોઈ કળા જાણતો નથી. હું કોઈ જાતની યોગ્યતા વિનાનો છું. હું શું કરીશ?"

"બેટા! તારામાં અપાર કળા છે. તું જે ભણ્યો છે તેવું તો કોઈક જ ભણી શકે છે. તારામાં જે શક્તિ છે તે તો કોઈકમાં જ હોય છે. તને એનું ભાન નથી. પોતાની શક્તિનું કોઈને ય ભાન નથી હોતું. જો, આ દેવી સરસ્વતી તારી રખેવાળ છે. જો, તને જેઈને એ મલકાય છે. અને હું લક્ષ્મી છું. તારા પર પ્રસન્ન છું. આ મહાકાલી છે. તારામાં એ આવેશ રૂપે આવીને મહાસંહાર જન્માવી જાય છે. ત્યારે તારા કેટલાયે શત્રુઓ નાશ પામે છે.





એ પણ પ્રસન્ન છે. તું જા, હવે આરતિનો સમય છે. અહીં નૃત્ય થશે. વાજિંત્રો વાગશે. અમે નાચીશું."

"હું એ જોતો જાઉં, મા!"

"ના બેટા, કોઈ માનવી એ નૃત્ય, એ ગાન, એ વાદ્યોના સ્વરો નથી સાંભળી શકતો. પણ એના પડઘા જગતને ખૂણે ખૂણે ગુંજી ઊઠે છે. બધા શબ્દોનો ખેલાટ જે સાંભળવો છોડે છે, તેને એ ગુંજારવ સંભળાય છે. ત્યારે આત્મદર્શન જાગે છે. આત્મપ્રકાશ ઝગમગી ઊઠે છે. એ છે બ્રહ્માનંદ અને સમાધિ. જા બેટા પાછો જા."

બસ, હું પાછો વળ્યો અને આંખ ઊઘડી ગઈ. સ્વપ્ન પૂરું થયું પણ જાણે સ્વર્ગમાંથી પાછો નરકમાં આવી પડ્યો. સ્વસ્થ થતાં જ આભો બની ગયો. આવું સ્વપ્ન!

ગયો બમશંકરજીની પાસે. સ્વપ્નની વાત કહી.

બમશંકરજી કહે: તમે ભાગ્યશાળી છો. આ સ્વપ્ન અક્ષરે અક્ષર સચું છે. તમે આજે જ પાછા વળો. જ્યાંથી આવ્યા ત્યાં પાછા જાઓ. કોઈ દલીલ, કોઈ શંકા, કોઈ આવરણ વિચારશો નહિ. જીવન એક સ્વપ્ન છે. તેનું પણ એક સ્વપ્ન હોય છે અને તે સિદ્ધ કરવાનું હોય છે તમને એનો નકશો મળ્યો છે. એ દોરેલા માર્ગે ચાલ્યા જાઓ.

ચામુંડાથી હું નીકળ્યો. પઢિયાર સ્ટેશનેથી ગાડીમાં બેસીને સીધા પઠાણકોટ આવવાનું હતું. સાથે એક પંડ્યાજી થઈ ગયા. કાંગડાના જગદંબાના મંદિરના પૂજારી હતા. તેમણે જઈને ગાર્ડને કહ્યું કે, એક સ્વામીજી ગાડીમાં આવે છે. જરા સંભાળજો. તેણે કહ્યું કે, મારા તરફથી તો એમને ભોજન કરાવીશ પણ ટી. ટી. (ટિકીટ તપાસનાર) આ જ ગાડીમાં છે, તે ખ્રિસ્તી છે. હેરાન કરવાનું ચૂકશે નહિ.

મારે આ વાતની કાંઈ ચિંતા નહોતી. ગાડી ઊપડી. સ્વપ્નની સૌંદર્યભૂમિ શો આ પ્રદેશ છોડતાં મન કચવાતું હતું. મનોમન અલૌકિક પ્રતિજ્ઞા કરતો હતો કે ફરી ફરી, દર વરસે અહીં આવતો રહીશ માનવી જે નથી કરી શકતો તે કરવાની જ પ્રતિજ્ઞાઓ લેતો હોય છે.

પઠાણકોટ થઈને અમૃતસર, ત્યાંથી દિલ્હી સ્ટેશન અને સાંજની ગાડીમાં અમદાવાદ આવવા નીકળ્યો. નિર્વિઘ્ને સાબરમતી સ્ટેશને ઊતર્યો. દૂધેશ્વરને આરે આવીને નહાયો. કપડાં બદલી નાખ્યાં. સીધો મોટાભાઈને ઘેર પહોંચ્યો. મને જોતાં જ ઘરનાં બધાં ગદ્‌ગદ્ બની ગયાં.

ભાઈ કહે: હવે?

ભાઈના બોલમાં ડર હતો.

મેં કહ્યું: હવે ઘેર જે થાય તે સહી લેવું. એ જ પાપનું નિવારણ છે અને પાપ ન હોય તો એ તપ છે.

દુનિયાનું સાચું ભાન અને અનુભવ મળવા માંડ્યો. સગાંઓ દૂર ખસતાં હતાં. મિત્રો તો કેવળ સારી સ્થિતિના જ હતા.

સ્વ૦ કરુણાશંકર માસ્તર ૧૯-૨૦-૨૫ની સાલના એક આદર્શ ગુરુ તરીકે ખ્યાત હતા. તેમના મોટા પુત્ર ભાઈ ચંદ્રકાન્ત મારા બાળમિત્ર અને નવી ગુજરાતી શાળા—અમદાવાદમાં સાથે ભણતા સહવિદ્યાર્થી હતા. અમારા વિદ્યાર્થી જીવનના એ અનુભવો બહુ મીઠા હતા. અમે લગભગ એક કક્ષાના વિદ્યાર્થી હતા. એકાએક ૨૦ વર્ષના લાંબા ગાળા પછી મેં એમને ગાંધીમાર્ગના ભારતીય વસ્ત્ર ભંડારમાં જોયા. જઈને મળ્યો. તરત જ તેમણે મને ઓળખ્યો. મારા વિષે, એમને પ્રથમથી જ માન હતું. પોતાની જ એ દુકાન હતી. રોજ આવવાનું મને પ્રેમભર્યું નિમંત્રણ આપ્યું. બેચાર દિવસ પછી મેં તેમને વાત કહી કે, ભાઈ, મારા પર સંકટ છે. કદાચ તમને પાછળથી પસ્તાવો થાય કે આવા માણસને બેસવા કેમ દીધો, તે વિચારજો. કોણ જાણે કેમ પણ ભાઈ ચંદ્રકાન્તે મારું મન કાઢી લીધું અને વધારે આદરથી મને સત્કાર્યો બધુભાવે તેમણે મને આવકાર્યો.

ભાઈ મને કહેવા લાગ્યા કે કાનૂની મદદ લઈને કે પછી બીજા કોઈ પણ પ્રયત્ને મારા ઉપરના આરોપો દૂર કરવા જોઈએ.



મેં નચિંત ભાવે ધીરજ ધારણ કરી હતી. જે થાય તે જોયા જ કરવાનું હતું. સત્ય એની મેળે તરે એ મારો વિશ્વાસ હતો.

એક દિવસે રાતના બે વાગ્યે પોલીસ મારે ઘેર આવી મોટાભાઈ કહે છૂપાઈ જા. મેં કહ્યું છૂપાવું હોત તો અહીં રહેત નહિ. મારે છૂપાવાનું કારણ નથી.

હું પકડાયો અને કોર્ટમાં ખડો થયો.

એક પ્રકાશક અને બાળપત્રના તંત્રી મારા પ્રખર વિરોધી. તેઓ ચાહતા હતા કે મારું નામ નિશાન ન રહે તો પોતાને આનંદ. બીજો એ પણ ભય એમને હતો કે મારી હસ્તીથી એમનો ધંધો તૂટી પડે. તેમને મહા ઉપાય મળી ગયો. તેમણે મારી વિરૂદ્ધ જોર જોરથી પ્રચાર ચાલુ કર્યો.

કુમારના સંપાદક શ્રી બચુભાઈ રાવત એકાએક સામા મળી ગયા. સજ્જનતા અને સદ્ભાવનાથી તેમણે મને કંઈક ખુલાસો કરી લેવા સૂચના આપેલી. મેં એક જ ઉત્તર આપેલો કે સત્ય અંતે પ્રત્યક્ષ થાય છે અને થશે. સત્યને પ્રત્યક્ષ થતાં વાર લાગે અને તે પહેલાં મારો અંત આવે તો મને આત્મસંતોષ છે કે હું સાચો છું.

કોર્ટમાં મારી સગાં અને મિત્રોની કસોટી થઈ. "**રાજદ્વારે સ્મશાને યહ તિષ્ઠતિ સબાંધવા :**" આ ઉક્તિ સાચી ઠરી. મિત્ર સંબંધી અને સ્ત્રીની કસોટી આપણું સંકટ કરાવે છે. સંકટમાં સાથ આપે તે જ સાચો બાંધવ. બાકી બધા ફૂટકયાં મોતી.

મારે જમાનત જોઈએ.

ભાઈ બધે ફર્યા. કોઈ તૈયાર નહિ.

ભાઈ મને કહે તું કંઈ કોઈને કહે.

મેં કહ્યું, મારે તો કશો જ પ્રયત્ન કરવો નથી.

એક સગા ડરતા ડરતા જામીન થયા.

કોર્ટમાં કેસ ચાલ્યો.

નવસારીની કોર્ટના ન્યાયાધીશ શ્રી. એસ. એમ. વિદ્યાર્થી સામે મારે ખડા થવું પડયું. ન્યાયાધીશનું તેજ આ વ્યક્તિમાં મેં જોયું.

આજના ન્યાયતંત્ર વિષે લોકો ભલે ગમે તે કહે અને બ્રિટીશ ન્યાય વિષે ભલે ગમે તે કહેવાતું હોય પણ મારા અનુભવે મેં જોયું છે કે અદાલતોમાં સત્ય જ વિશેષ તરી આવે છે. ન્યાયાધીશોમાં ન્યાયકર્તાનું એક ગૌરવ ઝળકી રહેલું હોય છે અને તે વડે તેઓ ખરેખર સો ટકા ન્યાય જ તોળતા હોય છે.

પહેલે જ દિવસે ન્યાયાધીશ શ્રી વિદ્યાર્થીએ મને કહ્યું: તમારા વકીલ કયાં?

મેં કહ્યું: વકીલ સત્ય.

તેમણે કહ્યું: સત્ય ગમે તે હોય પણ અદાલતમાં તો જે બોલાય કે કહેવાય તે જ સત્ય બને છે. તમે સાચા હો પણ સાચું સાબિત કરી ન શકો તો તમે અપરાધી સાબિત થાઓ છો. કાનૂન જડ છે. એનો ઉપયોગ તમે ન કરી શકો તો તે તમને દંડી નાખે છે. કાનૂનનો ઉપયોગ કેવળ ચતુર વકીલ જ કરી શકે. મારાથી બનતી મદદ ન્યાય ખાતર હું કરું. પણ કેટલીક બાબતમાં તમને મારાથી સહાયક બની શકાય નહિ. તમારી ઉપર ગંભીર તહોમત છે તમારે વકીલ રોકવો જોઈએ.

મેં કહ્યું: મારે વકીલે ય રોકવો નથી અને કશો બચાવ પણ નથી કરવો.

મારા આ ઉત્તર અને વલણથી શ્રી વિદ્યાર્થી સાહેબને ભારે નવાઇ લાગી. તેમણે લાગણીપૂર્વક વારંવાર વકીલ રોકવાની મને સલાહ આપી. છેવટે ધમકી આપી કે તમે વકીલ નહિ રોકો તો દંડાઇ જશો એ ચોક્કસ. તો ય હું તો અટલ જ રહ્યો. વિરોધીપક્ષને પોતાનાં બધાં હથિયારો વાપરવા દીધાં. મેં કોઈ જાતનો બચાવ કર્યો નહિ. જે હતું તે જ ત્યાં રજૂ થયું. અંતે હું સર્વથા નિર્દોષ જાહેર થયો. ગમે તે ત્રાયત માણસ એ કેસ વાંચીને કહી શકે કે આમાં અપરાધ જેવું કંઈ જ નથી. કેવળ એક કુભાંડ હતું. કેટલાક તુમાખી માણસોનું એ કામ હતું.

અહીંથી મારું નવું જીવન શરૂ થયું.

[ક્રમશઃ]

*

# ગ્રંથસમીક્ષા



## સાહિત્ય અને ચિંતન

[ લે. રમણલાલ વ. દેસાઈ; પ્ર. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા; મૂલ્ય, બે રૂપિયા ]

શ્રી. રમણલાલ દેસાઈના વીસ ગદ્યલેખોનો આ સંગ્રહ સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક ગ્રંથમાળાનું નવમું પુષ્પ છે.

પુસ્તક શ્રી. રમણલાલનું એક અભ્યાસી અને વિચારક તરીકેનું સ્વરૂપ પ્રગટ કરે છે. કવિ, વાર્તાકાર, નવલકથાકાર અને નાટકકાર તરીકે પ્રગટ થતા સાહિત્યસર્જક રમણલાલ સરસ ચિંતક પણ છે એ એમની નવલકથાઓમાં તથા આત્મકથામાં આવતાં ચિંતનોએ તેમજ 'જીવન અને સાહિત્ય' તથા 'આત્મનિરીક્ષણ' જેવાં પુસ્તકોએ અગાઉ બતાવ્યું જ છે. આ પુસ્તક પણ એની પ્રતીતિ કરાવશે.

સંગ્રહના પહેલા નવ લેખોમાં વિચારવિષય સાહિત્ય બન્યું છે. પછીના છમાં ધર્મ–તત્ત્વજ્ઞાન અને છેલ્લા પાંચમાં શિક્ષણ, રાજકારણ અને સમાજ શાસ્ત્રના ક્ષેત્રમાં કર્તાએ યથાશક્તિ સોત્સાહ ચિંતન-લટાર મારી છે.

સાહિત્યવિષયક લેખોમાં સંગ્રહમાં 'પહેલો મૂકેલો લેખ મહત્વનો એ રીતે ગણાય કે એમાં કર્તાની સાહિત્યભાવનાનો સ્પષ્ટ લલકાર છે. એમાં કર્તાએ સાહિત્યને વ્યાપક પ્રજાકીય અને પ્રજાપ્રિય સંચલન' કહી તેની લોકભોગ્યતા અને સાર્વજનિકતા પર ભાર મુકયો છે અને કવિતા અને સંગીતના સંબંધમાં તેમજ કવિતામાં ઊર્મિ અને ચિંતનના તત્ત્વ વિશે પ્રો. ઠાકોરની અસરે જન્માવેલાં વલણની સામે પોતાનો મત નિર્ભીકતાથી જાહેર કર્યો છે 'સાહિત્યનો માર્ગ' 'કવિતા', 'સાહિત્યનું સ્થાન' જેવા લેખોમાં લોકભોગ્ય લેખકની હળવી શૈલીમાં એમણે સામાન્ય વાંચનારને લક્ષમાં રાખી તેને સાહિત્યને કવિતાનું કાર્ય અને ગૌરવ સમજાવ્યું છે. 'નવલકથા'માં એમણે સામાજિક અને ઐતિહાસિક નવલકથાની થોડીક સ્વરૂપ-મીમાંસા કરી છે અને 'નાટક'માં નૃત્યમાંથી નાટકનો ઉદ્ભવ કેમ થયો તેની કથા સંક્ષેપમાં કહી છે. 'ગુજરાતી સાહિત્યની ઉણપો' અને 'નવતર સાહિત્યનાં પ્રેરક બળો' પણ કર્તાની અભ્યાસશીલતાનો પરિચય કરાવે એવા લેખો છે. પોતાના પાત્રસર્જન વિષે માહિતી આપતો એમનો લેખ વાચકોને સારો રસ પડે તેવો છે.

'ચિંતન' વિભાગ કર્તાનો ધર્મતત્ત્વ પરિચય દર્શાવે છે. એમાં હિંદુ ધર્મની ઉદારતા અને સત્ય સ્વરૂપની પિછાણ કરાવતો પહેલો, ભક્તિરહસ્ય સંક્ષેપમાં સમજાવવા મથતો બીજો, ઈસ્લામના સાચા મર્મને બહાર લાવવા મથતો ત્રીજો, શ્રીમદ્ ભગવદ્ગીતાનું માહાત્મ્યગાન ગાતો પાંચમો અને વલ્લભ સંપ્રદાય વિષે નાનકડી નોંધ જેવો છઠ્ઠો આ લેખો ખેંચે છે તેના કરતાં વિશેષ ધ્યાન ખેંચશે' અહિંસા સંસ્કૃતિમાં તેનું સ્થાન ' એ લેખ. માનવીના સંસ્કૃતિવિકાસમાં અહિંસાએ ભજવેલો મોટો ભાગ એનો વિષય છે.

'પ્રકીર્ણ' નામધારી છેલ્લા વિભાગના લેખોમાં કર્તાએ 'શિક્ષકોનું માંગલ્ય' માં પ્રાથમિક શિક્ષકો પ્રત્યે સમાજની સહાનુભૂતિ કેળવે એવું તેમનું ગૌરવ કરી તેમને પણ તેમનો ધર્મ સમજાવ્યો છે, 'વાતચીતની કલા'માં એ કળાની સાધનાની ચાવી બતાવી છે, 'રાજકીય પ્રતિનિધાન' માં રાજકીય પ્રતિનિધિમંડળોની ઉપયોગિતા સમજાવી છે, અને છેલ્લા બે લેખોમાં અનુક્રમે વાઘેર અને મિયાણા એ બે પાણીદાર કોમનો પરિચય કરાવ્યો છે.

પુસ્તક કર્તાનો સંસ્કારપ્રેમ દેખાડે છે. તેથી જ સાહિત્યને માનવીનો સંસ્કાર માર્ગ કહે છે. વાતચીતમાં સંસ્કારિતા દાખવવાનું શીખવે છે, અહિંસાનું ગૌરવ કરે છે, શિક્ષકોની ભેર તાણે છે, અને ધર્મોનું શુભ

કાર્ય દેખાડે છે. પુસ્તક એ પણ દેખાડે છે કે શ્રી. રમણલાલ પાસે ખપ પૂરતો અભ્યાસ છે, વિચાર છે અને ભાષા છે, પણ તેમનું માનસ શાસ્ત્રકાર કે પંડિતનું નથી તેટલું લોકશિક્ષક લોકભોગ્ય લેખકનું છે. તેમની ભાષામાં હળવાશ અને સફાઈ (Smartness) આવે છે એ લાભ આથી થયો છે, તો પંડિતની ચોકસાઈ ને મિતવ્યયિતા નથી દેખાતાં એ ગેરલાભ પણ છે. સને ૧૮૫૦ થી શરૂ થતા ગુજરાતી સાહિત્ય માટે ‘અર્વાચીન’ ને બદલે ‘નવતર’ શબ્દનો એમનો પ્રયોગ તેમજ ‘શિક્ષકોનું માંગલ્ય’ ‘રાજકીય પ્રતિનિધાન’ અને ‘માટીના માનવી’ જેવા શબ્દ પ્રયોગ કરતાં પહેલાં પંડિત પ્રકૃતિનો લેખક બે વાર વિચારી જુએ. અને ‘વાસ્તવતા’ ‘સામ્યતા’ અને ‘ચીવટાઈ’ જેવા શબ્દ તો તે વાપરે જ નહિ. પુસ્તકમાં ખોટી જોડણી પણ અવારનવાર ડોકાઈ જાય છે.

### પુણ્ય પરવાર્યું નથી

[ લે. ગુલાબદાસ બ્રોકર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. ગાંધીમાર્ગ, અમદાવાદ મૂલ્ય, અઢી રૂપિયા ]

શ્રી. ગુલાબદાસ બ્રોકરના આ નવા વાર્તાસંગ્રહની ખરી વિશિષ્ટતા એની વાર્તાકળા નહિ પણ વાર્તાવસ્તુ છે. છેલ્લી બે સિવાયની સંગ્રહની બધી વાર્તાઓનું વસ્તુ કર્તાને જીવનમાંથી જડેલું છે. પણ સાહિત્યની વાસ્તવલક્ષિતાના આગ્રહના આ યુગમાં વાર્તાઓનું વાસ્તવ જીવનમાંથી લેવાય એની કંઈ નવાઈ આપણને રહી નથી. આ વાર્તાઓની વિશિષ્ટતા તો આસપાસ જીવતા જીવનમાં ભલે વિરલ પ્રમાણમાં પણ પ્રકાશી ઊઠતી સામાન્ય કોટિનાં માનવીઓની ઊંચી માનવતા, નીતિમત્તા, ઉદાત્તતા કે ચારિત્ર્ય સંપત્તિનું જ વાચકોના સદંશોને જાગ્રત કરે એવું ઉન્નતિપ્રેરક મંગલ દર્શન કરાવવાના હેતુને એ વરેલી છે તેમાં રહેલી છે. એ કારણે જ એને ખૂબ આવકાર ઘટે છે.

ભૂતકાળમાં એક બે સ્ત્રીઓનાં જીવન વણસાડ્યાનું પ્રાયશ્ચિત્ત દુઃખિયારી ત્યક્તાને પરણીને કરતો શાંતિલાલ (વાર્તા નં. ૧) વૃધ્ધ પિતામહીની સેવામાં ઊણપ નહિ આવે માટે તેમજ ભાવિ પત્નીને અન્યાય ન કરવા ખાતર ન પરણનાર પ્રોફેસર રવિભાઈ (વાર્તા ૨), અપકારી પ્રત્યેય સાધુત્વ આચરતા ભલાઈની મૂર્તિ શા જીવરામભાઈ (વાર્તા ૩), અપંગ મિત્રને ખભા પર ઊંચકી ગાડીમાં બેસાડી કાશીના પંડિત બનાવનાર મિત્ર શંકરભાઈ (વાર્તા ૪), શેઠના પુત્રને બચાવતાં પ્રાણનો ભોગ દેનાર ધનપ્રસાદ અને એ ઉપકાર ન ભૂલતા શ્રીમંત પિતાપુત્ર (વાર્તા ૫–૬) અંતરમાં વહેતી માનવતાની ગુપ્ત સરવાણી પ્રગટ કરતો અડંગ દાદો નારણદાસ (વાર્તા ૭), બહારથી શોખીન ને વિલાસી લાગતા પણ અંતરમાં સ્વસુખત્યાગી અપત્યવત્સલ પિતા (વાર્તા ૮), કામવિવશ લલનાઓનાં નિમંત્રણને ઠેલી શકતા નીલુભાઈ (વાર્તા ૯) અને નરોતમ (વાર્તા ૧૦), કૃતજ્ઞતા અને ઉદાત્ત મૈત્રીનું નમૂનેદાર દૃષ્ટાંત બનતા કાલિદાસ (વાર્તા ૧૧), સ્વસુખપરાયણ નવીનો વડે કંજૂસ મનાતા પણ બૉર્ડિંગ માટે મોટી રકમનું જરાય અચકાયા વગર દાન કરી દેતા નગીનદાસ (વાર્તા ૧૨), મોટો સોદો જવા દેનાર સત્યનિષ્ઠ વેપારી (વાર્તા ૧૩), સિધ્ધાંતચુસ્ત અને નિઃસ્પૃહ વિજુભાઈ (વાર્તા ૧૪)—આ સૌ કલ્પિત નામવાળાં પાત્રોની બિંબભૂત વ્યક્તિઓ આપણા જ સમાજમાં લેખકને જોવા-જાણવા મળી છે એ હકીકત દુનિયામાંથી હજી પુણ્ય પરવાર્યું નથી એની અત્યારના નીતિહ્રાસના અને જીવનનાં ઉચ્ચતર મૂલ્યોના અહિતકર વિસ્મરણના કાળમાં એવી સુખદ અને પ્રોત્સાહક પ્રતીતિ કરાવે છે, જે એકલી પુસ્તકના નામને જ સાર્થ નથી ઠરાવતી પણ લેખકના ઉચ્ચાશયી શ્રમને પણ સાફલ્ય બક્ષે છે.

બોધક દૃષ્ટાંતકથાઓની કક્ષાની છેલ્લી બંને વાર્તાઓ સંગ્રહમાં લીધી ન હોત તો સારું હતું. સત્યકથાઓ રજૂ કરતા પુસ્તકની એકરંગિતા એનાથી જરી જોખમાય છે. વળી એમાં માનવીની ઉદાત્તતાની વાત પુરોગામી સત્યકથાઓની જેમ આવતી નથી. માનવીની વિકારવશતા ને કામ પ્રાબલ્યની એ કથાઓ નીલુભાઈ ને નરોતમના વિકાર પરાજયને વધુ ઊજળું કરી દેખાડે છે એવો એનો બચાવ કરવો હોય તો ના નથી.





## તેજ બિંદુ : સુવર્ણ રેખા :

[ લેખક-પ્રકાશક. 'ધૂમકેતુ' : મુખ્ય વિક્રેતા, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧; મૂલ્ય, દરેકના ત્રણ રૂપિયા ]

'મેઘબિંદુ'ના પ્રકારની સામગ્રી રજૂ કરતાં 'ધૂમકેતુ'નાં આ બંને પુસ્તકો મોટે ભાગે સુબોધક દૃષ્ટાંતદર્શી લઘુકથાઓના સંગ્રહ છે. 'મોટે ભાગે' એટલા માટે કહ્યું કે બંનેમાં કેટલાક સીધા લઘુ ચિંતન લેખો પણ છે દૃષ્ટાંતો કર્તાએ કોઈવાર પ્રાચીન-મધ્યકાલીન ઇતિહાસમાંથી અને કોઈવાર તરતા લોકકથા સાહિત્યમાંથી લીધાં છે અને કેટલીકવાર કલ્પનાથી ઊભાં કર્યાં છે. કોઈ કોઈવાર તો પાત્રની વિશિષ્ટતા બતાવતા ઐતિહાસિક કિસ્સા છટાદાર વાણીમાં એમણે રજૂ કર્યા છે. પણ બંને પુસ્તકોમાં કર્તાનું ઉદ્દિષ્ટ કે સાધ્ય વાર્તારસ નથી પણ સમગ્રપણે કહીએ તો જીવનલક્ષી ચિન્તન છે. લઘુકથાઓ તો તે વિચારને ટેકવવા માટે જ ઉપયોગમાં લેવાયેલી છે. 'તેજબિંદુ'માં કર્તાના વિચારવિષય બન્યાં છે જીવન, મૃત્યુ, વીરતા, ક્ષાત્રત્વ, સુખ, જીવનકલા, ઘર, સ્વતંત્રતા સુશાસન, સમયનું મૂલ્ય, ઉપાસના, દાન, મૌન, સત્ય, સૌંદર્ય, પૂર્ણતા, શાંતિ, આર્થિક સમાનતા, દયા અને માનવતા. અને 'સુવર્ણરેખા'માં ચિન્તન વિષય છે દંભ, શ્રમ, સાદાઈ, સત્તા, માનવતા, સાધુતા, સુખ, જીવન, વિસ્મરણ, ક્ષમા, નિષ્કામ કર્મ, સાચી કેળવણી, પ્રેમ, ઈશ્વર, વિવેક, મૈત્રી, શ્રેયસ્-પ્રેયસ્, તૃષ્ણા અને જીવનકલા.

બંને પુસ્તકોમાં વિચારક 'ધૂમકેતુ'નું એકંદર સારી છાપ પાડે તેવું દર્શન થાય છે. પહેલાં જેમ ખલિલ જિબ્રાનનો લાભ 'ધૂમકેતુ'એ લીધો હતો તેમ આ પુસ્તકોમાં તેમણે ચીનના કૉન્ફ્યુશ્યસ અને બીજા પ્રાચીન તત્ત્વજ્ઞાનીઓના ડહાપણ અને જ્ઞાનબોધનો અવારનવાર સારો લાભ ઉઠાવ્યો છે. પણ એમનું બધું ચિંતન પરપ્રેરિત નથી, તેઓ પોતાની રીતે જીવન ને તેને અનેકધા સ્પર્શતા પ્રશ્નો પરત્વે વિચાર કરી શકે છે અને તેને સુભગ વાણીમાં વ્યક્ત કરી જાણે છે. એમની ઘણી જ વિચારણા સુસ્પષ્ટ કે તર્કસિદ્ધ નથી હોતી. કોઈવાર દૃષ્ટાંતરત કથા કે પ્રસંગ કર્તાએ તારવેલો બોધ તારવી આપતો ન હોય એમ પણ જણાય છે. શીર્ષક સૂચવે તે વાત લેખમાં આગળ જતાં ફંટાઈ પણ જતી ક્યારેક દેખાય છે. વિચારના કરતાં કથનની સરસતા પર કર્તાએ વિશેષ નજર રાખ્યાનું ય કોઈ કોઈવાર જણાઈ આવે છે. 'ધૂમકેતુ'નું માનસ કઈ રીતે વિચારે છે એ જાણવાનું તો આ પુસ્તકો સરસ સાધન પૂરું પાડે છે એમાં શક નહિ સામાન્ય, સારું અને વધુ સારું એવા પ્રકાર પુસ્તકમાંની ચિન્તન સામગ્રીના પાડવા હોય તો પડી શકે તેમ છે. પણ વાચકોને પોતપોતાની રુચિ અને સંસ્કાર ભૂમિકા પ્રમાણે કશુંક વિચારવા, સમજવા ને આચરવા જેવું બંને પુસ્તકોમાંથી અવશ્ય મળી રહેવાનું. એ જોતાં આ પુસ્તકોમાં તેમણે રજૂ કરેલી સામગ્રી દ્વારા ગુજરાતી જનતાની યથાશક્તિ સંસ્કાર સેવા કરી ગણાય.

## ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન :

[ લે. કેશવરામ કા. શાસ્ત્રી; મુખ્ય વિક્રેતા એલોટ બુક સર્વિસ, ભદ્ર, અમદાવાદ; સાડાત્રણ રૂપિયા. ]

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના ગણ્યાગાંઠ્યા અભ્યાસીઓમાં જેમનું સ્થાન પહેલી હરોળમાં ગણાય એવા શ્રી કેશવરામ શાસ્ત્રીએ મધ્યકાલના ગુજરાતી સાહિત્યના તૈયાર કરવા માંડેલા ઇતિહાસનું આ પહેલું પુસ્તક છે. એમાં ઉપોદ્‌ઘાત રૂપે ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને તેના વિકાસની કથા સંક્ષેપમાં રજૂ કરી, હેમચંદ્રે 'સિદ્ધ હૈમ પ્રાકૃત વ્યાકરણ'માં ટાંકેલા અપભ્રંશ દુહાથી માંડી પ્રેમાનંદ કાલીન જૈનેતર આખ્યાન સાહિત્ય સુધીના સાહિત્યનો શ્રી. શાસ્ત્રીએ પરિચય કરાવ્યો છે. આ સમયાવધિને તેમાં સર્જાયેલા સાહિત્યને લક્ષમાં રાખી તેમણે હેમયુગ, રાસ-યુગ (એટલે આજે જેને કવિ ન્હાનાલાલની અસરથી રાસ-યુગ કહેવામાં આવતો સાંભળીએ છીએ એ નહિ, પણ ઈ. સ. બારમીથી પંદરમી-સોળમી સદી સુધીના જૈન રાસ-ફાગ-પ્રબંધના સાહિત્યનો યુગ), આદિભક્તિયુગ, અને આખ્યાન યુગ એ ચાર યુગમાં વહેંચી નાખ્યો છે.




પુસ્તકમાં પોતાનાં આગલાં પુસ્તકોમાં તથા લેખોમાં રજૂ કરેલી માહિતીનો શ્રી. શાસ્ત્રીએ પૂરતો ઉપયોગ કર્યો છે. એમના આ ઇતિહાસની મોટી વિશિષ્ટતા એમાં રજૂ થતો મધ્યકાલીન સાહિત્યની સામગ્રીનો આ માહિતી-ભંડાર છે. પણ એ કારણે જ પુસ્તક વિદ્દ્ભોગ્ય છે એટલું વિદ્યાર્થીભોગ્ય કદાચ ન બને. રસિક વિવેચનશક્તિ અને શૈલીપ્રભુતાવાળો સાહિત્યનો ઇતિહાસકાર તો ગુજરાત હજુ માગે જ છે. એવા ભાવિ ઇતિહાસકારોને મૂલ્યવંતી સામગ્રી પૂરી પાડતાં શ્રી. શાસ્ત્રીનાં આવાં પુસ્તકોની મદદ વિના ચાલવાનું નહિ. શ્રી. શાસ્ત્રીની સેવાનું મૂલ્ય એમાં જ રહેલું છે.

આ પુસ્તક પહેલો જ ખંડ છે. બીજા ખંડમાં આખ્યાનયુગની જૈન કવિતાનો અને દયારામ સુધીના ઉત્તરભક્તિયુગની કવિતાનો પરિચય આવશે. એ બીજો ખંડ શ્રી. શાસ્ત્રી પાસેથી આપણને વહેલો મળે એમ ઇચ્છીએ.

**કિમિયાગરો :**

[ લે. યશોધર ન. મહેતા; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ; મૂલ્ય, અઢી રૂપિયા. ]

'લોખંડનું સોનું કરે તે મોટા કિમિયાગર પરંતુ માનવી જેવા માનવીને પલટી નાખે એવી વ્યક્તિઓ પણ કિમિયાગરો જ ગણાવી જોઈએ. સાધારણ માનવી કાચી અને હલકી ધાતુનો જ હોય છે,' આ શબ્દો દ્વારા પુસ્તકનું નામ સમજાવતાં શ્રી યશોધર મહેતાએ આવી મોટી અપેક્ષા સંતોષે એવા તો નહિ પણ પોતપોતાની રીતે જનતા ને રાષ્ટ્ર પર અસર કરી જનાર વિભૂતિમંત વ્યક્તિવિશેષોનાં જે કલમચિત્રો દોર્યાં છે તેનો આ સંગ્રહ છે.

સંગ્રહમાં કુલ અઢાર વ્યક્તિઓનાં કલમચિત્રો છે. એમાં બે સ્ત્રીઓનાં છે અને સોળ પુરુષોનાં છે. સ્ત્રીઓનાં બે રેખાચિત્રોમાં એક સ્વ. સરોજિની નાયડુનું અને બીજું બારસો વર્ષ પર બસરામાં જન્મેલી મુસ્લિમ સંત રાબિયાનું છે. પુરુષોનાં રેખાચિત્રોમાં પણ રાજકારણ અને ધર્મ તત્ત્વજ્ઞાન–યોગ એ બે ક્ષેત્રે ઝળકનાર વ્યક્તિઓ—જવાહરલાલ, સરદાર પટેલ, ઝીણા, મોતીલાલ નહેરુ, વિઠ્ઠલભાઈ, સુભાષબાબુ, ગોલવેલકર, શ્રી. ગણેશ માવલંકર, લેનિન, હિટલર, મુસોલિની, દયાનંદ સરસ્વતી, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, નૃસિંહાચાર્ય, હંસદેવજી—લેખકે પસંદ કરી છે એ ધ્યાન ખેંચે તેવી હકીકત છે. લેખકના ભારતના રાજકારણને લગતા વિચારો તથા ભારતીય ધર્મ-તત્ત્વજ્ઞાન અને યોગનું સિદ્ધાંતજ્ઞાન અને તે પરની એમના અંતરતમની શ્રદ્ધા પુસ્તકમાં ઠેરઠેર પોતાનો પરિચય આપણને કરાવે છે તેનું કારણ પણ આમાં છે.

વિદેહ અને વિદ્યમાન વ્યક્તિઓનાં રેખાચિત્રોના લેખનમાં સ્વ. નરસિંહરાવ, શ્રીમતી લીલાવતી મુનશી અને સ્વ. બટુભાઈ ઉમરવાડિયાએ પોતપોતાની રીતે દર્શાવેલી કુશળતા જાણીતી છે. આ પુસ્તક એવાં રેખાચિત્રોના સાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો કરે છે. એના ઉત્સાહી કર્તા પાસે ચમકદાર પ્રવાહી રસાળ લખાવટ છે, અને બધી નહિ તો કેટલીક ચરિત્રવિષય વ્યક્તિઓ સાથેના પોતાના પ્રસંગનાં સંસ્મરણો ને સંવેદનો પણ છે, જે આ રેખાચિત્રોને સજીવ અને રસાત્મક બનાવે છે. સરદાર પટેલ અને વિઠ્ઠલભાઈ જેવાનાં રેખાચિત્ર આથી જ આકર્ષક બની શક્યાં છે. સંસ્મરણોથી કે તેમને વિશે જાણવામાં આવેલી હકીકતથી ચરિત્રવિષય વ્યક્તિઓની સ્વભાવ, ચારિત્ર્ય આદિની લાક્ષણિકતાઓ છતી કરી કર્તાએ તેમના જીવનકાર્યને તેમ વ્યક્તિત્વને સારી અંજલિ પણ આપી છે. રેખાચિત્રોને ગુણદર્શી રાખવાનો આશય આમ જ કરાવે તે સ્વાભાવિક છે. ગાંધીજી આ પુસ્તકમાં ચરિત્રવિષય નથી બન્યા છતાં તેમને કર્તાએ અનેક સ્થળે સુંદર અર્ઘ્ય અર્પ્યો છે. ગુણદર્શી રહેવા છતાં વ્યક્તિઓની મર્યાદાઓ પણ કર્તાએ બતાવી છે. પં. જવાહરલાલ વિશેના તેમના ઉદ્ગારો આ દેખાડી આપશે. કર્તા પાસે વ્યક્તિઓ ને તેમનાં કાર્યના મૂલ્યાંકનનું પોતાનું ધોરણ છે. એથી જ તો ગુણદર્શી રહેવાની પ્રતિજ્ઞા ભૂલીને તે મુસોલિની પર લખતાં તેના પર તિરસ્કાર, રોષ ને ગાળોની ઝડી વરસાવી બેઠા છે. દયાનંદ,





રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ પરનાં લખાણો રેખાચિત્રો કરતાં તેમના મહાત્માપ્રકારને સમજાવતા તથા તેમનાં કાર્યને અંજલિ આપતા લેખો વિશેષ બન્યાં છે.

પુસ્તક આમ તો કર્તાની પત્રકારી કલમબાજીની નીપજ છે, છતાં તેમાં સાહિત્યિક ગુણવત્તા ઠીક પ્રમાણમાં ઊતરી છે અને એથી જ તે સુવાચ્ય બન્યું છે.

**માને ખોળે :**

[ લે. પ્ર. ગોવિંદભાઈ રા. અમીન; મુખ્ય વિક્રેતા, પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લિ. વડોદરા; મૂલ્ય, પોણાત્રણ રૂપિયા. ]

શ્રી. ગોવિંદભાઈ અમીનની આ ૧૬૨ પાનાંની નાની નવલકથાની વિશિષ્ટતા એ છે કે એમાં એક ખેડૂતને કથાનાયક બનાવી લેખકે ઝડપથી પલટાતી અત્યારની પરિસ્થિતિ વચ્ચે તેને મૂકી, ખેડૂત, ખેતી અને ગામડાંનો કેવો નવો ઘાટ હવે ઘડાવામાં છે તેનું અંગુલિનિર્દેશક ચિત્ર આલેખ્યું છે. ગણોતધારા અને ઋણરાહતધારાનાં પરિણામથી બચવા જમીનદાર કથાનાયક નરસીને, તે ખેડે છે તે ખેતર વેચી નાખે છે. નરસીના પુત્ર શંભુને શહેરનો મોહ હોઈ તે પ્રથમ આ નાપસંદ કરે છે પણ શહેરમાં નવાં વિચારોનો સ્પર્શ થતાં નવી પરિસ્થિતિમાં ખેતરની અગત્ય તે પાછળથી સમજે છે. ગામના કાકાશેઠને સહકારી ખેતીની યોજનામાં એમના સ્વાર્થને કારણે રસ છે, પણ નરસી તેની કે જમીનદારની સહકારી યોજનામાં ભળતો નથી. તેનો પુત્ર શંભુ શહેરના અનુભવે ને નવી દષ્ટિએ આપેલી સમજ અને પકાઈ ભાથામાં લઈ ગામડે આવી કાકાશેઠને એના દાવમાં અર્ધો પરોવી સહકારી યોજનામાં તેના જેટલું પોતાનું ય હિત રહે તેની જોગવાઈ કરી સહકારી ખેતીમાં પિતાને તેમની નાખુશી છતાં ભેળવે છે. નરસી જે આથમતા ખેડેલી નેકી ને ઈમાનની પૂજક ખેડૂત પેઢીનો નમૂનો છે તે આ નવો ફેરફાર, યંત્રયુગનું અને ભૌતિક મૂલ્યોનું આક્રમણ, સહી શકતો નથી. તે હૃદયભંગ કે વિષાદના સૂક્ષ્મ આઘાતથી જગતની વિદાય લે છે.

આવા વસ્તુવાળી આ નાની કથા વાર્તા તરીકે સાદ્યંત રસવાહી રહી શકી છે એ નોંધપાત્ર છે. કર્તાએ થોડાં જ પાત્રો દ્વારા કામ લીધું છે પણ તે કુશળતાપૂર્વક લીધું છે. પાત્રોમાં સૌથી આકર્ષક પાત્ર નરસીનું છે. તેની પત્ની જીવીના પાત્રનો નંબર બીજો આવે. જમીનદાર અને કાકાશેઠનાં પાત્ર પલટાતી પરિસ્થિતિનો ય લઈ શકાય તે લાભ લેવાની જમીનદારો ને શાહુકારોની વૃત્તિ બરાબર રજૂ કરે છે. શંભુ અને વસનજી દ્વારા ગામડાંમાંથી જુવાનોને શહેરો તરફ ધકેલતો શહેરી જીવનનો મોહ સારો દર્શાવાયો છે. શંભુને પાછળથી જમીનદાર ને મૂડીદારની ચાલબાજી સમજી લઈ તેમની જ નીતિ રીતિથી તેમની જ જમાતમાં ભળી જનારો નવા જમાનાનો ખેડૂત બનાવવામાં આવ્યો છે. લેખકની સહાનુભૂતિ નરસી પર વર્ષી છે તેમાંથી એવું સૂચન લઈ શકાય કે જૂની વ્યવસ્થા જઈ નવી આવે છે તે તો અવશ્યંભાવી છે. કાળનું પરિણામ છે, પણ તેથી ભૌતિક સંપત્તિ વધશે પણ કીચુડ કીચુડ કોસના સંગીતને બદલે પંપનો કર્કશ છુક્ છુક્ અવાજ ને ટ્રેકટરોનો ઘર્ઘરાટ આવશે અને ખેડૂતનું ભોળપણ ને ઉન્નત નીતિભાવના ધીમેધીમે લુપ્ત થવાનાં, એ સંભવ લેખકને તેના નરસીની જેમ વિષાદખિન્ન કરે છે ! એથી જ કદાચ સહકારી ખેતીના પ્રયોગમાં તેમણે કાકાશેઠ ને પછી શંભુની સ્વાર્થબાજી મૂકી હશે ! શંભુને તેના બાપની જેવો ચોખ્ખી દાનતનો બનાવી તેને કાકાશેઠના સ્વાર્થી આશયને પરાસ્ત કરતો અને બાપ પ્રસન્ન થાય તે રીતે સમૂહખેતીદ્વારા આખા ગામનો ને તે સાથે પોતાના કુટુંબનો ઉત્કર્ષ સાધતો નિરૂપી અને નરસીને સમૂહખેતીના સફળ પ્રયોગ દ્વારા શોષણ તથા સામાજિક અન્યાયની કાયમી નાબૂદી અને નવી ચારિત્ર્યશીલતાની સુખદ સ્ફૂર્તિદાયક હવા શ્વસતો પ્રસન્નચિત્તે જીવતો આલેખવાની હિંમત લેખકે કરી હોત તો ! એ કરવા જેવી હતી. પણ આથમતી અને ઊગતી પેઢી વ્યવસ્થા કે જમાનાનું દર્શન કેવું ગુંગળાવે તે દેખાડવામાં કર્તામાંના કલાકારને કદાચ વધુ રસ હશે.

*

# શાંતિ સ્તંભ

વિ. સ. ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ

વિજયોની પરંપરાથી રાચતો માનવી પોતાની જાતને સર્વોપરિ માની બેસે છે પોતાનો વિજયધ્વજ પણ સર્વશ્રેષ્ઠ ગણે છે. પણ એને ખબર નથી હોતી કે એવા તો કેટલાય વિજયધ્વજો એની પહેલાં રોપાઈ ચૂકયા હોય છે! આ રૂપક-કથામાં લેખક પોતાની વિશિષ્ટ રજૂઆતથી વિજયીને કેવો પરાજિત કરી મૂકે છે!

મહાન વિજય મેળવીને મહારાજાએ નગરમાં પ્રવેશ કર્યો.

અનાથ બાળકો, વિધવા સ્ત્રીઓ અને લંગડા-અપંગ પુરુષોને તેણે કહેવા માંડ્યું: 'મારા પાસે આવો! હું શાંતિનો ઉપાસક છું.'

પણ એના બોલ ઉપર કોઈને વિશ્વાસ આવતો નહોતો.

મહારાજ એથી ખૂબ નિરાશ થયા. પોતે શાંતિનો ઉપાસક છે એની ખાત્રી કરાવવા માટે એણે શહેરની વચ્ચોવચ્ચ એક મોટો સ્તંભ ઊભો કરાવી તે ઉપર પોતાનો શાંતિનો સંદેશો કોતરાવી રાખવાનો નિશ્ચય કર્યો.

એક જબરો સ્તંભ તૈયાર થયો. એના ઉપર એક યોગિની સરખી શાંતિ દેવતાની રમ્ય આકૃતિ પણ કોતરવામાં આવી. એ મૂર્તિની આંખોમાં માતાનું વાત્સલ્ય રમી રહ્યું હતું, ગળામાં સુકુમાર પુષ્પોનો હાર હતો; હાથમાં મેઘકુંભો હતા.

સહુ આવનાર જનાર જોઈ શકે માટે શહેરની મધ્યમાં જે મોટા ચોકમાં એ સ્તંભ ઊભો કરવાનું નક્કી કરવામાં આવ્યું. એના સારુ સ્થાન નક્કી કરી ઊંડો પાયો ખોદવાનું શરૂ થયું. એ ખોદાણ કરતી વેળા અંદરથી નાના નાના અનેક એક જ જાતના પથ્થરના ટુકડાઓ હાથ આવતા હતા. એના ઉપર કાંઈક આકૃતિ કોતરેલી હોય, કાંઈક અક્ષરો લખાયલા હોય એમ લાગતું હતું. પણ કોઈ એનો ઉકેલ કરી શક્યું નહિ.

બધા ટુકડાઓ એકઠા કરી એક દૂરના જંગલમાં રહેનારા એકાંતવાસી એક સાધુને તે મોકલવામાં આવ્યા. એ સાધુ પ્રાચીન વિદ્યાના પંડિત તરીકે ખૂબ જાણીતો હતો.

અને રાજાએ તૈયાર કરાવેલો પેલો જબરો શાંતિસ્તંભ ભારે મોટા દબદબાથી ઊભો કરવામાં આવ્યો. દરેક આવનાર જનાર માણસ એ સ્તંભથી આકર્ષાઈ નજીક જતો, સહેજ ઊભો રહી એના પરનું ચિત્ર જોતો, સ્તંભ પર કોતરેલી શાંતિ દેવતાની મૂર્તિને વંદન કરતો અને 'હું શાંતિનો ઉપાસક છું' એવા એ મૂર્તિની નીચે કોતરેલા શબ્દો વાંચી મનમાં એ જ ફરી ગણગણતો ચાલી નીકળતો.

એ જોઈ મહારાજાએ પોતાની જાતને કૃતકૃત્ય માની.

એક દહાડો કુતૂહલથી મહારાજા પેલા જંગલમાં જઈ ચઢ્યા, અને સાધુએ પેલા ટુકડાઓની આકૃતિ અને અક્ષરો પરથી કશો ઉકેલ કાઢ્યો છે કે નહિ તે જાણવા માગ્યું.

સાધુએ ખુશાલીમાં આવી જઈ કહ્યું: 'મહારાજ! આ પથ્થરના ટુકડાઓ છે એમ ન માનશો. એ ટુકડાઓ ગોઠવતાં એના પર એક આકૃતિ કોતરેલી ગોઠવી શકાઈ છે. એ આકૃતિની આંખોમાં માતાનું વાત્સલ્ય છે, ગળામાં પુષ્પોના હાર છે, હોઠ પર ઉષાનું સ્મિત સ્ફુરે છે અને હાથમાં મેઘકુંભો પકડેલા છે. અને એ આકૃતિની નીચે જ 'હું શાંતિનો ઉપાસક છું.' એવા અક્ષરો કોતરેલા વંચાય છે. આપને મારી નમ્ર વિનંતિ છે કે આ ટુકડાઓ આપ રાજધાનીમાં લઈ જઈ બરાબર સરખા ગોઠવાવો, અને નગર દેવતા તરીકે એ દેવની પ્રતિષ્ઠા કરો. આ શિલ્પ ઘણું પ્રાચીન સમયનું છે. એની કલા ઘણી ઊંચી કક્ષાની છે.'

દરમિયાન મહારાજા નીચું માથું રાખી ચાલી નીકળ્યા હતા.

એ મૂગા મૂંગા કેમ ચાલી નીકળ્યા તે સાધુને મન કોયડો થઈ પડ્યો!

★

# ઊર્મિ નવરચના

વર્ષ ૨૩ : અંક ૭ થી ૧૨ : : ઑક્ટોબર '૫૨ થી માર્ચ ૧૯૫૩ : સળંગ અંક ૨૭૧ થી ૨૭૬

## અર્ધવાર્ષિક અનુક્રમણિકા

[ પહેલો આંકડો અંક અને બીજો આંકડો પાનું દર્શાવે છે : લેખનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. ]







*



# સૌંદર્યતાનો દેવ

કવિઓના કહેવા પ્રમાણે જેઓએ સ્ત્રીઓના વાળમાં હમેશાં રહેઠાણ કર્યું છે. કેશવર્ધિની હવે પ્રકાશમાં આવે છે, જેનાં નજરબંધી જુલફાંઓ કે જે પ્રભુને પણ લલચાવે છે, મુગ્ધ કરે છે. વાળની સૌંદર્યતા માટે હમેશાં તેનો ઉપયોગ કરો.

**અદ્ભૂત કથા :**–કે જે કેશવર્ધિની તમારા વાળને આપે છે યૌવન સાથે તેજસ્વિતા, સૌંદર્યતા સાથે ઝળહળાટ અને વાળનાં ઝુલફાંને કાયમ ટકાવે છે.

**ભલે કેશવર્ધિની તમને પસંદગી આપે અને તમે કેશવર્ધિનીને પસંદગી આપો**

# કેશવર્ધિની

**વાળને ખરી પડતા અટકાવે છે અને સૌંદર્યતા બક્ષે છે.**

| | |
|---|---|
| કેશવર્ધિની | રૂા. ૦–૧૪–૦ |
| કેશવર્ધિની શેમ્પુ | રૂા. ૦–૧૪–૦ |

(માર્ગવ્યય અલગ)

દરેક પ્રખ્યાત વેપારીઓ પાસેથી મળી શકશે.

લખો :

## સાઉથ ઈન્ડિયા કેમિકલ્સ

કોઈમ્બતુર (દક્ષિણ)

મુંબઈ અને મધ્ય ભારતના એજન્ટ :

**મેસર્સ નેશનલ સેઈલ્સ એન્ડ સરવિસ લિ.**
**૧૨, રેમપાર્ટ રો, કોટ, મુંબઈ ૧**



કોલેરા, ઝાડા, શરદી,
સંધિવા, ખાંસી, શુળ,
અમુંઝણ, દરેક જાતના
વાય તથા અનેક
જાતના દરદો
માટે અમુલ્ય
ઓષધી

# જીવનધારા

રજી. ટ્રે. મા. નં. ૩૦૨

બધે મળે છે.

**જે. એન. શેઠના**

સ્ટોકીસ્ટ : કંચનલાલ વાડીલાલની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

# નેપચ્યુન

## એસ્યૉરન્સ કંપની લી.

[ સ્થપાઈ : ૧૯૩૦ ]

★ જીંદગી

★ આગ

★ મોટર

★ અકસ્માત

—: કુલ અસ્કયામત :—

રૂા. ૧,૦૦,૦૦,૦૦૦

: મુખ્ય ઑફિસ :

નેપચ્યુન બિલ્ડીંગ, ૧૦૪, ઍપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ ૧




ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ

મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

આવતા માસથી ચોથા વર્ષમાં સગર્વ ડગ માંડશે

એ

નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતુ પ્રથમ ગુજરાતી માસિક

# તંદુરસ્તી

[ તંત્રીઓ : ભૂપતરાય મો. દવે · શંકરલાલ મો. દવે ]

આપને ગમે ત્યાંથી વાચવા મળતું તો હશે જ. પણ આપને નથી લાગતું કે વાંચીને પાછું આપવું સારૂ નથી? એ તો સંઘરી રાખવા જેવું હોય છે તો પછી દર મહિને નિયમિત આપના ઘેર બેઠા હાથમા આવે એ માટે એનુ વાર્ષિક લવાજમ (ફક્ત સાડાપાંચ રૂપિયા: વિદેશમાં બાર શિલીંગ) આપ પણ કેમ નથી મોકલી આપતા?



વરસમાં જૂન, સપ્ટેમ્બર, ડિસેમ્બર અને માર્ચ એ ચાર માસમાંથી કોઈપણ માસથી વાર્ષિક ગ્રાહક થવાય છે.



આપનુ લવાજમ આજે જ મોકલી આપો:

**તંદુરસ્તી કાર્યાલય**
આરોગ્યધામ અરુણ મેન્શન,
વિન્સેન્ટ રોડ, મુંબઈ ૧૯.

અથવા

**તંદુરસ્તી કાર્યાલય**
ભારતી સાહિત્ય સંઘ લિ.
ગાંધી રોડ, અમદાવાદ ૧

# ગરમીથી...

## કંટાળેલા મગજને

# 'ચરક'નો 'ગુલકંદ'

## શાંતિ આપે છે

મુંબઈ અને મહાગુજરાતમાં
ઘેરઘેર લોકપ્રિય બનતા
'ચરક'ના 'ગુલકંદ' (પ્રવાલયુક્ત)નું
આજથી જ સેવન કરો.

હિંદભરના દરેક કેમીસ્ટો વેચે છે. માત્ર
'ચરક'નું લેબલ જોવા ખાસ વિનંતી છે.

અમદાવાદ જીલ્લાના સો. ડીસ્ટ્રી : ચીમનલાલ સાંકળલાલ એન્ડ કં.
ત્રણ દરવાજા

વડોદરા ,, ,, : જે. પટેલની કું. મહાત્મા ગાંધીરોડ

ખેડા ,, ,, : જ્યોતિ મેડીકલ સ્ટોર્સ, બજારમાં




તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર




# ભક્તિ

મંદિરમાં માનવમહેરામણ ઊમટયો હતો.
ભક્તોમાં અખૂટ શ્રદ્ધા હતી.
ભગવાનને બદલે એની મૂર્તિ પણ કોઈને દેખાતી નહોતી.
દર્શનની તૃપ્તિ અનુભવતાં ભક્તો
ધક્કામુક્કી કરીને બહાર નીકળતાં.
મંદિરનાં ઊંચાં પગથિયાં ઊતરતાં.
ત્યાં જ મોટી પંગત દેખતી:
ભિખારીઓની !
કોઈ આંધળાં તો કોઈ લૂલાં,
કોઈ ઘરડાં તો કોઈ રગતપીત્તિયાં.
ભક્તો અધીરાં થઈ ને પથ્થરની મૂર્તિ શણગારતાં.
આ જીવંત માનવીઓ તરફ પાઈ–પૈસો ફેંકતાં
એમનો તુચ્છકાર અછતો ન રહેતો.
એ પંગતિયાં માનવીનો ભગવાન મંદિરમાં નહિ
પણ ભગવાનના આ કહેવાતા ભક્તોમાં હતો.
પથ્થરની મૂર્તિ પર એ કયારેય શ્રદ્ધા ન રાખતાં.
એ તો જીવતાં માનવીને જ ભગવાન માનતાં.
ભગવાનને પણ એ જ ફીકર હતી:
ભક્તો કરતાં પંગતિયાં માનવીની ભક્તિ
વધી જશે તો !
ભગવાનને ભૂલીને એ ભક્તિ કરતાં ખરાં ને !


સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ : ૨૪

'નવરચના' વર્ષ : ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

સળંગ અંક ૨૯૮ : મે ૧૯૫૩ : અંક ૨–

—ક્રમ—



પૂંઠા ઉપરનું ચિત્ર : 'ચિંતન'—ચિત્રકાર : સી. નરેન

'ઊર્મિ નવરચના'નું લવાજમ ભરવાનાં અન્ય સ્થળો :–

એલ. કે. મેઘાણી : ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા ૧.

એન. એમ. ત્રિપાઠી લિ. : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

આર. આર. શેઠની કંપની : પ્રિન્સેસ સ્ટ્રીટ : કેશવબાગ : મુંબઈ ૨

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. : ગવપુરા : વડોદરા.

રવાણી ઍન્ડ કંપની : બબુગેનુ રોડ : મુંબઈ ૨

ગાંડીવ સાહિત્ય મંદિર : હવાડિયો ચકલો : સૂરત.

આફ્રિકા માટે:—

પૉપ્યુલર બૂક સપ્લાય : પો. બૉ. નં. ૭૬૯ : કંપાલા (પૂ. આ.)

જયન્તકુમાર કે. પટેલ : પો. બૉ. નં. ૬૪૦ : નૈરોબી. (પૂ. આ.)

—સૂચના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫ ).
* છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની-ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો ૫ દર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:–

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની. ક્રિશ્ના પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.

તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે
સંપાદક : જયન્ત પરમાર




મંદિરમાં માનવમહેરામણ ઊમટયો હતો.
ભક્તોમાં અખૂટ શ્રદ્ધા હતી.
ભગવાનને બદલે એની મૂર્તિ પણ કોઈને દેખાતી નહોતી.
દર્શનની તૃપ્તિ અનુભવતાં ભક્તો
ધક્કામુક્કી કરીને બહાર નીકળતાં.
મંદિરનાં ઊંચાં પગથિયાં ઊતરતાં.
ત્યાં જ મોટી પંગત દેખતી:
ભિખારીઓની !
કોઈ આંધળાં તો કોઈ લૂલાં,
કોઈ ઘરડાં તો કોઈ રગતપીત્તિયાં.
ભક્તો અધીરાં થઈને પથ્થરની મૂર્તિ શણગારતાં.
આ જીવંત માનવીઓ તરફ પાઈ–પૈસો ફેંકતાં
એમનો તુચ્છકાર અછતો ન રહેતો.
એ પંગતિયાં માનવીનો ભગવાન મંદિરમાં નહિ
પણ ભગવાનના આ કહેવાતા ભક્તોમાં હતો.
પથ્થરની મૂર્તિ પર એ કયારેય શ્રદ્ધા ન રાખતાં.
એ તો જીવતાં માનવીને જ ભગવાન માનતાં.
ભગવાનને પણ એ જ ફીકર હતી:
ભક્તો કરતાં પંગતિયાં માનવીની ભક્તિ
વધી જશે તો !
ભગવાનને ભૂલીને એ ભક્તિ કરતાં ખરાં ને !

જ્ઞ



સાહિત્ય અભ્યાસ અને સંસ્કાર માસિક




### આદિવાસીઓનુ સન્માન

પૂ.ર્વની સરહદની મુલાકાત લેતાં નેહરુ છૂટથી પ્રજામાં ભળ્યા. એમનો પહેરવેશ પહેર્યો, એમની ની નાની ચીજોની ભેટ સ્વીકારી, એમનાં નૃત્યો યાં, એમનાં બાળકોમાં ભળ્યા. આ ખબરો વાંચી પણે પણ રાજી થયા નેહરુનું સન્માન એ પ્રજાએ ર્યું એટલુ જ નેહરુએ એમનું સન્માન કર્યું.

નેહરુ એકલાને માથે એ પ્રણાલી શાથી? દરેક જ્યમાં પ્રધાનો અને મોટા અધિકારીઓના હમલા . એ બધા અને એમના કુટુંબીજનો કેમ પ્રજાના ાવા ઉમળકા ઝીલતા નથી? કેમ એ બધા અધિ-રથી ભરેલા દૂરના દૂર રહે છે?

નેહરુના પ્રવાસમાં સાંના એક જણે મનુષ્યવધ ધિ કરવાની માણસાઈ બતાવી. સારા સંસર્ગે કેટલો ર પડી જાય છે! દરેક વિભાગમાં આદિવાસીઓ છે, છાત કોમો છે. એમનો સંપર્ક સહેલાઈથી ને સન્માનથી રાખી શકાય એમ છે. છતાં નથી એમને ળવી શકતા કે નથી એમનામાં કોઈ વાર ભળી જતા.

### એમને કઈ તરફ વાળીશું?

પરન્તુ, આપણા તરફ વાળીને આપણી પાસે છે ં તે એમને આપીશું? આપણો ખોરાક આપીશું ા એમનું સ્વાસ્થ્ય બગડશે. વિદ્યા આપીશું તો બેકારી ળગશે. મકાનો આપીશું તો એમનો નૈસર્ગિક સ્વ-ાર અટકી જશે, રેલ્વે આપીશું તો શોષણ વધી શે અને બદીઓ ઉતાવળથી કૂચ કરશે, ઘડિયાળ ાપીશું તો મિનિટોની ચિંતા પેસવા માંડશે, વરક્ષણની બંદૂક આપીશું તો તેઓ જ રાજકીય ાઓના દોરવ્યા એમનો શિકાર થઈ જશે

નેહરુએ કહ્યું કે એમનામાંથી કેટલાક કબેલ ાણસોની શોધમાં છે જેમને રાજકાજમાં જોડી શકાય અલબત્ત એ રીતે એમનામાં વિશ્વાસ આવે, અસ્મિતા પ્રગટે. પણ એમની પ્રજાનો કેવી રીતે વિકાસ કરવો છે. ક્યાં સમાસ કરવો છે એ પહેલાં વિચારી ગણવા જેવું છે.

ઘડીમાં બધું એકાકાર કરવાની ધમાલમાં પડી જઈ એક ભાષા, એકધારું શિક્ષણ, એક સંસ્કૃતિ, એક ખોરાક વગેરેની ઘોષણાઓ કરીએ છીએ અને ઘડીમાં સૌરાષ્ટ્રના રાસ, નાગાઓનું નૃત્ય, રાજસ્થાનના ફાગ કે કર્ણાટકી મંજીરા ઉપર વારી જઈએ છીએ. પ્રાદેશિક લાક્ષણિકતાઓ અગર સારી છે તો એનો વિકાસ કેમ થાય એ વિચારવું પણ એટલું જ સારું છે.

પરન્તુ, સાફદિલથી જોઈએ તો આપણે નવીનતાઓનો શોખ કરીએ છીએ; એને અપનાવવા ઇચ્છતા નથી, એની કિંમત નથી, તમન્ના તો શાની હોય! ગોરી સંસ્કૃતિએ આપેલી તમામ સુખસગવડો આપણને ખપે છે, રહી રહીને એમની પદ્ધતિઓ ઘરમાં ઘાલતા જઈએ છીએ ને આપણી ભૂલતા જઈએ છીએ. જેનું આપણે ગૌરવ લઈએ એવી બાબતોને કૌતુકથી વધારે ગણતા નથી.

આ સંક્રાંતિના કાળમાં ઘણું બધું ભૂંસવાનું છે ને રહેવાનું છે. જે નવો આકાર આપવાનો છે તેનું આપણી પાસે ચિત્ર આજે નથી, છતાં એટલું તો લાગે છે કે વ્યક્તિ ઉપરથી ખસીને સંઘવિકાસના તબક્કે આપણે આવી ગયા છીએ. આપણી પોતાની ઇચ્છાઓ ગૌણ થઈ જશે ને વિશ્વપ્રવાહોની અસરમાંથી અલિપ્ત નહિ રહી શકાય.

### રેલ્વેનું માન વધતું નથી

રેલ્વેએ સો વર્ષ કાઢ્યાં ને અબજો રૂપીઆની રાષ્ટ્રીય મિલ્કત બનાવી આપી છતાં એનો પ્રજામાં ઉત્સાહ દેખાતો નથી એ ચિહ્ન સારું નથી.



પ્રજાની માલિકીનાં, એટલે કે સરકાર દ્વારા ચાલતાં વિવિધ ખાતાંઓ તરફ લોકોનો સદ્ભાવ હજુ વળતો નથી. પોલીસ, તાર, ટપાલ, રેલ્વે, કરવેરા, લશ્કર. જંગલો, આયાત, નિકાસ, વગેરે કેટલીય બાબતોમાં આગવો સરકારી કારોબાર છે. બીજી કેટલીક બાબતોમાં વિશેષાધિકાર છે. આમાંથી જે બાબતો મોટા લોકસમુહને સ્પર્શે છે તેમાં પ્રજાનો અણગમો જણાઈ આવે છે : ક્યાંક ઓછો ક્યાંક વધારે. હૈદ્રાબાદ-કાશ્મીરના મોરચે અને દુષ્કાળ જેવા રાહત કામો અંગે લશ્કરે બજાવેલી કામગીરીથી સંતોષ છે, તો યે એના લખલૂટ ખરચથી અને ફોજોને મળતા ખાસ દરજ્જાથી તેઓ પ્રજાથી વિખુટા જેવા રહ્યા છે.

રેલ્વેમાં મુસાફરીની અગવડો ક્યારે દૂર થઈ શકશે, એમાં થતી રેલ્વેના તેમજ વેપારીઓના માલની ચોરીઓ ક્યારે બંધ થશે, અને એમાં જોડાવા માગતા વિદ્યાર્થીઓને કેવી રીતે લઈ શકાશે—એવી બાબતો વિષે આ તબક્કે જાણવા મળે તો સારૂં. હજુ તો રેલ્વે ઉપર બાબાશાહી ચાલતી હોય એવી છાપ છે. લોકોનો વાંક તો હશે જ પરન્તુ, રેલ્વેમાં કામ કરતા માણસો તરફથી પ્રમાણિકતાની હવા આવવી જોઈએ તે નથી આવતી. શું એને માટે બીજી શતાબ્દી સુધી રાહ જોવી પડશે? વિવેક, ઝડપ, પરગજુ વૃત્તિ જેવા સામાન્ય સદ્ગુણો રેલ્વેમાં કેટલા આવકાર્ય છે!

### રેલ્વે અને આપણી સંસ્કૃતિ

રેલ્વે જેવી પ્રજાશરીરની ધોરી નસોનું મહત્વ કેન્દ્ર સરકાર ભલે સમજતી હોય, પ્રાંતોમાં તો હજુ એના તરફ ઉપેક્ષા દેખાય છે. રેંટિયા, દારૂબંધી, હિંદીભાષા, ગ્રામોદ્યોગ વગેરે તરફ પ્રાંતો જેવી મમતા રાખે છે તેવી રેલ્વે તરફ નથી. પરિણામે રેલ્વેનો લાભ લેવાય છે ખરો, પણ પ્રજાને એનું મૂલ્ય સમજાતું નથી, આદર થતો નથી.

રેલ્વે યંત્રયુગનો સબળ પક્ષકાર છે. એની ઉપયોગિતા સ્વીકારતાં યંત્રવાદનો વિરોધ મોળો પડી જાય છે. યંત્રોનો જે ધસારો આપણી બુદ્ધિ, હાથશક્તિ, નિરાંત અને માણસાઈ ઉપર થઈ રહ્યો છે તેમાં મર્યાદા લાવવી હશે તો રેલ્વે તરફનું આપણું દૃષ્ટિબિંદુ સાફ કરવું પડશે. નહિ તો ગાંધીજીનાં સમાધાનોમાં જેમ સમયના વહેણની ખેંચ અસર કરી જતી તેમ આપણેય ખેંચાતા રહેવાના.

ને જો રેલ્વે અનિવાર્ય છે તો પશ્ચિમની સંસ્કૃતિને કાઢવાની કે રોકવાની વૃત્તિ તજવી જોઈએ. એનાં સારાં તત્વો અપનાવી ખોટાં તરફ ચેતવણીઓ મૂકવી જોઈએ. બીજી તરફ ભૂતકાળ સજીવન કરવાની વાતોને આપણે વાહિયાત લેખવી રહી. અને કેટલુંયે જરીપુરાણું જે આપણને વારંવાર ઠગી જાય છે તેને ય રૂખસદ આપવી રહી.

રેલ્વેના સુસવાટામાં કાળ ભારે પલટો ખાય છે. રેલ્વે શતાબ્દીના ટાંકણે પીઢ વિચારકોએ લોકોને બતાવવું જોઈએ કે એ પલટા કેવા છે, કેટલા અનિવાર્ય છે ને કેટલા ઉપયોગી છે.

### અંગ્રેજીની લાયકાત

'અંગ્રેજને વિદાય કર્યા, એમની સાથેનો સરસામાન પાછળ શા માટે ફેંકી દેવો?' આવી મતલબનું રાજાજીએ અંગ્રેજી ભાષાના સમર્થનમાં કહ્યું છે. અલબત્ત, સારી ચીજો કોઈ ફેંકી નથી દેતું. એમણે બનાવેલી રેલ્વે, ઇસ્પિતાલો, કોલેજો, ધારાસભાઓ, લશ્કરો, તાર, ટપાલ એ બધું આપણે જાળવી જાણ્યું છે અને એમાં વિકાસ પણ કરી રહ્યા છીએ. એમની ભાષા પણ ઉપયોગી હોઈ તે શીખીએ વાપરીએ તેમાં કશું ખોટું નથી.

હિંદી ભાષા પછાત હોવાને કારણે આપણી સામે અનાકર્ષક ને પરદેશી જેવી લાગે છે, કેટલાક પ્રાંતોમાં તો અંગ્રેજી કરતાં યે વધારે. ને દેશી-પરદેશી જેવું ગણવાનો જમાનો ઝડપભેર વિદાય થઈ રહ્યો છે તેને આપણે પકડીને શીદને ઊભો રાખવો છે? જાહેર છે કે હિંદીમાં કેટલાય ફારસી ને ઉર્દુ શબ્દો છે, એ બધા પરદેશથી આવેલા કે એમાંથી રૂપાંતર પામીને હિંદીમાં ટક્યા છે. એ શબ્દો સાથે કાળની દૃષ્ટિએ





ભલે વધારે લાંબો સમય થયો હોય, ઉપયોગની દષ્ટિએ આજે એનું મહત્વ ઘણું ઓછું છે, અંગ્રેજીના મુકાબલે ગૌણ છે.

હરિજન પત્રમાં હિંદીનો બચાવ કરતાં એક ચેતવણી અપાઈ છે કે અંગ્રેજી માગનારા પોતાના વર્તુળમાં સત્તા રહે તેથી આમ કરે છે. હકીકત જુદી છે. હિંદીનો આગ્રહ રાખનાર ઉપરથી તેમ કરે છે અંદરખાનેથી અંગ્રેજી છોડવાના નથી એમને તો જનતા પાસેથી અંગ્રેજીની તક ઝૂંટવી લઈ પોતાના ખાસ વિભાગમાં રાખવી છે. તો જ લયકાત એમની એકલાની રહે ને! આજે પણ પ્રધાનો અને બીજા કોમિસીઓ વચ્ચે અંગ્રેજીની લાયકાત કામ નથી આપતી શું?

અંગ્રેજી સામે અને હિંદીની તરફેણમાં જે વધુ આગ્રહ કરી રહ્યા છે એ ભારતને ઉત્તર-દક્ષિણના વિભાગમાં અજાણ્યે વહેંચી રહ્યા છે. અંગ્રેજીએ આ વિભાગોને એકઠા રાખવામાં મદદ કરી, રેલ્વેએ નિકટ આણ્યા છે અને ત્યારે તો આપણામાં સામાન્ય જરૂરીઆતો અને સંસ્કૃતિની વાતો પણ સમજાઈ છે. પ્રાદેશિક ભાષા પછી બીજે નંબરે અંગ્રેજીની લાયકાત આવે છે એ સ્પષ્ટ છે. હિંદીનું સ્થાન ઉમેદવાર માટે નોકરી ખોળવા જેવું છે. હિંદીમાં હાંકવાની વાત ગાડાની મુસાફરી જેવી છે, અને તે પણ પાછલા રસ્તાની—જ્યાં પાકી સડક, અજવાળું કે ચોકસાઈ કશું નહિ મળે.

*પ્રાંતોની પુનર્રચના વેળાસર થાય*

ભાષાવાર પ્રાંતો રચવામાં દેશના ભાગલા પડી જવાનો ભય આગળ કરવામાં આવે છે અને આ માગણીને પછાત ને જંગલી ગણી અવગણવામાં આવે છે એ ખરેખર નવાઈ છે. અંગ્રેજીના ધાવણે આપણે નહિ ઉછરી શકીએ ને હિંદીના ધાવણે એકઠા રહી શકીશું એમ મનાવવું ભૂલ ભરેલું છે. આપણા વિકાસના પાયામાં પ્રદેશની ભાષા અને એકતાના બાગમાં આપણું અર્થકારણ, રાજકાજની પદ્ધતિ, સામાની દલીલ તથા હક આવકારવાની તૈયારી વગેરે ગણાવી શકાય. દેશની એકતામાં ભાષા ભાષી પ્રાંત રચનાની ખીલી મજબુતી લાવશે. લાંછન નહિ બને.

કર્ણાટકી સંગીતથી ઉત્તરનો રહેવાસી પ્રસન્ન થવાનો નથી. રાજસ્થાનની હોળીથી મલબારી ખીલવાનો નથી, બંગાળી ભાવુકતાથી મરાઠી તૃપ્ત થવાનો નથી એ સૌ એકમેકનાં પૂરક જેવાં થઈ રહે, પણ ખસેડીને જગ્યા લઈ શકે નહિ.

જેમને એકતાનું જોખમ દેખાતું હતું તેમણે આટલા બધા પ્રાંતો રહેવા દીધા શા માટે? આટઆટલી ધારાસભાઓ શું કામ થવા દીધી?

નવા પ્રાંતોની રચનામાં કોઈ ભૌગોલિક સુરક્ષિતતા નથી માગતું. નદીઓ, પહાડો, ખાણ-ખનીજો, મોટાં બંદરો અને નહેરો, રેલ્વે અને ધોરી સડકો, હવાઈમાર્ગ, કરવેરા, લશ્કર વગેરે કેન્દ્ર સરકારને સોંપ્યા પછી યે આ પ્રાંતોની ભાવનામાં ક્યાંથી વિક્ષેપ પડવાનો હતો?

કેન્દ્ર તરફથી પ્રાંતો ઉપર ગવર્નરોની નિમણુક છે, વડી અદાલત છે, ધારાસભાની લ્યાનિ ને ચૂંટણી ઉપર કેન્દ્રનાં નિમંત્રણો છે, કેન્દ્રની રચનામાં અને તેના સંચાલનમાં પ્રાંતોને પૂરી તક છે. રોજનો સંપર્ક છે પછી યે ક્યાંથી વિક્ષેપ પડવાનો હતો?

હા પ્રાંતોની પુનર્રચનાથી શરૂમાં કચવાટ થશે. હદ નક્કી કરતાં લાગવગ ચાલશે અને ખેંચમતાણી રહેશે. પણ એકવાર થાળે પડ્યા પછી બધું ભૂલાઈ જશે. *એકની આબાદી એ બીજાની અદેખાઈનું નહિ* પણ નવું શીખવાની અને અમલમાં મૂકવાની સ્વદષ્ટિનું કારણ બનશે.

જે દૂરનો ભય વધારી રહ્યા છે તે નજદીકનો ભય સમયસર નહિ જુવે? પાંચ વર્ષનું આયોજન ભાષાવાર પ્રાંતોનો હક કબૂલ રાખીને વધુ સરળ ને ઉત્સાહી બનાવી શકાશે. સમવાયી બંધારણ ઘડીને પ્રાંતોના સ્વતંત્ર વિકાસનો સિદ્ધાંત આપણે ક્યારનો યે કબૂલ રાખેલો છે. એ જ સિદ્ધાંતના અનુસંધાનમાં



સીમાઓની ફેરબદલી તદ્દન જરૂરી છે, તો જ રાજકીય અને સાંસ્કૃતિક એકતા અને ગૌરવ વધે.

### વૈદકની મર્યાદા

આયુર્વેદનો જે રીતે સ્વીકાર થવા માંડ્યો છે તે સામે ડૉ. કુક તરફથી જાહેર થયેલો વિરોધ આપણે સમજવા જેવો છે. કુક એમના કાર્યમાં નિષ્ણાત છે અને એક સેવાભાવી લોકપ્રિય સજ્જન તરીકે ઘણા જાણીતા છે. એમના વિરોધની પાછળ પૂર્વગ્રહ નથી પણ ખાસ દૃષ્ટિ છે એમ આપણે માનવું જોઈએ.

વૈદકમાં સંશોધન થાય એવું આપણે જરૂર ઇચ્છીએ. એના ગ્રંથો છે, અભ્યાસીઓ છે છતાં એમાં ભૂતકાળ પેસી ગયો છે. વૈદકને અદ્યતન કરવા એની સારી પ્રયોગશાળા નીકળે, જે લખાયલું છે એમાં વધારે ચોકસાઈ લાવી શકાય, જે બનાવટો છે એમાં સરખાપણું આવે, બીજી પદ્ધતિઓનાં સારાં તત્ત્વો એ અપનાવે, પોતાની મર્યાદાઓ નક્કી કરે તો વૈદક તરફ શ્રદ્ધા વધે. વૈદો યે ચોક્કસ રોગો અને તેની અમુક હદ આગળ પોતાના અખતરા—ઈલાજ કરવાનું રાખે તો સારું,' દરેક રોગ ઉપર અને રોગના કોઈપણ તબક્કે અકસીર છે એ દાવો હાલ પુરતો એમણે જતો કરવો જોઈએ.

મુંબઈના કેટલાક નિષ્ણાત હિંદી દાકતરોએ વૈદકનાં ઔષધો આપવા માંડેલાં ને લોકોએ પણ વધાવેલાં. પણ ઈંજેકશનો, પેટન્ટ દવાઓ અને નવી શોધાતી જલદ રસાયણો આગળ ઔષધોની ધીમી ક્રિયા ધંધાદારીઓને પોષાતી નથી એ ખરેખર દુઃખદ છે.

આપણે વૈદકને આગળ લાવવું હોય તો એના રંગઢંગ બદલવા જોઈશે. લેભાગુ કારખાનાં કે સાધન વિનાની વ્યકિતઓને બદલે, યોગ્ય સંશોધન પછીથી પ્રમાણિત ઔષધો મળે એ એક વાત અને અમુક તબક્કે દરદીને હાથમાં લેવાય એ બીજી વાત. એ સિવાય, વૈદક માત્ર જૂની શ્રદ્ધાના, દુરાગ્રહના આધારે જીવે છે એમ માનવું રહ્યું.

### મલ્લોની કુસ્તી

કેટલાકે અમેરિકન સ્ટાઈલથી મુંબઈમાં ચાલતી કુસ્તીને જંગલી ગણાવી છે. ખુદ અમેરિકામાં બોકસીંગ તરફ જેમ ખૂબ અનુરાગ છે તેમ ઘૃણા પણ છે. આપણે ત્યાં કુસ્તીની રમત લોકપ્રિય છે અને એમાં હારજીત માટે વિવિધ દાવ અજમાવવામાં આવે છે તો યે એમાં વિવેક ને મર્યાદા રાખેલાં છે. હારનાર બેહોશ થઈ જાય, લોહીલુહાણ બને કે હાડકાં ભાગે એ દૃશ્યથી પ્રેક્ષકો ઉમંગમાં આવે, પાછી એમાં બનાવટ થાય અને રમતોના ધંધાદારીપણામાં છેતરપીંડી આવે એ બધું અયોગ્ય છે એમાં શંકા નથી.

પરંતુ આ દેશમાં લોહી ઠંડું પડી ગયું છે. જરીક ભીષણ દર્શન આવે તો ધ્રૂજી ઉઠાય છે, આઘાત લાગે છે. એટલે આ તબક્કો દેખાવ માટે પણ કસીને ચાલતી કુસ્તીઓ એક રીતે નભાવવા જેવી છે. એવું જોઈ શેરીઓમાં છોકરાં એવા દાવ અજમાવે, એવી ચર્ચામાં રસ લે, થોડી ખુમારી આવે એ ઇચ્છવા જેવું છે.

રજવાડાંને કાઢ્યા પછી મલ્લોનો આદર મુશ્કેલ બન્યો છે. લોકો આગળ પડછંદ શરીરસ્ફૂર્તિના દાવ, મર્દાનગીના લલકાર, શ્વાસને થંભાવી દે એવો જોરદાર મુકાબલો એ આજની ઘડીએ તો નવાઈ જેવું છે અને રજૂઆત થવા દેવા જેવું છે.

### ચોરાશીનું બ્રહ્મભોજન

અમદાવાદના 'ધાર્મિક' માણસો સાઠ હજારના બ્રહ્મભોજનની તજવીજમાં પડે એ કેવળ મૂર્ખાઈભર્યું લાગે છે.

વ્યાયામ સંમેલનો, સાહિત્ય પરિષદો, મહિલા ઉત્સવો અને એવા બીજા કેટલાય ઉપયોગી સમારંભો પ્રસંગે ભોજનનો ભાર ઉપાડી લેવાની તત્પરતા હોય તો એની સામે કોણ ના પડવાનું હતું? પણ આ શું? બિચારા બ્રાહ્મણોની આવી મશ્કરી શી? બ્રાહ્મણોએ જ આવો શરમનો જાહેર વિરોધ કરવો જોઈએ.

★

# જ્ઞાનગોષ્ઠિ

ધૂમકેતુ

> તત્ત્વજ્ઞાનને સીધી અને સાદી રીતે જનસમાજમાં વણી લેતી પૌર્વાત્ય દેશોની રીત ભારત જેટલી જ ચીનમાં પણ હતી. સીધી સાદી વાતોમાં જ્ઞાનની અને તત્ત્વની વાતો આ આખા પ્રસંગમાં કેવી આબાદ રીતે છણાઈ છે એ તો શરૂઆતથી તે પૂરું કર્યા સુધી જકડી રાખતું એનું લખાણ જ કહી દેશે.

સાત દિવસનું ભાથું લઈને નાન યંગ, લાઓ ત્સેને મળવા ચાલ્યો. એના વિષે એણે ઘણું સાંભળ્યું હતું. એની પાસે એવી અદ્દભૂત ધ્વનિવાણી હતી કે થોડું બોલીને એ ઘણું કહી શકતો. ચીનના મહા પ્રાજ્ઞોમાં એની ગણના હતી.

જ્યારે એ ત્યાં પહોંચ્યો ત્યારે એ વાતની એને સાચી પ્રતીતિ મળી ગઈ.

જેવો એ એની પાસે ગયો કે તરત લાઓ ત્સેએ કહ્યું: 'તમે ક્યાંથી આવ્યા?'

નાન યંગે પોતે ક્યાંથી આવ્યો હતો ને શા માટે આવ્યો હતો તે બધું કહ્યું.

અચાનક જ લાઓ ત્સેએ કહ્યું: 'પણ એમાં બધાને આંહીં સાથે શું કરવા લાવ્યા?'

નાન યંગ નવાઈ પામ્યો. પોતાની પાછળ કોઈ છાની રીતે આવી ગયા છે કે શું તે જોવા માટે તેણે તરત પાછળ જોયું. પણ ત્યાં તો કોઈ હતું જ નહિ!

એટલામાં તો લાઓ ત્સેએ કહ્યું: 'મારું કહેવાનું* તમે સમજ્યા નહિ!'

નાન યંગ તેની વાણીનો સુંદર ધ્વનિ સમજતાં એક ઘડીભર પોતે સમજી શક્યો નહિ, એ માટે પોતાની જાતને ઠપકો આપી રહ્યો. તેણે કહ્યું: 'હું જે પૂછવા આવ્યો છું તે ભૂલી ન જવાય તેની સંભાળ લેવા જતાં શું પ્રત્યુત્તર આપનો જોઈએ તે હું ભૂલી ગયો!'

'વધારે સ્પષ્ટતાથી ત્યારે તમારી જ વાત કહો!'

'મને એક નવી નવાઈની વાત લાગે છે.' નાન યંગ બોલ્યો: 'હું જે દુનિયામાં રહું છું ત્યાં માણસો મને મૂર્ખ અને અવ્યવહારુ ગણે છે. કારણ કે હું અમુક જાણતો નથી. પણ જો હું અમુક ને તમુકના જ્ઞાનમાં પડું છું તો મને પોતાને નુકસાન કરી બેસું છું. જો નથી પડતો, તો માણસો મને મૂર્ખ ગણીને હસે છે! અમારા બેમાં કોણ સાચું!

'જો હું દાન નથી કરતો તો બીજાને હાનિ પહોંચાડું છું; પણ જો હું દાન કરું છું, તો મને પોતાને એનાથી ચોક્કસ પ્રકારની હાનિ થાય છે, તેનું શું!

'મારો પાડોશી ધર્મ હું નથી બજાવતો તો મારા પાડોશીઓની લાગણીને દુભાવું છું. પણ જો પાડોશી ધર્મ બજાવવા જાઉં છું, તો મને પોતાને જ નુકસાન કરી બેસું છું, તેનું શું?

'આ કોયડાનો ઉકેલ ક્યાં? આનો કોઈ ઉકેલ હોય તો તે જાણવા માટે હું આવ્યો છું.'

લાઓ ત્સેએ કહ્યું: 'મેં તમને જોયા અને તરત મેં જાણ્યું હતું કે તમે શા માટે આવ્યા છો. હવે તમે સ્પષ્ટ કહ્યું એટલે મારી એ વાત સાચી હતી તેની મને ખાત્રી થઈ.

*ભુલભુલામણીમાં પોતાના માબાપને ખોઈ બેઠેલા* શિશુ જેવી તમારી અવસ્થા છે. સમુદ્રનું તળીયું માપવા માટે એક વખત એક માણસ વાંસડો લઈને સમુદ્ર કિનારે ગયો હતો, તેની વાત સાંભળવા જેવી છે.

તેને વાંસડા સાથે આવેલો જોઈ સૌ હસી પડ્યા!
એટલે એ વધારે લાંબો વાંસડો લેવા માટે દોડ્યો!
એ જોઈને માણસો વધારે હસ્યા!

* મનની આસપાસ બધી ઉપાધિઓ તમારી સાથે છે એનું શું? એ ભાવાર્થ છે.

એટલે એણે ધાર્યું કે માણસો દીવાના થઈ ગયા છે. પોતાની વાતને સમજવાની કોઈનામાં શક્તિ જ નથી. એટલે એ તો વાંસડો લઈને સમુદ્રને માપવા માટે દોડ્યો !

એ જોઈને સમુદ્રના એક મોજાએ ખડખડાટ હસીને કહ્યું : 'રે પાગલ ! આ તારો એક વાંસડો તો શું પણ નહિ માપી શકે. અને મારા જેવા કરોડો તો આમાં ક્યાં સૂતાં છે તેનો જ પત્તો નથી !'

પેલા માણસે આવેશથી કહ્યું : 'પણ મારે તો સમુદ્ર માપવો જ છે તેનું શું ?' એને એમ હતું કે આવેશ એટલે જ વીરત્વ.

મોજાએ એની મૂર્ખાઈ ઉપર હસતાં હસતાં કહ્યું : 'તારે સમુદ્રને માપવો જ હોય તો હે પાગલ ! સમુદ્રને તે માપી શકે છે, જે સમુદ્રમાં મરણ પામી શકે છે. તું મરી જાય તો સમુદ્રનું તળીયું તું જાણી શકે. તે વિના તો નહિ.'

'કોણ હું મરું !' પેલાએ કહ્યું : 'હું આપઘાત જેવું પાપ કરું ? એવો હું મૂર્ખ નથી.'

મોજાએ વધુ જોરથી હસતાં કહ્યું : 'મરવું એ એક વસ્તુ છે. આપઘાત કરવો એ બીજી જ વસ્તુ છે. આપઘાત તો દરેક મૂરખ ને દરેક દોઢડાહ્યો, હરપળે કરી જ રહ્યો છે. પણ મૃત્યુને નોતરવું એ તો જીવનને નવેસરથી જીવવા માટે છે. તું નવેસરથી જીવન જીવે તો સમુદ્રનું તળીયું માપી શકે. તે વિના નહિ ! મૃત્યુનો આ અર્થ છે. ત્યારે એ જ પ્રમાણે આ વાતની પણ ભૂલભૂલામણી થઈ છે.

જે વસ્તુ તરફ તમારે જવું છે તે મૂળ વસ્તુ છે. તે મૂળમાં જવા માટે અનેક રીતે માણસે તૈયારી કરી લેવાની હોય છે.

દસ દિવસ પછી તમે આવજો. ત્યાં સુધી ચિંતન કરજો. દરમ્યાન તમને જે માર્ગ મળે તે પણ ત્યારે મને કહેજો.'

દસમે દિવસે નાન યંગ લાઓ ત્ઝે પાસે આવ્યો તે વખતે લાઓ ત્ઝેએ કહ્યું : 'માણસનું મન ત્રણ પ્રકારની અશાંતિ વહોરી લે છે. એક પ્રકારની અશાંતિ બહારથી અંદર આવે છે. બીજા પ્રકારની અશાંતિ અંદરથી બહાર આવે છે. જ્યારે ત્રીજા પ્રકારની અશાંતિ બન્નેના મિશ્રણમાંથી જન્મ લે છે. બહારથી આવે ને અંદરથી પણ આવતી હોય. બન્ને ભેગી થઈ જાય.

જે અશાંતિ બહારથી અંદર જવા માગે છે તેને અંદર પ્રવેશદ્વાર પાસે જ રોકી દો. જે અશાંતિ પ્રગટે છે, તેની સામે થવાનો પ્રયત્ન ન કરો. એનું બળ અમાપ હોય છે. સામે થવાથી એ બળ વધે છે. પણ તેને બહાર પ્રગટ થવા ન દો. બહાર પ્રગટ થવાનાં દ્વાર બંધ કરી દો.

પણ બહારની ને અંદરની એવા બે પ્રકારની અશાંતિનો હુમલો આવે ત્યારે તો તમે અસહાય થઈ જશો.

તે વખતે જીવન જીવવાની કલામાં એ કોયડાનો ઉકેલ રહ્યો છે.

એ જીવન જીવવાની કલા એટલે બધી જ ગણતરી ગણવાની કલા. સારું અને નરસું બન્નેને સરખી રીતે સમજવાની શક્તિ. ક્યાં અટકવું એ જાણવાનો વિવેક. ચિંતા પણ નહિ, જ્ઞાનનો ગર્વ પણ નહિ. પશ્ચાત્તાપ પણ નહિ, ભૂલ કર્યાનો અફસોસ પણ નહિ. શિશુત્વ. જ્યારે શિશુના હાથમાંથી માટીનું એક વાસણ ફૂટી જાય, ને એ એના ઉપર રોવા માટે ઊભું ન રહે, પણ તરત બીજું રમકડું લેવા દોડે, ને એ ન ફૂટે એની સંભાળ લેવા મંડે, ત્યારે જાણવું કે એ પ્રશ્નને સમજેલ છે. એ જાણે છે કે જે થઈ ગયું, તેનો પશ્ચાત્તાપ કરતાં ઊભું રહેવું નકામું છે; પણ જે છે તેનો વિવેકી ઉપયોગ કામનો છે. સંપૂર્ણ માણસ તે છે, જે જાણે છે કે એણે હવા પૃથ્વીની લેવાની છે ને સ્વપ્નાં સ્વર્ગનાં સેવાનાં છે ! એટલે એને





માણસો મૂર્ખ નહિ માને ને એ ધર્મણને ટાળશે. એ નિંદા નહિ કરે. યુક્તિઓ નહિ કરે. ચિંતાઓ નહિ લાવે. કુંપળની પેઠે તાજી હવા લેશે. ને વખત પૂરો થયે ખરી જશે. પોતે ખરે છે એનું એને ભાન પણ નહિ હોય. પોતે શ્વાસ લે છે એનું જેમ એને ભાન નથી તેમ.

જીવન જીવવાની ખરી કલા આ છે. વખત પૂરો થયે ચાલ્યા જવાની તૈયારી.

કોઈ અજાણ્યા પગ ઉપર માણસનો પગ પડે, તો તે તરત માફી માગતો ઊભો રહે. એ જ કામ ભાઈ ભાઈના પગ ઉપર એ પ્રમાણે થઈ જાય તો માત્ર અરે! એટલું જ બોલવાનું રહે. આપાપથી એમ બને તો એમને કાંઈ કહેવાનું જ નહિ હોય.

આમાં ક્રિયા એક જ થઈ છે પણ તેના ત્રણ વિવિધ પ્રકારો ત્રણ રીતે યોગ્ય ગણાય છે.

એ જ વાત પાડોશી ધર્મની, દાનની અને બીજી અનેક વસ્તુઓની છે.

દાન જ્યારે ગણતરીમાં આવે છે, ત્યારે એ લેનારને ને દેનારને બન્નેને જુદી જુદી રીતે હણે છે.

પણ જ્યારે એની ગણતરી નથી હોતી, ને વરસાદની પેઠે અકૃત્રિમ હોય છે, ત્યારે એ કેવળ હરિયાળી મનોભૂમિ જ પ્રગટાવી જાય છે.

જેવી રીતે સંપૂર્ણ જ્ઞાન તે છે, જેને વિચારનું એક બીજ પણ મનમાં ઊગાડવું પડતું નથી, કારણ કે તેને માટે પ્રશ્ન ને જવાબ, એવી બે ભૂમિકા જ નથી રહી. જ્યાંથી પ્રશ્ન આવે છે, ત્યાં જ એ જવાબ પડેલો જુએ છે. એટલે સંપૂર્ણ પ્રાજ્ઞ, બુદ્ધિથી પર ભૂમિકા પર જ રહે છે. તેમ જ સંપૂર્ણ દાનત્વનું સમજવું. સંપૂર્ણ દાનેશ્વરીને કોઈ સંબંધનું, કોઈ લાગણી થયાનું, દયાર્દ્ર બન્યાનું, ભાન જ નથી હોતું; જાણે સહજ હોય તેમજ એ વર્તે છે. સભાનતા જ ક્રિયાને અક્રિયા, અપક્રિયા, અવક્રિયા, વિક્રિયા બનાવે છે. જ્યાં સભાનતા નથી, સાહજિકતા છે, ત્યાં શિશુત્વ છે.

શિશુ પોતાના હાથમાં રહેલું મોતું મોંઘું છે માટે ન અપાય એવા વિચારમાં પડતું નથી.

એ તો કાં આપે છે. કાં નથી આપતું.

દાનનું પણ એમ જ છે. પાડોશી ધર્મનું પણ એમ જ છે. એ ભાનપૂર્વક કરવાના, માપથી માપવાના, ગણતરી ગણવાના, સામાજિક રીત રિવાજેથી જાળવવાના, દેખાદેખીથી કરવાના પદાર્થો નથી.

કાં તો એને માણસ સહજ હોય તેમ કરે; અથવા ન કરે. બીજી કોઈ પણ રીતે એ કરે, ત્યારે તો કહેવું પડે કે, કરે છે તેના કરતાં, નથી કરતો, તે વધારે પ્રાપ્ત છે.

જે વ્યવસ્થિત છે તે શાંત છે. અને જે શાંત છે તે દૃષ્ટિવાન છે અને જે દૃષ્ટિવાન છે તે સહજ છે, નૈસર્ગિક છે. એને માટે આમ હોય તો આમ એવા કોઈ વિધિનિષેધ નથી.

એ દાન કરે છે ત્યારે, ને દાન નથી કરતો ત્યારે બંને સ્થિતિમાં સમાન છે.

કારણ કે એ ક્રિયાનું રહસ્ય છે અક્રિયા 'હું કરું છું' એમ જે ભૂલી ગયો, તે પછી બધું જ સમજી ગયો. એની ક્રિયા પણ પછી અક્રિયા જ છે. એ નિસર્ગ છે. એમાં કર્તૃત્વ રહેતું જ નથી. એમાં કોઈ કાંઈ કરતું નથી. કેવળ પ્રવર્તે છે. જેમ સૂરજ, ચંદ્ર, વર્ષા, પવન તેમ એની ક્રિયા દરેક ક્રિયા. સંપૂર્ણ જીવન એ છે.

ક્રિયાનું રહસ્ય આ છે. પછી એ દાન હોય, પાડોશી ધર્મ હોય, દાનપથની વાત હોય કે ગમે તે હોય. આ જે જાણે છે તે શંકા ને શોક બંનેથી પર બને છે.

★

# પંચવર્ષીય યોજનામાં મજૂરોત્કર્ષ

મોહનલાલ વ્યાસ

> કિસાનો અને કામદારો તો દરેક રાષ્ટ્રનું મહામૂલું ધન છે. એમના ઉત્કર્ષ માટે વધુમાં વધુ પ્રયત્નો થવાં જરૂરી છે. પંચવર્ષીય યોજનામાં મજૂરોત્કર્ષ માટે કેવીક જોગવાઈ થઈ છે એ વિષે દેશ-વિદેશની મજૂર પ્રવૃત્તિના અભ્યાસુ અને અધિકારી લેખકની આ છણાવટ ખૂબ મનનીય થઈ પડે તેવી છે.

પંચવર્ષીય યોજનાનો હેતુ રાષ્ટ્રીય સંપત્તિ વધારવાનો, તેની ન્યાયી વહેંચણી કરવાનો, લોકોમાં એકબીજાની કમાણી વચ્ચે જે વિશાળ અંતર પડી ગયું છે એ દૂર કરવાનો, મૂઠીભર માણસોના હાથમાં એકઠો થયેલો અમર્યાદિત ધનસંગ્રહ ઘટાડવાનો અને દરેક વ્યક્તિને પોતપોતાની અંદર પડેલી શક્તિઓનો પૂર્ણ વિકાસ થાય એ માટેની પૂરેપૂરી તક મળે એવી સામાજિક પુનઃરચના કરવાનો છે. કુદરતને ખોળે વિપુલ સાધન સંપત્તિ પડી છે. પરંતુ પ્રાપ્ત કરવા અને મનુષ્યના ઉપયોગને લાયક બનાવવા માટે બુદ્ધિયુક્ત સતત પરિશ્રમની જરૂર રહે છે.

દેશના જુદાજુદા ઉદ્યોગોના ઉત્પાદનમાં વધારો કરવાનાં જે લક્ષ્યબિંદુઓ પંચવર્ષીય યોજનામાં મુકરર કરવામાં આવ્યાં છે તે પરિપૂર્ણ કરવાં અને એ રીતે દેશની આર્થિક સ્થિતિ સંગીન, સદ્ધર અને સ્થિર બનાવવા માટે શક્તિશાળી, કાર્યકુશળ, સમજદાર અને કર્તવ્યનિષ્ઠ શ્રમજીવી વર્ગ અનિવાર્ય છે. એટલે આજના દબાયેલા, કચડાયેલા, શોષિત અને વિષમ પરિસ્થિતિમાં જીવન વિતાવતા મજૂરવર્ગને ઊંચે લાવવા માટે તેમની જીવનની પ્રાથમિક જરૂરિયાતો જેવા કે પૌષ્ટિક ખોરાક, પૂરતાં કપડાં, હવાઉજાસ અને આધુનિક સગવડોવાળાં ઘરો, શિક્ષણ, સંસ્કાર સીંચન, વૈદકીય મદદ, શરીરસ્વાસ્થ્ય અને સામાજિક ઉત્કર્ષ પ્રવૃત્તિઓ માટેની આવશ્યક સગવડો સંતોષકારક પ્રમાણમાં મળી રહે એ માટે અસરકારક કાર્યક્રમ યોજવો અનિવાર્ય બને છે. આ સંબંધમાં પંચવર્ષીય યોજનામાં શું વિચારવામાં આવ્યું છે તે આપણે જોઈએ.

મજૂરો માટે આરોગ્યનો પ્રશ્ન અતિમહત્ત્વનો છે. તેના જીવનમાં અવારનવાર આવતી માંદગી તેની આછીપાતળી કમાણી પર ભારે બોજ લાદે છે અને તેની કામ કરવાની શક્તિમાં પણ ઘટાડો કરે છે. માંદગીને લીધે આવી પડતી આર્થિક ચિંતાથી જાત ઘસાય છે અને આ બધાની અસર કૌટુંબિક જીવન પર પણ પડે છે, મજૂરને આ ચિંતામાંથી મુક્ત કરવો રહ્યો, આ માટે પંચવર્ષીય યોજનામાં એવી ભલામણ કરવામાં આવી છે કે સને ૧૯૪૮માં રાજ્ય વીમા યોજનાનો જે કાયદો કરવામાં આવ્યો છે તેનો અમલ દેશના જુદાજુદા ઉદ્યોગોમાં ઝડપથી કરવો.

આ વીમા યોજનામાં એવી જોગવાઈ છે કે મજૂરની માંદગીમાં તેની મફત દાક્તરી સારવાર થાય અને વરસમાં ૫૬ દિવસની અડધા પગારની રજાઓ મળે. આ યોજનામાં સામેલ હોય તે સ્ત્રી કારીગરને પ્રસૂતિના પ્રસંગે રોજના બાર આના અથવા તેનો અડધો પગાર, એમાંથી જે વધારે રકમ હોય તે ગણતરીથી તેને પ્રસૂતિ પહેલાં ૭ અને પછી ૭ એમ બાર અઠવાડિયાંનો પગાર મળે. અકસ્માતથી ઈજા કે મરણ થવાના પ્રસંગોમાં યોગ્ય વળતર અને કાયમી રાહત પણ આ યોજના અનુસાર આપવામાં આવે છે.

આ યોજનામાં અત્યારે બેકારી કે ઘડપણ માટે કોઈ જોગવાઈ નથી પરંતુ આ ઊણપ કંઈક અંશે હળવી થઈ શકે. એ માટે સને ૧૯૫૨નો પ્રોવિડંટ ફંડનો કાયદો કરવામાં આવ્યો છે. આ કાયદાથી મજૂરોનો રૂપિયે એક આનો પમારમાંથી કપાશે અને તેટલી જ રકમ માલિકે ઉમેરવાની રહેશે. આ કાયદો અત્યારે દેશના ૭ મહત્ત્વના ઉદ્યોગોને લાગુ પાડવામાં આવ્યો છે. પરંતુ પંચવર્ષીય યોજનામાં એવી ભલામણ કરવામાં આવી છે કે દેશભરનાં તમામ કારખાનાંઓ





કે જેમાં ૫૦ કે તેથી વધારે માણસો કામ કરતા હોય તેને પણ હવે આ કાયદો વહેલી તકે લાગુ પાડવો.

કારખાનાની અંદરની કામગીરીની સ્થિતિને કારીગરોના આરોગ્ય સાથે નિકટનો સબધ છે મજૂરો દિવસના આઠ કલાક કારખાનામાં ગાળે છે એટલે અંદરની હવા-ઉજાસ, ગરમી, ઠંડી, ભેજ, અવાજ, સ્વચ્છતા, ગીચતા, પાણી, જાજરૂ, મુતરડી, નહાવા-ધોવાની સગવડ, ખાવા, પીવા અને આરામની વ્યવસ્થા દાક્તરી મદદ, યંત્રોની ગોઠવણી, જગાની મોકળાશ વગેરે અનેક નાનીમોટી બાબતોની કારીગરના આરોગ્ય પર સારી માઠી અસર સ્વાભાવિક રીતે જ થાય છે. આ કામગીરીની સ્થિતિમાં સુધારણા કરવાનો ઘણો અવકાશ છે પચવર્ષીય યોજના ઘડનારાઓ એમ માને છે કે આ બાબતમાં અત્યારનો કારખાનાનો કાયદો હાલ તુરત માટે પૂરતો છે પરંતુ તેમાં કામગીરીની સ્થિતિ અગે જે ધોરણ મૂકવામાં આવ્યાં છે તેનો કડક રીતે અમલ થવો જોઈએ. જરૂર જણાતા વધુ નિરીક્ષકો રોકીને પણ આ કાયદાથી નિશ્ચિત થયેલી કામગીરીની અગેની કલમોનો અસરકારક અમલ કરાવવો જોઈએ.

મજૂરોના ઘરોનો પ્રશ્ન આજે ઘણો જ મૂંઝવણુ ભર્યો બન્યો છે આયોજન પચે ૩૧ મોટાં શહેરોના આંકડાઓ એકઠા કર્યા તેમા એવુ માલૂમ પડ્યુ કે મોટા ઉદ્યોગોમાં કામ કરતા ૧૭ લાખ જેટલા કારીગરોમાંથી આશરે ૪ થી ૫ લાખને રહેવા માટે ઘરો નથી આ સ્થિતિ નિવારવા સરકારે ઔદ્યોગિક મજૂરો માટે એક યોજના તૈયાર કરી છે. આ યોજના અનુસાર રૂ ૨૭૦૦માં એક ઘર તૈયાર થાય એવો અદાજ બાંધ્યો છે. જો સહકારી ગૃહમંડળીઓ આવાં ઘરો બાંધે તો સરકાર તેને ૨૫ ટકા રકમ બક્ષિસ આપે અને ૭૦ા ટકા લોન સવાચાર ટકાના વ્યાજે આપશે આ યોજના વ્યવહારૂ અને ઉદાર ગણાય, પરંતુ તેની સફળતાનો આધાર મજૂરોની જાગૃતિ અને આ કાર્ય માટે જે સરકારી તત્ર યોજવામાં આવ્યુ છે તેની ઝડપ પર રહે છે. અત્યારની જમીન મેળવવના કાયદામા પણ જરૂરી સુધારાઓ તાકીદે થવા જોઈએ. ઉદ્યોગના સંચાલકો અને મજૂરોનાં મહાજનો આ કામમાં ઘણી સહાય કરી શકે.

મજૂરોના ઉત્કર્ષ માટે સૌથી મહત્ત્વનો પ્રશ્ન ઉદ્યોગની સાથેના તેના સબધોનો છે. આ અગે આયોજન પચે સ્પષ્ટ રીતે જણાવ્યુ છે કે મજૂરોને ઉદ્યોગના સહભાગીદાર ગણવા જોઈએ, તેમનું ગૌરવ જાળવવુ જોઈએ, તેમને આદર આપવો જોઈએ, અને ઉદ્યોગના સંચાલનમા તેઓનો અસરકારક અવાજ હોવો જોઈએ સચાલકો અને કામદારોની સયુક્ત સમિતિઓ દ્વારા અગત્યના બધા જ નિર્ણયો લેવાવા જોઈએ. મજૂરોનો તેમના મહાજનો બાંધવાનો અધિકાર સ્વીકારવો જોઈએ અને ઉદ્યોગની બન્ને પાંખો વચ્ચે કોઈ પણ મતભેદ ઊભા થાય તો પરસ્પર વાટાઘાટથી સમજૂતી થવી જોઈએ. એવા પ્રસગો પણ બને કે જેનો વાટાઘાટથી નિકાલ ન આવી શકે. આવા પ્રસગે મધ્યસ્થી, સમાધાન પંચ કે લવાદી દ્વારા ઝઘડાની પતાવટ થાય, મતભેદના મુદ્દાઓ અસ્પષ્ટ હોય અને તે અગે લોકમત કેળવવાની જરૂર જણાય તો સ્વતત્ર તપાસ પચ નીમી શકાય અને ત્યા સુધી સરકાર દરમિયાનગીરી ન કરે પરતુ જો ઔદ્યોગિક શાતિ જોખમાતી લાગે અને દેશના હિતને હાનિ પહોંચશે એવું જણાય તો સરકાર વચ્ચે પડીને ઝગડાના નિકાલ લાવવામા મદદ કરે કેટલાક ઉપસ્થિત થતા ઝગડાઓમાં જો મજૂરો, ઉદ્યોગ અને સરકારના પ્રતિનિધિઓ મળી માર્ગદર્શક સિદ્ધાતો અને ધોરણો એક વખત નક્કી કરી નાખે તો ઘણા ઝગડાઓનો ઉકેલ સરળ થાય આ ધોરણો અને સિદ્ધાતોને અનુસરીને અદાલતોએ પણ ચુકાદાઓ આપવા જોઈએ આયોજન પચે એવી પણ ભલામણ કરી છે કે જો આ બાબતમાં સર્વાનુમતે ત્રિપક્ષી કરાર ન થઈ શકતા હોય તો સરકારને નિર્ણય આપવા આવશ્યક છે

આયોજન પંચ માને છે કે સરકાર હસ્તક જે ઉદ્યોગ ચાલે છે તેમાં પગારોનું ધોરણ ખાનગી ઉદ્યોગો કરતાં ઓછું ન હોવું જોઈએ અને કામગીરીની સ્થિતિ નમૂનેદાર હોવી જોઈએ. સરકારી ઉદ્યોગોના સંચાલકોની સહાનુભૂતિ હમેશાં મજૂરો તરફ હોવી જોઈએ. પગારની બાબતમાં અત્યારની મોંઘવારી વધવા ન પામે એવી નીતિની હિમાયત કરી છે. યુદ્ધ પહેલાં મજૂરોનું જે જીવનધોરણ હતું તે કરતાં અત્યારે નીચું હોય તો પગાર વધારવાનો અવકાશ રહે છે. જ્યાં શક્ય હોય ત્યાં પગારોનું સમાન ધોરણ દાખલ કરવું. પગારો બહુ જ નીચા હોય તો ત્યાં ધોરણ ઊંચું આવવું જોઈએ, કોઈ પણ ઉદ્યોગમાં ઉત્પાદન વધે તો તેના પ્રમાણમાં કામદારોને પગારમાં વધારો મળવો જોઈએ એ સિદ્ધાંત આયોજન પંચે સ્વીકાર્યો છે. પગારને લગતા મતભેદોનો નિકાલ લાવવા પગાર પંચો (વેજબોર્ડ) રચવાની પંચવર્ષીય યોજનામાં ભલામણ કરવામાં આવી છે.

ઉદ્યોગને પૂરતા પ્રમાણમાં કારીગરો મળી રહે એ અત્યંત આવશ્યક છે. આ દૃષ્ટિએ અત્યારના ભરતીખાતાની પુનર્રચના થાય એ માટે સરકારી તપાસ ચાલી રહી છે. ઉદ્યોગની ઉત્પાદન શક્તિ વધારવા માટે પણ સંશોધન થઈ રહ્યું છે, ઉદ્યોગમાં કામ કરતા મજૂરોની કાર્યકુશળતા વધે, અધિકારીઓના મજૂરો સાથેના સંબંધો વધુ મીઠા બને, અને ઉદ્યોગના વિકાસમાં મદદરૂપ થાય એવા યાંત્રિક અને અન્ય સુધારાઓ થાય એ માટેનું શિક્ષણ શરૂ કરવામાં આવ્યું છે.

અત્યારનો એક સળગતો પ્રશ્ન 'રેશનલાઈઝેશન'નો છે. સસ્તો અને ટકાઉ માલ ઉત્પન્ન કરવો હોય તો ઉત્પાદનની કિંમત ઘટે એવા ઉપાયો યોજવા જોઈએ. દુનિયામાં જ્યારે ઝડપથી અવનવી યાંત્રિક શોધો થઈ રહી હોય ત્યારે આપણે એ તરફ દુર્લક્ષ ન કરી શકીએ એટલે આયોજન પંચે 'રેશનલાઈઝેશન' દાખલ કરવા સામે કંઈ વાંધો લીધો નથી, પરંતુ તે માટે કેટલીક અનિવાર્ય શરતો મૂકી છે. આ શરતો પાળી શકાતી હોય તો 'રેશનલાઈઝેશન'ની છૂટ આપી છે. આ શરતો એ છે કે કારીગરોને તેમના કામ અંગેની ફરજો વિષે સ્પષ્ટતા કરવામાં આવે; કારીગરોના કામનો બોજ નિષ્ણાતો દ્વારા થાય; કામગીરીની સ્થિતિનું એક સરખું ધોરણ મૂકવામાં આવે, નવાં યંત્રો શરૂઆતમાં થોડો સમય અખતરા તરીકે ચલાવવામાં આવે, નવા માણસોની ભરતી બંધ થાય, નિવૃત્તિ કે મરણને લીધે કોઈ જગા ખાલી પડે તો તે ભરવામાં ન આવે, ફાજલ માણસોને બીજા ખાતામાં કામ આપવામાં આવે; કારીગરોને સ્વેચ્છાએ નિવૃત્ત થવામાં ઉત્તેજન મળે એ માટે ગ્રેચ્યુઈટી આપવાની પ્રથા દાખલ થાય; જે મોડા દાખલ થયા હોય તેમને પહેલાં છૂટા કરવામાં આવે તેમજ તેઓને બીજા ધંધાની તાલીમ આપવા માટે ઉદ્યોગ તરફથી ગોઠવણ થાય, છૂટા થયેલા માણસને બીજા ધંધાની તાલીમ અપાય એ દરમિયાન તેના ભરણપોષણનું ખર્ચ ઉદ્યોગ આપે તથા તાલીમનું ખર્ચ સરકાર ઉપાડે, અને 'રેશનલાઈઝેશન'ને લીધે જે લાભ થાય એમાંથી મજૂરોને વાજબી હિસ્સો મળે. ઉદ્યોગમાં 'રેશનલાઈઝેશન' દાખલ કરવા માટે આયોજન પંચે જે શરતો મૂકેલી છે તેનો પૂરેપૂરો સહાનુભૂતિપૂર્વક વિચાર કરવામાં આવે તો આ પ્રશ્નનો ઉકેલ સરળ બનશે.

દેશના સમગ્ર હિતને લક્ષમાં રાખીને પંચવર્ષીય યોજનામાં મજૂરોના ઉત્કર્ષ માટે જે કાર્યક્રમ ઘડવામાં આવ્યો છે તેનો સફળતાપૂર્વક અમલ કરવામાં મજૂરો, ઉદ્યોગના સંચાલકો, સરકાર અને જનતા પોતપોતાનો ફાળો સમજપૂર્વક આપે એમ પ્રાર્થીએ.*

* આકાશવાણીના સૌજન્યથી.

☆

# મઢૂલી અને મહેલ

સિદ્ધાર્થ

> પ્રેમ—નિષ્પાપ પ્રેમ હોઈ શકે કે કેમ એ તો આજે કોઈને કલ્પનામાં સુદ્ધાં નથી આવી શકવાનું. અને છતાં વાર્તા એમાં એ પ્રશ્ન છેડાય ત્યારે વાર્તાકાર, કહેવડાવતા નીતિપોષક સમાજનો પ્રિય થઈ પડે છે! પણ એ સમાજની નીતિ કેટલી બધી દંભી હોય છે એથી વાર્તાકાર અજાણ નથી હોતો. આ વાર્તાનો કરુણાંત પ્રેમની નિષ્પાપ વ્યથામાં જ વિરમે છે.

'વસુ, આમ જો તો ખરી મારા મહેલમાં કેટલા બધા ખંડ છે—આ બેસવાનો, આ સૂવાનો, આ રમવાનો, આ જમવાનો, આ બાનો, આ બાપુજીનો, આ મારો અને બીજા ખંડ કરવા જેટલી હજુ તો મારે જગ્યા પણ બાકી છે '

'ચિત્તુ આમાં મારો ખંડ તો કરવો જ તું ભૂલી ગયો, ખરું ને? વાત છે તારી!' કહેતી વસુ રેતીના પટ ઉપર ચિત્તુએ કરેલા નાનકડા મહેલ તરફ એક તીરછી નજર ફેંકતી પોતે બનાવેલી રેતીની મઢૂલી પાસે જઈને બોલી ઊઠી 'તારા મહેલ કરતાં મારી આ મઢૂલી સો દરજ્જે સારી '

'મહેલ બનાવતાં ન આવડે એટલે મઢૂલીથી જ સંતોષ મહાણવો પડે ને? મઢૂલી કાંઈ મહેલની તોલે તો ન જ આવે!'

'બહુ મોટો મહેલવાળો થઈ ગયો છે તે જોયો રેતીના મહેલમાં શું રાચે છે, સાચો મહેલ બંધાવ ત્યારે ખરો. રહેવા તો મઢૂલી પણ નથી અને સપનાં મોટા મહેલોનાં સેવે છે! ન જોયો હોય તો મોટો મહેલવાળો!'

વસુનાં આ વચનો સાંભળતાં જ ચિત્તુએ પોતાનો રેતીનો મહેલ કડડભૂસ કરતો તોડી પાડ્યો. વસુ એને વારે તે પહેલાં તો એના સાવ પડી ગયેલા મો અને બીની રેતીથી ખરડાયેલા પગ વચ્ચે નાટક રચાયું. વસુએ આને એની હડપચી પકડીને મો ઊંચું કરવા કોશિશ કરી ત્યાં જ એનું ભરાઈ આવેલું હૈયું આંખો વાટે છલકાઈ ગયું. વસુએ એને લઈ જ બેસાડી દીધો અને પોતાની ઓઢણી વતી ચિત્તુનાં આંસુ લૂછવા લાગી.

'ચિત્તુ, આમ ખોટું લગાડાતું હશે! મેં તને દુ:ખી કરવા તો આ નહોતું કહ્યું ને? આમ મારા સામે તો જો. ચિત્તુ, તારાં આંસુ હું જ્યારે જ્યારે જોઉં છું ત્યારે મને શુંનું શું થઈ જાય છે એ તને કેમ કરીને સમજાવું? તને તો એમ જ લાગે છે કે તને રડતો જોઈને હું ખુશી થતી હોઈશ ખરું ને? તારી હાજરીમાં ન રડવા, આંસુનું એક બુંદ સરખું પણ તને ન દેખાડવા મેં નિશ્ચય કર્યો છે એ નિશ્ચયને તું શા માટે ડગાવવા ઇચ્છે છે?'

એમ ને એમ વસુ અને ચિત્તુ ભેગાં રહ્યાં પંદર-સોળ વરસના એ બન્નેના વર્ગ પાડીએ તો વસુ એક શ્રીમંતની એકની એક લાડકી પુત્રી હતી અને ચિત્તુ મા-બાપ વિહોણો, અનાથાશ્રમમાં ઊછરતો છોકરો હતો. વસુના પિતા એ જ અનાથાશ્રમના ટ્રસ્ટી હતા. બીજાં બધાં છોકરાંઓમાંથી કાંઈક જુદો તરી આવતો ચિત્તુ એમની આંખને ગમી ગયો અને રાત્રે સૂવા સિવાય વસુને દિવસભર સોબત આપવા માટે એને હુકમ થયો. કોઈક વાર તો મોડી રાત થઈ જાય એટલે આશ્રમને બદલે ચિત્તુ ત્યાં જ વસુના અલાયદા ઓરડાના બાદશાહી ઠાઠથી સજાવેલી પથારીમાં ઊંઘવા પણ ભાગ્યશાળી બનતો.

પંદર-સોળ વરસ!

ચિત્તુની ઉંમરનો અંદાજ નીકળ્યો. પંદર-સોળ વરસ! એની જન્મ તારીખ કોઈ જાણતું નહોતું. આશ્રમના રજિસ્ટરમાં અટકળે નોંધાયેલી એની વય ઉપરથી એ તારણ મળતો હતો કે ચિત્તુ પંદર-સોળ વરસનો તો થયો જ હોવો જોઈએ! વસુનો દર વરસે

ઊજવાતી વરસગાંઠ ચોક્કસ આંકડો બતાવતી હતી કે વસુ પંદર વરસ પૂરાં કરીને બે મહિના વટાવી ચૂકી છે.

અને છેલ્લાં છ-સાત વરસથી સાથે જ રમેલાં, સાથે જ ઊછરેલાં ચિત્તુ-વસુ એકમેકની વધુ નિકટ આવતાં જ ગયાં. વસુની બા ક્યારેક ક્યારેક એ અનાથ છોકરા તરફ નફરતનો ભાવ કેળવી શકતાં પણ વસુના પિતા પુત્રપ્રેમનો થોડો ઘણો કળશ ચિત્તુ ઉપર ઢાલવવામાં ક્યારે ય કંજુસ ન બનતા. વસુની બા પોતાને પુત્ર ન હોવાને કારણે વસુને જ દીકરો ગણીને ક્યારેક સંતોષ માનતાં પણ પિતા ચિત્તુ ઉપર પોતાના જ પુત્ર જેવું વહાલ દાખવતા ત્યારે વસુની બાનું દિલ અંદર ને અંદર કોચવાઈ જતું.

સગાં ભાઈ બેનથી પણ વધુ હળી મળી રહેતાં વસુ-ચિત્તુ એકમેકમાં એવાં તો રચ્યાં પચ્યાં રહેતાં કે રીસાયેલી વસુ જેટલી ઝડપથી માની જતી એટલી જ ઝડપથી, ક્યારેક જ ચિત્તુને ઓછું લગાડતી વસુ ચિત્તુને મનાવી લેતી, અને અત્યારે પણ ઘડી પહેલાં ચોધાર આંસુએ રડતો ચિત્તુ પાછો સ્વસ્થ થતાં બહુ ઓછા વખતમાં ઊભો થયો. વસુએ એનાં કપડાં ખંખેર્યાં, રેતીથી ખરડાયેલા પગ સાફ કર્યાં અને ગેલ કરતાં કરતાં બન્ને ઘર ભણી પાછાં વળ્યાં.

બન્ને જમી રહ્યાં અને ચિત્તુ આશ્રમે જવા તૈયાર થયો ત્યાં વસુએ બા-બાપુજીને આગ્રહ કરીને આજે આશ્રમે સૂવા જતો ચિત્તુને રોકાવ્યો. ચિત્તુનું ઘડી પહેલાંનું અસ્વસ્થ માનસ એને યાદ આવ્યું અને આજની રાત એ ચિત્તુને એકલો ન મૂકી શકી.

પંદર-સોળ વરસ !

પંદર-સોળ વરસનો ચિત્તુ કે સોળમાં વરસમાં પગરણ માંડતી વસુ વાતો કરી કરીને પણ કેટલીક કરે ! વસુની કુશાગ્ર બુદ્ધિમત્તા કે ચિત્તુની ગહરી વિદ્વત્તા એકમેકને વાતોનો પૂરતો ખોરાક આપી શકે એ વાત સાચી. પણ એ ગભરૂ હૈયાં આડે પણ એક મર્યાદા હતી : એમનાં નિર્દોષ સંબંધની. વસુને જે રીતે સંસ્કાર પડ્યા હતા એમાં ક્યાંય એવું નહોતું આવતું કે એ સંસ્કારને લાયક ન રહી શકે. ચિત્તુનું સાવ કોરું-કટ્ટ જીવન વસુની ઓથે રહીને એનાં જ ચીતરામણોથી ચીતરાયું હતું એટલે ચિત્તુમાં વસુ કરતાં પણ વધુ પ્રબળ સુસંસ્કારો પડ્યા હતા.

આજની રાત ચિત્તુ કરતાં પણ વસુની ગડમથલમાં વધુ સહાયક થઈ પડી. ચિત્તુને સુવડાવીને સૂતેલી વસુ ન ઊંઘી શકી કે ન ઊઠીને ચિત્તુને જગાડી શકી. એ પથારીમાં એમ ને એમ જાગતી પડી રહી. ચિત્તુના વિચાર પ્રદેશમાં એ એવી તો અટવાઈ ગઈ કે એનાથી પૂરા પાંચ ફૂટ પણ દૂર નહિ એવા પલંગમાં સુખની નીંદ અનુભવતો ચિત્તુ એને જોજનોનાં જોજનો દૂર લાગ્યો. મુગ્ધા વસુનું માનસ પહેલી જ વાર મુગ્ધ બની બેઠું. અને એ છૂટું દોર થઈને રડવા લાગ્યું. ઓચીંતો ઝબકીને જાગી ઊઠેલો ચિત્તુ ધ્રૂસકે ને ધ્રૂસકે રડતી વસુને જોતાં ઊભો થઈને વસુ પાસે આવી સુનસુન જેવો થઈ ને બેસી પડ્યો. એ એનાં આંસુને ન લૂછી શક્યો. એના માટે બીજાનાં આંસુ જોવાનો આ પ્રથમ જ પ્રસંગ હતો. અને છતાં એના એ બાબતના અણઘડ હાથ વસુનાં ગાલ પર ફરવા લાગ્યા ત્યારે વસુ જરાક શાંત બની, એનું રૂદન કાંઈક થંભ્યું અને ચિત્તુએ ધીમેથી બોલવાની પહેલ કરી:

'વસુ, આ શું ? મને તારાં આંસુ ન દેખાડવાનો તારો નિશ્ચય આટલી બધી ઝડપથી ડગી ગયો ? મારે રડવાનાં અનેક કારણો હોઈ શકે. પણ દોમદોમ સાહ્યબીમાં ઊછરતી તું રડે એ કયા કારણે ?'

ચિત્તુ આટલું બધું બોલી ગયો એ પોતે પણ સમજી શક્યો કે નહિ એનો વિચાર એ કરતો રહ્યો અને વસુ પણ જાણે પોતાના ડગી ગયેલા નિશ્ચયના જ વિચારમાં ગરક થઈ ગઈ હોય એમ આંસુ લૂછવા માટે પોતાના ગાલો ઉપર ફરતા ચિત્તુના હાથને પોતાના હાથ વડે જકડી રાખીને એમ ને





એમ પડી રહી. ન એ કશું બોલી શકી કે ન ચિત્તુ કશું બોલી શક્યો. આખરે એ ઘડીનો અંત આવે એ આશયથી ચિત્તુ ઊભો થવા જતાં બોલ્યો :

'વસુ, હવે તો ઊંઘી જઈશ ને?'

'તે તું ક્યાં જતો રહે છે?'

'હું પણ સૂઈ જાઉં.'

'તને ઊંઘ આવે છે?'

'ઊંઘ આવે કે ન આવે, પણ તારી ઊંઘ બગાડવા તો હું ન જ ઇચ્છું ને? ઊંઘ તો આપમેળે આવી જશે. હું ઊંઘી ગયો ત્યારે મને એક ભયંકર સ્વપ્ન આવ્યું એટલે જ હું ઝબકીને જાગી ગયો. જાગીને જોતાં જ એ સ્વપ્ન સાચું હતું.'

'શાનું સ્વપ્ન?' વસુએ ચિત્તુને પાછો પોતાની પાસે બેસાડતાં પૂછ્યું.

'આજે સાંજે બનાવેલા રેતીના મહેલમાં આપણે બંને રહેવા જતાં રહેલાં.'

'પણ એ મહેલમાં મારા માટે તો તેં જગ્યા જ નહોતી રાખી એટલે હું શી રીતે રહેવા આવી શકું?' વચ્ચેથી જ વસુએ, રેતીના મહેલમાં પોતાનો ખંડ ન ભાળેલો એ ચિત્તુને યાદ દેવડાવ્યું

'તારો ખંડ તો હું પાછળથી સજવાનો હતો એ તું સાવ ભૂલી ગઈ લાગે છે. તને ન ભૂલું અને તારા ખંડને ભૂલી શકું! અને ધાર કે કદાચ ભૂલી જાઉં તો પણ મારો ખંડ તો હતો જ ને? એ ખંડમાં તારા માટે પૂરતી સગવડ રાખી હતી. તેં ઉતાવળ કરી અને તારો પોતાનો ખંડ તેં ન જોયો ત્યાં તો રીસાઈને ચાલી ગયેલી. રેતીના મહેલમાં તે રહેવાતાં હશે!'

'હા, પણ સ્વપ્નની વાત તો કર. પછી શું થયું?'

'આપણે બંને એ મહેલમાં રહેવા ગયાં. આપણે બે જ હં, ત્રીજું કોઈ નહિ તારી દોમદોમ સાહ્યબી મારી સાથે આવતાં તને ન રોકી શકી એ જોઈને જ મને અચરજ થયેલું. પણ તું તો મારા કરતાં વધુ શાણી નીકળી. એક દિવસની વાત છે. સાંજના વખતે આપણે સાગરખોળે ખેલતાં હતાં, સાગરસ્નાન કરતાં હતાં અને એક જળપરી આવી. ધોળાં ફૂલ જેવાં એનાં વસ્ત્રો જોઈને જ હું તો અંજાઈ ગયો એણે આવીને મારો હાથ પકડ્યો મને પાતાળલોકમાં લઈ જવા આગ્રહ કર્યો. મેં કહ્યું કે હું એકલો ન આવું. પણ તને સાથે લઈ જવાની એણે ના પાડી. મેં જવા માટે ખૂબ મના કરી છતાં એણે મને એનાં વસ્ત્રોમાં લપેટી લીધો અને તું—તું હૈયાફાટ ચીસો નાખી રહી...હું ઝબકીને જાગી ગયો. તને આચેસાચ રડતી જોઈ ન હોત તો ય હું આવીને તને બાઝી પડત એવું ભયંકર એ સ્વપ્ન હતું.'

'ત્યારે મેં જે સત્યનો અનુભવ કર્યો એ તેં સ્વપ્નમાં અનુભવ્યું, ખરું!'

'તું શું સત્ય અનુભવતી હતી? અને એવું કયું ભયંકર સત્ય અનુભવતી હતી કે તારે આવું હૈયાફાટ રુદન કરવું પડ્યું!'

'એ જ કહું છું. તું ઊંઘી ગયો અને મારી ઊંઘ ઊડી ગઈ. હું વિચારે ચડી મારાં ને તારાં આટઆટલાં હેતપ્રીત કાયમ ટકી રહેશે કે નહિ એ ઘટમાળમાં હું અટવાઈ ગઈ. નથી મારે એકેય ભાઈ, નથી બહેન. તને મેં ભાઈ ગણ્યો. પણ પાછું થયું કે ભાઈ રહે તો પણ કેટલાક વરસ? બધાની જેમ મારે ય પરણવું પડશે તો? અને તો...તો...?— આપણે એ ઘરઘર રમતાં હતાં ત્યારે ક્યાં વર-વહુ નહોતાં બનતાં? હું પણ તારી સાથે જ પરણીશ હા, હા, જરૂર પરણીશ.'

વચ્ચેથી ચિત્તુએ અટકાવતાં કહ્યું : 'શું ગાંડાં કાઢી રહી છે! આવા વિચાર તને કેમ આવે છે! અત્યારથી પરણવાની વાતો કેમ તને ગમે છે?'

'નથી ગમતી તો ય કરવી પડે છે એ હકીકત છે ને? મને કે તને કોઈ ભાઈ-બેન ગણવાનું નથી.'

'કોઈ ન ગણે તો ય આપણે ગણીએ એ શું પૂરતું નથી?



'પણ આપણાથી ક્યાં આપણી આગવી દુનિયામાં જ રહેવું પડવાનું હતું ? આપણે એવા માણસો વચ્ચે રહેવાનું છે કે જ્યાં આપણે આપણી રીતે ન રહી શકીએ. આપણે એમની જ રીતને અંગીકારવી પડવાની એટલે જ મેં વિચાર કરવાની વધુ આગળ પડતી છૂટ લીધી. તું મારી સાથે પરણીશ ને? ચિત્તુ, હું તારા વગર નહિ જ રહી શકું, તું મને છોડીને જતો તો નહિ રહે ને?'

'મારે ક્યાંય જતાં રહેવા જેવું છે ખરું ? પણ તું આટલું બધું રડી એનું કારણ તો હજુ જણાયું જ નહિ!'

'એ જ હવે આવે છે ને? પહેલાં મને વચન આપ કે તું મને છોડીને ક્યાંય નહિ જા.':

'મેં જતાં રહેવાનું ક્યારેય કહ્યું જ નથી છતાં તું એની ચિંતા શા માટે કરે છે?'

'પણ મને વચન આપ ને!'

'મારું તને વચન છે. તું મને નહિ છોડી દે ત્યાં સુધી હું તને છોડીને ક્યાંય નહિ જાઉં, બસ?'

'તે આટલું આટલું તને વળગી રહું છું ને હું તને છોડી દેવાની ઓછી હતી?' કહેતાં ચિત્તુના બંને હાથો જોરથી વસુએ પોતાની છાતી ઉપર દબાવી દીધા. અને એની સંતોષભરી વાણી આગળ વધી: 'જો ચિત્તુ, સાંભળ ત્યારે. મને થયું કે તું મને મારી સાથે આવવામાં મદદરૂપ થવાને બદલે ના પાડી બેસે તો મારી શી દશા થાય? અને એ ખ્યાલે જ હું રડવા લાગી!'

'તું તો આખરે છોકરી જ રહી!'

'તે હું છોકરી જ છું ને? છોકરા ભીડીને રડતા હોય છે તો છોકરી શું કામ ન રડે?'

'છોકરાનું તો રૂદન પણ મર્દાનગીભર્યું હોય છે.'

'છોકરીનું રુદન સ્ત્રીત્વભર્યું હોય છે.'

'હા, પણ હવે ઊંઘ-બૂંધ આવે છે કે સવાર આમ ને આમ પાડી દેવી છે?'

'હવે ઊંઘ આવશે જ. તું મને છોડીને જતો નહિ રહે એટલે ઊંઘ આવે જ ને?'

'ઠીક ત્યારે ઊંઘી જા. હું પણ સૂઈ જાઉં.'

'પાછો ક્યાં ચાલ્યો?'

'કેમ વળી, મારી પથારીમાં સૂવા.'

'તો હુંય ત્યાં આવું. આજની રાત તો હું તને જુદો સૂવા પણ નથી દેવાની.'

વસુની એ મક્કમતા આગળ ચિત્તુ સ્તબ્ધ બની બેઠો: 'તો તો પછી અહીં જ તારા પડખે સૂઈ જાઉં?'

'એ તો ક્યારની કહ્યા કરું છું.' કહેતાં બેઠેલાં ચિત્તુને જોરથી આંચકો મારીને સૂવડાવી દીધો અને ચિત્તુની છાતી ઉપર માથું મૂકીને એના વાળમાં આંગળાં ફેરવતી વસુ ખરેખર સુખની નીંદરમાં પોઢી ગઈ.

સવારે એ જાગી ત્યારે પહેલો જ પ્રશ્ન કરી બેઠી: 'કેવી સરસ ઊંઘ આવેલી, ખરું?'

'કોને, મને કે તને?'

'તે તને ઊંઘ નહોતી આવી?'

'છાતી ઉપર પથરો પડ્યો હોય ને ઊંઘ શી રીતે આવે?'

'તે હું પથરો, એમ ને?'

'હાસ્તો વળી. પોતાને ઊંઘવા માટે બીજાની ઊંઘનો ખ્યાલ સરખો પણ કર્યો ખરો?'

'ખરેખર તને ઊંઘ નહોતી આવી?' વસુના ચહેરા પરનો તરવરાટ એકાએક ઊડી ગયો.

'ના રે ગાંડી, હું તો લહેરથી સૂતેલો. તારી ઊંઘ ઊડી નહોતી ને!'





'અરે હું તો સ્વપ્નોની દુનિયામાંથી ક્યારે અહીં આવી પડી એની જ મને ખબર નથી. જાગીને જોઉં છું તો સાચેસાચ સવાર પડી હતી. તું ક્યારે જાગ્યો ?'

'તારા પહેલાં થોડી જ વારે. ચાલ હવે તો ઊઠવા દે કે આમ ને આમ અઘોરીની માફક પડ્યા જ રહેવું છે ?'

'અરે હા, ભૂલી. તને દુઃખવા આવ્યું હશે ખરું ? લે થોડીવાર મારી છાતી ઉપર માથું મૂકીને સઈ જા.'

'રાત આખી એ ડહાપણ ન સૂઝ્યું અને હવે થોડીવારની ઉદારતા બતાવવા આવી!'

બન્ને જણ સાથે જ પથારીમાંથી ઊભાં થયાં. એઉના-ચહેરા ખીલી ઊઠ્યા. હસમુખી વસુ આજે વધુ પ્રફુલ્લ લાગી અને દેખાવડો ચિત્તુ આજે વધુ આકર્ષક લાગ્યો. બંને છોકરાંઓએ બા-બાપુજી પાસે નાસ્તો કરતાં કરતાં રોજની જેમ વાતો કરી.

વસુ અને ચિત્તુની નિકટતા વધુ નિકટ બનવાનો કોઈ પ્રશ્ન હતો જ નહિ. બંને નિકટ જ હતાં. એટલો ફેર પડ્યો કે હવે ચિત્તુ આશ્રમમાંથી કાયમને માટે વસુને ઘેર વસવાટ કરવા આવી ગયો હતો. વસુના આગ્રહે, અને બાપુજીના મમત્વે બાની થોડીક નામરજી પણ એ બંનેની પાસે હારી જવાથી સંમત થઈ શકી. ત્યારથી વસુ જેટલી જ કાળજીભરી ચિત્તુની સરભરા થવા લાગી હતી.

એક દિવસ અચાનક વસુ બિમાર પડી. બિમારી બહુ ભયંકર નહોતી. તાવ સખત હતો એ તો દાક્તરોના કહેવા મુજબ વધુ નહિ લબાય એમ બધાએ નિરાંત અનુભવી હતી. પણ ચિત્તુ વસુની પથારી આગળથી જરા પણ ખસતો નહિ. બા-બાપુજીએ એને ઘણો વિનવ્યો પણ એ ત્યાં જ બેસી રહેતો. પોતાની એકની એક દીકરીને પોતે કાળજી નથી બતાવી શકતાં. આ એક અનાથ છોકરામાં એને માટે જે આત્મભાવ છે એ જોઈને બંનેનું ચિત્તુ વિશેનું માન ખૂબ વધી ગયું.

વસુની માંદગી લંબાયે જ ગઈ. તાવ ઓછો ન જ થયો. અને એ મુદતી તાવ લંબાયે જ ગયો. વસુ હવે તો પથારીમાં દેખાતી પણ નહિ એવી કૃશકાય બની ગઈ હતી.

અને માંદગીને ચોવીસમે દિવસે એકાએક વસુ ચિત્તુના હાથ સાથે ચાળા કરવા લાગી. બા-બાપુજી પણ એની પથારી સામે જ બેઠા હતા. વસુ ધીમું ધીમું ચિત્તુ તરફ જ જોઈ મલકી રહી. ચિત્તુને કહેવા લાગી. 'તારા મહેલ કરતાં મારી મઢૂલી સો દરજ્જે સારી. મહેલમાં તો ખંડમાં પણ ખંડ ને એમાંય વળી ખંડ. મઢૂલી તો એક જ ખંડની. હું તારા મહેલમાં રહેવા નહિ આવું, તું જ મારી મઢૂલીમાં આવજે. હું તારી પ્રતીક્ષા કરીશ. મહેલના ભરોસા પણ કેટલાક ! મઢૂલી તો શાશ્વત છે ચિત્તુ, આવીશ ને મારી મઢૂલીમાં ? તારા મહેલમાંથી તો કોઈક તને છીનવી જાય, મારી મઢૂલીમાંથી કોઈ તને નહિ છીનવી શકે. હું જાઉં છું હં ચિત્તુ, વહેલો વહેલો આવજે આપણી મઢૂલીમાં...'

વસુના હાથ સાવ ઢીલા પડ્યા. ચિત્તુના હાથ સાથે ચાળા કરતા એ હાથ જાણે ઠંડાગાર થવા લાગ્યા. ચિત્તુ કાંઈ સમજે તે પહેલાં વસુનાં બા-બાપુજી એ ચાળો સમજી ગયાં લાગ્યાં. એમણે વસુને બોલતી રોકવા પ્રયત્ન કરવાનું મન થયું પણ એનો અમલ ન કરી શક્યાં. અને જ્યારે વસુને કાંઈક કહેવા એ આવ્યાં ત્યારે તો વસુ, ચિત્તુની પ્રતીક્ષા કરવા માટે એણે બનાવેલી મઢૂલીમાં પહોંચી ગઈ હતી.

ચિત્તુને તો મહેલ અને મઢૂલી બેય રેતીનાં જ દેખાવા લાગ્યા : રમ્મતમાં જેમ ન ગમે તો તોડી પાડતાં એવાં જ અશાશ્વત અને અજીબ

★

# ક્રોધ

ઉપેંદ્ર પંડિત

'ક્રોધથી મૂઢતા આવે'—એ ગીતાની કૃષ્ણવાણી રોજેરોજ ગીતાશ્લોકો બોલ્યે જઈને પણ આપણને નથી સમજાતી કે નથી આચરાતી. મૂળ વસ્તુનો પૂરો વિચાર કરવાની આપણામાં ધીરજ જ નથી હોતી. એ 'ક્રોધ' ઉપરનું આ માનસશાસ્ત્રીય પૃથક્કરણ કેવું સચોટ પુરવાર થઈ જાય છે! ક્રોધ એ શું છે એ સમજવું પણ પ્રથમ એટલું જ જરૂરી છે.

ઉનાળાની સવારે ઠંડા પવનની મીઠી લહેર અનુભવતાં ગાઢ નિદ્રામાં મગ્ન હોઈએ ત્યારે કોઈ આપણું બારણું ખખડાવે કે આપણે જ સમયસર ઊઠવા માટે ગોઠવેલા ઍલાર્મની ઘંટડી વાગે તો એ સાંભળીને મગજનો પારો કેવો ઊંચો ચઢી જાય છે? એનું કારણ શું? આપણે મસ્તરીતે ઊંઘતાં હોઈએ છીએ, કોઈ આપણી ઊંઘમાં ખલેલ પહોંચાડે એટલે આપણને દુઃખ થાય છે અને દુઃખની લાગણી ક્રોધને જન્મ આપે છે.

એવું કહેવાય છે કે દરેક માનવીને સુખ, આનંદ, સંતોષ અને ગંમત ગમતાં હોય છે. દુઃખ, દીલગીરી, અસંતોષ, તિરસ્કાર પ્રત્યે તો માનવીમાત્રને અણગમો હોય છે. આથી માણસમાત્ર એના શરીર ને મનને દુઃખ ન પહોંચે એવું જ કામ કરવા પ્રેરાય છે ને દુઃખ ઉપજે એવું બધું જ કામ કરતાં અચકાય છે. માનવીની આદિ અવસ્થા અને અત્યાર સુધીની એની પ્રગતિ આ સિદ્ધાંતની પ્રતીતિ કરાવે છે.

કેટલાક લોકો એવું માને છે કે ક્રોધનું હમેશ દમન કરવું જોઈએ. એની એક લોકોક્તિ પણ છે કે કોઈના પર ગુસ્સો ઉપજે ત્યારે એકથી દસ સુધીના આંકડા ગણવા જેથી ક્રોધ કદી દબાતો નથી. એ માનવીની રગેરગમાં પ્રસરીને માનવીને એનો ગુલામ બનાવે છે. આથી આપણે—માનવો—ક્રોધનાં ગુલામ છીએ, ક્રોધ આપણો ગુલામ નથી.

ક્રોધ આપણા મનમાં સુપ્તાવસ્થામાં પડ્યો રહે છે અને એને જાગ્રત થવાનાં યોગ્ય કારણો મળી રહેતાં એ ઝટ દઈને જાગી શકે છે. આપણે કોઈ ગુસ્સે થયેલા માણસનું કાલ્પનિક ચિત્ર દોરીએ:—ગુસ્સે થયેલો માણસ બૂમો પાડીને બોલે છે, કોઈક વખત તો એનો ઘાંટોય ફાટી જતો હોય છે, એની આંખો લાલ, પહોળી ને બીક લાગે એવી લાગે છે, એના પગ ધ્રૂજે છે અને એનું મગજ બરાબર કામ નથી કરતું, આથી એ પોતે શું બોલે છે, શું કરે છે એનું એને ભાન નથી રહેતું. માનસશાસ્ત્રીઓ આ બધાં ચિહ્નોના કારણમાં એમ જણાવે છે કે માણસ ક્રોધી બને એટલે એના શરીરમાં રહેલા એડ્રીનલ ગ્રંથિમાંથી એડ્રીનલીન નામનો રસ ઝરવા માંડે છે. આથી એ ઉશ્કેરાય છે અને આવેશની મનઃસ્થિતિમાં પોતાની વાસ્તવિક પરિસ્થિતિ કે શક્તિ અંગે બેભાન બનીને નાદાનીભર્યું કાર્ય કરે છે. એના મગજની સમતુલાની સાથે શારીરિક સમતુલા પણ જાળવવી એને માટે મુશ્કેલ બને છે.

આ થઈ ક્રોધ વ્યક્ત કરતાં થતાં શારીરિક ને માનસિક ચિહ્નોની વાત. આ ઉપરાંત ક્રોધની અસર આપણા જઠર પર સજ્જડ પડે છે. અમેરિકામાં બિલાડીઓ ઉપર પ્રયોગો કરીને એવું સિદ્ધ કરવામાં આવ્યું છે કે જમ્યા પછી બિલાડીઓના જઠરનું કાર્ય 'એક્સ રે' મશીન દ્વારા જોતાં તે નિરાંતે દળવાનું કામ કરતી હતી. થોડીવાર પછી એ જ ઓરડામાં એકાદ કૂતરાને લાવવામાં આવતાં બિલાડીઓ ક્રોધી બની અને એમનાં જઠર કાર્ય કરતાં અટકી ગયાં. આવું જ માનવી માટે સમજી લેવાનું. મશહૂર ડૉક્ટરો ખૂબ આનંદી રહેવાની સલાહ આપે છે તે કેટલી જરૂરી છે અને ચીડિયા માનવીને ભૂખ નથી લાગતી એની પાછળ શું કારણ જવાબદાર છે એ ઉપરોક્ત દૃષ્ટાંત પરથી સ્પષ્ટ સમજાશે.

વળી એક ગુસ્સે થયેલી વ્યક્તિ આપણા પરત્વે ક્રોધી





બનાવે છે એ પણ હકીકત છે. આ હકીકતને સમજાવનારું એક હાસ્ય ઉપજાવે તેવું દૃષ્ટાંત જોઈએ એક વખત છાપખાનામાં કામ કરતા એક માનવીને રાત્રે પોતાને ઘેર પાછા ફરતાં એક કૂતરું કરડ્યું. ખૂબ ધૂંવાફૂંવાં થઈને એ ઘેર આવ્યો ને પત્ની પર દાઝ કાઢી. પત્ની બિચારી દુ:ખી થઈ ને ચિડાઈ પણ ખરી, પરંતુ 'પાડાના વાંકે પખાલીને ડામ' એ ન્યાયે એણે એના બાળક ઉપર ગુસ્સો ઠાલવ્યો, બાળક પોતે કોના પર પોતાનો રૂઆબ જમાવી શકે? એણે કાંઈ ન જડ્યું એટલે એના રમવાના રમકડાના કુચ્ચા કરી દીવાસળી ચાંપી સળગાવી દીધું. આમ કૂતરાનો ક્રોધ બાળક સુધી પહોંચ્યો. સારું હતું કે રમકડું નિર્જીવ હતું, નહીં તો શું થાત એની કલ્પના પણ કેવી રમૂજ ઉત્પન્ન કરે એવી છે!

એક વસ્તુ નક્કી છે કે ક્રોધ એ માણસના મનની એક કુદરતી ક્રિયા છે અને અમુક ખાસ સંજોગોમાં એ ઉત્પન્ન થાય છે. નાના બાળકથી માંડીને ઘરડા ડોસા સુધી એ વ્યાપ્ત છે અને સામાજિક જીવન સફળતાપૂર્વક જીવવા માટે એની ખૂબ જરૂર છે. ક્રોધ જેવો ભાવ દુનિયામાં ન હોય તો માનવી અંદરોઅંદર એકબીજાને હેરાન કરતાં જ રહેત અને એ હેરાનગતિમાંથી છૂટવાનો કોઈ ઉપાય જ ન રહેત. કદાચ પેલા નાગદેવતા અને સાધુબાવાના ઉપદેશ જેવો ઘાટ થાત અને નાગને જેમ કાંકરા કે પથિકોની લાતોના પ્રહાર સહેવા પડયા એમ માનવીની પણ એવી જ ગતિ થાત. સારું થયું કે સાધુબાવાએ નાગને 'કાટો મત લેકિન ફૂફકારો'નો આદેશ આપ્યો હતો, નહીં તો નાગદેવતાની તો ભૂરી દશા થઈ હોત. ઘણીખરી દુષ્ટ વ્યક્તિઓના દિલમાં ભગવાન તો વસતો જ નથી અને દયા, વિવેક ને ક્ષમા વડે દુષ્ટોને જીતવા એ મહા કપરું કામ છે. આ તથ્યને ભગવાન શ્રીકૃષ્ણ બરાબર સમજ્યા હતા આથી એમણે કંસ, શિશુપાળ વગેરે દુષ્ટ રાજાઓને સીધા કરવા ક્રોધનું અસ્ત્ર વાપર્યું. આમ ક્રોધનું સામાજિક મહત્વ તો બધાએ સ્વીકારવું રહ્યું.

રસ્તામાં જતાં જતાં સામેથી આવતી એકાદ વ્યક્તિ આપણને વગર વાંકે, કાંઈપણ પૂછ્યાગાછ્યા વિના સડાક કરતો એક તમાચો ચોડી દે તો તમાચો ખાનાર વ્યક્તિએ ઈસુ ખ્રિસ્તનો સિદ્ધાંત અપનાવવો કે એનો પ્રતિકાર કરવો એવો જટિલ પ્રશ્ન ઉપસ્થિત થાય ખરો. આ બંને માર્ગમાંથી કયો માર્ગ વધુ વ્યાવહારિક છે એ પણ નક્કી કરવું સહેજ અઘરું છે. નીતિનાં બધાં સૂત્રો વ્યાવહારિક જ હોય છે ને માણસને પરિસ્થિતિને અનુલક્ષીને વર્તવાનો કોઈ હક નથી એવું કાંઈ નથી. આથી સ્વરક્ષણ અર્થે અથવા બદલો લેવા ખાતર પણ વ્યક્તિ માર ખાઈને બેસી રહેવાનું કદી પસંદ નહીં કરે. આપણને જે વ્યક્તિ દુ:ખી કરે છે અને દુ:ખી કરવાની ઇચ્છા આપણને થાય એમાં માનસશાસ્ત્રીય દૃષ્ટિએ કશું અજુગતું નથી. નાના બાળકને એની બહેન કે ભાઈ મારે તો એ રડે છે, પરંતુ મારનાર ભાઈ કે બહેનને એની મા ખોટી ખોટી ત્રણચાર લપડાકો ચોડી દે તો બદલો લીધાનો સંતોષ માણી રડતું બાળક ચૂપ થઈ જાય છે. આથી એમ કહી શકાય કે જેના ઉપર ક્રોધ ચાલ્યો હોય એને હેરાન કરવાની વૃત્તિ કુદરતી છે.

પ્રેમની જેમ ક્રોધ પણ આંધળો હોય છે. પોતે ક્રોધવશ થઈને શું કરે છે ને એનું પરિણામ શું આવશે એની વ્યક્તિને એ વખતે જરાય પરવા નથી હોતી. આવે વખતે દુર્બળ વ્યકિત પણ સામી સબળ વ્યકિતની શકિતનો વિચાર કર્યા વગર સશક્તની જેમ લડવા મંડી પડે છે. એટલે કે ક્રોધ ઘણીવાર માનવીને બળ આપે છે. સીતાનું હરણ કરનાર રાવણને વૃદ્ધ જટાયુએ જોયો ત્યારે એના જર્જરિત શરીરમાં ભયંકર ક્રોધ પ્રગટ્યો ને પરિણામે એ ખૂબ ચેતનવંતો બની રાવણ પર તૂટી પડ્યો. ઘણીવાર નબળા બાંધાના માનવી પણ ક્રોધવશ થાય ત્યારે ગમે તેવા પહેલવાનને પછાડી શકે છે. કોઈ વખત એક જ માણસ ક્રોધાવેશમાં પચ્ચીસેક માણસોની સાથે પણ બાથ ભીડવા તત્પર બની જાય છે. આથી ક્રોધમાં સારાંનરસાં બંને તત્વો સમાયેલાં છે.

ગુસ્સો વ્યક્ત કરીને વ્યક્તિ સામી વ્યક્તિને ડરાવવાનો કે દબાવવાનો પ્રયત્ન કરે છે. જો સામી વ્યક્તિ ડરી જાય તો તો પગે પડીને માફી માગે છે કે પશ્ચાતાપ કરે છે. એટલે ઘણીવાર ક્રોધની ગર્જના જ સામા માણસને ડામવા માટે પૂરતી નીવડે છે. કેટલેક ઠેકાણે કોઈ અભિમાની માનવીના અભિમાનના ચૂરા કરવા માટે જ ક્રોધ કરવામાં આવે છે અભિમાની માણસનું ગર્વખંડન એના અપમાન દ્વારા કરવામાં આવે છે ને ત્યાર પછી એ વ્યક્તિ નરમઘેંશ બની જાય છે. ક્રોધ આંધળો છે એ તો આપણે જોયું. ક્રોધી વ્યક્તિને એવો વિચાર કરવાની તક કે ફુરસદ જ નથી મળતી કે જે માણસે એને દુઃખ પહોંચાડ્યું છે એનો એમ કરવાનો ઈરાદો હતો કે નહીં. આથી જ નાનાં બાળકો હીંચકા કે ખાટલા પરથી પડી જતાં ખાટલાને મારે છે. ચાણક્ય જેવા કૂટનીતિજ્ઞે પણ આવી નાદાની કરેલી તો બાળકોનું તો ભલું પૂછવું ? એક વખત એ લગ્ન કરવા પોતાને ગામ જતો હતો. રસ્તામાં દર્ભની અણીઓ એને વાગી. આથી એ દર્ભના છોડ પર ચીડાયો ને ઝટ ક્યાંકથી કોદાળી ને છાશ લઈ આવ્યો અને મૂળમાંથી દર્ભને ઊખાડી ઊખાડીને ફેંકવા માંડ્યો, પછી મૂળમાં છાશ રેડવા લાગ્યો જેથી ફરીથી દૂર્વા ઊગી ન શકે. છ સાત વર્ષ પહેલાં જ્યારે કોલસાનું રેશનીંગ હતું અને ભીના કોલસા મળતા હતા ત્યારે ઘણી ગૃહિણીઓ સગડી ન સળગે એટલે કંટાળતી ને કોલસા પર દાઝ ચડાવીને સગડીમાં પાણી રેડીને કે એને જોસથી પછાડીને આવેશમાં ઊઠી જતી. પરદેશથી હિંદની મુલાકાતે આવેલા ઘણા મુસાફરોએ એવા જંગલીઓ વિષે લખ્યું છે જેઓ રસ્તામાં ઠેસ વાગતાં પડી જતા તો એ પથ્થરના ચૂરેચૂરા કરીને આગળ વધતા. આવી મનઃસ્થિતિ ઉત્પન્ન થવાનું કારણ ક્રોધના મનોવિકારની પ્રબળતા હતી. અને તેથી જ સમજુ માણસો પણ બાળક જેવા નાદાન બની જતા.

દયા, ભાવના, વિચાર ને ઇચ્છા કરતાં ક્રોધનો મનોવિકાર બહુ ઝડપી માનવામાં આવે છે. ક્યારેક એ દયાની સાથે ગાઢરીતે સંકળાઈ જાય છે તો ક્યારેક ઘૃણા સાથે. કોઈ દુષ્ટ વ્યભિચારી, રસ્તે જતી સ્ત્રી પર બળાત્કાર કરે, તમને એ સ્ત્રીની ચીસો સાંભળીને એના પર દયા આવે અને દયાથી પ્રેરાઈને તમે પેલા જુલ્મી પ્રત્યે ક્રોધી બનીને હુમલો કરો એમાં ક્રોધ કરતાં દયા મુખ્ય કારણભૂત ભાવના ગણાય. ક્રોધનો ઉદય ન થયો હોત તો માત્ર દયા નકામી જાત એમાં કાંઈ શંકા નથી; આમછતાં યશ તો દયાને ફાળે જ જાય ને ?

ક્રોધનો ઉદય થતાંવેંત માનવીના મનની શાંતિ ખળભળી ઊઠે છે. આથી જ ધર્મપરાયણ સાધુમહારાજો ક્રોધના દમનનો ઉપદેશ આપે છે. ક્રોધનું દમન સ્વાર્થી લોકો, ઠગો, તીર્થસ્થળોના ગોરમહારાજો ને લાચાર જીવન જીવતાં માનવીઓ ખૂબ સફળતાપૂર્વક કરતાં જોવામાં આવે છે. એમને આપણે ગમે તેવા કડવા શબ્દો સંભળાવીએ છતાં ય એ લોકોને કાંઈ લાગતું નથી ને સરસ્વતી દેવીની મિઠાશથી તેઓ આપણને જવાબ વાળે છે. આવી વ્યક્તિઓનો ક્રોધદમનનો પ્રયોગ એ ધાર્મિક કે નૈતિક લક્ષણ ન ગણાય. પરંતુ પરિસ્થિતિને વશવર્તીને ચાલવાની વૃત્તિ ગણાય; ઑફિસમાં અમલદારની ગમે તેવી ગાળ ગળી જનાર કારકુન ઘેર બૈરીના છણકાને લેશ માત્ર સહી લેતો નથી. કારણ કે એક સ્થળે એ લાચાર છે જ્યારે બીજે સ્થળે માલિક છે.

ક્રોધ માનવીની મુખમુદ્રાને તંગ ને બેડોળ કરી મૂકે છે. જો કે ઘણાં માનવી ગુસ્સે થાય ત્યારે ખૂબ સુંદર લાગતાં હોય છે. આપણા વડાપ્રધાન પંડિત નેહરુ વાતવાતમાં ગુસ્સે થઈ જાય છે; પરંતુ એ વખતે એમનું વ્યક્તિત્વ કેવું મોહક લાગે છે! પારકાનું દુઃખ જોઈને જે ક્રોધ ઉત્પન્ન થાય અને એનું દુઃખ નિવારવા માનવી જે પગલાં લે એ સાત્ત્વિક ક્રોધ કહેવાય અને આથી જ એનું સૌન્દર્ય કાંઈ ઑર હોય. ક્રૌંચ પક્ષીના વધ પ્રસંગે આદિ કવિ વાલ્મિકીના હૃદયમાં જે ક્રોધ ઉપજ્યો તે સાત્ત્વિક કહેવાય.





અને તેથી જ એમાંથી મહાકાવ્યનું સૌન્દર્ય જન્મી શક્યું. એમાં પ્રાણીમાત્રના દુઃખ પ્રત્યે એક વિશેષ પ્રકારની સહાનુભૂતિ હતી. આથી એનું સૌન્દર્ય વિશેષ રૂપ લઈ શક્યું. રાવણના જુલ્મોમાંથી પ્રજાને મુક્ત કરવા માટે ઉપજેલો રામનો કાલાગ્નિ પણ સૌન્દર્યમય જ કહેવાય. જ્યાં દયા ને ક્ષમા માટે તસુભર જગ્યા નથી રહેતી ત્યાંથી જ સાચા ક્રોધનો ઉદય થાય છે.

વેર અને ક્રોધ વચ્ચે પણ ખાસ અંતર નથી. ક્રોધ જલ્દી વ્યક્ત થઈ જતાં હૃદય ખાલી થાય છે. વેર હૃદયમાં ઘણા વખત સુધી ટકે છે. અને જ્યારે બહાર પ્રગટે છે ત્યારે જ્વાળામુખીની જેમ ભભૂકે છે ને સામી વ્યક્તિને ખેદાનમેદાન કરી નાખે છે ક્રોધ જેવો ઉપજે છે એવો જ બહાર વ્યક્ત થતાં ક્રોધી વ્યક્તિને વિચાર કરવાની કે યોજનાઓ ઘડવાની તક નથી મળતી જ્યારે વેરને બહુ જ સગવડો મળે છે. આથી વેર બહુ ભયંકર ગણી શકાય. માનસશાસ્ત્રીઓએ એવું પુરવાર કર્યું છે કે જે જીવોને ધારણાશક્તિ (Retentivity) હોય છે—એટલે જે જીવો પાછલા અનુભવોને યાદ રાખી શકે છે—તેમના મનમા વેર નિવાસ કરી શકે છે. આથી બાળકો ને પ્રાણીઓને કોઈ સાથે વેર નથી હોતું. બિલાડી ઉંદરને મારે છે એની પાછળ વેર કરતાં પ્રબળ જિજીવિષા કારણભૂત હોય છે. બાળકો આથી જ ક્રોધવશ થઈને પોતાને મારનાર માતાની સોડમાં તુરત લપાઈ શકે છે.

ક્રોધનું એક પ્રાથમિક રૂપ બડબડાટ છે. એમાં મારામારીની સંભાવના જ નથી રહેતી. બડબડાટ એ પણ માનસિક દુર્બળતા તો છે જ અને આથી એ ઘરડાંઓ ને રોગીઓમાં વધુ જોવામાં આવે છે. જ્યારે કાંઈ નીપજશે નહીં એવું લાગે છે ત્યારે વ્યક્તિ પોતાની જાત પરનો કંટાળો વ્યક્ત કરવા માટે એકાંતમાં બડબડ્યા કરે છે અથવા માથાં ફૂટે છે. જો કે પોતે માથાં ફૂટશે એની કોઈને પડી છે! એવું જાણ્યા પછી જ ઘણી સ્ત્રીઓ આવું કરતી હોય છે જેનારને આમાં મૂર્ખતા લાગે પણ મૂર્ખામી જેવું કાંઈ હોતું નથી.

ટૂંકમાં ક્રોધ એ એક માનસિક વિષમતા સૂચવનાર મનોભાવ છે. ક્રોધી વ્યક્તિથી સૌ કોઈ બીએ છે ને એનો 'પારો ઊંચો ગયો છે' કહી સૌ એનાથી દૂર ભાગે છે. ક્રોધી વ્યક્તિઓને સમાજદ્રોહી બનતાં વાર નથી લાગતી આથી ક્રોધના રોગમાંથી મુક્ત થવા માટે શું કરવું જોઈએ એ વિચારવું રહ્યું. જેના પર ક્રોધ ઉપજ્યો હોય એના માનસનું ને કાર્યનું વિશ્લેષણ કરવાની ટેવ, પોતાને સામાની સ્થિતિમાં મૂકીને વિચારવાનો પ્રયત્ન, દરેક પ્રશ્ન પરત્વે સહાનુભૂતિપૂર્વક જોવાની તત્પરતા, શાંત રીતે કાર્ય કરવાની આદત અને સમાજનાં દૂષિત અંગો પ્રત્યે વિશાળ દૃષ્ટિ કેળવવાનો યત્ન ક્રોધ ઉપર કાબૂ મેળવવામાં સહાયભૂત નીવડશે. બાકી 'ક્રોધનું દમન કરો' કે 'ક્રોધ કરવો એ પાપ છે' એવાં સૂત્રો શાળામાં કે મંદિરમાં ટીંગાડવાથી એને જીતવો સહેલો નહીં બને. કામને જીતનારા વીરલા ક્રોધને નથી જીતી શકતા એવું સબળ દૃષ્ટાંત મંદિરોના અનેક મહંતો પૂરું પાડે છે.

આથી સામાજિક જીવન કેમ જીવવું એ શીખવનારા શિક્ષકો ઉપર ભાવિના નાગરિકોમાં સ્વભાવની સાલસતા ને નમ્રતા કેળવવાની જવાબદારી છે. આપણા શાળાધિપતિઓ, માબાપો, લોકનેતાઓ ને અમલદારો જીવનમાં નમ્રતા ઉતારે તો ક્રોધ નિવારવા માટે યોગ્ય સામાજિક વાતાવરણ સર્જી શકાય. પરંતુ એ માટે તો આખાય સમાજે પુરુષાર્થ કરવો પડશે ધાર્મિક ઉપદેશો દ્વારા આ પ્રશ્ન હલ નહીં થઈ શકે.

[ આવતે અંકે : 'નિરાંત' ]

★

# નવી ઘડિયાળની જૂની ચાવી

ગુણવંતરાય આચાર્ય

'મંગળસૂત્ર' નામની કર્તાની તાજેતરમાં પ્રગટ થનારી લાંબી સામાજિક નવલકથાનું આ પ્રકરણ વાંચતાં એવો રસ વહેવા લાગે છે કે આખી નવલકથા વહેલી તકે મેળવવા મન તલપાપડ થાય. લેખકની વહેતી કલમની એકધારિતા અને વાચકને જકડી લેતી પકડ આ એક નવી જ નવલકથાથી ગુજરાતને વધુ વહેતું વાતાવરણ આપી જશે.

શિવકોરનાં હાડ નાનાં. ને શિવકોરની શારીરિક તાકાતની મર્યાદા. નીહારનાં હાડ મોટાં શરીર તંદુરસ્ત ને ઉઠાવ આખોય ભાઈડા છાપનો. એટલે એ ધારે તો સાચે જ શિવકોરનાં હાડેહાડ ભાંગી શકે. એ ન ધારે એવું પણ નહિ. એટલે, નઠોર ને મારકૂટ કરતા ધણી પાસે પગ મૂકતાં કોઈ નવોઢાને સંકોચ થાય એટલો સંકોચ શિવકોરને નીહારિકાના ઓરડામાં પગ મૂકતાં થયો.

એને આવતી જોઈને નીહારિકા ઊભી થઈ. એની સામે ગઈ. એનો હાથ પકડીને પોતાના ખાટલા પાસે ખેંચી લાવી. ખાટલા ઉપર બેસારી.

'બોલ, હવે તું શું કહેવા માગે છે?' મોટી આંખો કાઢીને શિવકોરના લાલચોળ બનેલા કાનને એક છેલ્લો વળ આપીને એ બોલી. શિવકોર ખાટલા ઉપરથી અરધી ઊભી થઈ ગઈ: 'એ...એ...એ... મારો કાન તૂટી જશે' શિવકોરે આજીજી કરી.

'ભલે તૂટી જાય.' નીહારે એના કાનને પડતો મૂકીને એનું કાંડું પકડયું, ને એ નાસી ન જાય માટે પકડી રાખ્યું: 'વાહિયાત વાતોથી મારા કાન તેં ફોડી નાખ્યા છે. બોલ તું શું કહેવા માગે છે?'

'હું તો કાંઈ કહેવા મ ગતી નથી.'

'ભલા એક તો વાત કર. ટપાલમાં કાગળ નાખવાની વાતમાં તારું શું જતું હતું! શા માટે તું મને એ પ્રેતઘરમાં લઈ ગઈ?'

'ઓહ. મ રા બાપ રે! આટલા સારું મારાં હાડકાં તારે ભાંગવાં હતાં? તો લે ભાંગ. મેં તો જાણ્યું કે મેં તો વળી કોણ જાણે કેવો વાંક કરી નાખ્યો હશે!'

'તો પહેલાં બોલ. તેં કયો વાંક ધાર્યો હતો?'

'નથી કહેતાં જાઓ.'

'બોલ. નહિતર જોયા જેવી કરીશ હો!'

શિવકોર બે હાથે નીહારિકાને બથ ભરીને એની ઉત્તુંગ છાતી વચ્ચે પોતાનું નાનકડું મુખ દબાવીને બોલી:

'કરો જોયા જેવી. નથી કહેતાં.'

નીહારિકાએ શિવકોરનું માથું જોરથી છાતી સાથે દબાવ્યું. બીજે હાથે એની કમરને ભીંસ દીધી.

'એ મરી ગઈ. મરી ગઈ. કહું છું.'

'બોલ.'

'તમને તો પેલા કેદીઓ પાસે વાંક કબૂલાવના ફોજદાર નીમવા જોઈએ.'

'આડી વાત કર માં. નહિ તો...'

'ભાઈ સાહેબ, કહું છું. શું પૂછો છો?'

'તો તને પોતાને તારો વાંક કયો દેખાયો હતો એ કહે એટલે હું તને, મને શું વાંક લાગ્યો હતો એ કહું.'

'બાપ રે, તમે જમ જેવાં છો. સીધી વાત મૂકતાં જ નથી.'

'તને તો સીધી નહિ મૂકું આજ.'

'તો મને તો એમ લાગ્યું કે તમારા મનમાં એમ વસ્યું છે કે મને પેલા મોતીલાલ સાથે વધારે પડતી હેત પ્રીત થઈ ગઈ છે ને તમને એ ગમતું નથી.'

નર્યા આશ્ચર્યથી નીહારિકા શિવકોર સામે જોઈ જ





રહી. થોડીવાર તો એ આ ઢીંગલી જેવી છોકરીને તાકી જ રહી.

'અરે જડભરત. આ તુક્કો કયાંથી ઉઠાવ્યો! કે...પછી...પછી...હરામખોરી કરે છે?'

'હરામખોરી! શેની?'

'તને એમ તો નથી ને કે આવો તુક્કો ઊડા ડીશ તો મને અદેખાઈ આવશે!'

'અદેખાઈ? એ વળી નવો તુક્કો તમે શેનો ઊડાવ્યો?'

'સાંભળ એ ય ઢીંગલી. ખટકી જેવી છો ને તને મારા ખિસ્સામાં લઈને ફરૂં એવી હું છું હો. તુક્કો હોય તો તુક્કો ને મનમાં હોય તો મનમાં પણ યાદ રાખજે શિવલી! આવું કાંઈ થાય તે દિવસે તારાં હાડકાં તો શું પણ તારી જીવતાં ખાલ ઉતારીશ હો. ભૂલતી નહિ હો. હું ભલે નવા જમાનાની છોકરી રહું ને ભલે ભણેલી-ગણેલી હોઉં પણ તારો 'ધણી' તો પંદરમી સદીનો છું હો.'

'તમે તે શું ગાંડી વાત કરતાં હશો નીહાર!'

'હા. ગાંડી કે ડાહી. પણ મારી વાત સમજી ને! હું ખૂબ અદેખી છું. ખૂબ અદેખી થઈશ હો. હું તારી આસપાસ લાલ લાલ વાદળાં જ જોઈશ હો.'

'ગાંડી વાત કરો માં. ધણીપણાંની કેટલીયે વાતોથી હું થાકેલી છું નીહાર. ને એ તો સાત ભવ ચાલે એટલો થાક છે. ધણીપણાંની કેટલીક વાતની હું ભૂખી છું. એ મને તારી પાસેથી ધરાઈ ધરાઈ ને મળે છે. નીહાર તું કોઈક દિવસ પણ પારકી થશે. હું કોઈ દિવસ આ ભવમાં પારકી થવાની નથી.'

'તો બસ.' નીહારે શિવકોરને ખૂબ વહાલ કરીને પોતાના ખોળ માં એનું માથું મૂક્યું. એના આખાયે દેહ ઉપર એનો હાથ ફરી રહ્યો: 'તારી જીવતાં ખાલ ઉતારવાની વાત તો પૂરી થઈ. તે હું જે દિવસે પારકી થાઉં તે દિવસે મારી જીવતાં ખાલ ઉતારવાનું તને તાંબાને પતરે લખી આપું. બસ? ને એમાંય ધારદાર છરી નથી. પણ છરીયે બુઠ્ઠી વાપરજે જા. હવે વાત રહી ખાલી તારાં હાડકાં ભાંગવાની જ. બોલ તો ખરી, મને તું એ ઘેર શા માટે લઈ ગઈ?'

'ઉલટો ચોર કોટવાળને દંડે એવી વાત કરવા માંડી હવે તમે! હું તો એકલી જતી હતી. તમને કોણે ચોખા મૂકયા હતા આવવાના?'

'અરે કભારજા. ચોખા તેં મૂક્યા હતા. ને જુલમ પણ તેં જ કીધો હતો.'

'મારો કાન હજી દુખે છે. મારી છાતી હજી દુખે છે. મારાં હાડકાં હજી કળે છે ને ચોરીની માથે શીરજોરની જેમ માથેથી કહે છે કે: તેં જુલમ કર્યો હતો! સિંહને કોણ કહે કે તારું મોઢું ગંધાય છે?'

'અને મારી છાતીમાં જે ભડકો ઊઠ્યો છે, મારા માથાની નસેનસમાં કાળી બળતરા થાય છે, ગાંડા હાથીની જેમ બધું જ તોડીફાડીને છુંદી નાખવાની વૃત્તિ થાય છે એનું કાંઈ નહિ એમ ને? ઓ બાપ! અંધારામાં અંધારૂં ખડકયું હોય એવો એ જાણે :પંખીનો માળો...કાબરની નાત વસી હોય એવાં કંગાળ ને કજીઆળાં છોકરાં...શિકારીને હાથે જખમાયેલાં હરણાં તરફડતાં હોય એવાં એ માનવીઓ ...શા માટે એ બધાં તેં મને બતાવ્યાં? શા માટે તું ત્યાં લઈ ગઈ? વાત કર. મને જવાબ તો દે કે શા માટે તેં મારી સોનેરી સૃષ્ટિમાં આ ભૂતાવળો ઊભી કરી?'

'પણ હું હજી કહું છું કે તમારે ત્યાં આવવાની કોઈ જરૂર જ ન હતી. ને તમારે ત્યાં આવવાની કોઈ ફરજ ન હતી. કામ મારું હતું. મારે કરવાનું હતું. હું કરવાને જતી હતી.'

'એટલે કે હું તને એકલી જવા દઉં એમ તેં માની લીધું. એમ ને!'

'જે મારા તરફ તમારી એટલી મમતા છે તો પછી મારે ખાતર તમે એ વાતો જીરવી કેમ નથી લેતા?'



નીહારિકા કાંઈ બોલી નહિ. કેવળ શિવકોરના માથા ઉપર હાથ ફેરવી રહી. થોડીવાર એ જાણે એના મનનાં ઊંડાણમાં ઊતરી ગઈ. પછી જાણે એમાં ડૂબકી મારીને કાંઈક લાવી હોય ને લાવેલું પ્રકાશમાં જોતી હોય એમ અર્ધાં સ્વગત બોલી : 'આમાં માણસો જીવી કેમ શકતાં હશે? ને જીવી શકતાં હોય તો જીવતાં શા માટે હશે? ને...ને...ને...મારું તો કાળજું જ બેસી ગયું હતું ને શિવકોર તો જાણે એ વાતાવરણનો એક ભાગ બની ગઈ. આમ શા માટે? એમ શા માટે હશે...શું અભ્યાસ, બહોળો અભ્યાસ, ઊંડો અભ્યાસ, અનુભવની ગરજ સારે નહિ એમ કેમ હશે...એમ શા માટે...?'

શિવકોર ખોળામાંથી ઊભી થઈ. બાજુમાં બેઠી ને એણે નીહારિકાનું માથું પોતાના ખોળામાં ખેંચ્યું. આખાયે અંગ ઉપર હાથ ફેરવતાં, નીહારિકાના માથામાં એના ઝૂલ્ફાંઓની વચમાં આંગળીઓ ખેંચતાં ખેંચતાં શિવકોરે કહ્યું :

'એ એટલા માટે નીહાર, કે હું એ જ કાદવમાંથી, એ જ ખાતરમાંથી આવી છું. આજ સુધી એ જ અંધારામાં એ જ ધૂમાડામાં એ જ કળકળાટમાં રહી છું. મને તો અહીં જેટલું લાગે છે એટલું ત્યાં નવું ન લાગે. સુખી માબાપની તું દીકરી. સ્નેહાળ માતાની પુત્રી...તેં એ બધું ક્યાંથી જોયું હોય ને શા માટે જોયું હોય? ભગવાન તને કદીયે ન બતાવે.'

નીહારિકા શિવકોરની છાતીમાં માથું દબાવીને પડી. ક્યાંય સુધી પડી રહી. પછી ઊંચી નજર કરીને એણે પૂછ્યું : 'તેં ત્યાં ચા પીધી ખરું ને? તને એ કેમ ભાવી? મને તો લાગ્યું કે હું તો એ આખીયે જમાતનું ઝેર પી રહી છું!'

'તને તો એની ચા ઝેર જેવી લાગતી હતી. પણ હું તો ઝેરને ચા ગણીને પીવા તૈયાર હતી. ને ઘણુંય તૈયાર થાય છે ત્યાં.'

'પણ શિવકોર, એ બધાં જીવનનો અર્થ શો? શા માટે માનવીએ એમ જીવવું જ જોઈએ? સારી રીતે જીવી ન શકાય તો શું સારી રીતે મરી પણ ન શકાય? એકાદ મૉટર, એકાદ રેલગાડી, એકાદ સ્ટવ, ચાંગળું અફીણ...એ અંધકાર, એ વલોપાત, એ કંગાલિયતનો સદાને માટે અંત લાવનારાં છે. તો પછી એમ કેમ કોઈ કરતું નથી? માનવી શા માટે માનવી થઈ ને આ રીતે જીવવાનું કબૂલ જ કરે? શા માટે આમ જીવવા માટે જીવતાં રહેવાની સક્ ના નહિ પાડે?'

શિવકોરે નીહારના ગાલો પંપાળ્યા. જોરથી ધમતી છાતી ઉપર પોતાનાં આંગળીનાં ટેરવાં રમાડવાં માંડ્યાં : 'એનો જવાબ હું આપું. તમારા માનસશાસ્ત્રમાં એનો જવાબ નથી. મારા અનુભવશાસ્ત્રમાં એનો જવાબ છે. નીહાર, જીવવું સહેલું નથી. પણ મરવું દોહ્યલું છે. પચાસ કે સો જ માણસોને આવું જીવન જીવવાની ફરજ પડે છે એના પ્રગટ વિરોધ તરીકે સામી છાતીએ જાહેરમાં આપઘાત કરે તો કદાચ આ સમાજ, આ બંધન, બધું જ ઊંધુંચતું થઈ જાય. પરંતુ...પરંતુ...ધરતી ઉપરની બધી ભૂખ મરે છે...ગમે તે ભોગે જીવતા રહેવાની ભૂખ મરતી નથી. નીહાર! હું આંખો બંધ કરું છું ને મારી આંખ આગળ ભર બપોરના સળગતા મધ્યાહ્ન નીચેનો એ નદીની વચ્ચેના ભમ્મર કૂવાનો કૂવા-કાંઠો મને દેખાય છે...કૂવામાં પડીએ ને ડૂબાય નહિ તો? એક દાખલો એવો એ જ કૂવાનો વરસ પહેલાં જ બન્યો હતો. એક બાઈ કૂવામાં પડી હતી. ને જેવી પહેલી વાર ઊંચે આવી કે કૂવાની કિનારમાંથી નીકળતા પથ્થરને વળગી પડી ને બૂમો પાડવા માંડી હતી : 'હું આપઘાત કરું છું. મને કોઈ બચાવો.' એટલે હું મારા ખોળામાં પથરા ભરતી હતી......કે ઉપર અવાય જ નહિ...નીહાર, ત્યારે મને શું વિચાર આવતા હતા એ ખબર છે? ક્યાંક સરખું પડાશે નહિ ને વાગશે તો?...નીહાર, જ્યારે જીવવું સહેલું નથી હોતું ને, ત્યારે મરવું તો બહુ દોહ્યલું છે...'

નીહાર એકદમ ઊભી થઈ ગઈ, શિવકોરને જોરથી ભીંસી રહી : 'ને તું જીવતી રહી...જીવતી રહી...





તો...તને મારી બા મળી ગયાં...હું મળી એ તો હું તને કહેતી નથી. કેમકે હું તો તારા ઉપર હક્ક કરતી આવી છું. ને તને તો મારી મિલ્કત જ સમજું છું ને સમજીશ. પણ માસીબા તને મળ્યાં...શિવકોર, આ લોકોને ય માસીબા ન મળે!'

શિવકોર જરાક હસી: 'માસીબાને તો તમે ભોળાં માનો છો ને પેટછૂટી વાત કહું તો મૂરખ પણ ગણો છો. તો માસીઓ માગો છો ત્યારે...તમે ...કાંઈ નહિ કહું.'

થોડીવાર બેય ચૂપ જ રહ્યાં. પાંચ મિનિટ કાંઈ ને કાંઈ ચાળા નખરા કે બોલ વગર જતી ન હતી તેઓ પા એક કલાક સુધી એમ ને એમ પોતપોતાનાં વિચારોને વાગોળતાં બેઠાં રહ્યાં.

આખરે નીહાર બોલી: 'શિવકોર, સરલાનો વર માંદો હતો ને તેં કહ્યું કે એને ક્ષય નથી ત્યારે એ બેય તારે પગે પડ્યાં. ત્યારે મને કોણ જાણે શું થઈ ગયું!'

'હા બીચાર ને ચાર છ મહિનાની પણ આશા તો મળી ગઈ.'

'કેમ ચાર છ મહિના! તેં તો એમને જુદી જ વાત કહી હતી ને?'

'એમને તો શું હું સાચી વાત કરી શકું! ત્રણ નાનાં નાનાં બાળકોની કંગાલ માતાને હું કયા મોઢે કહી શકું કે એના બાળકો ને એના પોતાના જીવનનો આધાર તો પાંગળો છે. કાચો છે. હું કઈ રીતે કહી શકું, નીહાર, એને કે તમારો ભય સાચો છે. તમારા પતિનું આવરદા લાંબું નથી.'

'બાપ રે!'

'હું જૂઠું બોલી. શું કરું? ઈરાદાપૂર્વક જૂઠું બોલી. શું કરું?'

'બીચારાની નોકરી ગઈ છે. બીચારીનો ભાઈ કોણ જાણે ક્યાં સુધી ઇસ્પિતાલમાં રહેશે! ને બહાર નીકળશે ત્યારેય કોણ જાણે કેવો નીકળશે?'

'મેં તો એને બોલતાં બોલી નાખ્યું કે એની નોકરી પાછી અપાવીશ. પણ એ માણસ કામ કરી શકે એમ તો નથી.'

'એ તો જાણે બહુ ઉપાધીની વાત નથી. રૂપિયા તો સો સવાસોનો સવાલ છે. આમેય આપણે મોતીલાલનું તો માથે લીધું છે ને? માસીબાને કહેશું. એ બાપુજીને કહેશે. ને બાપુજી ના પાડશે તો આપણે આપશું.'

'મારા નીહાર...!'

છૂટાં પડીને નીહારે કહ્યું: 'મારો અભ્યાસ, મારા વિચારો મારું બધું જ કોઈ જાતની સખાવતની સાફ ના પાડે છે. પણ...પણ...તારે ખાતર...તારે ખાતર. મારો અભ્યાસ, મારી તાલીમ, મારું વાચન અને મારું આખું યે ચિત્તંત્ર સખાવતની ના પાડે છે. જગતનાં તમામે તમામ દર્દ, તમામે તમામ કંગાલિયત, તમામે તમામ અન્યાયો, તમામે તમામ અત્યાચારો સખાવતમાંથી જ જન્મે છે. સખાવતથી જ ફાલે છે ને સખાવતથી જ ટકે છે. આજ અત્યારે એ અંધારી ખોલી, એ પામરતા, એ નરી અસહાયતા, એ અંધારાનાં પડખે મારી પાસે કાંઈક કરાવી ગયાં. કાંઈક કહી ગયાં. પણ કાલે સવારે એ આખી વાત ઉપરથી આજની વિકૃતિનો રોગાન ઊખડી જશે. ને એનાં યથાસ્થિત સ્વરૂપમાં મને દેખાશે. પણ આજ તો શિવલી, જીત તારી છે.'

'ભણીભણીને નીહાર, તારું મન એવું થયું છે કે તને આ દુનિયામાં બધી જ વાતનો તાગ લેવાનું જ સૂઝ્યા કરે છે. ને આ દુનિયામાં કોઈ વાતનો તાગ લેવા જેવું હોતું જ નથી. દેવનો ય પીછો નહિ લેવો એમ ઘરડેરા કહી ગયા છે ને અનુભવનાં વેણ છે. મનમાં શ્રદ્ધા રાખવી. ને જે થાય એ જોવું ને જે પડે એ વેઠવું. એમ કરીએ તો જ દુનિયામાં રહેવાય નહિ તો કાલે ગાંડા થઈ જઈએ.'

'એ તો બધું ધર્મગુરુઓનું, કથાઓનું ને નાત જાતની પટલાઈનું ઝેર. શા માટે એક વાતનો તાગ



નહિ લેવો? તાગ ન લઈએ તો સમજાય કેમ? આ જગતમાં કોઈ કારણ કાર્ય વગર રહેતું નથી. કોઈ કાર્ય કારણ વગરનું હોતું નથી. ને બુદ્ધિથી કોઈ વાત ન સમજાય એ વાત હું માનતી નથી. માનવાની જ નથી. કોઈ ઠેકાણે કોઈ સ્થળે કોઈ સંયોગમાં એક ને એક બે થયા વગર રહેતા જ નથી ને કોઈ કાળે ત્રણ થતા જ નથી!'

'એ વળી મારા ગજા બહારની વાતો થઈ.'

'શિવલી!' નીહારે શિવકોરની આંખો સાથે આંખ મિલાવી : 'એ માળાનું નામ મારવાડીનો માળો. ને એના માલિક મારા બાપુજી એ તો તેં સાંભળ્યું ને?'

'માણસ પાસે પૈસા હોય તો મકાન લ્યે, ખરીદ કરે, ગીરો રાખે ને ભાડાં ખાય. એ તો ચાલતું આવ્યું છે.'

'એ મકાન એક અંધારો ગઢ છે. એ અંધારા ગઢમાં એક અંધારી ખોલી છે. એ અંધારી ખોલીમાં જેના જીવનમાં અંધકાર સિવાય બીજું કોઈ ભાવી નથી એવી એક કમતરીન ઓરત વસે છે. ઓરતનો ખાવિન્દ એ મકાનના માલિકની નોકરી કરે છે. એ નોકરીમાંથી એને રજા મળે છે. એ ઓરતના બેકાર ભાઈના મનમાં વેરનું ભૂત ભરાય છે. મકાન માલિકના એક કીર્તિ સમારંભમાં એ લાંબા ખાટલાનો અકસ્માત ભોગવે છે. એ ખોલીમાં બેકારી છે, કંગાલિયત છે. ને જ્યાંથી આશા ઊડી ગઈ છે ને કેવળ ધૂળ ધુંધવાય છે.ત્યાં આશા પૂરવા માટે એ મકાનના માલિકની પુત્રી 'સખાવત' કરે છે!'

'પણ તમે એમાં કાંઈ અજુગતું નથી કર્યું ને? ભલે મારે ખાતર કર્યું—કેમ કે તમે પૈસા એ કંગાલ ઓરતને નહિ, શિવલીને આપતાં હતાં એ તો મને ત્યાં જ સમજાતું હતું. એમાં તમને મુંઝવણ શેની છે? સખાવત એ તો શેઠિયા લોકની શોભા છે.'

'જે મને જ નથી સમજાતું એ તને કેમ સમજાવું? ને જે તું જ સમજી શકતી નથી એ મને કેમ સમજાવીશ? પણ એક વાત કહું. આ જગતમાં સૌથી પહેલો કદમ જ્યારે સૌથી પહેલાં એન્ડ્રૂફ્ને મળ્યો ત્યારથી સખાવત શરૂ થઈ!'

'છોડ ને હવે માથાઝીક નીહાર ને ચાલ સૂઈ જઈએ. વાંચ્યાં વાંચ્યાં તે વાંચીને ઠેઠ વિલાયતનર્ગે પેલી પાર નીકળી ગયાં. આપણા દેશમાં મારું માન તો વાંચન એ હવે મોટો રોગ ગણાવો જોઈએ. બધાય વાંચે છે. વાંચે છે ને વાતો જ કરે છે. કોઈને કામ કરવું નથી ને કામ કરે એ કાલી ને વાત કરે એ વા'લી જેવું થયું છે.'

'શું કહ્યું તેં શિવલી!' નીહાર પલંગ ઉપરથી ઊભી થઈ ને શિવકોર સામે તાકી રહી.

'માર્યા ઠાર!' શિવકોરે કહ્યું: 'મેં બાપલા, કાંઈ ન કહેવાજોગ કહી નાખ્યું હોય તો બે હાથ જોડીને માફી માગું. પછી છે કાંઈ? હું ક્યાં ભણેલી ગણેલી છું!'

'શિવલી! તારી વાત સાચી છે. ચપટી કામ કોથળા ભરીને પોથાં કરતાં વધારે કામનું છે. કામના પાયા વગરનું વાંચન, વાંઝિયું છે. તું આવડી બટકી ન હોત ને હું આવી હાડેતી ન હોત તો તને મારો ધણી કરું ને હું તારી વહુ થાઉં એવી વાત કરી તેં આજ. લે ઊઠ.'

'વળી ક્યાં?'

'ચાલ માસીબા પાસે જઈએ. સવારે મોતીલાલ પાસે જઈએ ને ત્યારે એને મારી વાત કરવી પડશે. વળી સરલા પણ વાત કરવા આવે એની પાસે, તે પહેલાં પાકું કરીએ'

'હા. એ વાત મને ગમી. હવે મારો નીહાર મને કાંઈક ધરતીનો લાગે ખરો. ચાલો જઈએ. પણ જુઓ. એક વાત. મારાથી કાંઈ લાંબી વાત ન થાય હો. માસીબાની ચાવી ચડાવવી એ તારા હાથમાં હો.'

'ચાવીઓ બધી ભલે ને મારા હાથમાં હોય. તું મને દેતાં શીખવજે એટલે બસ.'*

* ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ તરફથી પ્રગટ થનાર નવલકથા મંગલસૂત્રમાંથી. મૂલ્ય રૂા. ૫–૮–૦

# શ બ ન મ [૬]

અનુ૦ અ શો ક હ ર્ષ

જીવનમાં સ્ત્રીના પ્રેમથી વધુ સુંદર, વધુ પવિત્ર, વધુ ઉ ાત્ત બીજું કશું જ નથી એને માટે આપવો પડતા કોઈ ભોગ મોટો નથી, કેઈ કસોટી આકરી નથી, કેઈ વીતક ભયંકર નથી ત્રાસ, રીબામણી, વ્યથા અને મૃત્યુ—સઘળાંને એ પદદલિત બનાવી દઈ ને તેમનો ઉપહાસ કરે છે

*

નોકરશાહીનો મોટામાં મોટો દોષ તેની પોતાની જાતમા હદ ઉપરાંતનો વિશ્વાસ જ્યારે લોકોમાં વિશ્વાસની ઊણપમાં રહેલો છે

*

આપણે તા ે કરાએલાં શહેરો અને જીતાએલા દેશો વિષે સાંભળીએ છીએ, પરંતુ દેશો પરનો વિજય એટલે હૃદય અને આત્મા પરનોય વિજય નથી હોતો એ આપણે ભૂલી જઈએ છીએ અને છતાંય કયો વિજય એ દિરહમની પણ કીમતનો ગણાય, જે પરાજિતોને સંગીનની અણીથી કે ફાંસીના માંચડાથી તાબે રાખતો હોય? સાચો વિજય તો હૃદય પરનો વિજય છે—પ્રેમ અને નિષ્ઠા જેના ફૂલ અને ફળ છે, જે કર્તવ્યનો નાદ પડતાં કદી અફળ નહિ જાય ખરેખર, સાચો વિજય કદી 'તોપગર્જના'ઓથી ઊંચા સ્ફોટક દ્રવ્યોથી નથી મેળવાતો સઘળી સરકારો જે સાધવા મથે છે અને બહુ જ થોડી જે સિદ્ધ કરી શકે છે એવી એ શાસકો અને શાસિતો વચ્ચેની સંપૂર્ણ એકતાનું એ ફળ છે જે પરસ્પર સહિષ્ણુતા અને સમભાવ દ્વારા વર્ષાનુવર્ષ નરમ બનતું અને પાકતું આવે છે તસ્વીર નષ્ટ થઈ જાય છે જ્યારે પ્રેમ હયાત રહે છે

*

હું સઘળા જ ધર્મોને એકસરખા જ સારા માનું છું, કારણ એ સઘળા જ એકનું એક સત્ય શીખવે છે, એનું એક ધ્યેય ચીંધે છે—માનવીનો આધ્યાત્મિક પુનર્જન્મ પૂરા પાડે એ તો ધર્મનું ઓછામાં ઓછા મહત્ત્વનું અંગ છે હું તો એના આત્માને મૂલવું છું કોઈ પણ ધર્મનું મૂલ્ય રહ્યું છે તેના આધ્યાત્મિક પરિમળમાં, આત્માને ઉદ્ધરવાના તેના સામર્થ્યમાં, માનવની પરિવર્તનક્ષમતામાં

*

જીવન કેવું ક્ષણિક છે, તેની સાથે જોડાએલી વસ્તુઓ કેવી મધુર છે! પરંતુ, અફસોસ એ બધી કેટલી ઝડપે વિનાશ પામે છે! મૃત્યુ સતત તેના તાકીદના અનિવાર્ય, અપ્રતિકાર્ય તેડા સાથે આપણું હોવું રહે છે

*

મસ્જિદમાં મે ઊંચી પાઘડીવાળા, મુલ્લાઓનો નિરર્થક અંગવ્યાયામ જોયો સરાઈઓમા મે મસ્ત મયકશોનો અખૂટ વાર્તાલાપ સાંભળ્યો, રસ્તાઓમાં મે આશા અને ભયથી વિહ્વળ માનવતાનો મહેરામણ ભળ્યો જીવતાઓની દુનિયામાં જ્યાં જ્યાં હું ગયો ત્યાં ત્યાં તુફાન, તાપ અને ઘર્ષણ જ જોયાં પરંતુ મૃત્યુ પામેલાઓનો આવાસ એની સંપૂર્ણ શાંતિ અને અક્ષુબ્ધ વિશ્રાંતિથી કેવો જુદો તરી આવતો હતો! એક વખતના પંથ કાપતા મુસાફરો આવતી કાલની ચિંતાથી મુક્ત બનીને, જિંદગીના ત્રાસથી અલિપ્ત બનીને, જગતના ફેરફારોથી જરાય ચલિત કે પ્રભાવિત થયા વિના ત્યાં આરામ લે છે પવનની મંજુલ લહેરો પક્ષીઓના મુબારક કલરવ, શાકગ્રસ્તોના શોકાકુળ અવાજ કે ધર્મગુરુની વિષાદપ્રેરક ક્રિયાઓ સિવાય એમની ગંભીર શાંતિનો કશાથી ભંગ થવા નથી પામતો થોડાંક વધુ વર્ષો, અને છેવટ માટી જ આપણું આચ્છાદન બની રહેશે.

*

જિંદગીમાં નરક કરતાં પણ વધુ ક્રૂરતા અને કદરૂપતાભર્યું ઘણું બધું છે

*

આપણે મૈત્રીમાં હદથી જ્યાદા વિશ્વાસ ન મૂકવો જોઈએ કે જિંદગી પાસેથી હદથી જ્યાદા અપેક્ષા ન



રાખવી જોઈએ; કારણ કે દરેકે દરેક ચીજ આપણી અપેક્ષા કરતાં નીચી—ઘણી જ નીચી રહે છે.

*

જે લખાઈ ચૂક્યું તે લખાઈ ચૂક્યું. તકદીર સામે કશાની કારી નથી ચાલતી. બંદગી, ભેટ, આંસુ કશાની નહિ. તકદીર આપણા એ પ્રયાસો પર હસતી હોય છે: જ્યારે મૃત્યુ આપણી નિરાશા પર.

*

આપણી શિક્ષણપદ્ધતિ એ એક જબરા ફારસ સિવાય બીજું શું છે—આત્મા વિનાનું શરીર, પદાર્થ વિનાનો પડછાયો! મિથ્યા જ્ઞાનથી આપણે મગજને ઠાંસી મૂકીએ છીએ અથવા તો નવી પરંતુ નિરુપયોગી વાતોના બોજા નીચે તેને કચડી મારીએ છીએ. આપણે નથી ઉપયોગી નાગરિક બનતા કે ન તો નક્કર વિદ્વાનો. રાજકીય સંતસાધુઓ અને બૌદ્ધિક નખરાબાજો—આપણી પ્રશસ્ત શિક્ષણપદ્ધતિનો આ છે પરિપાક. ચારિત્ર્યની કેળવણી અને અભ્યાસની સંગીનતા—આપણને જે જોઈએ છે તે એ; આપણે ખોટો ડોળ જતો કરીને ખરેખરી કીમતી વસ્તુને વધુ અપનાવીએ.

*

પશ્ચિમ સ્ત્રીની સ્વતંત્રતામાં માને છે જ્યારે પૂર્વ તેને બંધીઆર રાખવામાં; પરંતુ, ખરેખરી વિચિત્રતા એ છે કે પૂર્વ અને પશ્ચિમ બંને તેને શંકા અને વિશ્વાસની નજરે જુએ છે. અપૂર્વ તેનો એ અવિશ્વાસ ખુલ્લે ખુલ્લો જણાવી દે છે, જ્યારે પશ્ચિમ તે ન કહી શકાય એવી રીતે છુપાવી રાખવા મથે છે.

*

આહ! માર્ગભૂલેલા ભાઈને મોકળે હાથે ભેટતો અને પતિત બહેનને ચિરલાંછિત રાખતી સમાજ-રચનાનો શો દુર્વિપાક!

*

ક્રૂરતામાં, હૃદયહીનતામાં, લુચ્ચાઈમાં અને વૈરવૃત્તિમાં સ્ત્રીની બરાબરી કયો પુરુષ કરી શકે તેમ છે? તો પછી એને ટપી જવાની વાત જ ક્યાં રહી? ક્રૂરતાને એ લલિત કળારૂપે અપનાવી શકે છે; મધુરતમ સ્મિતથી, આવેશયુક્ત ચુંબનથી, હૃદયંગમ આશ્લેષથી તે જેવી ને તેવી સ્વસ્થતાપૂર્વક જુઠ્ઠાણું આચરી શકે છે. 'વીનસ (રતિ)! ખૂબસૂરત વીનસ! તું ખરેખર રાક્ષસી છે.' ઈસરાએલીઓમાં સૌથી વધુ હૃદયસ્પર્શી હાઇન્રિક હાઈને, તેં અમર શબ્દો આલેખતી વખતે જરા યે અતિશયોક્તિ નથી કરેલી.

*

પશ્ચિમ શાસનનું ગૌરવ જાળવી રાખે છે, પૂર્વ શાસકનું. પશ્ચિમમાં સમ્રાટ કાયદાને વશ છે જ્યારે પૂર્વમાં કાયદો સમ્રાટને વશ છે.

*

ધીર, ગંભીર, જિંદગીની ધૂળથી લબદાએલો બોલી ઊઠયો: 'અમીરીને અનેક મિત્રો છે. ગરીબીને કોઈ જ નહિ.'

*

મીઠા, આવેશયુક્ત આલિંગન સાથે પ્રેમી બોલ્યો: 'પ્રિય, તારો ખુદ ઓળો સુદ્ધાં પ્રેમની ન સમજી શકાય એવી ભીતિ અને પ્રેમની અનિદ્ર ઈર્ષા જગવી રહે છે. પ્રેમ શું હજારો ગેરસમજૂતો ઊભી નથી કરતો?

*

તું શું ખુદાને શોધવા, તારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા મક્કા જાય છે? મૂર્ખ! તારા પડછાયા કરતાં પણ જે વધુ નજીક છે તેને શોધવા માટે આટલે સુધી તું આવે છે? તારી અંદર જ જે રહેલ છે તેને શોધવા માટે આટલો લાંબો પ્રવાસ! ખુદા તને મળશે ખરો? તારા પોતાના અંતરમાં તેની શોધ કર. ત્યાં તને કાં તો એ અથવા તો શયતાન રહેલો જણાશે.

*

પવિત્રતાના ઠગારા બુરખા નીચે દંભી માણસ





ખુદ ધર્મસ્થાનને અપવિત્ર કરતો હોય છે અને છતાં પોતાનો જાહેર મેળો જાળવી રાખતો હોય છે

*

'અય પ્રભુના પેગમ્બર' શું તે જ એ નથી શીખવ્યું કે, માતા પોતાના નવજાત શિશુને ચાહે તે કરતાં પ્રભુ તેનાં મનુષ્યોને વધુ ચાહે છે?' એક જિજ્ઞાસુ સ્ત્રીએ પૂછ્યું 'તો પછી જહન્નમની કાયમી રીબામણી એ શાને આપે છે?' પ્રભુનો સંદેશવાહક નિરુત્તર બેસી રહ્યો એના ગાલ પર આંસુ વહી આવ્યાં, એના હોઠે કશો શબ્દોચ્ચાર ન કર્યો. અને, સંસ્કૃતિના ઉત્તમોત્તમ સામ્રાજ્યને હરરોજ ને હરઘડી આપણા તૃષ્ણાવેગનું આપણી લૂંટખાઉ ને વિનાશકારી તાનું નિર્ઘૃણ પ્રદર્શન દુનિયાને ખરેખર જહન્નમ બનાવી રહેલા આપણે—જ્ઞાન અને પ્રકાશની શેખી કરતા આપણે તો શી ખુમારી આપી શકીએ તેમ છીએ? આપણે શું ફિલસૂફની માફક એમ કહેવું કે, જે કંઈ છે તે બરાબર જ છે? કે પછી કવિની માફક અનિષ્ટનું અંતિમ ધ્યેય ઇષ્ટ હોવાની ઈશ્વર પૂર્ણતા માટે ઉત્સુકતાપૂર્વક રાહ જોવી?

*

જિંદગીમાં સુખી દિવસો કેવા વિરલ હોય છે એ આપણને ભાગ્યે જ માલુમ હોય છે

*

વર્ષામય દિવસ પ્રેમીઓને જે આનંદ આપે છે તેનાં ગીત રસ્કિન-કેરે ગાયેલાં છે, પરંતુ ચાંદની રાતોની તુલનામાં આવી શકે એવી કંઈ ચીજ છે? રહોને એ મીઠી મૂંઝવણ પ્રેરે રહે છે યુવાનોમાં ઉત્કટ આવેશ અને જિંદગીમાં, કમમાં કમ એક વાર તો, એનું અનુપમ સૌન્દર્ય એનો માદક આહ્લાદ કોણે નથી અનુભવ્યો હોય? રેલાતી મૃદુ ચાંદનીમાં નાહી રહેલી મુગ્ધ પ્રકૃતિમાં, જાણે પ્રણયોત્સવ ઊજવી રહ્યાં હોય તેમ ઉપરના શ્યામ આકાશમાં સ્વર્ગીય દીવડા સમ ઝગી રહેલા તારકોમાં, હૃદયરાણીનું સામીપ્ય અને પ્રેમ સિવાય કશો અન્ય વિચાર નહિ, તેના સંગીત સિવાય અન્ય કશો સૂર નહિ—એ પ્રણયોદ્યાનમાં હૈયાના ખુશનુમા તરંગો દોડાવે છે અને પ્રેમ પોતાનાં પ્રિયમાં પ્રિય સપના સેવે છે પરંતુ સત્વર, અફસોસ, કેટલો સત્વર એનો અંત આવી જાય છે! રાત વધતી જાય છે તારાઓ ઝંખા પડતા જાય છે ચંદ્ર નિસ્તેજ અને લાચાર બની વિશ્રાંતિ લે છે અને ત્યાં આવી પડે છે ક્રૂર કડવી અને છતાં મીઠી બેદરદી વિદાય! શું એ દૃશ્ય એ કનાકો પુનઃ પ્રાપ્ત કરી શકાય? શું એ આહ્લાદ પુનઃ અનુભવી શકાય? કદાપિ નહિ એકવાર અને માત્ર એકવાર જ પરદો ઊંચકાય છે

*

મેં ખૂબ લાંબા સમયથી પ્રાર્થના કરવાનું બંધ કર્યું છે, કારણ કે જે આપણી જરૂરિયાતો જાણે છે આપણી અપૂર્ણતાઓ માફ કરે છે અને જે આપણી ખુશામદથી પર છે તેની આપણે પ્રાર્થના કરવાની શી જરૂર?

*

સત્ય, ઋત, સચ્ચારિત્ર્ય—કીર્તિની ઉજ્જ્વળ ઊંચાઈએ દોરી જતા આ માર્ગો છે

*

માનવજાતિનો ઇતિહાસ એ સત્ય અને અસત્યના ધોરણો વચ્ચેના મેળ અને ફરી મેળ બેસાડવા સિવાય બીજું શું છે?

*

'પશ્ચાત્તાપ કર,' મરણાસન્ન કવિને ધર્મગુરુએ કહ્યું, 'પશ્ચાત્તાપ કર, કારણ કે તારી અંતઘડી આવી લાગી છે' 'આ યોગ્ય ન કવિએ કહ્યું, 'આલ્પો જા! મારે તો હજી એ જોવું છે કે મારાં પાપ જબરાં છે કે એની કરુણા જબરી છે!'

*

ધર્મ એ માનવીનો માનવજાત સાથેનો તેમજ પ્રભુ સાથેનો સંબંધ નિરૂપે છે કાયદાઓ તો માત્ર



માનવજાતના પર્યાયમાં માનવીનો સંબંધ વિચારે છે. એક માત્ર જિંદગીની દોરને સ્પર્શે છે; બીજો થોડા વર્ષો યાથી તે ઘોર સુધી—અને એથી યે આગળ શાસન ચલાવે છે.

*

સજલ નયને અને શોકાકુલ અવાજે સાકીએ ગાયું: 'તારાં રહસ્યોમાં કોઈનો વિશ્વાસ ન કરજે, તારો વિષાદ કોઈ કને વ્યક્ત ન કરજે, કારણ કે અહીં કશું સ્થયી નથી, કશું જ નહિ, પ્રેમ, શ્રદ્ધા કે મૈત્રી સુદ્ધાં નહિ. વસંતને પગલે પગલે જ પાનખર ચાલી આવે છે. અને જુઓ. પલ્લવિતતા ઘડીવારમાં પાકાં પીળાં પાનમાં પલટાઈ જાય છે. અને એવું જ તમામ પાર્થિવ વસ્તુઓનું છે. પ્રેમ અને ઉલ્લાસની આનંદમય મોસમ અને પછી એથી યે વધુ નિરાશા અને અંધકાર.'

*

એક ખોટ આપણને કદી યે લાગ્યા વિના નથી રહેતી; એક ખોટનો આપણે કદી અફસોસ કર્યા વિના નથી રહેતા. એ ખોટ છે જુવાનીની વિદાયની—જિંદગીના એ સોનેરી સમયની, જ્યારે વિજય માટે જગત આપણા પગ આગળ પથરાએલું હોય છે. જ્યારે આશાઓ અનંત હોય છે. શક્યતાઓ અગણિત હોય છે.

*

આશા! એ એવી બક્ષિશ છે જેને માટે આપણે જેટલો પાડ માનીએ તેટલો ઓછો છે. એ એવી બક્ષિશ છે જેનું સ્થાન પૃથ્વી કે સ્વર્ગમાંની બીજી કોઈ ચીજ લઈ શકે તેમ નથી. એ આખરી સહારો છે, ગમગીન માનવજાતનું એક માત્ર આલંબન.

*

જિંદગીની લીલીસૂકી વેઠ્યા વિના આપણે જિંદગી શું છે એ કદાપિ જાણતા નથી. આપણી ચકાસણી—કસોટી થયા વિના આપણે આપણી શી શક્તિ છે એ કદાપિ જાણતા નથી. માનવતા એ શું છે તે પણ આપણે કદાપિ જાણતા નથી હોતા. સિવાય કે આપણે સમૃદ્ધિનો આનંદ અને ગરીબીનો ત્રાસ વેઠ્યો હોય.

*

સ્ત્રીઓ પતિઓને પોતાનો હાથ આપે છે; પ્રેમીઓને પોતાનું હૃદય.

*

'પિતાજી,' દસ વર્ષની એક બાલિકાએ આજીજીભર્યા સ્વરે કહ્યું, 'પિતાજી, આખું યે ગામ જેના માટે આટલી ઉમંગથી રાહ જોઈ રહેલ છે. એ દરસાલ ભરાતા મેળામાં મને નહિ લઈ જાઓ?' 'ના, ના, મારા બેટા, રિવાજ એમાં આડે આવે છે અને સમાજનાં બંધન નડે છે.' બાળક ઊંડો નિઃશ્વાસ નાખતું બોલ્યું, 'તો શું મને કદી ય સ્વતંત્રતા નહિ મળે? મારે શું સદાને માટે આવા આનંદવિહોણા ગમગીન દિવસો ગુજારવાના રહેશે? શું બારીના સળિયા સિવાય ખુલ્લું આકાશ કે પ્રકાશ હું જોઈ જ નહિ શકું? હસતાં ખેતરો ને સુવાસિત ઉદ્યાનોમાં પગ મૂકવાને બદલે મારે આ જીવન કેદમાં જ રહેવું પડવાનું? પડદાપોશ આંખો સિવાય શું આ જગત અને તેનું અદ્ભૂત સૌન્દર્ય કદાપિ નિરખી જ નહિ શકાય? શું સ્ત્રીજાતિ સાથે મારે આ જ ક્રૂર ભાગ્ય ભોગવવાનું? એ શું ખુદાઈ આદેશ છે કે પછી ખુદગર્જ માનવીનો ચુકાદો?'

*

નિરર્થક ધ્યેય કદાચ પાર પાડી શકાય તેટલા માટે જિંદગીને ઘસી નાખવી અને અતિ ભયંકર વિફળ યત્નમાં નષ્ટ થવું—કેટલી યે આશાસ્પદ જુવાનીનું શું આ જ પામવું અને નિઃસત્વ તારતમ્ય નથી?

[ ક્રમશઃ ]

*

# ચાંદનીનાં અજવાળાં

## જવાનીના દિવસ

ઠંડી રીતે બાળી દેનારા જવાનીના દિવસ:
હોય છે રંગીન અંગારા જવાનીના દિવસ!

હો મિલન તો ફૂલથી પ્યારા જવાનીના દિવસ!
ને વિરહમાં સાપના ભારા જવાનીના દિવસ!

બાળપણને છૂંદી નાખીને ય ક્યાં સંતુષ્ઠ છે?
જિંદગીનું લોહી પીનારા જવાનીના દિવસ!

કેવી રીતે સામનો મારાથી બોલો થઇ શકે?
મારી સામે હોય છે મારા જવાનીના દિવસ!

કેટલા બાલિશ અને નાદાન લાગે છે જુઓ!
બાળપણને યાદ કરનારા જવાનીના દિવસ!

એમ ઠંડક જિંદગાનીભરની પામી જાય છે—
અગ્નિકુંડે કૂદી પડનારા જવાનીના દિવસ!

કંટકોને એ રીતે આશ્ચર્યમાં દે છે મૂકી—
કંટકોને ફૂલ ધરનારા જવાનીના દિવસ!

નાની એવી વાત પર ગંગા વહાવે છે કદી
મોતની સામે ય હસનારા જવાનીના દિવસ!

## પલ પલ

વાટ ન જો તું એની પલ પલ,
એ મૃગજળ છે, બોલ ન: 'જલ! જલ!'

તારા ગણતાં રાત ઢળી ત્યાં
આંખ થઈ તારાથી ઝલ ઝલ!

દીપ નથી કે બળી શકશે!
કેમ કરે છે ઓ દિલ! જલ જલ?

સ્મિતના સૂરજ ડૂબી ચાલ્યા—
આંખ થઈ જ્યાં જલથી છલ છલ!

રાખ સદા એ ઘૂંઘટ મુખ પર
હોય વસન જો એનું મલમલ!

મૌન અને વાણીનો સંગમ!
જંગલ નીરવ, ઝરણાં કલકલ!

મારી મસ્તી વાસ કરે છે
અણુઉ ઘડી કળિયોને દલદલ!

## જનાઝા

ગયા સ્વપ્નના દિન, નયન ખોલવા દે! નયનમાં ઊભા છે ખુશીના જનાઝા;
જુઓ અંત આવી ગયો પૂર્ણિમાનો, નીકળશે હવે ચાંદનીના જનાઝા.

## ગુલાબો

અમારા પગે ઠોકરો કેરી સાંકળ, તમારાં ચરણમાં વિજય ના ગુલાબો,
જુઓ કંટકો રમ્ય કેવા ધરે છે પ્રફુલ્લિત, સુવાસિત સમયનાં ગુલાબો!

શેખાદમ આબુવાલા

[ હવેના પ્રગટ થયેલ ગઝલ સંગ્રહ ચાંદનીમાંથી ]

વસુબંધુ

## પ્રકરણ ૧૯ મું (ચાલુ)

### ગાંધીદર્શન

> ગાંધીવાદને અનુસરનારો જે દંભી ગાડરિયો પ્રવાહ હતો, અને જે આજે પણ અવશેષની હાલતમાં જીવી રહ્યો છે એ આખા વર્ગે ગાંધીજીને એક બડા નિસર્ગોપચારક માની લીધેલા. જ્યારે એના ધડમાથાનો વિચાર કરીએ ત્યારે સમજાય છે કે ગાંધીજીની એમાં મોટી નિષ્ફળતા હતી. આગળ વધતી લેખમાળાનું આ પ્રકરણ એની જડબેસલાક દલીલો કરે છે.

#### વિજ્ઞાન

મહાત્માજીના યંત્રદ્વેષની પેઠે એમના વિજ્ઞાનદ્વેષનાં મૂળ પણ ઓગણીસમી સદીમાં છે.

ઓગણીસમી સદીના અપક્વ મૂડીવાદનાં ભયંકર પરિણામો જોઈને ઈંગ્લેંડમાં કાર્લાઈલ, રસ્કીન, વિલિયમ મોરીસ અને કાર્લ માર્કસ જેવા વિચારકો અને રશિયામાં ટૉલ્સ્ટોય જેવા વિચારકો એના કટ્ટર વિરોધીઓ બન્યા. મહાત્માજી પણ એ રીતે ઓછેવત્તે અંશે આ વિચારકોની છાયા હેઠળ આવ્યા, અને એમણે હિંદની વિશિષ્ટ પરિસ્થિતિ હેઠળ મૂડીવાદનાં અનિષ્ટોનું મારણ રેંટિયામાં જોયું. પણ કાર્લ માર્કસે ઈંગ્લેંડના જે મૂડીવાદ ઉપર લ્યાનત વરસાવી હતી, તે મૂડીવાદ અને આજના અમેરિકાના મૂડીવાદ વચ્ચે જમીનઆસમાનનું અંતર છે. છતાંય મહાત્માજીના યુવાવસ્થાના પૂર્વગ્રહો ઠેઠ વૃદ્ધાવસ્થા સુધી છુટ્યા નહિ. એ જ રીતે ડાર્વિનવાદના જમાનામાં ઈંગ્લેંડના ધર્મપુરુષોનું વિજ્ઞાનવિરોધી વલણ અને વૈજ્ઞાનિકોનું ધર્મવિરોધી વલણ, મહાત્માજીનો વિજ્ઞાનવિરોધ ઘડવામાં એક મહત્વનું કારણ હતું.

મહાત્માજીની છત્રછાયા હેઠળ દેશના ઉચ્ચ વિજ્ઞાનના અટપટા પ્રશ્નોના ઉકેલની તો આશા જ ના રાખી શકાય. પણ ગામડાનું જીવન ભૌતિક રીતે વધુ સુખી અને સહ્ય બનાવવા માટે પણ એમના તરફથી ક્યાંય પ્રાથમિક વિજ્ઞાનનોય વ્યાપક ઉપયોગ થયો નથી.

#### વૈદક

મહાત્માજીના અનેક પ્રસંશકો માનતા અને હજી પણ માને છે કે મહાત્માજી એક મહાન ચિકિત્સક હતા.

આ પ્રશ્ન પરત્વે મહાત્માજીનો પોતાનો શું અભિપ્રાય હતો?—

'ગાડીના ડબ્બાની રચના તરફ જોઈને મને કહે કે, મહાદેવ, હું ધારત તો ઉત્તમોત્તમ યંત્રકાર થઈ શકત. હું જે કોઈ વસ્તુ જોઉં છું, તેમાં તરત ખૂંચી જાઉં છું, અને મને તરત તેની રચનાના ગુણદોષો નજરે પડે છે. ગમે તેની ભૂલ હું પકડી શકું છું. મને તો લાગે છે કે ડૉક્ટરી કરત તો તો હું હિંદુસ્તાનમાં તો પહેલા નંબરનો ડૉક્ટર ગણાત, બધાને મારાથી ધ્રૂજાવત અને અનેક ડૉક્ટરો ખોટું કરતાં મારાથી અટકત. મારા જેવી ચિકિત્સા તો હજીયે કોઈ નહીં કરે એમ હું માનું છું. મેં જે જે કેસો ડૉક્ટરોને સોંપ્યા છે, તે ડૉક્ટરો મારી ચિકિત્સા અને માવજતથી અચંબો પામ્યા છે. હું જવા તો ધારતો હતો ડૉક્ટર થવા માટે, પણ મારા બાપા કહે કે ના, એ ચામડાં ચૂંથવાનું આપણે ન જોઈએ. મેં તો જઈને શરીરશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, પ્રાણીવિદ્યા શીખવા માંડેલી. પણ રોજ ને રોજ દેડકાં ચીરવાનું થતું જોઈને મારો વિચાર ફરી ગયો. વૈદકશાસ્ત્રના સારા અભ્યાસને ખાતર પણ જીવતાં પ્રાણીને ચીરવાની બહુ જરૂર નથી એમ મને લાગે છે.' ×

મહાત્માજીએ પોતે પોતાનું કરેલું આ મૂલ્યાંકન કેટલે અંશે સાચું છે? મહાત્માજી મહાન ચિકિત્સક હતા અથવા તો એમનામાં મહાન ચિકિત્સક થવાની

× મહાદેવભાઈની ડાયરી, પુસ્તક ચોથું. પાન ૧૧૫





અનેક અસિદ્ધ શક્યતાઓ ભરેલી પડી હતી કે કેમ ! મહાત્માજીએ ધર્મ અને રાજકારણના ક્ષેત્રમાં ઝંપલાવવાથી હિંદના અને જગતના વૈદકને ખરેખર ન પૂરી શકાય એવી ભયંકર ખોટ ગઈ છે ? મહાત્માજી સદીમાં એકવાર પાકતા માનવજાત પર ઇશ્વરના આશીર્વાદ જેવા, ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, હીપોક્રેટીસ, પૅરાસેલ્સસ, ઑસ્લર, હાનમેન, કે લિંડલ્હારની કોટીના ધન્વંતરી હતા કે પછી કેવળ પોતાની ભલી ધૂનોમાં કાયમ મસ્ત રહેતા એક તરંગી આત્મા હતા ! વૈદકના ક્ષેત્રમાં પંડિત કે પ્રતિભાશાળી પુરુષ તરીકે મહાત્માજીએ શો ચિરસ્મરણીય ફાળો આપ્યો છે ?'

આ અને આવા મહાત્માજીના વૈદકીય આચાર-વિચારને લગતા અનેક મહત્વના પ્રશ્નોની પૂરેપૂરી છણાવટ માટે તો એક નવું પુસ્તક જ માગી લે એમ છે. એ કામ ભવિષ્યના કોઈ અધિકારી અને અભ્યાસી લેખકની ઉપર છોડીને અત્યારે તો આપણે આ પ્રશ્નો ઉપર માત્ર ઊડતી નજર જ નાખીશું.

મહાત્માજીના અનેક અનુયાયીઓને હજી પણ એવો ભ્રમ છે કે મહાત્માજી એક મહાન નિસર્ગોપચારક હતા. હું પોતે પણ આ ભ્રમથી ઘણા વરસો સુધી હેરાન થયો હતો. મહાત્માજીની વૈદકીય કારકીર્દિના ઝીણવટભર્યા અભ્યાસ પછી મારો એ ભ્રમ ભાંગી ગયો.

જેમ હિંદુઓ અકબરને હિંદુ માનતા, મુસલમાનો એને મુસલમાન માનતા, અને પારસીઓ, ખ્રિસ્તીઓ અને જૈનો એને પોતાનો ધર્મબંધુ માનતા એ જ રીતે મહાત્માજીને નિસર્ગોપચારક માનતા, દાક્તરો ઍલોપેથીના અનુયાયી માનતા. વૈદો આયુર્વેદના ભક્ત માનતા. પણ વાસ્તવિક રીતે તેઓ આમાંના એકેય નહોતા. વૈદકના ક્ષેત્રમાં મહાત્માજી ક્યાં ઊભા હતા, અને ક્યાં જવા માગતા હતા એ એમના મહાદેવ દેસાઈ અને કિશોરલાલ મશરૂવાળા જેવા અત્યંત નિકટના અનુયાયીઓ પણ સમજી શક્યા નહોતા. એમના વૈદકીય ગોટાળામાંથી કોઈ પણ જાતની બુદ્ધિયુક્ત ગોઠવણ સર્જવાનું કામ આજસુધી સફળ થયું નથી સફળ થઈ શકે એમ નથી પણ આ ગરબડ ગોટાળાના આદિઅંત સમજવા બહુ જરૂરી છે.

મહાત્માજી પોતે સંત હોવાને કારણે અત્યંત કોમળ હૃદય ધરાવતા હતા. આ કારણે તેઓ જીવન-છેદનને (Vivesection) ધિક્કારતા. એટલે જેમાં જીવતછેદન ન હોય, એવી પદ્ધતિઓ તરફ એ આકર્ષાયા. એટલે એમનું લક્ષ નિસર્ગોપચાર અને આયુર્વેદ તરફ ગયું.

કોમળ હૃદય હોવાને કારણે એમને નર્સિંગનો ભારે શોખ હતો. અને એમાં તેમણે ઘણી સારી પ્રવીણતા મેળવી હતી. એને કારણે દાક્તરો એમના નર્સિંગની પ્રશંસા કરતા, જેને મહાત્માજી ચિકિત્સાની પ્રશંસા માની લેવાની ભૂલ કરતા. કારણ કે નિસર્ગોપચાર એટલે ૯/૧૦ નર્સિંગ, એમાં ચિકિત્સક દરદીને દવા અને દૈવની દયા ઉપર છોડી દેતો નથી.

રાજકીય રીતે મહાત્માજી અરાજકતાવાદી હતા. એટલે દાક્તરોનો સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તાનો દંભ એમને ખૂંચ્યો અને જન્મથી મરણ સુધીના માનવીના જીવનનો કબજો લેવાના ઍલોપેથિના પ્રયાસ સામે એમણે બળવો પોકાર્યો.

મહાત્માજી પોતે સાદાઈ અને સરળતામાં માનતા. એટલે ઍલોપથિની સામાન્ય માણસ માટે જટિલ જેવી દેખાતી ઇન્દ્રજાળથી એ અકળાઈ ઊઠ્યા આદર્શ સમાજનું એમનું સ્વપ્ન એ હતું કે, દરેક માણસ પોતે પોતાનું ખેડે, પોતે પોતાનું કાંતિ-વણે, પોતે પોતાના ઘરમાં રહે, પોતે પોતાનો ધર્મ પાળે અને પોતે પોતાની સારવાર કરે. સામાન્ય માનવી, ધર્મગુરુઓ, રાજાઓ, ધનિકો અને દાક્તરો જેવા સત્તાધારીઓના પંજામાંથી કેમ છૂટે એની એમને સતત ચિંતા રહ્યા કરતી. આ કારણે તેઓ નિસર્ગોપચારની સાદાઈ તરફ આકર્ષાયા



એ પોતે બ્રહ્મચર્યમાં માનતા, એટલે સ્વાભાવિક-રીતે જ એમને આયુર્વેદનાં કામોત્તેજક રસાયણો અને ભસ્મો તરફ અણગમો થયો. અને તેઓ નિસર્ગોપચાર તરફ વિશેષ વળ્યા.

આ કારણોને લઈ ને એમની વૈદકીય કારકિર્દીની શરૂઆતમાં એનો ઝોક નિસર્ગોપચાર તરફ હતો. એ ઉપરાંત દક્ષિણ આફ્રિકામાં એમને અતિશય પ્રભાવિત કરનાર ટૉલ્સ્ટૉયનો દાકતરો, એમની સારવારો અને ધતિંગો અને જીવનછેદન સામેનો અણગમો તો જગજાહેર છે. ટૉલ્સ્ટૉયના આ અણગમાએ મહાત્માજીનું નિસર્ગોપચાર તરફનું વલણ વિશેષ દૃઢ કર્યું.

મહાત્માજી પોતે એક પ્રચંડ ઇચ્છાશક્તિવાળા પુરુષ હતા. દરેક ક્ષેત્રમાં પોતાનો કક્કો ખરો કરાવવાનો એમનો પ્રબળ આગ્રહ હતો. નિસર્ગોપચારની બળવાખોર પદ્ધતિએ એમને દાકતરોના પંજામાંથી છૂટવાની અને પોતાનાં વૈદ્ય પોતે જ થવાની અમૂલ્ય તક આપી.

પણ એનો અર્થ એ નહોતો કે, મહાત્માજી નિસર્ગોપચારક હતા છેક ઈ. સ. ૧૯૧૫ની સાલમાં એમણે પોતાની આયુર્વેદ પ્રત્યેની શ્રદ્ધા વ્યકત કરી છે. એટલું જ નહિ, પણ એમણે ઍલોપેથિએ વિકસાવેલાં સેનિટેશનને એક સાર્વભૌમ ધર્મ તરીકે અને સર્જરીનો એક આપદ્ધર્મ તરીકે બહુ પહેલેથી સ્વીકાર કરી લીધો હતો.

મહાત્માજીએ વૈદકના ક્ષેત્રમાં ઝંપલાવ્યું તો ખરું, પણ દરેક ક્ષેત્રની પેઠે આ ક્ષેત્રમાં પણ એમણે પોતાના વિષયનો સાંગોપાંગ અભ્યાસ કરવાની બિલકુલ કાળજી રાખી નહિ પૂર્વ અને પશ્ચિમની વૈદકીય પધ્ધતિઓનાં સામ્ય અને વૈષમ્ય, એ દરેકની ઐતિહાસિક પૂર્વભૂમિકા, એ દરેકનાં જન્મની વિવિધ જરૂરિયાતો અને તેમની શક્યતાઓ અને મર્યાદાઓ જેવા અનેક મહત્ત્વના વિષયો વિષે મહાત્માજીનું મન લગભગ કોરી કિતાબ જેવું હતું એ. કેવળ 'અનુભવ' ઉપર આધાર રાખતા, અને તે પણ પોતાનો અનુભવ. ઇતિહાસનો કે સમૂહનો અનુભવ નહિ. વેદાંતી બાપાએ શાસ્ત્ર અને અનુભવની બે આંખો વડે માનવીને પોતાના મનની ઝાંખ ઊઘાડવાનો આદેશ આપ્યો છે. પણ ગાંધીવૈદકમાં તો શાસ્ત્ર તરછોડાયું અને અનુભવ સંકોચાયો. પણ પરિણામે એમનું વૈદક એક સ્વકેંદ્રિત, સંકુચિત અને સ્વચ્છંદી વૈદું બની ગયું.

મહાત્માજી માનતા કે પોતે દાક્તર થયા હોત તો પહેલા નંબરના દાક્તર થાત. પણ વૈદકીય આવડતવાળી દરેક વ્યકિતને જો ડીગ્રી મળે તો જ એ પોતાના ક્ષેત્રમાં ઝળકી ઊઠે એવો કોઈ અબાધિત નિયમ નથી. નિસર્ગોપચારના અનેક જર્મન અને ઑસ્ટ્રીયન અગ્રેસરો રીતસરની વૈદકીય તાલીમ પામ્યા નહોતા, એટલું જ નહિ પણ એમનાં કેટલાક તો સાવ અભણ હતા. નિસર્ગોપચારની વાત બાજુએ મૂકીએ તો અર્વાચીન કાળમાં પણ ઍલોપેથિના લૂઈ પાસ્તરથી માંડીને એડગર ચેવર ચુરશેલ સુધીના અનેક વિશ્વવિખ્યાત પંડિતોએ વૈદકીય પાઠશાળાનું મોઢું સરખું જોયું નહોતું. છતાંય વૈદકીય તાલીમનો સદંતર અભાવ એમની પ્રતિભાના વિકાસમાં અવરોધરૂપ બની શક્યો નથી, ઉલટું ભૂતકાળના જ્ઞાનભારથી મુક્ત હોવાને કારણે જ એમની પ્રતિભા નવીનવી સિદ્ધિઓનાં ક્ષિતિજો સર કરી શકી છે. જો આ બધા મહાપુરુષોને પોતાનો આત્મવિકાસ સાધવામાં કોઈ અંતરાય ના નડ્યો, તો મહાત્માજીને શા માટે નડવો જોઈએ ?

ખરી હકીકત તો એ હતી કે મહાત્માજી વૈદકના ક્ષેત્રમાં પ્રતિભા કે પાંડિત્ય બેનાંયો એકેય શક્તિ બતાવી શક્યા નહોતા. એટલું જ નહિ, પણ વૈદકીય વિષયો અને પ્રશ્નો પરત્વે એમની ગ્રહણશક્તિ એટલી મંદ હતી કે પોતાના જીવનના અંત સુધી ખૂબ પ્રયત્ન કરવા છતાંય એ હોમિયોપેથી અને બાયોકેમીસ્ટ્રીનાં મૂળ તત્ત્વો પણ પકડી શક્યા નહિ.

સ્વાભાવિક રીતે જ અધૂરા જ્ઞાન અને ઓછી આવડતથી શરૂ થએલી મહાત્માજીની આ ચિકિત્સા-





યાત્રામાં અનેક વિઘ્નો આવવા માંડયાં. એમણે એમના શરૂઆતના જીવનમાં કુહ્નને, જુસ્ટ અને ડચૂઈ જેવા લેખકો વાંચ્યા, અને પોતાના આગ્રહી સ્વભાવ મુજબ આ લેખકોના વિચારોનો નિષ્ઠાપૂર્વક અમલ કરવા માંડયો. એને પરિણામે અનેક સામાન્ય વ્યાધિઓમાં એમને અસામાન્ય સફળતા મળી, એટલું જ નહિ પણ દાક્તરોએ હાથ ધોઈ નાખેલા અનેક કેસો મહાત્માજીને હાથે સુધર્યા. પણ જ્યાં એમની આગળ હઠીલા, જટીલ અને ગંભીર કેસો આવવા માંડયા ત્યાં એમની નિષ્ફળતાઓ છતી થવા માંડી. પરિણામે એ વધુ પ્રકાશ માટે અનેક ખરાખોટા નિસર્ગોપચારકો તરફ વળ્યા.

પોતાની જન્મસિદ્ધ રાજકીય પ્રતિભાને કારણે મહાત્માજી રાજકીય ક્ષેત્રમાં જવાહર, સરદાર, રાજાજી, રાજેન્દ્રબાબુ, અને મૌલાના આઝાદ જેવા સમર્થ સાથીઓ શોધી અને સાચવી શક્યા, પણ વૈદકના ક્ષેત્રમાં એમનામાં આવી કોઈ જ મજાત પ્રતિભાનો અભાવ હોવાને કારણે એ યોગ્ય કામ માટે યોગ્ય વ્યક્તિઓ શોધી શક્યા નહિ અને અનેક ઊંટવૈદોની દંભી દવાઓનો શિકાર બન્યા. હિંદમાં આવ્યા પછી અનેક લેભાગુ ચિકિત્સકો નિસર્ગોપચાર શીખવાને બહાને મહાત્માજીની ભલામણથી એમના ધનિક મિત્રો પાસેથી પૈસા લઈને અમેરિકાની સહેલ કરી આવ્યા અને દેશનું કાંઈ દળદળ ફેડયું નહિ. પોતાની ભલમનસાઈના થતા આવા દુરુપયોગથી મહાત્માજી અકળાઈ ઊઠયા, અને આ બાબતમાં સામે છેડે જઈને બેઠા. અને ત્યાર પછી પોતાની પાસે આવતા દરેક સારા કે નરસા ચિકિત્સકને એ અમેરિકા જવાની મનાઈ ફરમાવવા માંડયા! એ દરેક નવા નિસર્ગોપચારકને સલાહ આપતા કે તમારે અમેરિકા જવાની જરૂર નથી. હિંદના ગામડામાં નિસર્ગોપચાર વિષે વિપુલ જ્ઞાન પડયું છે!

મહાત્માજીમાં નિસર્ગોપચાર પર પ્રભુત્વ મેળવવાની શક્તિ નહોતી. એને વિષે જાણવા માટે યોગ્ય માણસો કે સંસ્થાઓ ખોળવાની દૃષ્ટિ નહોતી અને પોતાની મર્યાદાઓ સ્વીકારવાની તૈયારી નહોતી. આ ત્રિવિધ પ્રતિકૂળતાઓ વચ્ચે એમના વૈદકનો વિકાસ થવા માંડયો.

અસહકારયુગ પછી એ જેલમાં ગયા. ત્યાં એમને એપેન્ડીસાઈટીસ થયું, અને એમણે એનું ઑપરેશન કરાવ્યું. વિરોધીઓએ ટીકા કરી, પણ મહાત્માજીએ પોતાના એ પગલાને વાજબી ઠરાવ્યું એમણે જો એમ કહ્યું હોત કે હું જેની ઉપર વિશ્વાસ મૂકી શકું, એવો નિસર્ગોપચારક મને ના મળ્યો, એટલે મારે વ્યવહાર પુરુષ તરીકે લાચારીથી ઑપરેશન કરાવવું પડયું, તો એ વાત એટલેથી ટૂંકી થાત. પણ એમણે પોતાના પગલાનો બચાવ કર્યો એટલે એમના શ્રદ્ધાળુ અનુયાયીઓ મહાત્માજીની મર્યાદાઓને નિસર્ગોપચારની જ મર્યાદાઓ માની બેઠા અને બીરલાજી જેવાએ તો જાહેરમાં લેખો લખ્યા, કે ઘણા નિસર્ગોપચારકો દાવો કરે છે કે અમે નિસર્ગોપચારની સારવારથી વગર ઑપરેશને એપેન્ડિસાઈટિસ મટાડીએ છીએ પણ આ દાવો સદંતર ખોટો છે!!

ત્યાર પછી નિસર્ગોપચારથી મેલેરિયા મટાડવામાં નિષ્ફળતા મળતાં એમણે ક્વીનાઈનનો સ્વીકાર કર્યો. રસીઓના પ્રશ્નમાં ઢીલું મૂકયું. દૂધના ત્યાગનો આગ્રહ જતો કરી બકરીનું દૂધ શરૂ કર્યું અને મરડો થયા પછી દાક્તરોની સલાહ માની. કાચા ખોરાકના પ્રયોગો પડતા મૂકયા. આ રીતે એમની શરૂઆતની સાદી પદ્ધતિમાં એલોપેથિનાં તત્ત્વો ભળ્યાં ત્યાર પછી એ અનેક વૈદોના પરિચયમાં આવ્યા. અને અનેક સારી ખોટી દેશી દવાઓ પોતાની પદ્ધતિમાં ભેળવી. એટલાથી સંતોષ ન થતાં હોમિયોપેથિને સમજવાનો પ્રયત્ન કર્યો. પણ એમાંય એમની હંમેશની ટેવ મુજબ હોમિયોપેથિના વિશ્વવિખ્યાત પંડિતો કે એની જગજાહેર જુગણી અને પ્રતિષ્ઠિત સંસ્થાઓ મારફતે સત્ય જાણવાનો પ્રયત્ન કરવાને બદલે, અનેક લેભાગુ લોકો પાછળ પાર વગરનો સમય બગડયો અને

છેવટે એ આખી પદ્ધતિ વાહિયાત છે એ નિર્ણય ઉપર આવ્યા.

જીવનના અંત ભાગમાં આ બધી સારવારો ઉપ-રથી એમની શ્રદ્ધા મોળી થઈ હો કે પછી બીજું કંઇ કારણ હો પણ એમણે રામનામનો ખૂબ ઉત્સાહપૂર્વક પ્રચાર કરવા માંડ્યો. અને ત્યાર પછી તો એ કોઈ પણ સિદ્ધાંત કે પદ્ધતિને અનુસરવાને બદલે એ દર્દી-ઓની સારવારમાં પોતાની દૈનિક ધૂનને જ અનુસરતા. એ એલોપેથિની સારવાર લેનારને નિસર્ગોપચારની ભલામણ કરતા, નિસર્ગોપચારની સારવાર લેનારને રામનામની ભલામણ કરતા, અને રામનામથી રોગ મટાડવા મથનારને એલોપેથિની ઇસ્પિતાલમાં મોકલી દેતા.

મહાત્માજીની આ બધી અગમ્ય પ્રવૃત્તિનું રહસ્ય એમના સિવાય જો બીજું કોઈ સમજી શક્યું હોય, તો સદ્દભાગ્ય ! શ્રી. મશરૂવાળાએ પોતાનો દમ મટા-ડવા માટે નિસર્ગોપચારની સારવાર લીધી અને એનો એમને ભારે કડવો અનુભવ થયો. પોતાના તત્વશોધક સ્વભાવ મુજબ એમણે મહાત્માજી પાસે નિસર્ગોપ-ચાર સામેનો પોતાનો વિરોધ નોંધાવ્યો. પણ મહા-ત્માજીએ 'તું કંઈ ન સમજે !' એમ કહીને આખી વાત ઉડાવી દીધી. એમના એક અત્યંત નિકટના અનુયાયી ગાંધી–વર્તુલના પોતાના મિત્રોને છડેચોક કહેતા કે 'બાપુ એવો દાવો કરે છે કે, હું મોટો સાયન્ટિસ્ટ છું. પણ સાચું પૂછાવો તો બાપુ એક મોટા ઊંટવૈદ્ય છે.' અલબત્ત, જ્યારે જાહેરમાં બોલવા લખવાનો પ્રસંગ આવે, ત્યારે એ મહાત્માજીની પેટ ભરીને પ્રશંસા કરતા.

મહાત્માજીનો મૂળ ઉદ્દેશ તો હિંદના કરોડો કંગાલ લોકો માટે એક સસ્તી, સરી અને સાદી સારવારની પદ્ધતિ શોધવાનો હતો. પણ એમણે વૈદકને જે વિચિત્ર સ્વરૂપ આપ્યું તેથી આમજનતા અચં-બામાં પડી ગઈ. જે મહાત્માજી આચાર અને વિચારની એકતા માટે આગ્રહ રાખતા, તે જ મહાત્માજી એક-બાજુ એમ કહેતા કે, 'ઇસ્પિતાલો એ પાપની જડ છે. તેનાથી માણસો શરીરનું જતન ઓછું કરે છે અને અનીતિ વધારે છે.'* તે જ મહાત્માજી બીજી બાજુ ઇસ્પિતાલોના પાયા નાખતા અને 'કમળા નેહરુ હૉસ્પિટલ' જેવી ઇસ્પિતાલોના વિકાસ માટે રાતદહાડો મથામણ કરતા. એ દૂધને એક જાતનો પ્રાણીઓ તરફનો અત્યાચાર ગણાવતા. તો પોતે બીજી બાજુ બકરીનું દૂધ પીતા. પોતે કાચા ખોરાકના અખતરા છોડી દીધા હતા, છતાં બીજાને તેની ભલામણ કરતા. એ એલોપેથિને વખોડતા અને છતાંય પોતાના તથા બીજાઓ માટે એની સારવાર લેતા અને અપાવતા.

આ બધી આચાર વિચારની અંધાધૂંધીથી આમજનતા એવા ભ્રમમાં પડી ગઈ કે, નિસર્ગોપચારના પ્રયોગો એ એવા ભીષણ તથા જીવલેણ અખતરા છે કે જેનો અમલ મહાત્માની ભૂમિકાએ પહોંચેલો માણસ જ કરી શકે ! સામાન્ય માનવીનું એ ગજું જ નથી. એમના કેટલાક અનુયાયીઓ એમનો એવો બચાવ કરતા કે, મહાત્માજી નિસર્ગોપચારમાં માનતા હોવા છતાં એલોપેથિની ઇસ્પિતાલોના પાયા નાખે છે, એ એમની હૃદયગત ઉદારતાની અવધિ છે. પણ આ બચાવ તદ્દન ખોટો હતો. કારણ કે જો મહાત્માજીને ઇસ્પિતાલો ખોલવામાં વાંધો ન હોય, તો એ જ મહાત્માજી દારૂના પીઠાં ખોલત ખરા ? આ પ્રશ્ન એટલા માટે મહત્વનો છે કે, અનેક જગવિખ્યાત નિસર્ગોપચારકોએ એ હકીકત ઉપર વારંવાર ભાર મૂક્યો છે કે, દારૂ કરતાં દવા વધારે નુકશાનકારક છે. અને લોકકલ્યાણની દૃષ્ટિએ દારૂનિષેધની ચળવળ કરતાં દવાનિષેધની ચળવળની વધારે આવશ્યકતા છે. જો મહાત્માજી ખરેખર ઉદારતાને કારણે જ એલો-પેથિની ઇસ્પિતાલો ખુલ્લી મૂકતા હોત, તો એ સામેથી એવી શરત કરી શકત કે, જીવતછેદનથી મુકત હોય એવી જ ઇસ્પિતાલો તેઓ ખોલશે. પશ્ચિમના દેશોમાં અનેક એલોપેથિની ઇસ્પિતાલો છે કે, જેમાં બિલકુલ જીવતછેદન થતું નથી.

* હિંદ–સ્વરાજ પાન. ૧૦૪





એ જ રીતે મહાત્માજી લસણુનો જે અમર્યાદ ઉપયોગ કરતા અને ભીનાઝાના જે પ્રયોગો કરતા એનો નિસર્ગોપચારની દૃષ્ટિએ કોઈ બચાવ થઈ શકે એમ નથી, લસણ અને ભીલામા જેવાં કામોત્તેજક ઔષધોના અમર્યાદ ઉપયોગને કોઈ શાણો નિસર્ગોપચારક પોતાની સમ્મતિ આપી શકે જ નહિ.

પોતાના શરીર ઉપર પોતાને ઠીક લાગે તેવા પ્રયોગો કરવા માટે મહાત્માજી સાવ સ્વતંત્ર હતા પણ પ્રશ્ન માત્ર એટલો જ છે કે એક વ્યક્તિ, પછી એ ગમે એટલી મહાન હોય, એની દૈનિક ધૂનો ઉપર એક આખા રાષ્ટ્રનું વૈદક રચી શકાય ખરૂં ?

આ તો એમના વ્યક્તિગત પ્રયોગોની વાતો થઈ. નિસર્ગોપચારની દિશામાં એમણે સંસ્થાગત કંઈ કામ કર્યું નહોતું એનું એક કારણ એ હતું કે એમની દૃષ્ટિએ એમને કોઈ આદર્શ નિસર્ગોપચારક મળ્યો નહોતો છેવટે જેમને આદર્શની વધુમાં વધુ નજીકના કહેવાય એવા એક નિસર્ગોપચારક ગાંધીજીને મળ્યા હોય એમ લોકોને લાગ્યું હિંદના બધા નિસર્ગોપચારકોમાંથી એમની પસંદગી ડૉ. મહેતા ઉપર શા માટે ઉતરી એ એક કોયડો છે મહાત્માજી અને ડૉ. મહેતાના સંબંધો વિષે જેમને ઊંડા ઉતરવું હોય તેમને માટે ગાંધી સાહિત્યમાં વિપુલ સામગ્રી પડેલી છે જિજ્ઞાસુઓ એનો વિગતવાર અભ્યાસ કરે. ડૉ. મહેતાની નિસર્ગોપચારની પદ્ધતિના ગુણદોષોમાં ઊંડા ઉતરવાનું આ સ્થાન નથી, મુઝવણભરેલો પ્રશ્ન માત્ર આટલો જ છે કે અમેરિકામાં ડૉ. કેલોગનું આરોગ્ય ભવન આખા જગતમાં મોંઘામાં મોંઘુ નિસર્ગોપચારનું આરોગ્યભવન છે ત્યાંની ખર્ચાળ સારવાર કરતાંય વધુ ખર્ચાળ સારવાર ડૉ. મહેતાની હતી. આ ખર્ચ વ્યાજબી હતો કે ગેરવાજબી એ પ્રશ્નને પણ આપણે બાજુએ મૂકીએ તો પણ હિંદના કરોડો દરિદ્રનારાયણોને મહાત્માજી આ સારવાર કઈ રીતે પહોંચાડવા માગતા હતા એ સમજી શકાય એવું નથી

છેવટે આ પદ્ધતિને લોકભોગ્ય કરવા માટે મહાત્માજીએ ડૉ. મહેતાના આરોગ્ય ભવનનું જાહેર ટ્રસ્ટ કર્યું અને શ્રીમંતોની સંપત્તિ, મધ્યમ વર્ગના સહકાર અને ગરીબોના આશીર્વાદથી આ સંસ્થા સફળ થશે એવી આશા વ્યક્ત કરી. મહાત્માજીના હાથમાં સંસ્થાનો વહીવટ આવતાં જ એનું સ્વરૂપ સદંતર બદલાઈ ગયું અને એક ખર્ચાળ આરોગ્ય ભવનનું ધાર્મિક વાતાવરણવાળા આશ્રમમાં પરિવર્તન થયું. ટૂંક વખતમાં જ આ પ્રયોગ સદંતર નિષ્ફળ નીવડ્યો, અને એનો મહાત્માજીએ હરિજનબંધુમાં એક અગ્રલેખ લખીને જાહેર એકરાર કર્યો

ડૉ. મહેતાનો પ્રયોગ નિષ્ફળ ગયા પછી મહાત્માજીએ ઉરૂલી-કાંચન ખાતે એક આરોગ્યભવન ખોલ્યું એ પ્રયોગ પણ નિસર્ગોપચારની દૃષ્ટિએ એટલો જ નિષ્ફળ ગયો છે ઉરૂલી-કાંચનની સંસ્થાને આપણે આરોગ્યભવન કહેવા કરતાં જો આશ્રમ કહીએ તો જ સત્યની વધુ નજદીક પહોંચીએ

હવે આ પ્રશ્નને રાજકીય દૃષ્ટિએ જોઈએ. કોંગ્રેસના હાથમાં સત્તા આવ્યા પછી એણે દારૂબંધી જેવા અનેક સામાજિક સુધારાઓનો અમલ કરી દીધો. પણ ત્યાં મહાત્માજીએ મૌન સેવ્યું. વૈદકીય સુધારણામાં રસ લેતા લોકોને આશા હતી કે કોંગ્રેસ સરકાર સત્તા ઉપર આવતાં એ સઘળી પદ્ધતિઓ પ્રત્યે સમદૃષ્ટિ રાખશે. પણ બન્યું એવું કે મુંબઈ ઈલાકામાં ડૉ. ગિલ્ડર સત્તાસ્થાને આવતાં જ એમણે પોતાની શાસ્ત્રાંધતાને કારણે એલોપેથિ સિવાયની હોમિયોપેથી, આયુર્વેદ અને નિસર્ગોપચાર જેવી પદ્ધતિઓ માટે ફાંસીનો માંચડો રોપી દીધો મુંબઈ સરકારના આ નવા વૈદકીય કાયદા માટે મહાત્માજી પાસે ઘણી ફરિયાદો ગઈ, પણ એમણે કોઈને કશી દાદ દીધી નહિ. યાદ રાખવામાં આવે કે બ્રિટિશ સરકાર તેમજ વડોદરા રાજ્ય જેવાં પ્રગતિશીલ દેશી રાજ્યોમાં જે વૈદકીય સ્વાતંત્ર્ય હતું તે પણ કોંગ્રેસ સરકારે સત્તાસ્થાને આવતાં ખૂંચવી લીધું ત્યાર પછી

# ક્યા રે શાં આ શુ ?

વિનોદિની નીલકંઠ

> રેલ્વેએ શતાબ્દી ઊજવી. સો–સો વરસ જૂની રેલગાડીને પ્રજા હજુ પોતાની કરી નથી શકી. કોઈ ખુદાબક્ષ મુસાફરથી માંડીને કરોડપતિ સુધીનાં અનીતિને એક જ ચીલે ચાલે છે. આ પાંચ પ્રસંગોમાં 'ઘરઘરની જ્યોત'નાં વિદ્વાન સંપાદિકાએ એની કેવી સરળ રજૂઆત કરી છે !

[ ૧ ]

થોડા દિવસ ઉપર હું ઉત્તર ગુજરાતના એક ગામડામાંથી અમદાવાદ આવતી હતી. હું ત્રીજા વર્ગના બૈરાંના ડબ્બામાં ચઢી ત્યારે તેમાં ભીડ ન હતી. ગણીગાંઠી સ્ત્રીઓ જ બેઠેલી હતી. પરન્તુ બીજે સ્ટેશને જ ઉતારૂઓનો જબરજસ્ત ધસારો થયો. કારણ કે એક આખી જાન તે સ્ટેશનેથી ચઢીને સાબરમતી જતી હતી. કન્યાને લઈને આવતી હોવાથી સ્ત્રીઓ ખૂબ ઉમંગમાં 'ડાંડરીઓ ગઢ જીત્યા રે' ગાતી હતી. ડબ્બામાં બેઠેલી અજાણી સ્ત્રીઓને પણ ગમ્મત પડી. 'સુરેશભાઈ ગોરા ને સુમન વહુ તમે શામળાં રે' એવું ગીત વરરાજાની કાકીએ ઉપાડ્યું ને સૌએ હર્ષભેર ઝીલવા માંડ્યું. હું માનું છું કે શામળાં સુમન વહુ માંડ પંદરેક વર્ષનાં હશે. જો કે પાનેતરના ઘૂમટામાંથી તેમનું મોઢું જરાયે દેખાતું નહોતું.

પછી બીજાં ગીતો પણ ઘણાં ગવાયાં. પોતે કેવાં ખાનદાન, કુળવાન અને કન્યાનો પિતા કેવો કંગાળ, મા તો કેવી કુવડ એવાં ઘણાં ગીતો ગવાયાં. નીચું માથું રાખી કન્યા આ સર્વે સાંભળ્યા કરતી હતી. અમદાવાદનું સ્ટેશન નજીક આવ્યું ત્યારે મેં વરરાજાની માને પૂછ્યું : 'તમારી ટિકિટ છેક સાબરમતી સુધીની છે ?' ત્યારે તેણે ગૌરવથી કહ્યું : 'અમારે વળી ટિકિટ કેવી ? મારા કાકા–સસરા સ્ટેશને સ્ટેશન માસ્તર છે. અમારે તો પાસમાં જવાનું.'

મેં પૂછ્યું : 'સ્ટેશનમાસ્તરના કુટુમ્બને પાસ મળે પણ આટલાં બધાંને કાંઈ પાસ હોય ?' 'ખાનદાન' અને 'કુળવાન' ઘરની તે ગૃહિણી બોલી : 'અમે તો પોણોસો માણસની જાન લઈને આવ્યાં છીએ. વરરાજા, અને બીજાં મોટેરાં તો સેકન્ડ કલાસમાં બેઠાં છે, કોઈની પાસે ટિકિટ નથી.

---

અખિલ હિંદને ધોરણે એ વૈદકીય સુધારણાની દિશામાં કંઈ જ મહત્વનું કામ કરી શક્યા નહિ.

આ બધું હું મહાત્માજીની વૈદકીય કારકિર્દીની વિચિત્રતાઓ વર્ણવવા માટે લખતો નથી, કારણ કે મહાત્માજી પોતે એટલા નિખાલસ, ખેલદિલ અને આનંદી પુરુષ હતા કે એ પોતાના દોષો અને વિચિત્રતાઓ ઉપર પેટ ભરીને હસી શકતા અને બીજાઓને હસાવી શકતા. એમની સાથેના ઘરોબાને કારણે સરદાર પટેલ એમની વૈદકીય વિચિત્રતાઓની જે ઠેકડી ઉડાવતા, એની એ બહુ જ મોજથી બરદાસ કરતા.

પણ આ હકીકતો રજૂ કરવામાં મારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જીવનનાં અનેક ક્ષેત્રોની પેઠે મહાત્માજીનો પોતાનો ચિકિત્સક તરીકે પોતાની જાત માટે, ઘણો જ ઊંચો અભિપ્રાય હોવા છતાં એ વૈદકના ક્ષેત્રમાં સંપૂર્ણરીતે નિષ્ફળ ગયા. એ એલોપેથિ, હોમિયોપેથી, બાયોકેમીસ્ટ્રી, નિસર્ગોપચાર, આયુર્વેદ કે યુનાની પદ્ધતિ એમાંની એકે પદ્ધતિ ઉપર પ્રભુત્વ મેળવી શક્યા નહિ, તો પછી એમનો સમન્વય કરવાની તો વાત જ ક્યાં રહી ? એ વ્યકિતગત સંસ્થાગત કે રાજકીય રીતે એક પણ મહત્વની વૈદકીય સિદ્ધિ હાંસલ કરી શક્યા નહિ. સર્જનાત્મક દૃષ્ટિએ જોઈએ તો સમય, પૈસા ને શકિતની બરબાદીને હિસાબે ગાંધીજી વૈદકીય ક્ષેત્રમાં સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડ્યા.

[ ક્રમશઃ ]

*





આ લાઈનમાં તો મારા કાકાજીનું રાજ્ય છે. કોઈ પૂછે જ નહિ ને!'

[ ૨ ]

અનન્તરાયે રેલ્વેમાં આખી જિંદગી નોકરી કરી. રીટાયર થવાને ૭ મહિના બાકી રહ્યા છે, રેલવેના નોકરે ને મુસાફરી માટે વર્ષમાં અમુક ફ્રી પાસ મળે છે. તેમની પત્ની, કુંવારી દીકરી અને અઢાર વર્ષની નીચેની ઉમ્મરના દીકરાને પણ તે પાસનો લાભ મળે છે.

અનન્તરાયનો પુત્ર ત્રીસ વર્ષનો હતો તેને મફત મુસાફરી કરી. દિલ્હી, આગ્રા વગેરે વહુ-છોકરાંને દેખાડવાનો ઉમંગ જાગ્યો. ત્રીસ વર્ષના બળવંતરાયને પાસ શેનો ? તેથી અનન્તરાયે પોતાના નામનો જ પાસ કઢાવ્યો. બળવંતની વહુ પુષ્પાને પોતાની કુંવારી દીકરી ગણાવી અને પુષ્પાનાં ત્રણ છોકરાંને પણ અનન્તરાયનાં બાળકો લેખવામાં આવ્યાં. એ રીતે બળવન્તરાય અનન્તરાય બન્યો. પત્ની પુષ્પા તેની કુંવારી દીકરી બની, અને સન્તાનોનો પણ પાસમાં સમાવેશ થઈ ગયો. એ રીતે કપટ કરી દિલ્હી, આગ્રા, મથુરા, વૃંદાવન, જયપુર, અજમેર વગેરે સ્થળે સૌ ફરી આવ્યાં. મિત્રમંડળે અનન્તરાયની તરકીબનાં ખૂબ વખાણ કર્યાં.

[ ૩ ]

નાનકડા જસવંતની પરીક્ષા થઈ ગઈ પછી મામાને ઘેર સુરત જવાની તેને ઉમેદ થઈ. બાપાએ તો ટિકિટના પૈસા આપ્યા. પણ જસવન્ત તો નવા જમાનાનો 'ભારે ચાલાક' છોકરો હતો. તેણે તો બે આનાનો પ્લેટફોર્મ પાસ કઢાવ્યો. અને સુરત ભણીની ગાડીમાં ચઢી ગયો. દરેક સ્ટેશને તે પાયખાનામાં પેસી જાય. એમ કરતો સુરત પહોંચ્યો. ત્યાં જઈ એક મજૂરને, બે આના લાંચ આપી. બીજા બે આના આપી પોતાને માટે પાસ કઢાવી મંગાવ્યો. અને તે સ્ટેશનની બહાર આવી મામાને ઘેર જઈ પહોંચ્યો. તેની હોશિયારીના સૌ કોઈએ વખાણ કર્યા.

[ ૪ ]

સાત ભાઈબધોનું ઝૂમખું રેલ્વેની મુસાફરીએ નીકળ્યું. એકલા ગોવિંદલાલે ટિકિટ કરાવી—બાકીના બધા બે આનાનો 'પ્લૅટફોર્મ' કઢાવી ઘૂસી ગયા. અને ગાડીમાં ચઢી બેઠા. 'હા હા હી હી' કરતાં વખત ગમ્મતમાં પસાર થઈ ગયો. ઊતરવાનું સ્ટેશન આવ્યું. નાનું સરખું ગામ. અને નાનકડું સ્ટેશન—દરવાજે માસ્તર ટિકિટો ઊઘરાવવા ઊભેલા. આગળથી કરી મૂકેલી ગોઠવણ મુજબ ગોવિન્દલાલ સૌથી આગળ ગયો. અને માસ્તરે ટિકિટ માગી એટલે તેણે દોટ મૂકી, માસ્તર ગુસ્સે થઈ પાછળ દોડયા. એ તકનો લાભ લઈ પેલા ૭ મફતિયા મિત્રો ટિકિટ વગર દરવાજો વટાવી પલાયન કરી ગયા. ગોવિન્દલાલ થોડું દોડી પકડાઈ ગયો. માસ્તરે તેનું કાંડું પકડી કહ્યું: 'કેમ, ટિકિટ વગર મુસાફરી કરીને પછી નાસી જવું છે, ખરું ને ?' ગોવિન્દલાલે ચડપ કરતીક ખિસ્સામાંથી ટિકિટ બતાવી. માસ્તર બીચારા ભોંઠા પડી ગયા, ને પૂછ્યું: 'ત્યારે ટિકિટ બતાવ્યા વગર દોટ કેમ મૂકી હતી ?' ગોવિન્દલાલે જવાબ દીધો, 'ઘણે દિવસે ઘેર આવ્યો તેથી ઘેર જવાની જરા ઉતાવળ થઈ આવી !' રેલ્વેવાળાને છેતરીને સાતે મિત્રો પોતાની ચાલાકી ઉપર વારી જવા લાગ્યા.

[ ૫ ]

ગળામાં મોતીની માળા, કાનમાં હીરાનીલમના ઝબકારા મારતા કાંપ, નાકે હીરાની ઝગમગતી ચુની, હાથે સોનાની ચાર બંગડીઓ, આંગળીએ હીરાપાનાની મોટી વીંટી, અને તે જ આંગળીએ અઢી વર્ષની બાળકીને લઈને એક શેઠાણી અમદાવાદથી મુંબાઈ જતી મેલ ટ્રેઈનમાં સેકન્ડ ક્લાસમાં ચઢી બેઠાં. સાથે અઢાર હાયની ચન્દ્રકળા સાડીમાં સજ્જિત આયા પણ હતી. શેઠ સાહેબ વળાવવા આવ્યા હતા. નોકર શેઠાણીનું બિછાનું પાથરી આપવા ખાસ બંગલેથી આવ્યો હતો. હું તે જ ડબ્બામાં દુર્ભાગ્યે કે સદ્ભાગ્યે બેઠેલી હતી. અમદાવાદમાં સૌ કોઈ બીજાને



જરાતરા તો ઓળખે જ અને આ શેઠાણીને ગરજ હોવાથી ગળ્યું ગળ્યું હસીને મને નમસ્કાર કર્યા. ને બોલ્યાં, 'બેબી આયા વગર સુદ્દલ રહેતી નથી. તમને વાંધો ન હોય તો આયાને અહીં સુવાડું.' મેં કહ્યું : 'મારે વાંધો નથી.'

આયા વિનયપૂર્વક દૂર પ્લેટફોર્મ ઉપર નોકરની પાસે ઊભી રહી હતી. બેબી 'આયા આયા' કરી રડતી હતી. પણ આયાને દૂર જ રાખવામાં આવી હતી. દસ મિનિટનો ઘંટ પડ્યો, ત્યારે આયાને ડબ્બામાં બોલાવી, પાયખાનામાં મોકલી દીધી, કારણ હજી ટિકિટ જોવાઈ નહોતી. મેં કહ્યું, 'નાનું બાળક છે, એટલે આયાને ત્રીજા વર્ગની ટિકિટ સાથે અહીં બેસવા દેશે.' શેઠાણીએ 'હં' એવો ઉચ્ચાર કર્યો. પણ કાંઈ બોલ્યાં નહિ. છેવટે ટિકિટો જોવાઈ ને ગાડી ઊપડવાની સીટી વાગી, એટલે શેઠ સાહેબે શેઠાણીના હીરાલીલમનાં કુંડળથી શોભતા કાન પાસે મોઢું આણી કહ્યું : 'બોરીવલીને સ્ટેશને જરા સાચવી લેજો.' શેઠાણી ચાલાકીથી હસીને બોલ્યાં, 'મને કહેવું નહિ પડે.' અને ગાડી ઊપડી.

શેઠાણીએ હસીને છુટકારાનો દમ ખેંચી આયાને પાયખાનામાંથી બહાર કાઢી, તેને સંબોધીને કહ્યું : 'હવે વાંધો નથી. સેકન્ડ ક્લાસમાં વચલે સ્ટેશને કોઈ ટિકિટ જોતું નથી. અને પગમાં જવું છે. એટલે બોરીવલી ઊતરી જઈશું ત્યાં તો કોઈ પૂછવાનું નથી.' પછી મારી તરફ ફરીને તેમણે કહ્યું : 'દાદરને સ્ટેશને રેલ્વેવાળાની પેલી બાઈઓ આવે છે, તે બહુ કચકચ કરે છે.'

મેં ફરીથી કહ્યું, 'બેબી નાની છે, તેથી આયા ત્રીજા વર્ગની ટિકિટે બીજા વર્ગમાં બેસે તો કોઈ વાંધો નહિ લે.'

અમદાવાદી ખંધાઈભર્યું સ્મિત કરતાં લખપતિ-(કે કાળા બજારો કર્યા પછી કદાચ કરોડપતિ)ના પત્ની બોલ્યાં: 'ટિકિટ લીધી જ નથી ને—કોઈ પૂછવાનું નથી—તમે જુઓ તો ખરા!'

મને મનમાં થયું—'હવે શું જોવાનું છે! જે જોવા જેવું હતું તે તો મેં જોઈ લીધું.'

*

આવું આવું જોઈએ છીએ, સાંભળીએ છીએ, ત્યારે આપણા દેશના ભાવિ વિષે મન ઉદાસ અને નિરાશ બની જાય છે; કોઈને છેતરીએ તે ઈશ્વરને છેતરવાના પ્રયાસ બરાબર છે. આપણું રાજ્ય છે, રેલ્વે પણ આપણી જ છે. તેમાં મફત મુસાફરી કરી આપણે જ નુકસાન વેઠીએ છીએ, એવું નૈતિક તથા નાગરિક શાસ્ત્ર આપણે ક્યારે શીખીશું ?

★

## પ્રિયાને અંક

પક્ષીઓ પણ વાંછતાં વનઘટા, લેવા વિસામો ઘડી;
ને જેનો જ સ્વભાવ નિત્ય વહવા.થંભે નિશિથે સરિત્;
ઉડંતો જગ આવરી અનિલ જે, જંપે ધરાને ઉરે,
તો હું એકલ માનવી વિરમું ના કાં અંક તારે પ્રિયે!

વિજયશંકર કામદાર

# સૂત્રધારો બોલે છે......

[સંકલિત]

રાજસભાના અને લોકસભાના પ્રજાએ 'ચૂંટેલા સભ્યોથી માંડીને બિનસરકારી નેતાઓ જે કાંઈ બોલે છે એમા કેટલીક વાર કેવી સચોટતા ભરી હોય છે એ એપ્રિલ માસના 'યુ. પી. આઈ.' ના સમાચારોમાંથી અને પાર્લામેન્ટના હેવાલોમાંથી વીણીને અહીં મૂક્યા છે. દરેક અંકે આવા સૂત્રાત્મક મંતવ્યો મૂકવાની ઇચ્છામાં વાંચકો પણ મદદ કરશે જ.

આપણી સરકારની એ પ્રણાલિકા જ પડી ગઈ છે કે બાંધકામમાં પહેલાં છાપરું બાંધવું. પછી દિવાલો ચણવી અને તે પણ કોઈ ડિઝાઈન વગર જ બધું ચાલે, અને જ્યારે છેલ્લે પાયો નાખવાનો વખત આવે ત્યારે સરકાર પાસે એને માટેનાં નાણાં જ રહ્યાં ન હોય!

—જયસૂર્ય

ભારતના લાખ્ખો પ્રજાજનો માફક હું પણ પગપાળા મુસાફરી કરું છું એટલે હવાઈ કોર્પોરેશન બિલ અંગે મારે કાંઈ કહેવાનું નથી.

—કે. સી. સોંધીઆ

સરકાર નિષ્ફળતાઓ મેળવવામાં ખરેખર સફળ થઈ છે એમ કહેવું જોઈએ.

—જયસૂર્ય

ઈજીપ્ત અને ઇરાનની સંસ્કૃતિનો જન્મ પણ નહોતો ત્યારે ભારતીય સંસ્કૃતિ જે શિરટોચે હતી એટલી જ શિરોન્નત આજે છે.

—કે. મા. મુનશી

આપણી પ્રગતિને ડગલે ને પગલે આપણે અસંતુષ્ટ રહીએ એ જ હું ઇચ્છું છું. એથી જ આપણા કામમાં આગળ ને આગળ ધપતા રહેવાની આપણી શક્તિ વધશે.

—જવાહરલાલ નેહરુ

પહેલાં નાણાખાતામાં એ વિધુરો હતા હવે એના વડા તરીકે એક પરિણિત છે અને ડેપ્યુટી પ્રધાન તરીકે એક કુંવારા છે. એટલે હવે સ્ત્રીજાતિને યોગ્ય 'હમદર્દી' મેળવવાનું શક્ય બનશે.

—રોહિણી કુમાર ચૌધરી

પાર્લામેન્ટના વહીવટના પ્રધાન તો જાણે મગજમાં એવો ફાંકો રાખીને ફરે છે કે પાર્લામેન્ટમાં કાર્યક્રમની સંપૂર્ણ મોનોપોલી એમની જ છે અને જાણે કોઈ એને નકારી નથી શકતું?

—કુ. એની મેસ્કીન

જો કરવેરાની હાલની આ જ નીતિ ચાલુ રહેશે તો ખૂબ જલદી આપણે બધાં—નાણાપ્રધાન પણ ભિખારીઓ થઈ ગયાં હોઈશું.

—બચ્ચી કોનાઈઆહ

જ્યારે ......વિસ્તારના લોકોને કહેવામાં આવ્યું કે એવા એ લોકો છે જેઓ આખું વર્ષ ધાન્ય ખાય છે તો તેમને આશ્ચર્ય થયું હતું અને તેઓ આ વાતને સાચી માની શક્યા નહોતા.

—શોભારામ

માણસ પોતાનો ધર્મ બદલી શકે પણ એની ભાષા ન બદલી શકે.

—મૌલાના આઝાદ

દરેક નાગરિકને પૂરતું કામ અને રહેવાનું ઘર હોવું જ જોઈએ, અને દરેક બાળકને શિક્ષણ પણ મળવું જોઈએ.

—જવાહરલાલ નેહરુ

જ્યારે પત્ની પોતાના ઘરડા પતિ સામે સ્મિત કરે છે ત્યારે પતિને એ સરસ લાગી શકે છે પરંતુ પતિએ પાછળ પણ જોઈ લેવું જોઈએ!

—કે૦ સુબ્રમનીઅમ

ભારતના અન્ય વિસ્તારોમાં જે રીતે સ્ત્રીઓને સમભાવ મળે છે તેવો આસામની નારીઓને કેમ નથી મળતો એ કોયડાને હું હમેશાં ઉકેલવા પ્રયત્ન કરતો રહ્યો છું, એ નારીઓ લિપ્સ્ટિકને બદલે પાનનો ઉપયોગ કરે છે, શું એ તો એનું કારણ નહિ હોય!

—રોહિણી કુમાર



ભારતની વસ્તી કરતાં સરકારી પાટલીઓની વસ્તી વધુ ઝડપથી વધી ગઈ છે.

—કુ૰ મેસ્કીન

સભાગૃહના મોટાભાગના સભ્યો હજી કુમારિકાઓ છે.

—એ. આયંગર

જે લોકોને ખાવા ધાન નથી એ લોકોને મન સ્વશાસન કોઈ જ નથી.

—વિજયાલક્ષ્મી પંડિત

ખીચોખીચ વસ્તીવાળા શહેરીઓ કરતાં ગ્રામજનોને 'ભૂદાન'ની ફિલસૂફી બહુ સારી રીતે સમજાઈ ગઈ છે.

—વિનોબા ભાવે

ભૂદાન પ્રવૃત્તિના વિચારને જો લોકો સમજવામાં નિષ્ફળ નીવડશે તો એવી હલકા પ્રકારની ક્રાન્તિ જન્મશે કે જેથી અજુગતા દેખાવો થયા વગર રહેશે જ નહિ.

—જયપ્રકાશ નારાયણ

વિશ્વયુદ્ધ પૂરું થયા પછી જે અંધકાર દુનિયા ઉપર વ્યાપી ગયો છે કે પ્રકાશનાં દેખાવા લાગેલાં થોડાંક ચકચકિત કિરણો પણ અદૃશ્ય થઈ ગયાં છે.

—રાધાકૃષ્ણન્

આર્થિક નીતિ જોતાં આપણી સરકાર 'વાણિયા' સરકાર છે, અને નિમણૂંકો કરવામાં એ 'બ્રાહ્મણ' સરકાર છે.

—પી૰ એન૰ ભોજરાજ

રાષ્ટ્રીકરણ અને સામાજિકરણ એવા મોં ભરાય એવા શબ્દો કેટલે અંશે પેટ ભરે એવા છે એ મારે હજી જાણવાનું બાકી છે.

—ડી૰ પી૰ ઘોષ

આપણી ઉદ્યોગિક નીતિ તુંબડીમાં કાંકરા જેવી છે, અને પ્રધાનો આપણને અંધારી ગલીમાં દોરી જઈ રહ્યા છે.

—ગુરૂપદસ્વામી

જો સરકાર સાહિત્યકારોને પૈસા આપવાનું શરૂ કરે તો તે ક્ષેત્રમાં પણ કાળા બજાર શરૂ થઈ જાય.

—એચ. વી. સક્સેના

પહેલાં કોઈ કે પૂછ્યું, કોલંબો યોજના શું છે? હવે તમે પૂછો છો કે 'મીલો' શું છે? આ પછી હવે તમે પૂછશો કે ચોખા શું છે?

—રાધાકૃષ્ણન્

✯

## શોધ

ઘણા જન્મો જોયા, યુગ યુગ પ્રભુ! વિશ્વ અટવી.
ઘણા ગ્રન્થો ગોખ્યા, શરીર સુકવી—કૈં તપ કરી;
ઘણી શોધી જોઈ વિફલ સહુ સંસ્કૃતિ જગની,
ન પામ્યો કૈં તારો પ્રભુવર! અરે! તાગ તદપિ
ન લાધ્યો વેદોમાં, ઉપનિષદ કે શ્રુતિ સ્મૃતિ એ,
ન લાધ્યો કુરાને, ઈશુવરતણાં દિવ્ય વચને,
ન લાધ્યો જરથુસ્તે, ધમ્મપદતણી મૈત્રી-કરુણા,
વિચારી જોયાં સૌ, જીનવરતણા વાદ વસમા.
ન કાશી રાંચિમાં, અરબતણી ભોમે નવ જડ્યો,
ન કૈલાસે વિન્ધ્યે, સરિતજળમાં એ નવ જડ્યો;
અને હારી થાકી હૃદય મન એકાગ્ર કરીને
ભલા બેઠો જ્યારે, ઉરકમલ તું વાસ નિરખ્યો;
બધાં કૌતુકોમાં અદકું પ્રભુ! આ એક નિરખ્યું.

વિજયશંકર ત્રિ૰ કામદાર

## વિશ્રબ્ધતા

ગમે વિશદતાભરી સજગ જિંદગી કારમી
વળી દુખદ પ્રેરણા પણ ગમે અહીંઆ વસી.
મને અમર હાસ્યની સુગત છોળમાં દોડવું—
અઘોર ગત કાળનાં સરત સંસ્મરેલા મહીં
ઘડી ગરકવા થતી આફરતાભરી ઇચ્છના:
બધી અટકતી અહીં વિષમ જિંદગી રહાલતાં,
બધી પલટતી અહીં વિફલ હાસ્યને ફેંકતી.
મને મનપસંદ આ ગુજ અબાધિત આયખું
ભલે થતું અકાળ લુપ્ત, નહિ પછી રહે કામના
વ્યતીત કરવા બધાં અવિચલાન્ત આ દેહનાં
સુકર્મ કે-કુકર્મ કો મર અખંડિત ના બને;
અને જીવન અંતિતે અમરતા ન હો સાંપડે.
રહે જીવનની બધી શિખર એવડા કારમી
વિશ્રબ્ધ કરતી મને અખિલ જિંદગી યે ભલે!

પ્રભાત

# મહાકવિ મીર

અનવર આગેવાન

ઊર્દૂ સાહિત્યમાં ગઝલનું જે શ્રેષ્ઠ સ્થાન છે એમાં ગઝલકારોની પ્રથમ હરોળમાં બેસાડી શકાય એવો ગઝલ-સમ્રાટ 'મીર' પણ થઈ ગયો. 'મીર'ની ઊર્દૂ ગઝલો અને શેરોનો આછો પરિચય આ લેખ દ્વારા એવી સબળ રીતે લેખકે કરાવ્યો છે કે દરેક વાચકને રસતૃપ્તિ કરાવે એવો આ લેખ બન્યો છે.

ઊર્દૂ શાયરી-જગતમાં 'મીર'ને ગઝલના બાદશાહ માનવામાં આવ્યા છે. એમની કવિતાએ જે ખ્યાતિ મેળવી છે એવી ભાગ્યે જ કોઈ કવિતાને મળી હશે. ઊર્દૂ સાહિત્યના સુપ્રસિદ્ધ પંડિત ભાસ્કર સ્વ. પ્રો. 'આઝાદ' એક જગ્યાએ મીરના કલામને નવાજતાં લખે છે કે, 'કદરદાનીઓએ એના કલામને જવાહર ને મોતીની દૃષ્ટિએ મૂલવ્યા ને જોયા, અને એના નામને ફૂલની ફોરમ બનાવીને મહેકાવ્યું. હિંદુસ્તાનમાં એ વાત એક માત્ર એમને જ નસીબ થઈ છે કે, લોકો (મુસાફરો) મીરની ગઝલ ભેટ સોગાદના રૂપમાં એક શહેરથી બીજે શહેર-દૂર-સુદૂર લઈ જતા હતા.'

ગાલિબ અને ઉસ્તાદ જોક જેવા શાયર-એ-આલમના માન્ધાતાઓએ પણ 'મીર'ની કસુંબી કલામને વારણાં લીધાં છે :

'મીર' કે શેર કા અહવાલ કહું ક્યા 'ગાલિબ';
જિસકા દીવાન કમ અજ ગુલશને કશ્મીર નહીં.

અરે, ગાલિબ ! 'મીર'ના શેરને શું વર્ણવું ! એનો ગઝલ-ગુલઝાર ગુલશને કાશ્મીરથી જરાય ઓછો નથી.

ત્યારે ઉસ્તાદ જોક તો વળી કંઈ જુદું જ કહે છે :

ન હુઆ પર ન હુઆ 'મીર' કા અન્દાઝ નસીબ,
'જોક' યારોંને બહુત જોર ગઝલમેં મારા !

મીરની કવિતા એટલે આહ ને અશ્રુનો સમન્વય. કરુણા ને વેદનાની સાક્ષાત પ્રતિમા ! એમની એક એક ગઝલ જીવનની કરુણાનો રસ-પ્રવાહ છે. એક જગ્યાએ કવિ પોતાના જીવન અને કવન વિશે લખતાં કહે છે કે,

હાલત તો યહ કિ મુઝ કો ગમો સે નહિ ફરાગ,
દિલ સોઝશે દરૂનીસે જલતા હૈ જૂં ચિરાગ,
સીના તમામ ચાક હૈ સારા જિગર હૈ દાગ.

મારી દશા આવી છે. દુખ-દર્દ તો મને ઘેરી વળ્યાં છે. અને દિલ મારું માનસિક દુઃખોથી હમેશાં મીણબત્તીની પેઠે બળ્યા જ કરે છે. આખાય કાળજામાં ચીરા પડી ગયા છે. અને તમામ હૃદય જાણે સળગીને—દાઝી દાઝીને બાકી રહેલ એક ડાઘ માત્ર છે.

આટ આટલી જીવન-વેદનાને અંતે કવિ પોતાનો કલામ તૈયાર કર્યાનો ઉલ્લેખ કરતાં લખે છે કે,

મુઝકો શાયર ન કહો 'મીર' કિ સાહબ હમને,
દર્દોગમ કિતને કિયે જમા તો દીવાન કિયા !

આજ દોઢસો વરસના વખંભરી કાળ-વહેણ જેના જીવન ને કલામના કલેવર પર વહી ગયા છતાં પણ એમના કલામમાં એ જ મસ્તી ને તાઝગી તરવરી રહી છે, એ જ ખૂબી ને ખુશ્બુ મહકી રહી તે.

મીર આજીવન દુઃખની ગર્તામાં જ ડૂબેલા રહ્યા, વેદનાની ભઠ્ઠીમાં સળગતા રહ્યા. સંભવ છે કે, એથી જ એની કવિતામાં, એના એક એક શેર ને શબ્દમાં અનુભૂત વ્યથા ને વેદના ભરી પડી છે.

જીવનભર ફાકામસ્તીમાં મોજ માણનાર જિંદાદિલ શાયરે કદી કોઈની મોહતાજી કરી નથી. એ તો પડકારીને કહે છે કે,

'મીર' બન્દોંસે કામ કબ નિકલા ?
માગના હૈ જો કુછ ખુદા સે માગ

એ હાથવાળો માનવી શું આપી શકવાનો છે ! અને એ આપે તો ય ભાણાનું લાગે, ભવનું તો નહિ જ ! કવિ તો હજાર હાથવાળા માલિક પાસે હાથ લંબાવાનું કહે છે.

અહીં દોલતમંદોની દોલત પર કવિ મરમ કરીને પોતાની લાપરવાહીનું બયાન કરે છે તે જૂઓ,

ન મિલ 'મીર' અબ કે અમીરોં સે તૂ,
હુએ હૈ ફકીર ઉનકી દૌલતસે હમ.




કવિ ઊપડે છે જગત-બજારમાં મહોબ્બતના મોલ કરાવવા! પણ એના મૂલ્યો મૂલવનાર કોઈ મળતું નથી ત્યારે કવિ હૃદયનો એક ઊંડેથી નિસાસો નાખે છે :

> હર જિસકે ખ્વાહા મિલે બાજારે જહાંમેં,
> લેકિન ન મિલા કોઇ ખરીદારે મુહબ્બત.

અહીં જગત-બજારમાં દરેક વસ્તુના ખરીદનાર મળ્યા પણ પ્રેમનું ખરીદનાર કોઈ જ ન મળ્યું!

કવિને બેકદર દુનિયાની પ્રતીતિ થાય છે :

> કદ્ર રખતી ન થી મતા-એ-દિલ,
> સારે આલમ મેં મૈં દિખા લાયા.

આ દુનિયામાં દિલ જેવી વસ્તુની જાણે કોઈ જ કિંમત નથી. હું એ સારાય જગતમાં એને લઈ બતાવી ફર્યો!

જગત વિશે કવિએ જુદું સાંભળ્યું હતું. એ મદાર પર અનોખી કલ્પના કરી હતી પરંતુ અનુભવે જુદું સિદ્ધ થયું :

> ચમન કા નામ સુના થા વલે ન દેખા હાય!
> જહાં મેં હમને કફસ હી મેં જિન્દગાની કી.

અમે જગતને બાગ કલ્પ્યો હતો-સાંભળ્યો હતો. પરંતુ હાય! અમે તો આ જગતમાં મુક્ત વિહારવાને બદલે પાંજરાના કારાવાસમાં જ જિંદગી વીતાવી.

દર્દીભમના પીંજરામાં પૂરાયલો કવિ ચંદરોઝાના જિંદગીથી હવે ગળોગળ આવી ગયો છે, બેજાર બની ગયો છે. એ પૂછે છે કે,

> કૈસે હૈ વે કિ જીતે હૈ સદસાલ, હમ તો 'મીર',
> ઇસ ચાર દિનકી જીસ્તમેં બેજાર હો ગયે.

અરે, કોઈ કહેશો કે, સો-સો વરસની આયુ ભોગવનાર કેવા છે! કેમ જીવે છે! અમે તો ચાર દિનની જિન્દગીમાં તો બેજાર બની ગયા.

બેજાર બનેલા કવિનું દિલ પણ આ બેહયા દુનિયાથી ઊઠી ગયું છે અને એવા જગતમાં હવે રહેવાથી પણ શો ફાયદો? કવિ-કાળજાને એ પ્રશ્ન વીંધે છે ત્યારે એ દર્દના લબકારા નાખતું કોમળ કલેજું લલકારી ઊઠે છે :

> ઇન ઉજડી હુઈ બસ્તિયોં મેં દિલ નહીં લગતા,
> હૈ જી મેં વહીં જા બસે, વીરાના જહાં હો.

અય દિલ! આ હૃદયહીન દુનિયા તારે માટે નથી. હવે તું દુનિયાથી પર એવી કોઈ વીરાની દુનિયામાં મને લઈ ચાલ!

દુનિયાથી દિલ ઊઠી જતાં કવિ ગળગળો બની જાય છે. હૃદયનો રંજ આંખથી અશ્રુ બની વહેવા લાગે છે ત્યારે કવિ એને પંપાળતા વિનવે છે :

> મત ઢલક મિજગાંસે મેરે એ સરશ્કે આબદાર,
> મુફ્ત હી જાતી રહેગી તેરી મોતી-કી-સી આબ.

હે મારાં પાણીદાર આંસુડાંઓ, પાંપણેથી દડી ન જાઓ! સાવ ફોગટમાં પાણીદાર એ મોતીડાના પાણી અદકા ન કરો. મતલબ કે, તારા આંસુની વેદનાને કોઈ નહિ પિછાને તો પછી નિરર્થક શા માટે વહાવવાં?

જીવતે- -જીવન પર વીતેલા વીતકોની વાર્તાને કવિ આ સુ ાળા શેરના દોરમાં ગૂંથી લે છે :

> દિલ ગય રુસવા હુઆ,આખિર કો સૌદા હો ગયા,
> ઇસ દો રોજા જીસ્તમેં હમ પર ભી કયા-કયા હો ગયા.

દિલ ગયું, બદનામ થયા, અને આખરે બાકી હતું તે દિવાના—પાગલ બની ગયા. એ દિવસની નાનકડી જિંદગીમાં અમારા ઉપર કોણ જાણે શું નું શું વીતી ગયું!

જિંદગીના રાહ પર અથડાતો, રડતો કવિ થાકી ગયો છે. હવે તો મોતના મહેમાનને આવકારે છે, એનું ઉમળકાભેર સ્વાગત કરવા તત્પર બને છે.

> હો ગઇ શહર—શહર રુસવાઇ,
> રે મેરી મૌત! તૂ ભલી આઇ.

કવિએ શા માટે મોતને મીઠું ગણ્યું એનો જવાબ આપણને નીચેના શેરમાંથી મળી રહે છે :

> અહદે જવાની રો રો કાટી, પીરી મેં લીં આંખે મૂંદ;
> યાની રાત બહુત થે જાગે, સુબહ હુઇ આરામ કિયા.

જુવાનીની બધી રાતો રોઈ રોઈને વીતાવી અને વૃદ્ધાવસ્થામાં આંખો મીંચી લીધી. કારણ કે જીવતરની બધીય રાતો દુઃખના ઉજાગરામાં ગૂજરી. સવાર થયું, ને આરામ લીધો.





કવિના મોત સાથે કવિની એ આરઝૂ ની શી વલે થાય છે તે જોઈએ

દાગે ફિરાક હસરતે વસ્લ આરઝૂ-એ શૌક
મૈં સાથ જેરેખાક ભી હંગામા લે ગયા

વિરહનું દુઃખ મિલનની ઇચ્છા આનંદની ખ્વાહીશ એ બધી તમન્નાઓ મારી સાથે—ખાકમાં મૃત્યુ રૂપી જાદુગર લઈ ગયો

જીવન-મરણનો કવિને હર્ષ કે શોક નથી માનવ-જીવનને પાણીના પરપોટા સમાન ગણી જીવન-મરણના રહસ્યનું કવિ અહીં ઉદ્ઘાટન કરે છે ઈશ્વર અને ઈન્સાન વચ્ચે અભેદ ભાવને સ્પષ્ટ રૂપમાં ઓળખાવે છે

નમૂદ કર કે ... બહરેઅદમ મેં બૈઠ ગયા
કહે તો મીર ભી એક બુલબુલા થા પાની કા

કહેવા ધારો તો કહી શકો છો કે, મીર પણ પાણીનો એક પરપોટો જ હતો જે એકવાર સંસાર સાગરમાં ફૂટી ને ફૂટી મરો—એમાં સમાઈ ગયો

કવિ સંસારની ક્ષણભંગુરતા પર આંસુની અંજલિ ધરે છે

દર કોઈ દસ મુકામ મે દસ રોજ,
અપની નૌબત બજાકે જાતા હુ

પ્રત્યેક માનવી આ સંસારમાં ચંદરોઝનો નિવાસ કરી પોતાની નામની નૌબત વગાડીને વહેતો થાય છે!

કવિએ ઉપરોક્ત ચંદઅલફાઝમાં કેવું મઝાનું ચિત્ર ઉપસાવ્યું છે! હવે જુઓ એમના અન્ય શેરના નમૂના

ઇસ મંઝિલ જહાં કે બાશિન્દે રફતની હૈ
હર એક કે યાં સફર મે રાહના હો રહા હૈ

આ સંસાર રૂપી મંઝિલના નિવાસ દરમ્યાન મુસાફર જે કાંઈ કરે છે તે જીવન-સફરની પૂર્વ તૈયારીઓ છે

સરાપા આરઝૂ હોનેસે બન્દા કર દિયા હમકો
વગર્ના હમ ખુદા થે ગર દિલેબેમુદ્દઆ હોતે

પગથી માથા સુધી અમારી અભિલાષાઓ વ્યાપેલી હોવાથી અમને (ઇશ્વરનો) પૂજારી બનાવી દીધો છે જો અમારૂં હૃદય વાસના-ઇચ્છા રહિત હોત તો અમે પણ ખુદા હોત

દિલ વો નગર નહીં કિ ફિર આબાદ હો સકે,
પછતાઓગે સુનો હો યહ બસ્તી ઉજાડ કર

દિલ-નગરી એકવાર વેરાન થયા પછી ફરી આબાદ થઈ શકતી નથી એટલું જાણી લેજો નહિતર ઉજાડીને પાછળથી પસ્તાશો

એ શોરે કયામત! હમ સોતે હી ન રહ જાયે,
ઇસ રાહસે નિકલે તો હમકો ભી જગા દેના

એ પ્રલયના લશ્કર! કદી આ રસ્તેથી પસાર થતાં અમે કદાચ પોઢ્યા તો જગાડી તો દેજે ક્યાંક અમે સૂતા જ ન રહી જઈએ!

શુક્ર ઉસકી જફા કા હો ન સકા
દિલસે અપને હમે ગિલા હૈ યહ

એના અત્યાચારનો આભાર માનવાનો રહી ગયો એની ફરિયાદ અમે અમારા દિલને કરીએ છીએ મતલબ કે દિલને એનો વસવસો રહ્યા કરે છે

ઇક નિગહ કર કે ઉસને મોલ લિયા
બિક ગઈ આહ, હમ ભી કયા સસ્તે

એણે એક નજર ફેંકી ને અમારા મૂલ્યો આંકી લીધા અરે અમે પણ કેટલા સસ્તામાં વેચાઈ ગયા!

ફુલ ગુલ શમ્સોકમર સારે હી થે
પર હમે ઉનમેં તુમ્હી ભાયે બહુત

ફૂલ હતાં, ફૂલવાડી હતી, ચંદ્ર-સૂરજ એ બધુંય હતું છતાં એ તમામમાં તમે જ અમને ખૂબ ગમી ગયા!

કિસસે દિલ નહીં મિલતા યા રબ!
હુઆ થા કિસ ઘડી ઉનસે જુદા મૈં

જ્યારથી હું એનાથી વિખૂટો પડ્યો છું ત્યારથી હે ખુદા! મારું દિલ ક્યાંય ચોંટતું નથી—ક્યાંય ગોઠતું નથી

મજલિસ મેં મૈંને અપના સોઝેજિગર કહા થા,
રોતી હૈ શમા તબ સે બેઈખ્તિયાર હર શબ

ઘણા સમય પહેલાની વાત છે કે, એક દિવસ હું કોઈ શાયરે-મહેફિલમાં—મુશાયરામાં મેં મારી

# નિષ્ઠુર

ઉપેન્દ્રનાથ અશ્ક
અનુ૦ 'તૃપ્ત'

આપણને નજરે દેખાતા કે આપણે ધારી લીધેલા નિષ્ઠુર અને નઠોરમાં જ્યારે ફૂલથી પણ કુમળું દિલ આપણે જોઈએ છીએ ત્યારે ઘડીભર તો આપણે માની જ શકતા નથી ઉર્દૂ અને હિંદી સાહિત્યના કલમકારની આ વાર્તા ગુજરાતીમાં પણ ભાષાંતર જેવી લાગતી નથી. વાર્તાનો અંત તો દિલને હચમચાવી જ જાય છે ને?

મારી મૃતપત્નીના ઓશિકા આગળ ઊભાં ઊભાં કૈલાસની સંકુચિતતાના બધા પ્રસંગો એક એક કરીને મારી આંખ આગળ તરવરવા લાગ્યા.

× × ×

સાંજનો સમય હતો. છાયાની માંદગીને એકાદ વર્ષ વીત્યું હશે. હું નીચે આંગણામાં બેઠો બેઠો એને માટે દવા તૈયાર કરતો હતો ને તે ઉપરથી ઊતરી અને કાંઈક ઉદાસીન ચહેરે ઝડપથી મારી આગળથી પસાર થઈ પોતાના ઓરડામાં જતી રહી.

મેં દવા ત્યાં જ મૂકી દીધી અને દોડ્યો દોડ્યો અંદર ઓરડામાં ગયો. પથારીમાં મોં સંતાડી તે રોતી હતી.

થોડી પળો સુધી છાનોમાનો એને રડતી જોઈ રહ્યો. મારું હૃદય ધડકતું હતું અને મનમાં શંકા ઉત્પન્ન થતી હતી કે હોય ન હોય પણ કોઈએ એને કડવી વાત કહી દીધી હશે. થોડીકવાર પહેલાં જ તે ઉપર ખુલ્લી હવામાં સૂવા ગઈ હતી. નીચે ખૂબ તાપ લાગતો હતો. આથી મેં જ એને કહ્યું હતું કે નીચે અકળામણ થતી હોય તો ઉપર જઈને આરામ કર—પણ એ તો થોડીવારમાં પાછી આવી. જરાક આગળ ધપીને હું એના ખભાને અડક્યો. તે એ જ પ્રમાણે પડી રહી.

મેં કહ્યું: 'છાયા!'

પાસું બદલીને એણે મારી સામું જોયું. તાવની ગરમીથી એનું મોં લાલચોળ બન્યું હતું અને આંખો પણ ભરાઈ હતી.

'શું થયું છાયા?'

એક પળ સુધી એ મારી સામે જોઈ રહી ને પછી કહેવા માંડી: 'મને હૉસ્પિટલમાં મૂકી આવો!' એનાં આંસુ વગરપ્રયત્ને વહેવા માંડ્યાં.

હું ખાટલા પર બેસી ગયો. એનું માથું ખોળામાં લઈ એનાં આંસુ લૂછતાં લૂછતાં પૂછ્યું: 'કહે તો ખરી, તને શું થયું છે?'

---

હૃદય–વ્યથા (ગઝલદ્વારા) કહી હતી. લોકો પર તો તેની શી અસર થઈ તે તો ખબર નથી પણ મીણબત્તી ઉપર જરૂર એક એવી જબ્બર અસર જમાવી કે, બસ ત્યારથી મીણબત્તી અહોનિશ રડ્યા જ કરે છે.

હવે જુઓ કવિનો આ અંતિમ શેર. જગતથી વલોવાતે દિલે વિદાય લઈ રહેલા કવિજીવને કેવું દર્દ ઊપડે છે! હૃદયમાં કોઈ કારમા ઘાની વેદના વકરે છે. અને એ વકરતી વેદના આજ પણ આ શેરમાં વલવલી રહી છે:

મૈં વહ રોનેવાલા જહાંસે ચલા હું;
જિસે અબ્ર હરસાલ રોતા રહેગા.

હું એ રડનારો આ દુનિયાથી વિદાય લઈ રહ્યો છું કે, મારા ગયા પછી— મારા મરણ બાદ, મારા દુઃખ–દર્દની સ્મૃતિને જાળવતાં પ્રતિવર્ષ યાદ કરી કરીને વાદળો આંસુ વહાવતાં રહેશે.

દુઃખ અને દર્દના દરિયામાં ફાકામસ્તીની મનવાર ને શાયરીની પતવાર લઈ ઘૂમનાર આ મરજીવા શાયરે પોતાના 'મીર' (સરદાર) નામને સાર્થક કરી જાણ્યું. શાયરોની દુનિયામાં એ નામ બે–જોડ રહ્યું છે ને રહેશે. આવા મસ્તીના સાખ્રિગર કવિને જહોન્સનના શબ્દોમાં બિરદાવી લઉં છું: મીર જેવા—
'Poets are far rarer births than kings'

*





તેણે ડૂસકાં લેતાં લેતાં કહ્યું : 'મને ક્ષય થયો છે. ઘરમાં રહીશ તો બીજાનો પણ જીવ લઈશ. હૉસ્પિટલમાં દાખલ કરશો તો જીવનના જે એક બે દિવસ બાકી છે, તે સુખે ગાળી શકીશ. પછી તમનેય આરામ મળશે ને ઘરનાંને પણ દુઃખ નહીં પડે.'

મારું ગળું સુકાતું જતું હતું. મેં કહ્યું : 'છાયા! તું મારા દુઃખનો વિચાર ન કર. મારો તો કોઈ જીવ માગે તો તેય આપીને તને સાજી કરવા તૈયાર છું. પહેલાં એ તો કહે કે કોણે કહ્યું કે તને ક્ષય થયો છે?'

'કહે કોણ? મને વર્તાય છે ને! નસીબમાં જે સહેવાનું છે તે સહેવું પડશે, જે સાંભળવાનું છે તે સાંભળવું પડશે. હું તો એમ જ માનું છું કે ઈશ્વર મને ઉપાડી જ લેવાનો હોય તો આમ જ ઉપાડી લે. દુઃખી થવા ને દુઃખી કરવા આવો રોગ શું કામ મોકલ્યો?'

મારું ગળું ભરાઈ ગયું. મેં કહ્યું: 'છાયા! હું તને વિનવું છું કે મને કહે તો ખરી કે તને આવું કોણે કહ્યું?'

'તમે વાંધા પાડશો. હું શું કહું?'

'હું જરાય નહીં બોલું; તું કહે તો ખરી.'

તેણે કહ્યું : 'અહીં જીવ ગભરાતો હતો. ને તમે કહ્યું એટલે ઉપર ગઈ. ભૂલથી મારી પથારીને બદલે કૈલાસની પથારીમાં સૂઈ ગઈ. એણે આવતાવેંત કહ્યું: "તમારે મરવું છે તો બીજાને મારીને મરવાનો ઈરાદો શું કામ રાખો છો?" અને કોણ જાણે એણે શું શું કહ્યું. તમે જ કહો કે મેં કાંઈ એવું જાણી જોઈને કર્યું હતું? અને ત્યાં સુધી હું કોઈને અડતીય નથી, મારા બાળકને સુધ્ધાં હું ખોળામાં નથી લેતી.'

તે મોટેથી રડતી હતી. અને મને કાંઈ પણ સૂઝતું નહોતું. ત્યાં બેઠો બેઠો હું મારી લાચારી પર વિચાર કરવા લાગ્યો. એવું થતું હતું કે જઈને કૈલાસનું ને મારું માથું ફોડી નાખું ને એવી ધમાલ કરું કે બધાંને ખબર પડી જાય. આ બધું માબાપની શીખવણીનું પરિણામ હતું. જેને લીધે હું તેની પાસે નહોતો જઈ શકતો છતાં એ મારા ભાઈ ને આવું બોલતાં કેમ નથી રોકતાં? એ વખતે મને માની પાઠપૂજા, નિયમ-ધર્મ, પાપ-પુણ્યની બધી જ વાતો નકામી ને નિરર્થક લાગી અને મેં નિશ્ચય કર્યો કે હું છાયાને લાહોર લઈ જઈશ જ્યાં કૈલાસ જેવા નિષ્ઠુર રહેતા હોય ત્યાં દર્દીને રાખવામાં એને જીવતાં મૃત્યુના મોંમાં ધકેલવા જેવું છે.

એ રાત્રે મને ઊંઘ ન આવી. જે વાતનો મને ભય હતો એ સામી આવી. ઈચ્છા તો હતી કે કોઈ એનું દિલ ન દુભવે, એને એના જીવનથી નિરાશ ન કરે અને કૈલાસે એને એવું જ સુણાવી દીધું: 'તમારે મરવું છે, અમને શેડે મારો છો!' કેટલા કડવા શબ્દો! એનો એક એક અક્ષર મારા હૃદયમાં ડંખતો હતો. મારી લાચારી પર હું રડ્યો ને મેં ચાદરથી આંસુ લૂછ્યાં. પણ બીજી જ પળે દુર્બળતાનો ભાવ દૂર થઈ ગયો અને દૃઢતાએ એનું સ્થાન લીધું. મેં નક્કી કર્યું કે સવારે છાયાને લઈ લાહોર જતો રહીશ.

--અને હજી તો રાતના ત્રણ જ વાગ્યા હતા, મેં માને જગાડી ને કહ્યું : 'હું લાહોર જાઉં છું.'

તે આશ્ચર્યચકિત થઈ મારી સામે જોઈ રહી. મેં કહ્યું: 'ઊઠીને જરા થોડો ઘણો સામાન બાંધી આપ.' એણે મારા વિખરાયેલા વાળ અને નિરાશ ચહેરા સામે જોઈ કહ્યું: 'ગાંડો થઈ ગયો છે, જગુ!'

'હા.'

એ ચૂપ જ રહી.

અને પછી જલદી બધું તૈયાર કરી હું ટાંગો લઈ આવ્યો અને જ્યારે અમે જવા માંડ્યું ત્યારે મેં પથારીમાં સૂતેલા બાળકને ઉપાડ્યું.

મા રોઈ પડી : 'આને પણ મારી પાસેથી કેમ ઝૂંટવે છે?' મેં બાળકને ત્યાં જ મૂકી દીધું. માને પગે લાગ્યો અને છાયાને લઈને તૈયાર થઈ ગયો. માએ જતી વખતે મારા હાથમાં દસ દસ રૂપિયાની

બે નોટો મૂકી અને કહ્યું : 'વધારે પૈસા જોઈએ તો લખજે.' એણે રૂંધાયેલા અવાજે આશીર્વાદ પણ આપ્યા, પણ કૈલાસ જાગતો હતો તો ય નીચે ન જ ઊતર્યો. હા! બાળક રડવા માંડ્યું ત્યારે એણે ઉપર સૂતાં સૂતાં જ ધમકાવ્યું ખરું! અંદરનો શ્વાસ અંદર શમાવીને બાળક બીને ચૂપ થઈ ગયું.

એ વખતે મારા હૃદયના ઊંડાણમાંથી એક ઊંડો નિશ્વાસ નીકળ્યો. અને ગાંડાની જેમ હું પગથિયાં ઊતરી પડ્યો.

× × ×

સાત મહિના પછીની એક વાત હતી—દુઃખની જેમ કાળી ને આપત્તિની જેમ ભયંકર. રાતે એક વાગ્યો હતો. મેં મારા ઘરનું બારણું ખખડાવ્યું અને કાંઈ અવાજ ન સંભળાતાં એક ઊંડો નિસાસો નાખીને પાસે ખુરશી પર સૂતેલી અશક્ત અને દુબળી છાયા પર નજર નાખી. છાયાને ઉપાડીને સ્ટેશનેથી અહીં સુધી લાવ્યા હતા એ બંને મજૂરો તરફ પણ જોયું. ઝાંખા અજવાળામાં આ બધું કાંઈક સ્વપ્ન-સમ ભાસતું હતું.

મેં બે વાર બૂમ પાડી અને સાંકળ ખખડાવી. મકાનની છત પર બેઠેલાં જંગલી કબૂતર બીને ફફડ્યાં. ઉપરથી કાંઈક અવાજ સંભળાયે ખરો—જાણે કોઈ હોય એવો. હું ફરીથી સાંકળ ખખડાવવાનો હતો પણ અટકી ગયો. આ થોડી પળો દરમિયાન અનેક-વિધ મુશ્કેલીઓથી ભરેલું સાત મહિનાનું દુઃખમય જીવન મારી કલ્પના સમક્ષ તરવર્યું—લાહોરમાં વૈદો અને ડૉક્ટરોની પાછળ ભમવું, બધી બાજુથી નિરાશ થઈને હૉસ્પિટલમાં શરણું લેવું, ખર્ચો કાઢવા માટે રાતદિવસ તનતોડ મહેનત કરવી, એક્સ રે, ક્ષયનો ઇલાજ, હૉસ્પિટલમાં ગુજારેલા આશાનિરાશામય દિવસો, ક્યારેક આશાનો સંચાર તો ક્યારેક નિરાશાનાં વાદળાં, ઉનાળાની દુઃખદાયી ઋતુ, પહાડી હવા ખાવા જવું, પાછા ફરવું, અને હવે હાડકાંના માળખાં જેવી પત્ની, એવી જ કાળી રાત અને એ જ મકાન જે સાત મહિના પહેલાં તજ્યું હતું—બધું આંખ સમક્ષ તરવર્યું.

માએ બારણું ઊઘાડ્યું, મેં એનો ચરણ-સ્પર્શ કર્યો, એણે આશિષ પણ આપ્યાં, છાયાએ પણ રૂંધાયેલા અવાજે પ્રણામ કર્યા પણ ઊઠી ન શકી. માએ આશીર્વાદ આપ્યા : 'જલ્દી સાજી થઈ જા બેટી, અને સુખેથી જીવન ગાળ.' પછી છાયાને ઉપરના ખુલ્લા અને હવાવાળા ઓરડામાં મોકલી. મેં મજૂરોને એમની મજૂરી આપી, છાયાના આરામની વ્યવસ્થા કરી. બહાર વરંડામાં આવ્યો ને ટૂંકમાં માને મારી આપવીતી સંભળાવી. બાળકને જોવા માટે મારો આત્મા તલસતો હતો. માને પૂછ્યું તો એણે કહ્યું : 'ઉપર કૈલાસની પાસે જ સૂવે છે, હવે તો કાકા, દાદા બધું બોલે છે, અમારાથી તો બીતો જ નથી, બસ એની જ ધાક માને છે.'

હું ઝટપટ નીસરણી ચઢીને કૈલાસના ઓરડામાં પહોંચ્યો. એ કદાચ હમણાં જ વાંચીને સૂતો હતો પણ મારા અવાજથી જાગી ગયો હતો. એણે બત્તી કરી. અઢી વર્ષનો મારો નાનો અરુણ બાળપણની મીઠી માદક નિદ્રામાં મસ્ત હતો. એને શી ખબર કે એની મા પોતાની આશા-આકાંક્ષા સાથે મૃત્યુની અંધારી ગુફાના મોં સુધી પહોંચીને કઈ પળે અગાધ અંધકારમાં વિલીન થઈ જશે! એને શી ખબર કે એનો બાપ સંકટોના સતત હુમલાથી થાકી ગયો છે, હારી ગયો છે.—એ તો નિરાંતે ઊંઘતો હતો. કષ્ટ અને દુઃખથી અજાણ બાળપણની મીઠી, મસ્ત ઊંઘ!

માએ હસીને કહ્યું: 'આપણે દસ બૂમો પાડીશું તો ય નહીં જાગે, પણ કૈલાસ એક જ બૂમ પાડે તો તરત જાગશે.' અને કૈલાસને કહ્યું 'કૈલાસ, જરા બૂમ પાડ ભાઈ.'

કૈલાસે પોતાના નીરસ ને ભયાનક હાસ્ય સહિત બૂમ પાડી, બાળકે પણ ઊંઘતાં ઊંઘતાં જવાબ વાળ્યો. 'હાંજી!'

કૈલાસે કહ્યું : 'ઊઠ ભાઈ.'

બાળક ઊઠયું.

'સૂઈ જા!'

અને એ સૂઈ ગયું.

'ગા!'

અને બાળક સૂતાં સૂતાં ગાવા લાગ્યું.

'ઊઠીને નાચ!' કૈલાસે જાણે પોતાની જીત પર ગર્વથી ફૂલાતાં કહ્યું.

બાળક બીને ઊઠવા માંડયું એટલે મેં છાતી સરસું ચાંપ્યું. આટલી બધી કઠોરતા! આવા દુષ્ટ સાથે રહીને બાળક શોખીન ને ચંચળ શી રીતે બને? કદાચ એના જેવું નીરસ ને ગભીર બની જાય તો ય નવાઈ નહીં. પણ હું તો બાળકોની ચંચળતાનો પ્રેમી છું, મને તો બાળકોનું તોફાન ખૂબ ગમે છે. જે બાળક તોફાની ન હોય એ તો ઘરડા ડોસા જેવું લાગે. માએ કહ્યું, 'બસ બીએ છે તો આ જ ગુરૂથી. મને તો મારી બેસે છે, હઠીલો એવો છે કે ચીડાય ત્યારે હાથમાં જે હોય તે ભોંય પટકે છે. પણ જો કૈલાસ ઉપરથી માત્ર 'અરુણ'ની બૂમ પાડે તો સીધોદોર થઈ જાય છે.' ત્યારબાદ મા હસી પણ હું તો અરુણને છાતીએ વળગાડીને મારા ખાટલામાં સૂઈ ગયો ને વિચારવા લાગ્યો કે માના જીવતાં આ સ્થિતિ છે તો એના મૃત્યુ પછી શું થશે?

પછી જે વાત માએ, હમણાં જ કરી હતી તેનું દૃશ્ય આંખો સમક્ષ તરવર્યું અને મારું લોહી ઉકળી ઊઠયું. સવારે છાયાને કંઈક ઠીક હતું. આજે એના જીવનના નાટકનો અંત આવવાનો હતો એવી રજમાત્ર પણ શંકા નહોતી એટલે હું કામવશાત્ કપૂર્થલા ગયો. માએ મને કહ્યું કે લગભગ ચાર વાગે ચોળમાં ફેરિયા પાસેથી છાયાએ કાપડ ખરીદ્યું. પછી દરજીને બોલાવી કપડાં સીવવા આપ્યાં. ત્યારબાદ અચાનક એને ગભરામણ ઉપડી અને એણે કહ્યું : 'મા, પાણી આપો. એવું લાગે છે કે છેલ્લી ઘડી આવી પહોંચી છે.' માએ એને પાણી આપ્યું. પાણી પીધા પછી તે બેભાન થઈ ગઈ ને શ્વાસ ઉપડયો. ત્યારે ઘરમાં કૈલાસ ને મા સિવાય કોઈ નહોતું. અને ખાટલા પર કે માળ ઉપર મરવામાં હિંદુઓમાં અપશુકન મનાય છે. માએ કૈલાસને વિનવ્યો : 'ગમે તેમ કરીને મને જરા ટેકો કર હું છાયાને નીચે લઈ જાઉં.' પણ એને ઉપાડવાનું તો બાજુએ રહ્યું એ તો દર્દીના ઓરડા પાસે ફરકતો પણ નહોતો. અને મા તો બીચારી પાતળી ને અશક્ત હતી. પણ ખાટલા પર મરવાથી છાયાનો આત્મા નરકવાસી બને એવા ભયથી એણે એની બધી શક્તિ ખર્ચીને એને ઉપાડી, માંડ પગથિયાં સુધી પહોંચી ને ત્યાં ભોંય પર સૂવાડી કૈલાસને બૂમ મારી. એ તો શેનો ઊતરે? આખરે મા છાયાને ઘસડતી ઘસડતી નીચે લાવી ને જમીન પર સૂવાડી. મૃત્યુ પછી તો માનવીનું જે થવાનું હોય તે થાય, પણ મરણ પહેલાંય તારી આવી દુર્દશા થઈ શકે છે!

એ વખતે છાયાને ભાન આવ્યું અને કોઈ અજાણ શક્તિના બળે એ જરા ઊઠી. એણે આંખો ફેરવીને આમતેમ જોયું. મરણના આગમનથી એ જરાક ગભરાઈ હતી. 'હું કયાં છું?' એમ એણે પૂછયું.

માએ કહ્યું : 'તને ગભરામણ ઉપડી હતી.'

'મને ઉપર લઈ જાઓ.'

પણ એનો જવાબ સાંભળ્યા વગર એ સૂતી તે ઊઠી નહીં.

મા ઉપર જઈને એની પથારી લઈ આવી, એણે પથારી પાથરી છાયાને સુવાડી, ઓશિકે દાણા મૂકયા ને દીવો સળગાવ્યો.

મરતાં પહેલાં મારી પત્નીના જે બેહાલ થયા એનું વર્ણન સાંભળીને હું ગાંડા જેવો થઈ ગયો. મનમાં થયું કે મરી જાઉં કાં તો મારી નાખું. પણ વખત વિચારીને ગમ ખાઈ ગયો લાચારીએ મારા હોઠ સીવી લીધા. આંખોએ એના દબાઈ ગયેલા ગાલ, મીંચાયેલી આંખો ને બીડાયેલા હોઠ જોયા ને એ રડી પડી.

સવારે એના શબના અગ્નિસંસ્કાર કર્યા. મેં હેલી વાર એનું મોં જોયું હતું. ચંદ્રમા જેવા સુંદર મોં પર અત્યારે જાણે કોઈએ શાહી ચોપડી હતી, ભરેલા ગાલ ચોંટી ગયા હતા, અને આંખો ઊંડા ખાડામાં ઊતરી ગઈ હતી. આ શરીરમાં કેવું કોમળ ને નિર્દોષ હૃદય હતું! એને કેવી જલ્દી ઠેસ વાગતી હતી! પણ હવે...હવે...આ નિષ્ઠુર ધરતી, આ સૂકાયેલાં લાકડાં ને અગ્નિ! સંતોષનો બંધ તૂટી ગયો, ખૂબ રડ્યો, મન ધરાય એટલું રડ્યો. પાછો આવ્યો ત્યારે માથું ભારે હતું. આવીને છાનોમાનો ઓરડામાં સૂઈ ગયો. આખો દિવસ દુઃખ દરાવવા આવનારાઓની હાર ચાલુ રહી પણ મને આ બધી બાબતો પ્રત્યે તિરસ્કાર હતો.

ભાઈના શુષ્ક વ્યવહારે મારા દુઃખને બમણું કરી મૂકયું હતું.

× × ×

છાયાનું બારમું તેરમું ને ક્રિયાકાંડ પતાવીને લાહોર જવા તૈયાર થયો ત્યારે અચાનક કૈલાસે આવીને અરૂણની માંદગીની ને ડૉકટર બોલાવવાની વાત કરી. મેં મારા દીકરા તરફ જોયું. એ કૈલાસના ખોળામાં ઉદાસ ને અશક્ત બનીને સૂતો હતો. એને મેં મારા ખોળામાં લીધો. આ દિવસોમાં હું એના પ્રત્યે બેપરવા બન્યો હતો. સાચી વાત એ હતી કે હું મારા દુઃખમાં મને પોતાને, બાળકને, બધાંને ભૂલી ગયો હતો. છાયાનું મરણ તો પહેલેથી કલ્પેલી વસ્તુ હતી, છતાં પણ પ્રેમ અને સંલગ્ન, એકતા ને અનન્યતાના ચાર વર્ષ પછીનો વિયોગ! મારું મગજ આખું ખરાબ થઈ ગયું હતું. મેં પહેલી ગાડીમાં જવાનો વિચાર માંડી વાળ્યો ને અરૂણને દાકતરને ત્યાં લઈ ગયો. અરૂણને ખાસ કોઈ રોગ નહોતો લાગુ પડયો, અશક્તિ હતી અને ગળામાં થોડી ગાંઠો હતી. દાક્તરે શક્તિની દવા આપી ને ગળે આયોડેક્સ ચો-ળ્યું સાંજે ફરી પાછો જવા તૈયાર થયો ત્યારે કૈલાસે આવીને પૂછ્યું : 'ભાઈ, દાક્તરે શું કહ્યું છે?' મેં કહ્યું : 'આ શક્તિની દવા આપી છે, સવાર-સાંજ એકએક ચમચો આપજે. હું લાહોર જઈને આયોડેક્સ મોકલીશ. અને બીજી સારી શક્તિની દવા પણ.'

અને લાહોર આવ્યે થોડાક જ દિવસ થયા ત્યાં કૈલાસનો પત્ર આવ્યો. લખ્યું હતું કે આયોડેકસ જલદી મોકલો. મારી તબિયત અહીં આવ્યા પછી લથડી હતી, કાંઈક વિચિત્ર પ્રકારની આળસ શરીરમાં ઘૂસી ગઈ હતી એટલે દવા મોકલી ન શકયો. કૈલાસના બીજા બે પુત્રો આવ્યાં. પણ મારું મન ચકરાવે ચડ્યું હતું. ફરી પાછો એનો એક પત્ર આવ્યો. જેમાં લખ્યું હતું—શકિતની દવા ખલાસ થઈ ગઈ છે અને બીજી કોઈ દવા મોકલો. એ દિવસે મારી તબિયત સારી ન હતી, પણ દાકતરને ત્યાં તો ગયો. દાકતરની આજ્ઞા પ્રમાણે 'ગ્રીમોલ્ટ સીરપ'ની એક બાટલી અને આયોડેકસની એક શીશી ખરીદીને પાછો આવ્યો. વિચાર કરતો હતો કે આ બંને વસ્તુઓ કેવી રીતે મોકલું? ત્યાં તો કૈલાસનો તાર આવ્યો : 'અરૂણની હાલત ગંભીર છે. જલદી આવો.'

મારા પગ ઢીલા થયા. ટાઈમ-ટેબલ જોયું. ગાડી ઊપડવાને પંદર મિનિટની વાર હતી. દોડતો દોડતો સ્ટેશન પર પહોંચ્યો. ડબ્બામાં પગ મૂકયો ને ગાડી ઉપડી. સીટ પર બેઠો ને ઊંઘી ગયો.

એક મુસાફરે પૂછ્યું કે તમારી તબીઅત ખરાબ છે? પણ હું બોલ્યો નહીં. છાનોમાનો સૂઈ રહ્યો. લોધ્રિયાં સ્ટેશન આવ્યું અને જલદી ટિકિટ આપીને હું દોડ્યો. ઘર બહુ દૂર ન હતું; છતાં માર્ગ ખૂટતો ન હતો. તાવ અને ચિંતાથી પગ ધ્રૂજતા હતા. ઘેર પહોંચ્યો. અરૂણને એટલો બધો તાવ હતો કે એનું ભાનેય જતું રહ્યું હતું. હું દાકતરને તેડી આવ્યો. દાકતરના જણાવ્યા પ્રમાણે અરૂણને ન્યુમોનીયા થયો હતો, અને જરાક બેદરકારી એનો જીવ લઈ શકે એમ હતી.

મને પોતાને તાવ લાગુ પડ્યો હતો. મેં લાચાર આંખો વડે કૈલાસ તરફ જોયું, પણ દાકતરની વાતથી એને આઘાત લાગ્યો હતો. અરૂણ સાથે એને પ્રેમ થયો હતો. રાતદિવસ એની જ સામે રહેતો હતો.





મે જોયુ કે કૈલાસનો રગ પીળો થઈ ગયો હતો ને એ અનિમેષ નયને અરુણ તરફ જોઈ રહ્યો હતો, જાણે કોઈ શાહુકાર પોતાની લૂટાતી જતી સપત્તિ તરફ જોઈ રહ્યો હોય એમ.

મે એનો ખભો હલાવ્યો. એ ચમક્યો મે કહ્યુ. 'મારો જીવ ડહોળાય છે જા દાકતરને ત્યાંથી દવા લઈ આવ' એ દાકતર સાથે ગયો.

× × ×

જેટલી કાળજીપૂર્વક કૈલાસે અરુણની ચાકરી કરવા માંડી એવી તો હુ કે એની સ્વર્ગસ્થ મા ય ન કરી શકત કેટલીય રાતો એ એના ઓશિકે જાગતો બેસી રહ્યો, નિયમિત રીતે દવા પીવડાવતો રહ્યો અને હુ તો ચેતનવિહોણો બનીને કામ કરતો રહ્યો

એક રાત્રે ફરી પાછાં વાદળ ઘેરાયાં, વીજળી ચમકવા માંડી અને વટોળના વેગથી બારણાં ખખડ્યાં મારુ હૃદય ચિરાઈ ગયુ અરુણની સ્થિતિ કંઈક સુધરતી જતી હતી ને આશા હતી કે એને થોડા દિવસમાં આરામ થઈ જશે પણ આ કમબખ્ત વાદળાં! એને શેનો આરામ પામવા દે! અમે બારણાં વાસ્યાં, ઓરડામાં ભઠ્ઠી સળગાવી રાતે અગિયાર વાગ્યે અરુણને શ્વાસ ઊપડ્યો મે કૈલાસને કહ્યુ 'લક્ષણ સારા નથી, દાકતરને બોલાવ' કૈલાસ ગયો બારીના કાચમાંથી મે જોયુ—મૂશળધાર વરસાદ પડતો હતો એક હાથમાં બૅટરી ને બીજા હાથમાં છત્રી પકડીને, વટોળનો, અંધારાનો ને વરસાદનો સામનો કરતો કરતો કૈલાસ જતો હતો શરીર પર માત્ર એક ખમીસ ને નીકર હતાં ભયથી હુ અચાનક ધ્રૂજી ઊઠ્યો બારી ઉઘાડીને મે બૂમ પાડી 'કૈલાસ, કામળો લઈ જા શરદી લાગશે.' પણ એણે કાં તો સાંભળ્યુ નહીં અથવા તો સાંભળ્યુ તો ગણકાર્યું નહીં આંધીની જેમ આગળ વધતો ગયો મે બારી બંધ કરી ને ઊંડો નિશ્વાસ નાખી ઓશિકે બેસી ગયો

એકાદ કલાક પછી દાકતર આવ્યા, પોતાનો નીતરતો કોટ ખીંટી પર ટીંગાડીને, હાથ તપાસીને દાકતરે સ્ટેથોસ્કોપ માડ્યુ, અરુણને તપાસ્યો અને એક ચમચીમા થોડી દવા કાઢીને એને પીવડાવી.

આજે રાત્રે જો અરુણને કાંઈ ન થાય તો એ છૂટી જશે એવી ખાત્રી આપીને દાક્તરે કોટ પહેર્યો, છત્રી ઉપાડી ને જવા માડ્યુ મે ખીસામાંથી દસ રૂપિયાની નોટ કાઢીને એમને આપી એ ગયા કૈલાસ પણ દવા લેવા દાકતર સાથે ગયો આખી રાત અમે જીવ ઊચો નાખીને એની પાસે બેસી રહ્યા, દવા પીવડાવતા રહ્યા, પણ આ તમામ મહેનત-મજૂરી ને સાવચેતી રાખવા છતા અરુણ ન બચ્યો પાછલા પહોરે હુ કાંઈક થાક્યો હતો, મારુ આખુ શરીર દુખતુ હતુ એટલે હુ કૈલાસને બેસાડી જરાક આડો પડ્યો

એક ઘા રૂઝાયો નહોતો ત્યા બીજો વાગ્યો સવાર થતાં થતાં તો ઘરમાં રોકકળ મચી અને હુ તો હિંમત હારી ગયો ગમે તે થાય પણ મરેલાના અગ્નિસંસ્કાર કરવાના જ રહ્યાં હુ એવો અશક્ત બની ગયો હતો કે સ્મશાન સુધી પહોંચવુ મારા માટે અઘરુ હતુ સ્ત્રીઓએ નવડાવી-ધોવરાવીને અરુણને કફનમા વીંટાળ્યો હતો ગોરમહારાજે પણ બધી વિધિ પતાવી હતી ન્યાતના કેટલાક માણસો પણ આવ્યા હતા પણ હવે ઉપાડે કોણ? હુ તો જ્યારથી આવ્યો ત્યારથી તાવમા રિબાતો હતો ને ઉપરથી આવો આઘાત! મે કૈલાસને બૂમ પાડી એ ત્યા નહોતો બધા ઓરડા ખૂંદી વળ્યા આખરે આથડતો-કૂટાતો ઉપર ગયો એના ઓરડામા પહોચ્યો ત્યાં એ ઊંધા માથે પથારીમા પડ્યો હતો

મે એને બૂમ પાડી, એ ન બોલ્યો કે ન હાલ્યો પરાણે એનુ માથુ ઊંચુ કર્યું તો એની આંખો લાલ હતી ને પથારી ભીની થઈ હતી

મે કહ્યુ 'કૈલાસ જરા ધીરજ ધારણ કર' અને એ—જેને હું નિષ્ઠુર કહેતો હતો—બાળકની જેમ ડૂસકા લેવા માડ્યો

★




## છેલ્લો હપ્તો

[ મારી સફરનો આ છેલ્લો હપ્તો છે. મારા જીવનમાં અથડામણો અને પ્રસંગોનો પાર નથી. હું ફરતો જ રહ્યો છું. એમાંથી જ મેં મારી પ્રકૃતિદત્ત શકિત કેળવી છે. ૧૮ વરસનો એક ગુજરાતી છોકરો બિહારના એક ગામડામાં બિહારી ગામડિયો બનીને વસી રહેલો કલ્પો. હું એ રીતે રહેતો હોઈશ ત્યારે મારું ગુજરાતીપણું અને પરદેશીપણું છુપાવવા મારે શું કરવું પડ્યું હશે? હું સંન્યાસી નથી સંન્યાસીના આચારણ કે નિયમ–વ્યવસ્થા, પરિપાટી કંઈ જ જાણતો નથી છતાં, સંન્યાસી બનીને સંન્યાસીઓના મઠમાં ફરતો હોઈશ ત્યારે મારા અનુભવમાં શું શું આવતું હશે! મારી વાતની સાબિતી હું કદી આપવા ચાહતો નથી. જે છે તે જ મારે કહેવાનું અને માનવાનું. આ તો વાનગી રૂપે જરા કહી દીધું, મારી દ્રઢતા અને ધીરજ તે તે જાતના પ્રસંગોમાંથી કેળવાયાં છે. એમાંથી હું તેનું, પ્રત્યક્ષ પાઠથી મનોવિજ્ઞાન શીખ્યો છું. એ હું કહું છું ત્યારે બીચારા ઘરઘોલકી માણસોને ન માન્યા જેવું લાગે છે. ચાર ઘોડા જોડેલી ગાડીને જોઈ જેઓ નવાઈમાં ડૂબે તેમને વગર બળદે ચાલતી મૉટરની વાત હસી કાઢવા જેવી જ લાગે. હું જે કહું છું તે એવા અનુભવનું વર્ણન છે, જે સામાન્ય માનવોને સ્વપ્નમાં પણ અનુભવવા મળતું નથી. તેઓ એને કેમ માને?

મને, મારી વાતને, મારા સહવાસને સહન કરવાં એ અઘરું છે. ઘણો અઘરો માણસ હું છું. હું કોઈને અનુકૂળ નથી થતો. કોઈએ મને અનુકૂળ થવું જોઈએ. તો જ મને સમજી શકાશે. ]

અકસ્માતમાંથી જગત નીપજ્યું છે.

અકસ્માતમાંથી જીવનનું નિર્માણ થયું છે.

અકસ્માતમાંથી વિચિત્ર સૃષ્ટિ રચાઈ છે.

અકસ્માત ન હતું તેવું કંઈક બનાવી કાઢે છે અને એમાંથી એક સ્વરૂપ ઘડાય છે.

અકસ્માતમાંથી નિયમ જન્મે છે.

અકસ્માત એ પ્રકૃતિનો મહાન નિયમ છે અને એનું નામ ગતિ, માયા, પ્રકૃત્તિ અને બ્રહ્મ છે.

આ સમસ્તની પાછળ મૂળ શું છે, એ કોઈથી કળી શકાયું નથી અને તેથી જ તેને બ્રહ્મ કહીને તત્વચિંતકોએ પોતાની જ્ઞાન શકિતનું છેવટ આણ્યું છે.

બ્રહ્મ શું છે, એ કોઈ જ સમજાવી શક્યું નથી અને શકશે પણ નહિ. એના ભ્રમનો પાર નથી.

મારા જીવનના ઘડતરમાં અકસ્માતોની પરંપરા ચાલતી આવી છે. એવા અકસ્માતો કે જરા આ બાજુ ડોલી જાઉં તો વિનાશ.

એવો અકસ્માત આવે છે ત્યારે હું શાંત, સ્વસ્થ અને સ્થિતપ્રજ્ઞ બની જાઉં છું. સ્વભાવે હું ક્રોધાળ છું. પણ અકસ્માતમાં ઘેરાઉં છું ત્યારે, મને નવાઈ લાગે છે કે મારો ક્રોધ જાય છે ક્યાં? જો એ ઝબકી જાય તો મારું જીવન ખતમ.

એ અકસ્માતોમાં હું કદી પડ્યો નથી આગળ વધ્યો છું.

નટ પોતાનું સમતોલપણું સંભાળી શકે તો જ એ પાર જાય છે અને વાહવાહ કહેવડાવે છે. જીવનમાં ડગલે ને પગલે અકસ્માતો આવે છે. એ સમયે માણસ માનસિક સમતુલા ચૂકવા ન દે તો પાર ઊતરી જાય છે.





જીવન ખેલવાનું છે.

સફળ ખેલાડી જ મહાત્મા. વીર પંડિત કે મહાન માનવી બને છે. પોતાને ખેલવાના અભિનયમાં યોગ્ય રીતે સફળ ન થાય તે કંગાલ રહી જાય છે.

સત્ય કે અસત્ય એ શબ્દો સામાન્ય માનવો માટે છે. અસફળતા એ અસત્ય અને સફળતા એ સત્ય. જેણે પોતાનું પાત્ર બરાબર ભજવ્યું એ સત્યવીર અને જેનો ફિયાસ્કો થઈ ગયો તે જૂઠો. એ બધા અકસ્માતો છે અને તે વેળા સ્વસ્થ રહી શકે છે, તે અકસ્માતમાં હણાતો નથી.

ઘણા આકસ્મિક પ્રસંગોએ જ મને એકેક પગ થિયું પ્રગતિની સીડીએ ચડાવ્યો છે.

હું અતડો છું એ મારો સ્વભાવ છે. પણ અતડા રહેવાનું કારણ જે કડવાશ કે અભાવ હોવાં ઘટે, તે મારામાં નથી હોતાં. સામે ચાલીને હું કોઈને નમતો નથી. પ્રસંગ પાડવાની પહેલ હું નથી કરતો. પણ કોઈ મળે કે પ્રસંગ પાડે તો હું મારો આત્મા એને ઢાળી આપું છું. મારી આ પ્રકૃતિ ન સમજે તે મને સમજવામાં મોટી ભૂલ કરી બેસે છે.

હું સ્વાભિમાની છું.

આ સ્વાભિમાન મારા આત્મગૌરવનું હોય છે. એ ઘમંડ નથી હોતું. સ્વ. મોતીભાઈ અમીન સાથે એકવાર બહુચરાજીમાં પુસ્તકાલય પરિષદમાં ગયો. કામવાળાની કંઈ ગોઠવણ કથળી હશે. મેં જૂઠાં વાસણો માંજી નાખ્યાં કપડાં ધોઈ નાખ્યાં. અને પથારીઓ પાથરી. એ મારો વિવેક છે. જેલમાં અમે સત્યગ્રહીઓએ સામુહિક કામની વહેંચણી કરેલી, વાસણ માંજવાનું મેં લઈ લીધેલું. સુપરિન્ટેન્ડેન્ટ પધારે ત્યારે સૌએ ઊભા થઈને બબ્બેની હારમાં વિવેક ગખવવાની આજ્ઞા થઈ તો મેં સૌ પ્રથમ ઇન્કાર કર્યો. બરેલી જેલમાં ત્યારે પં. જવાહરલાલજી અને પછી બાબુ સંપૂર્ણાનંદ, બાબુ શ્રીપ્રકાશ અને બીજા આગેવાન નેતાઓ પણ હતા. તેમની પાસેથી પેગામ મેળવીને જેલરે સમજાવ્યું કે જેલના નિયમોને પાળવા એ સત્યાગ્રહીનો ધર્મ છે એ ધર્મને મેં ઠોકર મારી દીધી. હું જ્યાં અનુચિત કે હિણપત જેવું સમજું ત્યાં લડાઈ માંડી દઉં. સામે ભલે સાક્ષાત પરમેશ્વર હોય. પણ બીજી જ પળે મને સમજાયું કે ત્યાં મારી ભૂલ છે તો તેનો સ્વીકાર કરીને નમું પણ એટલો જ.

આ પ્રકૃતિને સમજનારા સામાન્ય માણસો હોતા નથી. તેથી સામાન્ય માણસો મારા મિત્રો નથી. વિશેષ પ્રકારના માનવો સાથે પ્રથમ પરિચય પાડવાની મારી ટેવ ન હોવાથી કોઈ સાથે મિત્રાચાર કેળવાતો નથી. તેથી મારે ઓછામાં ઓછા, એટલે સંખ્યાની દૃષ્ટિએ કહું તો મિત્રો નથી. છે, તેઓ અકસ્માત મળી ગયા છે અને તેઓ મારા જીવનને ટેકારૂપ બન્યા છે.

હિમાલયથી પાછો આવ્યા પછી ચારેકોરથી સળગી ઊઠેલા એક સાંકડા વર્તુળમાં હું ઊભો હતો.

કાલે સાંજે મારે રવાના થવું જોઈએ.

સાથે સો રૂપિયા જોઈએ.

એક પાઈ, ખરેખર એક પાઈ મારી પાસે નહિ. કોઈ કહે એક પાઈમાં અમદાવાદ આપું તો તે લેવા પણ હું અશક્ત હતો.




'કાલે' હું ગયો. મળ્યા. અરધા કલાકની વાતમાં બધું પતાવી લીધું. મારાં પુસ્તકો છાપવાનું શ્રી ઇશ્વરભાઈએ સ્વીકારી લીધું.

'કંઈ જોઈશે ?'

'સો રૂપિયા.'

'લઈ જાઓ.'

એ સો રૂપિયાની નોટો લઈને સાંજની ગાડીમાં ઊપડી ગયો. એક પાઈની વ્યવસ્થા થઈ શકે એવો કોઈ મળ્યો નહોતો ત્યાં પૂરા સો આવી પડ્યા અને કામ બની ગયું.

આવા સંસ્કારી સજ્જનો મિત્રરૂપે મને ઘણા મળ્યા છે પણ મને સમજી શક્યા હોય એવામાં તો અત્યારે બે જ છે. તેમાંના બીજા ક્રમે શ્રી ઇશ્વરભાઈ છે. સજ્જનમૂર્તિ છે. વ્યવહારના છાંટા એમને ઊડ્યા છે પણ એમના અંતરને ડાઘ નથી લાગ્યો. એમણે મને કંઈક અંશે ઓળખ્યો છે.

* * *

બીજા છે શ્રી બાબુભાઈ રણછોડદાસ દલાલ. મને ઓળખી શકવામાં તેઓ પ્રથમ ક્રમમાં છે.

મુંબઈના વતની.

લખપતિ પિતાના પુત્ર.

એકના એક પુત્ર.

ઉચ્ચ કુટુંબ અને મુંબઈની જાહોજલાલી. એમાંથી એમનું માનસ પોતાના વિચક્ષણ વિચારક બળથી કેળવાયું. કોઈનો પણ આધાર લીધા વિના પોતાની રીતે કોઈ પણ વસ્તુને ચારેબાજુથી ચકાસીને તેઓ વિચારે છે.

૧૯૩૭-ની સાલ.

હું વસોમાં સ્વ૦ મોતીભાઈ અમીન પાસે બાળ-સાહિત્યનાં પુસ્તકોનો સર્વસંગ્રહ તૈયાર કરતો હતો.

ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં મારા એક બીજા સ્નેહી શ્રી પુરુષોત્તમ છ. શાહને મળવા ગયેલો. તેમના સ્નેહી તરીકે શ્રી બાબુભાઈ દલાલ ત્યાં આવેલા: સમાનતા એકતા જન્માવે છે.

ફિલ્મ ઉદ્યોગ વિષે વાતો ચાલતી હતી. શ્રી. બાબુભાઈ એક ફિલ્મ ઉદ્યોગમાં પડવાની તૈયારી કરતા હતા. આપણા ફિલ્મ ઉદ્યોગના આદિ પુરુષ જેવા સ્વ. માણેકલાલ બી. પટેલ તેમના ભાગીદાર બનતા હતા.

ફિલ્મ વિષેની તેમની વાતોમાં મેં મારો અભિપ્રાય કહી નાખ્યો.

મારો અભિપ્રાય તદ્દન વિચિત્ર અને આગવો હતો. પણ બીજાને નગણ્ય લાગે એવા એ અભિપ્રાયમાં શ્રી. બાબુભાઈને મૌલિક વિચારસરણી દેખાઈ.

તરત જ તેમણે કહ્યું : હું બોલાવું તો તમે મુંબઈ આવો ખરા ?

"જરૂર આવું."

"તમને શું આપવું જોઈએ ?"

"જે ઇચ્છો તે."

"ના, મારા એક પ્રતિનિધિ બનીને અમારા નવા વ્યવસાયમાં તમારે કામ કરવાનું છે. પણ બધું ચોક્કસાઈથી.'

ચોક્કસ સમજી લઈને હું મુંબઈ ગયો.

ફિલ્મનું કામ શરૂ થયું.

મેં મારો અભિપ્રાય શ્રી બાબુભાઈને આપી દીધો કે આ ફિલ્મ ચાલશે નહિ. આમાં પડ્યા તો ઊભા નહિ થઈ શકો.

સ્વ. માણેકલાલ પટેલે કહ્યું કે, મારો વર્ષોનો અનુભવ છે.

મેં દલીલ કરી કે લોકમાનસ બદલાય તેમ જૂના પ્રકારો પણ બદલાય. તમારો પ્રકાર જૂનો થઈ ગયો છે.

મારી વાત શ્રી. બાબુભાઈ સમજી ગયા પણ સ્વ. માણેકલાલ પટેલ માન્યા નહિ.

મારી એક ફરજ રૂપે મેં છૂટા થઈ જવાનું નક્કી કર્યું. હું એ જોઈ ન શકું. છૂટો થઈ





એ ફિલ્મ પૂરી થઈ પણ એમની એમ પડી રહી.

શ્રી. બાબુભાઈના સંપર્કમાં મને નવી હુંફ મળી છે. મારાં પાપ અને પુણ્યને એમણે કદી જોયાં નથી. એમણે મને જ જોયો છે. જેટલો મને તેઓ સમજી શક્યા તેટલો જ હું તેમને સમજી ગયો. જેમ કોઈ બંધાણીને અમુક સમયે નશો ઊતરી જાય અને માદક દ્રવ્ય લીધા વિના ચેન ન પડે તેમ અમે એક બીજાને અમુક સમયે મળ્યા વિના બેચેની જેવું અનુભવીએ છીએ. જ્યારે મળીએ છીએ ત્યારે કલાકોના કલાકો અમારી વાતો એકબીજાને સંભળાવીએ છીએ. એ વાતોમાંથી હું કંઈ ને કંઈ નવું દૃષ્ટિબિંદુ મેળવતો આવ્યો છું. વિદ્વાનો, પંડિતો, સાધુઓ, સાધકો ઘણા જોયા. પણ શ્રી. બાબુભાઈ જેવી સ્વાધીન અને વૈજ્ઞાનિક વિચાર પદ્ધતિ આટલા અંશમાં મને ભાગ્યે જ દેખાઈ છે. કેવળ જીવનદર્શી દૃષ્ટિ. સ્વચ્છ માનવતા. શુદ્ધ આચાર. પાઈ પાઈનો હિસાબ અને લાખેણી દાનાઈ. માંડવે માંડવિયા અને જાનમાં જાનૈયા; એવી વ્યવહારકુશળતા: સંપૂર્ણ ગૃહસ્થી છતાં સંન્યાસી.

મારી સફરના અંતે આ બે સન્મિત્રો મારા વિરામ રૂપ છે. મારા એમને વંદન હો!

હવે મારે કામ શું કરવું એ પ્રશ્ન આવ્યો.

બાબુભાઈએ કહ્યું: દરેક માનવીમાં પ્રકૃતિએ એકેક વિશેષ શક્તિ આપી હોય છે. એ જ એના જીવનની સંપત્તિ બને છે. એનો વિકાસ અને એનો આધાર વધારતા રહેવું જોઈએ.

તમારી એવી પ્રિય કાર્યશક્તિ બાળસાહિત્ય છે. એને જ લઈને બેસી જાઓ. પ્રેમાનંદની પેઠે, કવિ નર્મદની પેઠે પણ લઈ લો.

મેં કહ્યું: એક તો પ્રૌઢ સાહિત્યમાં જ કોઈ દમ નથી અને સાહિત્યકારો ભૂખે મરવાની બૂમો પાડે છે ત્યાં બાળ-સાહિત્યને વ્યવસાય બનાવું તો મારી શી દશા થાય?

બાબુભાઈએ કહ્યું: એ જ નિર્બળતા. ગીતાના "કર્મણ્યે વાડધિકારસ્તે" નો અર્થ અહીં ઘટાવવાનો છે. તમારી શક્તિને અનુકૂળ એવું કોઈ પણ કાર્ય લઈને બેસી જવું અને એની પાછળ ખુવાર થવું એ તપ છે, પ્રકૃતિએ તમને જે બળ આપ્યું છે, એનો જ તમે ઉપયોગ કરો છો ત્યારે એ તમારું અધિકારવાળું કર્મ બને છે. એનું ફળ તમે ચાહો કે ન ચાહો તો પણ આપવું જ જોઈએ, એ પ્રકૃતિનો ગુણ છે.

વર્ષો પહેલાંની એક આગાહી મને સાંભરી. ત્યારે અમદાવાદમાં શ્રી. રામનારાયણ વિ. પાઠકના નાના ભાઈ શ્રી. પ્રાણજીવન પાઠક મારા વાલી બન્યા હતા. નદી પાર લાલશંકર ઊ. સાર્વજનિક દવાખાનામાં સુરતના એક નાગર ગૃહસ્થ ડૉકટર હતા. ત્યાં હું રહેતો અને જમતો. ત્યારે મારી એક વાર્તા 'બાલમિત્ર'માં છપાઈ. ડૉકટરનાં પત્નીએ વાર્તા વાંચી. એ વૃદ્ધ સન્નારીનું ભવ્ય વ્યક્તિત્વ હજી મને સ્મરણમાં છે. વિદ્યાબેન નીલકંઠને જોઉં છું ત્યારે એમનું સ્મરણ થઈ આવે છે. એવો જ દેહ અને એવી જ ભવ્યતા.

તેમણે મને પૂછ્યું: આ વાર્તા તેં લખી?

મેં કહ્યું: જી.

તેમણે પ્રસન્ન થઈ ને કહ્યું: જા, તું મોટો લેખક થઈશ.

હું તો મજાક સમજ્યો. હું વળી લેખક શી રીતે થઈ શકું?

'સાચું કહું છું. તું લેખક જ થવાનો.'

'મારે વકીલ થવું છે.'

'નકામા ઘોડા ના ઘડીશ. લેખક જ થજે.'

આ શબ્દો જાણે કે એક ભવિષ્ય હતું.

જ્યારે બાબુભાઈએ પણ આ જ સલાહ આપી ત્યારે બાળસાહિત્યને જ વ્યવસાય બનાવવાનું નક્કી કર્યું. બાબુભાઈની સલાહ એટલે ચોક્કસ વાસ્તવિકતા.



એમના નિર્ણયમાં પરિસ્થિતિની વિચારણામાં કચાશ નથી હોતી.

નિર્ણય કરી લીધો.

પૈસા આપે તેને જ સાહિત્ય આપવું એ પણ નિર્ણય કર્યો.

બાળસાહિત્યના પૈસા કોણ આપે ?

બાબુભાઈ કહે : આપવા જ પડશે. બાળસાહિત્ય નગણ્ય નથી. પ્રજાના ઘડતરનો એ પાયો છે. જ્યારે પ્રજાના ઘડતરનો પ્રશ્ન આવશે ત્યારે તમારી આવશ્યકતા સૌ પ્રથમ અને કિમ્મતી બનશે.

'અત્યારે ખાવું શું ?'

'એ તપ. તપો એટલે ફળ. કોઈની મદદ કે સહારા ઉપર નભવાની ઈચ્છા ન કરશો.'

તપ આદર્યું. જે મિત્રોએ આ વાત જાણી તેમણે મને બેવકૂફ ગણ્યો. ઘણા તો હસ્યા. બાળપત્રના એક તંત્રીએ તો ત્યાં સુધી કહ્યું કે પૈસા આપીને બાળસાહિત્ય છાપવું એ વાત જ ખોટી છે. બાળસાહિત્યમાંથી પૈસા મેળવવાની વાત તો મૂર્ખતા જ ગણાશે. પૈસા આપીને તમારું સાહિત્ય નહિ છાપીએ તો અમારાં માસિકો બંધ નથી પડવાના.

આજે હું સગર્વ કહી શકું કે બાળસાહિત્યના લખાણ માટે મને જે પૈસા મળ્યા છે એટલા કોઈ પણ ગુજરાતી સાહિત્યના નામચીન લેખકને નહિ મળ્યા હોય.

મેં મારાં લખાણોને બીજી ભાષાનાં એ જ જાતનાં લખાણો સાથે સરખાવી જોયાં છે. મને એટલો સંતોષ તો જરૂર થયો કે મારાં લખાણો ઊતરે એવાં તો નથી જ, પરંતુ મારા બાળસાહિત્યમાં ખરેખર બાળ માનસની સૃષ્ટિ ખડી થાય છે ને ક્યારેક ચડિયાતી પણ બની જાય છે. બાળભાવના ભૂલેલા મોટેરાઓને આ સમજાતું નથી અને ત્યારે તેઓ બાળસાહિત્યને ચકાસવામાં પાછા પડે છે.

વૉલ્ટ ડિઝનતું મીકીમાઉસ અને મારું 'ચુંચુ મુંચુ' લઈએ. મેં જે પ્રસંગો આપ્યા છે, એવા પ્રસંગો ડિઝનીભાઈ કલ્પી શક્યા નથી. એની કળા એક પ્રસંગ ઊભો કરે છે. કલ્પના કથાનક રચી શકતી નથી. હું કથાનક રચું છું. મારા એ કથાનકને ડિઝની જેવો કળાકાર મળે તો એ 'ચુંચુ મુંચુ' રંગ લાવી દે. બાળમાનસ કથાનક જેટલું વધારે સમજે તેટલો કટાક્ષ ન અનુભવી શકે.

કોઈને આમાં આત્મશ્લાઘા લાગે તો નવાઈ નહિ હું જે સમજણથી આ લખી રહ્યો છું, એ મારા માટેના વખાણના હેતુ નથી. નિર્વ્યાજ ભાવે કંઈ વાત કહેવામાં મારે સંકોચ શાનો ! મારાં વખાણ હું નથી કરતો પણ મારી વાત હું સમજી શકું છું, તે રીતે હું જ મૂકી શકું. મારી જાતનું હું તટસ્થ અવલોકન હમેશાં કરું છું. તેમાં મારામાં ગુણો કરતાં અવગુણો મને વધારે દેખાય છે. મારા બાળસાહિત્યના દોષો પણ છે. એ કહેવાનો સમય આવશે તો એ પણ કહીશ. એટલી જ સ્પષ્ટતાથી. અહીં તો મારે મારા ગુણની જ કિંમત આંકવી છે. મારી રીતે એ હું આંકી શકું છું, ઘણાને અસહ્ય લાગે એ પણ હું જાણું છું.

હું બાળસાહિત્ય લખવા બેસું છું, ત્યારે તે તે વાર્તાનાં પાત્રોને મારી સામે પોતે જ કહેતાં અનુભવું છું. અને નામ ? મારાં પાત્રોનાં નામ પણ મને એવી જ રીતે મળે છે. એ નામમાંથી જ એક વાર્તારસ ટપક્યા કરે છે. મૌલિક બાળસાહિત્ય આપવાની પહેલ મેં જ કરી છે, એ પણ હું કહી શકું.

જીવન એક સફર છે.

પરિશ્રમ છે.

થાક છે.

અંતે સુખદ ફળ સાંપડે છે.

એ સફર પોતાની કલ્પેલી ખોટી લીલા ન હોવી





જોઈએ. એના પરિશ્રમમાં ચારૂને બદલે કંટાળો હોય છે. એનું પરિણામ દુઃખ છે.

તમને ઘઉં મળે તો ઘઉંમાંથી બનતી બધી વાનીઓનો સ્વાદ તમે પામી શકો. પણ તે ય તમે જાતે તે બનાવી શકતા હો તો નહિ તો પાસે ઘઉં હોવા છતાં તમે ઢંગધડા વિનાની ભાખરી જ શેકી ખાઓ. પ્રકૃતિએ તમારામાં ઘઉં રૂપી બળ આપ્યું હોય તો તમે તેને તેની રીતે કેળવો પણ તેમાંથી ચોખાની વાનીઓ ખાવાની કલ્પના ન કરશો.

સંસાર ખારો અહીં થાય છે. આ બધી માયા માયા સમજાય નહિ ત્યારે તો દૈવનો દોષ, કર્મના દોષ, વિધિના લેખ ઇત્યાદિ માન્યતાઓમાં અટવાઈને 'હાશ' કે 'હાય' કહીને શાંત રહેવું પડે છે.

પ્રકૃતિનાં બળો જીવનમાં કઈ રીતે કામ કરી જાય છે, એ કોઈને ક્યારે ય સમજાતું નથી પરંતુ એનું કામ પૂરું થયા પછી એના પરિણામ ઉપરથી એ કાર્યનિયમનનો બોધ થઈ શકે છે એ બોધ અનુભવવા માટે એક પ્રકારની દૃષ્ટિ જોઈએ છે. જગત-વ્યવહારના અનેક અનુભવોમાંથી તે કેળવાય છે.

મારી સફરમાં અનેકવિધ અનુભવો, પ્રસંગો અને મથામણોમાંથી એ દૃષ્ટિ મેં મેળવી. એ વડે હું નક્કર વાસ્તવિકતા જોઈ શકું છું. મારી આધ્યાત્મિકતા પણ એ જ છે. હું પણ એ જ છું. મને કોઈ પૂછે તો હું જે છું તે જ કહું ને!

ચોપડીઓ જ્ઞાન-બોધ નહિ આપે. વર્ણન આપશે. ગૌરીશંકર શિખરનું વર્ણન વાંચવું અને એનાં પ્રત્યક્ષ દર્શન કરવાં, એમાં કંઈ ફેર કે નહિ? મેં ગીતા નથી વાંચી પણ ગીતામાં કહેલું ઘણું અનુભવ્યું છે. ચડે ક્યું!

જગત સ્વયં અધ્યાત્મ શાસ્ત્ર છે.

એને પ્રત્યક્ષ જુઓ.

ફરો જુઓ અને જાણો. ઈશ્વરી સૃષ્ટિની બહુવિધતા અનેક સ્વરૂપે જોશો ત્યારે જ તમને પ્રભુની રચનાનું કંઈક ભાન થશે. એ ભાન હજાર જન્મો ગીતા કે કુરાન પઢવાથી નહિ મળે. તેથી જ ડાહ્યા પુરાણ પુરુષોએ ભારતને ચાર છેડે ચાર મહા તીર્થ બનાવ્યાં.

પાણી વહે છે.

અંતરાયોને તોડીફોડીને વહે છે. ત્યારે મહાસમુદ્રને મળે છે. તમે ય વહો. બંધાઈને બેસો નહિ. ઊભા રહો પણ ફેરફૂદડી ફરતા રહો. સ્થિર ક્યારે ય ન બનો. ગતિનું જ એક નામ પ્રકૃતિ છે. તમે ગતિમાન રહો.

ગતિ એ જીવન છે.

સ્થિરતા એ મરણનું બીજું નામ છે.

મારી સફરનું આ પૂર્ણ વિરામ.

*

## વ્યથા

વેદના ઉરની જાગે, આત્મ યે સાથે ભળે :<br>
ઊડે એ બેઉમાંથી ત્યાં આત્મવિદારક વ્યથા.

જયના પરમાર

## હવે!

હથોડી હાથ તેં લીધી તખીખીની મરામતની;<br>
રૂઝાવું ના, સબડવાનું હવે જ્યાં ઘાવ ચાહે છે.

ભાનુ પંડ્યા



## અર્થશાસ્ત્ર પ્રવેશિકા :

[લે વિઠ્ઠલદાસ કોઠારી, પ્ર. ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ, ૯. કિં. ૨-૮-૦ ]

સામાજિક વિજ્ઞાનને લગતાં ને એમાંય વિશેષતઃ અર્થશાસ્ત્રને લગતાં પુસ્તકો ગુજરાતીમાં આંગળીને વેઢે ગણી શકાય એટલાં છે. એમાં શ્રી. કોઠારીનું આ પુસ્તક ઉમેરો કરે છે. આ પુસ્તક મુખ્યત્વે વિદ્યાપીઠના 'વિનય મંદિર'ના અભ્યાસક્રમને લક્ષમાં રાખીને તૈયાર કરવામાં આવ્યું છે એ એની મુખ્ય મર્યાદા છે; પરંતુ પ્રકાશક શ્રી. મગનભાઈ દેસાઈએ તો આ પુસ્તક 'કોલેજનાં શરૂઆતનાં વરસોના વિદ્યાર્થીઓને માટે પણ ઉપયોગી થશે' એવી આશા વ્યક્ત કરી છે. પ્રકાશકની આશા પરિપૂર્ણ થાય એટલી દક્ષતા પુસ્તકમાં નથી એની સખેદ નોંધ લેવી પડે છે.

અર્થશાસ્ત્રનો ઉદ્ભવ ને વિકાસ પશ્ચિમમાં થયો ને આજે તો એ વિષયને લગતું વિપુલ સાહિત્ય એ દેશોમાં પ્રસિદ્ધ થતું જ જાય છે; પરંતુ શ્રી. કોઠારીએ આ શાસ્ત્રના વિકાસનો ઇતિહાસ સદંતર ઉડાવી માર્યો છે. પદાર્થ વિજ્ઞાન ગુજરાતીમાં શીખવતી વખતે આર્કીમીડીસ, પાસ્કલ, ન્યૂટન, ગેલેલિયો વગેરે વિજ્ઞાનિકોના નિયમો આપવા અનિવાર્ય છે. પરંતુ આ પુસ્તકમાં અર્થશાસ્ત્રના કેટલાય સિદ્ધાંતો એના મૂળ રચયિતાનું નામ આપ્યા વિના નોંધવામાં આવ્યા છે. વિષય અંગ્રેજી ભાષામાં શીખવવા સામે વિરોધ હોઈ શકે, પરંતુ એ વિષયને વિકસાવનાર વિદ્વાનો પ્રત્યે આવું અનુદાર વર્તન ઉચિત નથી.

રોબીન્સ, પીગુ, કેઈન્સ, હીક્સ, હાયેક, ડાલ્ટન, માર્ક્સ વગેરે અર્થશાસ્ત્રીઓનો અર્થશાસ્ત્રના વિકાસમાં શું ફાળો છે એ તો આ વિષયમાં રસ ધરાવતા દરેક માનવીએ જાણવું જોઈએ, પરંતુ પોતાના અભ્યાસકાળનાં જ પુસ્તકો ને પૂર્વગ્રહોને આધારે રચાયેલું આ પુસ્તક અર્થશાસ્ત્ર વિષે જરૂરી પ્રાથમિક માહિતી ને વૈજ્ઞાનિક સમાલોચના પૂરાં નથી પાડતું.

બાળ મંદિરનો શિક્ષક બાળકો સમજે એ ભાષામાં લખી કે બોલી શકે એવો કુશળ હોવા ઉપરાંત બાળ માનસના પ્રશ્નોનો ઊંડો અભ્યાસી હોવો જોઈએ. એ જ રીતે અર્થશાસ્ત્રમાં માત્ર પ્રવેશ કરાવનાર અધ્યાપક પણ અર્થશાસ્ત્રના વિશાળ ક્ષેત્રથી પરિચિત હોવો જોઈએ. શ્રી. કોઠારીએ માત્ર ગુજરાતી પુસ્તકોની રજૂ કરેલી યાદી પરથી એમ લાગે છે કે ક્રાઉથર, પીગુ, રોબીન્સ, કેઈન્સ વગેરે આધુનિક લેખકોથી ને એમના વિચારોથી એ સાવ અનભિજ્ઞ રહ્યા છે. આધુનિક અર્થશાસ્ત્રીઓનાં પુસ્તકો એમણે વાંચ્યા હોત તો નીતિશાસ્ત્ર ને અર્થશાસ્ત્રના સંબંધ વિષે ને 'સાધન અને સાધ્ય' વિષે વિચારોના જે ગોટાળા શ્રી. નરહરી પરીખે 'માનવ અર્થશાસ્ત્ર'માં વાળ્યા હતા એનું પુનરાવર્તન આ લેખક કદી ન કરત. અર્થશાસ્ત્ર નૈતિક પ્રશ્નોમાં તટસ્થતા જાળવે છે એનો અર્થ એવો ઘટાવી શકાય ખરો કે અર્થશાસ્ત્ર અનીતિને ઉત્તેજન આપે છે? નીતિ કોને કહેવી ને અનીતિ કોને કહેવી એ વિવાદાસ્પદ સમસ્યા છે ને અર્થશાસ્ત્ર એ સમસ્યા હલ કરવાનો હક્ક નીતિશાસ્ત્રને છે એમ માનતું હોવાથી નૈતિક પ્રશ્નોમાં તાટસ્થ્ય જાળવે છે.

'ઉત્પાદક' ને 'અનુત્પાદક શ્રમ' અંગે લેખકે જે મનફાવતી વ્યાખ્યા આપી છે, એને કોઈ પણ આધુનિક અર્થશાસ્ત્રીનો ટેકો નથી, કારણ કે એમની વ્યાખ્યા અર્થશાસ્ત્રીની મૂળભૂત મર્યાદા—નૈતિક પ્રશ્નોમાં તાટસ્થ્ય જાળવવાની—ને ઓળંગી જાય છે.





અર્થશાસ્ત્રીની પરિભાષાના વિકાસ અર્થે લેખકે કરેલો શ્રમ પ્રશંસનીય છે; પરંતુ તરજુમિયા પ્રયોગો સાથે મૂળ અંગ્રેજી શબ્દો કૌંસમાં મૂકવાની જરૂર હતી. સંભવ છે કે એ મૂકવામાં એમને 'માતૃભાષા દ્વારા શિક્ષણ' આપવાનો આગ્રહ આડે આવ્યો હોય. 'સંપત્તિ' વિરુદ્ધનો પર્યાય 'અસંપત્તિ' બંધબેસતો નથી આવતો. 'Demand' માટે 'માગણી' શબ્દ બરાબર છે, પરંતુ 'Supply' માટે 'છત' શબ્દ વાપર્યા કરતાં 'પુરવઠો' શબ્દ વાપર્યો હોત તો સારો લાગત, 'છત'નો અર્થ 'પુષ્કળપણું' થાય, 'પુરવઠો' હમેશાં પુષ્કળ જ હોય એવું માનવાને કારણ નથી. Nominal Wages માટે 'ચૂકવાતો પગાર' ને Real Wages માટે 'ખરો પગાર' એ બે પર્યાયો સમજૂતી આપ્યા વગર મૂકવામાં આવે તો અર્થનો અનર્થ કરે એવા છે.

લેખકે કરેલાં કેટલાંક વિધાનો ખોટાં છે. પ્રાસ્તવિકમાં આપેલા કોઠામાં અર્થશાસ્ત્રને સમાજશાસ્ત્રના એક અંગ તરીકે દર્શાવ્યું છે, પણ વાસ્તવિકરીતે અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર વગેરે સામાજિક વિજ્ઞાનથી જુદી જુદી શાખાઓ છે—સમાજશાસ્ત્રની નહીં. પા. ૨૦ ઉપર 'શ્રમ વિભાગના ગેરલાભ' ચર્ચતાં લેખક જણાવે છે કે 'બ્રાહ્મણો જેટલું જલદી સંસ્કૃત શીખી જાય છે, તેટલું જલદી બીજી કોઈ કોમનો માણસ શીખી શકતો નથી,', આ વિધાન વિષે વીસમી સદીમાં ચર્ચા કરવામાં સમય ને શક્તિનો બગાડ કરવા જેવું નથી. પા ૩૪ પર ઉત્પાદક શ્રમ કરવાની લેખકે આપેલી વ્યાખ્યા ભ્રામક છે. 'બજાર' અંગેનું પ્રકરણ ઘણું જ ટૂંકું ને ઉપરચોટિયું છે. પા ૫૧ પર 'ખરીદનાર ને વેચનારની સંખ્યા' ઉપર લેખકે બધો ભાર મૂક્યો છે, પરંતુ બજારમાં સોદો ફક્ત વેચનાર કે ખરીદનારની સંખ્યા પર આધાર નથી રાખતો, કઈ કિંમતે વેચાણ કે ખરીદી થાય છે એના ઉપર પણ આધાર રાખે છે. ૪૦૦૦ ખરીદનાર હોય ત્યાં ૯૦૦૦ વેચનાર હોઈ શકે ખરા ? આ દૃષ્ટાંત કાંઈક બેકાળજીને પરિણામે અપાયું હોય એમ લાગે છે. પા. ૫૫ પર એમણે નોંધ્યું છે કે 'મિલ અગર પ્રેસ બજાર ભાવે ન ટકી શકે તો કાઢી નાખ્યે છૂટકો !' આ વિધાન પણ સાચું નથી. ટૂંકા ગાળામાં ઉત્પાદક ગમે તે કારણે પણ આખુંય ઉત્પાદન ખર્ચ નથી કાઢી શકતો. આવી પરિસ્થિતિમાં ઉત્પાદન બંધ કરવાને બદલે ખોટ ખાઈ ને પણ એ ધંધો ચલાવે છે. જ્યાં સુધી એ આખોય 'Variable Cost' ને થોડોક 'Fixed Cost' કાઢી શકે ત્યાં સુધી તો ધંધો ચાલુ રાખવામાં જ એનું હિત છે. જો કે લાંબે ગાળે એણે કુલ ઉત્પાદન ખર્ચ પાછું મેળવી જ લેવું જોઈએ.

આવી ઘણી ક્ષતિઓ આખા પુસ્તકમાં ઠેરઠેર વેરાયેલી પડી છે, આમ છતાં 'યંત્રયુગની અસરો ને તેના ઉપાયો' નામના છેલ્લા પ્રકરણને લેખકે બે ગાંધીવાદી વિચારકોની મદદ મેળવીને પણ સુંદર ન્યાય આપ્યો છે. ગાંધીજીની વિચારસરણીને વૈજ્ઞાનિકરીતે રજૂ કરવામાં લેખક સફળ નીવડ્યા છે.

શ્રી. કોઠારીના આ પુસ્તકે અર્થશાસ્ત્રને લગતા, વૈજ્ઞાનિકરીતે ને અભ્યાસપૂર્વક લખાયેલા, ગુજરાતી પુસ્તકની અનિવાર્ય આવશ્યકતાનું ભાન વિચારક ને જીજ્ઞાસુ વર્ગમાં જાગ્રત કર્યું છે.

**ડીટેકટીવ અશ્વિનીકુમાર :**

[ લે. અનંત વકીલ પ્ર. એન. એમ. ઠક્કરની કંપની,' મુંબઈ ૨. કિં. રૂ. ૩ ]

જાસૂસી સાહિત્ય વાંચનારો વર્ગ આપણા સમાજમાં બહોળો થતો જાય છે. આ કથા પણ ભેદી છે ને વાચકની ઈંતેજારી ઠેઠ સુધી ટકાવી રાખવામાં લેખક સફળ નીવડ્યા છે.

મથુરાદાસ શેઠનો પોલાદના કારખાનાનો પ્લેન્ટ પડાવી લેવા માટે એક જર્મન કારખાનાદાર કાવતું રચે છે. નિઃસંતાન શેઠનો ભત્રીજો જમનાદાસ ઝટ દલ્લો મળવાની આશાએ એમાં સામેલ થાય છે. પરિણામે ગુંડાઓની વ્યવસ્થિત ટોળી દ્વારા મથુરદાસનું ખૂન થાય છે ને ડીટેકટીવ અશ્વિનીકુમાર એ ખૂનનો ભેદ જાનના જોખમે પણ મેળવીને નિર્દોષ આરોપીને બચાવી લે છે.

કથા રસિક હોવા છતાં વાચકને એમાં થોડી અસ્વાભાવિકતા ખૂંચ્યા વિના રહેતી નથી. મથુરાદાસ શેઠનો કારકુન ગોહેલ ઘાયલ થઈને (એને કોણ ઘાયલ કરે છે ને શા માટે—એની સ્પષ્ટતા છેવટ સુધી કરવામાં આવી નથી.) હૉસ્પિટલમાં પહોંચ્યા પછી બેભાન થઈ જાય છે, પરંતુ, પરિસ્થિતિવશાત્ ખૂન એણે જ કર્યું હોય એવો આક્ષેપ એના પર આવવાથી પોલીસ એને નજરકેદ કરે છે. આ પરિસ્થિતિમાં એની ઉપર હૉસ્પિટલમાં આવતી ટપાલ પોલીસ તપાસે જ નહીં અને ટપાલમાં મળેલા પત્રથી દોરવાઈ ગોહેલ દર્દીના પોષાકમાં જ હૉસ્પિટલ છોડી નાસી જાય એ અસંભવિત છે. વળી વાર્તાનો અંત આનંદભર્યો આવ્યો એને માટે અશ્વિનીકુમારની ચાલાકી કરતાં પશ્ચાત્તાપથી પીગળતા ગુમાને અણીની પળે આપેલી માહિતી વધારે જવાબદાર છે. જરાય વિચાર કર્યા વિના ગમેતેવા જોખમભર્યા ઘરમાં પ્રવેશી જનાર અશ્વિનીકુમાર બાહોશ ડીટેક્ટીવ કે સાહસિક પુરુષ કરતાં એક ભાવનાશીલ ઉછાંછળા માનસ જેવો વધારે લાગે છે.

**શ્રી પુરુષોત્તમ મહાત્મ્ય :**

[ અનુ. ગિરિજાશંકર મયાશંકર જોષી, પ્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ કિં. ૨–૦–૦ ]

૪૮૦ પાનાનું આ પુસ્તક ૪૦ અધ્યાયનું ધાર્મિક વાચન પૂરું પાડે છે. મૂળ સંસ્કૃત ગ્રંથ 'બૃહદ્ નારદીય પુરાણ'ના શ્રી. પુરુષોત્તમ મહાત્મ્યના ૩૧ અધ્યાયોમાં એક મુગ્ધાકથા, પુરુષોત્તમ માસમાં આવતી બંને એકાદશીઓની કથા તેમજ વ્યતીપાત વ્રતની વિધિનો સમાવેશ કરીને ૪૦ અધ્યાયો આપ્યા છે. પુરુષોત્તમ માસમાં વ્રત–નિયમો કેવી રીતે કરવાં, પુરુષોત્તમ માસ કરવાથી પાંડવોને શા શા લાભ થયા એનું વર્ણન મૂળ સંસ્કૃત શ્લોકો ને ગુજરાતી તરજુમા સાથે હોવાથી ધાર્મિક મનોવૃત્તિ ધરાવનાર શ્રદ્ધાળુઓને પુસ્તક ખૂબ લાભકારી સિદ્ધ થશે. શ્લોકો બરાબર સમજાવવા માટે વચમાં આપેલી દૃષ્ટાંત કથાઓ સામાન્ય વાચક માટે ખૂબ રસપ્રદ નીવડશે. ટૂંકમાં આ પુસ્તકનું પ્રકાશન ઉચિત જ થયું છે.

**શ્રી ગણેશોપાસના :**

[ સંપાદક : હિંમતલાલ જાની, પ્ર. અનસૂયા સ્મારક ગ્રંથમાળા, ૪૮૫/૫, રેવડી બજાર, અમદાવાદ. કિં. ૭–૦–૦ ]

દ્વારકા શારદાપીઠના અધિપતિ શ્રી. અભિનવ સચ્ચિદાનંદ તીર્થ સ્વામીજીની વિદ્વત્તાપ્રચૂર સંસ્કૃત (ને ગુજરાતીમાં અનુવાદિત) પ્રસ્તાવના સાથે આ ગ્રંથ ખૂબ કાળજીપૂર્વક સંપાદિત કરવામાં આવ્યો છે. ગણપતિની પૂજા કઈ રીતે કરવી, શા માટે કરવી, પૂજા કરવાથી શું ફળ મળે વગેરે બાબતોનો ઉલ્લેખ સંસ્કૃત સ્તોત્રો અને એના ગુજરાતી અનુવાદ દ્વારા કરવામાં આવ્યો છે. પુસ્તક વિદ્વદ્‌ભોગ્ય છે. શ્રી. ગણેશમાં અખૂટ શ્રદ્ધા ધરાવનાર અને સંસ્કૃત જાણનાર વાચકો માટે એ ખૂબ રસિક નીવડશે. બાકી સામાન્ય વાચકો એમાં ઈચ્છશે તો ય રસ નહીં લઈ શકે. પાનાંની સંખ્યાના પ્રમાણમાં એની કિંમત ગમે તેવા ચૂસ્ત ગણેશોપાસકને પણ આકરી પડે એવી છે.

**દેવદત્તા :**

[ લે. પ્ર. જયંતિલાલ આચાર્ય, મહેતા પોળ, રાયપુર, અમદાવાદ. કિં. ૨–૦–૦ ]

'દેવદત્તા' ભાઈબહેનના વાત્સલ્યરસનાં કાવ્યો ને ગીતોનો સુંદર સંગ્રહ છે. પુસ્તકનું કદ માત્ર બાવન પાનાનું જ છે ને એક જ બેઠકે નવલકથાની જેમ રસપૂર્વક વાંચી જવાનું મન થાય એવું છે. બાવને બાવન કાવ્યોમાં ભાઈબહેનનો નિઃસ્વાર્થ, નિઃસ્પૃહી ને નિર્મળ પ્રેમ છલકાય છે. ભાઈબહેનનો વિશુદ્ધ પ્રેમ આપણા લોક સાહિત્યમાં ખૂબ ગવાયો છે અને શ્રી. ન્હાનાલાલ, શ્રી. બોટાદકર, શ્રી. ચંદ્રવદન મહેતા આદિ કવિઓએ એને રસપૂર્વક ગાયો–વખાણ્યો છે; આમ છતાં ભાઈબહેનના પ્રેમને વર્ણવતા સાહિત્યની અછત તો ગુજરાતી સાહિત્યમાં છે જ. શ્રી. આચાર્યને 'દેવદત્તા' જેવું રસિક અને શુદ્ધ પ્રેમને આલેખતું કાવ્ય પુસ્તક આપવા બદલ અભિનંદન ઘટે છે.

કવિ રાગોનું જ્ઞાન ધરાવતા હોવાથી અમુક કાવ્યોની રચના રાગબદ્ધ છે. ૮,૯,૧૪,૨૫,૨૭,૩૦,૩૪ વગેરે પાનાં પરનાં કાવ્યો ખૂબ સુંદર છે ને એમાંનાં





કેટલાક તો ગમે પણ છે. કવિએ પુસ્તકો પણ રચ્યાં છે. ૧૨મા પાના પરનું 'દે ગબડીનું સ્નેહબંધન' ગુંજ' ૨૭મા પાના પરનું 'મીઠ આલાપના જેવી જોડલી ભાઈબહેનની' તેમ જ ૪૬મા પાના પરનું 'બહેન ભાઈને કહે છે ર: 'વીર, મને આશિષ દે.' આદિ મુક્તકો સુંદર ઉપમાઓની રચનાદ્વારા ભાઈબહેનના પ્રેમની ઝાંખી કરાવી જાય છે. બહેનના લગ્ન પ્રસંગે રચેલાં મંગળાષ્ટમાં પણ કવિનું બહેન પ્રત્યેનું તીવ્ર પ્રેમાળપણું છલકાય છે. ટૂંકમાં સુંદર શબ્દોના ઉપયોગ વડે ઉત્તમ ભાવનાઓનું આલેખન કવિએ કર્યું છે એ નિઃશંક છે.

રાજર્ષિ :

( લે૦ રવીન્દ્રનાથ ઠાકુર. સંક્ષેપ અનુ૦ ડૉ૦ જે૦ ભટ્ટ પ્ર૦ ભરતું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય બે રૂપિયા. ]

આજ સુધીમાં પ્રગટ થઈ ચૂકેલાં શ્રેયસ્શ્રેણીનાં બાળોપયોગી સાત પુસ્તકો પછી એ જ જાતનું પણ કદમાં વધુ પડતું મોટું આ આઠમું પુસ્તક કવિવર ટાગોરની વિખ્યાત વાર્તા 'રાજર્ષિ'નું બાળકો અને ઓછું ભણેલાંઓ સરળતાથી સમજી શકે એવું સંક્ષેપ છે.

મોગલ સમયના ત્રિપુરાનો ગોવિંદ માણિક્ય નામનો રાજા પ્રજાપ્રિય અને પ્રેમાળ દિલનો હોય છે. હાસી-તાતા નામના બે માબાપ વગરનાં નાનાં ભાઈ બહેન એમના દાદા પાસે ઊછરતાં એ બંને સાથે આ રાજા એવો હળી જાય છે કે તાતાથી ઉંમરે મોટી એની બહેન હાસી મરી ગયા પછી તાતા ધ્રુવ તરીકે રાજા પાસે જ મોટો થય છે. રાજ્યમાં રાજપુરોહિત રઘુપતિ, માતાના મંદિરનો પશુવધ બંધ થવાથી રાજાને ઉથેડી પાડવા અનેક કાવાદાવામાં ફાવીને આખરે સફળ થાય છે અને પોતે સાધેલા રાજાના નાના ભાઈ નક્ષત્રને રાજા બનાવીને પોતે પ્રધાન બને છે. રાજા સ્વેચ્છાએ રાજ્યત્યાગ કરીને સંન્યસ્ત ધારણ કરે છે. પણ રાજાનું ઋષિ હૃદય આખરે બધાં છળકપટને પોતાની આગળ ખેંચી લાવીને પોતાનાં ચરણોમાં નમાવે છે. આખરે એના દુશ્મનો બની બેઠેલાના જ અતિ આગ્રહથી ફરી પાછું રાજ્યાસન સંભાળે છે.

આખી કથાનો આ સાર-ભાગ કવિવરની સરળ અને કવિત્વભરી શૈલીથી ખૂબ સુંદર બહેલાવાયો છે. મૂળ બંગાળીમાંથી જ થયેલો આ ગુજરાતી સંક્ષેપ કથા પ્રવાહને જરા પણ રોકયા વગર વહ્યો જાય છે. બાળકો અને મોટેરાં પણ હોંશે હોંશે વાંચે એવી આ સુંદર ચોપડી છે એ વિષે બે મત છે જ નહિ.

યુ૦ એચ૦ એચ૦ :

[ લે૦ પ્ર૦ જશવંત ઠાકર. વિક્રેતા ગુર્જર ગ્રંથ-રત્ન કાર્યાલય, અમદાવાદ: મૂલ્ય બાર આના. ]

'અનફિટ ફૉર હ્યુમન હેબિટેશન' ( રહેવાને લાયક નહિ ) નામના દરેક શબ્દના પ્રથમ અંગ્રેજી અક્ષરોથી નામકરણ પામેલું આ એક ટૂંકું નાટક છે. શહેરોની મ્યુનિસિપાલિટીઓ શહેરોના ગંદા લત્તાઓમાં ઉદરોનો ત્રાસ વધી જતાં આવાં મકાનો ઉપર 'યુ૦ એચ૦ એચ૦'નાં પાટિયાં લગાવે છે. પણ એ પાટિયાં લગાવ્યા પછી એ મકાનનો ભાવ પણ નથી પૂછાતો. એવા એક મકાનમાં એક કામદાર કુટુંબ મકાનને અભાવે રહેવા જાય છે. પણ મકાન માલિકોની દાદાગીરીથીયે ચડી જાય એવા એ ચાલીઓના ભાડૂતી ભૈયાઓના ત્રાસથી પોતાના એકના એક દીકરાને ઉંદરોએ કરચોલી ખાધેલી હાલતમાં એ કુટુંબને ખોલીની બહાર નીકળી જવું પડે છે. પહેરવાના કપડામાં અંગ ઢંકાય એટલાં જ વસ્ત્રે શિયાળાની કડકડતી ટાઢમાં બિમાર છોકરો મરી જાય એ તો દેખીતું જ છે. પણ એ છોકરાની મા પણ ટળીને ઠીંકરું થઈ જાય છે. કંટાળેલો કામદાર આપઘાત કરવા ગયેલો પાછો ફરે છે અને યુ. એચ. એચ.'નો સ્વયંસેવકો કબજો લે છે.

આખું નાટક પ્રચારલક્ષી જણાય. છતાં એમાં કામદાર પ્રત્યેની ઊંડી દિલસોજીભરી છણાવટ કશી પણ અતિશયોક્તિ વગર થઈ છે અને એના લેખક તરીકે જાણીતા અભિનેતા અને નાટકકાર શ્રી જશવંત ઠાકર છે એ પણ ખાસ નોંધપાત્ર છે. ભજવવામાં જ આ નાટકની વધુ સફળતા પુરવાર થાય.

પુસ્તકરૂપે પ્રગટ કર્યું ત્યારે કર્તાએ જોડણી પાછળ આટલી બધી બેકાળજી ન બતાવી હોત તો સારું થાત.

*

મૂલ્ય : ત્રણ રૂપિયા



શૈલીની અભિનવતાથી જુદી પડતી આ સંગ્રહની બાવીસે બાવીસ વાર્તાઓ રોજના સામાન્ય જીવનમાંથી, મુખ્યત્વે સૌરાષ્ટ્રના મધ્યમ વર્ગના સંસારમાંથી અને કેવળ સામાન્ય બનાવોમાંથી વસ્તુને પકડી લેવાની દૃષ્ટિ તથા ફાવટ લેખકમાં છે એટલે એને બહેલાવવા માટે જોઈતાં પાત્રદર્શન, સંવિધાન, ભાષા, અલંકાર અને વ્યંગાદિ ઉક્તિપ્રકારો તેમની પાસે છે. જવલ્લે જ ઇતર લેખકોએ વાપરેલા જીવનપ્રસંગો લેખક પાસે સુરેખ ને મર્મચારી નવલિકાદેહ પામ્યા છે.

રસિક કથાનક અને મર્મયુક્ત ધ્વનિ અને કથનની માર્મિકતા રસસ્રોતને વહેતો રાખે જ છે.

આ સંગ્રહ આપ જરૂર વસાવો.

અમદાવાદ ૧

'ઊર્મિ' વર્ષ : ૨૪

'નવરચના' વર્ષ : ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૩ : જૂન ૧૯૫૩ : સળંગ અંક ૨૭૯

## ક્રમ



## 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરવાનાં અન્ય સ્થળો :-

એલ. કે. મેઘાણી : ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા ૧.
એન. એમ. ત્રિપાઠી લિ. : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.
આર. આર. શેઠની કંપની : પ્રિન્સેસ સ્ટ્રીટ : કેશવબાગ : મુંબઈ ૨.
પુસ્તકાલય સ. સ. મંડળ લિ. : રાવપુરા : વડોદરા
રવાણી ઍન્ડ કંપની : બાબુગેનુ રોડ : મુંબઈ ૨
ગાંડીવ સાહિત્ય મંદિર : હવાડિયો ચકલો : સુરત.

### આફ્રિકા માટે:—

પૉપ્યુલર બુક સપ્લાય : પો. બૉ. નં. ૭૧૯ : કંપાલા (પૂ. આ.)
જયન્તકુમાર કે. પટેલ : પો. બૉ. નં. ૬૪૦ : નૈરોબી. (પૂ. આ.)

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની-ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોમાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:-

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અ મ દા વા દ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની, ક્રિશ્ના પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.



તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર




નવરચના

# ભગવાન

આદિકાળથી માનવી ભગવાનને ભજે છે.
ભગવાન એ જાણે છે પણ ખરા.
પણ એક દિવસ માનવી વધુ ડાહ્યો બન્યો :
હું ભગવાનને તે ક્યાં સુધી ભજ્યા કરું ?
ભગવાન મને શા માટે ન ભજે ?
મારી જ ભક્તિ એ કેમ ન કરે ?
મારાં જ મંદિરો એ કાં ન બંધાવે ?
મારો પૂજારી એ જ શું કામ ન થાય ?
—અને માનવીએ ભગવાનને ત્યજી દીધા....
ભગવાન પણ ઘડીભર તો વિચારે ચડી ગયા :
માનવી આટલી હદે જઈ શકે છે !
—એ વિચારે ભગવાન મૂંઝાયા.
ઉકેલ માટે એ આથડ્યા.
ચોખંડ ધરતી ઘૂમી વળ્યા.
આકાશ–પાતાળ એક કરી નાખ્યું.
એમને રહી રહીને અફસોસ થવા લાગ્યો :
ભક્તોને અવારનવાર પ્રસન્ન રાખવાનો—
અવારનવાર દર્શન દેવાનો—
અવારનવાર વહારે ધાવાનો.
આ બધી મુંઝવણમાંથી ભગવાને ઉકેલ શોધ્યો :
અદૃશ્ય થઈને રહેવાનો !
પથ્થરની મૂર્તિ, મૂંગી પ્રાર્થના કે બાંગમાં એ છુપાઈ ગયા.
માનવીએ થાકીને ભગવાનને ભજવા ફરી શરૂ કરી દીધા !

જ્ઞ

[illegible]

ચન્દ્ર રાજહંસ

## જય ગુજરાત

**આ**ખરે ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી પણ ગુજરાતની સીમાઓ વિષે વિચાર થવા લાગ્યો છે. મહાગુજરાતનું સ્વપ્નું આપી મુનશી જેવા આઘા જતા રહે અને કોંગ્રેસની બહારના માણસો બોલવા લાગે તો તેમને નાસીપાસ કરવા યત્ન કરે એથી જરા દુઃખ થતું હતું. વિદ્યાનગરની સીમા પરિષદે અને નવસારીની સાહિત્ય પરિષદે આ દિશામાં લોકોનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યાં ત્યારે કોંગ્રેસ આટલું યે હાલી એ વિચિત્ર નહિ તો બીજું શું !

એ તો નક્કી જ છે કે ભાષાને ધોરણે પ્રાંતોની રચના થવાની, એમાં ગુજરાતની ઇચ્છાનો સવાલ આવતો જ નથી. એ અલગ પ્રાંતની માગણી ના કરે તોયે શું બીજા પ્રાંતો એની સાથે ભળવા તૈયાર રહેશે ખરા ! એવું નિરુપયોગી જોડાણ ખપતું યે શું !

પરમ દુઃખની વાત હોય તો એ છે કે ગુજરાતની સિદ્ધિ માટે આપણે વિચાર નથી કરવો, ઉમળકો નથી રાખવો, પહેલ નથી બનાવવી. આપણી સીમાઓ ઓળખવી નથી, એની સુરક્ષા માટે ચિંતા નથી કરવી. અને 'છેલ્લે વધશે તે અમારું' એવી બેદરકાર પદ્ધતિથી ચલાવી લેવું છે.

આ એક તબક્કો છે જ્યારે કોંગ્રેસે શાણપણ બતાવી ગુજરાતના સાહિત્યકારો, શિક્ષણશાસ્ત્રીઓ, પત્રકારો, ઉદ્યોગપતિઓ, અને એવા વિવિધક્ષેત્રે આગળ આવેલા સમર્થ પુરુષોને નિમંત્રવા જોઈએ અને શાનદાર રીતે ગુજરાતના નિર્માણનો પ્રસંગ ઉજવવો જોઈએ.

ગુજરાતની લાક્ષણિકતાઓનો કેમ કરીને વિકાસ થાય, કેવી રીતે એનો દેહ ઘડાય, શું કર્યાથી વિદ્યા પ્રસરે અને બેકારી ઘટે, શી રીતે ગુજરાત સબળ, સુખી ને શાણું બની ભારતની સેવા કરી શકે એનો વિચાર કરવાનો ઇજારો કોંગ્રેસને સોંપવાની કશી જરૂર નથી. એમને એકલાને હાથે ગુજરાતની શોભા વધે. લોકોમાં ઉત્સાહ ફેલાય, સ્વતંત્ર વિચારસરણી ફેલાય એ માનવું હવે મુશ્કેલ છે. આવા મહત્ત્વના કાર્યમાં સહુ ભેગા થશે— રહેશે—એવી આશા રાખીએ.

## નેતાગીરીનું સંમેલન

મહારાષ્ટ્રના આગેવાનોએ આવી વાત હમણાં જ કરી બતાવી છે. સામાજિક પરિષદમાં પક્ષાપક્ષી વેગળી મૂકી સહુ ભેગા મળ્યા. એમના ઠરાવોમાં જે કાંઈ છે તે કરતાં આ એક જ હકીકત ખૂબ આવકાર્ય છે. અને ગુજરાતે તે અપનાવવા જેવી છે.

આપણે કબુલ કરવું જોઈશે કે ચોખલિયા બ્રાહ્મણો જેમ બીજાને ઊતરતા સમજી એમને વેગળા રાખવામાં ડહાપણ જુએ છે તેમ ગુજરાતના કોંગ્રેસીઓને માથે ઘણાં તપ, આકરી સેવા, અને ભીષણ ત્યાગનો બોજો વધી ગયેલો હોવાથી તેમણે આગવી જવાબદારી લઈ બીજાને દૂર રાખ્યા છે. ભલે એ ફાવ્યા હોય પણ નવી નેતાગીરી ઉપરનાં એમનાં નિમંત્રણો ગુજરાતને ફાયદાકારક નથી, ને કૃત્રિમ હોવાથી ટકે એવી એ પદ્ધતિ પણ નથી.

ગાંધીજીએ ગુજરાતમાં ખૂબ પ્રવાસ કર્યો, ઘણા કાર્યકરો ઊભા કર્યાં ઘણી દિશામાં ક્રાન્તિકારક વિચારો ને અદિલનો ફેલાવ્યાં પછી વાત ગઈ સરકારની હાથમાં. એમની વાત ન્યારી હતી. એમણે ઘણું જાળવ્યું, પણ એમને હાથે ગુજરાતની અનાથતા છતી થઈ. એમના આગળ ભાવિ નેતાગીરી તૈયાર કરવા ઉલ્લેખ પણ થયેલો પણ વાત એટલેથી અટકી ગઈ. એમના ગયા પછીયે ગુજરાતની કોંગ્રેસ સદ્ધર ઊભી હોય તો એ પોતાની શક્તિ વડે નહિ પણ પ્રજાની ઉદારતાથી કે જાહેર જીવનમાં વ્યાપી રહેલી ઉદારતાને લીધે હશે. અશક્ત જેમ વધારે કંજુસી બને એમ આપણા રાજકીયપક્ષમાં સંકોચ આવી ગયો છે.

## સમાજની છબી

સામાજિક ક્ષેત્રે વિચાર કરવાનો આવે એટલે હરિજન કે પછાત કોમ વાળી વાત જોર કરીને આગળ આવે છે. એમની સ્થિતિ સુધારવા કોંગ્રેસની સંસ્થાએ અને સરકારે ઘણું કર્યું છે છતાં સમાજમાં એ વિષે ઉત્સાહ નથી આવતો. એમ લાગે છે કે આવી પ્રવૃત્તિ ચાલે કે ન ચાલે તે સામે પ્રજાને ખાસ કાંઈ તમા નથી. ભલે આ ક્રાન્તિનું પગથિયું હશે પણ ત્યાં પહોંચતાં પહેલાં બીજાં પગથિયાં વટાવવાં જરૂરી હશે અને તેની શોધ થવી જોઈએ.

સમાજમાં માનસિક દરિદ્રતા આવી ગઈ છે એ ખંખેરીને ઉત્સાહ ફેલાવવા માટે લોકોની ટેવો બદલવી જોઈએ, એમના શોખ બદલાવવા જોઈશે. ઘણા રિવાજોમાં ફેરફાર કરવા પડશે અને એમાં સરખાપણું લાવવું જોઈશે.

સંન્યાસીની કથામાં કે મંદિરના દર્શનમાં સિનેમા જેવી જ ભીડ રહે છે અને એનો નશો કરી લોકો સંતોષ માને છે. વરઘોડાના સાજનમાં કે ઠાઠડી પાછળ જાડી સંખ્યામાં જાહેર માર્ગો પરથી ખાનગી હર્ષ-શોકનાં પ્રદર્શનો કરી ફરજ બજાવ્યાનો કે મોટાઈ મેળવ્યાનો શોખ ચેપીરોગની માફક વધતો જાય છે. ખાંડ, કોફી, ચા, મસુરની દાળ ને એવું બીજું નહિ ખાવા બદલ આપણા સમાજમાં પ્રતિષ્ઠા સાંપડે છે એ પણ નવાઈ જ છે ને!

સમાજસુધારાની વાતોમાં મુખ્ય ધ્યાન અપાય છે સ્ત્રી તરફ : એની કેળવણી, એનો વારસો કે એની સંમતિવયની ચર્ચાઓ થાય છે. અન્યાય ને જુલમ દૂર કરવાના ઉત્સાહમાં આપણે એને ખેંચીને ક્ષેત્ર બહાર લઈ ગયા છીએ. ઊંચું ભણતર, નોકરીઓ અને લગ્નના કાયદાઓમાં રક્ષણ આપીને પુરુષો ઉપર નવી મર્યાદાઓ મૂકતા જઈએ છીએ. આથી સમાજની નવી વ્યવસ્થામાં ન્યાય અને ઉદારતા આવશે પણ સમવડ ને સંતોષ રહેશે કે નહિ તે જોવાનું છે.

## જ્ઞાતિઓ પણ ખપ લાગે

અને સમાજના આર્થિક ધોરણની પુનર્રચના થઈ રહી છે ત્યાં પરસ્પરના સંબંધો વિષે આગ્રહ કરવાનું ફવખતનું ગણાશે. જુદી કોમો, જુદા અંગત કાનુનો, ધર્મની દખલગીરી, એ બધાને લીધે સમાજના સ્વરૂપમાં સુસંગિતા લાવવી મુશ્કેલ છે. આવી પરિસ્થિતિમાં દરેક વર્ગનું પાસું સામાન્ય માનવીના ભોગે ખેંચાતું દેખાય છે, અને આ ગરીબ પાત્ર છે સુધરેલો હિંદુ પુરુષ.

જ્ઞાતિઓ આપણા સમાજનું એક ન ભૂલાય એવું અંગ છે. એને કાઢવા ઘણાએ હિમાયત કરી છે. પણ એ હજી ટકી છે. એનું ચક્ર પહેલાં જેટલું મજબુત નથી છતાં એના સીમાડા ઠેકવાની હામ ને હોંશ ઘણામાં દેખાતાં નથી, રાષ્ટ્રના વિકાસ અર્થે આ એકમોનો ઉપયોગ કરી શકવાની હજુ શકયતા છે, પણ પાટે ચઢી ગયેલા વિરોધમાં એ સુઝવાતું નથી. જ્ઞાતિઓનો ડંખ કાઢી નાખ્યા પછી યે એમ નર્યું વિષભર્યું છે એમ માનવામાં ભૂલ રહેલી છે. એમાં માનવતા ના લાવી શકાય.

માનવીને જેમ સોબત જોઈએ છે એમ એને પહોંચી શકાય એવડું વર્તુલ જોઈએ છે. અફાટ વિસ્તારમાં એને ઘર જેવું સ્વભાવિક નથી લાગવાનું. ને ધંધાદારી ટ્રેડયુનિયનો કરતાં યે પ્રજાને સામાજિક વર્તુલો વધારે રૂચવાનાં છે.

સામાજિક બાબતોમાં સરકારી ઢબે કાનુન કરીને પોલીસની સહાયથી સુધારાની જે લાઈનદોરીઓ નાખવાના આજ કાલ પ્રયાસ થઈ રહ્યા છે અને કેટલીક ધૂનો મુજબ સામાજિક ફેરફારોનો આગ્રહ થઈ રહ્યો છે તેની અસર કેટલે દૂર સુધી જશે એ વિચારવા જેવું છે. વ્યવહારનાં સૌથી સરળ નિયંત્રણોમાં લોકલાજ ઉપર જ આધાર રાખવામાં શ્રેય છે, અને તેની અસર તીવ્ર બનાવવા સમાજ સેવકોએ જાગ્રત રહેવું જોઈએ.

## શિક્ષણમાં પલ્ટો આવશે?

શિક્ષણ પ્રધાને સવાર સાંજ કે રાત્રિના સમયમાં કૉલેજમાં વર્ગો ભરવાની છૂટ આપીને એક સારી પ્રથા દાખલ કરી છે. કૉલેજમાં વધારે સમય ને ઓછા શિક્ષણનો સામાન્ય નિયમ થઈ પડ્યો હતો એમાંના એક આરોપ ઓછો થાય છે.

શાળાઓમાં પુસ્તકો અને અભ્યાસક્રમનો વિસ્તાર મોટો હોવા છતાં યે એમાંથી શિક્ષણ કરતાં એનો ભાર વધુ નજરે આવે છે. ખાસ કરીને માધ્યમિક શિક્ષણનાં પાઠ્યક્રમાં ત્રણેક ધોરણો બાદ કરીએ તો વિદ્યાર્થીને વિવિધતા ઘણી આપી છે, પણ એથી વિષયોની પકડ ઢીલી રહે છે અને આગળ ઉપર ઓછો થઈ જવાથી પરીક્ષાઓના વંડા ઓળંગવાની ફરજ એને માથે આવી પડે છે. ઘણા વિષયો અને એમાં એચ્છિક વિષયોનો શોખ ઉચ્ચ કેળવણીમાં ભલે રહે, વચલી કક્ષામાં તો નહિ હોય તો સારું.

આજે વિદ્યાર્થીને વાલીઓની દેખરેખ ઓછી મળે છે, શિક્ષકની રાહબરી ઘટી ગઈ છે, વિષયો ઘણા થયા છે, એની પરિભાષા ક્લિષ્ટ થઈ છે, નાનાં બાળકો આગળ બહુ દૂરની વાતો ખડકવામાં આવે છે, નવી નવી પદ્ધતિઓના અખતરા રૂપે યા પાઠ્યપુસ્તકો ખપાવવાની વૃત્તિથી ભાર અને ખર્ચ વધ્યાં છે, અને જીવનમાં આવી ગયેલી ચંચળતાના અનુસંધાન રૂપે શિક્ષણમાં ગંભીરતા–ઊંડાણ આવતું નથી. એ દોષ શિક્ષકોમાં ને અધ્યાપકોમાં પણ મોટા પ્રમાણમાં છે, એમની પાયાની કચાશ એમને છોડતી નથી.

## ચિત્ર અને સાહિત્ય

મરાઠી–બંગાળી ચિત્રપટોએ પોતાના પ્રાંતના જીવનના પ્રતિબિંબ જેવાં ચિત્રો-ફીલ્મો આપવા માંડ્યાં છે, અને એમાં તેઓ સફળ પણ નીવડ્યા છે. ગુજરાતના વાર્તાકાર ઈશ્વર પેટલીકરના પુસ્તક જનમટીપનું 'ઉમ્રકેદ' નામનું ચિત્ર હિંદી ભાષામાં ઊતરે છે એ ભલે નાના સમાચાર હોય તો યે નોંધપાત્ર છે. ચિત્રમાં ગુજરાતીપણું—હિંદની હવા દેખાશે કે નહિ તે તો ભવિષ્યની વાત છે, પણ ચિત્રો પાછળ સ્વતંત્ર ને સિદ્ધહસ્ત લેખકો હોવાની પ્રણાલી જોર પકડે એમ જરૂર ઇચ્છીએ.

એવી ફરિયાદ છે કે છેલ્લા દાયકાના સાહિત્યમાં આપણી પાસે નોંધપાત્ર હોય એવું સાવ થોડું છે. એ હકીકત લેખકોને શરમાવનારી નથી, પણ આપણા જીવનના પડઘા રૂપે છે. જ્યાં છીછરાપણું, સ્વાર્થ, ઉપેક્ષા વગેરેની ભાત વધારે દેખાતી હોય ત્યાં ત્યાં જીવનની વાત લેખકો આલેખે. જિંદગીમાં રંગ પૂરવાની આકૃતિ જ બેડોળ બની રહી છે, નકલી થઈ ગઈ છે ત્યાં લેખક શું કરે ! સાવ સાધારણ અને એથી ઓછા દરજ્જાના જીવતરમાં એ સાધારણ તત્ત્વ ક્યાંથી વણી શકે !

**સાહિત્યમાં જીવ હશે તો ચિત્રોમાં આવશે.**

અને જે કાંઈ સારું છે તે ઉત્તેજનના અભાવે ક્યારે મરી જશે તેના ભયના ભણકારા સતત વાગ્યા કરે છે. સારું સામયિક ટકવું મુશ્કેલ બન્યું છે, એમને મળવી જોઈતી જાહેર ખબરો ઉત્તેજનાર્થે પણ મળતી નથી, અને મળે છે ત્યાં ઢગલો થઈને વેડફાય છે. આમ આપણી સુરુચિઓમાં જવાબદારી કે પ્રમાણ જળવાતાં નથી.

એક 'અખંડ આનંદ' સુધીના વ્યવસ્થાના કે બીજા કોઈ બળે બીજાં સામયિકોને ડારી–કાઢી શકે તો પુસ્તક પ્રકાશનમાં પણ આવી કોઈ સંસ્થા–સીંડીકેટ નાના પ્રકાશકોના બાર વગાડી દે એમાં શક નથી. એવી પ્રથાથી લેખકોનું શ્રેય થતું હોય તો યે એને રોકવા કે અનાદર કરવા જેવી બાબત છે કારણ કે એકવાર એનો પડાવ આવી ગયા પછી બીજા કોઈને રાવટી ખેંચવાની તક નહિ રહે.

## 'ઓમ શાંતિ શિખર'

હિમાલયના સર્વોચ્ચ શિખરના આરોહણના દિગ્વિજયની ઘડીઓ ગણાય છે. તેવે વખતે આપણે ઇચ્છીએ કે શિખરને નવું નામ પણ બક્ષવામાં આવે : 'ઓમ્ શાંતિ શિખર' એ નામ ચિરકાળને માટે સુયોગ્ય લાગે છે. ઓમ્ શાંતિ એ આપણી ઘણી પ્રાર્થનાઓનો ધ્રુવ મંત્ર છે અને યુદ્ધોથી થાકેલી દુનિયા માટે બહુ જરૂરનું એવું આશ્વાસન છે.

હિમાલયનાં વિવિધ શિખરો ઉપર ફોજી ટુકડીઓનાં આરોહણ થવા લાગ્યાં છે. એમ હિંદી સાહસિકો પણ જવા માંડે અને એ શિખરોનો પરિચય પ્રજાને થતો રહે તો સારું. આપણી કલ્પના અને સાહસનાં ઝરણાંઓને મુક્ત કરવા માટે પહાડો, જંગલો, નદીઓ અને સમુદ્રોનું ઘેલું લગાડવું જરૂરી છે.

★

# એક રૂપકકથા

ધૂમકેતુ

પોતાનામાં રહેલા ક્ષુલ્લક સ્વાર્થને માટે બીજાનું નુકસાન કરવાની વૃત્તિ કેટલી પ્રબળ હોય છે એ આ નાનકડી રૂપક-કથા ઉપરથી ખૂબ સરળરીતે સમજી શકાય છે. એક જ દેહધારી બે જીવમાં આટલો સ્વાર્થ હોય છે તો બીજામાં તો કેમ ન હોય ?

એક વખત, એવું બન્યું કે એક દરિયાકિનારે બે પંખી રહે. એમનાં વિષે એક નવી નવાઈની વાત હતી. એ બન્ને પંખીના શરીર જોડાયેલાં હતાં. દરેક પોતપોતાની ઇચ્છા પ્રમાણે ભલે વર્તે, પણ જોડાયેલાં શરીર એટલે એમની ગતિ રૂંધાયેલી રહે. એકને ચાલવાની ઇચ્છા થાય, ને બીજાને ચાલવું ન હોય, તો બન્ને એટલામાં ને એટલામાં આગળ પાછળ ધમાચકરડી મચાવે એટલું જ. બાકી પ્રગતિ કરી શકે નહિ!

હવે એક વખત દરિયા કિનારે એક અમરફળ આવ્યું. સમુદ્રના મોજાંમાં ક્યાંકથી ફરતું ફરતું આવી ચડ્યું.

એ વખતે આ બે પંખીમાંથી એક જાગે. બીજું સૂઈ ગયેલું. જે જાગતું હતું તેણે વિચાર કર્યો કે, અમરફળ જેવું અમરફળ છે, એને જગાડ્યા વિના ખાઈ લેવા દે ને! વખતે આટલો મારો ભાગ અમર થઈ જાશે, ને વહેલે મોડે એનાવાળો ભાગ મરી જાશે, તો હું છૂટું થઈ જઈશ, ને મજા કરીશ!

એમ વિચારીને એણે તો અમરફળ એકલાં એકલાં ખાઈ લીધું.

હવે બીજું પંખી થોડીવાર પછી જાગ્યું. તો એને અમરફળની ગંધ આવી. એણે પોતાના જોડી-દારને પૂછ્યું: 'તેં કાંઈ ખાધું છે?'

પેલાએ અભિમાનથી કહ્યું: 'હોવે! મેં અમરફળ ખાધું છે!'

'પણ ત્યારે મને કેમ જગાડ્યું નહિ?'

'એમાં તને શું જગાડવાનું હતું? હું ખાઉં કે તું ખાય એમાં શું ફેર પડવાનો હતો? એની અસર તો આપણને બન્નેને મળવાની છે!'

'પણ સ્વાદ તને એકલાને મળ્યો તેનું શું?' બીજા પંખીએ કહ્યું.

'એ તો જે જાગે તે સ્વાદ લ્યે! આખી દુનિ-યાનો આ રિવાજ છે!' પેલાએ જવાબ વાળ્યો.

'ને ઊંઘે તે?'

'ઊંઘે તે માર ખાય!'

બીજું પંખી તે વખતે કાંઈ બોલ્યું નહિ પણ મનમાં સમસમી રહ્યું. એ સમજી ગયું કે ભાઈ પોતે અમર થઈ જશે ને હું વહેલો મોડો મરી જઈશ, એમ ધારીને ભાઈ ફળ આરોગી ગયા છે. પણ હું હવે એને નવી નવાઈની વાત કરી બતાવું, તો ખરું! હું પણ જાગતું રહીશ. કોઈક દિવસ, સાગરની લેર છે, કોઈક અમરફળ વળી આવી ચડશે!

હવે એવું બન્યું કે જોગાનુજોગ એક દિવસ સમુદ્રના મોજામાં ઘસડાતું ઘસડાતું એક અમરફળ આવે!

ત્યાં એક બીજું નાનકડું ગીતપંખી બેઠું બેઠું એ અમરફળને આવતું જુએ.

આ અમરફળની પાછળ પાછળ એ દરિયાના મોજામાં એવું જ એક બીજું ફળ પણ તણાતું આવે. રૂપે, રંગે, સુગંધે બધી રીતે એ અમરફળ જેવું જ લાગે, પણ જાણનાર જાણે કે એ તો મહા ઝેરી ફળ છે! એને આરોગનારો ઘડીના છઠ્ઠા ભાગમાં હતો ન હતો થઈ જાય! આ ગીતપંખીને લાગ્યું કે સમુદ્ર કિનારે રહેનારું પંખી, જો ભૂલ ભૂલમાં એકને બદલે





બીજા ફળને ખાશે, તો મરી જશે. એટલે એણે પોતાના સુરીલા ગાનમાં પંખીને ચેતાવ્યું કે 'હે પંખી! રૂપે, રંગે, સુગંધે બધી રીતે સરખાં બન્ને ફળ છે. પણ એક સ્વર્ગ છે; બીજું નર્ક છે. એકમાં અમર કરવાની તાકાત છે; બીજામાં તાત્કાલિક હણવાની તાકાત છે. માટે તું પહેલું ફળ લેજે, બીજું નહિ!

ગીતપંખી તો ચેતવણી આપીને ગાતું ગાતું આકાશમાં ઊડી ગયું! એને તો અમરફળની પણ પડી ન હતી. એ વળી જુદી જ માટીમાંથી ઘડાયું હતું. એ જાણતું હતું કે ગાન કરતાં કરતાં વખત પૂરો થયે ચાલ્યું જવું. એના કરતાં વધારે મોટું અમરત્વ બીજે ક્યાં છે? એટલે એ તો નિઃસીમ આકાશમાં આનંદનાં ગાન ગાવા ઉપડી ગયું!

હવે આ બાજુ પેલું પંખી, જે જાગતું હતું તે આ નાનકડા પંખીની વાણી સાંભળીને ઉલટાનું વિચારમાં પડી ગયું!

એને મનમાં એમ થયું કે આ મારું ભાઈબંધ પંખી અત્યારે સુતું છે. એણે પહેલાં અમરફળ ખાધું છે. તે હું તે વખતે રહી ગયું હતું. હું હવે અમરફળ ખાઉં તો પછી કાંઈ વિશેષતા ન રહે, પણ આમાં મેં એને નવી નવાઈનું શું કરી બતાવ્યું કહેવાય!

કરી બતાવ્યું તો ત્યારે કહેવાય, જ્યારે હું પેલું હલાહલ ઝેરફળ ખાઉં!

તો એનું અમરફળ ફોક જાય! ને હું મરૂં પણ એને તો રાંડ કરૂં! મારું ભલે ને જે થવાનું હોય તે થાય!

ઈર્ષાના આ વિચારમાં એ અમરફળની પ્રાપ્તિનો આનંદ પણ ભૂલી ગયું!

એને તો એમ જ થયું કે જો આમ કરું તો જ હું ખરું!

આ વિચારે એના નાના મગજને એવું ઘેરી લીધું કે, એણે અમરફળને તજીને પેલા ઝેરી ફળને જ ઊપાડ્યું! એટલું જ નહિ, પેલા અમરફળને એવું આવે ધક્કેલી મૂક્યું, કે એ તો મોજામાં હેલારે ચડીને, ઠેકાંવતું ક્યાંય અદશ્ય થઈ ગયું!

પછી એણે પેલું ઝેરી ફળ આનંદથી ખાધું!

પણ એને એમાં સ્વાદ અમરફળ કરતાં પણ વધુ આવ્યો. એ ફળ ખાતાં ખાતાં દર ક્ષણે એને એમ થતું હતું કે, એના ભાઈબંધના અમરફળને એ ફોક કરી રહ્યું હતું! એને ખરો સ્વાદ આ વસ્તુમાંથી મળતો હતો!

પોતાના અભ્યુદય કરતાં પોતે બીજાને નુકશાન કરી શકે છે, એ વાતને મોટી માનનાર, આ પંખીની બુદ્ધિ જોઈને, દરિયા કિનારે ફરતી એક જલકુકડીને, પંખી તમામની બુદ્ધિ માટે, એવી ઘૃણા ઉત્પન્ન થઈ કે, એણે પોતાની જાતને પંખીની ગણનામાંથી કાઢી નાખવા માટે, એ જ વખતે જલમાં ડુબકી મારી! ત્યાં બેઠેલાં તમામ પંખી એ જોઈને હસી પડ્યાં! ને પછી મૂંગાં થઈ ગયાં!

કહે છે કે ત્યારથી પંખીઓની સૃષ્ટિમાંથી હાસ્ય અદશ્ય થઈ ગયું છે

★

# કાં?

હરિયાળાં ખેતરને છોડી
છોડી કે ઉપવનને

વાદળીઓને પડે વરસવું
ઘણું ઘણું કાં ડુંગરપે?

ગોવિન્દભાઈ પટેલ

# પુરુષનો 'પ્રેમ'

સિદ્ધાર્થ

'પ્રેમ'ને સમજ્યા વગર આજના પ્રવાહમાં એનો જે વા લાગ્યો છે એમાં કેટલીય કરુણતાઓ, અસફળતાઓ અને અનિશ્ચિતતાઓ રહેલી છે. આ પત્રાત્મક વાર્તા એવા જ એક ફસકાઈ જતા યુવાનની 'પ્રેમ' સાથેની બેવફાઈભરી રમત રજૂ કરે છે. સ્ત્રી બેવફા બને એ તો સમજી શકાય પણ પુરુષેય આમ નામર્દ બેવફાઈ બતાવી શકે?

મિત્રાબહેન,

આ અજાણ્યા હસ્તાક્ષરોથી ચમકશો તો ખરાં, કેમ? પણ એ ચમકારામાંથી વીજળી ઝબકીને મારું ઘનઘોર અંધારઘેર્યું જીવન અજવાળી દે તો ના નહિ! સાંજે મારે ઘેર આવશો? ૭ થી સાત સુધીમાં રાહ જોઈશ.

લિ. સંજય

સન્મિત્રાબહેન,

તમને 'મિત્રા' નામ ન ગમ્યું?—તમે એ વિશે કશી વાત ન કરી એટલે માની લઉં છું. તે દિવસે તમે મારે ઘેર આવ્યાં અને અચાનક મારી બે બહેનો આવી ચડી એટલે ધાર્યું મળાયું નહિ. પણ પછી તો છેલ્લા પંદર દિવસ સુધી તમે દેખાયાં જ નહિ! બિમાર તો નથી પડી ગયાં ને? ફીકર તો થાય જ ને? મને તરત પત્રથી જણાવો : અથવા આ પત્ર મળ્યે રૂબરૂ આવી જાવ.

લિ૦ સ્નેહાધીન સંજય.

મિત્રાબહેન,

પહેલવહેલા તમારા હસ્તાક્ષર પામીને મારું દિલ કેવું નાચી ઊઠ્યું! ખરેખર તમને પણ 'મિત્રા' જ નામ ગમ્યું ને? મને તો હતું જ કે સન્મિત્રા તે કાંઈ નામ છે! અને હોય તો પણ 'મિત્રા' જેવું સરળ તો નહિ જ. હવેથી હું 'મિત્રા' જ લખીશ—અરે કહીશ પણ ખરો. તમે ન આવી શક્યાં એ તો ઠીક, પણ મારા છેલ્લા પત્રનો જવાબ પણ છેક દસમે દિવસે આપ્યો! તબિયતની ખૂબ ચિંતા થાય છે. બિલકુલ પથારીવશ છો? જીવ તો એવો બળે છે! પણ ખબર કાઢવાય શી રીતે આવું!? તમારા ઘેર મને બધાં કેવો ધારી બેસે? પણ હવે તો તમારે મને તમારાં ઘરનાંઓ સાથે ઓળખીતો કરાવવો પડશે. તમે પત્ર લખો કે તરત હાજર થઈશ. કાંઈ જોઈએ તો પણ લખજો, જરૂર લેતો આવીશ. મને બિલકુલ પારકો ન ગણશો.

લિ૦ સ્નેહાંકિત સંજય.

મિત્રાબહેન,

જુઓ, પાછો તમે મોડો પત્ર લખ્યો ને? તબિયત તદ્દન સારી થઈ ગઈ? હરતાં ફરતાં પણ? તો પછી મારે ત્યાં કેમ ન દોડ્યાં આવ્યાં? મને પણ તમે ઘેર આવવા હમણાં ના લખી. ઠીક. તમને ગમે એ મને તો ગમે જ ને? પણ હવે ક્યારે મળવાનું રાખવું છે? મારું દિલ તો તમને મળવા તલપાપડ થઈ રહ્યું છે. અને હા, જુઓ મિત્રાબહેન! તમે મારા પર પત્ર પણ સાવ ટૂંકા ને ટચ લખો છો. મારા ધારવા પ્રમાણે સ્ત્રીઓની જીભ તો લાંબી ને લચ હોય છે, પત્ર લખતી વખતે જીભનો ઉપયોગ નથી થતો હોતો એટલે આમ? આ પત્રનો જવાબ લાંબો હશે એવું વચન માગી લઉં ને? વળતી ટપાલે જ હં!

લિ૦ સ્નેહાભિલાષી સંજય.

પ્રિય મિત્રાબહેન,

તમે કેવાં લેવાઈ ગયાં હતાં! કેટલા બધા દિવસે તમારાં દર્શન થયાં! હવે આવો લાંબો ગાળો નહિ પાડો ને? તમારી કાંચનવરણી કાયા આમ સાવ ફિક્કી ફચ થઈ ગઈ એ જોઈને મને તો શું નું શું થઈ જાય છે એ તમને શી રીતે બતાવું? પણ મિત્રા, છેવટ મારા માટે પણ તમારે શરીરને ન સાચવવું જોઈએ? અને પત્રની ઢીલ તો જરાય નહિ કરવી





છું ! બે દિવસ વહેલું મોડું મળાય એની હરકત નહિ પણ એકાંતરે પત્ર તો લખવો જ. બહુ કામ રહેતું હશે એ હું જાણું છું. પણ શરીર બરોબર ઠીક ન થાય ત્યાં સુધી પૂરતો આરામ લેવો. ઘરનાં કોઈ તમને આગ્રહ કરે એવું તો નથી જ, પછી તમે શા માટે ઘર આખું છાતીએ બાંધીને ફરો છો ? દવા પણ ચાલુ જ રાખજો. હું મારા એક ડૉક્ટર મિત્રને પણ તમારા રોગનું નિદાન પૂછવાનો છું. કહેશે એ દવા પણ લાવી રાખીશ. બને તો આ પત્ર મળ્યે મળવા આવજો જ.

લિ૦ સ્નેહતરસ્યો સંજય.

પ્રિય મિત્રાકુમારી,

મને મળવા માટે ન નીકળી શકાયું ? હા પણ પત્રનો જવાબ પણ છેક પંદરમે દિવસે કેમ આપ્યો ? આ પંદર દિવસ તો મને પંદર વરસ જેવા લાગ્યા !

ગયા પત્રમાં મેં વચ્ચે 'મિત્રા' તરીકે તમને સંબોધ્યાં એ તમને ખૂબ ગમ્યું ખરું ? હવેથી હું તમને મિત્રાબહેન નહિ પણ મિત્રાકુમારી કે ફક્ત મિત્રા જ સંબોધીશ. હું તમારાથી એકાદ વરસે મોટો હોઈશ. મારી જન્મ તારીખ તો મેં તે દિવસે જ તમને કહેલી. તમારી તમને યાદ નહોતી એટલે તપાસ કરીને મને જણાવવાનાં હતાં ને ? આટલા સંબંધ પછી તમને એકવચનથી સંબોધવાનું ખૂબ મન થાય છે. પણ તમને ગમશે કે કેમ ? તમે જણાવ્યા પ્રમાણે જરૂર આવતા રવિવારે હું તમે લખેલ સ્થળે રાહ જોઈશ. આવજો જ. થોડીક ચૉકલેટ–પીપરમીંટ અને સૂકો મેવો લેતો આવીશ. પેટમાં એટલી જગ્યા રાખીને આવજો. આપણે એકાદ કલાક નિરાંતે મળીશું. જરૂર જરૂર આવજો. હજુ આઠ દિવસ બાકી છે એ કેવી રીતે જશે એની ફીકરમાં હું તો પડી ગયો છું !

લિ૦ સંજયનાં સ્નેહસંભારણાં

વહાલાં મિત્રાકુમારી,

ગઈ કાલે આપણે મળ્યાં પણ તમે કશું બોલી જ ન શક્યાં; કારણ ? મારાથી કશું અજુગતું તો નથી થઈ ગયું ને ! તમને સાવ નારાજ જોઈને મને ખૂબ લાગી આવેલું. તમારાથી એકાદ ફૂટને અંતરે બેઠો હતો છતાં મન તો એવું કૂદી રહ્યું હતું કે નજીક જઈને હાથ પકડી લઉં ! બોલો, હવે ક્યારે મળવાનું ? બને એટલું વહેલું ગોઠવો તો સારું. કેટલીયે વાતો કરવાની છે. પત્રમાં તો કેટલુંક લખું ? તમે માથેરાન જવાની વાત કરેલી તે નક્કી થયું ? તમે જશો ને મને અહીં કેમ ગમશે ? સાથે આવવાનું મન તો ખૂબ થાય છે પણ શી રીતે અવાય ! તમે જાવ તે પહેલાં એક એવો દિવસ નક્કી કરો કે આપણે ધરાઈને મળી શકીએ. અને આ ગઈકાલવાળા સ્થળ કરતાં એની સામેની પેલી ઘટાદાર ઝાડી તરફ જઈએ તો ? ત્યાં આપણે કોઈની ડખલ નહિ પામીએ. કાલે તો થોડાક છોકરાઓ, આપણે બેઠાં 'તાં ત્યાં આવી ચડેલા અને તમે ખૂબ ગભરાઈ ગયેલાં !

વહાલાં મિત્રાદેવી,

ખરેખર તમે તો દેવી જેવાં દુઃસાધ્ય જ છો ! નહિતર આમ તે હોય ? માથેરાન એક મહિના સુધી રહ્યાં ને ત્યાંથી તો એકેય પત્ર ન લખ્યો, અહીંથી ક્યારે ગયાં એની પણ ખબર ન આપી અને અહીં પાછાં આવ્યાં પછી યે છેક પંદરમે દિવસે મને ખબર આપો છો ! મારી સ્થિતિનો તમને જરાય વિચાર ન આવ્યો ? આ રવિવારે મળીએ ત્યારે ધરાઈ ધરાઈને મારે તમારી આગળ દિલ હળવું કરવું છે. રવિવાર પહેલાં મળવાનું રાખ્યું હોત તો ? રવિવારને તો હજુ પાંચ દિવસ બાકી છે ! પાંચ દિવસમાં તો મારું પાંચશેર લોહી ઘટી જશે. તમે તો માથેરાન જઈને તાજાંમાજાં થઈ આવ્યાં હશો ખરું ?/ઠીક ત્યારે, રવિવારે ચોક્કસ આવીશ. મોડો તો નહિ પડું, પણ મારા પહેલાં તમે આવો તો મારી રાહ જોવાનું ભૂલતાં નહિ.

લિ૦ સંજયની મીઠી યાદ.

પ્રિય મિત્રા,

માથેરાન જઈ આવીને તું મારી સાચી 'મિત્રા'



બનીને જ આવી. તેં ભલે મને દોઢેક મહિનો તલસાવ્યો. પણ કાલે આપણે મળ્યાં ત્યારે હું તારાથી એક વેંત છેટે બેઠો' તો તોય તેં મારો હાથ પકડીને કેવો તારી પાસે ખેંચી લીધેલો! તેં મારા ખભે માથું ઢાળી દીધું ત્યારે મારી છાતીના ધબકારા એવા તો વધી ગયેલા! હવેથી હું તને એકવચનથી જ સંબોધીશ. તું પણ ખરો નીકળી. ગઈ કાલે મારા મોઢેથી તારું એકવચની સંબોધન કઢાવીને જ રહી. તો પછી તારે પણ મને 'તમે' જેવું પરાયું લાગતું સંબોધન શું કામ કરવું જોઈએ? હું તારો નથી?

લિ૦ તારો સંજય.

વહાલી મિત્રા,

તારો સંજય આજે તો અફાટ સુખસાગરમાં નાહી રહ્યો છે. તારા વીજળીના ઝબકારે ખરેખર મારું અંધારું નષ્ટ થઈ ગયું છે. દિવસોને જતાં વાર લાગે! આજે આપણી ઓળખાણને એક વરસ થયું. એક વરસમાં તો આપણે ભવભવનાં સાથી હોઈએ એટલાં નિકટ આવી ગયાં નથી? તેં મને પહેલીવાર તારે ઘેર બોલાવ્યો. જરૂર આવીશ. ઘરનાં બધાંને મારી કઈ રીતે ઓળખાણ કરાવીશ? તેં બધું ગોઠવી તો રાખ્યું જ હશે. હું આવીશ એ કોઈને ખૂંચે એવું તો નથી ને! એવું હોય તો મને બોલાવવાનું માંડી વાળજે. કોઈને શંકા જાય એવું આપણે ન કરવું જોઈએ. મારું શરીર હવે ઠીક છે. તાવ તો એક જ દિવસ આવેલો. અશક્તિ હતી પણ હવે નથી. રવિવારે જરૂર સવારે આવીશ, સ્વાગત માટે કાંઈ તૈયારી ન રાખતી. નકામો બધાંને આંખમાં ખૂંચીશ.

લિ૦ તારો જ સંજય.

વહાલી મિત્રા,

ગઈ કાલે પહેલવહેલો તારે ઘેર આવ્યો. ઘરનાં બધાંને તેં મારા વિષે ખૂબખૂબ વાતો કરી રાખી હશે એ મને બધાંના મારા તરફના સહૃદયભર્યા વર્તનથી ધ્યાનમાં આવ્યું. એ માટે તને કેટલા બધા ધન્યવાદ આપું? હવે આપણે અવાર નવાર મળી શકીશું. એકેય વાર તારા ઘેર આવેલો નહિ એટલે ઘણીવાર મન થતું તો પણ આવી ન શકેલો. હવે તું ક્યારેક તારી આળસને પત્રમાં ઉતારીશ ત્યારે હું જાતે જ હાજર થઈને આળસ ખંખેરાવી નાખીશ.

તું કહેતી 'તી ને કે ઘરનાં બધાં બે ત્રણ દિવસ માટે બહારગામ જવાનાં છે? નક્કી થયું? તને એકલીને ઘેર રહેવા દેશે? પરીક્ષાનું બહાનું છે એટલે બહુ વિરોધ તો નહિ જ કરે. ખૂબ વાંચવામાંથી પાછું તારું શરીર સાચવવાનું ભૂલતી નહિ. મારી બહુ ફીકર ન કરતી. એક દિવસના તાવમાં મારા શરીર વિષેની તારી ફીકર હું કળી ગયેલો. તારા ઠપકાભર્યા એ શબ્દો પણ મારા દિલના ઊંડાણે પેસી ગયેલા. તું જ્યાં સુધી તારા શરીર માટે દરકાર નહિ રાખે ત્યાં સુધી હું પણ શું કામ રાખું?

લિ. હંમેશનો તારો સંજય.

પ્રિયતમા મિત્રા,

તારો આજનો પત્ર મળતાં તો જાણે તું જ મને મળી હોય એટલો આનંદ થયો. આ પત્ર છાતી સરસો દાબતી વખતે પણ જાણે મારી મિત્રાને હું આશ્લેષમાં લઈ રહ્યો છું એવો જ અનુભવ થયો. મારી મિત્રા આજે ખરેખર ખૂબ વહાલી લાગી મારી બાજુમાં હોત તો જરૂર તને રસતરબોળ કરી દેત.

બે દિવસ અને બે રાત મારે તારા ઘેર જ રહેવાનું? અને તે પણ તું એકલી છે ત્યારે? ઘરનાંએ એ અંગે તને અનુમતિ પણ આપી દીધી છે એ જાણી મારા છાતીના ધબકારા કેવા શાંત થયા! મિત્રા, તું સાચે જ મિત્રા છે. આપણે પહેલી જ વાર નિરાંતે ધરાઈને મળીશું. બે દિવસ ને બે રાત એ યાદે જ મારું જીગર હચમચી ઊઠે છે. કાંઈ કાંઈ સ્વપ્નાંઓ ઘડવા લાગી ગયો છું. ઇચ્છું છું કે એ સ્વપ્નની સિદ્ધિમાં તું દરેક જાતની મદદરૂપ થઈ પડીશ.

આ પત્ર તેં આટલો લાંબો તો પહેલી જ વાર લખ્યો. અને તે પણ મને 'પ્રિયતમ' તરીકેનું તારું





સંબોધન વાંચીને હું તો એવો નાચી ઊઠેલો. મિત્રા, તેં એક વાતનો મને ખૂબ અન્યાય કર્યો છે. તારો એક નાનકડો ફોટો પણ મને આપ્યો નથી! મેં માગ્યો નથી એ વાત ખરી, પણ તારે યાદ કરીને નહોતો આપવો જોઈતો? હવે બે દિવસ તારી સાથે રહીશ ત્યારે આપવો જ પડશે. નહિ આપે તો પછી મારે ચોરી કરવી પડશે.

આ સાથે, તેં ચોરનો આક્ષેપ મારા પર મૂક્યો એ પણ યાદ આવી જાય છે. હું ચોર ઠરું એ પહેલાં તું ચોર નથી બની ગઈ? મેં તારી પાસે એ કબૂલ નથી કરાવ્યું એટલું જ. બાકી મિત્રાએ સંજયને નહિ તો ય સંજયના દિલને તો ક્યારનું ચોરીને એના હૈયામાં છૂપાવી દીધું છે. માગથી કે કોઈથી ત્યાં હાથ પણ ન નખાય, ખરું ને? હવે તો બાકીનું બધું એ આવતા બે દિવસો માટે રાખીને અહીં જ અટકું. હું પણ બધાંને વિદાય આપવા સ્ટેશને આવીશ. સ્ટેશનેથી સીધો હું તારે ઘેર તારી સાથે જ આવીશ.

લિ. મિત્રાનો પ્રિયતમ.

પ્રિયતમા,

ગઈ કાલે સાંજે તારી પાસેથી ઘેર તો આવ્યો પણ ક્યાંય ગમતું નથી. આખી રાત પણ પડખાં ઘસી ઘસીને કાઢી. તારી સાથેના બે દિવસના સહવાસે તો મારી જાત ઉપર તેં કેવો કબજો લઈ લીધો છે! એકાદ દિવસ ઘરનાં બધાં મોડાં આવ્યાં હોત તો?

સ્ટેશનેથી પાછા ફરતી વખતે તેં રસ્તેથી ફૂલવાળાની દુકાને તૈયાર ર ાવેલી છાબડી લીધી ત્યારે મને તો થયું કે રાતનાં તે વળી ફૂલને શું કરવાની હશે?! મન વાળ્યું કે સ રના પહોરમાં ભગવાન માટેના પૂજા–પાઠ માટે જરૂર પડતી હશે. હું જમીને આવેલો છતાં રાતે દશ વાગવા આવેલા છતાં તેં મને મોંમાં કોળિયો મૂકીને જમાડ્યો. મારા જ પાટલા પર મારા પડખામાં લપાઈને મારી કમરે એક હાથ વીંટીને બીજા હાથે એક પછી એક કોળિયો આવતા ારું ભરેલું પેટ પણ કેવું ખાલી થઈ ગયેલું!

જમીને આપણે ત્રીજે માળ ગયા. ખંડમાં પ્રવેશતાંવેંત હું તો, મહેક મહેક થતા શૃંગારભરીરીતે શણગારેલા એ ખંડને જોઈને છક થઈ ગયો. પણ તેં જ્યારે મને કહ્યું કે આપણે સૂવાનું પણ અહીં છે ત્યારે જ મને જરા ટાઢક વળી, અને હું તે વળી કેવો મૂર્ખો કે ખંડમાં એવડો મોટો એક જ પલંગ જોઈને તને પૂછી પડેલો કે તું ક્યાં સૂઈશ! એક અક્ષર પણ બોલ્યા વગર એ પુષ્પાચ્છાદિત પલંગ પાસે તું મને દોરી ગઈ અને પહેલો મને સૂવડાવતાં બોલેલી કે, આ વધેલી જગ્યામાં. એમ કહેતાં મારી વ્યાપ્ત ઝણઝણાટીને જાણે તેં મને કરેલા પ્રથમ ચુંબનથી ચૂસી લીધી.

તારી એ હિંમત અને પહેલ માટે પછી તો મારી વૃત્તિઓ પણ કેવી બેફામ બની ગઈ! મને એમ કે હજુ સૂવાની વાર હશે, પણ પછી તને તારા રાત્રિપહેરવેશમાં જોઈને મેં પણ મારાં વધારાનાં કપડાં ઊતારીને ઝળહળતી બત્તી બંધ કરીને રાત્રિનો મંદ પ્રકાશ વેરતો નાઈટ–લેમ્પ સળગાવ્યો. પલંગ પર લંબાયેલી તારી માદક કાયાને નીરખીને મને તો થયું કે કશી વાતો કર્યા વગર મિત્રા સૂઈ તો નહિ જાય ને! મારા મનની વાતનો તું જવાબ આપતી હોય એમ કેવી રણકી ઊઠેલી! તું તો સોહાગરાત ઉજવી રહી હતી. રાત્રિના મંદ પ્રકાશમાં આખા ખંડમાંથી ભભકભરી રેલાતી માદકતા અને તારા સૌંદર્ય ઝરતા સાવ આછાં વસ્ત્રોથી આચ્છાદિત દેહને હું નીરખી જ રહ્યો. મારી એ બાઘાઈને સમજી જઈને જ તેં મને સુવાડી દીધો. મારી છાતીમાં તારું મોં છૂપાવી દીધું, વૃક્ષવલ્લરીની જેમ મને તું વીંટળાઈ ગઈ.

પછી તો રાત બધી આપણી હૃત્તંત્રીના તાર કેવા ઝણઝણતા રહ્યા! મિત્રા, સંજયની મિત્રા, મારા જીવનના પરોઢની સાથે સાથે જ મેં તો મધ્યાહ્નનો પ્રખર તાપ, સંધ્યાની મઘમઘતી માદકતા અને નિશાની ગીતભરી માધુરી અનુભવી. છેક વહેલી સવારે જરા



મારી આંખ મળી. અને તારા શીળા હોઠના સ્પર્શે હું જાગ્યો ત્યારે તો સૂર્યનો તડકો પલંગ ઉપર પણ આવી ગયેલો.

આખો દિવસ આપણે મહાલ્યાં. પહેલી રાતથી પણ વધુ આહ્‌લાદક બીજી રાત ઊગી અને આથમી. એ બે રાતની આપણી દેહલીલાએ આપણને કેવાં થકવી નાખ્યાં? અલબત્ત દેહથી,—દિલ તો હજુ પણ એવાં ને એવાં થનગની રહ્યાં છે. અને જાણે વરસો સુધી સાથે રહ્યાં પછી આવતા વિયોગનો અનુભવ થવાનો હોય એવું સાંજે ઘેર બધાં આવ્યાં ત્યારે થયું. બધાં આવ્યાં ત્યારે આપણે ઈરાદાપૂર્વક જ ભણવા બેઠેલાં,—એક ટેબલની સામસામી બાજુએ ખુરસીઓ નાખીને. તારા હાથમાં પેન અને નોટ હતાં, મારા હાથમાં કીટ્સનું કાવ્ય-પુસ્તક, હું તને નોટ લખાવતો હતો. ઘરનાંને બધાંને કેવું લાગ્યું હશે! બધાંને થયું હશે કે મિત્રાના અભ્યાસમાં ખરેખર બે દિવસમાં સંજયે ખૂબ પ્રગતિ કરાવી હશે. તારી અને મારી આંખોમાં ઉજાગરાના ચિહ્નોમાં પણ એમને અભ્યાસ પાછળ અહોરાત કરનારો પરિશ્રમ દેખાયો હશે. એમને ક્યાંથી ખબર હોય કે કીટ્સને સમજાવતાં પહેલાં સંજય સાચો કીટ્સ બન્યો હશે!

આ બે દિવસની આપણી સોબતે તને આવડો મોટો પત્ર લખવા પ્રેરી તો પછી આપણે જિંદગીભર સાથી રહીએ તો? હવે એમાં તો શંકા જ નથી. જેવી રીતે તેં મને તારી જાત સમર્પી છે એવી જ રીતે હું પણ હવે બીજાનો ક્યાં થઈ શકું એમ છું? 'મને ભૂલીશ તો નહિ ને?'—એ તારું વારંવાર ઉચ્ચારાતું વાક્ય જ હું નથી ભૂલી શકવાનો તો પછી તને તે શી રીતે ભૂલાય? હવે આપણે મળવા માટે આપણું પેલું પ્રકૃતિ-સ્થળ જ લક્ષ્યમાં લેવાનું ને? આવજે ત્યારે, તું કહીશ ત્યારે જઈશું. શરીરમાં એટલો બધો થાક છે કે આખુંય દુખ્યા જ કરે છે. તારી પણ એ જ સ્થિતિ હશે. બહુ ઘસડી માર્યું નહિ?

લિ. મિત્રા સિવાય કોઈનો નહિ એવો સંજય.

પ્રાણેશ્વરી,

નથી રહેવાતું, નથી સહેવાતું કે નથી કહેવાતું. તું ખૂબ નિષ્ઠુર લાગે છે. આટલા બધા દિવસો આમ ટટળાવી રખાય? ઘણા દિવસથી કાંઈ ખબર નહોતાં, મારા બે ત્રણ પત્રોનો પણ જવાબ નહોતો એટલે હું તારે ઘેર આવવાનો જ હતો. પણ પાછું થયું કે આપણી બે દિવસની કાંઈક ગંધ તો ઘરનાંને નહિ આવી હોય ને? તારો આજે પત્ર આવ્યો ત્યારે જરા હૈયે ધરપત વળી. કાલથી તારી પરીક્ષા શરૂ થાય છે એટલે તું લાંબો પત્ર નથી લખી શકી એ હું સમજી શકું છું. શનિવારે તો પરીક્ષા પૂરી થશે ને? જરૂર મળજે. હું તારી રાહ જોઈશ. આટલા ટૂંકા પત્રથી ચલાવી લેજે. તારી પરીક્ષાની મને પણ ફિકર હોય ને?

લિ૰ સદાનો તારો સંજય.

જીવન-જ્યોતિ,

મેં શનિવારે સાંજે તારી કેટલી બધી રાહ જોયેલી? તું ન જ આવી. છેવટ આજે ચોથે દિવસે તારો પત્ર આવ્યો. પરીક્ષાનો થાક બહુ લાગ્યો છે? આ ચાર દિવસ શું ઊંઘ્યા જ કર્યું? રવિવારે તારી વાત છે! રવિવારે ચોક્કસ આવજે. અહીં ઘેર જ મળીશું. આવતી કાલે અહીંથી ઘરનાં બધાં એક મહિના માટે મસુરી જવાનાં છે. હું એકલો જ નથી જવાનો. ખૂબ બહાનાંઓ કાઢીને હું અહીં એકલો રહેવામાં સફળ થયો છું. તું સમજી તો ગઈ જ હોઈશ. હવે તારે પણ રજાઓ છે એટલે રોજ રોજ અહીં આવવાનું,—દિવસમાં એક વાર તો ખરું જ. રાત્રે તો તું ન આવી શકે એ હું સમજું છું. છતાં કોશિશ કરી જોજે. એમ કરજે ને, એકાદ તારી બેનપણીને સાધી રાખજે ને? એને ત્યાં જવાનું બહાનું કાઢીને અહીં આવતાં રહેવું! રવિવારે બને એટલી વહેલી આવજે.

લિ૰ જ્યોતિનો દીપક સંજય.

પ્રિયતમા,

ગઈ કાલે તું આવીને તારું દયામણું મોં જોતાં





જ મારો બધો ક્રોધ ઓગળી ગયો મેં જેવું બારણું બંધ કર્યું એવી તું મને વળગીને હીબકે ને હીબકે રડવા લાગી. હું તો આભો જ બની ગયો. મારા ધોતિયાને છેડેથી તારા આંસુ લૂછ્યાં મહામહેનતે તને શાંત કરીને મારા પલંગ પર સુવડાવી તારી સાડી ચોળાઈ ન જાય એ માટે તેં એ કાઢીને ઘડી કરીને ગાદલા નીચે મૂકી. હુ તારી પડખે સુતો અને છતાંય તું રડયા જ કરી. ધરાઈને તેં રડી લીધું. મને વળગીને પણ તારું રૂદન અટક્યું નહિ ત્યારે હું છૂટો થવા ગયો ત્યાં તેં મને જોરથી જકડી લીધો. પરાણે આંસુ ખાળતી તારી આંખો મારી આંખો સામે તાકી રહી અને તારા મુખ ઉપર હાસ્યની આછી ઝલક દેખાઈ ન દેખાઈ ત્યાં તો જોરથી મારા હોઠ ઉપર તારા હોઠ તૂટી પડ્યા.

મિત્રા, પછી તું વાતોએ ચડી ત્યારે હું તારી એ અતૂટ વાચા સામે તાકી જ રહ્યો હતો નહિ! તારાં લગ્ન માટે ઘરમાં પૂર જોશથી વાતો થાય છે એમાં આટલુ બધું રડાતું હશે! છેક છેલ્લે પાટલે બેસવાનું આવે ત્યારે તારે કહી જ દેવું કે લગ્ન નથી કરવાં, નથી કરવાં ને નથી કરવાં એ જ વાત આગળ ધરવી.

ઘરમાં પણ તારા ઉપર સખત જાપતો આવી ગયો છે એટલે આપણા સંબંધની ગંધ તો આવી જ ગઈ હોવી જોઈએ. છતાં બનતી કોશિશ કરીને નીકળી આવજે. હું ક્યાંય બહાર નહિ જાઉં. છેવટ પત્ર તો લખજે જ. જરા પણ હિંમત ન હારતી. હું તારા પડખે ગમે તેવા સંજોગોમાં ઊભો રહીશ.

લિ૰ તારો પ્રિયતમ

મિત્રા,

ગઈ કાલે અચાનક ઘરનાં બધાં પાછાં આવી ગયાં છે. એક મહિના માટે ગયેલાં અને વીસમે દિવસે તો પાછાં આવી ગયાં! આ વીસ દિવસમાં આપણે બે જ વાર મળી શક્યાં. આના કરતાં તો હું પણ સાથે ગયો હોત તો! તારી જેમ જ અહીં પણ મારાં લગ્નની વાતો થવા લાગી છે. એક બે કહેણ આવ્યાં છે. આવતી કાલે કોઈક જોવા પણ આવવાનું છે, સાથે એમની દીકરીને લઈને!

તારાં લગ્નની વાતો કેટલેક પહોંચી? હવે હમણાં તું મને ઘેર મળવા ન આવતી. તને એવા સંજોગો મળે ત્યારે મારા પેલા મિત્ર અશોક જોડે ચિઠ્ઠી આપીને મને બોલાવી લેજે. આપણે આપણાં ગુપ્ત સ્થળે જઈશું. વધુ તો તારો પત્ર આવ્યે.

લિ. સંજય.

મિત્રા,

આ પત્ર લખતાં તો મારું હૈયું ચીરાઈ જાય છે! હવે પછી આપણે ન મળીએ એ જ સારૂં. ગઈ કાલે મારું વેવિશાળ થઈ ગયું, ન છૂટકે મારે હા ભણવી પડી. બાપાજીના દિલને દુભાવવાનું મન મને રોકી રોકીને ના પાડી રહ્યું. છોકરી પણ અસ્સલ તારા જેવી જ છે. ભણી છે પણ સારૂં. બોલવામાં તો તને પણ ટક્કર મારે એવી. એના પિતા પણ અચ્છા માણસ છે. બાપાજીના એ બાળપણના મિત્ર છે. છોકરાંઓ પણ સંબંધ સાચવી રાખી શકે એવો એમનો ખૂબ આગ્રહ આ રીતે સફળ કરવા ઇચ્છે છે. લગ્ન પણ અઠવાડિયામાં જ કરવાનાં હોઈ અમે બધાં ચોથે દિવસે ભરૂચ ઊપડી જવાનાં છીએ. તને મળવાની તો ખૂબ ઇચ્છા હતી પણ હવે રોકી રાખવી પડે છે. આપણું ગત જીવન બધું ભૂલી જજે. બને તો મેં લખેલા બધા પત્રો ફાડી નાખજે. મેં તારા આવેલા બધા પત્રો હમણાં જ બાળી દીધા છે. મને ભૂલી જવા પ્રયત્ન કરજે. કોઈ સારો છોકરો જોઈને તું પણ લગ્ન કરી લેજે. વધુ તો હવે શું લખું? લગ્ન કરીને હું અહીં પાછો નથી આવવાનો. અમે બન્ને લગ્નને ત્રીજે જ દિવસે વિદેશની ૭ માસની સફરે ઊપડી જવાનાં છીએ. હજુ એને માટે પણ બધી તૈયારી કરવાની હોઈ ખૂબ ધમાલ રહે છે. ઠીક ત્યારે.

લિ૰ (હવે 'તારો' શાનો?) સંજય.

*

# નિરાંત

હરિંદ્રા પંડિત

બળબળતી ગ્રીષ્મના દિવસોએ પહાડી સ્થળોએ માણસો જઈ ને નિરાંતે રહે છે. વરસ આખું એકધારૂં કામ કરીને થાકયાપાકયા માનવી નિરાંત મેળવી જીવનની પલટાયેલી પરિસ્થિતિ અનુભવે છે. કાર્યરત રહેતા માનવીને પણ નિરાંતની પળો જરૂરી છે એ શા માટે ?—આ લેખ એનું આબાદ સ્પષ્ટીકરણ કરે છે.

યાંત્રિક યુગને પરિણામે આપણું રોજીંદું જીવન એવું ધમાલિયું અને દોડાદોડીવાળું બની ગયું છે કે પ્રત્યેક માનવી આજે નિરાંત ઝંખે છે. સૈકાઓ પહેલાં લોકો સાંઢણી પર મુસાફરી કરતા, આજે ટ્રેનો કે વિમાન જેવા ઝડપી વાહન દ્વારા કરે છે; પરંતુ એમ છતાંય માનવી તો સમયના અભાવની બૂમ પાડયા જ કરે છે. એટલે કે સાધનો વધવા છતાં એ નિરાંતનો દમ ખેંચી શકતો નથી.

નિશાળોમાં ઉનાળાની રજાઓ પડવાની હોય એ પહેલાં વિદ્યાર્થીઓ રજાઓમાં 'આમ કરીશું', તેમ કરીશું'ની યોજનાઓ ઘડતા હોય છે ને રજાઓમાં કેટલાક કાર્યદક્ષ વિદ્યાર્થીઓ તો નિરાંતમને યોજનાઓને આકાર આપી પણ શકે છે. એવી જ રીતે શિક્ષકો, અધ્યાપકો સૌ કોઈ નોકરીની ધૂંસરીમાંથી મળતી બે મહિનાની મુક્તિનો સદુપયોગ કરવાની તક આપવા સાચા મનથી ઈશ્વરને પ્રાર્થતા હોય છે. આમ દસ મહિનાના એકધારા જીવનથી દરેક વ્યક્તિ કંટાળે છે ને ઇચ્છે છે કે બે મહિના નિરાંતે વ્યતીત કરવા મળે તો સારૂં. તો આ નિરાંત એટલે શું ?

રોજની સતત માનસિક કે શારીરિક મહેનતને પરિણામે કંટાળેલી વ્યક્તિ આરામવાંચ્છુ બને છે. એટલા માટે નહીં કે એ થાકી છે પણ એને જીવન જીવવાનો ઉત્સાહ જોઈતો હોય છે માટે. એ કાંઈ બજારમાં વેચાતો કે કોઈની પાસેથી ઉછીનો મળી શકતો નથી. આમછતાં વ્યક્તિને હવાપાણી વગર નથી ચાલી શકતું તેમ આરામ વગર પણ નથી ચાલી શકતું. આમ તંદુરસ્ત વ્યક્તિને પણ આરામ કે નિરાંતની જરૂર હોય છે. તો દર્દીઓની તો શી વાત કરવી ? કારણકે કેટલાક દર્દો એવાં હોય છે જે દવા કે સારવાર કરતાં આરામની ભીખ માગતાં હોય છે. આથી નિરાંત કે આરામને માનવજીવનનું એક અગત્યનું અંગ ગણી શકાય.

કેટલાક શરીરશાસ્ત્રીઓ એમ માને છે કે ગમે તેવું અઘરૂં કામ હોય પણ શરીર ને મન થાકતાં જ નથી. વળી આજનો થાક આવતી કાલે વર્તાય એ માન્યતા એમના મત પ્રમાણે તો બેહૂદી છે. આ માન્યતાનું ખંડન કરનારા માનસશાસ્ત્રીઓ એવું સૂચવે છે કે શરીર એની શક્તિ ઉપરાંતનું કામ કરતાં જરૂર થાકે છે ને ગાઢ નિદ્રા દ્વારા એનો શારીરિક થાક ઊતરી જાય છે. પણ મનનો થાક આરામ લેવા છતાં ઊતરતો નથી કારણ કે એવી વ્યક્તિનું અજ્ઞાત મન કાંઈ એવી જ અસર તળે હોય છે જેથી જ્યાં સુધી મન તાજગી ન અનુભવે ત્યાં સુધી શરીર ચેતનવિહોણું ભાસે છે. આ દલીલમાં પૂરતું તથ્ય છે. પણ કેટલાક શરીર-માનસશાસ્ત્રીઓ એવું વર્ણવે છે કે શરીરમાં તો અખૂટ શક્તિ સમાયેલી છે તેથી તે કદી થાકતું જ નથી. આ માન્યતા સામાન્ય બુદ્ધિ ધરાવતી કોઈ વ્યક્તિ શી રીતે માની શકે ? શરીર અને મનને પરસ્પર સંબંધ છે એટલું સ્વીકારીને બીજી માન્યતા વિશે વિચાર કરીએ તો એનું તથ્ય સમજાશે.

જ્યારે આપણે થાકી જઈએ છીએ ત્યારે હૃદયના ધબકારા વધી જાય છે ને શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ ઝડપી બને છે. ઉચ્છ્વાસવાટે નીકળતી ખરાબ હવાનું પ્રમાણ વધારે હોવાથી નાકનો રસ્તો એને સાંકડો પડે છે. આથી આપણું મોં ખૂલી જાય છે ને હવા ત્યાંથી બહાર નીકળે છે. ઉપરની ક્રિયાને આપણે હાંફવાની ક્રિયા તરીકે ઓળખીએ છીએ. જો કે આપણા દેશના માણસોમાંથી ઘણાખરા તો વગર કામ કર્યે થાકે છે ને વગર થાકયે આરામ ખુરશીમાં બેઠા બેઠા હાંફે છે. નાકવાટે હવા લઈ ને મોં વાટે બહાર કાઢ-





વાની કુટેવનો ભોગ જાણ્યે અજાણ્યે ઘણી વ્યક્તિઓ બનેલી હોય છે. આમછતાં નાકની મદદથી શ્વાસ લેવાને બહાર કાઢવા ટેવાયેલી વ્યક્તિઓની જ્ઞાનતંતુ પદ્ધતિ વધુ સંપૂર્ણ અને સ્થિર કહેવાય એ ન ભુલાવું જોઈએ. જેમના શ્વાસોચ્છ્વાસની ક્રિયા નિયમિત હોય એવા માણસોની કાર્યશક્તિ સારી હોય છે ને એ સદાય સ્ફૂર્તિ અનુભવ્યા કરે છે.

આ ઉપરાંત જ્યારે આપણે મોં વાટે શ્વાસ બહાર કાઢતા હોઈએ ત્યારે ગળું વધુ સુકાય છે, જ્ઞાનતંતુ વધુ તંગ બને છે. આપણે વધુ થાકીએ છીએ અને ઊંડા શ્વાસ લઈ શકતા નથી. ઊંડા શ્વાસ લેવાથી જ્ઞાનતંતુઓ જાગ્રત અને તાજગીવાળા બને છે. આથી જ આપણાં ધર્મશાસ્ત્રોમાં વહેલી સવારે પ્રાણાયામ કરવાનું કહ્યું છે. પ્રાણાયામથી અનેરી તાજગી આખા શરીરમાં પ્રસરે છે એ હકીકત છે. આથી શ્વાસોચ્છ્વાસની ક્રિયાને નિયમિત ને ખામીરહિત બનાવવા વિશે વીલ્ફ્રીડ નૉર્થફીલ્ડ બહુ ભાર મૂકે છે. જોકે શ્વાસોચ્છ્વાસ એ શરીરની અનૈચ્છિક ક્રિયા છે અને આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તો પણ એ ચાલુ રહે છે; આમ છતાં એ ક્રિયા દ્વારા આપણા શરીરને વધુ લાભ મળે એ ઇચ્છાથી વીલ્ફ્રીડ હળવી કસરતો દ્વારા શ્વાસોચ્છ્વાસને નિયમિત બનાવવા વિશે સૂચવે છે

કોઈપણ જાતનો માનસિક શ્રમ લેતી વખતે એકાગ્રતાની ખાસ જરૂર પડે છે માનસિક શ્રમ લેતી વખતે શ્વાસ લેવાની ક્રિયા ધીમી પડે છે તેથી માનસિક થાક જણાય છે, એકાગ્રતામાં ભંગ પડે છે, કામ રખડે છે, ચિંતા થાય છે અને ચિંતા પ્રવેશતાં જ એ કામ વધુ થકાવનારું બને છે એક વખતે નિબંધની હરીફાઈમાં ઊતરનાર એક હોશિયાર વિદ્યાર્થી પણ વીસ હજાર શબ્દો કેવી રીતે લખાય એની ચિંતામાં માનસિક થાકનો ભોગ બનેલો અને બુદ્ધિશાળી હોવા છતાં હરીફાઈમાં નહીં ઊતરી શકેલો. જો એ કામ ક્યારે ને કેવી રીતે પૂરું થશે એની ચિંતા કર્યા વગર રોજ હજાર શબ્દ અથવા એકાદ કલાક એ કામ પાછળ ખર્ચવાનો નિશ્ચય કરીને મંડ્યો હોત તો એકાગ્રતાપૂર્વક કામ પૂરું પાડી શક્યો હોત. પણ કામના અઘરાપણા કરતાં એની ચિંતા માનવીને પાછો ધકેલે છે એ શોચનીય હકીકત છે. માનસિક કામ લેનાર વર્ગ હમેશાં ઓછી નિરાંત અનુભવે છે. કાર્ય પૂરું થયા પછી પણ એના આઘાત-પ્રત્યાઘાતો એના મગજમાંથી ખસતા નથી ને પરિણામે એ જીવનની દરેક પ્રવૃત્તિમાં ચેતનપૂર્વક રસ લઈ શકતો નથી. એની ઊંઘ પણ ઘણીવાર ખલેલભરી બને છે. શારીરિક શ્રમ કરનાર વર્ગ એ રીતે જોતાં પ્રમાણમાં વધુ નિરાંત અનુભવે છે. શ્રમને કારણે એને કકડીને ભૂખ લાગે છે ને ઊંઘ પણ સારી આવે છે. આથી, ઓછું કમાતો હોવા છતાં એ પ્રમાણમાં નિશ્ચિંત જિંદગી જીવે છે. આથી જ માનસિક શ્રમ કરનારે નિરાંત અનુભવવા માટે પણ થોડો શારીરિક શ્રમ કરવાની જરૂર છે. આ શ્રમનાં પ્રકાર અનેક હોઈ શકે. કોઈ કાંઈ સુથારી કામ કરે કે કોઈ બંગલામાં પાણી છાંટે; પણ આવું શરીરશ્રમનું કાર્ય માનવીને તાજગી બક્ષે છે ને જીવન ભર્યું ભર્યું બનાવે છે.

થાકેલા શરીરની વ્યક્તિનું મન પણ થાકે છે. આથી વ્યક્તિએ પોતાની કુદરતી શક્તિઓના સદુપયોગ અર્થે શારીરિક હિલચાલ પ્રત્યે ધ્યાન આપવું જોઈએ. કેટલુંક હરવું-ફરવું અર્થ વગરનું હોય છે. એમાંથી બચવું જોઈએ. નાનું બાળક કેવું શાંત મને ગોદડીમાં પડ્યું પડ્યું હવામાં પગ ઉછાળે છે! એવી શારીરિક સ્થિતિ અથવા હલન-ચલનને આરામની સ્થિતિ કે નિરાંતની મનોદશા કહી શકાય. બાળક સ્નાન કર્યા પછી કે દૂધ પીધા પછી હંમેશ આરામ કરે છે અને માનવી! એની ઘણીખરી મહેનત માગી લે એવી બધી ક્રિયાઓ ખાધા પછી કરે છે ને? ધંધાદારી કે નોકરિયાતની નોકરીનો સમય પણ જમ્યા પછી જ શરૂ થતો હોય છે. આથી જમ્યા પછી વ્યક્તિ બિચારી આરામ કેવી રીતે મેળવી શકે? સાડાઆઠ વાગ્યે જમીને નવ વાગ્યાની લોકલ ટ્રેન પકડીને ૧૦ વાગ્યે પરામાંથી મુંબઈમાં પહોંચનાર નોકરિયાત વર્ગની તો વાત જ શી કરવાની! એ જમ્યા પછી આખો



કલાકનો આરામ મેળવવાનો વિચાર સુધ્ધાં કરે તો કેટલો વહેલો જમે? આમ છતાં ઘણાયે લેખકોએ જમ્યા પછી અડધો કલાક કે કલાક નિરાંતે સૂવાની સલાહ આપી છે. આ સમય દરમિયાન ઊંઘ ન આવે તો વાંધો નહિ પણ વાંચવા જેવી હળવી માનસિક ક્રિયા પણ નહીં કરવાની ને આંખો મીંચીને શરીરને ને મનને આરામ મળે એવી રીતે પડયા રહેવાની રીતને પણ અમેરિકન લેખકોએ તો એક કળા તરીકે ઓળખાવી છે. એ વખતે મગજમાં જે વિચારો દોડતા હોય એની ચિંતા નહીં કરવાની અને આરામનો સમય પૂરો થાય અથવા એ પહેલાં ઊઠીને કામે વળગવાની ઇચ્છા થાય તો એને અનુસરવાનું.

આપણા રોજીંદા વ્યવહારમાં આપણે અનેક રીતે શક્તિ વેડફીએ છીએ. લાંબા લાંબા ડગ ભરીને આપણે જાણે કાંઈ લૂંટાતું હોય એવી ઝડપથી ચાલીએ છીએ, કાર્યાલયની ખુરશીમાં બેસીને કામ કરતી વખતે ખુરશી કે ટેબલની સાથે પગ પછાડીએ છીએ, બોલવાની જરૂર ન હોય તો ય ઘાંટા પાડીને બોલતાં હોઈએ છીએ, ને ખોટી દોડાદોડ કરીને ચિંતા વધારીને હાંફતાં હાંફતાં ઘેર આવીએ છીએ. આમાં આપણે કુદરતના નિયમોનું ય પાલન નથી કરતા, આથી દુઃખી થઈએ છીએ. રેશનીંગના જમાનામાં આપણી ક્રિયાઓનું રેશનીંગ કરીએ તો કાંઈ ગાળો નહીં દે ઉલ્ટું પેલા રેશનીંગમાં તો સરકારની શક્તિ—આર્થિક તેમજ માનસિક વધુ ખર્ચાય છે, પણ આપણું રેશનીંગ તો આપણને ફાયદાકારક નીવડવાનું છે એમાં શંકા નથી. શક્તિસંચયની આવશ્યકતા અનિવાર્ય છે ને જેમ માનવી વૃદ્ધ થતો જાય એમ શક્તિસંચય કરવાની આવશ્યકતા વધતી જ જાય છે; પરંતુ આપણે ઘણીવાર યુવાનીમાં જ બધી શક્તિ વેડફી મારીએ છીએ ને વૃદ્ધાવસ્થામાં સાવ પરવશ થઈ જઈએ છીએ.

પ્લેટો જેવા ફિલસૂફે હજારો વર્ષો પહેલાં કહી નાખ્યું કે 'તંદુરસ્તી જાળવવી હોય તો નિયમિતતાને જીવનમાં સ્થાન આપો.' અતિશ્રમ પછી અતિઆરામ એ પણ અંતે તો નુકશાન કરે છે. કેટલીક વ્યક્તિઓ સમયના અભાવનું બહાનું કાઢીને આરામ કે નિરાંતનો અનુભવ નથી લેતી એ બરાબર નથી. કારણ કે ઘણીવખત પૂરતી ફુરસદ મળતી હોય છે પણ એનો ઉપયોગ કેમ કરવો એ આવડતું નથી આથી વધારે પડતા થાકથી મુક્ત થઈ શકાતું નથી.

થાક અને કંટાળો એ બે જુદી વસ્તુ છે. થાક એ શારીરિક છે ને કંટાળો એ માનસિક. આથી થાકેલી વ્યક્તિ આરામથી તાજગી મેળવી શકે જ્યારે કંટાળેલી વ્યક્તિ એને મનપસંદ કાર્ય દ્વારા તાજગી મેળવી શકે. લખવા–વાંચવાથી કંટાળેલી વ્યક્તિઓ ક્રિકેટ, ટેનિસ, પત્તાં કે બેડમીંટન રમવા તરત તૈયાર થઈ જાય છે. વળી કંટાળીને સૂતેલી ઘણી વ્યક્તિઓ બહાર જવાનું નામ સાંભળતાં કે સિનેમા જોવા જવાનું ઊભું થતાં ઉત્સાહભેર પગ ઉપાડે છે એ તો વિદિત છે. આનું કારણ વ્યક્તિને ગમતી ક્રિયામાં રસ હોય છે એ છે. આથી યોગ્ય માર્ગે પોતાની શક્તિ દોરનારને ક્યારેય થાક લાગતો નથી. આજે તો વાતાવરણ એવું ડહોળાયેલું છે કે વ્યક્તિને પોતાના શોખ પ્રમાણે ક્ષેત્રકાર્ય નથી મળતું આથી ઉત્સાહનો અભાવ દરેક ક્ષેત્રમાં જણાય છે. જેથી શક્તિનાં બારણાં વણઉઘડ્યાં રહે છે. પરિણામે વ્યક્તિના જીવનમાં કામ ને નિરાંતના ત્રાજવાની સમતોલતા નથી જળવાતી.

કેટલીકવાર બાળકો ને વિદ્યાર્થીઓ ઉત્સાહમાં ઘણું કામ કરી નાખે છે. ત્યારે માનસશાસ્ત્રમાં સૂચન (Suggestion) ના પ્રભાવથી અનભિજ્ઞ એવાં વડીલો કે શિક્ષકો 'ભાઈ બા, થાકી ગયો હોઈશ' એવા વેવલાશભર્યાં વાક્યોથી બાળકોમાં એક જાતની સભાનતા ઘૂસાડે છે. આપણે ગમે તેવું મુશ્કેલ કાર્ય કરતાં હોઈએ ત્યારે જરાક વખાણ સાંભળવા મળે તો પાછાં થાક્યાં વગર બમણી ઝડપથી કામ પાછળ મંડી પડીએ છીએ. આમ સારાં સૂચનથી કામને વેગ મળે છે. વળી કામ કરતી વખતે આનંદપૂર્ણ વાતાવરણ હોય તો મગજ કે શરીર થાકતું નથી. એક લેખકે કહ્યું છે કે કામ કરતાં થાકો ત્યારે એકલાં એકલાં ખૂબ હસજો, એમ ને એમ હસવું ન આવે તો





થોડાક રમૂજી ટૂચકા યાદ કરજો જેથી થાકેલા જ્ઞાનતંતુઓ રાહત અનુભવશે વળી બીજા લેખકે આશાવાદી, ચિંતારહિત અને આનંદી મિત્રો સાથે જ હળવાભળવાનું સૂચવ્યું છે. નિરાશાવાદી, સોગિયા અને ચિંતાતુર મિત્રો પાસેથી આપણને કશી પ્રેરણા નથી મળતી. એક સંસ્થાના વિદ્વાન આચાર્ય સાવ નિરાશાવાદી છે. એમનો નિરાશાવાદ એ વિદ્યાર્થીઓમાં પણ ફેલાવે છે. કોઈ પણ ચેતનભરી પ્રવૃત્તિને એ 'અર્થહીન' કહીને પ્રવૃત્તિના મૂળમાં જ ઘા કરે છે; આથી વિદ્યાર્થીઓનો થનગનાટ શમતો જાય છે ને સંસ્થાનું વાતાવરણ દિનપ્રતિદિન શુષ્ક જ બનતું જાય છે. એ સંસ્થાના અધ્યાપકો પણ આચાર્યના અનુયાયીઓ બને તો એમાંથી બહાર આવતા વિદ્યાર્થીઓનાં જીવન કેવાં ચીમળાઈ જાય?

કંટાળેલા કે થાકેલા માનવી માટે લાગણીવશતા બહુ જોખમપ્રદ છે. માનસશાસ્ત્રીઓ તો દૈનિક પત્ર વાંચતી વખતે આપઘાતની વિગતો, ખૂનની હકીકતો, અકસ્માતોના હેવાલો જેવી વાતોથી દૂર રહેવાનું સૂચવે છે. આવું વાંચવાથી કાંઈ અર્થ સરતો જ નથી ને મનમાં અનેક ભૂત ભરાય છે. સારું સારું વાંચીને સારાં સારાં વાક્યો મનમાં યાદ રાખવાથી આવી લાગણીવશતાને વશ કરી શકાય છે. રાત્રે તો દરેક વ્યક્તિએ નિરાંતે સૂવું જ જોઈએ અને સૂતી વખતે દિવસભરની ચિંતાઓને ઓશિકા નીચે દબાવવી જોઈએ. માનવી ચાહે તો કલ્પનાના સ્વર્ગમાં મુક્ત રીતે વિહરી શકે છે. આથી કલ્પનાચિત્રોમાં મસ્ત બનીને જીવન જીવે એમાં એના મનને રાહત રહેવાની જ છે. મનને રાહત હશે તો શરીર કદી ય થાકવાનું નથી.

થાકેલા મગજને ભડકિયા અથવા ઘેરા રંગો ગમતા નથી. લાલ-પીળા રંગો જોઈને મગજના જ્ઞાનતંતુઓ વધુ ઉશ્કેરાઈ જાય છે આથી આરામ લેતી વખતે વધુ પડતું અજવાળું કે આવા રંગો મગજ ને આંખ સમક્ષ ન આવે એ વધુ ઇચ્છનીય છે. સૂવાના ઓરડામાં આછા ભૂરા કે લીલા રંગના ગોળાની આટલા માટે ખાસ જરૂર રહે છે. કપડાં પહેરતી વખતે પણ આ વસ્તુ ખાસ ધ્યાન રાખવા જેવી છે. ગમે તેવાં કપડાં પહેરેલી વ્યક્તિઓને જોઈને આપણને મનમાં નિરાશા ઉપજે છે અને નિરાશા એ આરામ કે નિરાંતની મનોદશામાં આડખીલી ઉત્પન્ન કરનાર શત્રુ છે એ યાદ રાખવા જેવું છે. આથી રોજંદા જીવનની ધટમાળમાંથી મુક્ત થવા માટે પ્રવાસનો, વાંચવાનો, ચીતરવાનો, રમવાનો, સંગીતનો કે એવો બીજા કોઈ પ્રકારનો શોખ કેળવવો જરૂરી છે. નિરાંતની વેળાએ આવા શોખોમાંથી માનવી રસ લૂંટી શકે છે ને અટપટા જીવનમાં ટકી રહેવાની પ્રેરણા મેળવે છે.

માનસિક થાક અનુભવનાર માનવીનું વજન સતત ઘટતું જાય છે. કજીયાળું બાળક આથી જ સુકલકડી જેવું હોય છે. આમ વજન ગુમાવતી જતી વ્યક્તિઓએ ખોરાકમાં ખૂબ ધ્યાન રાખવું જોઈએ. ખોરાકનું પ્રમાણ વધારવાની કાંઈ જરૂર નથી પણ જે કાંઈ લેવાય તે પોષક હોય એ જરૂરનું છે. Take it Easy નામના પુસ્તકમાં ડૉક્ટર પીટકીન દૂધના ખોરાક ઉપર ખૂબ ભાર મૂકે છે. દૂધમાં ચૂનાનું તત્ત્વ પૂરતા પ્રમાણમાં મળી રહે છે આથી મગજના જ્ઞાનતંતુઓને રાહત રહે છે. લોહીમાંનું ખટાશ (acid)નું તત્ત્વ ઓછું થવાની સાથે સાથે યકૃત(Liver)ને સફળતાપૂર્વક કાર્ય કરતું બનાવવાનું કામ દૂધનું છે કાચાં શાક, ફળફળાદિ અને માખણ આદિમાંથી મગજને તરબતર રાખનારાં અનેક તત્ત્વો મળી રહે છે. યકૃત તંદુરસ્ત રહેવાથી માનવીને બેચેનીનો અનુભવ નથી થતો. આમ પોષક ખોરાક લેવાથી, વૈજ્ઞાનિકરીતે આરામ લેવાથી, જીવનની ક્રિયાઓમાં કરકસરભરી વૃત્તિ અપનાવવાથી, કુદરતની વિરૂદ્ધ નહીં જવાથી સાચી નિરાંત અનુભવાય છે. થાકનો રોગ કપરો છે. પણ ઇલાજ ખૂબ સહેલો છે. સસ્તું ભાડું ને સિદ્ધપુરની યાત્રા કોણ ના કરે!

[ આવતે અંકે : 'ભય' ]

*

# રોજની રામાયણ

રંભાબેન ગાંધી

શહેરી જીવનનું એક મહત્ત્વનું અંગ ગણાતો 'રામો' આ એકાંકીમાં કેટલી સરસ રીતે ગૂંથાયો છે! તાજેતરમાં આ જ નામથી પ્રગટ થયેલ નવ એકાંકીઓના સંગ્રહમાંનું આ નાટક સાવ સાદું છતાં કેટલું સરળ અને પ્રવાહી છે! એ વાંચવાનું શરૂ કર્યા પછી પૂરું થતાં સુધી ખબર જ પડતી નથી એટલું સફળ એનું આલેખન છે.

પાત્રો :

ઈલા...પ્રદીપ...દિલીપ...નોકર ગનુ અને રામો

[બેસવાનો સુંદર ઓરડો છે...દીવાનખાનું સાધારણ ઠીક શણગારેલું જ. ટેલિફોન છે...પડદો ઊઘડે છે ત્યારે પ્રદીપ પડચો પડચો વાંચે છે ને ઈલા કપડાંની ઘડી કરે છે.]

ઈલા : હું કેટલા દિવસથી તમને કહેતી 'તી પણ તમે માનો ત્યારે ને! હવે કેમ માન્યું?

પ્રદીપ : હવે માન્યું કારણકે તેં આજે એની Proof–સાબિતી આપી ને? હું ચોક્કસ સાબિતી વિના માનું જ નહિ, ફક્ત શક ઉપરથી કોઈ ઉપર આરોપ કેમ મુકાય?

ઈલા : રોજ માળું દૂધમાંથી દૂધ ઘટે, ખાંડમાંથી ખાંડ ઘટે...ને દૂધમાં તર તો કોઈ દિવસ વળે જ નહિ ને...શેની વળે...પીને પાણી ધબકાવે તે...આની પહેલાનો નોકર હતો, પણ આવો તો નહિ જ હં!

પ્રદીપ : એના પણ તું અવગુણ તો ગાતી જ હતી.

ઈલા : અવગુણ હોય તો ગાવા જ પડે ને? પણ આણે તો હદ જ વાળવા માંડી છે.

પ્રદીપ : નોકરોએ આપણા સામે જાણે મોરચો જ માંડી દીધો હોય એમ લાગે છે ને?

ઈલા : ત્યારે શું તો વળી...મને વહેમ તો આવ્યા જ કરતો હતો કે આ છે ચોર...એકવાર બાબાનો નવો સુટ ગયો, એકવાર ધોબીની પેટીમાંથી તમારું ખમીસ ગયું. એકવાર સૂકવેલી મારી સાડી ગઈ...પૂછ્યું: તો કહે નીચે પડી ગઈ હશે...પણ આવી ખબર નહિ કે આ બધા ધંધા આના જ છે.

પ્રદીપ : પણ હવે તો પડી ને?

ઈલા : પડી જ ને વળી! પાકો ચોર લાગે છે. આજે મારી નવી નક્કોર સાડી ગઈ એટલે મારો વહેમ ચોક્કસ થયો...એટલે જેવો એ બહાર ગયો કે તરત જ મેં એની પેટી ખોલીને જોયું તો...એમાંથી મારી સાડી નીકળી. હવે જોઉં છું કે આનો એ શો જવાબ આપે છે તે...જોજો ને કંઈક લાળા ચાવશે...આજ તો એ આબાદ પકડાઈ ગયો છે.

પ્રદીપ : Red-handed કેમ? પણ મને લાગે છે કે તેં એની પેટી ખોલી તે ઠીક નથી કર્યું.

ઈલા : શું ઠીક નથી કર્યું? તો શું એને ચોરી કરવા જ દેવી, ને આપણે આંખ બંધ કરીને બેસી રહેવું?

પ્રદીપ : એમ તો કેમ કહી શકું? પણ મને ભય છે કે, આ પેટી ખોલી છે એ તને જ ભારે પડી જાય તો નવાઈ નહિ.

ઈલા : ભારે શું પડી જવાનું હતું? જોજો ને, હું સાડીની વાત કહીશ એટલે નરમ ઘેંસ જેવો થઈ જવાનો! આબાદ પકડાયો છે.

પ્રદીપ : કોણ નરમ ઘેંસ જેવું થઈ જાય છે તે તો જોવાનું રહ્યું...પણ હાં હવે એને રાખવો તો નથી ને! કાઢી જ મૂકવો છે ને?

ઈલા : કાઢી તો શી રીતે મૂકું? તો તો હેરાનગતી જ થાય ને? કેટલા નોકર બદલાયા ત્યારે માંડ માં...ડ વળી આ થોડું ટક્યો છે.

પ્રદીપ : તો તારે શું કરવું છે?

ઈલા : જરાક ધાક ધમકી આપીને—સીધો કરીને રાખી લઈશું.





પ્રદીપ સોદો કરીને કેમ? નોકરને? જોઈએ કોણ કોને સીધુ કરે છે તે

ઈલા એણે વાંક કર્યો છે ચોરી કરી છે છતાંયે આપણે એને માફ કરી દઈને રાખી લઈશું એટલે એને પણ કદર તો થશે જ ને? ને ભવિષ્યમાં નરમ થઈને જ પછી તો રહેશે જોજો ને?

પ્રદીપ (હસીને) તો શું તું ખરેખર એમ માને છે કે, એ માફી માગશે ને ભવિષ્યમા નરમ બનીને રહેશે?

ઈલા જોજો ને તમે? આમ પકડાઈ જાય પછી શુ શરમ ન આવે? જુઓ સામેથી એ આવતો જ લાગે છે જોજો હવે શુ થાય છે તે

[ગનુ આવે છે પેલા બન્ને પોતપોતાના કામમા પડી જવાનો ડોળ કરે છે]

ગનુ: (આવીને તુરત જ) શેઠ મી જાતો

ઈલા જાતો ક્યાં?

ગનુ મી શેઠ સાથે વાત કરું છુ શેઠ મારે નોકરી નથી કરવ

પ્રદીપ કેમ એના તારે નોકરી કેમ નથી કરવી?

ગનુ શેઠ માલા માહિત ન્હોતા કે બાઈ આવી હલકટ હશે

ઈલા એલા જરા મોઢુ સભાળીને બોલ

ગનુ અમને ફાવે એમ અમે બોલવાના

પ્રદીપ જરૂર જરૂર તમને ફાવે તેમ તો જરૂર બોલો બોલો તમારે શુ કહેવા છે?

ગનુ બાઈ પેટી કાય ખોલના?

ઈલા: ન ખોલે તો શુ કરે? તારી પેટીમાથી મારી નવી સાડી નીકળી આમ ને આમ કેટલી ચોરી કરી હશે કોણ જાણે!

ગનુ અમા! ઉપર ચોરીનાં આળ નાખવાનાં નથી હાં

ઈલા તે શુ હુ ખોટુ આળ નાખુ છુ? ચોરી ને ઉપરથી શીરજોરી અળ નાખવાનાં નથી. (ચાળા પાડે છે) તારી પેટમાંથી મારી આ સાડી (સાડી બતાવે છે) નીકળી એનો શુ જવાબ આપે છે?

ગનુ આમી કાંઈ બધી વાતનો જવાબ આપવા બધાયેલા નથી

ઈલા તો તમે શુ કરવા બધાયેલા છો? ચોરીનો ધધો કરવા ને મળે તે લઈને બધુ ઘર ભેગુ કરવા બધાયેલા છો!

ગનુ બાઈ મે એકવાર તમને કહી દીધુ કે તુમી જીભ સભાળીને બોલો નહિ તો પછી

ઈલા નહિ તો પછી તુ શુ કરી નાખીશ, કહે જોઈ? એક તો ચોરી કરવી ને પાછી શીર જોરી કરવી?

ગનુ મી ચોર નહિ મી તમારા કબાટ ખોલ્યા નથી તુમી જ અમારા પેટી ખોલ્યા છે તુમી જ ચોર ખાલી પીલી માલા બદનામ કરતે

ઈલા શુ જેમ ફાવે તેમ બકયા કરે છે

ગનુ આમી બકતા નથી આમી બોલીએ છીએ ને અમને ફાવે એમ અમે બોલવાના જ

પ્રદીપ તે તો તમે ગનુભાઈ જરૂર બોલજો જ તમને દરેક વાતની છુટ છે પણ આ તો બાઈ એમ કહે છે કે ઘડી કરીને સાડી તે ભૂલથી ઘરમાં મૂકવાને બદલે તારી પેટીમા મૂકી દીધી હશે તેથી

ઈલા ભૂલથી શેની પેટીમા મૂકે? રીતસર ચોરી જ કરી છે

ગનુ શેઠ તુમી આઈકલા! બાઈ માલા ચોર સાંગતે પણ આમી કાંઈ ચેર બીર નથી

પ્રદીપ: નહિ નહિ તમે તો શાહુકાર છો તમને ચોર બીર કોણ કહી શકે?

ગનુ આજથી તુમચી નોકરી માના નહિ પાઈજે મીં જાતો આતા જ—

ઈલા તે આટલી બધી ધમકી કોને આપે છે! એક તો ચોરી કરવી, ઉપરથી વળી ધમકાવવા




ગનુ : આમી ચોર નહિ...શેઠ અમે કેટલા દા'ડાથી જોતા આવ્યા છી કે બાઈ ને અમારા ઉપર વહેમ આવતા'તા...પણ અમને એમ કે શેઠાણી એવા થાય...પણ આમી ભગ્ગા માનુષે...એવા નો થાઉં...

પ્રદીપ : તમારી મહત્તાની તો શી વાત કરવી...

ગનુ : પણ આજ તો મારી પેટીનાં તાળા તોડ્યા. બસ–આતા મીં એક ઘડીભર નાહિ થે ભનાર–

પ્રદીપ : એમ કંઈ ચાલે? ઘડીભર તો થોભી જાઓ.

ગનુ : નહિ, માલા અસી નોકરી જ નહિ પાઈજે...

ઈલા : નહિ પાઈજે તો રહેવા દે ને! ને તાળું ન ખોલે તો શું કરે! શું તને નિરાંતે ચોરવા જ દે...

ગનુ : આમી ચોર બીર નાહિ...

ઈલા : ચોર નહિ, તું તો ચોરનો દાદો છું, લે દૂધમાંથી દૂધ...લે ખાંડમાંથી ખાંડ ખાઈ જાય ને બાકી હતું તે હવે...

ગનુ : બાઈ માલા એ કટકટ નકો પાઈજે...મીં આસા હલકટ માનુષ નાહિ...શેઠ...માલા પગાર દ્યા...મીં...આતા જ જાતોં

[ વીંગ સુધી જવા લાગે છે તે જોઇને...પ્રદીપને ધીરેથી કહે છે. ]

ઈલા : આ તો ચાલ્યો...તમે કંઈક તો કરો...

પ્રદીપ : ગનુ...(બોલાવે છે એ પાછો આવે છે) એમ તું ક્યાં ચાલ્યો જાય છે! તને કંઈ નોકરીમાંથી અમે રજા નથી આપતાં. આ તો

ગનુ : નહિ શેઠ, આતા મીં એક ઘડીભર નહિ થોભનર...આમી આ ઘરમાં હવે રહેવાના જ નહિ.

પ્રદીપ : શું કામ નહિ રહેવાના?

ગનુ : નહિ શેઠ...આમી પોતાના ઘર સમજીને જ કામ કરતા'તા...પણ બાઈ માલા ચોર ઠરાવલા. શેઠ...માલા પગાર દ્યા–મીં...આતા જ જાણાર.

ઈલા : તે એકદમ આવી રીતે કામ છોડીને કેમ જઈ શકે! ને જો જવું હોય તો બીજો નોકર આપીને જાય.

ગનુ : ના—બાબા—ના એ નોકર કાંઈ ચોરી બીરી કરે તો મને જ પકડો ને! ના—શેઠ, માલા પગાર દ્યા...

ઈલા : એવી રીતે પગારેય નહિ મળે ને જવાનુંય નહિ મળે.

ગનુ : આમી પગાર પૂરા લેવાના...ને જવાના પણ ખરા...

પ્રદીપ : તમે જવાના—તે વાત જવા દીઓ...ને પગાર તો અમે આપવાના જ નથી.

ગનુ : પગાર કેમ નહિ મળવાના? આમી લેવાના જ.

[ તુમી માલા પગાર નહિ દેતો તો મી બઘનો...એમ બબડતો ચાલ્યો જાય છે. એને જતો જોઈ ઈલા...ગનુ ગનુ કરીને બૂમો મારે છે...પણ એ તો પાછો આવતો જ નથી ]

પ્રદીપ : હવે એ પાછો આવવાનો નથી.

ઈલા : હવે શું કરીશું?

પ્રદીપ : પાછી એકડે એકથી શરૂઆત કરીશું. નવો નોકર, ને એકડે એકથી શીખવવાનું. એક પછી એકને ઘરનું કામ શીખવીશું. ને એ શીખી જશે...એટલે ઘરની એકાદ બે ચીજ વસ્તુ સાથે એમને વિદાય દઈશું...બસ પાછો એ જ ક્રમ જૂનો ને જાણીતો.

[ દિલીપ આવે છે ]

દિલીપ : કેમ આવું કે? આજે કપડાંની ઘડી કરવાનું કામ ભાભીશ્રીને માથે કેમ આવ્યું છે?

પ્રદીપ : કારણ કે શ્રી રામજીભાઈએ રાજીનામું આપ્યું છે!

દિલીપ : પાછો નોકર ગયો! ભાભી તમારે કેમ આટલા નોકરો ચાલ્યા જાય છે. મને લાગે છે કે તમે એને બરાબર રાખતા જ નથી.

પ્રદીપ : હું પણ એ જ કહું છું પણ સમજે ત્યારે ને?

ઈલા : નોકરના વાંકે નોકર જાય તોયે દોષ નીકળે ઘરધણીનો.





દિલીપ : ભૂલ્યાં ભાભી ભૂલ્યાં ..ઘરધણીનો નહિ ધણિયાણીનો. કોઈપણ નોકરને પૂછો તો કહેશે કે શેઠ તો બહુ સારા છે . શેઠાણી જ કટકટીયણ છે. કેમ શું કહે છે પ્રદીપ ?

પ્રદીપ : ખરી જ વાત છે...ને 'આપણે તો છુટકો નહિ એટલે શેઠાણીનો કટકટાટ સહન કરી લઈએ. પણ નોકર શા માટે કરે. કેમ શું કહે છે દિલીપ !

દિલીપ : ખરી જ વત છે.

ઈલા : હવે તમારી વાત મૂકીને નોકરનું શું કરીશું તે વિચાર કરશો ?

પ્રદીપ : એમાં વિચારવાનું શુ છે ? આ રહ્યો ફોન. માંડ ઓળખીતા પાળખીતાને કરવા.. ને કરી નાખ ઘેર ઘેર જાહેરખબર કે જોઈએ છે એક નોકર.

ઈલા : હું તો કોઈને ફોન કરવાની નથી ..ઘડી ઘડી નોકર જાય છે ને ઘડી ઘડી ફોન કરવા પડે છે...હવે તો મને ફોન કરતાંયે શરમ આવે છે. કહેશે કે આમનાં ત્યાં તો નોકર જ ટકતા નથી.

દિલીપ : કહેશે શું કહી રહ્યા છે ને ? ભાભી, આનાં કરતાં મને એક બીજો ને તદ્દન Modern વિચાર સૂઝે છે. પ્રદીપ, આપણે નોકર માટે છાપામાં એક જાહેરખબર આપીએ તો શું ખોટુ ?

ઈલા : એમ જાહેરખબર આપવાથી તે નોકર મળતા હશે ?

દિલીપ : કેમ નહિ . જો જાહેરખબરથી ઘર મળે વર મળે...તો નોકર કેમ ન મળે ? લખવાનું કે જોઈએ...એક નોકર.

પ્રદીપ : આવડતવાળો અને સુંદર

દિલીપ : નહિ એ બધું નહિ ફક્ત લખવાનું કે જોઈએ છે એક નોકર રૂ. ૩૦ થી ને વધારો લાયકાત પ્રમાણે.

ઈલા : ઘણા તો એવા અડબંગ આવે છે કે ન પૂછો વાત...

પ્રદીપ : પૂછતો નહિ દિલીપ.

દિલીપ : નહિ પૂછું

ઈલા : તમને મશ્કરી સૂઝે છે. પણ મને તો ગભરામણ થાય છે, ખબર છે ?

પ્રદીપ : ગભરામણની વાત પછી.. પણ પહેલાં દિલીપને ચા તો પા.

દિલીપ : ભાભી, ચાની વાત પછી...આપણે પહેલાં જાહેરખબરનો Draft બનાવી લઈએ. જો પ્રદીપ ! જાહેરખબરમાં લખવાનું કે અમે નોકરને સતોષ આપવામાં ને સુખી કરવામાં કશીયે કમીના રાખીશું નહિ

ઈલા : (હસીને) નોકર શેઠને સતોષ આપે કે શેઠ નોકરને ?

દિલીપ : જમાનાને અનુસરવાનું છે આ યુગ શેઠીયાનો નથી. પ્રદીપ, તું મને કાગળ-પેન્સીલ આપ. બધા મુદ્દા ટાંકી લઉં. આપ તો ( પ્રદીપ આપે છે ) હં.

[ લખે છે ..ને બોલે છે ..જોઈએ...એક નોકર ..એને સતોષ આપવા અમે પ્રયત્ન કરીશું. ]

ને એને કામ વધારે નહિ આપીએ.

પ્રદીપ : પિત્તળના ડબ્બા ને વાસણ નહિ મંજાવીએ. એ બધા મોટા ટીનમા ભરી દઈશું.

ઈલા ને આ બધા તમારા ટેનીસનાં કપ્સ પણ એને જો પોલીશ કરતાં હાથ દુખતા હોય તો એક ટ્રંકમાં ભરી દઈશુ.

દિલીપ : ઘરના ખૂણામાં કે કબાટ પલંગ નીચે કરોળિયા બાઝવા દેશે તો માની લઈશું કે અમારા રામજી અહિંસાના પૂજારી છે. માટે કોઈ જીવને દુખ ન થાય તેથી ઝાડુ ઝાટુ ખગાબર કરતા નથી.

ઈલા વાહ રે રામજી ભક્ત (હસે છે) લખો ને કે વરંડામાં કાગડા કબુતર ચરકી જાય, તોયે રામજીભાઈ લૂછે નહિ તો માની લઈશું કે અમારા રામજીભાઈ વરંડામાં રંગોળી પૂરી રહ્યા છે.

પ્રદીપ : બરાબર છે...આ જ જાતનો Spirit—અર્થાત માનસ કેળવવાની જરૂર છે.

ઈલા : શું ધૂળ કેળવવાની જરૂર છે?

દિલીપ : લખીએ કે...કાચના વાસણો ફોડશે કે ટી સેટની કીટલીમાં ધોતીયાનો છેડો ભરાવીને એનું નાળચું તોડી ફોડી નાખશે તો અમે માનીશું કે એ રાષ્ટ્રના ઉદ્યોગને ટેકો આપી રહ્યો છે, અર્થાત આવી વસ્તુની માંગ વધારીને ઉદ્યોગને ખીલવી રહ્યો છે.

પ્રદીપ : ને આવા રામજીને અમે સ્નેહપૂર્વક રાખીશું.

ઈલા : રાખજો તમે, નુકશાન કરે તો મારું તો મગજ જ ફાટી જાય.

દિલીપ : મગજ તમારૂં ફાટશે તો તમને બ્લડ પ્રેશર વધી જશે. લોહી ઉકળી ઊઠશે...પરંતુ તેથી આપણા તત્વજ્ઞાની જેવા રામજીભાઈનું તો રૂંવાડુંયે નહિ ફરકે...ઉપરાંત લખીએ કે...ચા પાણીનાં કપ લાવશે તેમાં કીડી મકોડી દેખાશે તો અમે ક્રોધ ન કરતાં પેલી મશ્કરી યાદ કરીને હસી કાઢીશું.

ઈલા : કઈ મશ્કરી વળી!

દિલીપ : ભાભી! એક માણસ હોટેલમાં ચા પીવા ગયો. હોટલનો બોય ચા લાવ્યો તેમાં માખી હતી તેથી ગ્રાહકે ચીડાઈને બૉયને કહ્યું કે આમાં તો માખી છે. ને બૉયે તુરત જવાબ આપ્યો કે એ આનાના કપમાં માખી નહિ તો શું હાથીઘોડા આવે!

[સૌ હસે છે]

ઈલા : ભલો એ બૉય ને ભલો એ પીનારો.

[હસે છે]

પ્રદીપ : દિલીપ. લખી નાખ કે ઘરમાંથી ચમચા-ચમચી ખોવાઈ જશે કે શાકની કે કેળાની છાલમાં ચપ્પુ કે છરી બહાર નાખી આવશે તો અમે દુઃખ નહિ લગાડીએ પણ માનીશું કે અમને જીવનનો એક સુંદર પાઠ શીખવી રહ્યો છે.

ઈલા : તે વળી શું!

પ્રદીપ : એ જ કે જ્યાં દેશમાં બીજા અનેક Problems ઉકેલવાના પડ્યા હોય ત્યાં આવી નાની વસ્તુ પરત્વે ધ્યાન પણ આપવું તે આપણું ક્ષુલ્લક માનસ દેખાડે છે, આનો સુંદર બોધપાઠ દેવા માટે...

ઈલા : અમે અમારા રામજીને વાંદીશું. (હસીને વંદે છે) એમ જ ને!

દિલીપ : હં હવે ભાભી સમજ્યાં...ઉપરાંત... એને રોજ સાંજે ફરવા જવા દઈશું જ.

ઈલા : રોજ સાંજે ફરવા જશે તો કામ કોણ કરશે મારો કાકો?

પ્રદીપ : નહિ તું...ને તારો વર...

[હસે છે]

દિલીપ : કામનું ગમે તે થાય...પણ એ ફરવા તો જશે જ...એ ફરે તો જ એનું શારીરિક સ્વાસ્થ્ય જળવાય...ને એ શરીર સારૂં રહે તો જ એ કામ કરી શકે...

પ્રદીપ : ખરી વાત છે અર્થાત...રામજી ફરશે તો જ એના શેઠ ચરશે.

ઈલા : આવી કહેવત તો આજે જ સાંભળી...ફરે તે ચરે...ને બાંધ્યો ભૂખે મરે...તે સાંભળી હતી ...આ તો નવી જ...

દિલીપ : ભાભીશ્રી, જમાનાની સાથે કહેવતનું રૂપ પણ ફરવું જ જોઈએ...હવે એ કહેવત થશે... નોકર ફરે...તો જ શેઠ ચરે...ને જો એ બાંધ્યો રહે...તો શેઠ ભૂખે મરે......એટલે... લાંબી દૃષ્ટિએ વિચાર કરતાં એને રોજ સાંજે ફરવા જવા દેવો એ જ હિતાવહ છે.

ઈલા : પણ એ ફરવા જાય ત્યારે સાથે બાબાને તો ફેરવતો લાવશે ને!

દિલીપ : નહિ...બાબો તો...શું કૂતરો હોય તો કૂતરાને પણ નહિ ને.

પ્રદીપ : ખરી વાત છે. માથે કશાયે બોજા વિના એને ફરવા જવા દેવો જોઈએ. એ ફરવા જાય





ત્યારે ઠાકરાંને આપણે સભાળી લેવાનાં અને એનથી રામજીભાઈનો ઉપકાર માનવાનો કે આપણુને અને બાળકોને કલાક કલાક વધારે ભેગા રહેવાની એ સગવડતા કરી આપે છે

ઈલા તમારી વાત તો તદ્દન નાખી દેવા જેવી છે

પ્રદીપ હું એમ નથી માનતો તું શુ કહે છે દિલીપ?

દિલીપ પુરુષની વાત કદાપી નાખી દેવા જેવી હોય જ નહિ ને કદાચ હોય તો ય સ્ત્રીએ અને ખાસ કરીને પત્નીએ તો એમ કહેવાય જ નહિ વારુ એ વાત જવા દઈએ (લખે છે) ઉપરાંત લખીએ કે રાતના એ ઘરમાં સૂવા બંધાયેલો નથી જ

ઈલા એ કેમ ચાલે?

પ્રદીપ ચલાવી લેવાનું ઉમેરી દે કે રાતના બહાર જઈને એની ટુકડીમાં બેસીને પાનાં રમવાની કે ટોળગપ્પાં કરવાની એને સંપૂર્ણ છૂટ રહેશે.

ઈલા રાતના દોઢ બે સુધી પાનાં કૂટે ને રખડે તો તો એની ઊંઘ જ પૂરી ન થાય બીજે દી એનું ડીલ જ શાનું સારું? પછી એ કામ જ શું કરે?

દિલીપ બરાબર છે ભાભી! માટે જ ઉમેરું છું કે દિવસે બેથી ચાર સુધી અમે એને નિરાતે ઊંઘવા દઈશું

ઈલા એ રાતના રખડશે દિવસે ઊંઘશે ને સાંજે ફરશે તો પછી કામ ક્યારે કરશે?

પ્રદીપ બાકીના વખતમાં

ઈલા બાકીનો વખત કેટલો બચવાનો? એ ખાશે પીશે ન્હાશે ધોશે પાનપટ્ટી ખાશે પાંચ વાર નીચે ઉપર જાશે થઈ રહ્યું મારું કામ

દિલીપ ભાભી હજી સાંભળો તો ખરાં ઉમેરું છું કે રાતના જાગેલો હોઈ એનું શરીર સવારમાં નમાય તે અમે સમજી શકીએ છીએ માટે સવારમાં અમે સ્વહસ્તે ગરમાગરમ ચાનો કપ અમારા રામજીભાઈને આપીને એમના શરીરને ફરી ઠેકાણે લાવવા પ્રયત્ન કરીશું

ઈલા તો શું ચા પણ મારે જ કરવાની? —

પ્રદીપ માં તું કર કાં તારો વર પણ રામજી ભૈયા તો નહિ જ કરે

[હસે છે]

દિલીપ ભાભી! જો સવારથી રામજીભૈયાનો મીજાજ બગડી જશે તો આખો દિવસ બગડ્યો સમજજો માટે આપણા જ લાભની દૃષ્ટિએ એમને સવારથી સતેજ કરવા જરૂરી છે

ઈલા આપણાથી તો આવું નહિ જ થાય

પ્રદીપ તારાથી શું તારા વરથીયે થશે (હસે છે બન્ને) ઉમેર દિલીપ! કે અમે રામજીભાઈને અમારા એક સ્વજન સમાન ગણીશું

ઈલા સવારની ચા મારે કરી બપોરે બેથી ચાર સૂએ એટલે બપોરની પણ મારે જ માથે

દિલીપ ચાર વાગ્યા પછી પીતી હોય તો એ કરી આપશે

ઈલા પણ કોઈ બેથી ચાર સુધીમાં મળવા આવે તો?

પ્રદીપ તો શું જેમ ઘણા ઘરોમાં બારથી ચાર લિફ્ટ બંધ છે તેવું બોર્ડ મારેલું હોય છે તેવી જ રીતે બેથી ચાર આ મારે કે કોઈ કામ માટે અમારા રામજીભૈયા Not available એમ બોર્ડ મારી મૂકવાનું કેમ ખરું છે ને દિલીપ!

દિલીપ તદ્દન ખરું

ઈલા આવા બધા લાડ કરવા હોય તો પછી નોકરી જ શું કામ કરે?

પ્રદીપ એનો જવાબ એ છે કે આવી રીતે નોકરને રાખી ન શકતા હોય તો નોકર જ શા માટે રાખે? દિલીપ! ઉમેરી દે કે અમારા રામજીને એનાં કોઈ પણ સગાં સબધીઓ ટાઈમે કટાઈમે ગમે ત્યારે મળવા આવી શકશે ને મળવા આવનારને બીડી પાન ત્યારે અમારા ઘરની દીવાસળી છડેચોક એ વાપરી શકશે



દિલીપ : ઉપરાંત...એના સગાંવહાલાં ચા ખાંડ કે એવી નાની ચીજો વિના પીડાતા હોય તો તે અમારા ભર્યા ભંડારમાંથી અમને વગર કહે... દરેક વસ્તુ આપીને એના સ્વજનોને સંતોષી શકશે...

પ્રદીપ : હા...કારણકે અમે માનીએ છીએ કે સંતોષ જેવું બીજું એકેય સુખ નથી—

ઈલા : આનો અર્થ એ જ થયો કે ઘરમાંથી ફાવે તે લઈને તે આપી શકે.

પ્રદીપ : આમેય 'આપે જ છે ને ? તો ખુલ્લા દિલે તેમ કરવા દેવાની છુટ દેવી શું ખોટી ?

દિલીપ : ટૂંકમાં રામજીભૈયા અમારા ઘરને પોતાનું જ ઘર માની શકશે.

ઈલા : એટલે...

પ્રદીપ : એટલે કે...એનું તે આપણું નહિ બને... પણ આપણું તે એનું ગણાશે...

ઈલા : આપણું તે એનું શી રીતે ગણાતું 'તું ?

પ્રદીપ : કેમ નહિ ? તું જ તો રામાને ઘણીવાર નથી કહેતી કે તારે આ ઘરને તારા પોતાના ઘર જેમ જ સંભાળવું.

ઈલા : એનો અર્થ એ નથી કે...ઘરમાં ફાવે તેમ વર્તે !

દિલીપ : ભાભી...ચર્ચા પછી...જાહેર ખબર તો લખી લેવા દીયો...હાં પ્રદીપ ! જો ઘર તેનું જ છે તો પછી ચા સમયે કોઈ તેના સ્વજન મળવા આવ્યા હોય...તેને એ ચાનો વાટકો આપી શકશે.

પ્રદીપ : જરૂર...ઉપરાંત લખ કે ઘરનાં જૂનાં છાપાં ડબ્બા શીશીઓ જૂના જોડા છત્રી...વગેરે એ જ વેચશે ને પેલા ખરીદનાર સાથે વેપારી કરાર કરી ફાવે તેટલું ખિસ્સામાં નાખવા હકદાર રહેશે.

દિલીપ : રામજીભૈયામાં આવું ધંધાદારી લોહી વહેતું જોઈને અમને આનંદ થશે. હાં ઉપરાંત...શાક પાંદડું લેવા એને જ મોકલીશું.

ઈલા : એ તો બને જ નહિ...શાક પાંદડામાં તો એ કેટલું ખાઈ જાય !

દિલીપ : તે એ તો ખાશે જ. ભાભીશ્રી...તમે પેલી મશ્કરી વાંચી છે કે નહિ ?

પ્રદીપ : એણે રામજીની રામાયણ સિવાય જિંદગીમાં બીજું કશું જ વાંચ્યું નથી.

ઈલા : બહુ સારૂં...કઈ મશ્કરી, દિલીપભાઈ ?

દિલીપ : એક રસોઈયો નોકરીએ આવ્યો...ઘરના માલિકે પૂછ્યું કે મહારાજ ! કેટલો પગાર લેશો ? તેના જવાબમાં મહારાજ શ્રી...પાચે શેઠને પૂછ્યું.

ઈલા : શેઠને પૂછ્યું નહિ, કહ્યું.

દિલીપ : નહિ, પૂછ્યું. શેઠના સવાલની સામે મહારાજે બીજો સવાલ મૂક્યો. ભાભી...આ જમાનો જુદો છે...

પ્રદીપ : હા તદ્દન જુદો...પહેલાં તો નોકરને શેઠ કહેતા કે આગળ ક્યાં કામ કર્યું છે ? તેની ચિઠ્ઠી લઈ આવ...

ઈલા : (હસીને) ને હવે ?

પ્રદીપ : હવે તો નોકર આવીને પૂછે છે કે શેઠ... આગળ નોકર કામ કરી ગયો છે...તે તમને તમારી સારી રીતભાતનું સર્ટીફીકેટ આપી ગયો છે ? કેમ ખરૂં ને દિલીપ ?

ઈલા : શી નાખી દેવા જેવી વાત કરો છો ? દિલીપભાઈ, પછી પેલા મહારાજે શેઠને શું પૂછ્યું ?

દિલીપ : મહારાજ ઉવાચ...કે શેઠ શ્રી...પાચ...પહેલાં એ કહો કે...શાકભાજી લેવા કોણ જશે ? હું કે શેઠાણી ? શેઠે કહ્યું કે ગમે તે લાવે, તું તારે તારા પગારની વાત કર ને ? મહારાજ શ્રી વદ્યા કે જો શાક શેઠાણી લાવે તો...પગાર. રૂા. ૭૫–૦–૦ ને જો મારે લાવવાનું હોય તો... પગાર રૂા. ૫૦–૦–૦ ચાલશે. કેમ સમજાય છે ને ભાભીશ્રી !!

પ્રદીપ : જોયું ને આમ વાત છે. માટે...આપણે આપણા આની રહેવા રામજીભૈયાને શાક પાંદડું લેવા જવા દઈશું ને પગાર ઉપરાંત–ચટર પટર ખાવા દઈશું.





ઈલા : અર્થાત આખું ઘર ફના ફાતીયા થવા દઈશું. હજી કંઈ બાકી છે તો ઉમેરી નાખો.

પ્રદીપ : બાકી છે...દિલીપ ! ઉમેર કે...બાથરૂમ સાફ કરવા જાય ત્યારે અરીસા સામે ઊભો રહીને નિરાંતે એનું મુખારવિંદ નિહાળી શકશે...ને અમારા જ સુગંધી...તેલમાંથી તેલ નાખીને અમારાં જ દાંતિયાથી...એમના કેશકલાપ મન થાય ત્યારે ઓળી શકશે...

ઈલા : એવું કરે તો તો હું સીધું ગડગડીયું જ દઈ દઉં ખબર છે ?

દિલીપ : સે તો તો જ બને કે હાથે કામ કરવાની શક્તિ હોય તો જ એમ કરી શકશો ભાભીશ્રી ! (જવાબ નથી મળતો) નહિ ને ! તો પછી આ શરતો પાળવાની જ રહી...

પ્રદીપ : હાં અને લખ કે...એવી રીતે તેલ નાખીને પછી જ્યારે અમારી ચાની ટ્રે નીચે મૂકવા માટે એમનું મસ્તક અમારી તરફ નીચું નમાવશે ત્યારે એમનું મસ્તક ને અમારી નાસિકા પાસે પાસે થઈ જતાં, એમનાં મસ્તકમાં રહેલી તેલની સુગંધ અમારી નાસિકામાં પેસશે તોયે અમે નાક આડા કાન કરી દઈશું.

ઈલા : આંખ આડા કાન એ કહેવત છે...આ વળી નાક આડા કાન એ કંઈક નવું જ સાંભળું છું.

પ્રદીપ : ન જોવાનું જોવાઈ જાય તો આંખ આડા કાન કરવા ને ન સૂંઘવાનું સુંઘાઈ જાય તો નાક આડા કાન કરવા. મેં ન કહ્યું કે સમય પ્રમાણે કહેવતો પણ બદલવાની જરૂર છે. ને દિલીપ, ઉમેર...કે ઓરડો સાફ કરવા જાય ને ટેબલ પર પડેલ પાનસોપારીની રકાબીમાંથી...એ મન થાય ત્યારે સોપારી ખુશીથી ખાઈ શકશે.

ઈલા : આપણું તેલ...આપણો દાંતિયો...આપણી જ સોપારી...આ તે તમે શું કરવા બેઠા છો ?

પ્રદીપ : વધારે કાંઈ જ નથી કરતો...નોકરને પોતાનું ઘર લાગી જાય તે જાતનું વાતાવરણ ઊભું કરી રહ્યો છું....હા...દિલીપ ઉમેર...કે શેઠની સીગારેટ પણ મન થાય તો કોઈવાર પી શકે છે. આખરે...સીગરેટ...

ઈલા : બહુ થયું હવે...હજુ કંઈ બાકી છે દિલીપભાઈ?

દીલીપ : કેમ નહિ...ઉમેરૂં છું કે રામજીભૈયા જમતા હશે ત્યારે તેમને હરગીજ નહિ બોલાવીએ... કારણ કે અમે જાણીએ છીએ કે જમતાં જમતાં ઊઠાડવાથી એમની પાચનશક્તિને ધક્કો લાગે છે.

ઈલા : ને આપણે જરૂર પડે ત્યારે જમતા ઊઠીએ છીએ તેનું શું !

દિલીપ : આપણે ગમે તેમ કરીએ...પણ એ શા માટે કરે ! એ તો શરીર સાચવીને જ બધું કરશે... એમને તો યોગ્ય હવા...યોગ્ય ખોરાક...યોગ્ય કસરત ને...યોગ્ય ઊંઘ...બધું જ બરાબર મળવું જોઈએ...ઉપરાંત રામજીને રુચે તેવો ખોરાક આપીશું...

ઈલા : એને તો રોજ શીરો ખાવો રુચે તો શીરો આપશો...?

પ્રદીપ : મન કરે તો આપવો પણ પડે ! ઉપરાંત ઉમેર કે...ખાઈને રસોડું ચોકડી એમ ને એમ મૂકીને પણ જો એ આરામ કરવા માગશે તો પણ અમે વાંધો નહિ ઊઠાવીએ.

ઈલા : હું પૂછું છું કે એ કાંઈ કામ કરશે કે આખો દી આરામ જ કરશે !

પ્રદીપ : આરામ તો જરૂરી છે. શરીરમાં Wear and tear થાય તેને રીપેર તો કરવાં જ રહ્યાં ને...સાસુની વહુઆરૂ કામથી થાકે...ત્યારે ઘડીઘડી નાનાં છોકરાંને ધવરાવવાના બહાને બેસી જાય...તેવી જ રીતે અમારા રામજી ઘડીઘડી એમની કાળોઠી...પડી ગએલી એમની પાનની થેલી ખોલીને...પાનપટી બનાવવામાં ને તમાકુ મસળવામાં બની શકે તેટલો વખત ગાળી શકશે.

દિલીપ : ખરી વાત છે ભાભી. આ જમાનો વ્યક્તિસ્વાતંત્ર્યનો છે. આપણાથી રામજીના વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર તરાપ કેમ મારી શકાય ! એને



ક્યારે સૂવું...ક્યાં સૂવું...કેટલીવાર સૂવું... શું ખાવું? ક્યાં ને કેટલું ફરવું...કેટલાં પાન ખાવાં...ને કેટલીવાર નીચે ઊતરી જવું...એ બધા જ વ્યક્તિગત પ્રશ્નો છે...તેમાં આપણાથી માથું ન મારી શકાય.

ઈલા : જો આવી સ્વતંત્રતા જ જોઈતી હોય ને તો પછી નોકરી જ ન કરે...ભોગવ્યા કરે ઘેર બેસીને સ્વતંત્રતા.

દિલીપ : પણ એ ક્યાં નોકરી શોધતો આવે છે... તમે નોકર શોધતા જાઓ છો. ગરજ તમારી છે.

પ્રદીપ : ને ગરજે તો ગધેડાને પણ બાપ કહેવો પડે છે.

દિલીપ : ત્યારે આ તો રામજીભૈયા છે. (હસે છે) પ્રદીપ! ઉમેરું છું કે વારેતહેવારે એટલે કે ગોવિંદા આવે ત્યારે...ગણપતિ પધારે ત્યારે...નાળિયેરી પુનમ આવે ત્યારે...ગંગા આવે ત્યારે...

ઈલા : એની મા મરે ત્યારે...બૈરી માંદી પડે ત્યારે સગો પરણે ત્યારે...કાકો રાંડે ત્યારે...કાકી માંડે ત્યારે...

[હસી પડે છે]

દિલીપ : ખરી વાત છે ભાભી, બરાબર એમ જ. એટલે કે ટૂંકમાં જ્યારે ને જેટલી રજા એ માગશે એટલી રજા એને આપવામાં આવશે.

ઈલા : ટૂંકમાં આ રીતે બાર મહિનામાં એક બે મહિના રજામાં કાઢશે. ...૩ મહિના આરામમાં ને ફરવામાં કાઢશે...મહિનો પાનપટ્ટી ખાવામાં કાઢશે. બાકી રહેલા કલાકના દા'ડા ગણીએ તો ત્રણેક મહિના જેટલું થાય. તેટલું રામજીભૈયા કામ કરશે. વાહ ભાઈ શી વાત કરો છો ને!

પ્રદીપ : મળે તેટલાથી સંતોષ માનતાં શીખો. દિલીપ, ઉમેર કે એને જેટલા રૂપિયા જોતા હશે તેટલા વગર સંકોચે અમારી પાસેથી advance લઈ શકશે.

ઈલા : Advance તો હું એક પાઈ પણ ન આપું. બે ત્રણ નોકરને આપ્યા તે પાછા જ ન આવ્યા.

પ્રદીપ : જનમ્યું તે જવાનું જ...તે પ્રમાણે.. આપ્યાં નાણાં પણ જવાનાં જ તેમ ગણીને જ આપવાનાં.

ઈલા : એવી કંઈ જરૂર નથી. પછી તો એ ફાવે એમ વર્તે છે ને આપણે રૂપિયા આપ્યા હોય એટલે એને કાઢી પણ શકતાં નથી. રૂપિયા આપીને તો આપણી સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થાય છે.

પ્રદીપ : નહિ આપો તો એ બહાને જશે, કદાચ આપો તો ટકી જવા સંભવ.

દિલીપ : ભાભી, લોકો ઘણીવાર એમનું ધન કૃષ્ણાર્પણ કરે છે ને તેમ આપણે આ advance ધન રામાર્પણ કરી દીધું છે તેમ સમજી લેવાનું જેથી જીવ ન બળે. કેમ ખરું છે ને પ્રદીપ?

પ્રદીપ : તદ્દન ખરું દિલીપ! ઉમેર કે ધોતિયાં તો ૧૨૦ કાઉન્ટના ઝીણામાં ઝીણાં ને સુંદર મજાનાં આપીશું.

ઈલા : ત્રીજે દા'ડે જ ચીરીને લાવશે એનું શું?

પ્રદીપ : એમાં કંઈ વાંધો નહિ. પણ આમ મજેનું ઢળકતું ધોતીયું ને સુંદર શર્ટ પહેરીને, આપણા જ મઘમઘતા તેલે...ને આપણા જ દાંતિયાથી એમના કેશકલાપ ને મુખે તાંબુલ છાંટતો રામો આપણે આંગણે શોભશે કેવો!

દિલીપ : કોઈ પણ આવે તેને બતાવી શકશો કે જુઓ આ અમારો રામજી! છે તમારે ત્યાં આવો રામજી?

[હસે છે]

ઈલા : મા-બાપ કન્યા જોવા આવનારને કન્યા દેખાડે તેમ, ખરું ને?

[હસે છે]

પ્રદીપ : હા તેમ જ..ને દિલીપ, નીચે તા. ક. કરીને ઉમેર કે કશુંયે કામ આવડતું ન હોય તેવા રામજીભૈયા પણ હાજર થઈ શકે છે. કારણ કે અમે જાણીએ છીએ કે જે ઘરમાં નોકર બહુ બદલાતા હોય તે ઘર નોકરની નિશાળ જેવું બની જાય છે.





ઈલા : નોકર હોય તદ્દન અણઘડ પણ પગાર તો પૂરો માગે છે.

પ્રદીપ : તે તો માગે જ...સાચું પૂછ તો એણે વધારે માગવો જોઈએ.

ઈલા : વધારે માગે?—શું વાત કરો છો?

પ્રદીપ : હાસ્તો...તું જ વિચાર કર ને...આવડતવાળો જે કામ એક કલાકમાં કરી શકે તે જ કામ કરતાં—અણઆવડતવાળાને બે થી અઢી કલાક થાય...અને તે ન્યાયે તેને બે થી અઢી કલાકનો પગાર વધારે મળવો જોઈએ ને? કેમ શું કહે છે દિલીપ!

દિલીપ : ચોખ્ખું ગણિત છે. જો એક કલાકના આટલા—તો અઢી કલાકના કેટલા! કેમ ભાભી વાત ગળે ઊતરે છે ને?

ઈલા : વાહરે તમારું ગણિત...

પ્રદીપ : જમાના પ્રમાણે ગણિત પણ બદલાઈ રહ્યું છે. હાં દિલીપ, એક વાત રહી ગઈ...ઉમેરી નાખ તો-(પેલો લખે છે) અમે આટલું કરીશું છતાં યે એને અમારું ખરાબ બોલવાની, ટીકા કરવાની, ને અમારા ઘરની દરેક વાત એમની રામા લૈયાની સભામાં કહેવાની સંપૂર્ણ છૂટ રહેશે. કારણ કે આ યુગમાં કોઈના વાણી-સ્વાતંત્ર્ય ઊપર અમે કાપ મૂકવા ઇચ્છતા નથી...

[ જાય છે. ]

ઈલા : કોઈ આવ્યું લાગે છે—જોઉં કોણ છે...

[ આ વખતે કોઇ બારણું ખખડાવે છે...]

દિલીપ : પ્રદીપ...રામજીની રામાયણ તો ભારે ચલાવી ...હવે કાંઈ ચા-પાણી મળશે કે કેમ!

[ પેલી આવે છે પોસ્ટકાર્ડ લઇને ]

ઈલા : લીયો હવે શું થશે...

પ્રદીપ : શું થયું?

ઈલા : કાકા-કાકી કાલે સવારે આવે છે...હવે શું થશે! નોકર વિના શું કરીશ?

પ્રદીપ : લાવ તો કાગળ...

[ આપે છે...વાંચે છે...ત્યાં ફોન આવે છે.. ઈલા લે છે ]

ઈલા : શું કહ્યું? હા...હા...શું આજે જ આવશે? પણ એમને શનિવારે નહિ ફાવે...જવાના છે! આજે જ આવશે...વા...રે...

[ ટેલિફોન મૂકીને માથે હાથ દઇને ત્યાં જ ખુરશીમાં બેસી પડે છે. ]

દિલીપ : શાં માઠા ખબર આવ્યા ભાભીશ્રી!

ઈલા : (પ્રદીપને) ભારતીનો ફોન હતો...રાહુલ શનિવારે જવાનો છે...તેથી આજે સાંજે જમવા આવશે બન્ને...

પ્રદીપ : વાહરે રાહુલ...તને પણ ચાર દિવસથી જમવાનું કહેતો 'તો...તે આજે આવવાનું સૂઝ્યું...ને આ કાકાને પણ અત્યારે જ મોતૈયો પાકયો...

[ બાબાનાં રડવાનો અવાજ આવે છે...અંદરથી ]

ઈલા : ઓહ બાબો પણ ઊઠયો...

[અંદર જાય છે. રડતાને છાનો રાખે છે તે અવાજ ને બાબાના રડવાનો તથા ધીમું થવાનો અવાજ અંદરથી આવે છે. ]

પ્રદીપ : દિલીપ! નોકર વિના મુશ્કેલી પડવાની છે હં!

દિલીપ : મુશ્કેલી શાની? તું ઑફિસમાંથી આઠ દાંડાની રજા લઈ લે!

[ આ અરસામાં બાબો રડતો બંધ થઇ જવાથી ઈલા અંદર આવે છે એને જોઇને.]

દિલીપ : ભાભીશ્રી! આજે આ દીયેરજીને ચા બા મળવાની કે એમ જ રવાના થઈ જવું પડશે!

ઈલા : ચા તો કરું છું...પણ...(આ વખતે પાછું બારણું ખખડે છે) પાછું કોણ આવ્યું?

[ ગભરાઇને ખોલવા જાય છે. ]

પ્રદીપ : બધાને આજે જ ટપકી પડવાનું સૂઝ્યું લાગે છે.

[ ઇલા હરખાતી જલ્દી આવે છે, ]

ઈલા : ગનુ આવ્યો છે...એ અંદર ગયો છે...જુઓને ...ભાઈશાબ તમે એને સમજાવીને રાખી લીયોને ..

પ્રદીપ : પણ એ રહેશે ખરો!

ઈલા : તમે કહેશો તો રહી જશે.

દિલીપ : પ્રદીપ, જરૂર પડશે તો હું પણ એમાં મારો સૂર પુરાવીશ.

પ્રદીપ : પણ પાછો એ ચોરી કરશે તો ?

ઈલા : નહિ કરે...

દિલીપ : (હસીને) ભાભીને ખાત્રી છે કે નહિ કરે...

ઈલા : હું જરાક વધારે સાવચેત રહીશ.

પ્રદીપ : પણ સાહુકારની એક નજર ને ચોરની હજાર નજર તે ખબર છે ને ?

દિલીપ : સમજે છે તો ભાભીશ્રી બધું જ ..પરંતુ અત્યારે...આંખ આડા કાન કરવાના છે. કેમ ? ખરું ને ભાભીશ્રી !

પ્રદીપ : પણ આવી રીતે ગરજ બતાવીને રાખીશ... તો માથે ચડી જવાનો હં !

ઈલા : આમેય કયે દા'ડે માથે ચડેલો નહોતો...પણ કાલે કાકા આવશે...આજે જમનાગં...જે ઠીક લાગે તે કરો...જરૂર પડે તો બે રૂપિયા પગાર વધારી આપો પણ રાખી તો લીયો જ.

દિલીપ : (હસે છે) ચોરી કરનારને શિક્ષા થઈ સાંભળી છે...પણ આ તો ચોરી ને ઉપરથી પગારવધારો ...શું હાલત છે ને ભાભી ! આ હિસાબે ચોરી કરવી સારી હં પ્રદીપ !

ઈલા : ભાઈશાબ તમે એમ હસવામાં વાત ન કાઢી નાખો...પેલો ચાલ્યો ન જાય...એને બોલાવી તો જુઓ...

પ્રદીપ : (બૂમો મારે છે.) ગનુ...ગનુ...

ગનુ : (આવે છે) કાય...આહેત...

[ઈલા નીચા મોઢે બટન ટાંકે છે...ને દિલીપ વાંચે છે]

પ્રદીપ : તુ પાછો આવી ગયો ને ? ઠીક થયું...તારે શું ભલા માણસ...એમ તે વળી કાંઈ કામ મૂકીને ચાલ્યા જવાતું હશે !

ગનુ : પન શેઠ...મી...

પ્રદીપ : હું બધું સમજું છું પણ જો, એ તો ઘર હોય તો બે શબ્દો કહેવા ય પડે. પણ મને ખાત્રી હતી જ કે તું જરૂર પાછો આવવાનો, તારા જેવો ડાહ્યો માણસ...

ગનુ : પણ શેઠ હું નોકરી કરવા નથી આવ્યો...

પ્રદીપ : એમ તે કંઈ હોય...જો તારે કયાંઈક નોકરી તો કરવી જ છે ને ? તો પછી આ જૂનું ને જાણીતું ઘર જ સારું ને ?

ગનુ : શેઠ...માલા ..

પ્રદીપ : તું એમ ઉતાવળો ન થઈ જા...જો—તારે નોકરી જોઈએ છે ને અમારે નોકર—ખરૂં ને ? તો પછી...

ગનુ : નહિ શેઠ (જોરથી) માલા અસી નોકરી નહિ પાઈજે...

પ્રદીપ : તું એમ ઉશ્કેરાઈ ન જા—(ઈલા પગાર વધારવાનો ઈસારો કરે છે તે જોઈને) હાં... જો તું કહેતો હો તો બે ચાર રૂપિયા પગાર વધારી આપીએ—બોલ પછી છે કંઈ ?

ગનુ : નહિ શેઠ...માલા પગાર બીગાર કાય નહિ પાયજે...માલા અસી નોકરી જ નહિ પાયજે.

પ્રદીપ : પણ તું નોકરી વિનાનો રહીશ...ગરીબ માણસ હેરાન થઈશ તેના કરતાં—

ગનુ : શેઠ, મને નોકરી મળી ગઈ...

ઈલા : તને એટલી વારમાં નોકરી મળી ગઈ ? જુઠ્ઠી વાત...

ગનુ : મીં જુઠ્ઠા માનુષ નાહિ.

દિલીપ : ના ભાઈ ના.. તમે સાચા માનુષ...પણ ગનુ ! આખરે આ જૂની નોકરી છે...

પ્રદીપ : ને હજી પણ એ કહે તો...બે ચાર વધારે આપવા તૈયાર છે.

દિલીપ : ગનુ, આખરે નવી નોકરીમાં પગાર પણ શું મળવાનો ?

ગનુ : પાંચ રૂપિયા જાસ્તી મળ્યા છે...મી–જાતો...

[ જવા લાગે છે તેને જોઈને ]

ઈલા : જો તારે નોકરી જ નહોતી કરવી...તો પછી અહીં અત્યારે આવ્યો 'તો શા માટે ?

ગનુ : મારી પેટી લેવા આવ્યો 'તો... ( રોફને ) શેઠ માલા પગાર દીયા.





ઈલા : એક પાઈ પણ નહિ મળે...જા તારે જવું હોય તો...

ગનુ : કેમ નહિ મળે? આમી કાંઈ હરામનું નથી મામતા, કામ કર્યા છે એના પગાર માગીએ છીએ.

ઈલા : ચોરી કરીને ક્યાં ઓછું બેશું કર્યું છે!

ગનુ : શેઠ, પગાર આપો છો કે નહિ?

પ્રદીપ : (માથું ધુણાવીને) નહીં...

ગનુ : મી જાતો ..અ'તા મી પહેલીલા એઈલ...મી બગનો તુમી માલા પગર કસાક નાહિ દેતો,...

ઈલા : કસાક નાહિ દેતો શું? નથી જ મળવાનો.

ગનુ : કસા નાહિ મીળલ-ને તુમચી કડે આતા કોણ ધરી રાહેત ..તે, મી આતા બગતો...

ઈલા : તું નહિ તો તારા ભાઈ હજાર મળશે.

ગનુ : મી બગતો ને કોણ રાહેત તી...

[ કહીને ચાલ્યો જાય છે. બારણું ખખડે છે ]

ઈલા : એવી ખીજ ચડે છે કે જિંદગીમાં નોકરનું નામ ન લઉં...

દિલીપ : ભાભી, કોઈ મળવા આવ્યું લાગે છે. (પ્રદીપ ખોલવા જાય છે) પ્રદીપ! કોઈ ભાભીને મળવા આવ્યું હોય ને—ચા પાણી પાવા પડે તેમ હોય તો અત્યારે ત્યાંથી વિદાય કરી દેજે—કારણ કે અત્યારે કોઈને Receive કરવાનો ભાભીશ્રીનો Mood નથી.

પ્રદીપ: જેમ ૨ થી ૪ આપણા રામજી ભૈયા not available તેમ રામજીની ગેરહાજરીમાં... તારાં ભાભીશ્રી...not available એમ ને!

[બારણું ખખડે છે ]

[ બારણું પાછું ખખડે છે. ને પ્રદીપ ખોલવા જાય છે...ત્યાં ફોન આવે છે. દિલીપ ફોનની નજીક હોવાથી તે લે છે ]

દિલીપ : અલાઉ...કોણ...સોહિણીબેન? હા-હા...

ઈલા : કહી દોને કે નથી. અત્યારે પાછી માથાફોડ કરશે.

દિલીપ : ભાભી કહે છે કે ભાભી ઘરમાં નથી.

ઈલા : (છેડાઈને) લાવો ફોન. (લે છે) અલાઉ હા...હા ભારતી જમવા આવવાની છે...તું પણ આવી જજેશ...ના રે ના વાંધો શું હોય... આવજે ને...વા રે. હાં-હાં. જરૂર...

[ફોન મૂકીને માથે હાથ દે છે.]

દિલીપ : સોહિણી પણ જમવા આવશે ને...fine ...ભાભી તો હું પણ આવી જાઉં ને? (હસે છે...પ્રદીપ આવે છે તેને જોઈને) પ્રદીપ, જમનારનાં નંબર વધતા ચાલ્યા! ને તેટલો જ ગભરાટ પણ ભાભીનો વધતો ચાલ્યો છે.

પ્રદીપ : એમાં ગભરાવાનું શું છે? હાં ઈલા, સુમતીબેન કહેતાં ગયાં છે કે તેં મંગાવ્યાં હતાં ..તે લીંબુ એ આજે લેતા આવશે.

ઈલા : પણ તમે ના ન કહી?

પ્રદીપ : હું શું જાણું કે ના કહેવાની હશે.

ઈલા : એટલું તો જાણો છો ને કે ઘરમાં નોકર નથી. હું તો લીંબુ ભરીશ, રાંધીશ કે ઘરનું કામ કરીશ?

પ્રદીપ : કાલે ભરજે...ક્યાં એક દહાડામાં બગડી જવાનાં છે?

ઈલા : કહેવું સહેલું છે. કાલે તમારાં કાકા-કાકી આવશે અને પોતે તો મજાના ઓફિસ જઈને બેસશે.

પ્રદીપ: ના તું કહેતી હોય તો મજાનો ઘેર બેસી રહું.

[ આ વખતે બાબો રડે છે...ને બારણું ખખડે છે ]

ઈલા : પાછો બાબો ભડક્યો. આજ તો એણે પણ જીવ લેવા માંડ્યો છે. (બારણું ઊઘાડવા પ્રદીપ જાય છે.) ને પાછું કોણ જાણે કોણ ટપકી પડ્યું.

પ્રદીપ : લે ખુશી થા, નોકર આવ્યો છે.

ઈલા : ખરેખર...

પ્રદીપ : (નોકરને બોલાવે છે) રામજી, આવ. (નોકર આવે છે) એ પૂછતો આવ્યો છે કે તમારે ઘાટી જોઈએ છે ને! નોકર નથી એ વાત પણ વાયુવેગે ફેલાતી લાગે છે.



ઈલા : તેં ક્યાં કામ કર્યું છે?
રામો : મેં મુંબઈમાં જ કામ કર્યું છે.
દિલીપ : ભાભી અસમત્યારે ઝાસમાઝી ખટપટ કસ-મર્યા વિના રાસમાખી લીયો ને.
ઈલા : વારૂ વારૂ તું માગીશ તે પગાર આપીશું, આજથી જ રહી જા!
રામો : વારૂ બાઈ, તો હું કપડાં બીપડાં લઈને સાંજે આવીશ.
ઈલા : કપડાં લેવા રાત્રે જજે. અત્યારે તો રહી જ જા.
રામો : વારૂ...

[જવા લાગે છે.]

ઈલા : હા...સ...હવે...ચા-પાણી કરૂં છું હો દિલીપભાઈ!

[ત્યાં રામો પાછો આવે છે]

રામો : બાઈ શેઠનું નામ શું કીધું?
દિલીપ : હજી તને કંઈ કહ્યું જ નથી.
પ્રદીપ : મારું નામ પ્રદીપ શાહ છે.

[રામો ખિસ્સામાંથી ચીઠ્ઠી કાઢીને ડોકું ધુણાવે છે]

દિલીપ : કેમ ભાઈ ડોસમોકું ધુસમુણાવવું પડે છે?
રામો : શેઠ માઝી મીસ્ટીક ઝાલી.
પ્રદીપ : શું થયું?
રામો : મારી ચિઠ્ઠીમાં નામ છે પ્રતાપ શાહ...મને એમને ઘેર મોકલ્યો છે.
ઈલા : પડોશી પ્રતાપભાઈના ત્યાં કોઈએ મોકલ્યો લાગે છે.
દિલીપ : કંઈ વાંધો નહિ. તું તારે પ્રતાપને બદલે પ્રદીપનાં ત્યાં રહી જા. બન્ને પકાર છે, ચાલશે.
રામો : શેઠ માલા માફ કરા. મી જાતો.
પ્રદીપ : અરે પણ કુઠે...
રામો : મીં જાતો પ્રતાપ શેઠચા ઘરી...( ચાલ્યો જાય છે. એની પાછળ દિલીપ જાય છે. ધડી કરેલાં કપડાંને ઠેબું વાગે છે ) રામજીભૈયા આમચી રામાયણુ તો તુમી એકલા, ( તે જ વખતે ઈલા...હવે? કહીને સોફામાં પડે છે. ને બેકગ્રાઉન્ડમાં બાબાનો રડવાનો અવાજ ખૂબ આવે છે. તે તરફ જઈને પ્રદીપ કહે છે. )
પ્રદીપ : હવે તું તો તારી રામાયણ જરાકવાર બંધ રાખ...ઓ...હ ભગવાન...આ રોજની રામાયણમાં તારી રામાયણ સાંભળવાની નવરાશ કોઈને છે ખરી!*

[ખુરશીમાં પડે છે.]

---

* રોજની રામાયણ. લે૦ રંભાબેન ગાંધી. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ. રૂા. ૨-૮-૦

☆

## સ્વપ્ન—વાહક

કરે મજુરી શ્રમજીવીઓ જ્યાં
ધુમાડા થકી કાળા થઈ
ત્યાં સ્ફૂર્તિ લઈ ઝાકળ ને ઉષાની
સોગાદ સ્વપ્નાંની ધરવા ગઈ.

દેખ્યું હતું ક્યારેક આકાશ જેણે
એ દાળી, અકારી ગલીઓ મહીં
દેવા ગઈ સ્વપ્ન—ભોંઠી પડી
હતી ખોટ એમને સ્વપ્નોની નહીં!

હિમાંશુ વ્હોરા

[મેરી કોલવીન ડેવીસની અંગ્રેજી પંક્તિઓ ઉપરથી]

# ચંપાનું ફૂલ

ડાહ્યાભાઈ પટેલ

ભૂતપ્રેતમાં આપણે ન માનીએ, એના વિશે કશું ન સાંભળીએ. પણ માણસની અધૂરી રહી ગયેલી કામનાઓ જ એને ભૂત દેખાડે છે. બાળપણના પ્રબળ પ્રેમને આ પ્રેત–વાર્તા કેવો સબળ રજૂ કરે છે! કૌતુકપ્રધાન વાર્તાઓના આ લેખકનો નવો પ્રગટ થયેલ સંગ્રહ 'છેલ્લો અભિનય' માંથી આ વાર્તા અહીં મૂકેલ છે.

'તમે આટલું ભણ્યા છતાં ભૂતમાં માનો છો!' મેં ચા પીતાં પીતાં ભૂતની વાત કરતા મારા પતિના મિત્ર સુધાકાન્તને કહ્યું: 'જો તમે જ આ પ્રમાણે માનતા હો તો પછી અભણ ગામડીયા માને એમાં શંકા શી? આપણો દેશ ભૂત પિશાચ અને ધર્મની શૃંખલામાં એવો જકડાઈ ગયો છે કે વાત છોડી દો.'

'પણ સ્નેહાબેન! મારી વાત તો સાંભળો?'

'એમાં સાંભળવા જેવું શું છે? બધા એમ કહે છે—ખાસ કરીને ગામડામાં. હું જ્યારે નાની હતી અને મારા મોસાળમાં જતી ત્યારે મારા દાદા વાત કરતા કે 'હું જ્યારે એક–અમુક સાંજે ફરવા ગયો ત્યારે મેં એક બાળકને રડતું સાંભળ્યું. રડતા બાળકને જોઈને હું વિચારમાં પડી ગયો કે આ ખેતરમાં આમલીના ઝાડ નીચે આ બાળક કોનું હશે? મને જોઈને એ બાળક વધુ ને વધુ રડવા લાગ્યું. મેં, દયા આવવાથી એ બાળકને તેડી છાનું રાખવા પંપાળ્યું. પણ મારા આશ્ચર્ય વચ્ચે એ બાળક તો મોટું થયું. લાંબુ ને લાંબુ થતું ગયું. થોડું અંધારું હતું આથી હું બરાબર જોઈ શક્યો નહિ. પણ સ્ત્રીના અવાજમાં તેણે તો હસવા માંડ્યું. મારા શરીરમાંથી એક ધ્રૂજારી પસાર થઈ ગઈ. શરીરે પરસેવો વળ્યો. મેં એને ફેંકી દેવા પ્રયત્ન કર્યો પણ જાણે સાણસામાં ભીડાઈ ના ગયો હોઉં એમ મારા ગળામાં એણે એવી ચૂડ લગાવી કે હું જલદી છૂટી ના શક્યો.

'મેં જોરથી એને તરછોડ્યું. એ તો મોટેથી રડવા લાગ્યું, હું ભયથી ધ્રૂજતો ત્યાં ઊભો રહ્યો. મેં એને જોયું. એ બાળક નહોતું. દોડવાનું મન થયું પણ દોડવાની શક્તિ જ ના રહી. આમલીના ઝાડ ઉપરથી ખડખડાટ હસવાનો અવાજ આવ્યો. મારા આખા શરીરે પરસેવો પરસેવો.'

'મેં ત્યાં જોયું તો આમલીની ડાળ ઉપર ત્રણ સ્ત્રીઓ બેઠેલી. એમને જોઈ જાણે પુતળું ના હોઉં તેમ હું સ્તબ્ધ બની તાકી રહ્યો. પણ હું હિંમતવાન જબરો. આથી ગભરાયા સિવાય ત્યાં ગયો અને જોરથી બૂમ પાડી 'તમે કોણ છો?' એમ પૂછ્યું.

'જવાબમાં ખડખડાટ હસવા સિવાય કોઈ સંભળાયું નહિ. પાછળ જોયું તો એક ભડકો થયો. હું બીકનો માર્યો ધ્રૂજું છું ત્યાં તો આમલી પર પણ ત્રણ ભડકા થયા અને ત્યાં કોઈ નજરે ના પડ્યું.

'આખા શરીરે રેબઝેબ હું ઘેર આવ્યો. જાણે મહિનાઓની બિમારીમાંથી ઊઠ્યો ના હોઉં તેમ મારું શરીર ચાલતાં ધ્રૂજતું હતું. મારો ચહેરો પીળો પડી ગયો. મારા વાળ પણ થોડા ધોળા થઈ ગયા. બધાએ પૂછ્યું: 'કાશીભાઈ! શું થયું?' મેં બધી બિના કહી. ઘરડા માણસો તો હસવા લાગ્યા, 'અલ્યા એમાં આટલો ધ્રૂજે છે શું? એવાં કંઈ ભૂત અમે જોયાં. ટેકરાવાળી આમલી ઉપરનાં ભૂત બધાંને દેખા દે છે જ.' આમ વૃદ્ધોએ વાત કરી આથી મારી હિંમત આવી, પણ હું હિંમતવાળો હોવા છતાં એ આમલી તરફ કદી રાતે જતો નથી.'

મારા દાદાની આ વાતથી સુધાકાન્તભાઈ, હું એટલી હસી કે બધા મને જોઈ રહ્યા.

'બેન, તું થોડું ઘણું ભણી ગણી એટલે ભૂતમાં માનતી નથી. પણ અમે તો નજરોનજર જોયું છે.' મારા દાદા કહેતા. પણ હું તો આ બધો મગજનો ભ્રમ માનું છું.



'સ્નેહાબેન, તમારી વાત કરવાની રીત જ કહી આપે છે કે તમે ભૂતમાં માનો છો!'

'જાવ જાવ હવે.'

'પણ મારી વાત હવે સાંભળશો કે નહિ?' સુધાકાન્તે વાત સંભળાવવા આગ્રહ કર્યો.

'સ્નેહા! તું સુધાકાન્તની વાત તો સાંભળ!' મારા પતિ યશોધરે કહ્યું.

'જી સંભળાવો.'

'હું મારી ફોઈને ત્યાં ગયો હતો. ત્યાં પડોશમાં એક સ્ત્રીને એની મરી ગયેલી સાસુ ભૂત થઈને વળગી, જ્યારે મેં આ વાત સાંભળી ત્યારે પહેલાં તો હસી કાઢી. ત્યારે તમાશો જોવા જેવો છે એમ કહ્યું. ત્યાંના મારા શિક્ષક રમણલાલ સાથે એ ધૂણતી સ્ત્રીને હું જોવા ગયો.

'રમણલાલ, આવા ભૂતમાં તમે માનો છો?'

'ના રે ના.'

'હું પણ નથી માનતો.'

'છતાં મને એક સમજાતું નથી કે એકદમ માણસના મગજમાં આવા વિચારો કેમ આવતા હશે.'

'જ્યારે અમે ત્યાં જઈને જોયું તો લગભગ ૨૫ વરસની સ્ત્રી જોરથી ધૂણતી હતી. લોકોનું ટોળું આજુબાજુ ઊભું હતું. ધૂણતાં ધૂણતાં એ વચ્ચે થોડું બોલતી, તો કોઈ વખત હસતી, તો કોઈ વખત રડતી પણ ખરી. આ તમાસો જોવામાં મને અને રમણલાલને મઝા આવી.

એકાએક એ સ્ત્રીની બોલવાની રીત ફરી ગઈ. એણે તોતડું બોલવા માંડ્યું.

'એની સાસુ પણ તોતડી જ હતી ને?' ટોળામાંથી એક સ્ત્રીએ કહ્યું.

'એ તો એની સાસુને હંમેશ તોતડું બોલતા સાંભળતી હશે એથી ચાળા પાડતી હશે.' સ્નેહલતાએ વચમાં જ કહ્યું.

'ના ના એમ નથી. એ જ આત્મા મોક્ષ ના પામ્યો આથી આ જગતમાં ભમ્યા કરે છે. આ જ કારણથી આ ભૂત-પ્રેતની સૃષ્ટિ ઉદ્‌ભવી છે.'

'હું તો એમાં કંઈ માનતી નથી.'

'પછી શું થયું?' યશોધરે કહ્યું.

'પછી તો એ સ્ત્રીએ એની સાસુની બધી વાત કહી. જાણે એની સાસુ જ બોલતી હોય! એની સાસુનાં સંબંધીઓની વાત કરી. જૂનાં ઓળખાણની વાત કરી, જે વખતે આ સ્ત્રી જન્મી પણ નહિ હોય. આથી મને ખાત્રી થઈ કે ભૂત જેવી કોઈ વસ્તુ છે ખરી.'

*

ચા-નાસ્તો ખાઈ યશોધર અને સુધાકાન્ત ફરવા ગયા. સ્નેહલતા ઘરનું કામ કરવા લાગી. એના મગજમાંથી ભૂત વિષેના વિચાર ખસ્યા જ નહિ. શું હશે? જો માણસ મરણ પછી ભૂત થતો હોય તો એનો આત્મા કયા રૂપે ક્યાં ભમતો હશે? શા માટે એ મોક્ષ નહિ પામતો હોય? જીવનની કોઈ અભિલાષા પૂરી ના થાય એ કારણ હશે? આ સ્નેહલતાના મગજમાંથી વિચારો આવ્યા જ કર્યા.

યશોધર પોતે બહુ ધનવાન નહિ પણ છતાં પૈસે ટકે સુખી માબાપનો એકનો એક દીકરો હતો. કોલેજમાં સ્નેહલતા સાથે એને ઓળખાણ થઈ, પિતા તો નાની વયમાં મૃત્યુ પામ્યા હતા, આથી માતાના આગ્રહને વશ થઈ તેણે સ્નેહલતા સાથે લગ્ન કર્યું. માતા સુખી યુગલને જોઈ આનંદથી દેવલોક પામી.

તેમના નાના બંગલામાં બન્ને આનંદથી જીવન ગુજારતાં. યશોધરને હમણાં નોકરી પણ સારી મળી હતી. આથી તેમને જીવનની સામાન્ય બધી જ જરૂરીઆતો મળી ગઈ. બંગલાની ચારે બાજુ નાનો બાગ હતો. સ્નેહલતા નાના છોડને પાણી પાતી. વસન્ત પૂર બહારમાં ખીલી હોવાથી મોગરા, જુઈ અને ગુલાબ ઉપર અનેક ફૂલ ખીલ્યાં હતાં. ચંપાના છોડને ઉછેરવા તેણે એક બે વખત પ્રયત્ન કર્યો હતો પણ જમીન માફક નહિ હોવાથી એ સુકાઈ ગયો.'

આજે આખો દિવસ સ્નેહલતાના મગજમાંથી ભૂતનો વિચાર ગયો જ નહિ. એ જ્યારે પથારીમાં આળોટવા લાગી ત્યારે પણ એને ભૂતનો જ વિચાર





આજ્ઞા કર્યો. મોડી રાતે એને ઊંઘ આવી. પણ ઊંઘમાંથી એકદમ બેઠી થઈ એણે બૂમ પાડી:

'ચંપાનાં ફૂલ!'

'શું થયું? શું છે?' વગેરે પ્રશ્ન પૂછતો યશોધર પણ જાગી ઊઠયો.

'કાંઈ નહિ, કાંઈ નહિ.'

'તું બોલી ને કાંઈક!'

'એ તો મને સોનેરી ચંપાના ફૂલની સુગંધી આવી.'

'અત્યારે રાત્રિએ સુગંધી આવી?' યશોધર આશ્ચર્ય પામી ગયો.

'હજી પણ થોડી થોડી વાસ આવે છે.'

'મને કાંઈ ખાસ નથી આવતી!'

'તમને શરદી તો નથી થઈ ને!'

'તું પણ કમાલ છે. રાતે એકાએક ચંપાના ફૂલની સુગંધ આવે છે અને કહે છે કે મને શરદી થઈ છે!'

'તો મને જરૂર સુગંધી આવે છે.'

'હવે એવા બધા વિચાર મૂકી ઊંઘી જા.'

સ્નેહલતા એ દિવસે તો ઊંઘી ગઈ. બીજી રાત્રિએ એને ચંપાનાં ફૂલની ફરીથી સુગંધ આવી. એ ઊઠીને આશ્ચર્ય પામી બહાર ગઈ. આજુબાજુના ઘરમાં ક્યાંય ચંપાનો છોડ નહોતો. અને સુગંધી તો નજીકથી આવતી લાગી. તેણે બટન દાબી બત્તી કરી. બહાર પ્રકાશ પડતાં એના આશ્ચર્યનો પાર ના રહ્યો. આટલાં બધાં ચંપાનાં ફૂલ! તેણે ફૂલને લીધાં. યંત્રવત્ નાક નજીક લાવી સૂંઘ્યાં.

'કેટલી સુગંધી છે! પણ આવાં તાજાં ફૂલ અહીં લાવ્યું કોણ!' વિચારમગ્ન બની સ્નેહલતા અવાક્ બની ઊભી રહી. એના શરીરમાંથી ધ્રૂજારી પસાર થઈ. એકાએક આવાં ચંપાનાં ફૂલ ક્યાંથી આવ્યાં! એણે ફૂલોને ખોળામાં લઈ ઘરની બેઠકમાં મૂક્યાં.

યશોધર ઊંઘતો હતો. એને જગાડવો ઉચિત ના લાગ્યો સ્નેહલતાને મોડી રાત સુધી ઊંઘ ના આવી. બીજે દિવસે સવારે જલદી ઊઠી યશોધરને ફૂલ બતાવવા તે ઉત્સુક બની પણ જઈને જોયું તો ફૂલ ના મળે!

સ્નેહલતાએ રાત્રે બનેલી હકીકત યશોધરને સવિસ્તાર કહી.

'જો એમ હોય તો અહીંથી ફૂલ ગયાં ક્યાં!

'એ જ પૂછું છું ને!?'

'મને તો લાગે છે આ તારો ભ્રમ છે!'

'આટલાં વર્ષો સુધી આપણે સાથે રહ્યાં છીએ. કદી તમે મારામાં આવો વે'મ અથવા ભ્રમ જોયો છે?'

'ના.'

'તો પછી આજે આવો ભ્રમ હોય શી રીતે!'

આજે આખો દિવસ સ્નેહલતા ગમગીન અને ઉદાસ રહી. જાણે અદૃશ્ય રીતે એની પાછળ પાછળ કોઈ ફરતું હોય એમ એને લાગ્યા કર્યું.

ત્રીજી રાત્રિએ જેવી એ પથારીમાં સૂતી તેવી જ ઘસઘસાટ ઊંઘી ગઈ. લગભગ રાતના બે વાગ્યે તે ઝબકીને જાગી.

જાણે એના ઓરડામાંથી—શયનખંડમાંથી કોઈ ચાલી જતું હોય તેમ એને ભાસ થયો.

'કોણ છે!' કહી તેણે બૂમ પાડી.

'શું છે!' કહી યશોધર જાગી ઊઠયો.

'એ ચાલ્યો ગયો. કોઈ હતો. કોઈ હતો.'

'આ બારણાં બંધ. કાંઈ ખુલ્લું નથી તો પછી અંદર આવે કોણ?'

'મેં કોઈને સરકી જતાં જોયો. કોઈ નાના કિશોર જેવો લાગ્યો. યુવાન કે આધેડ વયનો નહોતો.'

'અરે આ બધી શી વાત કરે છે!'

'હા જરૂર, એને મેં જોયો. એની ઉંમર હશે સોળ અથવા સત્તર વરસની. ચડ્ડી અને ટૂંકી બાંયનું ખમીસ પહેરેલું.'




'ઘરમાં અંધારૂં છે અને તેં કોને કેવી રીતે જોયો?'

'પણ એને મેં મારી પથારી પાસેથી ખસતો જોયો.'

'તું પણ ના સમજાય તેવી વાત કરે છે!'

'જુઓ ચંપાનાં ફૂલની સુગંધ આવે છે.' એમ કહી સ્નેહલતા બહારના ખંડમાં ગઈ. બહાર જઈ જોયું તો એ ત્રણ ચંપાનાં ફૂલ પડેલાં. એક ફૂલ ઉપર લાલ ડાઘા હતા. તેને અડતાં જ સ્નેહલતાને લાગ્યું કે આ લોહી છે. તે ધ્રૂજી ઊઠી. આ ચંપાનાં ફૂલ ક્યાંથી! આ સહી જતો કિશોર કોણ! આ લોહી ક્યાંથી? બીકથી યશોધરને બોલાવવા ગઈ. યશોધર અને સ્નેહલતા બહારના ખંડમાં આવ્યાં ત્યાં ફૂલ નહોતાં.'

'દેખાડ, ક્યાં છે ચંપાનાં ફૂલ કે લોહીના ડાઘા? આ બધો તારા મનમાં વહેમ ભરાયો છે.'

ચોથી રાત્રિએ એકાએક કારમી ચીસ પાડી સ્નેહલતા જાગી ઊઠી.

'એ મારી પથારીમાં મારા ખાટલામાં બેઠો છે!' યશોધર સફાળો જાગ્યો.

'જુઓ એ જાય, ચાલ્યો ગયો.

'કોણ જાય? ક્યાં જાય?' ભયથી ધ્રૂજતી સ્નેહલતાને યશોધરે છાતી સરસી ચાંપી.

'એ જ છે. કિશોર. એ જ, ગઈ કાલે જોયો હતો. તે જ કપડાં, એ જ ચાલ, એ જ પાતળું લાંબુ શરીર.'

'કાંઈ જોઈ શકતો નથી.'

'અરે આ શું?'

'શું છે?'

'ચંપાનાં ફૂલ!'

સ્નેહલતાની પથારીમાં પંદર વીસ ચંપાનાં ફૂલ પડ્યાં હતાં. યશોધર આશ્ચર્ય પામી ગયો. ફૂલને અડતાં એના શરીરમાંથી ધ્રૂજારી પસાર થઈ ગઈ.

'કોણ મૂકી ગયું?'

એ ફૂલને તેમણે બન્નેએ બહારના ઓરડામાં મૂક્યાં. બાકીની રાત બન્ને ઊંઘ્યાં નહિ—ઊંઘી શક્યાં નહિ.

પાંચમે દિવસે એકાએક ભાગી ગયેલા કિશોરનો નિસાસો સંભળાતો હોય તેમ સ્નેહલતા જાગી ઊઠી. યંત્રવત્ ભયગ્રસ્ત હૃદયે જાણે એને કોઈ બોલાવતું ના હોય તેમ બારણું ખોલીને બગીચામાં ગઈ. ત્યાં નીચે મૃતપ્રાય અવસ્થામાં એક કિશોર પડ્યો હતો.

'કોણ છે?' એમ પૂછતાં નિસાસા અને મૃત્યુના છેલ્લા શ્વાસ સિવાય સ્નેહલતાએ કાંઈ સાંભળ્યું જ નહિ.

પણ એકાએક ભાંગી ગયેલા હાથ-પગવાળો એ કિશોર ખસવા લાગ્યો. જ્યાં સ્નેહલતા ઊભી હતી ત્યાં ખસતો ખસતો તે આવ્યો. ભયથી જડાઈ ગયેલી સ્નેહલતા ત્યાં ઊભી રહી.

એના પગમાં ચંપાનાં ફૂલ મૂકી પેલો કિશોર ચીસ પાડી ઢળી પડ્યો. એ કિશોર સાથે સ્નેહલતા પણ ભયંકર ચીસ પાડી ગબડી પડી. ઊંઘમાંથી ઝબકી ઊઠી યશોધર બહાર આવ્યો. બત્તીના પ્રકાશમાં જોયું તો સ્નેહલતા મૂર્છિત બની ગબડી પડી છે. નજીક, એના પગ નજીક ચંપાનાં ફૂલ પડ્યાં છે પણ બધાં લોહીથી ખરડાયલાં.

સ્નેહલતા પડી ગઈ આથી લોહી નીકળ્યું હશે એમ ધારી યશોધરે બરાબર જોયું પણ તેને ક્યાંય લોહી નીકળ્યું નહોતું.

ત્રણ દિવસ સુધી સ્નેહલતા મૂર્છિત રહી, ચોથે દિવસે એને ભાન આવ્યું. ભાન આવતાં એ ખૂબ હસી, હસતી સ્નેહલતાને જોઈ યશોધરના મનમાં ધ્રાસકો પડ્યો.

'કેમ શું હસે છે?'

'સમજણ પડી.'

'શી સમજણ પડી!'

'હું જ્યારે નાની હતી ત્યારે મારાં ફોઈને ત્યાં





ગઈ હતી. બાજુના મકાનમાં ચંપાનો છોડ હતો. છોડ ઊંચે હોવાથી ઉપર ચઢ્યા સિવાય ફૂલ ના મળે. બાજુમાં ઘરના માલિકનો દીકરો દિનકર હંમેશ ઝાડ ઉપર ચઢતો, હું ના કહેતી છતાં તે મને ચંપાના ફૂલ આપતો.'

'૨-૩ વરસ પહેલાની વાત છે?'

'અરે હું જ્યારે બાર વરસની હતી. અને તે પંદર સોળ વરસનો. એક દિવસ ડાળ ભાંગતાં તે ગબડી પડ્યો. હું તો ફેઈને ત્યાંથી પાછી આવી. પણ પછી મેં સાંભળ્યું હતું કે એ દિનકર મૃત્યુ પામ્યો. હું પોતે અત્યંત રડી હતી.'

*

તે દિવસ પછી સ્નેહલતા કે યશોધર, ઘરમાં ચંપાનાં અચાનક આવેલાં ફૂલ જોતાં ગભરાતાં નથી. સ્નેહલતા ફૂલની વેણી બનાવી એના અંબોડલાને શોભાવે છે ત્યારે એ અદૃશ્ય આત્મા તે નિહાળી ખુશ બને છે.

યશોધરે ઘરની આજુબાજુ ઘણા ચંપાના છોડ ઉછેર્યાં. વસંતના વાયુ વાય છે ત્યારે ખીલેલાં ચંપાના પ્રત્યેક ફૂલમાં સ્નેહલતાને દિનકરનું પ્રતિબિંબ દેખાય છે. જે દિવસે સ્નેહલતા સ્નેહથી કહે છે:

'દિનુ, આજે હું જ વીણીશ!' તે દિવસે ઘરમાં ચંપાનાં ફૂલ આવતાં નથી પણ ચંપાના ઝાડ ઉપરથી થોડાં ફૂલ ખરી પડે છે, જ્યારે સ્નેહલતા ફૂલ નથી વીણતી ત્યારે ઘરમાં ફૂલનો ઢગલો આવી પડે છે.'

સ્નેહલતા છાતી સરસાં ચાંપતી બબડે છે: 'ચંપાનાં ફૂલ.'

*

# મને દૂરે દૂરે.....

મને દૂરે દૂરે ન સખી! જાવું ગમે.
તારી મલકંતી આંખે સંતાવું ગમે.
પેલી નિંદરના સોણામાં અબકી જરી
મને ધીમું ધીમું ગીત ગાવું ગમે.

તારા હૈયાને રણે પોઢી જરી
જાગી ફેરમાં કુંડી ફરવી ગમે.
કાળી નજરોથી પ્રેરીને સાંધી જરી
તારી આંજેલી આંખે અંજાવું ગમે.

તારી કાયાની માયામાં સરકી જરી
મને વાતોને વાયરે ઊડવું ગમે.
તારી માયાના મંદિરે ગરકી જરી
મને સારી આ જાત ભૂલી જાવી ગમે.

તું રીઝી, ખીજી, વળી નાચી ગમે,
કદી રંગે રંગાઈ ગળે બાઝી ગમે.
મારી ગીતિમાં પ્રિય! તને ગાવી ગમે.
તારી પ્રીતિ ને પ્રિય! પીવી પાવી ગમે.

મને આ યે ગમે, મને તે યે ગમે.
તારે સાંનિધ્ય કહે ને મને શું ના ગમે?
સારી દુનિયા ગમે, પેલું મોતે ગમે;
એક તુંથી ના દૂર સખી! જાવું ગમે.*

રમણ કોઠારી

---

* આગામી 'વૃંદાવન' માંથી

# પહાડી પ્રેમ–ગીત

સંપાદક : અનવર આગેવાન

શહેર માનવીનું કાર્યક્ષેત્ર છે. ગામડું પ્રકૃતિનું ક્રીડાંગણ! જંગલ ને ઝાડીઓ, પહાડ, ડુંગરા ને ટેકરાઓ, નદી, નાળા ને ઝરણાંઓ પ્રકૃતિનાં પ્રાણપ્યારાં લાડકવાયાં! જ્યાં પ્રકૃતિ પોતાની ગોદમાં પોઢેલા લોકજીવનને હિંચોળતી, ઉછેરતી હોય છે. મંદ મંદ વાતો સમીરણ જાણે શરણાયુંના સૂર છેડતો હોય છે. પશુ-પક્ષી કિલ્લોલતાં, ગાન ગાતાં ફરે છે. ધરતીના લીલાછમ ગાલીચા પર નદી–નાળાં નર્તન કરતાં વહે છે. વર્ષા ટાણે વનકુંજોમાં મોર મલ્હાર આરાધે છે, ગળકું દયે છે ત્યારે ડુંગરોના ગાળા ધણેણી ઊઠતા ગહેકે છે, જાણે પ્રતિધ્વનિ દ્વારા આલબેલ પોકારે છે. એ ઘડીએ પહાડવાસી હૈયાં આનંદ–ઊર્મિને હિંડોળે હિંચાવા લાગે છે. અનગળ ભાવના તરંગો દિલ-દરિયામાં લોઢ લેતી ઊછાળા મારતી છલી વળે છે. માનવ–હરિત મસ્તી બની જાય છે. અને એ મસ્તી સંવેદનાએ સર્જ્યું સંગીતમય જીવન! એ સંગીતમય જીવનમાંથી જે સૂરો ગૂંજરિત થયા, જે ભાવો નીંગળ્યા, જે શબ્દો છેડાયા તે આ લોકગીત!

આ ગીત પહાડી પ્રદેશ મસૂરીનું છે. મસૂરીના એ ગીતમાં પ્રેમની મસ્તી ઝળકી રહી છે. કોઈ પહાડી જુવાન એક યૌવના પર આશક્ત છે. એ જોબનવંતી જુવતીનું નામ છે 'ઝૂરી.' આ બંને પ્રેમીઓ વચ્ચે વિધિના વિચિત્ર વિધાને લાંબા ગાળાનો વિરહ આડે આવી ઊભો છે. પરંતુ સંજોગવશાત્ કોઈ સુહાની ઘડીએ ઝૂરીને પોતાના પ્રેમી સાથે અચાનક કોઈ નગરીમાં મીઠા મેળાપ થઈ જાય છે. આ મિલનવેળાએ પ્રેમી હૈયાંમાં કેટલાક દિવસથી તડફતું, ઝરતું, ઝંખતું મનપંખી કિલ્લોલી ઊઠે છે. અને એ ઝંખના આ ગીતમાં જાગી ઊઠી છે :

> ઝૂરી, આંખૂટી કાળી મિરચારે દાણે,
> ચાર દિના સંસારટી રે, મોર હંસ ખેલ લો લાણે.

હે પ્યારી ઝૂરી, તારી આંખોની આ કાળી-કાળી મરી–દાણા જેવી કીકીઓ કેવી સોહામણી લાગે છે! પ્રિયે, આ બાગે બહાર દુનિયા કેવળ ચાર દિનની

> પ્રેમની નાનામાં નાની વાતથી માંડીને મોટા પુરાણ સુધી એની જે સર્વવ્યાપકતા છે એ સર્વકાળે અને સર્વ સ્થળે એક જ રહેવા સર્જાઈ છે. ધરતીનો ખૂણે ખૂણો ખૂંદી વળીએ તો ય એ જ શાશ્વતો પ્રેમ નજરે ચડે છે. આ પહાડી પ્રેમ–ગીત પણ એની જ સાબિતી છે.

છે. એમાં તારું ને મારું જીવન પણ ચંદ્રઘડીની ચંદેરી રાતશું જ છે, આવો, આપણે એને પ્રેમથી હસી–ખુશીના ખેલમાં ખેલી લઈએ.

> ફૂલે તો કરો ફૂલટ્ટ દોડે ફૂલો લી તીલો,
> બહોત દિનારે બિછડે હૌંદે, સમા પાય રે ભલો.

જુઓ તો ખરા, સમય કેટલો ખુશનુમા–સોહામણો છે! ચારે તરફ લીલાછમ છોડ લહેરાઈ રહ્યા છે, વચ્ચે વચ્ચે તલીનાં સુંદર ફૂલો ડોલી રહ્યાં છે અને (આવા ખુશનુમા વાતાવરણ વચ્ચે) આજે કેટલાય વખતના વિયોગી–વછોયાનું આમ અચાનક મંગળ-મિલન થાય છે!

> ફૂલે તો કરો ફૂલટ્ટ દાણી ફૂલો લા પારે,
> તુમે જાણ હમ ચતુરો, હમ ચતુરે રે વ્યોપારે.

તલી અને દાણીનાં સોહામણાં ફૂલો કેવાં ઝૂલી રહ્યાં છે. કેવાં ખીલી રહ્યાં છે. (જાણે તું પણ આજ એમ ફૂલી સમાતી નથી!) પણ તું માને છે કે, તું ખૂબ ચતુર ને ચાલાક છો. પરંતુ પ્રેમના આ વ્યાપારમાં તારો પ્રેમી તારાથી વધુ હોશિયાર છે હો!

> પણિજ કર્મ શરી મોરા, રે પાંખે,
> સુજાગે કર દાણીયે કાનરુ, યે તો કહિ ફારસી તાખે.

હે ઝૂરી! મારાથી નોખી રહીને યૌવનના ઉન્માદી ધનુષ પર નયન–બાણ ચડાવીને તું તાકી–તાકીને મારા કલેજાને કેમ ઘાયલ કરે છે? પણ હવે તો તું હોશિયાર બની જા! મતલબ કે, તારો વિયોગ મારાથી સહ્યો જાતો નથી. આમ નોખા નોખા રહેવા કરતાં

# ઘર

માધવ બ૦ કાળે

અનુ૦ કૃ૦ વા૦ બક્ષી

> મધ્યમ વર્ગની આર્થિક મુશ્કેલીની પરિસ્થિતિનો સામનો કરવામાં ગુજરાત કરતાં મહારાષ્ટ્ર સફળ થયેલ છે. ઘરની સ્ત્રીઓ સુદ્ધાં જીવન સામે ઝુઝવા, જેટલી મહારાષ્ટ્રમાંથી મળી આવશે એટલી ગુજરાતી સ્ત્રીઓ નહિ મળી આવે. આ વાર્તા મધ્યમ વર્ગની એક દિલદ્રાવક સાંગોપાંગ રજૂઆત છે.

મધુ ટેબલ પર પડેલી ચોપડીઓ અને નોટબુકો તરફ શૂન્ય દૃષ્ટિથી જોતો હતો: એનું મગજ અત્યારે કામ કરતું નહોતું. મગજમાં વિચાર આવતા હતા અને કાનમાં ભાઉના શબ્દો ઘૂમતા હતા. ગયા દસ વરસમાં એના પર ભાઉ આજની જેમ ગરમ થયા નહોતા. એ જ્યારે નાનો હતો; ત્યારે તેણે ભાઉના કામના કાગળો ફાડ્યા હતા અને ભાઉ આજની જેમ એ વખતે ગરમ થયા હતા, પણ આજનું કારણ જુદું જ હતું. મધુ કારણ જાણતો નહોતો. વાસ્તવિકરીતે જોતાં મધુ સમજુ હતો. પોતાનો કોલેજનો ખર્ચ એમનાથી સહન થતો નથી, એ ખર્ચ નિભાવવો એમને માટે મુશ્કેલ થઈ પડ્યો હતો, એ મધુ જાણતો હતો. વધતી જતી મોંઘવારી અને ભાઉનો નાનો પગાર આનાથી રોજનો ખર્ચ નિભાવવો એ પણ મુશ્કેલ થઈ પડ્યું હતું. એકાદ પાર્ટ-ટાઇમ નોકરી મળે તો તે કરવા તે તૈયાર હતો; પણ પાર્ટ-ટાઇમ શું, ફુલ-ટાઇમ નોકરી મળવી પણ આજ-કાલ મુશ્કેલ હતી. કોલેજનું પ્રથમ વર્ષ તેણે અરજી કરવામાં અને ધક્કા ખાવામાં પસાર કર્યું હતું. નોકરી મળતી નહોતી, એને માટે એ પોતે જવાબદાર નહોતો. ઘરની પ્રત્યેક વ્યક્તિ આ વાત જાણતી હતી. પણ બધાં જ પરિસ્થિતિથી ત્રાસી ગયા હતા આવી રીતે પ્રત્યેક જણ એક બીજા પર ચિડાતાં હતાં. ઘરમાં બૂમાબૂમ કરતાં અને પાછાં શાંત થઈ જતાં. પછી ન બોલતાં પોત પોતાનું કામ કરતાં અને આમ દિવસ પસાર કરતાં. પણ આજ કંઈક વિશેષ થયું હોય એમ લાગતું હતું. ભાઉએ બધો ગુસ્સો મધુ પર કાઢ્યો. આજે સવારે બની ગયેલો પ્રસંગ મધુને યાદ આવ્યો.

કોલેજ આજ વહેલી છૂટી ગઈ હોવાથી મધુને ભાઉ સાથે જમવા બેસવું પડ્યું. થોડીવાર સુધી પિતા-પુત્ર ન બોલતા જમતા હતા. પણ મધુને આ શાંતિ અસહ્ય લાગી. રોજ ભાઉ જમતી વખતે ખૂબ બોલતા, નવીન નવીન સમાચાર કહેતા. પણ

---

આપણે એકબીજાથી જીવન જોડી લઈએ એ માટે તું તૈયાર થઈ જા!

પ્રેમીને હૈયે વિયોગ કેવો ખટકે છે, એની વેદના કેવી વસમી લાગે છે તે તો આ છેલ્લી કડી જ બોલી આપશે:

ઘિવ ભરમે દૂંટ, તેલે ભરમે કુપ્પી મનમાનીયે,
સિલગેરે ધૂઆ, દેખુઓ ના લુપિયે

મારા ઘરમાં ઘીના ઘડા ને ઘડા ભર્યાં છે. તેલના કુપ્પાં ભર્યાં છે. મતલબ કે, બધુંય મનમાન્યું છે, કોઈ ચીજની કમી નથી છતાં આ દિલની અંદર ને અંદર એક એવી આગ સળગ્યા કરે છે, કે જેનો ન તો ધુમાડો દેખાય છે, કે ન તો તેની આગ દેખાય છે.

લોકકવિએ માત્ર આ થોડા શબ્દોમાં પ્રણય-વેદનાને કેવો સુંદર ઘાટ આપ્યો છે! સાદા-સીધા શબ્દોમાં કેટલું કહી નાખ્યું! આમ બબ્બે લીટીના નાનકડા ફલક પર ભાવરંગી ચિત્રો ખડાં કરી દેવા એ લોકદિલના પારખંદા કવિનો સાચો કસબ છે, કલા છે.

★



આજ ભાઉ એકે શબ્દ બોલતા નહોતા. પહેલી રોટલી થઈ. તરસ લાગી નહોતી છતાં પણ પાણીનું પવાલું મધુએ મોંએ અડાડ્યું. પાણી પીતાં પીતાં મધુને અંતરસ ગયો ત્યારે મામી બોલ્યાં :

'મધુ, જરા ધીમેથી પાણી પી...'

અને ભાઉ એકદમ ચિડાયા, ગુસ્સે થયા, જાણે કે ગુસ્સે થવા માટે એમને કારણ જોઈતું હતું :

'મધુ, શાની આટલી ઉતાવળ છે? બાકી હું ચાર છ દિવસથી જોઉં છું. તારું લક્ષણ ઠીક દેખાતું નથી. અને પેલા રામભુવનને જઈને મળી આવ્યો કે નહીં? પી. ડબલ્યુ. ડી. ની ઑફિસમાં 'વેકેન્સી' છે એમ એ પરમ દિવસે મને કહેતા હતા.'

'ત્યાં ગયો હતો પણ કંઈ ન થયું.' મધુ બબડ્યો.

'કંઈ ન થયું એટલે શું? ક્યારે થશે? ગધેડા, કેટલા દિવસ સુધી આમ ઘેર બેસી રહીશ? શું કહ્યું એમણે?'

'નોકરી અહિંયા નથી. નાશિકની બાજુમાં—' પણ મધુનું આ વાક્ય પૂરું થાય તે પહેલાં જ, મેઘ જેમ ગર્જના કરે તેમ ભાઉ ગર્જ્યા :

'નાશિકની બાજુમાં હોય કે પછી ફાશિકની બાજુમાં—તે કંઈ નહીં, તારે નોકરી કરવી જ પડશે. તને નાનપણમાં લાડમાં ઉછેર્યો એ જ મારી મોટી ભૂલ થઈ. બે વરસ કોલેજમાં ગાળ્યા, બસ થયું એટલું શિક્ષણ. ગયા વરસે જ તને નોકરીએ વળગાડવાનો હતો બસ?—આજે સાંજે રામભુવન પાસે જા.'

'હા, પણ ભાઉ, કૉલેજ? ત્રણ જ મહિના બાકી છે—'

'મૂરખ, તને એકવાર કહ્યું સમજાતું નથી કે શું? તે કંઈ નહીં. કોલેજમાં જવાનું કાલથી બંધ અને—ગમે ત્યાં જા પણ નોકરી કર, પૈસા મેળવ. બાપની કમાઈ પર કેટલા દિવસ સુધી જીવીશ? તારી આખી જિંદગી સુધી તને કંઈ બાપ પૈસા આપવાનો છે?' ભાઉ ગરમ થયા હતા. એમના કપાળ પરની નસો ફુગી ગઈ હતી. આટલું કહીને ભાઉ ઊઠ્યા. એમની પાછળ મધુ પણ ઊઠ્યો. એ જ્યારે હાથ ધોતો હતો ત્યારે મામીએ એને ઉદ્દેશીને કહ્યું :

'મધુ, શા માટે એમને ત્રાસ આપે છે! હવે પરિસ્થિતિ ન સમજવા જેવો તું કંઈ નાનો નથી.' પણ મધુ એમની સામે ન જોતાં પોતાની રૂમમાં જવા લાગ્યો.

જતાં જતાં વિમલનું વાક્ય એના કાન પર અથડાયું : 'નહીં તો ય હવે મધુ દોઢડાહ્યો થયો છે.' કપડાં સૂકાવતાં સૂકાવતાં ભાભીએ એની સામે આંખ ઊંચી કરીને જોયું.

અનિલ અને બેબી એની સામે જોઈને ગાલમાં ને ગાલમાં હસ્યા. પોતાની જેમ મધુ પણ ભૂલ કરે છે અને એને ભાઉ વઢે છે એ જાણીને એમને પણ આનંદ થયો.

આ બધું અત્યારે યાદ આવતાં મધુને ભાઉનો ગુસ્સો આવતો હતો, મામી પર ચિડાતો હતો. વિમલનો, ભાભીનો, બેબી અને અનિલનો પણ એને ગુસ્સો આવતો હતો. આટલું જ નહીં પણ મુંબઈ નોકરી કરતાં શ્રીધરનો પણ એને ગુસ્સો આવતો હતો. એ વખતે એકાદ વશિષ્ઠ મુનિ જેવું લાંબુ વ્યાખ્યાન આપીને એ પાછો ગયો હતો. બધાંના કહેવાનો ભાવાર્થ એક જ : 'મધુ, કૉલેજ શિક્ષણમાં અર્થ નથી, તેની જરૂર પણ નથી. તું નોકરી કર અને પૈસા મેળવ.' મધુને લાગ્યું કે શ્રીધર મેટ્રિક સુધી જ ભણી શક્યો હતો અને આગળ એ ભણી ન શક્યો એટલે એને મારી ઈર્ષા આવતી હશે. કૉલેજમાં જવાનું બંધ—કૉલેજમાં જવું બંધ—બધા આ મુદ્દા પર જ ભાર આપતા હતા. કૉલેજ બંધ—કાલથી કૉલેજમાં જવાનું બંધ... ...

મધુ એકદમ ચમક્યો. એની સામે પડેલી ચોપડીઓ અને નોટો મધુ તરફ કરુણતાથી જોતી હતી.





અતિ શ્રમ કરીને ઉતારેલી નોટો, પુસ્તકોમાં કરેલા નિશાનો, ટ્યુટોરિયલ્સ સુવાચ્ય અક્ષરોમાં ભરેલા નોટોનાં પાનાં બધું નકામું જવાનું હતું આખી રાત જાગીને કરેલો અભ્યાસ સંસ્કૃતનું નાટક, અંગ્રેજી 'મર્ચન્ટ ઑફ વેનિસ'માં આવતાં પાત્રો, એન્ટોનિયો, બસાનિયો, પોર્શિયા, શાયલૉક—'ટેન ઑર ટુ સિટીઝ'નો ગોખેલો પહેલો પેરેગ્રાફ It was the best of times—it was the worst of times

પેપર, પરીક્ષા..સ્ટડીરૂમ અભ્યાસ કરતાં, નકામી કટકટ કરતાં, મસ્તી કરતાં, આળસ આપતા વિદ્યાર્થીઓ, ક્લાસ પ્રોફેસર્સ, એમનાં કંટાળાથી ભરપૂર લેક્ચર, લૉજિક, વર્લ્ડ હિસ્ટરી, ઇકોનૉમિક્સ ચર્ચા મંડળ, હસ્તલિખિત માસિક સંપાદક મંડળ, ઉદ્ઘાટન સમારંભ, અધ્યક્ષનાં વિનોદપૂર્ણ ભાષણ ક્લાસમાં હસવું લૉજિક એસોસિએશન, બાલકવીની કવિતાઓ, આગરકરના નિબંધ સ્પોર્ટ્સ જિમખાના ક્રિકેટની મૅચ વિદ્યાર્થી વિદ્યાર્થીનિઓની, ટ્રીપ આ બધું ભૂલી જવાનું, વચ્ચે જ આ છોડી દેવાનું આ ગુલામી વાતાવરણ છોડીને નોકરીના ગાડાને કાયમના માટે જોડાવાનું, ખરાબ થઈ ગયેલા કાગળો પર ગમે તેવા અક્ષરો કાઢવાના, ટાઈપરાયટર પર નિર્જીવ થઈ ગયેલી આંગળીઓ ફેરવવાની, ડાફ્ટ્સ ખરડવાનાં, ફાઈલો ઉથલાવવાની, કલાકે કલાકે ચા પીવાનો મોટા ઑફિસરની મરજી સંપાદન કરવા માટે હા જી હા કરવાની, અને વખત મળે તો પટાવાળા સાથે ગપ્પાં મારવાનાં અને આમ આખો દિવસ પસાર કરવાનો

કૉલેજનું આવું રમણીય વાતાવરણ છોડી દેવાનું, એને ભૂલી જવાનું, ક્લાસના વિદ્યાર્થીઓની મિત્રતા છોડી દેવાની, વિદ્યાર્થીઓના ચહેરાઓ ભૂલી જવાના, આ રમ્ય દિવસો યાદ પણ નહીં કરવાના સુમતિ શાહ, સુધા દશપાંડે મીના ત્રિવેદી અને આ વરસે જ ઓફ વાયમાં આવેલી પેલી નવી છોકરી, ટૂંકા વાળ ચોટલા લેનારી, સુંદર આંખોવાળી અને રાણીની જેમ દમામથી ચાલનારી ફ્રોક પહેરીને આવતી વાડિયા અને સાયન્સની પેલી પારસી છોકરીઓ આ ભૂલી જવાનું, આ બધાંને ભૂલી જવાનું જાણે કે આપણે એક દિવસ કૉલેજમાં ન ગયા હોઈએ એમ બતાવવાનું, અને આ દેખાવ કરવા માટે જે દુ:ખ થાય તે સહન કરવાનું આ ઘર, આ માણસો બધાંને છોડીને નોકરી કરવા માટે બીજા શહેરમાં જવાનું એકલા રહેવાનું—નોકરીનાં પૈસામાં કચડાવાનું

મધુને આ બધું અસહ્ય લાગતું હતું તે અસ્વસ્થ ચિત્તે લૉજિકની નોટોનાં પાનાં આમતેમ ઉથલાવી (ફેરવી) રહ્યો હતો

*

ઑફિસની સામે આવેલા 'સોમનાથ નિવાસ'માં રીસેસ પડી હોવાથી ભાઉ ચા પીતા હતા. થોડુંક દૂધ નાખેલી આ ચા જેમ તેમ ભાઉએ પોતાના ગળા નીચે ઉતારી કોટના ખિસ્સાનાં પડેલી સોપારી મોંમાં નાખી અને ટેબલ પર પડેલું વર્તમાનપત્ર તે જોવા લાગ્યા

અચાનક એમની નજર સામે ગઈ એમની ઑફિસમાં અત્યારે જ નોકરીએ લાગેલો 'ક્લાર્ક' સેવ-ઉસળ ખાતો હતો એની સામે જોઈને ભાઉએ હસવાનો દેખાવ કર્યો પણ એમના હૃદયમાં વેદના થતી હતી ક્લાર્ક સામે જોતાં જ એમને મધુની યાદ આવી ક્લાર્કની જગાએ એમને મધુની મૂર્તિ દેખાવા લાગી ક્લાર્કની ઉંમર મધુ જેટલી જ હતી એના જેટલી જ એની ઊંચાઈ, એના જેવું જ એનું પાતળું શરીર હતું મધુ જ્યારે નોકરીએ લાગશે ત્યારે તે પણ આમ 'સેવ-ઉસળ' ખાઈને દિવસો પસાર કરશે ટેવ ન હોવાને કારણે એની તબિયત બગડશે એના મન પર મોટો આઘાત થશે

ભાઉને પોતાનો જ ગુસ્સો આવ્યો સવારે જમતી વખતે મધુને આમ કહેવું જોઈતું ન હતું એમ અત્યારે એમને લાગવા માંડ્યું મોટા શ્રીધરનું

કૉલેજ શિક્ષણ એ કરી ન શક્યા ત્યારે એમને આમ જ ખરાબ લાગ્યું હતું. શ્રીધરે મેટ્રિક થતાં જ નોકરી પકડી હતી. એ ઘર ખર્ચમાં થોડી મદદ પણ કરતો હતો. પણ પછી ચાર વરસમાં જ એનું લગ્ન થયું હતું. એનો સંસાર વધ્યો. એને પોતાનો જ ખર્ચ નિભાવવો મુશ્કેલ હતું. પોતાનો નાનો પગાર એને ઓછો પડતો હતો. આજ છ મહિના થયા શ્રીધરની મુંબઈ બદલી થઈ હતી. અને ફરીવાર ભાઉને બધાંના ખરચનો બોજો સહન કરવો પડતો હતો. પૈસાની તંગી જણાતી હતી છતાં પણ એ હિંમતથી પરિસ્થિતિનો સામનો કરતા હતા. આવ્યા દિવસ પસાર કરતા હતા. આ કાળજીનો હૃદયરોગ કાયમને માટે એમના હૃદયમાં સ્થાન કરી બેઠો હતો. મધુનું શિક્ષણ, વિમલનું લગ્ન અને વધતી જતી મોંઘવારીથી તે કંટાળી ગયા હતા. આ વરસે વિમલનું લગ્ન એ કરી શક્યા નહીં. મધુ એ જ વરસે મેટ્રિક થયો. ભાઉએ મોટા ઉત્સાહથી એને કૉલેજમાં દાખલ કર્યો. પોતાનો એક છોકરો પણ આગળ ભણે, આગળ આવે અને પોતાના જન્મનું દારિદ્રય દૂર કરે એવી એમની ઘેલી આશા હતી.

પણ આજ એમને લાગતું હતું કે મેં આ ઘેલી આશા કરવામાં ભૂલ કરી છે. મધુએ નોકરી કરવી જોઈએ એમ એમને લાગતુ હતું. મધુ નોકરી કરે એ આવશ્યક પણ હતું. ખરચ વધતો જતો હતો અને સાથે મોંઘવારી પણ વધતી જતી હતી. પગાર ઓછો પડતો હતો. કરજ કરવું પડતું હતું. બીજાનાં અપમાન સહન કરવા પડતા હતાં અને આમ ભાઉ હતાશ થઈ ગયા હતાં.

અને આમ હોવા છતાં પણ ભાઉની આંખમાં પાણી આવ્યું. હૃદયના ઊંડાણમાંથી એમને દુઃખ લાગતું હતું. એમના મનનો એક ખૂણો હજુ પણ એમ કહેતો હતો : 'મધુનું શિક્ષણ પૂરું થવું જોઈએ.' એમની જ ઑફિસમાં કામ કરતા તાંબે, એમનાથી પાંચ-દસ રૂપિયા એમને ઓછા મળતા હતા. પણ ગયા વરસે જ એમનો મોટો છોકરો બી. કૉમ. થયો હતો. અને અત્યારે એ ઑફિસરની નોકરી પણ કરતો હતો. આવી વિકટ પરિસ્થિતિમાં પણ પોતે પોતાના છોકરાનું શિક્ષણ પૂરું કરી શક્યા એનું એ અભિમાન લે, આ વાત કહેતાં એમની છાતી અભિમાનથી ફૂલતી. અને એ જ વખતે ભાઉએ નક્કી કર્યું, મારા મધુને હું આગળ ભણાવીશ. ગ્રૅજ્યુએટ કરીશ પણ આજ? આજ એમનો પરાજય થયો હતો. સંપૂર્ણ પરાજય થયો હતો...

પગમાં ચંપલ પહેરીને તે નીકળ્યા. કાઉંટર પર પૈસા ફેંકીને તે રસ્તા પર આવ્યા.

...આ પરાજય સ્વીકારવા એ તૈયાર નહોતા. ભાઉ પ્રયત્ન કરવાના હતા. પરિસ્થિતિનું આહ્‌વાહન સ્વીકારવા એ તૈયાર થયા હતા. એમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. હા, ગમે તે થાય તો પણ મધુનું શિક્ષણ એ પૂરું કરવાના હતા. એના માટે કરજ કરવું પડે તો તે કરજ કરવા એ તૈયાર હતા. ગમે તે કષ્ટ કરવા એ તૈયાર હતા. પ્રતિકૂલ પરિસ્થિતિમાં પણ એ ડગમગવાના નહોતા. એમનો નિશ્ચય અચલ હતો. નોકરીના ગાડાએ બળદની જેમ મધુને જોડી એ પોતાની જેમ 'કારકુન' બનાવવા તૈયાર નહોતા. મધુનું શિક્ષણ એ પૂરું કરવાના હતા. એ પહેલા વર્ગમાં પાસ થવાનો હતો. પછી નોકરી કરવાનો હતો પણ એક કારકુન તરીકે નહીં, પણ ઑફિસર તરીકે...

સવારે જમતી વખતે જે બન્યું તે માયીને પણ ગમ્યુ નહીં. મધુ કૉલેજમાં ન જાય એમ એમને લાગતું નહોતું. પણ ભાઉનો ગુસ્સો નજીવો છે એ જાણતાં હતાં. અનપેક્ષિતપણે એમને ગુસ્સે થતાં જોઈને એ ગભરાયા પણ ખરાં.

માયીએ શિવલીલામૃતની પોથી (કથા) બંધ કરી ચશ્મા કાઢીને દૂર મૂક્યા. આજ એમને રોજની જેમ શિવલીલામૃતનો એક અધ્યાય પણ વાંચવાની ઇચ્છા થતી નહોતી. આખો દિવસ કાળજી અને ચિંતામાં પસાર થતો હતો. જીવતાં છતાં મુએલાં, બધાને હેરાન કરનારી આ ચિંતા...રેશન, ગાંધી, સામાન,





લાકડાં, દૂધ અને રોજનો ખરચ, આ ઉપરાંત વિમલનું લગ્ન, શ્રીધરની તબિયત, સુધાની સુવાવડ, તાઉનો દિવસે દિવસે વધતો જતો આ ચીડચિડિયો સ્વભાવ, આ બધાંની ચિંતા અને હવે મધુના શિક્ષણની નવી ચિંતા—મધુના શિક્ષણની...

ટિકટિક કરતાં ઘડિયાળ સામે મામીએ જોયું. સાડાત્રણ વાગ્યા હતા. એ ઊઠ્યાં. ચાની તૈયારી કરવા લાગ્યા. ચાર વાગે મધુ ઘેર આવવાનો હતો.

"વિમલ, એ વિમલ! ચા કરે છે ને! મધુ હમણાં આવશે. મને આજે કંટાળો આવે છે."

મામીની બૂમ સાંભળી વિમલ આવી.

"મામી, કેટલા કપ ચા મૂકું?"

"પાંચ કપ."

વિમલ ચા કરવાની તૈયારીમાં લાગી. મામી દિવાનખાનામાં આવ્યાં. નીચે પડેલું વર્તમાનપત્ર એમણે હાથમાં લીધું. અંદરની બાજુ એક ફોટો હતો. મધુના જેટલી જ ઉંમરના એક જુવાનનો એ ફોટો હતો. રૂઆબદાર ચહેરાવાળો, સરળ નાસિકાવાળો, ગોળ આંખોવાળો, આ સુંદર જુવાન હતો. ફોટા નીચે લખ્યું હતું: 'શ્રી. વિશ્વનાથ જોશી. ઉચ્ચ શિક્ષણાર્થે પરદેશમાં જાય છે'.. મામીનું હૃદય હાલી ઊઠ્યું. એમણે વર્તમાનપત્ર દૂર ફેંકી દીધું, મધુ—મધુ—મધુ—

મામીએ પોતાની લોખંડની બનાવેલી પેટી ઉઘાડી. એમાં મૂકેલો દાગીનાનો ડબો બહાર કાઢ્યો. દાગીના સામે મામી એકાગ્રતાથી જોતાં, એમના મગજમાં વિચારનું મોજું ફરી વળ્યું. આ દાગીના, આ એમનું ઓધન હતું.

હા, મધુનું શિક્ષણ પૂરું થવાનું હતું. બધાં દાગીના વેચવા મામી તૈયાર હતાં મામીએ નિશ્ચય કર્યો. પછી ભાઉ પાસે આ વિષય કેવી રીતે કાઢવો તેનો વિચાર કરતાં કરતાં એમણે પેટીને તાળું માર્યું.

વિમલ ભાવનાશીલ તરુણી હતી. ઉપર ઉપરથી એ ગમે તેમ બોલતી પણ એના મનમાં કંઈ હતું નહીં. ભાઉ જ્યારે મધુ પર ચિડાયા ત્યારે એને દુઃખ થયું હતું. ભાઉ મધુ પર કોઈ દિવસ ન ચિડાય તો સારું એમ એને લાગતું. મધુ પર એને વહાલ હતું, પ્રેમ હતો. નાનપણથી એને મધુ ગમતો હતો. નાનપણમાં એની સંભાળ રાખવામાં, એને રમાડવામાં વિમલને આનંદ થતો, મજા આવતી, એવી જ મજા એને ચિડવવામાં પણ આવતી. મધુ ચિડાતો અને વિમલને આનંદ થતો. એટલા માટે એને, ચિડવવાના પ્રસંગો એ જવા દેતી નહીં. આજ સવારે ભાઉ ગુસ્સે થયા અને મધુ ચિડાયો ત્યારે એને આનંદ થયો. પણ પછી મધુનું ઊતરી ગયેલું મોં જોઈને એ પસ્તાઈ. એને પોતાની ભૂલ સમજાઈ અને આ વિષયે એ કંઈપણ બોલી નહીં.

કૉલેજ છોડતી વખતે મધુને શી વેદના થતી હશે એની એને બરાબર કલ્પના હતી. કારણ ત્રણ વરસ પહેલાં નિશાળ છોડતી વખતે એને પણ આમ જ ખરાબ લાગ્યું હતું. એ જ દિવસથી એનાં લગ્નની ખટપટ ચાલતી હતી. એ વખતે ભાઉ એને પાષાણ સમા ભાસ્યા હતા. એની ઉંમરની છોકરીઓ મેટ્રિક પાસ થઈને કૉલેજમાં પણ ગઈ હતી, કેટલીકનાં લગ્ન થઈને એમને છોકરાં પણ થયાં હતાં. પણ વિમલ હતી તેવી જ રહી, એનામાં ફેરફાર થયો નહોતો. દિવસો એમ ને એમ પસાર થતા હતા. માગશર મહિનો પાસે આવે એટલે ચિંતા વધતી અને છેલ્લું મુહુરત નીકળી ગયા પછી નિરાંત વળતી. દર વરસે આમ બનતું. છોકરીને ઘણાં જોઈ ગયાં હતાં, એની પત્રિકા પણ જોઈ હતી. પણ પછી 'અમને લગ્ન કર્તવ્ય નથી' 'છોકરી જરા ઊંચી છે' 'શિક્ષણ વધારે જોઈએ' 'છોકરીને મંગળ છે' આ બધાનો અર્થ શો? તો ના......

વિમલને આ બધાનો કંટાળો આવ્યો હતો. એને દુઃખ થતું. પણ આવી સ્થિતિમાં બીજાને સુખી જોઈને, ઘરનાં માણસોના આનંદી ચહેરાઓ જોઈને એ પોતાનું દુઃખ ભૂલી જતી. પણ ઘરમાં જ્યારે

આવું કંઈક થતું અને ઘરની દરેક વ્યક્તિ દુ:ખી દેખાતી ત્યારે વિમલની સ્થિતિ ચમત્કારિક બની જતી.

વિમલને એની એક બેનપણીની યાદ આવી. એનું નામ હતું સરલા પટેલ. મેટ્રિક થયા પછી સરલાએ રેશનિંગ ઑફિસમાં નોકરી લીધી હતી. એની મા અને નાની બહેનોનું પોષણું એના પગાર પર જ થતું હતું. મારી બહેનને હું ખૂબ ભણાવવાની છું, એને હું ડૉક્ટર બનાવવાની છું એમ સરલા વિમલને કહેતી. આ બધું સાંભળીને વિમલને દુ:ખ થતું. સરલાની જેમ હું નોકરી કરું તો? ભાઉને મદદ થશે અને મધુનું શિક્ષણ પૂરું થશે—પણ નોકરી ક્યાં મળશે? હું તો નોનમેટ્રિક છું. કોણ આપશે મને નોકરી? અને જો મળી તો ભાઉ નોકરી કરવા રજા આપશે?

મધુનું શિક્ષણ ચાલુ રહે એમ વિમલ ઇચ્છતી હતી. અને એને માટે ગમે તેવાં કષ્ટ કરવા એ તૈયાર હતી. પોતાના ભાઈ માટે નહીં કરું તો કોના માટે કરીશ? પણ એનાથી કંઈ થતું નહીં અને પોતે કંઈપણ કરી શકતી નથી એ જાણી એને અધિક વેદના થતી...

પાંચ-સાડાપાંચ વાગ્યે સુધાભાભી બેનપણીને ત્યાંથી ઘેર પાછાં આવ્યાં. ખરું જોતાં એમને બેનપણીને ત્યાં વધુ રોકાવું નહોતું. આજ સવારથી એમનું મન ઠેકાણે નહોતું. મધુ ઉપર ભાઉ ચિડાયા એ એમને પણ જરા ચમત્કારિક લાગ્યું. કોણ જાણે કેમ, પણ ભાભીને મધુ વિષે વધુ લાગણી હતી, વધારે પ્રેમ હતો. એમને મધુ ગમતો. ઘરનાં બધાં માણસો કરતાં—અરે, ખુદ શ્રીધર કરતાં પણ એમને મધુકર વધારે વહાલો લાગતો અને આને માટે એક કારણ પણ હતું—

ભાભીએ જ્યારે મધુકરને પ્રથમ જોયો ત્યારે એ અજાણ રીતે ચમક્યાં. લગ્ન પહેલાં શ્રીધર સાથે મધુ પણ એમને ત્યાં આવ્યો હતો. ભાભી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં હતાં. મનુષ્ય મનુષ્યમાં આટલું સામ્ય હોય છે એમ જો એમને આ પહેલાં કોઈએ કહ્યું હોત તો એ એને હસી કાઢત. એમને સગો ભાઈ નહોતો પણ મામાનો એક છોકરો હતો. પોતાના સગા ભાઈ પર પણ એ ન કરત એટલું વહાલ એ આ ભાઈ પર કરતાં. એનું નામ સુધીર હતું. પણ સુધીર બે વરસ પહેલાં જ અકસ્માતમાં સપડાઈને મૃત્યુ પામ્યો હતો. મધુકરને જોઈને ભાભીને લાગ્યું કે સુધીર જ ફરી જીવતો થયો છે, સુધીરની પ્રતિમા એમને મધુકરમાં દેખાવા લાગી. એના જેવો જ ચહેરો, એના જેવી જ વાળ ઓળવાની રીત, બોલવું અને ચાલવું પણ સુધીર જેવું જ. સુધીર જેવો જ, આબેહુબ સુધીર જેવો જ. ભાભી આ મધુકરને જોઈને ચમક્યાં, ગભરાયાં અને એ વખતે શ્રીધરે પૂછેલા સવાલના જવાબ આપવા એમને માટે મુશ્કેલ થઈ પડ્યું હતું.

લગ્ન થયા પછી ભાભી આ ઘરમાં આવ્યાં. મધુકરનો આનંદી સ્વભાવ. એની વિનોદી વૃત્તિ અને એની હોશિયારી જોઈને ભાભી ખુશ થયા હતાં. પોતાનો ગયેલો ભાઈ મધુકરના રૂપે પાછો આવ્યો છે; ભગવાને એને મોકલ્યો છે એમ એ માનવા લાગ્યાં.

અને અત્યારે મધુને દુ:ખી જોઈને એમને પણ દુ:ખ થયું. એનું ઊતરી ગયેલું મોં જોઈને એ અસ્વસ્થ થયાં હતાં. અત્યારે એમને સુધીર યાદ આવતો હતો. સુધીર જો આમ બેચેન થયો હોત ત્યારે જે દુ:ખ પોતાને થાત, અરે તેવું જ દુ:ખ એમને અત્યારે થતું હતું. ભાભીને પિયેરનું કોઈ નહોતું. એમનાં મા-બાપ નાનપણમાં ગુજરી ગયાં હતાં. મામા-મામીએ એમને ઉછેર્યાં હતાં, મોટાં કર્યાં હતાં. સુધીર એમનો એકનો એક છોકરો હતો. એની સાથે ભાભી નાનપણમાં રમ્યાં હતાં, લડ્યાં હતાં, અને હસ્યાં પણ હતાં. સુધીર એમનો એકનો એક ભાઈ હતો...

મધુકરનું શિક્ષણ ચાલુ રહે, એ હમેશાં આનંદી રહે એમ ભાભી ઇચ્છતાં હતાં. એને આનંદી જોઈને ભાભીને સમાધાન મળવાનું હતું. એની વ્યથા દૂર કરવી એ ભાભી પોતાનું કર્તવ્ય સમજતાં હતાં. એનો ત્રાસ, એનું દુ:ખ ઓછું કરવું જરૂરી હતું.





ભાભી વિચાર કરતાં હતાં હા ઘેરા અંધકારમાં પ્રકાશનુ એક નાનુ કિરણ દેખાયુ એમના મગજમા વિચાર આવ્યો—

આજ રાત્રે એ શ્રીધરને કાગળ લખવાના હતાં ગયા ચાર વરસમા ઘર–ખર્ચમા કાપકુપ કરીને મોટી મુશ્કેલીથી એમણે અસીમો રૂપિયા ભેગા કર્યા હતા શ્રીધરે શરૂઆતમા જ એમના નામે સેવિંગ બેંકમાં ખાતુ ખોલ્યુ હતુ ત્યાં એ નિયમિતપણે પૈસા ભરતાં હતાં શ્રીધરને આ વાતની ખબર નહોતી પોતાની પત્નીએ કાપકુપ કરીને આટલી રકમ ભેગી કરી હશે એમ માનવા એ તૈયાર નહોતો એણે એ પૂછપરછ પણ કરી નહોતી અને ભાભીએ પણ કંઈ કહ્યુ નહોતુ આ પૈસા આજે કામમાં આવવાના હતા મધુકરની આ ટર્મની ફી આ પૈસામાથી નીકળવાની હતી ભાભી શ્રીધરને આ બધી વસ્તુસ્થિતિ સમજાવવાનાં હતાં અને પછી એમને સમાધાન મળવાનું હતું એમના મનની વ્યથા દૂર થવાની હતી

મધુ સ્ટડીરૂમમા ગયો પણ એનુ મગજ કામ કરતુ નહોતુ આજ રોજની જેમ અભ્યાસ થતો નહોતો નોટો ઊઘાડીને વાચવાનો ઢોંગ કરતી છોકરીઓ સામે એ જોતો હતો એની નજરમાં લાલસા નહોતી, અભિલાષા નહોતી, આસક્તિ નહોતી પણ દીનતા હતી એમનુ શિક્ષણ પૂર્ણ થવાનુ હતું એમને નોકરી કર એમ કોઈ કહેનાર નહોતું એમના પર કોલેજ છોડવાનો કોઈ દિવસ પ્રસંગ આવવાનો નહોતો ડિગ્રી પરીક્ષા પસાર કર્યા પછી જ એ કોલેજ છોડવાના હતાં નાપાસ થાય તો પણ એમને કોઈ બોલનાર નહોતું પ્રશ્નોના ખોટા જવાબ લખે તો પણ પ્રોફેસર્સ એમના ચહેરાઓ યાદ કરીને માર્ક આપવાના હતા!

વાંચવામા મન લાગતુ ન હોવાથી એ ઊઠ્યો એનુ મન અત્યારે ઠેકાણે નહોતુ

નોટિસ બોર્ડ તરફ એકવાર નજર નાખી તે નીચે ઊતરવા લાગ્યો અત્યારે એનુ માથુ દુખતુ હતુ કોફી પીવા માટે એ પાસે આવેલી હોટેલમાં જવા લાગ્યો હોટેલ તરફ જતો હતો એટલામાં એણે કોઈની બૂમ સાંભળી અને એ ઊભો રહ્યો

હતો ફાટક! મધુ તુ કેટલો બદલાઈ ગયો છે? ઓળખાતો પણ નથી '

મધુએ એની સામે જોયુ મેટ્રિકમાં એની સાથે ભણતો શરદ શરદ શરીરે જાડો થયો હતો આ ઉપરાંત ગેબર્ડીન કાપડની પેન્ટ, ઘડિયાળ સોનાની ફ્રેમવાળા ચશ્માં, સિલ્કનુ શર્ટ આ બધુ એના શરીર પર હોવાથી એ ઓળખાતો પણ નહોતો

'અરે ભલા માણસ તુ પોતે તો ઓળખાતો નથી તારામા કેટલો ફેરફાર થયો છે કેમ શુ કરે છે?'

'નોકરી આરામ કરુ છુ વિમા કંપનીમાં નોકરી કરુ છુ સત્તાસો રૂપિયા મળે છે આ ઉપરાંત ઈન્શ્યુરન્સ બિઝનેસ બધા મળીને દોઢસો બસો રૂપિયા થાય છે કુટુંબના ભરણપોષણ માટે પૂરતુ છે '

'લહેર છે તારે '

'સારુ ચાલ! ક્યાં 'જીવન'માં જાય છે? હું પણ સાયકલ મૂકીને તારી સાથે આવુ છુ '

ખૂણામાં ટેબલ જોઈને એ બન્ને જણ ત્યાં જઈને બેઠા શરદે બે કોફીનો આર્ડર આપ્યો

કોફી પીતા પીતા શરદે પૂછ્યુ 'કેમ કવિતા વગેરે લખે છે કે નહી?'

'ના નથી લખતો શુ લખે કવિતા! આ જીવન જ જ્યારે કવિતા બને છે ત્યારે કવિતા ભૂલી જવાય છે '

'એટલે આ પણ એક કાવ્ય છે ને?'

'મારુ નથી '

'સમજ્યો બાકી તારુ જીવન કાવ્યથી ભરપૂર છે કોલેજમાં આવીને પ્રણયની ફૂલવાડી તો ઊઘાડી નથી ને? કોઈ છોકરીના પ્રેમમાં પડ્યો છે કે શુ?'

'ના, કોઈના પ્રેમમાં પડ્યો નથી. ઉલટું કાલથી હું કૉલેજ છોડી દેવાનો છું.' મધુની આંખમાં અશ્રુ આવ્યાં. શરદને જરા નવાઈ લાગી.

'સૉરી!' એ બોલ્યો. કપમાંની બધી કૉફી એણે ખલાસ કરી અને ખિસ્સામાંથી રંગબેરંગી રૂમાલ કાઢી તેનાથી મોં સાફ કર્યું. ચશ્મા ઠીક કર્યા અને પછી એકદમ ગંભીર થઈને એ બોલ્યો.

'તને માઠું લાગે એવું જો બોલાઈ ગયું હોય તો મને માફ કર. મારો ઉદ્દેશ એવો નહોતો. કેમ, ઘરની કાંઈ અડચણ—આમ એકાએક કૉલેજ છોડે છે એટલે પૂછું છું.'

'હા, એમ જ—' મધુએ જરા ત્રાંસા ચહેરે જવાબ આપ્યો.

શર્ટના બટન સાથે રમવામાં શરદે થોડો વખત પસાર કર્યો. પછી વિચાર કરીને તે ધીમેથી, ગંભીરતાપૂર્વક બોલવા લાગ્યો. એના શબ્દો અંતઃકરણમાંથી નીકળતા હોય એમ લાગતું હતું, મધુને એમ લાગતું હતું...

'મધુ, જીવનમાં આવા પ્રસંગ આવે છે. હમેશાં આવે છે. પોતાની વિચારશક્તિ નષ્ટ થઈ ગઈ હોય એમ આપણને લાગે છે. માથું ચકર ચકર ફરવા લાગે છે. આવા પ્રસંગે માણસે હિંમત છોડવી ન જોઈએ. આજે હું આમ બોલી રહ્યો છું એ તને જરા ચમત્કારિક લાગશે. પણ આ વ્યાખ્યાન નથી. આ મારા અનુભવના શબ્દો છે. તને ખરાબ લાગે એ સ્વાભાવિક છે. મને પણ આમ જ ખરાબ લાગતું હતું. મેટ્રિક થયા પછી મારી સાથે ભણતા છોકરાઓ કૉલેજમાં ગયા અને મારે નોકરી કરવી પડી. મને પણ કૉલેજમાં આવવાની અનિવાર ઇચ્છા હતી. નિશાળમાં હતો ત્યારે કૉલેજનાં સ્વપ્નાં મેં પણ સેવ્યાં હતાં. કવિતા થાય છે પણ જરા વિચાર કરવાની જરૂર છે. જે સુખ આપણને મળતું નથી અને બીજાને મળે છે, આવા સુખની જ આપણે અભિલાષા કરીએ છીએ. કૉલેજ-જીવનનાં રસથી ભરપૂર વર્ણનો મેં પણ નવલકથાઓમાં વાંચ્યાં હતાં. ભાઈબંધોએ મને તે સંભળાવ્યાં હતાં. મને તે વખતે બહુ જ લાગી આવ્યું પણ પરિસ્થિતિ સામે માથું નમાવવું પડ્યું. આખું કુટુંબ, ઘર મારા પર આધાર રાખીને બેઠું હતું. બધાં મારી સામે આશાથી જોતા હતાં. મારી ઘરડી માને મારા પર કેટલો વિશ્વાસ હતો! એણે મને મોટો કર્યો, ભણાવ્યો. પરીક્ષા પસાર કર્યા પછી એ એના કષ્ટનું ફળ ઇચ્છે એમાં એની ભૂલ ક્યાં થઈ ગણાય?—હું નોકરી કરું, પૈસા મેળવું, ઘર ચલાવું અને આખા સંસારનો ભાર મારા શિરે લઉં એમ એ ઇચ્છતી હતી. તને મરાઠે માસ્તર યાદ આવે છે?—આપણને છઠ્ઠા ધોરણમાં ભાષા ભણાવતા હતા. મેં ઘણા માસ્તર જોયા પણ મરાઠે માસ્તર જેવી ભાષા ભણાવનાર કોઈ મળ્યું નથી. તું તો એમનો પ્રિય વિદ્યાર્થી હતો—એમણે એક વખતે કહ્યું હતું, યાદ છે તને? મને યાદ છે. કારણ તે મને બરાબર સમજાયું હતું. મારા હૃદયમાં એ શબ્દો કોતરાઈ ગયા છે...એમણે કહ્યું હતું—'આપણે જેમ આપણા માટે છીએ તેમ બીજા માટે પણ છીએ. જ્યારે બીજા માટે આપણે ત્યાગ કરીએ છીએ ત્યારે એનું ફળ મળ્યા વગર રહેતું નથી. બીજા માટે આપણે ત્યાગ કરીશું ત્યારે બીજા આપણા માટે ત્યાગ કરશે, અને ખરું સુખ, ખરું સમાધાન આ ત્યાગમાં છે. આવા પ્રસંગોથી જ આપણે એકબીજાની નિકટ આવીએ છીએ. માયાનું, પ્રેમનું બંધન આનાથી દૃઢ થાય છે. ઘરને 'ઘર' કહેવું યોગ્ય લાગે છે. ત્યાગ ન હોય, પ્રેમ ન હોય, સહાનુભૂતિ ન હોય તો ઘર પથ્થર—માટી અને ચુનાનું મિશ્રણ જ બની રહેશે. પણ પછી આવા ઘરમાં રહેવા કરતાં સ્મશાનમાં રહેવું શું ખોટું? ઘરમાં રહેવું એટલે માણસોમાં રહેવું, માણસાઈથી જીવવું. ઘર એક બીજાના સુખ દુઃખ સમજવા માટે છે...' કેટલો ઊંડો અર્થ છે આ શબ્દોમાં! મરાઠે માસ્તરને હું કદી ભૂલી નહીં શકું. એમનો આ ઉપદેશ તો કદી નહીં ભૂલું. મધુ, આજ તને ખરાબ લાગે છે પણ કાલે તને આ





ત્યાગની કિંમત સમજાશે. મા–બાપ માટે, 'ઘર' માટે હું કંઈક કરું છું એ જાણીને તને સંતોષ મળશે. અને એમનામાં પણ તારા વિષે અભિમાનની લાગણી ઉત્પન્ન થશે. એમના અંતઃકરણમાંની તારા પ્રત્યેની વાત્સલ્યની જ્યોત વધારે પ્રજ્વલિત થશે...અને પછી તને જે સંતોષ મળશે એ તું જગતમાં કોઈપણ પરીક્ષામાં પહેલો આવીશ તો પણ તને નહીં મળે.

આટલું બોલીને શરદ અટક્યો એણે ચશ્માના કાચો રૂમાલથી સાફ કર્યા. અને કાંડા પર પહેરેલા રિસ્ટવૉચ સામે જોયું.

"અહી ! My God ! મધુ, હું જઉં છું. અઢી વાગે એક જણને મળવાનું છે. બાય, બાય ! આમ જ મળતો રહેજે."

હૉટલની બહાર મધુ જોતો હતો. એના મગજમાંથી વાદળનું પૂર ઓસરી ગયું હતું. ચાવીનો ઉકેલ જડી ગયો હતો. સાંજે ભાઈ ઘેર આવે ત્યારે એમને કહેવાનો "હું ગમે ત્યાં ગમે તે નોકરી કરવા તૈયાર છું." અને પછી ભાઈ હસશે રોજની જેમ સંતોષથી હસશે. વિનોદથી કંઈક બોલશે. એમને આનંદ થશે. મામી મારી નજર રાખશે. વિમલ આનંદથી નાચી ઊઠશે. ભાભી ગાલમાં આવતું હાસ્ય છુપાવવા પ્રયત્ન કરશે. અનિલ અને બેબી ચૉકલેટ માટે હઠ કરશે, બધાને આનંદ થશે, સમાધાન મળશે, પથ્થરમારીનાં ઘરમાં આનંદનું મોજું ફરી વળશે.

ઉલ્લસિત મને મધુ ઊઠ્યો

*

# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

ષષ્ટિશતક પ્રકરણ : નેમિચંદ્ર ભંડારી. સંપાદક : ભોગીલાલ જ૦ સાંડેસરા. પાનાં ૨૨૩. પાંચ રૂપિયા. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. ચાંદની : લે. પ્ર. શેખાદમ આબુવાલા. પાનાં ૬૦. એક રૂપિયો. વિક્રેતા : ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ ૧. ધી ફ્રૉન્ટિયર્સ (અંગ્રેજી) : લક્ષ્મીનારાયણ શાહુ. પાનાં ૮૦. દોઢ રૂપિયો. પ્ર. શ્રીમતી શાન્તિલતા શાહુ, દેવીસાહી, કટક. યુગપુરુષ સ્તાલિન : ભોગીલાલ ગાંધી, પાનાં ૩૪. ચાર આના. ચેતન પ્રકાશન ગૃહ લિ., ગોરેગાંવ. આશા પંખી : ભા. ૧–૨ : ઈશ્વર પેટલીકર. પાનાં ૫૫૩. આઠ રૂપિયા વિશેષાંજલિ : સુંદરજી ગો. બેટાઈ પાનાં ૨૨૨. ત્રણ રૂપિયા. સેવા અને શોષણ : ભા. ૧–૨–૩–૪ : પ્રેમચંદજી. અનુ૦ મણિલાલ ગો૦ જોશી. પાનાં ૧૧૪૮. અઢાર રૂપિયા—ત્રણેય પુસ્તકોના પ્રકાશક : આર૦ આર૦ શેઠની કંપની, મુંબઈ ૨. આપણો વારસો ને વૈભવ ખંડ—૧ : 'દર્શક' પાનાં ૨૩૧. પોણાત્રણ રૂપિયા. સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ., ભાવનગર. દૃષ્ટાંતકથાઓ ભાગ બીજો : નાનાભાઈ ભટ્ટ. પાનાં ૭૭. તેર આના. સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિમિટેડ, ભાવનગર. દારૂબંધી શા સારુ : ભારતન કુમારપ્પા. પાનાં ૬૭. દશ આના, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. શિશુ સાથી—૩ : સોમાભાઈ ભાવસાર. પાનાં ૨૪. બે આના. ગોપીચંદ : દામોદર ર૦ સોમાણી : દુર્લભદાસ વિ૦ શ્યામજી પ્રવ. પાનાં ૧૧૨. બાર આના બનાવટી ફૂલો : નટવરલાલ પ્ર૦ બૂચ. પાનાં ૧૩૦. એક રૂપિયો. એરેબિયન નાઈટ્સ : શિવલાલ જેસલપુરા. પાનાં ૩૪૭. ત્રણ રૂપિયા—ચારેય પુસ્તકોના પ્રકાશક : સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. મહાભારત અને ઉત્તરાધ્યયન સૂત્ર : ઉપેન્દ્રરાય જ. સાંડેસરા. પાનાં ૯૫. રૂ. ૧–૨–૦ પ્ર૦ ભોગીલાલ સાંડેસરા, પ્રતાપગંજ, વડોદરા. સ્વપ્નસિદ્ધિની શોધમાં : કનૈયાલાલ મુનશી. પાનાં ૫૮૬. સાડાસાત રૂપિયા. વાહ રે મેં વાહ ! : કનૈયાલાલ મુનશી પાનાં ૧૦૨. સવાબે રૂપિયા. બન્ને પુસ્તકોના વિક્રેતા : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

*

# પ્રવાસની પોથીમાંથી

સેવકરામ

> ગામડે ફરતાં જે દશ્યો જોવા મળે છે અને જે અનુભવો થાય છે એ જોઈ આંખે અંધારાં આવી જાય છે. જાણે માનવતાનો હ્રાસ થઈ ગયો છે. જાણે માણસોમાં નરી સ્વાર્થવૃત્તિ દેખાય છે. કોઈને પાડોશીની પડી નથી. દેશની પડી નથી. પોતાનો સ્વાર્થ સધાતો હોય તો જૂઠું બોલતાં પણ લોકો ખમચાતા નથી.

[૧]

હું બહુચરાજીથી બપોરની ગાડીમાં અમદાવાદ આવતો હતો. ઉનાળાના દિવસ એટલે તાપ તો પડે જ તરસ પણ લાગે. મારી સામે અમદાવાના એક વેપારી તેમના કુટુંબ–કબીલા સાથે બેઠેલા હતા. તેમણે પાંચ વર્ષે બાબાની બાબરી ઉતરાવાની બાધા રાખી હશે. તે બાબરી ઉતરાવીને આવતા હતા. પતિ-પત્ની કેટલા બ્રાહ્મણો જમાડયા, કેટલી દક્ષિણા આપી, કેટલું ખર્ચ થયું તેનો હિસાબ કરતાં હતાં. પાંચમા વર્ષે બાબરી ઉતરાવવા આવ્યાં હતાં એટલે છૂટા હાથે ખર્ચ કર્યું હતું. પોતે થોડું પુણ્ય કરીને આવ્યાં છે એવો આત્મસંતોષ પણ અનુભવતા હતાં. ત્યાં એક સ્ટેશન આવતાં ગાડી ઊભી રહી છોકરાં તરસ્યાં થયાં હતાં એટલે કલશોર કરતાં હતાં. શેઠે પાણીવાળી છોકરીને બૂમ મારીને બોલાવી. એક ઠાકરડીની છોકરી દોડતી આવી. શેઠે પહેલાં તો પેચવાળો લોટો ભરાવી લીધો. પછી દરેકને પ્યાલે પ્યાલે પાણી પાયું ને પીધું. પેલી છોકરીનો મોરિયો લગભગ ખાલી થઈ ગયો. શેઠે ગજવામાંથી પાકીટ કાઢી હાથમાં એક પૈસો મૂકયો. પેલી છોકરી ચંપાઈ હોય તેમ ચીસ પાડી ઊઠી:

'શેઠ આખા મોરિયાના પાણીનો એક પૈસો?'

મેં છોકરી સામે જોયું તો તે શિયાવિયા થઈ ગઈ હતી. તે ચિંથરેહાલ હતી. તેની તાંતર પેતર ધાંવરી અને થાગડથીગડવાળી ઓઢણી તેની ગરીબાઈની છડી પોકારતી હતી. એ છોકરી કેટલી આશાએ પાણી ઉપાડીને આવી હશે! તે શેઠને કરગરતી હતી:

'અરે શેઠ...બીજા પૈસા આપો. મારી મા મને મારશે.' અને એ છોકરી તો રોવા માંડી. મને થયું, એણે લોટો લોટો પાણી આપ્યું હોત તો યે બે આના તો તે માગત. એ પૈસો જોઈને તો હેબતાઈ ગઈ હતી. અને શેઠ તો 'પૈસો ઓછો છે! જા બૂમો માર્યા વગર' કહી નિરાંતે બેઠા અને સોપારી કાતરવા લાગ્યા.

ગાડી ઉપડવાની તૈયારી હતી. એ છોકરીનું આક્રંદ મારાથી જોયું જતું ન હતું. ગામ સ્ટેશનથી દૂર હતું. તે આવા ધોમ તડકામાં ઉઘાડા પગે આ મોરિયો ઉપાડીને આવી હશે તે આ એક પૈસા માટે! મેં ગજવામાં હાથ નાખ્યો. એક આનો નીકળ્યો. મેં છોકરીને બોલાવીને કહ્યું:

'લે બેન, હવે રડીશ નહિ..'

'પણ તમે કયાં મારું પાણી પીધું છે તે એક આનો લઉં!'

આવી સ્વમાનશીલ અને શ્રમ કરીને પૈસો લેતી છોકરી માટે મને માન થયું. મેં એને કહ્યું: 'બેન, તારા મોરિયામાં જેટલું પાણી હોય તેટલું આમાં રેડી દે...' અને તેણે મોરિયો ઊંચો પાડયો. માંડ અડધું પ્યાલું ભરાયું. મેં પાણી પીધું અને ગાડી ઊપડી. મેં ઝડપથી તેના હાથમાં આનો મૂકી દીધો અને દેખાઈ ત્યાં સુધી એ છોકરીને જોઈ રહ્યો. બારીમાંથી ડોકી કાઢી શેઠ સામે જોયું તો તે નિરાંતે સોપારી આરોગી રહ્યા હતા અને કેટલું મોટું દાન કરીને આવ્યા છે એની વાતો કરતા હતા.

[૨]

એક ગામમાં ગયો હતો. ગામમાં કૂવાનું સાધન સારું હતું, કેટલાક સુખી ઘરના ખેડૂતોએ કૂવા પર મશીનો મૂકયાં હતાં. શિયાળુ પાક સારો થતો હતો. આ વર્ષે ગામમાં મબલખ ઘઉં પાકયા હતા. હું





ગામના મંદિરના ચોકમાં બેઠો હતો. ગામના લોકો સુખ-દુઃખની વાતો કરતા હતા એક જણે એ કહ્યું.

'સેવકરામ! ગામમાં મશીનો આવતાં અમારા જેવાની તો ભુરી વલે થઈ છે.'

'કેમ ભુરી વલે થઈ છે!'

'જુઓને! પહેલાં હું કોશ ખેંચીને શિયાળુ પાક લેતો આ વર્ષે મારી બાજુવાળો મશીન લાવ્યો. એણે એના કૂવા પર મશીન મૂક્યું એટલે મારા કૂવાનું પાણી ખેંચાઈ ગયું! હું બળદ લઈને આવું તે પહેલાં તો કૂવાનું તળિયું દેખાય એટલે મારે ફરજિયાત રીતે ભાગ આપીને એનું પાણી લેવું પડ્યું. છતા કૂવાએ અને છતા સાધને મારે પાણીનો ભાગ આપવો પડ્યો બોલો મશીનો આવતાં મારા જેવાની કેવી દશા થઈ?'

આપણાં ગામડાં યંત્રની મર્યાદા સમજતાં નથી. જમીન ટૂંકી હોય, છૂટી છવાઈ હોય ત્યાં કોસથી ખેતી થાય તો શું ખોટું! અને જો મશીન (પાણી ખેંચવાનો યાંત્રિક પંપ) આ રીતે બીજા ખેડૂતને અપંગ કરે, બેકાર કરે એથી તો સરવાળે ગામને જ નુકશાન થયું કહેવાય! અને મશીનો દ્વારા આપણું મન વિદેશમાં ખેંચાઈ જાય છે એનો પણ કોણ વિચાર કરે છે! મેં ગામલોકો આગળ આ બધી વાત વિગતથી કહી. પણ પાડોશીનો, ગામનો કોણ વિચાર કરે છે!

૩]

હું મહેસાણા જિલ્લાનાં ગામડાંમાં ફરતો હતો. આ ગામને તો રાત પડે ત્યાં રાતવાસો. જઈને ગામના મંદિર કે મહાદેવમાં પડાવ નાખું. લોકો સાથે વાતો કરું. વાતમાં ને વાતમાં એક જણાએ પુણ્યપ્રકોપ ઠલવ્યો:

'સેવકરામ! તમે કલ્યાણરાજ અને સ્વરાજની વાતો જ કરશો નહિ એમ કહો કે લાગવગરાજ આવ્યું છે'

મને થયું ભલે એ હૈયાવરાળ કાઢી લે. એટલે હું ચૂપ રહ્યો. એ ભાઈએ કહે રાખ્યું:

'શું વાત કરું! સેવકરામ, બધે અંધેર ચાલે છે. સરકાર ભલે લોકોના ભલા માટે પૈસા ખર્ચતી હશે. પણ આ લાંચ રૂશ્વત ખાનારા અમલદારો ગરીબ લોકો સુધી હક્ક પહોંચવા દેતા નથી. હું તમને મારો જ દાખલો આપુ.

'ગયા વાવાઝોડામાં મારા ઘરનાં પતરાં ઊડી ગયાં હતાં. એક બાજુનો કરો પણ ધોવાઈ ગયો હતો. સૌની સાથે મેં પણ પતરાં અને સીમેન્ટ માટે અરજી કરી. પણ તમને શું વાત કરું! જેમને ધાબાવાળાં પાકાં મકાન છે એમને પતરાં મળ્યાં, સીમેન્ટ મળ્યો અને ઉપરથી તગાવી મળી હું ધક્કા ખાઈ ખાઈને થાક્યો. અને ઘણાંય કાલાંવાલાં કર્યાં. પણ મારું ગરીબનું કોઈએ ન સાંભળ્યું. અને મારે ના' છુટકે છાપરું ઢાંકવા પેલા શેઠ પાસેથી કાળા બજારના ભાવે પતરાં લેવાં પડ્યાં!

'બોલો અમને હૈયામાં બળતરા ન થાય! એ શેઠ કંટ્રોલ ભાવે પતરાં લઈ આવે ને અમને ગરીબને કાળા બજારમાં વેચે એ કયી જાતનું કલ્યાણરાજ! છાપરું નથી એને તગાવી ન મળે અને બબ્બે માળના ધણીને મળે એ તે વળી કેવું સ્વરાજ!'

હું આવા દાઝેલાંને ક્યા શબ્દોમાં આશ્વાસન આપું! હું આવા દુભાયેલાઓને જોઉં છું, ઉઘાડો અન્યાય જોઉં છું, ત્યારે થાય છે: આ દેશમાં કલ્યાણરાજ આવ્યું છે એમ તો કેમ કહેવાય!

★

ઊર્મિ-નવરચના અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. લખવો ક્યારેય ભૂલશો નહિ.

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

## પ્રકરણ ૧૯ મું (ચાલુ)

## ગાંધીદર્શન

> ખૂબ જ વિચારપૂર્વક લખાતી આ લેખમાળાનું આ પ્રકરણ આ અંકે પૂરું થાય છે. આવતા અંકે નવું પ્રકરણ શરૂ થતાં પહેલાં 'ગાંધી દર્શન'નો જે જરૂરી ઉપસંહાર આમાં સમાયો છે એ ખૂબ મહત્ત્વનો છે. વધુ અને વધુ વાંચકો આ રસપ્રદ લેખમાળાને નવાજી રહ્યા છે અને પુસ્તકાકારે પ્રગટ થવાની રાહ જોઈ રહ્યા છે.

કામશાસ્ત્ર :

જગતની દરેક સુધરેલી પ્રજા જ્યારે પોતાની ઉન્નતિને શિખરે હોય છે, ત્યારે તે પોતાની જરૂરિયાતો અને આદર્શો મુજબ પોતાને જરૂરી એવું કામશાસ્ત્ર વિકસાવે છે. આ નિયમના હિંદુઓ પણ અપવાદ નથી. એ પ્રજાએ પોતાની જાહોજલાલીના કાળમાં પોતાનું સ્વતંત્ર કામશાસ્ત્ર વિકસાવ્યું હતું. પણ વર્તમાનકાળમાં હિંદુ પ્રજાની સર્જકશક્તિ ક્ષીણ થઈ ગઈ હોવાને કારણે બીજી અનેક વસ્તુઓની પેઠે એને પશ્ચિમનું કામશાસ્ત્ર સ્વીકારવું પડયું છે.

થોડા વખત ઉપર જ મેં એક રામકૃષ્ણ મીશનના સંન્યાસીને પૂછ્યું કે, 'સંતતિનિયમન વિષે આપનો ધર્મસંપ્રદાય પોતાના અનુયાયીઓને શો આદેશ આપે છે?' ત્યારે એમણે મને જવાબ આપ્યો કે, 'એ સંસારીઓનો પ્રશ્ન છે, એમાં અમે માથું મારતા નથી.' એક જૈન સાધુને આ સંબંધી પૂછતાં, એમણે જણાવ્યું કે, 'વિકારના પ્રકારોની વિવિધતાનું વિવરણ કરવું એ અમારા કાર્યક્ષેત્રની બહારનો પ્રદેશ છે.'

પણ ગાંધીવાદનો દાવો બહુ જ મહત્ત્વાકાંક્ષી હતો. જીવનના દરેક ક્ષેત્રમાં પ્રકાશ પાથરવાની એને હોંશ હતી. એટલે કામશાસ્ત્રમાં પણ મહાત્માજીએ માથું માર્યું. અને એ ક્ષેત્રમાં આ દેશમાં અને પરદેશમાં, પ્રાચીન અને અર્વાચીન કાળમાં થયેલા અભ્યાસને લક્ષમાં લીધા સિવાય જ અમુક ઝનૂની, અવ્યવહારુ મંતવ્યો રજૂ કર્યાં. એ મંતવ્યો અને એમાંય ખાસ કરીને બ્રહ્મચર્યને લગતાં એમના મંતવ્યો આપણા લોકોની ધર્મભાવનાને ભાવતાં હોવાથી લોકપ્રિય બન્યાં. પણ એનો અમલ બહુ ઓછો થયો. અને જ્યાં થયો, ત્યાં મોટે ભાગે એણે દાંપત્યજીવનને કલુષિત કરવામાં જ ભાગ ભજવ્યો. બુદ્ધ, મહાવીર, દયાનંદ કે રામકૃષ્ણ પરમહંસ જેવા મહાપુરુષો જન્મોજન્મની સાધનાને કારણે જે બ્રહ્મચર્યને સહજ સાધ્ય બનાવી શકે, તેનો આખી પ્રજા માટે વગર વિચારે પ્રચાર કરવાથી પ્રજા તો ઊંચી ન આવી, પણ એમના અનુયાયીઓને એક દંભ પોષવાનું મહત્ત્વનું સાધન મળી ગયું. બ્રહ્મચર્ય માટેના એમના ઉપદેશમાં પણ હિંદુધર્મ કરતાં ખ્રિસ્તી ધર્મની વધુ અસર જણાય છે. અને એને કારણે જ એમણે સંતાનોત્પત્તિના હેતુ સિવાયનો સમાગમ પાપરૂપ ગણ્યો.

સંતતિનિયમનની બાબતમાં તો એમનું વલણ સ્પષ્ટ રીતે ખ્રિસ્તી ધર્મના રૂઢીચુસ્ત સંપ્રદાય રોમન કેથોલિક સંપ્રદાયને મળતું છે. હિંદુ ધર્મ કે હિંદુ સંસ્કૃતિએ પોતાના લાંબા ઈતિહાસ દરમ્યાન સંતતિનિયમનનો આવો ઝનૂની વિરોધ ક્યારેય કર્યો નથી. એમણે આપણી પ્રજાને બ્રહ્મચર્ય દ્વારા સંતતિનિયમન સાધવાનો ઉપદેશ આપ્યો. એ પોતે જ ટૂંક વખતમાં આ ઉપદેશનું અવ્યવહારુપણું જોઈ શક્યા અને રોમન કેથોલિકોની પેઠે જ એમણે 'સલામત સમય' માટે કચવાતા મને છૂટ આપી. પણ આ 'સલામત સમય' વિષે કોઈ પણ જાતનું શાસ્ત્રીય સંશોધન કરી, આ પદ્ધતિને લોકભોગ્ય બનાવવા





માટે એમણે કે એમના અનુયાયીઓએ કોઈ પણ જાતના વ્યવહારુ પગલાં ભર્યાં નહિ. સતતિનિયમનની ચળવળ કેટલી નિષ્ફળ ગઈ છે એ બતાવવા માટે એમણે 'નીતિનાશને માર્ગે'માં ફ્રાસનો દાખલો ટાંક્યો પણ હોલેન્ડ અને બીજા અનેક પશ્ચિમ યુરોપના દેશોમાં એને મળેલી અદ્ભુત સફળતા વિષે એમણે એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહિ એટલું જ નહિ પણ ખુદ આ દેશમાં એને મળી રહેલા આવકારની સ્દતર ઉપેક્ષા કરીને એમણે માર્ગારેટ સેંગરને સભળાવી દીધું કે, 'હિન્દની સ્ત્રીઓ આવા ભ્રષ્ટ સાધનોને કદી અપનાવશે નહિ' જો કે વાસ્તવિક અનુભવ તો એ જ છે કે, દુનિયાના બીજા દરેક દેશની પેઠે હિદમાં પણ ફરજિયાત માતૃત્વની વિપત્તિમાથી છૂટવા માટે હિદની અભણમાં અભણથી માંડીને ભણેલામાં ભણેલી સ્ત્રીઓ પણ આ સાધનોને ઉત્સાહ પૂર્વક આવકાર આપે છે

## સાહિત્ય

મહાત્માજી રાષ્ટ્રપિતા હતા અને બાપ પોતાના બાળકોને દમડાવે એ રીતે આ સાહિત્યકારોને દમડાવતા કે, તમે જે સાહિત્ય રચો છો તે નકામું છે સાચું સાહિત્ય તો એ જ કહી શકાય કે, જેને કોશિયો વાંચી શકે સાહિત્યકારોની સ્વમસૃષ્ટિને ઘડીભર બાજુએ મૂકીએ, અને આપણે વિચારીએ કે જે કામ સાહિત્યકારોને કરતા ન આવડ્યું તે કામ મહાત્માજીએ અને તેમના અનુયાયીઓએ કર્યું ખરું? કેટલા કોશિયા 'આત્મકથા' 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ', 'લોકમાતા' 'જીવન શોધન' અને 'માનવ અર્થશાસ્ત્ર' વાંચે છે, એના આંકડા કોઈ ગાંધીભક્ત ભેગા કરશે તો આપણી પ્રજા ઉપર ઘણો મોટો ઉપકાર થશે

ગુજરાતી સાહિત્યની દૃષ્ટિએ જોઈએ તો પણ ગાંધી-યુગ એક તદ્દન નિરાશાજનક યુગ છે એમાં માત્ર અપવાદરૂપે એક 'આત્મકથા' જ માત્ર, એવું પુસ્તક લખાયું, કે જે મારફતે ગુજરાતી સાહિત્યનો વિશ્વસાહિત્યમાં પ્રવેશ થયો, એટલો અપવાદ બાદ કરો તો બ્રિટિશ શાંતિના સાહિત્ય કરતા ગાંધી પ્રતિક્રાંતિનું સાહિત્ય અવશ્ય ઊતરતું જ છે આખા ગાંધીયુગ દરમ્યાન ગોવર્ધનરામને ભૂલાવે એવા ચિંતકો, નાનાલાલને ભૂલાવે એવા કવિઓ અને મુનશીને ભૂલાવે એવા નવલકથાકારો ગુજરાતે કેટલા સર્જ્યા? એક નવલકથાનું જ ક્ષેત્ર લઈએ તો રમણલાલ દેસાઈથી માંડીને પન્નાલાલ-પેટલીકર સુધીના લેખકોમાંથી એકેય લેખક એવો નથી પાક્યો કે, જે મુનશીના પેંગડામાં પગ ઘાલી શકે ગાંધીયુગના ગુજરાતી સાહિત્યના સર્જન-વધતરનું એક સીધું પરિણામ એ આવ્યું કે સાહિત્ય-સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલા અવગણનામાં બંગાળી અને મરાઠી સાહિત્ય જોશભેર ઘૂમ્યું અને ગુજરાત બૃહદ બંગાળ થઈ જશે કે શું એવો ભય ઘણા સાહિત્યકારો સેવવા માંડ્યા છે

જેવું ગુજરાતી સાહિત્યનું એવું જ પ્રાંતોપ્રાંતના સાહિત્યનું બધે વિસ્તાર વધ્યો છે, અને ઊંડાણ ઘટ્યું છે હિંદના સૌથી સમૃદ્ધ સાહિત્ય બંગાળી સાહિત્ય તરફ નજર નાખીએ તો પણ સાફ જણાય છે કે જ્યાંથી બ્રિટીશ અસર પૂરી થાય છે, ત્યાંથી જ લગભગ ગાંધીયન અસર શરૂ થાય છે માત્ર વચગાળાના થોડાક મનફૂલ, ને સુબોધ ઘોષ જેવા લેખકો જ સંપૂર્ણ રીતે ગાંધી રંગે રંગાયેલા છે બંગાળી લેખકોનો ઘણોખરો નવો ફાલ સામ્યવાદના લાલ રંગમાં ઝબોળાઈ ગયો છે

તોરુ દત્ત, રમેશચંદ્ર દત્ત, માઈકેલ મધુસુદન, સરોજિની નાયડુ, હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય, રવીન્દ્રનાથ ટાગોર અને મુલ્કરાજ આનંદ જેવા લેખકોએ હિંદનું નામ પરદેશોમાં ઉજ્જ્વળ કર્યું છે પણ આ બધા બ્રિટિશ શાંતિના સંતાનો કે ગાંધી પ્રતિક્રાંતિના?

## સંગીત

મહાત્માજી એમના લાગણીપ્રધાન સ્વભાવને કારણે મશરૂવાળા જેવા સાહિત્ય, સંગીત અને કલાના દ્વેષ્ટા નહોતા ઉત્તમ સંગીતની એ અવશ્ય કદર કરી શકતા એટલું જ નહિ, પણ એમણે શાંતિનિકેતનના





વિદ્યાર્થીઓને આદેશ આપ્યો હતો કે એમણે પૂર્વ અને પશ્ચિમના સંગીતનો સમન્વય કરવો. છતાંય ગાંધીયુગે ભારતી સંગીતના સંરક્ષણ કે પ્રગતિમાં કશો જ નોંધપાત્ર ફાળો આપ્યો નથી. પંડિત વિષ્ણુ દિગંબરથી ખાં સાહેબ અબ્દુલ કરીમખાં સુધીના સંગીતાચાર્યોને બ્રિટીશ શાંતિના સંતાનો તરીકે જ આપણે ઓળખાવી શકીએ.

### કલા, શિલ્પ, સ્થાપત્ય :

આ બધાં ક્ષેત્રોમાં પણ ગાંધીયુગે કશી જ પ્રગતિ કરી નથી ઊંચા અમીરી સ્થાપત્યની વાત બાજુએ મૂકીએ તો પણ ગામડાંનાં ઘરો અને સાર્વજનિક સ્થાનોના સર્જનમાં પણ સ્થાપત્યની દૃષ્ટિએ કોઈ પણ સિદ્ધિ હાંસલ કરી શકાઈ નથી.

### યુદ્ધ :

સદીઓ થયાં યુદ્ધના શાસ્ત્ર અને કલામાં હિંદુઓ નવો ફાળો આપતા અટકી ગયા છે. મહાત્માજીનો એવો દાવો હતો કે યુદ્ધનું સ્થાન લઈ શકે એવું એક સત્યાગ્રહ જેવું સંસ્કારી શસ્ત્ર પોતે શોધી કાઢયું છે. પણ આ દાવો કદી વ્યવહારમાં અમલી બની શકયો નહિ. યુદ્ધની વાત તો બાજુએ રહી પણ કોમી હુલ્લડોમાં શાંતિ સ્થાપી શકે એવી શાંતિસેના પણ મહાત્માજી જીવનના અંત સુધી રચી શકયા નહોતા.

### રાજ્ય વહીવટ

મહાત્માજીમાં પોતાનામાં રાજવહીવટની લાંબી લાંબી દૃષ્ટિ નહોતી. જે કંઈ હતું તે થોડાઘણા તરંગી ખ્યાલો હતા. જેમકે હિંદુસ્તાનનો વહીવટ કોઈ ખેડૂત કરે અથવા તો કોઈ હરિજન કન્યા કરે અને જવાહરલાલ એના સેક્રેટરી થાય ! આવી વિચિત્ર વ્યવસ્થાથી આ દેશના વિરાટ અને વિકટ પ્રશ્નો કયી રીતે ઉકલી શકે એ તો પ્રભુ જાણે ! એમના અનુયાયીઓમાંથી સરદાર અને રાજાજી જેવી કેટલીક વ્યક્તિઓએ રાજવહીવટમાં અસામાન્ય કુશળતા દાખવી છે. પણ અંગ્રેજી રાજવહીવટ કરતાં ચઢીઆતો રાજવહીવટ એમનો એક પણ અનુયાયી કરી શકયો નથી.

### કાયદો :

મહાત્માજી પોતે એક સારા વકીલ હોવા છતાં, એમનું કાયદાનું જ્ઞાન મોટે ભાગે વિનાશક ઉપયોગમાં જ વપરાયું છે. એમણે પ્રજાને 'કાયદાની સામે થવાની ફરજ' સમજાવી સત્યાગ્રહના રૂપમાં એની રીત પણ શીખવાડી. પણ પ્રજાના જીવનવ્યવહારનું નિયમન કરનારા કોઈ નવા કાયદા, નિયમો કે સ્મૃતિઓ એમણે રચી નહિ. તેમજ સારા ને સાચા કાયદાઓને વફાદારીપૂર્વક શી રીતે અનુસરવું તે એ આપણી પ્રજાને શીખવી શકયા નહિ. આપણી પ્રજા સ્વતંત્ર થયા પછી એને એનું નવું બંધારણ તો એના નવા મનુ ડૉ. આંબેડકરે આપ્યું.

મહાત્માજીના જીવન, કાર્ય અને કારકિર્દીના આ વિહંગાવલોકનથી એમનું વ્યક્તિત્ત્વ અને સિદ્ધિઓ આપણે સ્પષ્ટ રીતે આલેખી શકીએ એમ છીએ.

મહાત્માજી એટલે ઉદાર, ખાનદાન, પ્રેમળ અને કોમળ હૃદય, અત્યંત સંકુચિત સમજશકિત, નિર્બળ કલ્પનાશકિત, પ્રચંડ ઇચ્છાશકિત અને પ્રબળ જીવનશકિતના સંયોજન વડે સર્જાએલા મહામાનવ. પારદર્શક સચ્ચાઈથી ભરેલા ધર્મપુરુષ, પ્રખર મુત્સદ્દી, મહાન દેશભકત, નિર્બળ અને નિષ્ફળ વહીવટકાર અને શાસક, આદર્શવાદી, તરંગી અને ધૂની માનસ વાળા સંત. હિંદ સ્વરાજ્યના સફળ સૂત્રધાર, વિશ્વશાંતિના નિષ્ફળ ઇજનેર. રાષ્ટ્રવિધાન માટે જરૂરી એવા અનેક સદ્‌ગુણો જેવા કે કલ્પનાશીલતા, દીર્ઘદ્રષ્ટિ, વહીવટી કુશળતા, સર્વગ્રાહી બુદ્ધિ, વાસ્તવિક દ્રષ્ટિ અને કઠોર આક્રમણશીલતાનો જેમનામાં મોટે ભાગે અભાવ હતો એવા એક ભલા અને અત્યંત લોકપ્રિય લોકનાયક.

ત્રીજા હિંદુ પ્રતિક્રાંતિકાર, ત્રીજા હિંદુ રાષ્ટ્રના રાષ્ટ્રપિતા. એક મરતી સંસ્કૃતિને જીવાડવાનો ભગીરથ પણ નિષ્ફળ પુરુષાર્થ કરનાર મહાન સંસ્કૃતિ-





પીર. એમના હિંદુ પુરોગામીઓની પેઠે એમણે પણ પોતાનો વાદ પારકી નબળાઈઓ ઉપર રચ્યો. આજે એ જ વાદ પોતાની નબળાઈઓથી નાશ પામી રહ્યો છે.

એમની જીવનસિદ્ધિઓ ઉપર દ્રષ્ટિપાત કરીએ તો સમજાશે કે, મહાત્માજીએ ધર્મપુરુષ તરીકે હિંદુધર્મની મોટામાં મોટી ખ્રીસ્તી આવૃત્તિ કાઢી. રાજપુરુષ તરીકે પોતાની પ્રજાને પરચક્રમાંથી મુક્ત કરી, અને સમાજ સુધારક તરીકે બ્રિટીશ શાંતિ હેઠળ શરૂ થએલી હિંદુ સમાજની શુદ્ધિની ક્રિયાને ભારે વેગ આપ્યો. જીવનનાં આ ત્રણ ક્ષેત્રો શિવાય બીજાં બધાં ક્ષેત્રોમાં એ મોટેભાગે નિષ્ફળ નીવડયા. એ સાહિત્યને ન તો આમ જનતા સુધી પહોંચાડી શકયા કે ન તો ઉચ્ચ સર્જનાત્મક સપાટીએ લઈ જઈ શકયા. એમણે એક પણ આદર્શ ગામડું ના રચ્યું. નમુનેદાર કૃષિક્ષેત્ર ઊભું ના કર્યું. અનુકરણ-યોગ્ય ગૌશાળા ના તૈયાર કરી જીવનનાં સર્વ અંગોને સરખા રીતે નવપલ્લવિત કરે એવી નવી કેળવણીનું નિર્માણ ના કર્યું. નિસર્ગોપચારનું કે બીજી કોઈ વૈદકીય પદ્ધતિનું એકે સુંદર આરોગ્યભવન ના સર્જ્યું. જીવનના અનેક ક્ષેત્રોમાં માથું માર્યું પણ દરેકમાં નિષ્ફળતા મેળવી. એ ખેડૂત, ગ્રામોદ્ધારક, અર્થશાસ્ત્રી, કેળવણીકાર, ચિકિત્સક અને રાષ્ટ્ર-વિધાયક તરીકે તદ્દન નિષ્ફળ નીવડયા, **માનવજીવનના અનેક અટપટા પ્રશ્નો ઉકેલવા માટે એમણે જેટલી હૃદયની ઉદારતા બતાવી તેટલી જ બુદ્ધિની સંકુચિતતા બતાવી.**

મહાત્માજીના આવા જટીલ વ્યક્તિત્વ તરફ આપણે જ્યારે દ્રષ્ટિપાત કરીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે મહાત્માજીનો કોઈ પ્રસંશક જો એમ કહે કે મહાત્માજી જેવાં નરરત્નો કરોડો વ્યક્તિઓમાં અને સેંકડો વર્ષોમાં એકાદ વાર જ પાકે છે, આવા પુરુષને પકવવા માટે એક આખી સંસ્કૃતિને સદીઓ સુધી તપશ્ચર્યા કરવી પડે છે અને મહાત્માજીએ જે મહાભારત કામ પાર પાડયું, તે પાર પાડવાની આખા હિંદમાં એમના સિવાય બીજા કોઈની તાકાત નહોતી, તો આપણે એની સાથે સંપૂર્ણ રીતે સહમત થઈશું. પણ એમના કેટલાક ઉત્સાહી અનુયાયીઓ જ્યારે એથી આગળ જઈને ભારપૂર્વક કહે છે કે આવો મહાપુરુષ પૃથ્વીના પટ ઉપર કદી પાકયો નથી, ઇતિહાસે કદી આવું ભવ્ય વ્યકિતત્વ જોયું નથી, અને એમના કેટલાક સહિત્યકાર ભકતો એથી આગળ જઈને આશ્ચર્ય વ્યકત કરે છે કે, રામ અને કૃષ્ણનાં જીવનની આજુ-બાજુ રામાયણ અને મહાભારત રચાયાં, તો ગાંધીના જીવનની આજુબાજુ એ જ કોટીનું મહાકાવ્ય હજી સુધી કેમ રચાયું નથી! એવા ભકતોને આપણે એ જણાવવુ જોઈએ કે, ઐતિહાસિક મહાપુરૂષોના મૂલ્યાંકનમાં અંધશ્રદ્ધા કે તરંગો કામમાં ન લાગે. એમનું મૂલ્યાંકન તો એમના સર્જન-વિસર્જનના જમા-ઉધાર પાસાનું સરવૈયું કાઢવાથી જ થઈ શકે. ભલી લાગણીઓ કે ભોળી ભાવનાઓથી જ જો મહાત્માજીનું મૂલ્યાંકન કરવું હોય તો એમને વિષ્ણુના દસમા અવતાર તરીકે સ્વીકારવામાં શો વાંધો છે!

મહાત્મજીના જીવનની આજુબાજુ કોઈ મહા-કાવ્ય ન રચાયું, એ યોગ્ય જ થયું છે. કારણ કે સાહિત્ય અચૂક અને અદ્‌ભૂત રીતે જીવનનો પડઘો પાડતું જ હોય છે. સર્જનાત્મક દ્દષ્ટિએ જોઈએ તો ગાંધીયુગ એ આપણા ઇતિહાસના ગુપ્તયુગ જેવો સુવર્ણયુગ નહોતો કે, ઇસ્લામના ક્રાંતિકાળ જેવો લોહયુગ નહોતો. ગાંધી યુગ એ સર્જનનો યુગ ન હતો, પણ વિસર્જનનો યુગ હતો. બ્રિટિશ શાંતિના એ પેટા યુગનું મહત્વ આપણા ઇતિહાસમાં કેવળ કથીરયુગ જેટલું જ છે. એ નિર્માલ્ય સાહિત્ય આપણા પુરુષાર્થની પારાશીશીનો પ્રમાણિક પડઘો પાડી રહ્યું છે. ગાંધીયુગ દરમ્યાન એક પ્રાચીન પ્રજાનો ત્રીજીવાર પુનર્જન્મ થયો. પણ જન્મતાંની સાથે જ પોતાનો પુરુષાર્થ શરૂ કરવાને બદલે એ પ્રજા મરણનાં તરફડીયાં ખાઈ રહી છે. હિંદુજાતિનું

એ પરમ સૌભાગ્ય હતું કે, એના વિપત્તિકાળમાં એને ગાંધી જેવો મહાન નેતા મળ્યો. પણ સાથે સાથે એ નીતિનું એ પરમ દુર્ભાગ્ય હતું કે, જે વખતે માનવજાત આગળ ઇતિહાસે કદી જોયા કે જાણ્યા ન હોય એવા વિરાટ પ્રશ્નો ઉપસ્થિત થયા છે, તે વખતે હિંદુ જાતિના પ્રથમ પુરુષને એ પ્રશ્નોના અચુક ઉકેલ તરીકે સૂઝી સૂઝીને સુતર કાઢવાનો એક જરી પુરાણો સંચો સૂઝ્યો!

જગતના અને હિંદના ઇતિહાસમાં મહાત્માજીનું સ્થાન શું? અનેક લેખકોએ અનેક દષ્ટિબિંદુઓથી આ પ્રશ્નને ચર્ચ્યો છે. આપણે આ પ્રશ્નને ઐતિહાસિક દષ્ટિએ જોઈએ. ઐતિહાસિક દષ્ટિએ આપણે તેમની કોની સાથે તુલના કરીશું?

કોઈ પણ મહાપુરુષની બીજા મહાપુરુષ સાથે તુલના કરતી વખતે આપણે માનવજીવનનાં બે સત્યો બિલકુલ ભૂલવાં ન જોઈએ. એમાંનું પહેલું સત્ય એ છે કે, કુદરતની મહાન પ્રયોગશાળામાં કદી પુનરાવર્તન થતું નથી. સંસાર શરૂ થયો ત્યારથી આજ સુધી કોઈપણ સ્ત્રી કે પુરુષ બીજા કોઈ પણ સ્ત્રી કે પુરુષ સાથે વ્યક્તિત્વની દષ્ટિએ સંપૂર્ણ રીતે મળતું આવતું હોય, એમ કદી બન્યું નથી.

કુદરતનું બીજું પરમ સત્ય એ છે કે, કુદરતમાં દેખાતી અનંત વિવિધતા પાછળ એકતા છૂપાયેલી છે. દુનિયામાં અમુકઅમુક બીબાંઓ નક્કી થયેલાં છે, એની અંદર ગમે તેવા નાના કે મોટા માણસો ગોઠવાઈ જાય છે.

નેપોલિયન, સિઝર, સિકંદર, ચંગીઝખાન, સમુદ્રગુપ્ત અને અકબર એ સૌના વ્યક્તિત્વમાં ગમે તેટલો તફાવત હોય, તો પણ તે સૌ એક બીબાંના સિક્કા હતા. ને એવું બુદ્ધ, મહાવીર, કૃષ્ણ, ક્રાઈસ્ટ, કોનફ્યુસિયસ, મોઝિઝ અને મહમ્મદનું.

એ રીતે મહાત્માજીના વ્યક્તિત્વને જુદી જુદી રીતે તપાસીએ તો એમના જીવન કે કાર્યમાં એવું કંઈ જ નથી કે, જેથી આપણે એમને કૃષ્ણ, બુદ્ધ, ઈસુ અને મહમ્મદ જેવા વિશ્વપુરુષો સાથે સરખાવી શકીએ.

જગતના ઇતિહાસમાં મહાત્માજીનો કોઈ જ સંગીન, સાચો કે સ્થાયી ફાળો નથી. હિંદના ઇતિહાસની દષ્ટિએ જોઈએ તો હિંદી સંસ્કૃતિ જેવી કોઈ સંસ્કૃતિનું અસ્તિત્વ ન હોવાને કારણે આપણે એમને જુદાજુદા હિંદુ નેતાઓ સાથે જ સરખાવવા પડશે.

ધર્મની દષ્ટિએ જોઈએ તો એ સહજાનંદથી અરવિંદ સુધીના બ્રિટિશ શાંતિ હેઠળ ઊછરેલા ધર્મપુરુષોમાંની એક કડી માત્ર હતા. પ્રાચીનકાળના ધર્મપુરુષો સાથે જો તેમને સરખાવવા હોય તો તેમને તુલસીદાસ સાથે સરખાવી શકાય. વર્તમાનકાળમાં ટૉલ્સ્ટૉય સાથે.

રાજપુરુષ તરીકે જો તેમની તુલના કરવી હોય તો દાદાભાઈથી જવાહર સુધીના નિર્બળ અને નિષ્ફળ હિંદુ રાજપુરુષો સાથે કરી શકાય. વર્તમાનકાળના રાજપુરુષો સાથે કરવી હોય, તો પહેલા અને બીજા વિશ્વયુદ્ધ વચ્ચે પાકેલા હિટલરથી ચાંગ-કાઈ-શેક સુધીના રાષ્ટ્રપુરુષો સાથે કરી શકાય.

સમાજસુધારક તરીકે રાજા રામમોહનરાયથી વિનોબા સુધીના સમાજસુધારકોની હરોળમાં તેમને મૂકી શકાય.

પણ ધર્મસુધારણા, રાજસુધારણા અને સમાજસુધારણા એ ત્રણેય પ્રવૃત્તિઓનો જેમનામાં સમન્વય થયો હોય એવા બ્રિટિશ શાંતિના સંતાનો સાથે જો એમને સરખાવવા હોય, તો આપણે એમને, લોકમાન્ય ટિળક સાથે સરખાવી શકીએ. મને ઘણી વખત મહાત્માજી ટિળક મહારાજની મોટી આવૃત્તિ લાગે છે. જ્યાંથી ટિળકે અધૂરું મૂક્યું, ત્યાંથી મહાત્માજીએ શરૂ કર્યું.

આર્યાવર્તના ઇતિહાસની દષ્ટિએ જોઈએ તો ગાંધીજી એટલે શ્રીકૃષ્ણ પછીના વિશ્વવિખ્યાત ગુજરાતી, શંકર પછીના સૌથી સમર્થ હિંદુ પ્રચારક, હેમચંદ્ર પછીના મહાન મોઢ વણિક, તુલસીદાસ પછીના સર્વશ્રેષ્ઠ સંત, શિવાજી પછીના સર્વોત્તમ હિંદુ રાજપુરુષ.





પણ જો સર્વાંગી દૃષ્ટિએ જોઈએ તો એમનું હિંદના ઇતિહાસમાં સ્થાન ક્યાં ? મને એમનું સ્થાન શંકર અને શિવાજી સાથે લાગે છે. આ ત્રણેય મહાપુરુષોની કારકિર્દીમાં મને અદ્‌ભુત સામ્ય માલુમ પડે છે.

ટૉયન્બિ કહે છે તેમ, દરેક પ્રજાની સામે ઇતિહાસ વારવાર પડકારો રજૂ કરે છે. એ પડકારોને એ પ્રજા કેટલી તાકાતથી ઝીલી લે છે, એની ઉપર એના વિજય, વિનાશ કે અસ્તિત્વનો આધાર રહે છે.

હિંદુ સંસ્કૃતિના પડતી કાળમાં એની સામે પહેલો પડકાર શ્રમણ સંસ્કૃતિનો ઊભો થયો. એ સંસ્કૃતિ જો આર્યાવર્તમાં સર્વોપરી થાય તો હિંદુ સંસ્કૃતિનું નામનિશાન ન રહે. આ પડકારનો જવાબ હિંદુ સંસ્કૃતિએ શંકરના રૂપમાં આપ્યો. શંકરે શ્રમણ સંસ્કૃતિને પરાજિત કરી અને આખા આર્યાવર્તમાં આર્યત્વનો વિજય ડંકો વગાડ્યો. હિંદુ સંસ્કૃતિ સામે બીજો પડકાર મુસ્લિમ સંસ્કૃતિનો આવીને ઊભો રહ્યો. એ પડકારનો જો પ્રતિકાર ન થાય તો હિંદુસ્તાન એ અરબસ્તાનનું બાળક બની રહે. એ પડકારનો પ્રતિકાર હિંદુ સંસ્કૃતિએ શિવાજીના રૂપમાં કર્યો. એણે પોતાની સમશેરથી ઇસ્લામને એની સમશેર મ્યાન કરવાની ફરજ પાડી. હિંદુ સંસ્કૃતિ સામે ત્રીજો પડકાર પશ્ચિમ યુરોપની વૈશ્ય સંસ્કૃતિનો આવીને ઊભો રહ્યો. એ પડકારનો જો પ્રતિકાર ન થાય તો હિંદ આખું કાળા સાહેબોથી ઊભરાઈ જાય. એ પડકારનો પ્રતિકાર કરવા માટે હિંદુ સંસ્કૃતિએ મહાત્મા ગાંધીનું સર્જન કર્યું.

પહેલો પડકાર બ્રાહ્મણ સંસ્કૃતિનો હતો. એના પ્રતિકાર તરીકે શંકરે પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ કરી. બીજો પડકાર ક્ષાત્ર સંસ્કૃતિનો હતો. એનો જવાબ શિવાજીએ બીજી હિંદુ પ્રતિક્રાન્તિદ્વારા આપ્યો. ત્રીજો પડકાર વૈશ્ય સંસ્કૃતિનો હતો, એનો જવાબ મહાત્માજીએ ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિદ્વારા આપ્યો.

પણ આ આખી ઘટનાનું રહસ્ય તો એ છે કે, આ આખા ઇતિહાસદ્વારા આપણને હિંદુ પ્રજાનું લુપ્ત થતું ખમીર દીવા જેવું દેખાય છે. હિંદુઓમાં વિનાશક ક્રાન્તિ કે સર્જક ઉત્ક્રાન્તિ કરવા જેટલું વીર્ય રહ્યું નથી. એટલે તેઓ કેવળ સંરક્ષક પ્રતિક્રાન્તિ જ કરે છે.

શંકરે શ્રમણ સંસ્કૃતિ ઉપર જ્યારે પોતાનું પ્રત્યાક્રમણ શરૂ કર્યું, ત્યારે એ સંસ્કૃતિ મૃતઃપ્રાય થઈ ગઈ હતી. શિવાજીએ જ્યારે પોતાના દિગ્વિજયની શરૂઆત કરી, ત્યારે આ દેશમાં ઇસ્લામનાં વળતાં પાણી થઈ ગયાં હતાં અને મહાત્માજીએ જ્યારે અસહકાર પોકાર્યો, ત્યારે બ્રિટન બીજી પંક્તિનું મહારાજ્ય બની ચૂક્યું હતું. આથમતી શ્રમણ સંસ્કૃતિને શંકરે નેસ્તનાબૂદ કરી, પણ ઇસ્લામી સંસ્કૃતિના આક્રમક જુવાળ સામે એ દેશનું રક્ષણ કરી ન શક્યા. શિવાજી મહારાજે મુસલમાનોને મારી હટાવ્યા પણ આવતા અંગ્રેજો સામે તેઓ અસરકારક મોરચો રચી ન શક્યા. મહાત્મા ગાંધીજીએ અંગ્રેજોને 'ચાલ્યા જાવ'નો આદેશ આપ્યો. પણ રશિયાની વિશ્વવિજયી મહત્વાકાંક્ષા આગળ આજે ગાંધીવાદ લાચાર બનીને ઊભો રહ્યો છે. ત્રણેય મહાપુરુષોએ પડતી સંસ્કૃતિઓને પાછું માર્યા પણ તેઓ ચડતી સંસ્કૃતિની ઝીંક ઝીલી શક્યા નહિ. એને કારણે જ રશિયાની શૂદ્ર સંસ્કૃતિ સામે હિંદ આજે નિરાધાર થઈને ઊભું રહ્યું છે.

હિંદુ સંસ્કૃતિનો ત્રણવાર પુનર્જન્મ થયો. દરેક વખતે એ વિરોધી મૃત સંસ્કૃતિના ખાતર ઉપર ફૂલીફાલી. પરિણામ એ આવ્યું કે 'જેવું અન્ન એવો ઓડકાર' એ કહેવત મુજબ શંકરના નવા ધર્મમાં બુદ્ધધર્મનાં એટલાં તત્ત્વો આવ્યાં કે એમને એમના સનાતની વિરોધીઓ 'પ્રચ્છન્ન-બુદ્ધ'ના નામે ઓળખવવા માંડ્યા. અનેક મુસ્લિમ અને કેટલાક હિંદુ ઇતિહાસલેખકોએ શિવાજીને મહમ્મદ ગીઝની અને અલાઉદ્દીન ખીલજીની હિંદુ આવૃત્તિ તરીકે ઓળખાવ્યા છે. જ્યારે આજે મહાત્માજીના સનાતની વિરોધીઓ એમને 'પ્રચ્છન્ન ખ્રિસ્તી'ના નામે જ ઓળખાવે છે.

દરેક મહાપુરુષે તોડ્યું શું અને રચ્યું શું? શંકરે બુદ્ધધર્મ જેવો વિશ્વધર્મ તોડ્યો, અને હિંદુધર્મ

# બાળકો અને કેળવણી

લીના મંગળદાસ

> ‘શ્રેયસ્’ નામની બાળકોની કેળવણીની એક અજોડ સંસ્થા અમદાવાદમાં ચાલે છે. એનાં અનુભવી સંચાલિકાએ આ લેખમાં જે પ્રસંગો આપ્યા છે એ ખરેખર નવીન અને વિચારણીય છે. વાર્ષિક ‘અંગના’માં પ્રગટ થયેલ આ મહત્ત્વનો લેખ થોડો ટૂંકાવીને અહીં ‘અંગના’ની અને લેખિકાની સંમતીથી મૂકયો છે.

[૧]

ભટ્ટ સાહેબ પારિજાત મંડળીનો. સામાજિક અભ્યાસનો વર્ગ લેતા હતા : ‘ આપણે એક સમાજ (Community) છીએ. આપણે સમાજના કાર્યકરો (Workers) છીએ.’ આ મુદ્દાથી શરૂઆત કરી તેને બહલાવતા : ‘ આપણા સમાજમાં કામ કરતાં કોણ જણાતાં નથી ?’—એ પ્રશ્ન થયો. ભિખારી, જૂઠા ધર્મગુરુઓ, વ્યાજખાઉ, ધાડપાડુઓ, એવા કોઈ જવાબની ભટ્ટસાહેબે અપેક્ષા રાખી હતી. પણ અગિયાર વર્ષનો પુલિન બોલી ઊઠયો : ‘ કહું ? અમારી મમ્મીઓ ! ’

[૨]

૬ અને ૭ વર્ષની વયનાં છોકરા-છોકરીઓ સાથે રમવા કરતાં અલગ—છોકરીઓ છોકરીઓ સાથે. અને છોકરાઓ છોકરાઓ સાથે રમીને પોતાની કુતૂહલતાને સંતોષે છે. આ બાળકો મળોત્સર્ગની માહિતી શોધતાં હોય છે. ચોક્કસ પરિભાષામાં સમજૂતી તેમના કૌતુકને સંતોષે છે. અન્નનળી, હોજરી, કલેજું, આંતરડાં, મળદ્વાર, મળ, લોહી, હૃદય, નસ, મૂત્રપિંડ, મૂત્રાશય, મૂત્રમાર્ગ, મૂત્ર, બાળક માને ધાવે છે તે વિષે વધુ માહિતી તેઓ મેળવવા માગે છે.

૭ થી ૧૦ વર્ષનાં બાળકો, કેવી રીતે બાળક જન્મે છે તે જાણવા ઇચ્છે છે : સ્ત્રીઅંડ રજવાહિનીમાં થઈ શુક્રાણુને મળતાં, ગર્ભસ્થાનમાં જઈ વિકાસ પામે છે અને નવ માસે ગર્ભ બરાબર મોટો થતાં યોનિમાર્ગમાંથી બહાર આવે છે. આ હકીકત ચાર્ટ પર રજૂ કરવાથી તેમની જિજ્ઞાસા સંતોષાય છે.

૧૧ વર્ષની વયનાં બાળકો નરનારીનાં શરીરમાં કૌમારમાં થતા ફેરફાર અને ઋતુસ્રાવ વિષે જાણવા ચાહે છે. ૧૨ વર્ષનાં બાળકો સ્ત્રી-પુરુષના સંબંધ

---

જેવો રાષ્ટ્રધર્મ સર્જ્યો. શિવાજીએ એક હિંદી રાજ્ય તોડ્યું અને એક પ્રાંતિક રાજ્ય રચ્યું. ગાંધીજીએ એક વિશ્વસામ્રાજ્ય તોડ્યું અને એક નિર્બળ ખંડિત હિંદુ રાજ્ય રચ્યું.

સંસ્કૃતિ ઉપર સંકટ આવ્યું, એને ઉગારવા માટે યજ્ઞપુરુષોની જરૂર પડી. પહેલીવાર યજ્ઞ પ્રગટ્યો, ત્યારે અધ્વર્યું હતા જગતગુરુ શ્રીમદ્ શંકરાચાર્ય—એમના યજ્ઞમાંથી સંસ્કૃતિનું સંરક્ષણ કરી શકે એવા યજ્ઞપુરુષો નીકળવાને બદલે નીકળ્યા વેદિયા બ્રાહ્મણો—જેઓ ઇસ્લામના આક્રમક જુવાળ સામે દેશનું રક્ષણ કરી શક્યા નહિ. બીજીવાર યજ્ઞ પ્રગટ્યો ત્યારે અધ્વર્યું હતા છત્રપતિ શિવાજી મહારાજ—એમના યજ્ઞમાંથી નવા પ્રકારના ક્ષત્રિયો નીકળવાને બદલે નીકળ્યા લોભી લૂંટારા ને પીંઢારા. ત્રીજીવાર યજ્ઞ પ્રકટ્યો ત્યારે અધ્વર્યું હતા મહાત્મા ગાંધીજી—એમના યજ્ઞમાંથી આખી પ્રજાને ઊર્ધ્વમુખ કરી શકે એવા રાષ્ટ્રવીરો નીકળવાને બદલે, નીકળ્યા વાચાળ વકીલો ! એમણે રામરાજ્યને નામે હરામરાજ્ય સ્થાપ્યું અને એને પરિણામે આજે આખી પ્રજા ઇચ્છા-અનિચ્છાએ સામ્યવાદ તરફ ઢસડાઈ રહી છે.

દોષ કોને દઈશું ? નેતાને, જનતાને કે બન્નેને ?

[આવતે અંકે : **નવી પેશવાઈનાં પહેલાં પાંચ વર્ષ.**]





વિષે વધુ માહિતી મેળવવા આતુર હોય છે.[1] આ વાત મા-બાપ કે શિક્ષક[2] નહીં કરે તો દોસ્તો પાસેથી કે ત્રાહિત કોઈ ઓછાં હિતસ્વી મોટાં પાસેથી અજ્ઞાન-ભર્યા ખ્યાલો—તેથી પણ વધુ ભયંકર હલકો દૃષ્ટિબિન્દુને તે મેળવી લેશે. આ બિના છૂપાવવામાં આવશે તો બાળકને વધારે હાનિ થશે. મિત્ર સમોવડાં માતપિતા અને શિક્ષક તેને સાચી માહિતી સાથે માર્ગદર્શન આપી, બાળકના અંગત સવાલોમાં વિશ્વાસ સંપાદન કરી શકશે તો કૌમાર અને યુવાવસ્થાના પ્રશ્નો ગંભીર અને વિકટ નહીં બને.

[ ૩ ]

ચૌદ વર્ષના ગોપાલને તેનાથી થોડી નાની સુવર્ણા ગમે છે. તેઓ ચિઠ્ઠીઓ લખે છે અને એકલા મળવાની તક શોધે છે. ગોપાલ અને સુવર્ણાને અલગ બોલાવી હું વાત કરું છું.

સુવર્ણા : 'પણ તમને શી રીતે ખબર પડી ?'

'હું પણ એક વખતે તમારા જેવડી હતી ને ! તમને જે લાગણી થાય છે તેવી સહુ કોઈ અનુભવે છે, તેમાં નવાઈ જેવું કે ખાનગી કાંઈ નથી. એક જણ, બીજાથી વધારે ગમે તે સ્વાભાવિક છે. પણ ગમવા ગમવામાં ફેર પડયા કરે છે. તું બે વર્ષની હતી ત્યારે તને ઢીંગલી ગમતી હતી. આજે તને બીજી ચીજો ગમે છે—બીજી રીતે. અને પછી તું વીસ-પચીસ વર્ષની થઈશ ત્યારે તને બીજું કાંઈ બીજી તરેહથી ગમશે. અત્યારે તને ગોપાલ ગમે છે. મોટી થઈશ ત્યારે ગમશે અને નહીં પણ ગમે અથવા બીજી રીતે ગમશે. તમે સિનેમા જુઓ અને, નવલકથા વાંચો એટલે તમને લાગે, કે તમે પણ તેવા જ પ્રેમમાં છો. 'અત્યારે તમારે રમવા-કૂદવા ભણવા બેફીકર રહેવાનો વખત છે. તારા મા અને બાપુ તેમ કરી શકે છે? આ પ્રેમમાં પડવાની લપ્પન છપ્પન હમણાં જવા દે. પણ અત્યારનું ગમવું અને તેની જવાબદારી અને મોટાં થઈ ગમવું અને તેની જવાબદારીમાં બહુ ફેર છે.'

ગોપાલ અને સુવર્ણા હજુ મિત્રો છે પણ આવેશો કૃત્રિમ ઉછાળો શમવા લાગ્યો છે. ગોપાલ મને કહે છે : 'જ્યારે કોઈ ગમે છે ત્યારે કામ વધારે સારું થાય છે.'

[ ૪ ]

થોડે થોડે સમયે બાળકો સાથે વાત કરવી પડે છે : 'આપણે બધાં એક છીએ. એક રહીએ તો મઝા પડે, પણ એક બાજુ છોકરાઓ અને બીજી બાજુ છોકરીઓ એવા પક્ષ પડી જાય તો મઝા રહે ! અલગ ભણી શકાય તેવી નિશાળો ઘણી છે. આપણને સાથે ભણવું ન ગમતું હોય તો આપણે તેવી નિશાળમાં જવું જોઈએ. સાથે ભણી-રમી શકાય તે માટે આપણે અહીં ભેગાં મળ્યાં છીએ. પણ તમે

૧. પ્રાણીઓનાં મિથુન, અવલોકનશીલ બાળકોના ધ્યાન બહાર હોતાં નથી. છ વર્ષનાં બાળકોનું ધ્યાન પણ રસ્તાઓ પર આ બનાવો તરફ દોરાતું હોય છે. તેથી જરા મોટું બાળક સ્ત્રી-પુરુષના સંબંધ વિષે વાત સમજી શકે છે. કદાચ મોટાંઓ તેમાં ક્ષોભ સેવશે. આ વાત બાળકને કેવી રીતે કહી શકાય ! પણ ઘણાં બાળકો, આપણે નથી કહેતાં તેમ છતાં તે વિષે વાત કરી ચૂક્યાં હોય છે, તો આપણે જ સારીરીતે કેમ ન સમજાવીએ ? શિશ્ન દ્વારા યોનિમાર્ગમાં શુક્રાણુઓ પ્રવેશે છે.

કેટલાંક વડીલોને ભીતિ રહે છે કે આવી બિનાઓ બાળક અકાળે જાણે તો પ્રયોગ કરવા પ્રેરાય અને ભયંકર પરિણામોમાં સંડોવાઈ જાય. અકાળે તે ન જ જણાવવી જોઈએ. પ્રત્યેક બાળકની પુખ્તતા સાંનિધ્યથી પારખીને તેના પ્રશ્નોને વધારે કે ન ઓછા એવી રીતે આપણે સંતોષવા જોઈએ. માત્ર પ્રશ્નો તે બીજાને પૂછે તે કરતાં આપણને પૂછે તે હિતાવહ છે. પુખ્તતાની પારખ આપણામાં હોવી એ અત્યંત આવશ્યક છે. બાળક પોતાનું હિત સમજી શકે છે સારીરીતે કેળવાયેલું બાળક સાવધાન અને જવાબદાર હોય છે. સ્ત્રી-પુરુષના સંબંધ પાછળ રહેલી Imotional, માનસિક તેમજ સામાજિક (Implications) પ્રત્યાઘાતની ગંભીરતા—ભય નહીં—તે જરૂર સમજશે અને પ્રયોગો અજમાવવા નહીં લોભાય.

૨. શાળામાં બહુ જણની મારફત આ માહિતી ન અપાય પણ અમુક એક વ્યક્તિ તે આપે એ ઇચ્છનીય છે.



એક બીજાને પરણવાની વાત કરો છો. તેમ કરવાથી મનમાં સંકોચ આવી જાય છે અને વર્તન સ્વાભાવિક રહેતું નથી. તમારે અત્યારે પરણવું છે? જૂના વખતમાં ડોસા–ડોસીઓ ઢીંગલા–ઢીંગલી જેવા નાના છોકરાંઓને પરણાવી દેતાં હતાં. તમે પણ તેવું જ કરો છો! અત્યારે તેની શી પંચાત? બેફીકર રહી છૂટથી ભણો, મઝા કરો—મોટા થઈને જેને પરણવું હશે તે પરણશે!'

[ ૫ ]

રમાકાન્તના મા ચારૂમતી કહે: 'છોકરાંઓ "શ્રેયસ્"માં આવીને બહુ સ્વતંત્ર મિજાજનાં થઈ જાય છે.'

'એટલે?'

'જો ઊંચે સાદે કાંઈ કહીએ તો કહેશે: "મા, ધીમેથી કહે ને?" એંઠવાડ બહાર નાખીએ તો "ડબ્બામાં નાખો ને?" વિચાર કરતાં સાચું લાગે છે. આપણે મા–બાપ સમજીએ પણ દાદીમા અને પાડોશી હોય તો ચીઢાય: "બેસ ને, બહુ ડાહ્યો છે તે જાણીએ છીએ."

*

**આ** કાંઈ સામાન્ય (Normal) બાળકોના પ્રસંગ નથી. આ બાળકો Delinquents, abnormal અથવા પછાત (Backward) હશે?

૪૪ કરોડની વસ્તીને સારી રીતે ભણાવવાનું કામ એ સરકાર માટે કાંઈ જેવું તેવું નથી. એક તંત્ર કેટલે અંશે તે સચોટ રીતે અદા કરી શકે એ શંકાસ્પદ છે. ખાનગી વ્યક્તિઓ, બીજા ધંધાઓની જેમ શાળાઓને પણ ધંધો ગણી નફાખોરીને મુખ્ય ધ્યેય બનાવે તેમાં કાંઈ નવાઈ જેવું નથી. મિશનો પરદેશી હોઈ, આ દેશની સાંસ્કૃતિક ભૂમિકાને સમજી, લોકોની મૌલિક જરૂરીઆતોને સ્પર્શી શકે કે નહીં તે એક સવાલ છે. વળી ભારત સ્વતંત્ર થયું છે. તેથી તેઓ અહીં કેટલો વખત રોકાશે તે અનિશ્ચિત છે. મંડળો અને ટ્રસ્ટોની પાછળ અમુક સંપ્રદાય, અમુક કોમની સેવા કરવાનો ઈરાદો હોવાથી સમસ્ત પ્રજાને તેનો લાભ હમેશાં મળતો નથી. કેળવણીનો વણઉકેલાયેલો વજનદાર પ્રશ્ન મુદત ઉપર છોડી શકાય તેમ નથી. ગામડાંઓની કેળવણીનો વિચાર અતિ મહત્ત્વનો હોવા છતાં શહેરોની કેળવણી વિસારે ન મૂકી શકાય. હજી આખા દેશનું સંચાલન શહેરીઓ કરે છે. એ શહેરીઓ ગંદકી અને હાડમારીમાં, નાનાં ઘરો અને ગીચ શાળાઓમાં ઊછરે છે. આ ભૂમિકા ઊગતા નાગરિકો માટે લેશભર અનુરૂપ કે હિતાવહ ન જ લેખી શકાય. સૌથી પહેલી જરૂરત ચોખ્ખી હવાને ગણીએ, બીજી મોકળી જગા, ત્રીજી યુક્તાહાર, ચોથી ઉમ્મર ને યોગ્ય નિયમિત દિનચર્યા, પાંચમી પ્રવૃત્તિ, છઠ્ઠી યોગ્ય દેખરેખ નીચે નાનાં મોટાંનો સહવાસ અને સાતમી સલામતી. આજનાં ઘરો અને લત્તાઓ સાંકડાં છે. અગિયાર વાગ્યાના શાળાના વખતની પ્રથાને લઈને સવારના કિંમતી સમયમાં બાળકો મોડા ઊઠે છે, રખડે છે અથવા શાળાના બહારના સમયમાં ખાનગી રીતે ભણે છે. જમીને તરત જ શાળામાં જવા દોડે છે. જ્યારે આરામ લેવો જોઈએ ત્યારે ભણે છે. સાંજે પણ રમવાના મેદાનોના અભાવે માબાપના દબાણ નીચે ભણે છે, અથવા ફરી રસ્તાઓ પર રખડે છે. કુમારો પત્તાં, પાનબીડીવાળાની દુકાન, રેસ્ટોરાં અને સિનેમાના શોખીન થઈ ચૂકે છે. માબાપ કે શિક્ષક કોઈને તેમને માટે સમય નથી. ચારે બાજુથી જકડાયેલી નઠોરતા અને ભીંસમાં ઊછરતી પ્રજા બે ત્રણ પેઢીમાં કેવી નીપજશે તે કલ્પવું કઠિન નથી. આ પ્રશ્નને માટે તેમનાં માવતર ને પોતાના કાર્યને ચાહનારા શિક્ષકોને સમાજ પોતે કાંઈ કરે. સરકાર, પ્રોપ્રાયટર્સ અને ઉપર ગણાવેલી અન્ય સંસ્થાઓ agencies પર બાળકોનું વર્તમાન અને ભાવિ વહેતું ન મૂકે.

# સરદાર વલ્લભભાઈ ભા. ૧–૨

[લે. નરહરિ દ્વા. પરીખ; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, પહેલા ભાગના પાંચ રૂપિયા અને બીજાના ૭]

દેશની સ્વતંત્રતાની લડતમાં અને સ્વરાજ મળ્યા પછી તેના કુશળ વહીવટમાં અને ખાસ કરીને ગુજરાતના ઘડતરમાં ગાંધીજી પછી સ્વ૦ સરદાર વલ્લભભાઈ પટેલનો અવિસ્મરણીય ફાળો છે. આમ હોવાથી સરદારનું સ્મરણ પ્રજાહૃદયમાં સદા લીલું રાખવા અને તેમના ગુણો અને કાર્યોમાંથી શીખવા જેવું પ્રજા સમક્ષ ધરવા એમના વિસ્તૃત જીવનચરિત્રની જરૂર હતી. એ જરૂર શ્રી. નરહરિ પરીખે લખેલા આ બે ગ્રંથો પૂરી કરવા મથે છે. જીવતા હોત તો સરદાર અને તેમની પ્રવૃત્તિઓના જાણકાર અને સાક્ષી જેવા શ્રી. મહાદેવભાઈ દેસાઈ જ જે કરત તે આ કાર્ય શ્રી. નરહરિ પરીખે બજાવ્યું છે. પોતાની મર્યાદા સ્વીકારી, સરદારના જીવનનું અને ચાલુ જમાના પર પડેલી અને હવે પડવાની તેની અસરોનું મૂલ્યાંકન કરવાનો લોભ રાખ્યા વિના, શ્રી. મણિબેન પટેલ અને અન્ય વ્યક્તિઓ તેમજ પુસ્તકોએ પૂરી પાડેલી સામગ્રીનું કુશળ સમયાનુક્રમી સંયોજન કરીને તેમણે આ સરદારચરિત્ર લખ્યું છે.

સરદારનાં માતપિતા અને કુટુંબ વિશે યથાપ્રાપ્ત માહિતી આપી એમના અભ્યાસ અને વકીલાત પર બે પ્રકરણો રોકયા બાદ ચરિત્રકારને સરદારના જાહેરજીવનનો જ ઇતિહાસ આપવાનો રહે છે. આથી પહેલા ભાગમાં પછી અમદાવાદ મ્યુનિસિપાલિટીની સરદારે કરેલી સેવા, ખેડા સત્યાગ્રહ, અસહકાર, નાગપુર ઝંડા સત્યાગ્રહ, બોરસદ તાલુકાનો હૈડિયા વેરા વિરોધી સત્યાગ્રહ, ૧૯૨૭નું ગુજરાતનું રેલસંકટ અને બારડોલી સત્યાગ્રહ, આ સર્વમાં સરદારે ભજવેલા ભાગ વિશે વિસ્તૃત માહિતીપૂર્ણ પ્રકરણો તેમણે મૂકયાં છે પહેલો ભાગ ૧૯૨૯ની લાહોર કોંગ્રેસ સાથે પૂરો થાય છે. એક રીતે, પહેલા ભાગની વલ્લભભાઈ 'સરદાર' બન્યા ત્યાં સુધીની આ કથા પ્રકાશક શ્રી. જીવણજી દેસાઈએ કહ્યું છે તેમ સરદારનો સાધનાકાળ રજૂ કરે છે. બારડોલી સત્યાગ્રહ પછી તો સરદાર ગુજરાતના સુબા અને પ્રાંતિક નેતા મટી અખિલ ભારતના પહેલી હરોળના કોંગ્રેસી નેતા બન્યા. એમની એ કારકિર્દી બીજા ભાગનો કથાવિષય બને છે. બીજા ભાગમાં આથી ૧૯૩૦ની લડત, જેલવાસ, બોરસદ પ્લેગનિવારણ, કોંગ્રેસની ચૂંટણી-ઝુંબેશ, હરિપુરા કોંગ્રેસ, દેશી રાજ્યોમાંની પ્રજાની લડતો, ત્રિપુરા કોંગ્રેસ, ક્રિપ્સ વિષ્ટિ અને ૧૯૪૨ની 'હિંદ છોડો'ની લડત સુધીનો ભારતના રાજકારણનો અને તેમાં સરદારના ફાળાનો ઇતિહાસ આલેખાયો છે. પ્રસંગોપાત્ત સરદારનાં ભાષણોમાંથી મહત્ત્વના ભાગના ઉતારા પણ આપવામાં આવ્યા છે.

છેલ્લાં બત્રીસ વર્ષનું ગુજરાતનું રાજકીય જીવન ગાંધીમાર્ગે સરદારે ઘડયું હોવાથી પહેલો ભાગ એ ઘડતરનો ઇતિહાસ પણ બની રહે છે. બીજી રીતે બંને ભાગ ગાંધીજીએ આરંભેલી ને સફળતાથી લડેલી દેશની સ્વતંત્રતાની લડતનો ઇતિહાસ બની રહે છે અને તે સ્વાભાવિક જ છે. કારણ, જેમ ગાંધીજીનું જીવન એટલે ભારતની સ્વાતંત્ર્ય લડતનો ઇતિહાસ, તેમ વકીલાત છોડ્યા પછી ને ગાંધીજીથી પૂરા રંગાઈ ગયા પછી સરદારનું જીવન પણ વ્યક્તિજીવન ને કુટુંબજીવન મટી રાષ્ટ્રના એ મહાન પુરુષાર્થનું જ એક અંગ બની ગયું હતું. ગાંધીજીને યોગેશ્વર કૃષ્ણ અને સરદારને ધનુર્ધર પાર્થની ઉપમા આપનાર નરસિંહરાવ કેટલા સાચા હતા, અને એ કૃષ્ણને આવો અર્જુન યોદ્ધો મળી જતાં તેનું કાર્ય કેટલું



સરળ થયું એ આ સરદારચરિત્ર આપણને બરાબર બતાવે છે. સરદાર તો ગાંધીજીના અંધ અનુયાયી છે એવા એમના પર થતા આક્ષેપનો પણ બરાબર જવાબ એ આપે છે. તેઓ ગાંધીજીના કથનનું હાર્દ કેવા બરાબર સમજી બેઠા હતા અને પોતાની સાફ ને વેધક દૃષ્ટિથી તે કેવું જોઈ શકતા હતા તે આ બંને પુસ્તકો આપણને દેખાડે છે.

એમ તો સરદાર સામે થતા બીજા આક્ષેપો વિશેય સાચી હકીકત રજૂ કરી ગેરસમજ દૂર કરવાનું ચરિત્રકારે પોતાનં કર્તવ્ય માન્યું છે. આથી જ પહેલા ભાગમાં નાગપુર સત્યાગ્રહના અન્તને અને અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદેથી સરદાર ખસી ગયા તે પ્રસંગને અને બીજા ભાગમાં વિદ્યાપીઠ પુસ્તકાલય પ્રકરણ, નરીમાન–પ્રકરણ અને ખરે–પ્રકરણને યોગ્ય પ્રમાણથી વધુ જગા તેમણે આપી છે. ચરિત્ર આથી વિસ્તારી બન્યું, પણ સરદાર એ બધા પ્રસંગોએ કોઈ અંગત હેતુઓથી નહિ પણ શુદ્ધ રાષ્ટ્રહિતથી જ પ્રેરાઈને વર્ત્યા હતા એ સિદ્ધ કરી આપી તેમને વિશેની ગેરસમજ દૂર કરવાની સેવા તેણે બજાવી છે. સરદારની નીતિરીતિ ને સમજણ વિશે તેમ એમના લોખંડીપણા ને કુટુંબજીવન વિશેના પણ કેટલાક ચાલુ ભ્રમોનું આ ચરિત્રે નિરસન કર્યું છે. બહારથી વજ્ર ને લોખંડ જેવા કઠણ મનાતા સરદાર અંતરમાં કેવા મૃદુ ને વત્સલ હતા, બહારથી ધાર્મિક ન દેખાનાર અંતરમાં કેવા ઇશ્વરપરાયણ આસ્તિક હતા અને કેવા કુટુંબવત્સલ હતા એ આ ચરિત્ર જ આપણને કહી જાય છે.

સરદારનું વ્યક્તિત્વ અણ–ઓળખાવ્યું રાખે તો તો આ ચરિત્ર અધૂરું જ ગણાય. પણ એ એવું અધૂરું રહ્યું નથી. પહેલા ભાગમાં સરદારની વિદ્યાર્થી અને વકીલ તરીકેની કારકિર્દી વર્ણવતાં પ્રકરણોમાં તથા એમની મ્યુનિસિપાલિટીમાંની કામગીરીની નોંધમાં, અને બીજા ભાગમાં મૂકેલી જેલમાં તેમણે થોડો વખત રાખેલી ડાયરીમાં અને તેના કરતાંય વિશેષ તો મહાદેવભાઈની ડાયરીમાંથી મૂકાયેલા ઉતારાઓમાં સરદારના ખરા વ્યક્તિત્વની પિછાણ માટે પૂરતી સામગ્રી છે. અપૂર્વ સહનશક્તિ ને ત્યાગ-તિતિક્ષા, આત્માની તેજસ્વિતા, નિર્ભયતા, રમૂજવૃત્તિ, કાતિલ કટાક્ષ કરવાની શકિત, ઊંડી ઇશ્વિરપરાયણતા, ઉત્કટ દેશપ્રીતિ, કોઠાવિદ્યા, વ્યવહારુ બુદ્ધિ, અદ્‌ભુત કાર્યદક્ષતા, કુટુંબવત્સલતા, દંભ અને જૂઠ પ્રત્યેનું અસહિષ્ણુપણું, એમનું સ્પષ્ટવકતૃત્વ, વીર સુભટ ને સેનાપતિ તરીકેના બધા ગુણો, અને ગાંધીજી પ્રત્યેનો અનન્ય ભકિતભાવ બતાવનારા સંખ્યાબંધ પ્રસંગો બંને પુસ્તકોમાંથી જુદા તારવી શકાય એમ છે. સરદારના લક્ષણદેહનું, એમની વ્યકિતમૂર્તિનું, એમાં વાચકોને દર્શન મળી રહે છે. તેમ છતાં આ પણ એટલું જ સાચું છે કે વ્યકિત સરદાર વિશે હજુ વધુ માહિતીની વાચકોને અપેક્ષા ને જિજ્ઞાસા રહેવાની.

બે ભાગની મળી હજાર ઉપરાંત પહોંચેલી પૃષ્ઠ-સંખ્યા છતાં આ સરદારચરિત્ર હજુ બેંતાળીસની લડત સુધી જ પહોંચ્યું છે. ત્યારપછીની, ખાસ કરીને સ્વરાજપ્રાપ્તિ પછી યોદ્ધા મટયા પછી રાષ્ટ્રનિર્માતા તરીકેની સરદારની કામગીરી પણ એટલી ઉજ્જવળ અને મહત્વની છે કે તે ત્રીજું પુસ્તક માગી જ લે. એ ત્રીજો ભાગ સત્વર પ્રગટ થાય એમ જિજ્ઞાસુઓ ઇચ્છશે.

સરદારનાં પ્રતિભા, શકિત અને વ્યકિતત્વને ઓળખવા માટે તેમજ રાષ્ટ્રમુકિતના સંગ્રામમાં તેમજ રાષ્ટ્રના નવનિર્માણમાં તેમના ફાળાની પૂરી પિછાણ માટે આ વિસ્તૃત ચરિત્રનું વાચન જરૂરી ગણાવું જોઈએ એ કહેવાની જરૂર રહેતી નથી. એથી, ગુજરાતી વાચકો સમક્ષ એ ધરવા માટે તેમજ અન્ય ભાષાભાષી જનતાને અનુવાદો દ્વારા એ સુલભ કરવાના મનોરથ માટે નવજીવન પ્રકાશન મંદિરને ધન્યવાદ ઘટે છે. ઠપકો ઘટે છે બીજા ભાગના પૃ. ૨૫૦ ની ૧૧મી લીટીમાં 'તેમણે' ને બદલે 'તેમને' અને ૧૨મી લીટીમાં 'તેમને' ને ઠેકાણે ' તેમણે ' જેવી આજના





વિદ્યાર્થીઓ કરે છે એવી પ્રૂફ-રીડરની નજરમાંથી છટકી ગયેલી કંપોઝિટરની ભૂલને અક્ષમ્ય ન ગણી ચાલુ રહેવા દેવાની એ પ્રકાશનસંસ્થાને માટે અક્ષમ્ય કહેવાય એવી ગફલત માટે

## નરસિંહરાવની રોજનીશી

[ લે સ્વ૦ નરસિંહરાવ દિવેટિયા પ્ર ગુજરાત વિદ્યાસભા અમદાવાદ, મૂલ્ય કાચુ પૂઠુ પાચ રૂપિયા, પાકુ પૂઠુ ૭ રૂપિયા ]

'મહાદેવભાઈની ડાયરી' પછી એવુ જ પુસ્તક મહાદેવભાઈથીય આગલી પેઢીના કવિ-પંડિતની કાળજીપૂર્વક લખાયેલી રોજનીશીનુ આ પ્રગટ થાય છે તે ગુજરાતી સાહિત્યમાં એક નોંધપાત્ર ઘટના છે મહાદેવભાઈ પોતાની ડાયરીમાં નજર ઠેરવે છે ગાંધીજી ઉપર, જ્યારે નરસિંહરાવ પોતાની રોજનીશીમાં પોતાને કેન્દ્રમાં રાખે છે, એટલે એ બને વચ્ચે ફેર છે એટલે મહાદેવભાઈની ડાયરી ગાંધીજીના વિસ્તૃત જીવનચરિત્ર માટે ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે, તેમ આ પુસ્તક તેના લેખક સ્વ નરસિંહરાવની ચરિતસામગ્રી બહોળા પ્રમાણમાં પૂરી પાડનારુ બન્યુ છે

એમાં, તા ૯-૧-૧૮૮૨ થી ૨૫-૧૦-૧૯૩૫ સુધી નિયમિતપણે લખાયેલી રોજનીશીમાંથી એના લેખકના જીવનને લગતી અને સાહિત્યવિષયક તેમજ સામાજિક મહત્ત્વની સામગ્રી જે શ્રી ધનસુખલાલ મહેતા અને રામપ્રસાદ બક્ષીએ વિવેકપુરસ્સર તારવી પ્રથમ 'ગુજરાતી'માં ક્રમશ પ્રગટ કરી હતી તે બીજી ચાળણી બાદ ગ્રથસ્થ થઈ છે આ રોજનીશીમાં નરસિંહરાવનાં ચિત્ર, સગીત, અભિનય આદિ કલાઓ, કવિતા, સુધારો, ધર્મ, ઈ. અનેક વિષયો પરના મતવ્યો ને વલણો, એમણે કોઈને લખેલા ને કોઈના એમના પર આવેલા પત્રોની નકલ કે સાર, પ્રકૃતિ દૃશ્યોનાં સૌંદર્યવર્ણન ને પ્રવાસસ્થળો વિશેની વિગતો પરિષદો ને અન્યના વ્યાખ્યાનોની તેમજ એમની પોતાનાં ભાષણોની સારનોંધ, કોઈના અભિપ્રાયોની લાબીટૂકી ચર્ચાઓ, વાંચેલા પુસ્તકોમાંથી સારા સારા ફકરાના ઉતારા, દિંડી ગીતિ વનવેલી આદિ છદોની ચર્ચા નવી જડેલી શબ્દોની વ્યુત્પત્તિની નોંધ, એમનાં કાવ્યો સબધી ચર્ચા ને ખુલાસા, કેટલીક જાણીતી વ્યક્તિઓ અને સાહિત્યકૃતિઓ વિશેના એમના અભિપ્રાયો એમ બહુવિધ સામગ્રીનું દર્શન વાચના ને થવાનુ એવી જેમના વિશેના નરસિંહરાવ ।। અભિપ્રાય પુસ્તકમા વાચનારને જાણવા મળશે તે વ્યક્તિઓમાં મન્ત, કમળાશકર ત્રિવેદી મનસુખરામ, નારાયણ હેમચદ્ર, વ્રજલાલ શાસ્ત્રી, હરિલાલ અને કેશવલાલ ધ્રુવ રમણભાઈ, આનદશકર, બાલાશકર, ગોવર્ધનરામ નર્મદ, નવલરામ, રણજિતરામ, રાનડે, ન્હાનાલાલ, જયકર ગાધીજી આદિ ગણાવી શકા એ જ રીતે વડોદરાની પ્રાચીન કાવ્યમાળા, 'ભદ્રભદ્ર', 'ઇન્દુકુમાર', 'મુદ્રામર્દન, વીરમતી' ને 'રાઈનો પર્વત' જેવી કૃતિઓ વિશે પણ નરસિંહરાવના અભિપ્રાય આ રોજનીશીમાં મળે છે સરકારી નોકર તરીકે પ્રમાણિકતા અને ગૌરવથી લેખક કેમ વર્ત્યા હતા તેનાં દૃષ્ટાંતરૂપ પ્રસગો પણ એમા આવે છે

રોજનીશીમાં નોંધાયેલી ચર્ચાઓમા અવિભક્ત કુટુબ પરની (પૃ ૨૭-૨૮), કવિતા સબધી (પૃ ૭૫-૮૪), ડૉ મેકિકનના ભાષણ પરની (પૃ ૧૦૮ ૮), Home પરની (૧૧૨-૧૧૩), ગોવર્ધનરામની કાવ્ય ચર્ચા પરની (૧૨૫-૨), Pathetic Lyric પરની (પૃ ૧૩૨-૩૫, ૭૬ અને પ્રાસ પરની (૧૪૮-૫૦), ૐના આનદશકરે બતાવેલા રહસ્ય પરની (૩૧૮-૧૮), નરસિંહ-દયારામના શૃગાર પરની (૩૬૭), દયારામની ગરબીઓ પરની (૪૪૦-૪૩) અને ગીતિ, દિંડી ને વનવેલી છદો પરની, અભ્યાસીઓને ગમી જાય એવી છે રોજનીશી લખાઈ છે તે સમયાવધિના સાહિત્ય અને પ્રજાજીવનને લગતા પ્રસગો ને પ્રશ્નો અને તેણે નરસિંહરાવના ચિત્તમાં જગાડેલા પ્રતિભાવનુ મુકુર નરસિંહરાવની આ રોજનીશી બની છે, અને એવી તરીકે એની ઉપયોગિતા ઘણી છે

આ ખરી સાર્થકતા તો એની વ્યક્તિ નરસિંહરાવનો જે પરિચય એ આપણને કરાવે છે તેમાં છે કવિ,

વિવેચક અને ભાષાશાસ્ત્રી એ ત્રણ સ્વરૂપે સોહતા સાહિત્યકાર નરસિંહરાવનું જેમ એમાં પ્રતિપદે દર્શન થાય છે, તેમ કુટુંબવત્સલ પ્રેમાળ પતિ ને પિતા તરીકેનું, આચારાગ્રહી સમાજસુધારક તરીકેનું, આત્મગૌરવવાળા સત્યપરાયણ કર્તવ્યનિષ્ઠ સરકારી અમલદાર તરીકેનું, વિદ્યાવ્યાસંગી સંસ્કારપ્રિય ગૃહસ્થ તરીકેનું અને પ્રભુપરાયણ ભક્ત તરીકેનું એમનું જે દર્શન એમાં થાય છે તે નરસિંહરાવની ખરી પિછાણ વાચકોને કરાવશે. સત્યપરાયણતા, ચોકસાઈનો આગ્રહ, વિનોદરસિકતા, નમ્રતા, હૃદયની નિર્મળતા, સિદ્ધાંતચુસ્તતા, ક્ષમ્ય કોટિની હદને વટાવી ન જતો આત્મપ્રેમ, દારુણ આઘાતના પ્રસંગોએ એમણે દાખવેલાં અવિચલિત ઇશ્વરશ્રદ્ધા અને ધૈર્ય અને પ્રતિપક્ષીઓની ગુણબાજુને નિઃસંકોચ અંજલિ આપતું આભિજાત્ય —આ વ્યક્તિ નરસિંહરાવની લક્ષણસંપત્તિ અહીં બરાબર ઉદ્ભવ પામે છે. ગામડાના પટેલે કેળાં ને પપનસની ધરેલી ભેટના પૈસા આપનાર, નારાયણ હેમચંદ્રને તેણે મંગાવતાં વેંત અઢીસો જેટલા રૂપિયા ઇંગ્લાંડ મોકલી આપનાર, સ્વજનોની નરમ તબિયતથી ફફડી ઊઠનાર અને તે સુધરતાં ઘડીયે ઘડીએ ઈશ્વરનો ઉપકાર માનવા મંડી પડનાર, અનેક સ્થળે પોતાની મર્યાદાઓ સ્પષ્ટ સ્વીકારનાર, અન્યની માંદગીથી અંતરમાં થયેલી સૂક્ષ્મ ખુશીના વહેમથી પ્રભુની માફી માગનાર, ૩૫ વરસ પૂરાં કર્યાને દિવસે અંતરનિરીક્ષક બની ઈશ્વર પ્રત્યે કૃતજ્ઞભાવ દર્શાવનાર, ઇરાનીઓના જામીન લેવામાં જાનના ભયથી ન્યાયમાં ચૂક કરું તો ધિક્ ધિક્ એમ કહી કર્તવ્યનિષ્ઠ રહેનાર, પોતાનું ચરિત્ર તથા ફોટો મંગાવાતાં 'મ્હારું જીવન–ચરિત !! —શું ?-- શૂન્ય—નથી મોકલવાનો' એમ ઉદ્ગાર કાઢનાર, પોતાના પ્રશંસકને મણિલાલ, કાન્ત, ન્હાનાલાલ ને ખબરદારની કવિતાની કદર કરવાનું સૂચવનાર, પરમાત્મા પાસે દીનતા માગનાર, અને ઊર્મિલા–દયારામ લગ્નની આઘાતપ્રદ વાત જાણ્યા બાદ અપૂર્વ ધૈર્ય અને ઉદાત્ત માનવતા દાખવનાર, અને પ્રથમ ટીકાભાવે ગાંધીજી પ્રત્યે જોવાનું શરૂ કરી અંતે તેમના પ્રત્યે પૂજ્યભાવ જેટલો આદર કેળવી તે દાખવનાર નરસિંહરાવ સહૃદય વાચકોના આદરપાત્ર બની રહે તેમ છે.

આવા ઉચ્ચ માનવ અને ભક્તહૃદય કવિ–પંડિતની ચરિતસામગ્રી પૂરી પાડતી આ રોજનીશીના વિવેકી સંપાદકોને તથા તે પ્રગટ કરનાર ગુજરાત વિદ્યાસભાને ધન્યવાદ ઘટે છે.

**રંગભંડાર**

[ લે. ચંદ્રવદન મહેતા; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ; મૂલ્ય, સાડાચાર રૂપિયા. ]

રેડિયો પર ભજવાઈ ગયેલ તેર નાટક–રૂપકનો આ સંગ્રહ શ્રી. ચંદ્રવદન મહેતાની નાટ્યકૃતિઓમાં ગણનાપાત્ર ઉમેરો છે.

એમાંની પહેલી ચાર કૃતિઓનું વસ્તુ કલ્પિત છે. 'રંગભંડાર' નૂતન નારીની પ્રગલ્ભ ચબરાકી બતાવતું, નાયકના નારી–અલંકરણના ભાષણથી લિજ્જત આપતું, પાત્રવૈવિધ્ય ને બોલીવૈવિધ્ય પણ દાખવતું સુખાન્ત નાટક છે. ઇન્દુ–બિન્દુના સુખાન્ત પ્રણયનું નાટક 'વહાલો અને વહાલી' પોતાનું સંવાદકૌશલ દાખવવાની અને પ્રેમને નડતા નાતજાતના જૂનવાણી ખ્યાલો પર પ્રહાર કરવાની લેખકને તક આપે છે. ટેલિફોનનો એમાં થયેલો ઉપયોગ બે જ પાત્રના નાટકને વિવિધતાની થોડી સગવડ કરી આપે છે. 'નર–નારી' ચંદ્રવદન મહેતા જ લખી શકે એવું ફારસ છે. બંસીલાલ એમાં પ્રવચકનું અને સાથે નાટકના એક પાત્રનું કામ કરે છે એમાં લેખકની કુશળતા છે. ચડભડતાં વરવહુ બંસીલાલનું ઘર પચાવી બેઠાં તેને ત્યાંથી કાઢવાનો પ્રયોગ રમૂજી છે. એને માટે કર્તા મદારી ને ભુવાને અંદર લાવ્યા છે, અને બંસીલાલને દમયંતી જેવી યુવતીની પ્રાપ્તિ પણ કરાવી આપી છે. સંવાદ ચગાવતાં કર્તાને સારું આવડે છે. નરનારી પાસે પરસ્પરનાં સ્તુતિનિંદા ઉચ્ચારાવ્યાં છે તેમજ 'ઠીક' શબ્દ પર થોડી મિનિટ જે રમત કરી છે ત્યાં એ વિશેષ દેખાશે. રેડિયો–નાટકના લેખનકૌશલ અને રંગતની દૃષ્ટિએ આ નાટક સંગ્રહમાં ધ્યાન ખેંચે તેવું છે. 'ખૂન' અણધાર્યો અંત લાવતું ગંભીર નાટક





છે એનાં પાત્રોનાં નામ પોતાના ને સાથીઓનાં નામ જેવાં યોજ્યાં છે એ ચંદ્રવદનશાઈ અખતરો છે

બાકીની રચનાઓમાં કેટલીક જૂના ને કોઈ તાજેતરના ઇતિહાસમાંથી વસ્તુ લઈને કરેલી છે 'સોન' અને 'પ્રભાત ચાવડો' સોરઠી દાતકથિક ઇતિહાસમાંથી લીધેલા વસ્તુ પર રચાયાં છે બંને કરુણ ગંભીર છે 'અમર ફળ' ભર્તૃહરિ-પિંગલાની કથાને ફરી રેડિયો માટે નાટ્યરૂપ આપે છે એમાં અશ્વપાળ ગણુને ચાણુકનો ભાર રેડિયો-નાટકની શ્રવણાકર્ષકતા માટે ઠીક હશે, પણ બીજી રીતે એ ટાળ્યો હોત તો ખોટું ન હતું વિદૂષકની જ્ઞાનવાણી એ કૃતિનું આકર્ષણ ગણાવાપાત્ર છે 'મુઝફ્ફરશાહ' ગુજરાતના એ નેકદિલ સુલ્તાનની ખુદા-પરસ્તી અને પ્રજાવત્સલતાનું સુંદર દર્શન કરાવતું પાત્રપ્રધાન નાટક છે પ્રજાને દુકાળ ને મોતમાંથી બચાવવા અને બદલામાં પોતાને ઉપાડી લેવા એ સુલતાન ખુદાને બંદગી કરે છે આ થયાં જૂના ઇતિહાસનાં નાટક નવા ઇતિહાસનાં નાટક છે 'એચ એમ આઈ એસ બેંગાલ' એ નામધારી યુદ્ધ જહાજે પોતે ટચુકડું હોવા છતાં બે જાપાની ક્રુઝરોને યુદ્ધ આપી વિજય મેળવી ગયા વિશ્વયુદ્ધમાં ભારતની કીર્તિ વધારી નવો ઇતિહાસ સર્જ્યો હતો તેનું અહીં રેડિયો-રૂપક બનાવવામાં આવ્યું છે 'બેંગાલ'ને અહીં પાત્ર બનાવવું પડ્યું છે અને પ્રવચક પણ છે તાજેતરની ઘટનાને કેવી રીતે આમ જાહેર રીતે રેડિયો-રૂપક દ્વારા નિરૂપી શકાય તેનું માર્ગદર્શન આ રચના નવા નાટ્યલેખકોને કરાવી શકે એમ છે કર્તાની સફળ પ્રયોગશીલતાનો એ સારો નમૂનો છે

એવી એમની પ્રયોગશીલતા બાકીની કૃતિઓ પણ બતાવે છે 'અમર ઉર્વશી' અને ઠાકુરદા માં રવીન્દ્રનાથનાં એ ત્રણ પાત્રોને ભેગાં કરી સંવાદ યોજવામાં આવ્યો છે મૂળ પાત્રોથી અપરિચિત હોય તેમને આ નહિ સમજાય 'વિશ્વામિત્રી' છે તો વિશ્વામિત્રી નદીની ઉત્પત્તિની કથાને અંદર વણતું સુંદર રેડિયો-રૂપક, પણ વિશ્વામિત્રી નદી કરતાં ત્રિશંકુ માટે તપબળે નવી સૃષ્ટિ સરજતા વિશ્વામિત્રનું પરાક્રમ જ એમાં પ્રધાનપદે બેસી ગયું છે 'ગિરિગુરુ ગિરનાર'માં શ્રી ચંદ્રવદને ગિરનારને અને ગાજધ્વનિને પ્રવચક જેવા બનાવી તેણે જે અતીતનું દર્શન કર્યું છે તેનાં દશ્યો રજૂ કરી સૌરાષ્ટ્રનો મહિમા ગાયો છે એમાંનાં હિંદી પદો મૂળ આ રચના હિંદીમાં લખાયેલી તેનાં સંભારણાં છે 'ખોવાયેલી નદી' એ આ સંગ્રહની છેલ્લી નાટ્યકૃતિ હિમાલયથી નીકળી ખંભાતના અખાત આગળ સમુદ્રને મળતી વેદકાલીન નદી સરસ્વતી વિશેનું રૂપક છે પાત્રબહુલતા મોટા મોટા ભાગનાં સંવાદમાં પૃથ્વી જળનો ઉપયોગ, અને સુર-અસુરના યુદ્ધના રૂપકરૂપ ક્રોધ-વેરના અગ્નિને ઠારવાનું સરસ્વતી—વિવેકયુક્ત જ્ઞાનથી જ શક્ય એ બોધની વ્યંજના, આ રચનાની વિશિષ્ટતા છે જેમ 'બેંગલ' ગિરનાર ને વિશ્વામિત્રીને કર્તાએ પાત્રરૂપ આપ્યું હતું તેમ અહીં સરસ્વતીને પણ આપ્યું છે પ્રથમ પ્રવચક અને કાળપુરુષ પાસેથી પછી સરસ્વતી પાસેથી એના સંબંધી વૃત્તાન્ત રજૂ કરવાનું કામ કર્તાએ લીધું છે

શ્રી ચંદ્રવદન મહેતા એમની દરેક નવી કૃતિમાં કોઈને કોઈ નવો અખતરો દેખાડતા રહ્યા છે આ સંગ્રહમાં રેડિયો-રૂપકો (અને રંગભૂમિનાં નાટકો, કારણ આમાંનાં ઘણાં રંગભૂમિ પર આવી શક્યાં-શકે એમ છે) માટેની વસ્તુ અને નિરૂપણની અનેક શક્યતાઓ તેમણે દેખાડી આપી છે આપણી નદીઓ ને પર્વતો ઇતિહાસ અને પૌરાણિક આખ્યાયિકાઓ અને અમરતાની અધિકારી ચાતુ ઘટનાઓને કઈ રીતે નાટ્યવિષય બનાવી શકાય તથા શ્રોતાઓનાં ચિત્ત એમના કાનદ્વારા કેવી રીતે સંગ્ર કરાય એનો કિમિયો એમાં એ દેખાડે છે જોઈએ માત્ર ખરી નાટ્યદૃષ્ટિ, અને રેડિયો તથા રંગભૂમિની જરૂરતનું એમને છે એવું ભાન ગુજરાતના નાટ્યરસિકો આથી આ સંગ્રહને અવશ્ય હોંસથી સત્કારશે.

★

# ઊર્મિ



# નવરચના


તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર

વર્ષ ૨૪ · અંક ૪ · જુલાઇ ૧૯૫૩ · સળંગ અંક ૨૮૦

# સુદ્રઢ શરીરના ચાહનારાઓને



આજકાલ જેને જુઓ તે કંઈ ને કંઈ રોગથી પીડાતા નજરે પડશે. પછી ભલેને એ રોગી બાળક હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય. એનાં કારણોનો ઊંડો અભ્યાસ કરનારા નિષ્ણાતોએ એક મને કબુલ્યું છે કે દરક ઋતુમાં ચોક્કસ, પુરક અને શકિતદાયક ખોરાકનું સેવન કરવું જોઈએ, તેમ કરવા તરફ જે લોકો બેદરકારી બતાવે છે તેઓ અકાળે વૃદ્ધાવસ્થાને નોતરે છે. એટલું જ નહીં પરંતુ પોતાની બીમારી પાછળ વરસે હજારો રૂપિયાની નાહક બરબાદી કરે છે. મુંબઈ લોકપ્રિય ઔષધિઓ બનાવનારા મેસર્સ "ચરક ભંડાર" મુંબઈ નં. ૭ તરફથી લોકોની પુરક અને શકિતવર્ધક જરૂરીયાતો પૂરી પાડવા માટે એક ચાટણુ જે "ચરક" નો 'ચ્યવનપ્રાશ' અષ્ટવર્ગના નામે ઓળખાય છે.

આ ચાટણુ માત્ર શકિતવર્ધક છે એટલું જ નહીં પરતું વાત, પીત્ત અને કફના રોગમાં હિતકર છે. ક્ષય, ઉરઃક્ષત, શોષ, હૃદયરોગ, કાસ, શ્વાસ, તરસ, વાત, રકત, આંખોનો રોગ, મુત્ર રોગ, વીર્યના દોષ, વગેરે રોગો માટે પણ આ ચાટણુ ઉત્તમ છે. વળી બાળકો, સગર્ભા સ્ત્રી અને ધાતુક્ષીણ બધાને માટે એક સરખું ઉપયોગી છે. વિદ્યાર્થીઓ, વકીલો, લેખકો અને ભગજનું કામ કરનારાઓની યાદશકિતને વધારે છે. આ પ્રયોગ વધુ નહી પણ ત્રણેક માસ નિયમિત કરવામાં આવે તો આખું વરસ તંદુરસ્તી ટકાવી રાખવામાં જરૂર મદદ કરશે. બળ, વીર્ય, બુદ્ધિ, સ્મૃતિ અને કાંતિને વધારનાર આ ચાટણુનું દરેકે શકિત મુજબ સેવન કરવું જોઇએ. આવા સર્વોત્તમ ચાટણુની કિંમત કાંઇ વધુ નથી. દરેક જાણીતા દવાખાનાને ત્યાં વેચાય છે. બહારગામવાળાઓએ 'ચરક ભંડાર' મુંબઇ નં. ૭ વડી ઓફીસે ઓર્ડર મોકલવો. સચિત્ર સૂચિપત્ર મફત મેળવવા પણ ત્યાં જ લખવું.

'ઊર્મિ' ૪૬ ૧૮ ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને
'નવરચના' ૨૬ ૧૮ સંસ્કારનું માસિક

અંક ૪ * જુલાઈ ૧૯૫૩ : સળંગ અંક ૨૮૦

ક્રમ



## પૂંઠા ઉપરનું ચિત્ર

'તોડી' ચિત્રકાર સી૦ નરેન્

પહાડના ઝરણા પાસે બેસીને દિવસનો પહેલો પહોર શરૂ થતાની સાથે વીણાની સુરાવલિ સાંભળતાં જ હરણાં દોડી આવે છે 'ભૈરવ' પછી 'તોડી'ની શરૂઆત હોય છે ગયા અંકના પૂંઠા પર ભૈરવ રાગનું ચિત્ર હતું આ અંક ઉપર 'તોડી' આમ એક પછી એક રાગ રાગિણી આપશે

## સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા પરદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* છૂટક નકલ બાર આના પરદેશમાં એક રૂપિયો
* દર માસની ૧ લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપનો ગ્રાહક નંબર અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોની કાર્બન કૉપી સુરક્ષિત રાખેલી હોય છે
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું મોકલવું જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ્દ કરાય છે
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો ગ્રાહક થવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું -

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

પ્રકાશક હર્ષદલાલ મો દવે ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ અમદાવાદ ૧
મુદ્રક ગોવિંદલાલ મોહનલાલ જાની ક્રિશ્ના પ્રિન્ટરી, રતનપોળ અમદાવાદ.




તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર






નવરચના


# અહેર !

વાદળાં ઘેરાયાં હતાં.
વીજળીના ઝબકારા આંખ આંજી દેતા હતા.
કડાકા ને ભડાકા હૈયું કંપાવી મૂકતા હતા.
વરસાદનું ટીપું પણ પડતું ન હતું.
ખેડૂતોની મીટ આભમાં હતી.
ધરતી સાવ સૂકાઈ ગઈ હતી.
ક્યાંય પીવાનું પાણી પણ નહોતું.
બે વરસથી વરસાદ વરસ્યો જ નહોતો.
વરસાદ માટે મોટા યજ્ઞો થયા.
બાધાઓ રાખવી પણ બાકી ન રહી.
છતાં આવેલો વરસાદ ધુધવાયો.
માનવો અને ઢોરો,
પંખીઓ અને ધરતી,
—એમની પ્યાસ વધતી જ ચાલી.
પાપભારે ભગવાન રૂઠયો.
કુદરત પણ રૂઠી.
માનવની શ્રદ્ધા સાવ ખૂટી પડી.
ગોરંભાયેલું વિતાન ચોખ્ખું થઈ ગયું.
જીવંત પ્રાણીઓ ટપોટપ મરવા લાગ્યાં.
અને રઝળતાં શબ ઉપર કુદરત રીઝી.
કશા પણ ડોળ વગર બારે મેઘ
એ શબની પ્યાસ છીપાવવા તૂટી પડ્યા !

ज्ञ


સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક




તે ખમચાયો નહીં', બોલ્યો : 'વાત એમ છે કે મારે મગજનું ઑપરેશન કરાવવું છે.'

'મગજનું......?'

'હા, જુઓ અહીં' એણે ટોપી ઉતારી ટેબલ પર મૂકી ને જમણા હાથે ગળાના પાછળના ભાગને દબાવતાં કહ્યું. 'જુઓ અહીં' આગળ બહુ દુઃખે છે. પછી દર્દ ધીમે ધીમે ઉપર ચઢી જાય છે.'

ડૉક્ટરે ત્યાં જ બેઠાં બેઠાં પૂછ્યું : 'રોજ એવું થાય છે?'

'હા જી, શરૂઆતમાં તો કોઈક વખત થતું પણ હવે તો હંમેશાં એવું થાય છે. ક્યારેક તો દુખાવો એટલો બધો હોય છે કે ગભરાઈ જાઉં છું.'

'અત્યારે કેમ છે?'

'અત્યારે ખાસ નથી દુઃખતું. દુખતું હોત તો આમ બેસાત જ નહિ.'

'એ અમુક ખાસ સમયે તો નથી થતું ને?'

'કાંઈ નક્કી નથી પણ બહુવાર સુધી એકાંતમાં રહેવાથી કે બહુ વાતો કરવાથી તથા રાત્રે ઘણુંખરું એનો હુમલો થાય છે.'

'તમે જરાક સૂઈ જશો!'—ડૉ. નગેરે કહ્યું ને તે ઊઠીને એની પાસે આવ્યા. પૂછ્યું : 'તમારું નામ શું છે ભાઈ?'

'સન્તકુમાર'—એણે સૂતાં સૂતાં જ જવાબ વાળ્યો. ડૉક્ટરે એના માથાને દબાવ્યું. દુખાવો થતો હતો એ જગ્યાને સારી પેઠે તપાસી. પૂછતા ગયા—'હા. તો સન્તકુમાર અહીં બહુ દુઃખે છે નહીં?'

'હા, આ તો માનવતાનું સ્થાન છે.'

'શું કહ્યું?'

'એમ કે આ જ જગ્યાએ માનવતાના ગુણોનું નિર્માણ થાય છે.'

ડૉક્ટર હસ્યા : 'તમે તો ભારે જ્ઞાની છો!'

'ડૉક્ટર સાહેબ,'—સન્તકુમારે આતુરતાપૂર્વક કહ્યું : 'પ્રેમ, સહૃદયતા, સહાનુભૂતિ, કરુણા વગેરે ગુણોનું આનું રહેઠાણ છે. અહીંથી ઉપર જઈને ગુણો મનુષ્યને બુદ્ધિ અર્પના। ન.નનંતુઓનું નિર્માણ કરે છે.'

'નિસંદેહ!' ડૉક્ટરે પ્રશંસા કરતાં કહ્યું, 'જ્યારે દુઃખાવો ઉપડે છે ત્યારે કેવું લાગે છે?'

'ત્યારે તો ડૉક્ટર સાહેબ, એવું લગે છે કે જાણે મગજમાં કાનખજૂરો ભરાઈ ગયો હોય એના પગ મને સ્પષ્ટ વર્તાય છે. પછી દુઃખ એટલું વધે છે ને હૃદયથી ચીસો નાખે છે. મનમાં એવું થાય છે કે માથું ભીંત સાથે અફાળું અથવા કોઈનું ગળું દબાવી દઉં.'

'અને પછી...?'

'અને ક્યારેક તો રડી પડું છું. ડુસકાં લઉં છું ને ડૂમો ભરાઈ જાય છે.'

'એવું થાય છે?' ડૉક્ટરે ગંભીર બનીને કહ્યું ને પછી ફરી ધીમે ધીમે માથું દબાવતાં એક નસ પકડીને દબાવતાં દબાવતાં પૂછ્યું : 'અહીં દુઃખે છે ખરું?'

પણ જવાબમાં ડૉક્ટરે જોયું કે સન્તકુમારની મૂઠીઓ આપોઆપ બીડાઈ રહી છે. હાથ અક્કડ થવા માંડ્યા છે. નસો ઉપર તરી રહી છે ને જોતજોતામાં તો એણે એક ઝટકો મારીને ડૉક્ટરના હાથમાંથી માથું છોડાવી લીધું છે. એની આંખો ચકળવકળ થવા માંડી. ડૉક્ટરે જલ્દી પોતાના સાથીને બૂમ પાડી : 'ડૉક્ટર કુમાર, હમણાં જ ઈંજેક્શન આપવું પડશે, ઝટ કરો. અને નર્સ, તમે પણ દવા લઈ આવો.'

લગભગ પાંચ-સાત મિનિટમાં આ બધું બની ગયું. સન્તકુમાર થાકેલા મુસાફરની જેમ લાચાર બનીને સૂઈ રહ્યો પછી એકદમ ઊઠ્યો જો કે તે ઢીલો થઈ ગયો હતો. પણ એની આંખો શાંત હતી. એણે ડૉક્ટર તરફ આશ્ચર્યપૂર્વક જોયું ને આંખો મસળી.

ડૉક્ટરે ધીમેથી કહ્યું : 'હવે કેમ લાગે છે?'

તે બબડ્યો : 'હજી મારા મગજનું ઑપરેશન નથી કર્યું?'





ડૉક્ટરે કહ્યું: 'હજુ તો મારે ઓપરેશન કરવાની તૈયારીઓ કરવી પડશે, ભરોસો રાખજો, હું ચોક્કસ કરીશ.'

એમ લાગ્યું કે જાણે મંતકુમારને વિશ્વાસ નહોતો. ત્યાં તો અનુભવી ડૉક્ટર બોલ્યા: 'હૉસ્પિટલમાં રહેવું તો ફાવશે ને?'

'હા, હા કેમ નહીં ફાવે?' દર્દીએ સમજીને કહ્યું.

ડૉક્ટરને આ વિચિત્ર રોગમાં રસ હતો. તેણે પોતાના સાથી ડૉક્ટરને જરૂરી તૈયારીઓ કરવાનું જણાવ્યું અને જતાં જતાં કહ્યું—'રાત્રે કાંઈ ફેરફાર થાય તો મને જણાવજો.'

પછી ડૉક્ટર જતા રહ્યા પણ એ રોગીને ન ભૂલી શક્યા. પોતાની પત્નીને એના વિષે વાત કરતાં એમણે જણાવ્યું: 'મને ખાત્રી છે કે આ માણસને બહુ સખત આઘાત લાગ્યો હશે.'

'એમ પણ બન્યું હોય.'

'અને એ આઘાત એવો છે જેના માટે એ પોતાને દોષી માને છે.'

'એવું કાંઈ બન્યું છે ખરું!'

'કાંઈ સમજવામાં નથી આવતું એ યુવક નથી, આધેડ માણસ છે. એમ પણ બની શકે કે એણે કાંઈ છુપાવવાની ભિક્ષત પચાવી પાડી હોય.'

પત્નીએ પૂછ્યું: 'એની આંખોમાં ક્રૂરતા દેખાય છે?'

'એવું જ છે. એની આંખોમાં ક્રૂરતા નહીં પણ ભય ને દુઃખનું અદ્ભુત મિશ્રણ દેખાય છે.'

'તો...!' પત્નીએ કહ્યું: 'બની શકે કે એનાથી એવી ભૂલ થઈ હોય!

ડૉક્ટરે કહ્યું: 'મેં પણ દુનિયા જોઈ છે. હું જાણું છું કે તે પસ્તાવાની આગમાં સળગે છે. એણે ભયંકર પાપ કર્યું છે. ક્યારેક તો એની આંખો એટલી નિસ્તેજ થઈ જાય છે કે આ યુવાને મનમાં કાંઈક થઈ જાય છે..'

તે હજુ વાક્ય પૂરું નહોતા કરી શક્યા કે બહારથી નોકરે આવીને જણાવ્યું: 'ડૉક્ટર કુમાર આવ્યા છે.' તે ચોંકીને બહાર આવ્યા. કુમારે એમને જણાવ્યું: 'નવો રોગી ગાંડો થઈ ગયો છે.'

ડૉક્ટર જેવા વેશમાં હતા એમ ને એમ ચાલ્યા. જ્યારે તે હૉસ્પિટલ પહોંચ્યા ત્યારે રોગીને એકાંતવાળા ઓરડામાં લાવ્યા હતા એ શાંત રાત્રિએ એમણે દૂર દૂર દુઃખી અવાજે સાંભળ્યું: એ કહેતો હતો: 'હું ગાંડો નથી. ના, ના, હું ગાંડો નથી જ. હું બરાબર ભાનમાં છું અને જોઈ-વિચારીને કહું છું કે મેં મહાત્મા ગાંધીજીનું ખૂન કર્યું છે.'

ડૉક્ટર નગેશે અચાનક આકાશમાં વીજળીનો અપૂર્વ પ્રકાશ જોયો. તે ધ્રૂજી ઉઠ્યા. કેટલીક પળો સુધી આગળ વધવાના ભ્રમમાં ત્યાં ને ત્યાં જ ઊભા રહ્યા. ફરી પાછા અવાજો આવતા હતા: 'તમને મારા પર વિશ્વાસ નથી. તમે આમ કેમ જુઓ છો! અહા-હા હા તમે વિચારતા હશો કે ગાંધીજીને મારનાર તો ગોડસે છે તેણે ગુનો કબૂલી લીધો છે હા-હા-હા તમે બધા મૂર્ખ છો..'

બરાબર આ જ પળે ડૉક્ટર ઓરડામાં દાખલ થયા એમના આતતાવેંત નર્સ ને ડૉક્ટર કુમાર બાજુ પર ખસી ગયા રોગીએ ડૉક્ટરને જોયા. તે હસ્યો: 'તમે આવી ગયા! હું તમારી રાહ જોતો હતો. તમે સમજુ છો આ લોકો તો મારી વાત માનતા નથી.'

ડૉક્ટર નાગેશે એની પાસે જઈને માથાં પર હાથ મૂક્યો, જરા પંપાળ્યું પછી વહાલથી થાબડીને કહ્યું: 'એ લોકો છે જ એવા તમે મને કહો શું છે!'

[૫૩ મા પાના ઉપર ચાલુ]

# જેવો ચોર તેવો તોડ!

ધૂમકેતુ

રાજાની રાણીનો મોતનહાર ચોરાઈ ગયો. ચોરનો પત્તો જ ન મળે. રાજાના હુકમો છૂટયા. ચોર ન જડયો. જડયો ત્યારે ચોર પકડાય એવો નહોતો! પણ એ ચોરને પકડયા વિના ચોરીનો મુદ્દામાલ મેળવવાની જે કરામત અજમાવી એ આ નાની વાર્તામાં કેવી સહજતાથી ગૂંથાઈ છે!

એક વખત એક રાજા ઉદ્યાનમાં આનંદ વિનોદ માટે ગયો. સાથે તેની રાણીઓ પણ હતી. ઉદ્યાનની શોભા જોઈને બધાંને બહુ જ આનંદ થયો. એમાંથી કોઈ ગાવા માંડ્યું. કોઈ નૃત્ય કરવા માંડ્યું. કોઈ બંસી બજાવવા લાગ્યું. કોઈએ સંતાકૂકડીની રમત શરૂ કરી. કોઈને જલવિહાર કરવાનું મન થયું. એમ જેને જેમ ઠીક પડે તેમ તેમ પરિચારિકાઓ અને રાણીઓ રમવા મંડ્યાં.

એમાં એક રાણીનો મહા મૂલ્યવાન મૌક્તિક હાર ખોવાયો, એ સરવર કાંઠે હાર મૂકીને જલવિહાર કરવા માટે ગઈ, અને પાછી ફરીને જુએ છે તો હાર મળે નહિ.

તપાસ તો ઘણી કરી પણ ક્યાંય હારનો પત્તો લાગ્યો નહિ.

સૌના મનમાં થયું કે કોઈકે ભારે સિફતથી હારને સંતાડી દીધો લાગે છે. ને પાંચ પંદર દિવસે જ્યારે વાત વિસરાઈ જશે ત્યારે ચુપચુપ જઈને હારને લઈ આવશે.

સામાન્ય હાર હોત તો તો કાંઈ બહુ લાગત નહિ પણ આ તો વીણી વીણીને એક જ રૂપરંગ અને તેજનાં લંકાનાં મોતીઓ ભેગાં કર્યાં હતાં, તેમાંથી આ હાર બનાવ્યો હતો. એટલે એમ નક્કી થયું કે કોઈને ખબર પડે નહિ તેમ ઉદ્યાન ફરતો ચોકી પહેરો રાખવો. જોવું કે ચોર કોણ નીકળે છે?

હવે આ પ્રમાણે સખ્ત દેખરેખ રાખી પણ કોઈ ચોર નજરે ચડ્યો નહિ. થાકીને સૌ વાત મૂકી દેતા હતા તેટલામાં એક દિવસ એક શિકારી દોડતો દોડતો આવ્યો. આવીને મહારાજને વાત કરી કે અંતે ચોર હાથ આવ્યો છે. ને તે પણ મુદ્દામાલ સાથે!

એ વાત સાંભળીને સૌને એટલો આનંદ થયો કે સૌ આનંદમાં ને આનંદમાં શિકારીને પૂછવાનું પણ ભૂલી ગયા કે કોણ ચોર છે?

બધા મોટા અધિકારીઓ તરત જ શિકારીની સાથે ચાલી નીકળ્યા શિકારી આગળ ને અધિકારીઓ તથા સૈનિકો પાછળ. ચોરને મુસ્કેટાટ બાંધવા માટે મજબુત દોરડાં ને સાંકળો પણ સાથે લીધી.

શિકારી તેમને એક મહા ઘોર જંગલમાં લઈ ગયો. પગદંડીએ પગદંડીએ આગળ જતાં વધારે ને વધારે ઘટ્ટ જંગલ આવવા મંડ્યું. સૌને થયું કે મારો બેટો ચોર જેવો તેવો હોશિયાર લાગતો નથી. માણસનો કોઈ દિવસ સંચાર પણ ન થાય ત્યાં આવીને બેસી ગયો છે! કોટિ દ્રમ્મનો મૌક્તિક હાર છૂપાવવા એણે જગ્યા તો બરાબર શોધી છે!

એમ કરતાં કરતાં તેઓ એક મહા વિશાળ ઉત્તુંગ વૃક્ષની પાસે આવી પહોંચ્યા. માથું ઊંચું કરીને નજર નાખે તો નાખી નજર પણ ન પહોંચે એટલે ઊંચે એની ડાળીઓ ફેલાયલી હતી.

શિકારી ત્યાં આવીને થોભ્યો. આવડું મોટું ઉત્તુંગ સેંકડો ડાળી ડાંખળાવાળું, એક મહાન તંબુ તાણ્યો હોય તેવું, વૃક્ષ જોતાં ત્યાં સૌ ઊભા રહ્યા.

શિકારી થોડીવાર આમતેમ ફર્યો. ઊંચે જોવા મંડ્યો. આ ડાળી તે ડાળીએ નજર કરવા લાગ્યો. ને પછી અચાનક કાંઈક જોયું હોય તેમ હર્ષમાં આવીને બોલી ઊઠ્યો: 'એ રહ્યો ચોર! એ ત્યાં બેઠો! એની ડોકમાં એ માળા રહી!'

એણે બતાવેલી દિશામાં સૌએ જોવા માંડ્યું. પણ ત્યાં કેવો ચોર ને કેની વાત! માત્ર થોડાક વાંદરાં આમતેમ કૂદી રહ્યાં હતાં!





શિકારીએ એક કપિરાજને બતાવતાં કહ્યું : 'એ જ ચોર છે. જુઓ એની ડોકમાં એ માળા લટકે !'

સૌ નજર કરી રહ્યા, તો ત્યાં એક મહાન કપિરાજ બેઠો હતો. ને તેની ડોકમાં ખરેખર પેલી મોતીની માળા લટકતી હતી !

પણ આ જોઈને સૌ હસી પડ્યા : 'અરે ! આનો ચોર ?'

પણ હાસ્ય પૂરું થતાં જ વિચાર આવ્યો કે હવે મોતીની માળા, આ અટકચાળા વાંદરા પાસેથી મેળવવી શી રીતે ?

ચોર હોત તો મુશ્કેટાટ બાંધીને ઉપાડી પણ જાય !

પણ આંહીં તો આ વાંદરો હતો જો ભડકાવીને ભગાડી મૂકે તો માળા એની ડોકમાં રહે ને પત્તો જ ન ખાય ! જો ઝાડ ઉપર ચડે તો કંઈ વાંદરાને કોઈ પહોંચે ? જો આસપાસ અગ્નિ મૂકે તો વાંદરો તરત ડાળ ઉપરથી બીજી ડાળે કૂદતો નાસી જ જાય ! હવે થાય શું ? શિકાર કરી નાખે, પણ વાંદરાભાઈ તો નિશાન લીધું છે એમ દેખે કે તરત કૂદાકૂદ કરતા જાય ભાગ્યા. એટલે શિકાર કરવો પણ મુશ્કેલ. અને વાંદરાનો શિકાર કરવાનું મન પણ ન થાય એ વધારામાં. એટલે ચોર તો મળ્યો, પણ વાત હસવા જેવી બની હતી. રાજાને કહેવા જાય છે તો, આ વાંદરાભાઈનું શું ઠેકાણું ?

એમણે શિકારીને જ પૂછ્યું : 'વાંદરો પકડાય તેવું કાંઈ સાધન ?'

પણ ત્યાં વાંદરાને પકડવાનું શું સાધન મળે ? ને બીજું ચારે દિશાએ વાંદરા માટે તો મોકળી હતી. એટલે આ બધા જઈને સાધન લઈ આવે ત્યાં સુધી શાંત બેસી રહે એવી એ માયા ન હતી.

એટલે હાર તો મળ્યો, પણ ન મળ્યા જેવો ને વધારામાં આવી નાનકડી સરખી વાતમાં રસ્તો ન કાઢી શકવાનો દોષ મળે તેમ હતો ! હવે થાય શું ?

એટલામાં એક ડાહ્યો અધિકારી હતો તે બોલી ઊઠ્યો : 'કોઈને નૃત્ય આવડે છે ?'

નૃત્ય શીખેલા તો ઘણા હતા. પણ પેલા અધિકારીએ કહ્યું એમ નહિ, આ તો બજાણીયા બેન જેવું લોકનૃત્ય કરે તેનું કામ છે !

એનો જાણકાર પણ એક જણો નીકળ્યો.

તરત પેલા અધિકારીએ એક નાનકડી સભા જ ત્યાં ગોઠવી દીધી. બંદરભાઈ બરાબર સામે દેખાય ને બંદરભાઈ પણ સભાને બરાબર દેખે તેમ નૃત્ય રમત જલસા શરૂ થયા. બીજા બધા પ્રેક્ષકો બની ગયા. એક એક જણો નૃત્ય કરવા આવતો ગયો.

પહેલાં તો આનો મર્મ કોઈ સમજ્યું નહિ. પણ જેમ જેમ નૃત્યની ને બીજી રમતગમત આગળ વધવા માંડી, તેમ તેમ સૌને સમજણ પડવા માંડી. પેલા વૃક્ષ ઉપરનો કપિરાજ આ બધી રમત બહુ જ રસથી નિહાળી રહ્યો હતો.

જેમ જેમ એનો રસ જામતો ગયો, તેમ તેમ એ પણ થોડા ચાળાચેન કરવા મંડ્યો. ડાળી ઉપર જરાક કૂદવા મંડ્યો. જરાક શરીરને હલાવવા મંડ્યો. મોંને ત્રાંસુ સીધું કરવા લાગ્યો.

તે વખતે પેલા અધિકારીએ લોકનૃત્યકારને કહ્યું : 'હવે એ વાંદરો તને બરાબર દેખે તેમ. તું ઊંધે માથે, પગ અધર રાખીને, હાથના ટેકાથી નૃત્ય શરૂ કરી દે !'

એ નૃત્ય શરૂ થયું ને હસાહસ ને તાળીઓ પડવા માંડી !

પણ એટલામાં ઉપરથી ધબાક કાંઈક નીચે પડ્યું. વીજળીને વેગે દોડીને પેલા અધિકારીએ તે ઉપાડી લીધું.

સૌની ખુશાલીનો પાર રહ્યો નહિ. મોતીની માળા જ ઉપરથી નીચે આવી પડી હતી !

શું થયું હતું ? સૌ આશ્ચર્ય પામી ગયા. ઊંચી દૃષ્ટિ કરીને જુએ છે તો ઉપર પેલો બંદર-કપિરાજ ઊંધે માથે નૃત્ય કરી રહ્યો હતો ! એ જોઈને તરત

# કુસંગીના ફેલમાં સત્સંગીના રોટલા

રવિશંકર મહારાજ

આખી દુનિયાને નવાઈ ઉપજાવે એવું ભારતે જે ભૂમિદાન કાર્ય હાથ ધર્યું છે એના આદ્ય પ્રણેતા વિનોબાની સીધી સાદી ફિલસૂફીને આજે કેટલાય કાર્યકરો પ્રચારી રહ્યા છે, મહારાજના આ વ્યાખ્યાનોની બબલભાઈ મહેતાએ લીધેલી નોંધોમાંથી અહીં મૂકવામાં એ પ્રવૃત્તિનો ખ્યાલ પણ મળે છે.

બધી વાતનો સાર આપણા જીવનને બદલવાનો છે. જો રીતભાત બદલીએ તો આપણે સૌ સુખી થઈ શકીએ, નહિતર ઈશ્વર એનો માર્ગ કાઢે જ છે. કાયાના દોષને કાયાથી, વાણીના દોષને વાણીથી અને મનના દોષને મનથી એ દૂર કરે છે, એવું ઋષિઓએ કહ્યું છે.

અંગ્રેજો જાય તો આપણા વિકાસની આડખીલી જાય એવું આપણે માનતા હતા. ગાંધીજીની દોરવણી એવી મળી કે નાના મોટા સૌ ભાઈ અને બહેનો પણ એમાં ભળ્યાં. ચોપાટીના પાણીમાં બહેનોએ ધ્વજ ફરકાવ્યો. મને થયું કે આ શક્તિ આવે એ માટે ગાંધીજીએ કેવી રીત શોધી કાઢી છે! અંગ્રેજો ગયા.

દેશી રાજ્યોના રાજાઓ રાત્રે રાજા હતા અને દિવસે સામાન્ય માણસ થયા આ પણ એક ક્રાંતિ જ થઈ.

આપણે અડધો ઉપરાંત રસ્તો કાપ્યો છે. પણ હવે રહ્યો છે એ સાતમો કોઠો છે. બીજા પાસે કરાવવાનું હતું એ તો કરાવ્યું પણ હવે તો આપણે પોતે કરવાનું આવ્યું છે એટલે કઠણ છે.

આજે બધા પૈસા માટે પડાપડી કરે છે. ગોધરા બળતું હતું ત્યારેય લોકો લૂંટવા નીકળ્યા હતા. અંગ્રેજો લૂંટતા હતા. હવે આપણે એવી પરિસ્થિતિ લાવવી છે કે જ્યાં કોઈને કોઈ લૂંટી ન શકે. લોકો વધારે ને વધારે શ્રીમંત થવાની દોડમાં પડ્યા. પરિણામે ગરીબો વધારે ગરીબ થતા ગયા. આમ અંતર વધતું ગયું અને ગાંધીજીનો કાર્યક્રમ અધૂરો રહી ગયો. જ્યાં ત્યાં ચોરી ચાલી. અને પ્રજાનું અધઃપતન થવા લાગ્યું. મને કાંઈ સમજણ નહોતી પડતી કે આમાંથી બચવા માટે શું કરવું? હું ફાંફાં મારતો હતો. મારું દિલ તૂટી ગયું હતું. ઘડપણ વધતું જતું હતું. વિનોબાએ દોઢ વરસથી આ કામ ઉપાડ્યું હતું છતાં મને ગમ નહોતી પડતી. ભૂમિદાન માટે મને સાબરમતીમાં પ્રમુખ બનાવ્યો પણ હું કહેતો હતો કે મને સમજ નથી પડતી. મને પ્રમુખ શાનો બનાવો છો?

હમણાં ચીન શાંતિ પરિષદમાં ગયો હતો. બધે શાંતિ લાવવાની વાત ચાલતી હતી પણ મને સમજાતું નહોતું કે શાંતિ આવે શી રીતે? ભૂખમરો ટળે શી રીતે?

નકલ તો થાય નહિ. નકલમાં અક્કલ ન

---

જ આખી મંડળી ખડખડાટ હસી પડી. ને હસતી હસતી વેરાઈ ગઈ!

પોતાને આ લોકોએ તાલીઓ પાડી હર્ષનાદથી વધાવવાને બદલે કેમ તરત ચાલતી પકડી તે કપિરાજ ઘણા વખત સુધી સમજી જ શક્યો નહિ!

એણે મોતીની માળા ખોઈ હતી એવું કાંઈ એને ભાન ન હતું. પોતે મોતીની માળા પહેરી હતી તેનું પણ તેના મનમાં કાંઈ ન હતું અને કોઈ ડાહી વાંદરી માળા ખોવા માટે તેને ઠપકો આપે તેમ પણ ન હતું!

એટલે એ તો ઘણા વખત સુધી સમજી શક્યો નહિ કે આ ડાહ્યા લોકો અહીં શું આવ્યા, શું રમ્યા, શું રહ્યા, શું હસ્યા, ને પોતાની રમતને પૂરી નિહાળ્યા વિના શું ભાગ્યા?





હોય. કોઈનો જોડો પહેરાય નહિ. પોતાના માપનો જ પહેરાય ચીનથી આવતાં હું સ્ટીમરમાં એકલો બેઠો ત્યારે વિચારમાં પડી ગયો કે હિંદુસ્તાનની પરિસ્થિતિનો ઉકેલ શી રીતે કાઢવો? શું કરું કે લોકોને શાંતિ મળે? શું કરું કે લોકોને રોટલો મળે? એમ એક વિચાર મને મુંઝવતો હતો. લોકો ભાષણ કરવાનું કહેતા હતા પણ મને ગમ નહોતી પડતી હું શું કામ વાત કરું? અહીં આવીને હું વિનોબાને મળ્યો. મારી વાત એમને કહી. એમની વાત મેં સાંભળી અને મારી ગૂંચ ઉકલી ગઈ કે સામાજિક અને આર્થિક સમાનતા લાવવા માટે આ ભૂમિદાનનો સાચો માર્ગ છે. હું બહુ અર્થશાસ્ત્ર નથી જાણતો પણ મને શ્રદ્ધા બેસી ગઈ

લોકો કહે છે કે પૃથ્વીમાં પ્રજા વધી ગઈ છે માટે ઉપાય મળતો નથી. પણ વિનોબા કહે છે કે પૃથ્વીને ભાર માણસનો નથી લાગતો પણ પાપનો ભાર લાગે છે. પાપનો અર્થ માણસ અકર્મી થાય એ છે, કામ કર્યા વિના ખાય એ છે. આ પાપથી પૃથ્વી ડોલી છે. શ્રેષ્ઠ માણસ સ્વયંપાકી કહેવાય. એટલે કે, પોતાનું પકવેલું અને પોતાની મહેનતનું ખાય એ સ્વયંપાકી હાથે રાંધીને ખાય એ સ્વયંપાકીનો સંકુચિત અર્થ છે.

પણ પહેરવાનાં કપડાં અને ખાવાનું અન્ન અને રહેવાનું ઘર હોય તો એક એકરમાં ચાર માણસ જીવી શકે તો તો વસ્તી ૧૩૦ કરોડની થાય ત્યાં સુધી વાંધો ન આવે. હું અનુભવની વાત કરું છું કે એક એકરમાં ૧૫૦ મણ ડાંગર પાકે છે. પણ આપણે માત્ર ખાતા નથી. વેચીએ પણ છીએ. બીજાને કામ કરતાં રોકીએ છીએ. ફરીને આવીએ અને બુટ બીજાની પાસે ઉતરાવીએ આ રીતે આપણે જીવીશું તો નહિ ટકી શકીએ.

૧૯૫૭ સુધીમાં જો સમાનતા નહીં આવે તો ક્રાંતિ થશે. આજે મધ્યમ વર્ગની સરકાર છે, નીચલા થરની સરકાર નથી. નીચલો થર હવે લીધા વિના રહેવાનો નથી. પણ લૂંટ કે કાયદા કરતાં ચઢિયાતો અને બંનેની ઉન્નતિ થાય એવો આ ઉપાય છે. જો તમે બેકારને રોટલો આપો તો શાંતિ આવે. આ પુણ્યદાન નથી પણ ફરજ છે. આપણામાં બુદ્ધિ, કરકસર, સમયસૂચકતા હોય તો એનો લાભ સમાજમાં બીજાને પણ આપો વરસાદ આવે છે ત્યારે કેટલીક જમીન પાણી પી જાય છે. કેટલીક બીજાને આપે છે કેટલીક સંઘરી રાખે છે. જે બીજા માટે સંઘરી રાખે છે. તેની પ્રતિષ્ઠા વધે છે એ સરોવર બને છે. ધનવાન થાય એની કોઈ ચિંતા નથી પણ એ ધનવાન પોતાને માટે નહિ પણ બધાને માટે થવો જોઈએ, એટલે કે ટ્રસ્ટી થવો જોઈએ.

ભૂમિ તો આ યજ્ઞનું એક પ્રતીક છે. ફૂલ ચડાવવા એ દેવપૂજાનું પ્રતીક છે પણ ફૂલ પાછળ તો ભાવનાની માંગ છે. એમ આ ભૂમિદાન પાછળ ઘણી ચીજો પડી છે. માણસ સ્વાર્થી છે એ એનો સ્વભાવ નથી. સ્વાર્થ એ તો એનો મેલ છે. વિકૃતિ છે. લોઢાનો રંગ કાળો નથી, ઉજળો છે. કાળો રંગ તો એનો કાટ છે.

હિંદુસ્તાન પાસે સંપત્તિ તો બહુ જ છે પણ એની સમાન વહેંચણી નથી એ જ તાણનું કારણ છે. મૂડીવાદી માનસ જ ત્યાં નડી રહ્યું છે. પણ અમે સમગ્ર પ્રજાની સગવડ જોઈએ છીએ. એમ ચીનના એક કુશાગ્ર બુદ્ધિના પુરુષે કહ્યું.

ઘંટીના ગાળામાં રહે પણ માણસના ચાવવામાંથી ન જાય. અંગ્રેજો માણસના ચાવવામાંથી આવ્યા એટલે ગયા એમ આજની મૂડીવાદી રીત માણસના ચાવવામાં આવી ગઈ છે, એકલો બેસીને ખાનારો નિરાંતે નહિ જીવી શકે. મગજનો ભાગ ૪૫મો છે અને ખોરાકનો ૧૫મો ભાગ ખાઈ જાય એમ ચાલે. બુદ્ધિવાળા બીજાઓનું વધારે ખાઈ જાય છે. એવું હવે ન ચાલવું જોઈએ. ઘરડાઓ તો પાકા ઘડા થયા છે. એટલે ફેર ન પડે. પણ જુવાનીઆઓ, તમે જાગો – અને આજના જમાનાને ઓળખી લો. અને તમારા જીવનમાં ફેરફાર કરો.

આજે બેકારો ભૂખે મરે છે. એ-નાથી અસંતોષ વધે છે એ દૂર કરવા માટે આ ભૂમિદાન છે. કેટલાક કહે છે કે, એ કામ સરકાર કેમ કરતી નથી? પણ સરકાર એકલી ન કરી શકે. સરકાર એટલે આપણા બળ અને વિચારનો પ્રતિનિધિ. હવાડાનું પાણી કૂવામાંથી આવે છે. કૂવામાં ન હોય તો હવાડામાં ન આવે. કૂવાના પાણી કરતાં હવાડાનું પાણી ગંદુ હોય છે એવો આપણો અનુભવ છે. આજ સુધી તો રાજાનું રાજ્ય હતું. જેવો રાજા એવું રાજ્ય થતું પણ હવે તો પ્રજાનું રાજ્ય થયું છે. એટલે જેવી પ્રજા એવું રાજ્ય.

પહેલાં મુસાફરી કરનાર ભાથું સાથે લઈને ફરતા. અને વડ નીચે ખાવા બેસે ત્યારે એકબીજા વહેંચીને ખાતા. કેટલાક સારું ખાનારા અલગ બેસીને ખાતા—એ પાણી લેવા જાય અને કૂતરું પાછળથી આવીને ખાઈ જાય તો કોઈ કાઢે નહિ. વહેંચીને ખાનારું સુરક્ષિત રહેતું. આ દેશ આપણો બધાનો છે. એની મિલકત આપણી સહિયારી છે. એ વહેંચીને ખાવી જોઈએ. કેટલાક કહે છે કે બેકારો પ્રમાદી છે. એટલે દુઃખી છે. પણ એ વાત ખોટી છે. બધા પ્રમાદી નથી હોતા અને કેટલાક તો બેકાર હોવાને કારણે પ્રમાદી રહે છે. બેકારી વધારવામાં એમનો ધંધો તોડવામાં આપણા બધાનો સાથ છે. કેમકે આપણે ગ્રામ-ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગો વધારવામાં ધ્યાન ન આપ્યું. આપણે સોંઘા મોંઘા સુશોભિત અસુશોભિતમાં પડ્યા. અને આપણા ગ્રામ-ઉદ્યોગો તૂટ્યા. લુહાર, કુંભાર, સુથાર બધા બેકાર થયા છે. કેમકે આપણે એમનો માલ ખરીદતા નથી. મોટરો આવી ને ગધેડા અટવાઈ ગયા. મોચી પણ કામધંધા વિનાના થયા. એ શું ખાય છે એ આપણે નથી જોયું અને આપણે રાજી થઈએ છીએ. કારખાનાની ચીજો જોઈને ગૃહ-ઉદ્યોગો પણ ગયા. ઘંટી, ઘાણી, ખાંડણિયો બધું ગયું. આપણે ત્યાં કાણાં પડ્યાં. હવે તો વલોણા તાણવાનું પણ દૂધ-બીને સોંપ્યું. આમ ગૃહ-ઉદ્યોગમાં કાણાં પડ્યાં ગ્રામ-ઉદ્યોગો ગયા. દેશ-ઉદ્યોગો પણ ગયા. આ બેકારો બારરૂપ બન્યા. પણ આ સામે આપણે આંખ મીંચીએ છીએ. એથી બચશું નહિ. એ સ્થિતિમાંથી બચવા માટે આપણે અંગ્રેજોને કાઢ્યા. રાજાઓને કાઢ્યા. પણ કાર્યક્રમ અધૂરો રહી ગયો. સ્વરાજ્યની લડતો વચ્ચે વચ્ચે આપણે આરામ લેતા હતા: ૨૧ પછી ૩૦ પછી ૪૨ અને ૪૭ પછી પણ આરામ લીધો. રાજકીય, આર્થિક, સામાજિક, અને આધ્યાત્મિક શોષણ અટકાવવું હતું એ અધૂરું રહેલું કાર્ય પાંચ વર્ષના આરામ બાદ ફરી શરૂ કર્યું છે. આર્થિક અસમાનતા ટાળવાનો આ કાર્યક્રમ છે.

પેટ, પહેરણ અને પથારી આ માણસની જરૂરિયાત છે. પણ આપણે તો આપણી જરૂરિયાત એના કરતાં અનેકગણી વધારી દીધી છે. કુસંગીના ફેંદમાં સત્સંગીના રોટલા. એટલે આપણા ફેંદ વધી ગયા છે. એનો પૃથ્વીને ભાર લાગે છે. બ્રહ્મચર્ય તરફ, સંયમ તરફ લક્ષ નથી પણ કૃત્રિમ રીતે પ્રજા વધતી અટકાવો,—આ પાપ નથી તો બીજું શું છે?

★

## શાને નિરાશ?

કો'દિ ચુંબન સાંપડે મધુર હા! મીઠી પ્રિયા ભેટ શું,
ને કો'દિ રસહીન ઠોકર મળે રૂષ્ટા પ્રિયાની સ્મૃતિ,
લાધે માન-અમાન નિત્ય પ્રણયે, નૈરાશ્ય શાને લહે?
પ્રેમીના સનમિત્રશો શશિયરે ગ્રાહે ન વૃદ્ધિ ક્ષયે?

વિજયશંકર ત્રિભુવન કામદાર

# ભય.

હવિદા પંડિત

રોજિંદા જીવનમાં પણ આપણે એવી કેટલીયે વાતોને સાવ બેધ્યાનપણે જવા દઈએ છીએ પણ એ નાની નાની વાતો આપણા જીવનમાં કેવો મહત્ત્વનો ભાગ ભજવતી હોય છે એનું માનસશાસ્ત્રના આ સીધા સાદા લેખોમાં લેખિકા ખૂબ સફળરીતે આલેખન કરી દે છે વિદ્વાનથી માંડીને સામાન્ય સમજના વાચકો પણ રસથી આ લેખોને આવકારી રહ્યા છે

આધુનિક સભ્યતા અને સંસ્કૃતિના વિકાસની સાથે સાથે માનવ જીવન વધુ સલામતીભર્યું અને ચિંતાતુર બની ગયું છે આથી પ્રત્યેક માનવી ભયનો શિકાર બની ચૂક્યો છે મોટા ભાગની વ્યક્તિઓ વ્યક્તિગત સામાજિક, આર્થિક ધાર્મિક ને રાજનૈતિક ભયથી ડરતી હોય છે તો કેટલાક માનવી સાચા કે ખોટા કાલ્પનિક ભયથી પીડાતા જોવામાં આવે છે પણ નવાઈની વાત તો એ છે કે આ ભય નામનું ભૂત એકલું માનવીને જ નથી ડરાવતું પ્રાણીસૃષ્ટિમાં પણ એનો પ્રવેશ ક્યારનોય થઈ ચૂક્યો છે અને હવે તો એક દેશ બીજા દેશથી ડરે છે રશિયા ને અમેરિકા જેવાં પગભર રાષ્ટ્રો એકબીજાથી મનના ઊંડા ખૂણામાં કેવા ડરે છે અને પોતાની સલામતી અર્થે કેટલું લખલૂટ ધન ખર્ચે છે એ કોણ જાણે છે?

આમ ભયનો સંચાર સર્વત્ર જોવામાં આવે છે ભયભીત બનેલી વ્યક્તિઓનાં બધાં કામો રખડી પડે છે આથી બીકણ માણસો નિરાશ થાય છે, એમનું વ્યક્તિત્વ દબાતું હોય એવો એમને ભાસ થાય છે પોતાની આર્થિક સ્થિતિ પ્રત્યે એમને અસંતોષ ઉપજે છે, તબીયત લથડે છે, પોતાની અનિચ્છા હોવા છતાં ગમે તેવી નોકરી સ્વીકારવી પડે છે, સ્વાસ્થ્ય જળવાતું નથી અને માનસિક દુર્બળતા (Nervous Breakdown)નો તેમને ભોગ થવું પડે છે

આપણા શરીર પર પણ થયા
ભય પામેલ માણસને જાણે એમ જ
એનું મગજ સાવ ખાલી થઈ ગયું
પગ ધ્રૂજે છે પરસેવો વછૂટી જાય છે અને
માં ધીમું દર્દ ઉપડે છે આપણા વિચારો પર પણ ભયની અસર જણાય પડે છે અને તેથી ભયભીત વ્યક્તિઓના વિચારો ફાટેલા પતંગની જેમ આમતેમ અસ્થિરતાપૂર્વક ગોથાં ખાય છે અને પોતાના ભય સિવાય બીજી કશી વાત પર એનું મન ચોંટતું નથી ભય એકવાર મનમાં પ્રવેશતાં જ મન નબળું પડે છે મનમાં અનેક તરંગો ઊઠે છે અને ભય વિશે વિચારતાં વિચારતાં મનમાં દુઃખ થાય છે

# ભય.

હવિદા પંડિત

રોજિંદા જીવનમાં પણ આપણે એવી કેટલીયે વાતોને સાવ બેધ્યાનપણે જવા દઈએ છીએ. પણ એ નાની નાની વાતો આપણા જીવનમાં કેવો મહત્ત્વનો ભાગ ભજવતી હોય છે એનું માનસશાસ્ત્રના આ સીધા સાદા લેખોમાં લેખિકા ખૂબ સફળરીતે આલેખન કરી દે છે. વિદ્વાનથી માંડીને સામાન્ય સમજનાં વાચકો પણ રસથી આ લેખોને આવકારી રહ્યાં છે.

આધુનિક સભ્યતા અને સંસ્કૃતિના વિકાસની સાથે સાથે માનવ જીવન વધુ સલામતીભર્યું અને ચિંતાતુર બની ગયું છે, આથી પ્રત્યેક માનવી ભયનો શિકાર બની ચૂક્યો છે મોટા ભાગની વ્યક્તિઓ વ્યક્તિગત, સામાજિક, આર્થિક ધાર્મિક ને રાજનૈતિક ભયથી ડરતી હોય છે તો કેટલાંક માનવી સાચા કે ખોટા કાલ્પનિક ભયથી પીડાતા જોવામાં આવે છે. પણ નવાઈની વાત તો એ છે કે આ ભય નામનું ભૂત' એકલું માનવીનેજ નથી ડગવતું, પ્રાણીસૃષ્ટિમાં પણ એનો પ્રવેશ ક્યારનોય થઈ ચૂક્યો છે અને હવે તો એક દેશ બીજા દેશથી ડરે છે. રશિયા ને અમેરિકા જેવાં મગરૂર રાષ્ટ્રો એકબીજાથી મનના ઊંડા ખૂણામાં કેવા ડરે છે અને પોતાની સલામતી અર્થે કેટલું લખલૂટ ધન ખર્ચે છે એ કણ જાણું છે!

આમ ભયનો સંચાર સર્વત્ર જોવામાં આવે છે. ભયભીત બનેલી વ્યક્તિઓનાં બધાં કામો રવડી પડે છે આથી બીકણ માણસો નિરાશ થાય છે, એમનું વ્યક્તિત્વ દબાતું હોય એવો એમને ભાસ થાય છે. પોતાની આર્થિક સ્થિતિ પ્રત્યે એમને અસંતોષ ઉપજે છે, તબીયત લથડે છે, પોતાની અનિચ્છા હોવા છતાં ગમે તેવી નોકરી સ્વીકારવી પડે છે, સ્વાસ્થ્ય જળવાતું નથી અને માનસિક દુર્બળતા(Nervous Breakdown)ના તેમને ભોગ થવું પડે છે

ડરની અસર આપણા શરીર પર પણ થયા નથી રહેતી. ભય પામેલ માણસને જાણે એમ જ ડરે છે કે એનું મગજ સાવ ખાલી થઈ ગયું પગ ધ્રૂજે છે, પરસેવો વળી જાય છે અને ...માં ધીમું દર્દ ઉપડે છે. આપણા વિચારો પર પણ ભયની અસર સજ્જડ પડે છે અને તેથી ભયભીત વ્યક્તિઓના વિચારો ફાટેલા પતંગની જેમ આમતેમ અસ્થિરતાપૂર્વક ગોથાં ખાય છે અને પોતાના ભય સિવાય બીજી કશી વાત પર એનું મન ચોંટતું નથી. ભય એકવાર મનમાં પ્રવેશતાં જ મન નબળું પડે છે, મનમાં અનેક તરંગો ઉઠે છે અને ભય વિષે વિચારતાં વિચારતાં મનમાં દુઃખ થાય છે.

મનુષ્યનું કાર્ય સમાજને ઉપયોગી નીવડવાનું છે પણ ભય પામેલ વ્યક્તિ સમાજથી દૂર ભાગે છે' આથી ભયને મૂળમાંથી ઉખાડીને દૂર ફેંકી દેવાની ખૂબ જરૂર છે. ભયને માનસશાસ્ત્રીઓ એક ભયંકર ઝેરી રોગ માને છે, જેથી માનવના મનની ખૂબ ખાનાખરાબી થાય છે, માનવી જીવનથી થાકી જાય છે, એ જૂનવાણી બને છે, એને અનંત નિદ્રામાં પોઢવાનું મન થાય છે અને એ સમાજની દરેક વ્યક્તિની કડકડ નીંદા કરનારો નિરાશાવાદી ન ધૂની બને છે.

આના લક્ષણો ધરાવતી વ્યક્તિને સુધારવાનું કામ ખૂબ અઘરું છે જ્યાં સુધી એના મનના ડરનું સાચું કારણ ન જાણી શકાય ત્યાં સુધી આગળ વધવું ખૂબ મુશ્કેલ બને છે ખરું જોતાં બાળપણમાં માબાપે અને શાળાના શિક્ષકોએ આ બાબતમાં ખૂબ તકેદારી રાખવાની જરૂર હોય છે; કારણ કે બાળપણથી જો બીક પેસી જાય છે તો મોટપણમાંય એ પીછો છોડતી નથી. ભય એ એવી વસ્તુ નથી કે જે માનવીના મનમાં અસાધારણ સંજોગોમાં—હિંસક પ્રાણીને જોતાંવેત કે બળતા ઘરમાં સપડાવાથી જ—પ્રવેશે; એ તો આપણે ખાતા હોઈએ, પીતા હોઈએ કે રમતા હોઈએ ત્યારે પણ મનમાં હાજર હોય છે જ. અમુક સમયમાં કામ પૂરું ન થવાનો ડર કે વધુ




કામની બીક આપણું કામ સફળતાપૂર્વક પાર નથી પડવા દેતી. રમતી વખતે હારવાની બીક, નીસરણી ઊતરતી વખતે પગ ખસી જવાની બીક, ભારે ખોરાક લીધો હોય ત્યારે અપચો થવાની બીક, અજાણ્યા માણસ સાથે વાતચીત કરતી વખતે અપમાનિત થવાની બીક, શ્વસુરગૃહે કામ બગડશે તો કોઈ લડશે એની બીક વગેરે માનવીની માનસિક શાંતિ હરે છે ને એની લાગણી દુભવે છે.

મોટેરાં કરતાં બાળકો બહુ બીતાં હોય છે. પોતાની સલામતીના રક્ષણાર્થે મોટેરાં પર આધાર રાખવાની ટેવ એમનાં મનને વધુ નબળું બનાવે છે. મોટા ભાગનાં વડીલો તો પોતાની ઇચ્છાઓ બાળકો પર ઠોકી બેસાડે છે ને પોતાનું કહ્યું બાળક માને માટે એમને ડરાવે છે. 'તું આમ નહીં કરે તો તને કોલસાની ઓરડીમાં પૂરી દઈશ, તું આવું કરીશ તો હીંચકાનાં કડાં પર દોરડે લટકાવીને ફટકારીશ, તું મારું કહ્યું નહીં માને તો બહાર નહીં લઈ જાઉં કે તારી સાથે નહીં બોલું' આવાં બધાં સોનેરી સૂત્રો (?) અપનાવી આપણાં વડીલો બાળકના મનને વિકૃત બનાવે છે અને એના વ્યક્તિત્વના વિકાસમાં આડખીલીરૂપ બને છે. આથી બાળકની શક્તિ હણાય છે, એ નિરુત્સાહી બને છે, ગમે તે પ્રકારના ભોગે શાંતિ પ્રાપ્ત કરવા ઝંખે છે અને એને જવાબદારીમાંથી છટકવાનું મન થાય છે. અતિશય દાબ કે ધાક બેસાડવાથી બાળકના મનમાં ભય પ્રવેશે છે અને એના આંતરિક પ્રેરણા દ્વારા એને જે નવસર્જન કરવાનું મન થાય એને આકાર આપવાનું કામ એને માટે ખૂબ કપરું બને છે. કારણ કે ભય સર્જક-શક્તિનો શત્રુ છે.

કેટલાંક માણસો અંધારામાં જતાં બીએ છે. કેટલાંક વાદળાં ગર્જે તો ગભરાય છે, કોઈ કોઈ તો એન્જિનની સીટીથી ચમકીને ખૂબ ડરે છે અને અજાણ્યાં પ્રાણીઓને જોઈ તેમના મોતિયા મરી જાય છે. પાણી, એકાંત અને આગથી તો સૌ કોઈ બીએ છે. જો કે આ બધા ભયની અસર ક્ષણિક છે તેથી માનસિક સમતોલપણું ગુમાવવાનો પ્રસંગ નથી આવતો.

વળી કેટલાંક મોટાં માણસો દ્વારા બાળકોને બીવડાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. માનસશાસ્ત્રીય દૃષ્ટિનો અભાવ વડીલોને બાળકોને ડરપોક બનાવવા પ્રેરે છે અજાણ્યા રસ્તા પર ભૂલા પડવાનો ભય, કોઈ ક્યાંય પૂરી દેશે એવો ભય, ઉંદર, બિલાડી, પતંગિયાં, વંદા, ભૂત, પ્રેત, ડાકણ, બાવા પોલીસ અને ડૉક્ટરોની બીક પેસાડવા માટે આપણાં માબાપ કેટલાં બધાં જવાબદાર હોય છે?

સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે અંધારાનો ડર વંશપરંપરામાં મળતી જાતીય પ્રેરણા છે. જ્યારે માનવી ઝાડ પર કે ગુફામાં રહેતો ત્યારે રાત્રે જંગલી પ્રાણીઓ સાથે તેને લડવું પડતું આથી એ ભય આપણામાં જાતિગત આવ્યો છે; આમ છતાં ઘણી ખરી બીક તો આપણાં વડીલો આપણામાં ઘૂસાડે છે એ નિર્વિવાદ છે. ઘણીખરી માતાઓ વાદળાંની ગર્જનાથી, ઉંદર, બિલાડી, કૂતરાં, ઘોડા, તથા અપરિચિત વ્યક્તિઓથી બીતી હોય છે. કોઈક વખત માતા અમુક વસ્તુ જોઈને ડરે ને એ બાળકના ખ્યાલમાં આવી જાય તો એ પણ ડરવાનું.

શાળાના શિક્ષકો અને માબાપના વર્તન દ્વારા આવા અસંખ્ય ડર બાળકના મનમાં પેસાડવામાં આવે છે. આ કાર્ય ઇરાદાપૂર્વક જ કરવામાં આવે છે એવું કહેવાનો આશય નથી પણ જાણ્યે અજાણ્યે આવું કાર્ય વડીલો કે શિક્ષકો દ્વારા થઈ જાય છે એ હકીકત છે ઘણાં વડીલો પોતાનાં બાળકોને ઊંચાં ઉછાળે છે ને ઝીલે છે. વડીલોને ખબર નથી હોતી કે બાળકને રમાડવાની આ નિર્દોષ ક્રિયા બાળકના મનમાં અસલામતીની ભાવનાનાં બીજ રોપીને એના વ્યક્તિત્વનો વિકાસ રૂંધશે. બાળપણમાં આ વસ્તુ પર ખૂબ ધ્યાન આપવાની જરૂર હોય છે કે ગમે તે ભોગે બાળકના મનમાં એવી શંકા ન પ્રવેશવા દેવી જોઈએ કે તે જોખમમાં છે. ઘરમાં મોટા ઘાંટા પાડીને





બોલવાની ટેવથી ,બાળકમાં ભય પ્રવેશે છે. પરંતુ ઝઘડાળુ અને વિસંવાદી વાતાવરણ, આનંદમાં આવી જઈને ચીસો પાડવાની ટેવ કે બારણાં જોરથી ધમધમાવવાની ટેવ બાળમાનસને અપાર નુકશાન પહોંચાડે છે.

બાળક ભાષા સમજતું થાય ત્યારે માબાપે ખૂબ સંભાળ રાખવી જરૂરી છે. બાળકને તો માબાપ જે કાંઈ બોલે એ તદ્દન સાચું છે એવો વિશ્વાસ હોય છે. ખૂનામરકીના સમાચાર, ભયંકર લડાઈઓની વાતો ભૂત-પ્રેતનાં કાર્યોની અમાનવીય કિતાઓ બાળમનનો ઝટ કબજો લઈ લે છે અને એ મનમાં ને મનમાં બીએ છે. સાચા ભય કરતાં આવા કાલ્પનિક ભયનું ખૂબ ખરાબ પરિણામ આવે છે. આવી વાતો બાળકોના સાંભળવામાં ન આવે એની કાળજી વડીલોએ રાખવી ઘટે હિંસક પ્રાણીઓનાં હિંસાત્મક કાર્યોની વાતો કે શિકાર કથાઓ બહુ કાચી ઉંમરે સાંભળવામાં આવે તો બાળકો ખૂબ ડરપોક બને છે.

કેટલીકવાર બાળકના મનમાં એકાદ ભય બીજી ક્રિયા સાથે સંકળાઈ જાય છે. એકવાર એક બાળક દૂધ પીતું હતું ને એકાએક બંદૂક ફૂટવાનો અવાજ આવ્યો, બાળક ડર્યું અને મોટા અવાજનો ભય દૂધની શીશીમાં પરિવર્તિત બન્યો, આથી બાળક પછીથી શીશી જોતાવેંત જ ડરતું ને ચીસો પાડતું. બીજું એક બાળક ખાવા બેસતું ત્યારે કૂતરાને ભસતું જોઈને ખાતાં ડરતું આવા ઊંડા ઘાલી બેઠેલા ભયને ઉખેડી નાખવાની જરૂર હોય છે. કૂતરાના ભસવાથી ડરતા બાળકના ઓરડાના એક ખૂણામાં, એ જમતું હોય ત્યારે કૂતરુ રાખવામાં આવતું. એકાદ બે દિવસ બાળકને કૂતરું ગમતું નહીં ને ,એને જોઈને એ ચિડાતું. ત્રીજે દિવસે બાળકના ટેબલની પાસે કૂતરું બાંધવામાં આવ્યું બાળકે ખાસ વાંધો લીધો નહીં. ચોથે દિવસે બાળક જમતું હતુ ત્યારે કૂતરાને એની સામે બેસાડ્યું ત્યારે બાળક એને રમાડતું રમાડતું જમતું હતું. આમ એક પ્રકારનો ભય મજબૂત ન બને એ માબાપોએ ધ્યાનમાં રાખવું જરૂરી છે.

કેટલીકવાર તોફાની બાળકોને શિસ્તબદ્ધ બનાવવા માટે વડીલો અને શિક્ષકો ધમકીઓ આપે છે. જો બાળક વખતસર ન સૂઈ જાય તો મા એને 'હાઉ આવશે, તને લઈ જશે' એમ કહીને બીવડાવે છે, 'જો દવા નહીં પીએ તો ડૉક્ટર ઈંજેકશન મારશે' એવી ધમકી આપીને તેને ડરાવે છે. શાળાના શિક્ષકો 'જો તું લેસન નહીં કરે તો બેન્ચ ઉપર ઊભો કરીશ' 'કલાસ બહાર કાઢી મૂકીશ,' 'અંગુઠા પકડાવીશ' ને 'બહુ તોફાન કરીશ તો આખી શાળામાં ફેરવીને તારી બદનામી કરીશ' આવી ધમકીઓ દરેક દેશમાં થોડા ફેરફાર સાથે અપાતી જ હોય છે. આપણા દેશમાં એક માતાને બહુ બાળકો હોય ત્યારે તે ચીડીયણ બની જાય છે ને બાળકને તાબે કરવા માટે આવી કેટલીય ધમકીઓ આપે છે. આવું અમાનસશાસ્ત્રીય વલણ શાળામાં કે ઘરમાં ન ચલાવી લેવું જોઈએ. કારણ કે આથી બાળકનું સામાજિક જીવન જોખમાય છે, બાળક નિરાશ બને છે ને લઘુતાગ્રંથિનો ભોગ બનીને સમાજશત્રુ બને છે. બાળકો લઘુતાગ્રંથિથી ન પીડાય એ ખાસ જરૂરી છે કારણ કે લઘુતાગ્રંથિ અને ભય બંને ગાઢ રીતે સંકળાયેલાં છે.

કેટલાક ભય આનંદદાયી હોય છે રખે એવું માનતા કે ભયનો હેતુ આનંદદાયી છે. બાળકોને સાહસકથાઓ વાંચવી ખૂબ ગમે છે, લડાઈઓના હેવાલ સાંભળવામાં તેમને ખૂબ મઝા પડે છે અને રુંવાડા ઊભાં થઈ જાય એવા અકસ્માતોનાં દશ્યો સિનેમામાં જોઈને તેમને બહુ ગંમત આવે છે. આવા ભયની અસર વિચિત્ર પ્રકારની થાય છે. આવું વાંચી-જોઈને બાળક એવું અનુભવે છે કે જાણે બધાં સાહસ એણે ખેડ્યાં હોય, જોયાં હોય ને અનુભવ્યાં હોય એની લાયક વૃત્તિ બતાવવાનું આ સભ્ય જીવનમાં સ્થાન ક્યાંય નથી મળતું એટલે એને અહીં સંતોષ મળી જાય છે. એ પોતાને જાસૂસી કથાનો નાયક કે ડીટેક્ટીવ માની લે છે ને આનંદ મેળવે છે. એ બીતો નથી એવું નથી પણ આનંદની માત્રા વધારે હોય છે આથી બીક દબાઈ જાય છે. એક વાર



એક બાળક વરંડામાં રમતું હતું ભીંતને અઢેલીને મૂકેલી સાયકલને અચાનક એનાથી ધક્કો વાગ્યો ને એ એના પર પડી. બાળકની માતા ગભરાઈને દોડી ને સાયકલ ઉઠાવીને બરાબર મૂકીને બાળકને થાબડીને શાંત પાડ્યું થોડીવાર પછી ફરીવાર બાળકે સાયકલ પાડી ને રડવા લાગ્યું. માતાએ ફરી શાંત પાડ્યું. એણે ત્રીજીવાર સાયકલ પાડી ને માતાનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો માતાએ જોયું કે એ એની બીકમાંથી આનંદ મેળવતું હતું એટલે એણે હવે સાયકલ નીચે મૂકી દીધી ને પોતે એની જોડે વાતે વળગીને રમી. ભય દ્વારા આનંદ મેળવવાનું કામ બાળક માટે આટલું સરળ થઈ જાય ને બાળક એનાથી ટેવાઈ જાય તો બાળકને સુધારવાનું કાર્ય ખૂબ અઘરું બને છે.

કેટલીકવાર બાળક પોતાનો ભય વ્યક્ત કર્યા વગર મનમાં ને મનમાં ખૂબ ડરે છે. બારી વાટે કોઈ પક્ષીનું પીંછું અંદર આવે તો પણ એ ખૂબ ડરી જાય છે પણ કારણ પૂછતાં તે છૂપાવે છે. સૂતી વખતે બાળકને ભય પ્રેરે એવી વાર્તાઓ કદી ન કહેવી જોઈએ. આથી બાળકને ભયંકર સ્વપ્ન આવવાનો સંભવ રહે છે જેને કારણે બાળક બીને પથારીમાં પેશાબ કરી જાય છે. સૂતી વખતે ગંમતભરી હળવી વાતો કરવી જરૂરી છે. સૂવાના ઓરડામાં નાની–ઝીણી બત્તી હોવી જરૂરી છે.

ચિંતા અને ભય એ બંનેને ખાસ ભાઈબંધી છે. ચિંતા ઘણીખરી કાલ્પનિક જ હોય છે ને એને ને બુદ્ધિને કાંઈ લેવાદેવા ન હોવા છતાં એ આપણને ખૂબ બીવડાવી જાય છે. આથી ચિંતાથી દૂર રહેવાની ખાસ જરૂર છે. ભયને દૂર ભગાવવાની પણ એટલી જ જરૂર રહે છે. જો વડીલો ને પુખ્ત વયનાઓ એટલું ધ્યાન રાખે કે અમુક પરિસ્થિતિ બાળકને ભયભીત બનાવશે અને એથી પોતે એવા પ્રયત્નોમાં રત રહે કે એવા સંજોગો ઉપસ્થિત જ ન થાય તો બાળકોને ચિંતા અને ભયથી દૂર રાખી શકાય ભય દ્વારા શિસ્ત પળાવવાનો આગ્રહ વડીલોએ કે શાળાના અધિકારીઓએ છોડી દેવો જોઈએ. બાળકના અવગુણને મીઠું-મરચું ભભરાવીને મોટું સ્વરૂપ આપવાની ભૂલ કદી ન કરવી જોઈએ બાળક પ્રેમનું ભૂખ્યું હોય છે આથી એના પ્રત્યે પ્રેમ નહીં બતાવવાની ધમકી ભૂલેચૂકે પણ ન આપવી જોઈએ. બાળકને અજાણી વ્યક્તિ સાથે એકલું નહીં રાખવું જોઈએ— ખાસ કરીને આપણે તેના પર ચિડાયા હોઈએ ત્યારે. સૂવાના સમયે બાળકને પ્રશ્નોની પરંપરામાં ન અટવાવા દેવું. બાળકની હાજરીમાં ભયસૂચક હકીકતો કે ઘટનાઓની વાતો ન કરવી. એને ઉપરથી ફેંકી દેવાની કે એવી ધમકી ન આપવી. વડીલોએ પોતે પણ ભયમુક્ત બનવું જેથી બાળક પણ ભયરહિત રહી શકે.

ઉપર ટાંકેલાં સૂત્રો કે નિયમોનું કડક પાલન બાળકમાં પ્રવેશેલા ગમે તેવા ભયંકર ભયને દૂર કરવા માટે પૂરતાં છે. બાળક શેનાથી ડરે છે, કેમ ડરે છે વગેરે બાબતોનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરીને ઉપાય શોધવો અનિવાર્ય છે. અતિશય રુઆબ કે ધાકધમકી બાળકને જૂઠું બોલતાં શીખવે છે એ હકીકત છે. બાળકની આજુબાજુનું વાતાવરણ ખૂબ પ્રેમાળ, મમતાળુ ને આનંદી હશે તો બાળક પણ શાંત ને સંતોષી નીવડશે. કોઈ પણ પ્રસંગે બાળકની હાંસી ઉડાવવાની ભૂલ વડીલો કે શિક્ષકો નહીં કરે તો બાળક નાનાં નાનાં દુઃખોને જીતતું જીતતું આત્મવિશ્વાસુ બનશે ને જવાબદારીના સંપૂર્ણ ભાનવાળું બનશે. ખાસ કરીને કોઈપણ શિક્ષકને બાળકને ઉતારી પાડવાનો જરાય અધિકાર નથી. સમાજની થાપણ જેવાં બાળકોને તો એણે ખૂબ સાચવવાં જોઈએ. શિસ્તનો પ્રચાર કડકાઈભર્યા વર્તનથી નહીં થાય એ સમજીને બાળકને પ્રેમથી જીતીને આગળ વધવું જોઈએ. બાકી ભયના શસ્ત્ર દ્વારા બાળમન પર કાબૂ મેળવવા જતાં રાષ્ટ્રની મહામૂલી સંપત્તિને હાથે કરીને સમાજ વિરોધી બનાવવા માટે શિક્ષકોને ને માબાપને જવાબદાર ગણીએ તો એમાં એમને અન્યાય થયો નહીં જ કહેવાય.

[ આવતે અંકે 'નિર્ભયતા' ]

★

# ખારાપાટની વીરડી

સિદ્ધાર્થ

> ભર્યો ભર્યો ખારોપાટ પણ જ્યારે એકાદ મીઠી વીરડીનો અનુભવ કરે ત્યારે એ પોતે પણ કેવો રાચવા લાગી જાય છે! દીવાનજીની હવેલીએ પણ એકને બદલે ત્રણ ત્રણ વીરડી જોઈ ત્યારે એની ખુશી આગળ આ વાર્તાનાં પાત્રોની કે એ ત્રણ મીઠી વીરડીને જોઈ રાચતા ગામલોકોની ખુશી શી વિસાતમાં ગણાય?

ખારોપાટ એ તો ખારોપાટ. એમાં તે ક્યારેય પાણીનું—અને તેમાં પણ મીઠા પાણીનું ટીપું મળે એ તો મોટું સદ્‌ભાગ્ય જ સમજવું. પણ આ તો ટીપાને બદલે મીઠી વીરડી જ નીકળી પડી. સાવ હાલહવાલ થઈ ગયેલા એ દીવાન કુટુંબનો સૌથી છેલ્લો વંશવેલો પકડ્યો અને આ કુટુંબથી તદ્દન અજાણ એવી નવવધૂ સત્યાએ ઉંબરમાં પગ મૂક્યો ત્યારે આસપાસ ટોળે વળેલા લોકોએ સત્યાને 'ખારાપાટની વીરડી' જેવાં સ્વાગત વચનોએ વધાવી સત્યા એ વચનોને સાચાં પડવા વીરડી બનવા નિશ્ચય કરી બેઠી.

× × ×

દીવાન કુટુંબ દેરનગરમાં તો ઠીક, પણ આસપાસનાં ફરતાં ગામોમાં પણ દશ વરસ પહેલાં ઠીક ઠીક વિખ્યાતિ પામી ચૂકેલું હતું. બાપ-દાદાથી ચાલી આવતી રાજ્યની દીવાનગીરી ભોગવીને સત્યાના સસરા દુષ્યન્તરાયનું કોઈ રાજ્યદ્રોહીઓએ ખૂન કર્યું ત્યારે સત્યાનો પતિ સુચેત માંડ બે માસનો હતો. મોટી ઉંમરે ઘેર ઘોડિયું બંધાયું એટલે દુષ્યન્ત-રાયના દીવાનપદે સુચેતના જન્મ–ઉત્સવમાં ઠીક ઠીક ખર્ચ કરાવ્યું. દીવાનજીને એ ભારે પણ ન પડેલું. પણ જ્યારે દીવાનજીના અણધાર્યા ખૂનની વાત ગામ આખામાં પ્રસરી ગઈ ત્યારે સુચેતની બા દયાગવરી ઉપર તો જાણે આભ તૂટી પડ્યું.

નાનકડા સુચેતને છાતીસરસો ચાંપીને દયાગવરીએ જે હૈયાફાટ રુદન કર્યું છે એ તો કહ્યું જાય એમ નથી. ચાલીસીએ પહોંચેલાં દયાગવરીનું પહેલું સંતાન આમ બીજે જ મહિને પિતાવિહોણું બની જાય અને પુત્રને પિતાનો પૂરેપૂરો લહાવો નહિ મળે એ કલ્પવું પણ શી રીતે જાય? અને એ પણ આમ કમોતે થયેલું મૃત્યુ તો કોણે ધારેલું હોય!

પણ સુચેત હજુ ભણીગણીને મોટો થાય એ પહેલાં તો એના કાકાઓ અને પિતરાઈઓએ દીવાનજીની મિલકત ઉપર તરાપ મારવી શરૂ કરી દીધી. દીવાન કુટુંબના નબીરાને છાજે એટલું શિક્ષણ સુચેતને આપવાની દયાગવરીની ધગશ ઉપર આમ પ્રહારોની શરૂઆત થઈ ચૂકી. છતાં એ માતાએ આખા કુટુંબ સામે એકલે પંડે સામનો કર્યો બધી રોકડ મિલકતથી લૂંટાઈ ગયેલ દયાગવરીએ ઘરની ઘરવખરી એક પછી એક કાઢી નાખીને પણ સુચેતને ભણાવ્યો. સુચેત દીવાનગીરી કરી શકે એમ તો હતું જ નહિ રજવાડાંઓ તો ક્યારનાં વિલીન થઈ ગયાં હતાં. પણ પોતાના પિતા જેવા મોભાભર્યા સ્થાને સુચેતને જોવાની દયાગવરીની કાયમની મુરાદ હતી. અને એમણે સુચેતને ભણાવવા માટે કમર કસી

આટલા બધા વિરોધ–વંટોળ વચ્ચે પણ સુચેતને પોતાની ઇચ્છીત કારકિર્દી સર કરવા દહેરાદૂનની લશ્કરી તાલીમશાળામાં મોકલ્યો અને જ્યારે એ લશ્કરી અફસર બનીને છેલ્લું વરસ પસાર કરીને દહેરાદૂન કાયમને માટે છોડીને આવ્યો ત્યારે દયાગવરીએ એના માથા પર શીળો હાથ ફેરવ્યો સુચેત હવે તરત જ લશ્કરી અફસરનો હોદ્દો સંભાળી લેવાનો હતો.

સુચેત દહેરાદૂનની લશ્કરી કૉલેજમાં હતો ત્યારે એ કૉલેજના વડા નિયામકની એના પર મીઠી નજર રહેતી. ખાનદાન કુટુંબના દેખાવડા અને રાંકડા સુચેત ઉપર એમના ચારેય હાથ હતા

સુચેતની બુદ્ધિમત્તા અને ગ્રહણશક્તિ ઉપર એ આફ્રીન હતા. બધા વિદ્યાર્થીઓ કરતાં સુચેત એમને વધુ ગમતો. રજાને દિવસે સુચેતને પોતાને ઘેર પણ બોલાવતા. અને એની તાલીમના છેલ્લા વરસે તો સુચેત વિદ્યાર્થી-વાસમાંથી વડા નિયામકને ઘેર આવીને રહ્યો ત્યારે બીજા બધા તો ઠીક, પણ એમની પુત્રી સત્યા ખૂબ ખૂબ ખુશ થઈ.

પિતા જેવી જ નિડર અને અડીખમ સત્યા રોજ પિતાની સાથે કેટલીય ચર્ચાઓ કરતી. એમાં પણ સુચેત જ્યારથી કોલેજમાં દાખલ થયો ત્યારથી એની વાતનું કેન્દ્ર સુચેત જ રહેતો. પિતાની એકની એક ઉંમરલાયક અને કુમારી પુત્રી હોવાથી પિતા એને જરાપણ ઓછું ન આવે એની સતત કાળજી રાખતા. સત્યાની માતા સત્યાને સાવ નાની મૂકીને ગુજરી ગયેલાં. લશ્કરી દિમાગના પિતાએ સત્યના ઉછેર પાછળ એક માતા કરતાં પણ વધુ સ્નેહ અને શક્તિ ખર્ચ્યાં. હવે તો એ સમાજશાસ્ત્રમાં વિશારદની પદવી પામીને કાયમ માટે પિતાની સેવામાં હાજર થઈ ગઈ હતી. પણ એનું જુવાન દિલ સમોવડિયા પુરુષ માટે ક્યારનું ઝંખી રહ્યું હતું એ એના પિતાના ધ્યાન બહાર નહોતું. એટલા માટે તો કોલેજમાં આવતા દરેક વિદ્યાર્થીઓને એ ચકાસતા. સુચેત એ ચકાસણીમાં તરી પાર ઊતર્યો અને સત્યા પણ અજાણતાં એ જ સુચેત તરફ વધુ ઢળવા લાગી.

પિતાને એમાં કશી ડખલ કરવા જેવું નહોતું લાગ્યું એટલે ફાજલ સમયે સત્યા સાથે સુચેતને હરવા ફરવાની બધી અનુકૂળતા કરી દેતા. તેમાં પણ સુચેત છેલ્લા એક વરસ માટે તો પોતાની સાથે જ આવીને રહેવા લાગ્યો ત્યારે એ વયોવૃદ્ધ પિતાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

એક દિવસ વહેલી સવારે સુચેત કાયદાઓની કાંઈક આંટીઘૂંટી ઉકેલવા થોથાં ફંફોળી રહ્યો હતો, સત્યા એની બાજુમાં જ પલંગ પર આળોટતી કાંઈક વાંચી રહી હતી. અને રોજ કરતાં વહેલા જાગી ગયેલા સત્યાના પિતા ઊઠીને જ્યાં સત્યાના ઓરડામાં સત્યાનો ખાલી પલંગ જોઈને સુચેત પાસે જવા જાય છે ત્યાં એમને કાને સત્યાનો ટહુકાભર્યો અવાજ સંભળાયો અને એમના કાન સરવા થયા :

'સમાજશાસ્ત્રમાં તારા જેવા પતિને મારા જેવી પત્ની નિભાવી લેતી ક્યાંય મેં નથી જોઈ.'

'તે હવે જોજે.' સુચેત ટૂંકામાં પતાવનો થોથાં ફેરવતો હતો.

'પણ તું મારા પતિ તરીકે કામયાબ નીવડીશ કે કેમ એની તો પૂરી ખાત્રી કરવી પડશે ને?'

'કેમ, મેં કરી લીધી છે એ ઓછું છે?'

'તેં શું કરી લીધું છે?'

'ખાત્રી.'

'શાની?'

'પત્ની તરીકે તું કામયાબ નીવડીશ એની.'

'પણ મારે કરવી તો બાકી રહી ને?

'કેમ મેં કરી એમાં બધું ન આવી ગયું?'

'તે પણ, હજુ હું ક્યાં તારી પત્ની બની ગઈ છું?'

'એમાં હજુ કંઈ શંકા છે?'

'પિતાજીને પૂછ્યું?'

'ના ઓછા પાડવાના છે?'

'મારી તો હિંમત જ નથી ચાલતી. પિતાજીને એ વાત ગમશે ખરી?'

'શું કામ નહિ ગમે? આટલી ઉંમરે એ તારા માટે મુરતિયાની શોધમાં ક્યાં દોડાદોડી કરવા જવાના હતા? તારે એમને મદદ કરવી જોઈએ. એના બદલે તો તું જાતે જ શોધીને એમને જણાવે એમાં એ રાજી ન થાય!'

'પિતાજી ખરેખર રાજી થશે?'

'હા, હા, હા. પણ સત્યા, અત્યારના પહોરમાં અહીં આવવાનું ખાસ કારણ છે? પિતાજી જાગશે અને તને ઓરડામાં નહિ જુવે તો?'

'પિતાજી'એ મને તારી પાસે આવવાની છૂટ આપી છે ઘણીવાર તો રાતે પણ મન કહે છે કે હું સુચેતના ઓરડામાં સૂવાનું રાખું પણ પરણ્યા પહેલાં એક ઓરડામાં સૂવાનું અમારું સમાજશાસ્ત્ર ના પાડે છે તમારા થોથાંના કોઈ ખૂણેખાંચરે એવો કાયદો છે ખરો?

એ જ હું શોધી રહ્યો હતો પણ તેં આવીને મને ગફલતમાં નાખી દીધો

જો જો આ રહ્યો' કહેતાં સત્યા પલંગમાં સગજ્જ બેઠી થઈ ગઈ અને પોતાના હાથમાં રહેલી ચોપડીના ઊઘાડા પાના પર આંગળી ફેરવતી બોલી ઊઠી

સુચેત જરા નવાઈ તો પામ્યો દાદાના થોથાં વળી સમાજશાસ્ત્ર–વિશારદને ક્યાંથી સમજાય? પણ સત્યાના હાથમાં જે ચોપડી હતી એ જ ચોપડી પોતે શોધી રહ્યો છે એમ એની સામે નજર જતાં એને લાગ્યું એટલે એ સત્યા પાસે ખસી આવ્યો 'અરે લુચ્ચી, અહીં શોધી શોધીને મારો દમ નીકળી ગયો અને આ સાહેબ પોતે કાયદાનાં પાનાં ઊથલાવી રહ્યાં છે!

'પણ જો તું શોધે છે એ જ છે ને!

સુચેત પુસ્તકની વધુ નજીક ગયો સત્યા અને સુચેત સાથે જ એ આખું પાનું વાંચી ગયાં સુચેતને મગજમાં બરોબર ઠસી ગયું એટલે એ જેવો પલંગ ઉપરથી કૂદકો મારીને ઊભો થવા જાય છે ત્યાં જ સત્યાએ એનો હાથ પકડીને બેસાડ્યો

'એ, શોધી આપ્યું એની ફી બી આપવાની કે ઊઠીને ભાગવાનું જ?'

'પણ મારો હાથ તો છોડ!

'કેમ, કાંઈ બહુ અકળામણ થઈ ગઈ? હજુ તો હાથ જ પકડ્યો છે એમાં આટલો બધો અકળાઈ જઈશ તો હૈયું પકડાશે ત્યારે તો કોણ જાણે

'અરે અરે સત્યા, શું તું પણ ઘેલાં કાઢી રહી છે, પિતાજી સાંભળશે તો?'

'પિતાજી તારા જેવા અબુધ નથી કે આવડી મોટી પોતાની પુત્રી એના જેવડા કોઈ યુવાન સાથે એકલી રહે અને વાત ન પામે!' કહેતાં પલંગ ઉપર લાંબી થઈ ગયેલી સત્યાએ સુચેતને વધુ ખેંચ્યો

'સત્યા લે તારી પાસે બેઠો હવે છોડી તો દે!

'ના જી મારી ફી પહેલી પછી બધી વાત

તે ફી કાંઈ મારા હાથમાં છે! તું મારો હાથ છોડ પછી તારે જોઈએ એ ફી આપું'

'તું આપવાનો તે ક્યાંથી હતો? એ તો મારે લેવાની છે! તારી શુષ્ક લશ્કરી તાલીમમાં એવી ફી તો તેં જાણી પણ નહિ હોય! જો આ મારી ફી' કરતાં સૂતેલી સત્યાએ સુચેતને જોરથી પોતા તરફ ખેંચ્યો અને બીજા હાથે જોરથી એના ગળા ફરતી વીંટળાઈને એના હોઠને ચુમી લીધા

પ્રભાતની ટશરો હજુ તો ફૂટી પણ નહોતી એવા મળસ્કે આ બે પૂર્ણ વિકસિત જુવાન હૈયાનું એ પ્રથમ અદ્વૈત જોતાં વૃદ્ધ પિતા ઓરડામાં પ્રવેશ્યા વગર જ પાછા ગયા હતા. સુચેત અને સત્યા એ અંતરમંથનના ઘૂંટડે ઘૂંટડા ગળે ઉતારીને જ્યારે ભાનમાં આવ્યાં ત્યારે સફાળી ઊભી થઈ જતી સત્યાએ ઓરડાના ઊઘાડા બારણાના હવામાં લહેરાતા પડદા તરફ પણ શંકાની નજરે જોયું એક આછી મુસ્કરાહટ વેરતી એ ઓરડામાંથી લગભગ દોડતી જ બહાર નીકળી ગઈ

છેલ્લું વરસ પૂરું કરી પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થયેલા સુચેત સાથે સત્યાનાં લગ્ન થયાં ત્યારે દાદાગુરુએ અંતરના આશિષ મોકલ્યા ત્યાંથી જ એની નોકરીનું નક્કી થઈ ગયું સત્યાને એના પિતા પાસે મૂકીને પોતે એકલો જ માતાને મળવા ગયો સુચેત પોતાની સ્વકલ્પિતથી આટલો આગળ વધ્યો



એ કુટુંબીઓથી જોયું ન ગયું. અને એમાં પણ સત્યા જેવી ઝાજરમાન કન્યા મેળવવા ભાગ્યશાળી થયો ત્યારે બધાને થયું કે હવે દીવાનજીની હવેલી તો ખારોપાટ બની ગઈ છે એમાં નવી વહુ આવે ને પહેલે જ દિવસે બધું પામી જશે. પણ સુચેત એકલો જ આવ્યો એટલે બધાના કાળજામાં હિમ પડી ગયું.

પોતાની માતાને તેડવા આવેલા સુચેતને માતાએ ઘણું ઘણું સમજાવીને પોતે હવેલીમાં જ રહેવાનો આગ્રહ રાખ્યો ત્યારે માતાને ન દુભવવા સુચેત પોતાની ફરજ ઉપર હાજર થવા એ જ દિવસમાં પાછો ચાલ્યો ગયો. પિતાની જાહોજલાલીની વાતો સુચેત કાન દઈને માતા પાસેથી નાનપણથી સાંભળતો આવેલો એમાંનું હતું એ પણ અત્યારે કાંઈ ન દેખાયું એટલે એનું મન સાવ ભાંગી ગયું. એ વધુ વાર અહીં રોકાઈ ન શક્યો.

ફરજ ઉપર હાજર થઈને સુચેતે સત્યાને બધી વાત કરી. સમાજશાસ્ત્રવિશારદા સત્યા બધું પામી ગઈ. પિતાની એ એકલી વારસદાર હતી. પિતાની મબલખ દોલત એણે પોતાના સાસરે મોકલવી શરૂ કરી. દીવાનજીની હવેલીએ રંગરોગાન થયાં. એ મહિનામાં તો હવેલી કોઈ નવી જ રોનકવાળી દેખાવા લાગી. લોકો તો મોંમાં આંગળાં નાખવા લાગ્યા. કુટુંબીઓ હવે દયાગવરીને જરા પણ હેરાન કરી શકે એમ ન હતું. સુચેત સરકારી ખાતાનો વડો અફસર હતો. દેવનગરમાં જે અફસરો હતા એ બધા દીવાનજીની હવેલી અને દયાગવરી ઉપર દરેક રીતે નજર રાખતા. ઉપરથી આવતા હુકમનો બરોબર અમલ થતો.

પોતાનો પુત્ર કમાતો થયો ન થયો ત્યાં તો છેલ્લાં પચીસ વરસમાં ઉજ્જડ બનેલી હવેલી પાછી ઝાકમઝોળ થઈ રહી. દયાગવરી પુત્રવધૂને મળવા તલપાપડ થઈ ગયાં. એમાં એક દિવસ ખબર મળ્યા કે સુચેત એક મહિનાની રજા લઈને ઘેર આવે છે. સત્યા પણ સાથે છે. દયાગવરીના હરખનો પાર ન રહ્યો

દયાગવરીને હેરાન કરીને બધું છીનવી ગયેલાં બધાં કુટુંબીઓ અવારનવાર હવેલીએ ડોકાવા લાગ્યાં. કામ ન હોય તો પણ એક પછી એક નાના કામમાં મદદ કરવા લાગ્યાં. નોકર-ચાકરોની પૂરતી સગવડ હોવા છતાં દયાગવરીનાં પચીસ વરસ પહેલાંનાં માનપાન થવા લાગ્યાં. એમનું દરિયાવ દિલ કુટુંબીઓનાં અભિમાન ગળી ગયું.

સુચેત અને સત્યા જ્યારે દેવનગરમાં આવ્યાં ત્યારે સીધાં હવેલીમાં જઈને દયાગવરીને પગે લાગ્યાં. સત્યાને જોઈને દયાગવરી તો અડધાં અડધાં થઈ ગયાં. કુળવધૂ જેવી કુળ ઉજાળનારી પુત્રવધૂને પોતે ભેટી પડ્યાં.

સુચેત આ મંગળ દૃશ્ય જોઈને હરખનાં આંસુડે નાહી રહ્યો છે એ દયાગવરીને દેખાતાંવેંત એ બન્ને હરખઘેલાં સાસુ-વહુએ દોડીને એનાં આંસુ લૂછ્યાં. પોતાના પિતાની ગયેલી જાહોજલાલીને યાદ કરીને આંસુ ખેરવતા પુત્રને બન્નેએ અંદર લીધો. સ્વસ્થ થવા સમજાવીને સત્યાને એની આગતાસ્વાગતામાં મૂકીને દયાગવરી બહાર આવ્યાં ત્યારે ભેગું થયેલું ટોળું દયાગવરીને અભિનંદી રહ્યું હતું. પુત્ર માટે લીધેલી કાળજી માટે ધન્યવાદ આપી રહ્યું હતું. થોડીવારે સત્યા પણ કુટુંબીઓના ટોળા વચ્ચે આવીને ઊભી રહી ત્યારે એને માથે હાથ મૂકીને દયાગવરી જાતે જ બધાંને કહી રહ્યાં હતાં:

'મારા ખારાપાટની આ મીઠી વીરડી છે. એ વીરડીએ જ આ ખારાપાટની લીલી હરિયાળી બનાવી દીધી છે—'

'ના બા, એમ મને શરમાવો મા. વીરડી તો તમે છો. ખારોપાટ હોત તો તેમાંથી પાણી યે ખારું નિપજત. આ તો મીઠી વીરડીનું પાણી. એ પાણી મેં પીધું ત્યારે જ હું વીરડી બની શકી ને ? તમારા પુત્રને જ બધો યશ આપો, હું તો એમની તોલે સાવ તુચ્છ છું.'

પુત્રવધૂની આ ઉદારતા અને સંસ્કારે બધાના



પ્રત્યુત્તર આપતાં મારા મિત્રે જણાવ્યું કે : "તમે અમારી પ્રજા તરીકેની ખાસિયતથી અજાણ્યુ છો, એટલે આવો સવાલ તમારા મનમાં ઊઠે છે. જો તમે અમારો પ્રજાકીય સ્વભાવ જાણતા હો તો તમને આટલું વિસ્મય ન થાત"

મેં કહ્યું : 'તમારી વાત હું સ્વીકારું છું. તમે સમજાવશો તો આભારી થઈશ.'

મિત્રે કહ્યું : "જુઓ, પ્રજા તરીકે અમે દૃઢતાપૂર્વક માનીએ છીએ કે અમારી લોકશાહીની સફળતા અમારા રાજ્યના વહીવટી તંત્રની શુદ્ધતા પર અવલંબે છે. વહીવટીતંત્રના દૂષણને અમે અમારી પ્રજાના દૂષણ તરીકે ઓળખીએ છીએ અને તેમ લેખીએ છીએ. અમારા વહીવટતંત્રમાં જરા પણ મલિનતા દેખાય તો અમોને ભારે આઘાત થાય છે અને અમારી મહામૂલી લોકશાહી છિનવાઈ જતી હોય તેવું લાગે છે.

મેં કહ્યું : 'હું સમજ્યો. પરંતુ પ્રજાના તમામ વર્ગોમાં આ કિસ્સા અંગે આટલી બધી ઉત્તેજના શા માટે?'

મિત્રે કહ્યું : 'ત્યારે હજુ પણ તમે પૂરેપૂરું સમજી શક્યા નથી. જેમ કોઈ પણ પતિ તેની પત્નીને શિયળભંગ થતી જોતાં જેટલું દુઃખ અને વ્યથા અનુભવે તેટલી વેદના અમે એક પ્રજા તરીકે અમારા વહીવટી તંત્રની અશુદ્ધિ જોતાં અનુભવીએ છીએ. આ ઘટનાની આ રીતે તમે ગંભીરતા નહિ સમજો ત્યાં સુધી અમારી પ્રજાનું સાચું મૂલ્યાંકન તમે કરી શકશો નહિ'

આ વાત સાંભળી હું આશ્ચર્યમુગ્ધ બન્યો આ સ્વરૂપદર્શન પ્રજાનું ઉચ્ચ ચારિત્ર્યબળ દર્શાવે છે. અંગ્રેજ પ્રજા શા કારણે વિશ્વયુદ્ધો અને રાજકીય આર્થિક ઝંઝાવાતોની આંધીઓમાંથી ઘડાવી બનીને વધુ ને વધુ તેજસ્વી રીતે બહાર આવે છે તે આ તેના ગુણથી સમજાય છે.

લોકશાહીના અધિકારી બનવા માટેની આ યોગ્યતા આપણે મેળવવી રહી.

★

# કૈં કૈં મને થાય છે!

વાંચી વાત શકુન્તલાની વિલસે છે સ્નેહભાવો ઉરે,
ને નાની મુજ સૃષ્ટિમાં બની રહું હું સ્વપ્નદૃષ્ટા, અને
કલ્પુ "આહ! થવું જ જીવનમહિ 'દુશ્યન્ત' કો' આવીનો—
જેથી શાશ્વત લોકમાત્ર ઉચરે—'અદ્‌ભૂત છે વાત હો!'—"

× × ×

કિન્તુ એક દિ' સ્વપ્નસૃષ્ટિ મહીંથી જાગી ઉઠી જોઉં તો—
પત્ની ચંડી સ્વરુપ કૃદ્ધ નીરખી ભીતિ થકી કંપતો—
આખી કલ્પિતસૃષ્ટિ ભાંગી પડી!—બાકી માત્ર આ પ્રશ્ન કે—
ક્યાં કલ્પિત શકુન્તલા? શ્રીમતી ક્યાં? કૈં કૈં મને થાય છે!

રમેશ પાઠક

# અશુદ્ધિની વેદના

મોહનલાલ વ્યાસ

> ભારતની બસો વરસની ગુલામી સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછીના છઠ્ઠે વરસે પણ એની રગે રગમાં વહી રહી છે. લોકશાહીનું ખમીર હજુ પ્રજા પીછાની નથી શકી. લોકશાહી ભોગવતા દેશોની પ્રજામાં એવાં કેટલાંય તત્ત્વો હોય છે જેનું અનુકરણ ઉચિત બની શકે. આ નાનો પ્રસંગ એટલે જ આપણા માટે સાર્થક બને તેવો છે.

લોકશાહીમાં તો જેવી પ્રજા તેવું રાજતંત્ર બની રહે છે જેમ દર્પણમાં તો આપણે જેવા હોઈએ તેવું પ્રતિબિંબ પડે, તેમ જેવા લોકો તેવો આપણો વહીવટ. જેમ કુટુંબમાં એક બીજા વચ્ચે માયા, મમતા, સ્નેહ અને ઉદારતા હોય તો કુટુંબજીવન સ્વચ્છ, શાંતિમય અને સુખી બને, તેમ દેશમાં પણ ભિન્ન ભિન્ન અંગો વચ્ચે એકરાગતા, સેવાભાવના અને સમર્પણવૃત્તિ પ્રગટે તો પ્રજાજીવન પ્રફુલ્લ નિરોગી અને પ્રગતિશીલ બની રહે.

પ્રજાના ગુણોનું પ્રતિબિંબ જેમ રાજવહીવટમાં પડે છે તેમ તેના દુર્ગુણોનું પણ સમજવું. લોકશાહી જનતંત્રને આ સત્ય સવિશેષ લાગુ પડે છે. આપણે દુનિયાના જુદા જુદા દેશના રાજવહીવટ પર દૃષ્ટિ ફેરવીશું તો આ સત્ય સહેજે સમજાશે.

પ્રજાની નીતિમત્તા આચાર-વિચાર અને ચારિત્ર્યની ઊંડી છાપ હમેશાં વહીવટી તંત્રમાં દેખાશે, એટલે પ્રજાના દોષો કોઈપણ રાજવહીવટના દોષો બની રહે છે.

હું જ્યારે ઇંગ્લૅંડમાં પ્રવાસ કરી રહ્યો હતો ત્યારે ત્યાંના અખબારોમાં એક કિસ્સાની હકીકતો રોજ મોટાં મોટાં મથાળાંઓથી પ્રગટ થયા કરતી હતી. એ કિસ્સામાં કોઈ એક રાજવહીવટી ખાતાના વડા અધિકારીની લાંચ લેવાના આક્ષેપ માટે એક સ્વતંત્ર તપાસ ચાલી રહી હતી. પ્રધાન મંડળના એક સભ્યનો પણ તેમાં થોડો હિસ્સો હતો એવાં સૂચનો થતાં હતાં. આ કિસ્સામાં સાક્ષીઓની જુબાનીઓ અને ઉલટતપાસો રોજ થતી હતી. આ બધી હકીકતોની રજેરજની માહિતીથી બધાં અખબારોમાં પાનાંઓ ભરાતાં હતાં. પ્રથમ પાના પર આ સમાચારો ચમકતા રહેતા.

હું આ અખબારો વાંચતો ત્યારે મનમાં થયા કરતું કે આ પ્રજા ઘેલી છે કે શું? એક કોઈ રાજ કર્મચારી સામે લાંચ લીધાના આક્ષેપની તપાસ ચાલે અને તેમાં પ્રધાનમંડળના કોઈ સભ્યનો ભાગ હોવાનું મનાય તેમાં આટલો બધો ઉહાપોહ શાને-માટે? ઘણા દિવસ સુધી મનમાં આ વાત જગ્યા ચાલ્યા પછી એક દિવસ મારા અંગ્રેજ મિત્રની સાથે આ સંબંધે ચર્ચા થઈ:

મેં કહ્યું: "તમારા લોકો અને તમારા અખબારોને આ શું રોગ લાગુ પડ્યો છે! આ દેશમાં અત્યારે એક અધિકારી સામે લાંચ રુશ્વતની તપાસ ચાલી રહી છે એના સમાચાર સિવાય આ દેશમાં કંઈ જ એવું મહત્ત્વનું અખબારોમાં છાપવા જેવું બનતું જ નથી કે શું!"

---

મોમાં આંગળાં નખાવી દીધાં. લોકો વીખરાયા ત્યારે સાસુ-વહુને હવેલીના દરવાજે બધાંને વિવેકથી વિદાય શબ્દો ઉચ્ચારતાં જોઈ રહેલા ફરી ફરી પાછળ ફરીને બધાં જોતાં હતાં. જતાં જતાં એક સાવ ખખડધજ ડોશીમા તો બોલી ઊઠયાં પણ ખરાં:

'એક નહિ, બે નહિ, આ તો ત્રણ ત્રણ પીઢી વીરડી. ખારાપાટનાં બીચારાનાં ગજા છે કે એની સામે ટક્કર પણ ઝીલી શકે......!'

★



પ્રત્યુત્તર આપતાં મારા મિત્રે જણાવ્યું કે : "તમે અમારી પ્રજા તરીકેની ખાસિયતથી અજાણ્યા છે, એટલે આવો સવાલ તમારા મનમાં ઊઠે છે. જો તમે અમારો પ્રજાકીય સ્વભાવ જાણતા હો તો તમને આટલું વિસ્મય ન થાત"

મેં કહ્યું : 'તમારી વાત હું સ્વીકારું છું તમે સમજાવશો તો આભારી થઈશ.'

મિત્રે કહ્યું : "જુઓ, પ્રજા તરીકે અમે દૃઢતા-પૂર્વક માનીએ છીએ કે અમારી લોકશાહીની સફળતા અમારા રાજ્યના વહીવટી તંત્રની શુદ્ધતા પર અવલંબે છે. વહીવટીતંત્રના દૂષણને અમે અમારી પ્રજાના દૂષણ તરીકે ઓળખીએ છીએ અને તેમ લેખીએ છીએ. અમારા વહીવટતંત્રમાં જરા પણ મલિનતા દેખાય તો અમોને ભારે આઘાત થાય છે અને અમારી મહામૂલી લોકશાહી છિનવાઈ જતી હોય તેવું લાગે છે.

મેં કહ્યું : 'હું સમજ્યો. પરંતુ પ્રજાના તમામ વર્ગોમાં આ કિસ્સા અંગે આટલી બધી ઉત્તેજના શા માટે?'

મિત્રે કહ્યું : 'ત્યારે હજુ પણ તમે પૂરેપૂરું સમજી શક્યા નથી. જેમ કોઈ પણ પતિ તેની પત્નીને શિયળભંગ થતી જોતાં જેટલું દુઃખ અને વ્યથા અનુભવે તેટલી વેદના અમે એક પ્રજા તરીકે અમારા વહીવટી તંત્રની અશુદ્ધિ જોતાં અનુભવીએ છીએ. આ ઘટનાની આ રીતે તમે ગંભીરતા નહિ સમજો ત્યાં સુધી અમારી પ્રજાનું સાચું મૂલ્યાંકન તમે કરી શકશો નહિ'

આ વાત સાંભળી હું આશ્ચર્યમુગ્ધ બન્યો આ સ્વરૂપદર્શન પ્રજાનું ઉચ્ચ ચારિત્ર્યબળ દર્શાવે છે. અંગ્રેજ પ્રજા શા કારણે વિશ્વયુદ્ધો અને રાજકીય આર્થિક ઝંઝાવાતોની આંધીઓમાંથી વધારવી બનીને વધુ ને વધુ તેજસ્વી રીતે બહાર આવે છે તે આ તેના ગુણથી સમજાય છે.

લોકશાહીના અધિકારી બનવા માટેની આ યોગ્યતા આપણે મેળવવી રહી.

★

# કૈં કૈં મને થાય છે!

વાંચી વાત શકુન્તલાની વિલસે છે સ્નેહભાવો ઉરે,
ને નાની મુજ સૃષ્ટિમાં બની રહું હું સ્વપ્નદ્રષ્ટા, અને
કલ્પુ "આહ! થવું જ જીવનમહિ 'દુશ્યન્ત' કો' આવીનો–
જેથી શાશ્વત લોકમાત્ર ઉચરે–'અદ્‌ભૂત છે વાત હો!'–"

× × ×

કિન્તુ એક દિ' સ્વપ્નસૃષ્ટિ મહીંથી જાગી ઉઠી જોઉં તો–
પત્ની ચંડી. સ્વરુપ ક્રુદ્ધ નીરખી ભીતિ થકી કંપતો–
આખી કલ્પિતસૃષ્ટિ ભાંગી પડી!–બાકી માત્ર આ પ્રશ્ન કે–
ક્યાં કલ્પિત શકુન્તલા? શ્રીમતી ક્યાં? કૈં કૈં મને થાય છે!

રમેશ પાઠક

# અશુદ્ધિની વેદના

મોહનલાલ વ્યાસ

> ભારતની બસો વરસની ગુલામી સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછીના છઠ્ઠે વરસે પણ એની રગે રગમાં વહી રહી છે. લોકશાહીનું ખમીર હજુ પ્રજા પીછાની નથી શકી. લોકશાહી ભોગવતા દેશોની પ્રજામાં એવાં કેટલાંય તત્ત્વો હોય છે જેનું અનુકરણ ઉચિત બની શકે. આ નાનો પ્રસંગ એટલે જ આપણા માટે સાર્થક બને તેવો છે.

લોકશાહીમાં તો જેવી પ્રજા તેવું રાજતંત્ર બની રહે છે જેમ દર્પણમાં તો આપણે જેવાં હોઈએ તેવું પ્રતિબિંબ પડે, તેમ જેવા લોકો તેવો આપણો વહીવટ. જેમ કુટુંબમાં એક બીજા વચ્ચે માયા, મમતા, સ્નેહ અને ઉદારતા હોય તો કુટુંબજીવન સ્વચ્છ, શાંતિમય અને સુખી બને, તેમ દેશમાં પણ ભિન્ન ભિન્ન અંગો વચ્ચે એકરાગતા, સેવાભાવના અને સમર્પણવૃત્તિ પ્રગટે તો પ્રજાજીવન પ્રફુલ્લ નિરોગી અને પ્રગતિશીલ બની રહે.

પ્રજાના ગુણોનું પ્રતિબિંબ જેમ રાજવહીવટમાં પડે છે તેમ તેના દૂષણોનું પણ સમજવું લોકશાહી જનતંત્રને આ સત્ય સવિશેષ લાગુ પડે છે. આપણે દુનિયાના જુદા જુદા દેશના રાજવહીવટ પર દૃષ્ટિ ફેરવીશું તો આ સત્ય સહેજે સમજાશે.

પ્રજાની નીતિમત્તા, આચાર-વિચાર અને ચારિત્ર્યની ઊંડી છાપ હમેશાં વહીવટી તંત્રમાં દેખાશે, એટલે પ્રજાના દોષો કોઈપણ રાજવહીવટના દોષો બની રહે છે.

હું જ્યારે ઇંગ્લેંડમાં પ્રવાસ કરી રહ્યો હતો ત્યારે ત્યાંના અખબારોમાં એક કિસ્સાની હકીકતો રોજ મોટા મોટાં મથાળાંઓથી પ્રગટ થયા કરતી હતી. એ કિસ્સામાં કોઈ એક રાજવહીવટી ખાતાના વડા અધિકારીની લાંચ લેવાના આક્ષેપ માટે એક સ્વતંત્ર તપાસ ચાલી રહી હતી. પ્રધાન મંડળના એક સભ્યનો પણ તેમાં થોડો હિસ્સો હતો એવાં સૂચનો થતાં હતાં. આ કિસ્સામાં સાક્ષીઓની જુબાનીઓ અને ઉલટતપાસો રોજ થતી હતી. આ બધી હકીકતોની રજેરજની માહિતીથી બધાં અખબારોમાં પાનાંઓ ભરાતાં હતાં. પ્રથમ પાના પર આ સમાચારો ચમકતા રહેતા.

હું આ અખબારો વાંચતો ત્યારે મનમાં થયા કરતું કે આ પ્રજા ઘેલી છે કે શું? એક કોઈ રાજકર્મચારી સામે લાંચ લીધાના આક્ષેપની તપાસ ચાલે અને તેમાં પ્રધાનમંડળના કોઈ સભ્યનો ભાગ હોવાનું મનાય તેમાં આટલો બધો ઉહાપોહ શાને-માટે? ઘણા દિવસ સુધી મનમાં આ હકીકત રહ્યા પછી એક દિવસ મારા અંગ્રેજ મિત્રની સાથે આ સંબંધે ચર્ચા થઈ:

મેં કહ્યું: "તમારા લોકો અને તમારા અખબારોને આ શું રોગ લાગુ પડ્યો છે? આ દેશમાં અત્યારે એક અધિકારી સામે લાંચ રુશ્વતની તપાસ ચાલી રહી છે એના સમાચાર સિવાય આ દેશમાં કંઈ જ એવું મહત્ત્વનું અખબારોમાં છાપવા જેવું બનતું જ નથી કે શું?"

---

મોમાં આંગળાં નખાવી દીધાં. લોકો વીખરાયા ત્યારે સાસુ-વહુને હવેલીના દરવાજે બધાંને વિવેકથી વિદાય શબ્દો ઉચ્ચારતાં જોઈ રહેવા ફરી ફરી પાછા ફરીને બધાં જોતા હતાં. જતાં જતાં એક સાવ ખખડધજ ડોશીમા તો બોલી ઊઠયાં પણ ખરાં:

'એક નહિ, બે નહિ, આ તો ત્રણ ત્રણ મીંઢી વીરડી. ખારાપાટની બીચારાનાં ભાગ્ય છે કે એની સામે ટક્કર પણ ઝીલી શકે......!'

★



પ્રત્યુત્તર આપતાં મારા મિત્રે જણાવ્યું કે : "તમે અમારી પ્રજા તરીકેની ખાસિયતથી અજાણ્યા છો, એટલે આવો સવાલ તમારા મનમાં ઊઠે છે. જો તમે અમારો પ્રજાકીય સ્વભાવ જાણતા હો તો તમને આટલું વિસ્મય ન થાત"

મેં કહ્યું : 'તમારી વાત હું સ્વીકારું છું. તમે સમજાવશો તો આભારી થઈશ.'

મિત્રે કહ્યું : "જુઓ, પ્રજા તરીકે અમે દૃઢતાપૂર્વક માનીએ છીએ કે અમારી લોકશાહીની સફળતા અમારા રાજ્યના વહીવટી તંત્રની શુદ્ધતા પર અવલંબે છે. વહીવટીતંત્રના દૂષણને અમે અમારી પ્રજાના દૂષણ તરીકે ઓળખીએ છીએ અને તેમ લેખીએ છીએ. અમારા વહીવટતંત્રમાં જરા પણ મલિનતા દેખાય તો અમને ભારે આઘાત થાય છે અને અમારી મહામૂલી લોકશાહી છિનવાઈ જતી હોય તેવું લાગે છે.

મેં કહ્યું : 'હું સમજ્યો. પરંતુ પ્રજાના તમામ વર્ગોમાં આ કિસ્સા અંગે આટલી બધી ઉત્તેજના શા માટે?'

મિત્રે કહ્યું : 'ત્યારે હજુ પણ તમે પૂરેપૂરું સમજી શક્યા નથી. જેમ કોઈપણ પતિ તેની પત્નીને શિયળભંગ થતી જોતાં જેટલું દુઃખ અને વ્યથા અનુભવે તેટલી વેદના અમે એક પ્રજા તરીકે અમારા વહીવટી તંત્રની અશુદ્ધિ જોતાં અનુભવીએ છીએ. આ ઘટનાની આ રીતે તમે ગંભીરતા નહિ સમજો ત્યાં સુધી અમારી પ્રજાનું સાચું મૂલ્યાંકન તમે કરી શકશો નહિ'

*આ વાત સાંભળી હું આશ્ચર્યમુગ્ધ બન્યો* આ સ્વરૂપદર્શન પ્રજાનું ઉચ્ચ ચારિત્ર્યબળ દર્શાવે છે. અંગ્રેજ પ્રજા શા કારણે વિશ્વયુદ્ધો અને રાજકીય આર્થિક ઝંઝાવાતોની આંધીઓમાંથી યશસ્વી બનીને વધુ ને વધુ તેજસ્વી રીતે બહાર આવે છે તે આ તેના ગુણથી સમજાય છે.

લોકશાહીના અધિકારી બનવા માટેની આ યોગ્યતા આપણે મેળવવી રહી.

★

## કૈં કૈં મને થાય છે!

વાંચી વાત શકુન્તલાની વિલસે છે સ્નેહભાવો ઉરે,
ને નાની મુજ સૃષ્ટિમાં બની રહું હું સ્વપ્નદૃષ્ટા, અને
કલ્પુ "આહ! થવું જ જીવનમહિ 'દુશ્યન્ત' કો' આવીનો-
જેથી શાશ્વત લોકમાત્ર ઉચરે-'અદ્‌ભૂત છે વાત હો!'-"

× × ×

કિન્તુ એક દિ' સ્વપ્નસૃષ્ટિ મહીંથી જાગી ઉઠી જોઉં તો-
પત્ની ચંડી-સ્વરુપ ક્રૃદ્ધ નીરખી ભીતિ થકી કંપતો-
આખી કલ્પિતસૃષ્ટિ ભાંગી પડી!-બાકી માત્ર આ પ્રશ્ન કે-
ક્યાં કલ્પિત શકુન્તલા? શ્રીમતી ક્યાં? કૈં કૈં મને થાય છે!

-રમેશ પાઠક





'સરકારને પાંગળી બનાવવી જ રહી.' મનમાં પાછો પડઘો ઊઠ્યો.

દૈનિકનાં મથાળાં પર નજર પડી. દેશની જ્વાળાઓ તેનાં પાનાંઓને સ્પર્શી ચૂકી હતી. ઠેરઠેર પોલીસ ચોકીઓ બાળવાના અને ટપાલ પેટીઓને આગ લગાડવાના સમાચારો હતા. તે સામે શાહીવાદની ટુકડીઓએ કરેલ ગોળીબારો અને કાળા અત્યાચારોની મૂક વાત જાણે તેઓ કહી રહ્યા!

બીજા દહાડાની ખબરોમાં કૉલેજમાં હડતાળ પડવાના સમાચારો હતા સાથે સાથે દેશભરમાં અનેક શાળાઓ અને કૉલેજો હડતાળને અંગે બંધ થવાના ખબરો હતા.

સાંજના ફરવા નીકળ્યો. બજારમાં ગયો. પણ ત્યાંય એ જ વાતો મનને વિચાર કરવા એકાંત જોઈતું હતું. બજાર વીંધીને શેરીઓ પર શેરીઓ વટાવતો નાકા બહાર આવ્યો. થોડે દૂર વડના ઝાડ હેઠળ નાનકડી દેરીના ઓટલા પર બેઠો, શું કરવું! કેવી રીતે કરવું?

સામેથી સાથીઓ આવતા જણાયા. રવીન્દ્રને મેં દૂરથી ઓળખી કાઢ્યો. તેની પાછળ હતા પ્રતાપ અને શંભુ ત્રણેય લંગોટિયા હતા. ચોથો હું પણ. ચંડાળ ચોકડી ભેગી મળી.

'આવ્યા શહેર!' શંભુ હમેશની ટીખળી રીતે બોલ્યો, 'જારે કરી તેં તો. કૉલેજ બંધ કરાવી!'

મેં કંઈ જવાબ ન આપ્યો. કારણ હતું; મનના વિચારો માર્ગ માગતા હતા. શંભુ સમજી ગયો.

'પણ હવે શું વિચાર છે?' તેણે મારા વિચારોનો પડઘો પાડ્યો

'કંઈક કરવું તો જોઈએ જ.' મેં પણ તેટલી જ ગંભીરતાથી જવાબ વાળ્યો

'ત્યારે કરી નાખને કડુસલો' શંભુએ પોતાની હમેશની રીતે કહ્યું: 'આ રોજના છાપાંઓ તો આપણને ઘણું કહે છે.'

મનને વેગ મળ્યો. અખિા ચમકી ઊઠી: 'કડુસલો! કડુસલો! સરકારને પાંગળી બનાવવી જ રહી.'

'પણ કોઈ સાથે હોય તો જ થઈ શકે.' મેં સંકોચાતા, ધ્રૂજતા શબ્દો કાઢ્યા.

'અરે, અમે છીએ ને તારી સાથે બોલ તારા વિચારો જણાવી દે. પૂલ ઊડાડવો છે કે કોઈનો ભુક્કો કરવો છે?' રવીન્દ્રે વચ્ચે પુગતાં કહ્યું –

'હું સાંભળી રહ્યો આ શું? મારા જ વિચારોનો તો પડઘો નહોતો ને?

'અરે એવું તે કાંઈ થાય?' પ્રતાપે આશંકા કરી.

'અરે, જા ને, તારાથી ના થાય તો ના આવતો મારા ભાઈ.' શંભુએ પ્રતાપને રદિયો આપી દીધો.

'ના, ના, એમ તો નહિ પણ ....' પ્રતાપ ખસિયાણો પડી ગયો.

'જુઓ,' હું ગંભીરતાથી બોલ્યો. ત્રણેય ઉત્સુકતાથી મારી વાત સાંભળવા આતુર બની રહ્યા: 'બહુ તો આપણે નહીં કરવું. પણ ગંભીર તો છે જ. તમે તૈયાર છો?'

પ્રશ્નો પૂછતાં ઝીણી આંખે મેં ત્રણેય સામે વારાફરતી જોયું. ત્રણેયની આંખમાં પ્રશ્ન ચમકતો હતો.

'શું?' રવીન્દ્રે પૂછ્યું.

'રેલ્વેના પાટા ઉખેડી નાખવા' મેં ખૂબ જ ધીમેથી, છતાં સ્થિરતાથી ઉપરના શબ્દો ઉચ્ચાર્યા.

ત્રણેય ચૂપ હતા. રવીન્દ્રના ચહેરા પર સ્મિત છાયું.

'બસ?'

'પછી?' પ્રતાપે હંમેશ મુજબ પ્રશ્ન કર્યો

'લે ને હું કહી દઉં' શંભુ પાછો તાડુક્યો:




'સરકાર માબાપને કરવા પડતા અનેક વિચારોમાં એકનો વધારો થશે, સરકાર પણ જાણશે કે ગુલામી જાળવી રાખતાં મૂલ્ય ઓછાં નહિ ચૂકવવા પડે! સમજ્યો?'

'શંભુ,' મેં ધીરેથી કહ્યું, 'તારી આ વાત પર અંકુશ રાખજે. નહિ તો ક્યાંક આપણે મુશ્કેલીમાં આવી પડશું.'

'હું કંઈ સાવ બેવકૂફ નથી, શાહ સાહેબ!' તેણે લહેકાથી કહ્યું અને ખડખડાટ હસી પડ્યો. રવીન્દ્ર અને પ્રતાપ પણ હસવામાં ભળ્યા.

અને ત્રીજે દહાડે યોજના અમલમાં મૂકવા નક્કી કરી અમે છૂટા પડ્યા.

મારા આશ્ચર્ય વચ્ચે બીજે દહાડે મેં રવીન્દ્રને મારી પાસે આવતો જોયો. તેણે મને સંકેત કરી બહાર બોલાવ્યો.

'એકાદ-બે ગંભીર સવાલોમાં નિવેડો કરવાનો રહે છે.' તેણે મારી સામે જોઈને કહ્યું.

'શા!' મેં ઉત્સુકતાથી પૂછ્યું.

'એક તો—' તેણે ચપળતાથી આજુબાજુ જોઈ શરૂ કર્યું, 'આ કામ માટે આપણે અમુક સાધનો જોઈશે—ખાસ કરીને પાટાના બોલ્ટ ખોલવા માટેના રેંચ અને હથોડા—'

'હં.' મેં કહ્યું.

'બીજું—આ કાર્ય આપણે કયે વખતે કરવું કે જેથી આપણને સફળતા મળે—અને તે પછી આપણે શું કરવું? તે મારી સામે જોઈ રહ્યો—

હું સમજી ગયો. મનમાં પ્રશ્ન થયો કે આ ખ્યાલ મને પહેલાં કેમ ન આવ્યો? પણ એ વિચાર કરવા વખત નહોતો. રવીન્દ્રની વાત તેથી વધુ અગત્યની હતી.

રવીન્દ્ર થોડી ક્ષણ પછી, મને બોલવાની તક મળે તે પહેલાં પાછો બોલ્યો:

'પહેલી બાબતનો નિકાલ તો હું માથે લઉં છું પણ બીજી બાબતનું કેમ કરશું?'

મન વિચારમાં પડ્યું. આ કાર્ય કંઈ સહેલ નહોતું. અને કાર્ય પૂર્ણ થયા બાદ કંઈ નિરાંતે બેસવાપણું પણ નહોતું. સમય જરા પણ ગુમાવવા જેવું નહોતું.

'મારું એમ માનવું છે કે આપણે ક્યાંક ગુપ્તવાસમાં રહેવું.' રવીન્દ્રે પોતાનો વિચાર જણાવી પૂર્ણાહુતિ કરી.

વિચારોનો અંત આપતાં મેં કહ્યું:

'ના, ના. એના કરતાં, આપણે એક જગ્યાએ સ્થાયી ન રહેવું.'

'કેમ? એવી રખડપટ્ટી કરવાથી શો ફાયદો!'

'એ રખડપટ્ટી નહિ હોય, રવીન્દ્ર! એમ કરવાથી આપણે બે કાર્ય એક સાથે કરી શકશું.'

રવીન્દ્ર મારી સામે જોઈ રહ્યો. મેં આગળ ચલાવ્યું: 'એક તો આપણે એક જગ્યાએ સ્થાયી નહિ રહેવાથી સલામત રહી શકશું—અને બીજું જ્યાં જ્યાં આપણે જઈશું—ત્યાં કંઈક ને કંઈક કાર્ય કરી શકીશું.'

'શું કાર્ય?' રવીન્દ્રે જિજ્ઞાસાથી પૂછ્યું.

'કાર્ય? આપણે ત્યાંના લોકોમાં લડતનો પ્રચાર કરશું. અને એ રીતે શાહી સરકાર સામે લોકોમાં વિરોધ જાગ્રત કરી શકીશું.' મન મોટી આકાંક્ષાઓ સાથે આગળ વધતું હતું. રવીન્દ્રને લાગ્યું કે વાત બરાબર હતી. તેણે સંમતિપૂર્વક ડોકું ધુણાવ્યું.

પાછળથી કાકાનો ખોંખારો સંભળાયો, હું અંદર ચાલ્યો ગયો. રવીન્દ્ર, પ્રતાપ અને શંભુ કાર્યક્રમની ખબર આપવાનું કહી ચાલ્યો ગયો.

કાકા મારી પાછળ અંદર આવ્યા. મને કોલેજમાં હડતાળ પડાવવાનું કારણ પૂછ્યું. મેં કંઈ જ જવાબ ન વાળ્યો. કાકાની વાગ્ધારા વધતી ચાલી





'સરકારને પાંગળી બનાવવી જ રહી.' મનમાં પાછો પડઘો ઊઠ્યો.

દૈનિકના મથાળાં પર નજર પડી. દેશની જ્વાળાઓ તેનાં પાનાંઓને સ્પર્શી ચૂકી હતી. ઠેરઠેર પોલીસ ચોકીઓ બાળવાના અને ટપાલ પેટીઓને આગ લગાડવાના સમાચારો હતા. તે સામે શાહીવાદની ટુકડીઓએ કરેલ ગોળીબારો અને કાળા અત્યાચારોની મૂક વાત જાણે તેઓ કહી રહ્યા!

બીજા દહાડાની ખબરોમાં કોલેજમાં હડતાળ પડવાના સમાચારો હતા સાથે સાથે દેશભરમાં અનેક શાળાઓ અને કોલેજો હડતાળને અંગે બંધ થવાના ખબરો હતા.

સાંજના ફરવા નીકળ્યો. બજારમાં ગયો. પણ ત્યાં ય એ જ વતો મનને વિચાર કરવા એકાંત જોઈતું હતું. બજાર વીંધીને શેરીઓ પર શેરીઓ વટાવતો નાકા બહાર આવ્યો. થોડે દૂર વડના ઝાડ હેઠળ નાનકડી દેરીના ઓટલા પર બેઠો, શું કરવું? કેવી રીતે કરવું?

સામેથી સાથીઓ આવતા જણાયા. રવીન્દ્રને મેં દૂરથી ઓળખી કાઢ્યો તેની પાછળ હતા પ્રતાપ અને શંભુ ત્રણેય લંગોટિયા હતા. ચોથો હું પણ. ચંડાળ ચોકડી ભેગી મળી.

'અલ્યા શું?' શંભુ હંમેશની ટીખળી રીતે બોલ્યો, 'આરે કરી તેં તો. કોલેજ બંધ કરાવી!'

મે કંઈ જવાબ ન આપ્યો. કારણ હતું; મનના વિચારો માર્ગ માગતા હતા. શંભુ સમજી ગયો.

'પણ હવે શું વિચાર છે?' તેણે મારા વિચારોનો પડઘો પાડ્યો

'કંઈક કરવું તો જોઈએ જ.' મેં પણ તેટલી જ ગંભીરતાથી જવાબ વાળ્યો

'ત્યારે કરી નાખને કડુસલો' શંભુએ પોતાની હંમેશની રીતે કહ્યું: 'આ રોજનાં છાપાંઓ તો આપણને ઘણું કહે છે.'

મનને વેગ મળ્યો. આંખો ચમકી ઉઠી: 'કડુસલો! કડુસલો! સરકારને પાંગળી બનાવવી જ રહી.'

'પણ કોઈ સાથે હોય તો જ થઈ શકે' મેં સંકોચતા, મૂંજતા શબ્દો કાઢ્યા.

'અરે, અમે છીએ ને તારી સાથે બોલ તારા વિચારો જણાવી દે. પૂલ ઊડાડવો છે કે કોઈનો ભુક્કો કરવો છે?' રવીન્દ્રે વચ્ચે પુગતાં કહ્યું

હું સાંભળી રહ્યો આ શું? મારા જ વિચારોનો તો પડઘો નહોતો ને?

'અરે એવું તે કાંઈ થાય?' પ્રતાપે આશંકા કરી.

'અરે, જા ને, તારાથી ના થાય તો ના આવતો મારા ભાઈ.' શંભુએ પ્રતાપને રહિંગો આપી દીધો.

'ના, ના, એમ તો નહિ પણ....' પ્રતાપ ખસિયાણો પડી ગયો.

'જુઓ,' હું ગંભીરતાથી બોલ્યો ત્રણેય ઉત્સુકતાથી મારી વાત સાંભળવા આતુર બની રહ્યા. 'બહુ તો આપણે નહીં કરવું. પણ ગંભીર તો છે જ. તમે તૈયાર છો?'

પ્રશ્નો પૂછતાં ઝીણી આંખે મેં ત્રણેય સામે વારાફરતી જોયું. ત્રણેયની આંખમાં પ્રશ્ન ચમકતો હતો.

'શું?' રવીન્દ્રે પૂછ્યું.

'રેલ્વેના પાટા ઉખેડી નાખવા' મે ખૂબ જ ધીમેથી, છતાં સ્થિરતાથી ઉપરના શબ્દો ઉચ્ચાર્યા.

ત્રણેય ચૂપ હતા. રવીન્દ્રના ચ્હેરા પર સ્મિત છાયું.

'બસ?'

'પછી?' પ્રતાપે હંમેશ મુજબ પ્રશ્ન કર્યો

'લે ને હું કહી દઉં' શંભુ પાછો તાડક્યો:




'સરકાર માબાપને કરવા પડતા અનેક વિચારોમાં એકનો વધારો થશે, સરકાર પણ જાણશે કે ગુલામી જાળવી રાખતાં મૂલ્ય ઓછા નહિ ચૂકવવા પડે! સમજ્યો?'

'શંભુ,' મેં ધીરેથી કહ્યું, 'તારી આ વાત પર અંકુશ રાખજે. નહિ તો ક્યાંક આપણે મુશ્કેલીમાં આવી પડશું.'

'હું કંઈ સાવ બેવકૂફ નથી, શાહ સાહેબ!' તેણે લહેકાથી કહ્યું અને ખડખડાટ હસી પડ્યો. રવીન્દ્ર અને પ્રતાપ પણ હસવામાં ભળ્યા.

અને ત્રીજે દહાડે યોજના અમલમાં મૂકવા નક્કી કરી અમે છૂટા પડ્યા.

મારા આશ્ચર્ય વચ્ચે બીજે દહાડે મેં રવીન્દ્રને મારી પાસે આવતો જોયો. તેણે મને સંકેત કરી બહાર બોલાવ્યો.

'એકાદ-બે ગંભીર સવાલોમાં નિવેડો કરવાનો રહે છે.' તેણે મારી સામે જોઈને કહ્યું.

'શા?' મેં ઉત્સુકતાથી પૂછ્યું.

'એક તો—' તેણે ચપળતાથી આજુબાજુ જોઈ શરૂ કર્યું, 'આ કામ માટે આપણે અમુક સાધનો જોઈશે—ખાસ કરીને પાટાના બોલ્ટ ખોલવા માટેના રેંચ અને હથોડા—'

'હં.' મેં કહ્યું.

'બીજું—આ કાર્ય આપણે કયે વખતે કરવું કે જેથી આપણને સફળતા મળે—અને તે પછી આપણે શું કરવું? તે મારી સામે જોઈ રહ્યો—

હું સમજી ગયો. મનમાં પ્રશ્ન થયો કે આ ખ્યાલ મને પહેલાં કેમ ન આવ્યો? પણ એ વિચાર કરવા વખત નહોતો. રવીન્દ્રની વાત તેથી વધુ અગત્યની હતી.

રવીન્દ્ર થોડી ક્ષણ પછી, મને બોલવાની તક મળે તે પહેલાં પાછો બોલ્યો:

'પહેલી બાબતનો નિકાલ તો હું માથે લઉં છું પણ બીજી બાબતનું કેમ કરશું?'

મન વિચારમાં પડ્યું. આ કાર્ય કંઈ સહેલ નહોતું. અને કાર્ય પૂર્ણ થયા બાદ કંઈ નિરાંતે બેસવાપણું પણ નહોતું. સમય જરા પણ ગુમાવવા જેવું નહોતું.

'મારું એમ માનવું છે કે આપણે ક્યાંક ગુપ્તવાસમાં રહેવું.' રવીન્દ્રે પોતાનો વિચાર જણાવી પૂર્ણાહુતિ કરી.

વિચારોનો અંત આપતાં મેં કહ્યું:

'ના, ના. એના કરતાં, આપણે એક જગ્યાએ સ્થાયી ન રહેવું.'

'કેમ? એવી રખડપટ્ટી કરવાથી શો ફાયદો?'

'એ રખડપટ્ટી નહિ હોય, રવીન્દ્ર! એમ કરવાથી આપણે બે કાર્ય એક સાથે કરી શકશું.'

રવીન્દ્ર મારી સામે જોઈ રહ્યો. મેં આગળ ચલાવ્યું: 'એક તો આપણે એક જગ્યાએ સ્થાયી નહિ રહેવાથી સલામત રહી શકશું—અને બીજું જ્યાં જ્યાં આપણે જઈશું—ત્યાં કંઈક ને કંઈક કાર્ય કરી શકીશું.'

'શું કાર્ય?' રવીન્દ્રે જિજ્ઞાસાથી પૂછ્યું.

'કાર્ય? આપણે ત્યાંના લોકોમાં લડતનો પ્રચાર કરશું. અને એ રીતે શાહી સરકાર સામે લોકોમાં વિરોધ જાગૃત કરી શકીશું.' મન મોટી આકાંક્ષાઓ સાથે આગળ વધતું હતું. રવીન્દ્રને લાગ્યું કે વાત બરાબર હતી. તેણે સંમતિપૂર્વક ડોકું ધુણાવ્યું.

પાછળથી કાકાનો ખોંખારો સંભળાયો, હું અંદર ચાલ્યો ગયો. રવીન્દ્ર, પ્રતાપ અને શંભુ કાર્યક્રમની ખબર આપવાનું કહી ચાલ્યો ગયો.

કાકા મારી પાછળ અંદર આવ્યા. મને કૉલેજમાં હડતાળ પડાવવાનું કારણ પૂછ્યું. મેં કંઈ જ જવાબ ન વાળ્યો. કાકાની બાજુમાં બધી ચાલી

અને મારા પિતા, અને પછી પોતાના પિતાના દાખલાઓ આપી મને સમજાવવા પ્રયત્ને થયા. પણ વ્યર્થ. અંતે મારે જેમ કરવું હોય તેમ કરવું, અને ખાડામાં પડવું હોય તો ખાડામાં પણ પડવાનું કહી કાકા પોતાના કમરામાં ચાલ્યા ગયા.

રાતે સૂતો પણ ઊંઘ ન આવી. આવતી કાલ કેવી જશે! વિચારો ઊભરાવા લાગ્યા. મનને મેં સ્વસ્થ કરવા કોશિશ કરી પણ વ્યર્થ. કાકાના શબ્દ યાદ આવ્યા. જેમ કરવું હોય તેમ કરવાનાં વાગ્બાણ યાદ આવ્યા કાકાને કેમ સમજાવાય આ હૃદયની વ્યથા? જો એમ ધધાદારી જ બનાવવો હતો, તો આ શિક્ષણ શા માટે અપાવ્યું? પિતા યાદ આવ્યા. મને કાકાના હાથમાં સોંપી તેઓ બાર વર્ષ પહેલાં જ આ દુનિયા છોડી ગયા હતા, ત્યારે હું ફક્ત દશ વર્ષનો હતો. પિતા શું મૂકી ગયા તે હજુય જાણતો નથી. પણ કાકાએ મને ઉછેરીને ઉપકાર તો કર્યો જ હતો! આવું ઉચ્ચ શિક્ષણ અપાવી મને પોતાનો ઋણી તો કર્યો જ હતો. માને તો સ્વપ્ને પણ દીઠી નહોતી—મારી બાળક અવસ્થામાં જ તે મને છોડી ગઈ હતી. મને કોઈની લાગણી હવે રોકી શકે તેમ હતી જ નહિ નિશ્ચય દૃઢ થયો.

બે દહાડા બીજા વીતી ગયા પણ કેવા હતા એ દિવસો! જાણે કે કંઈ જુગજુગનું રૂપાંતર થઈ ગયું ન હોય?

અમારું કાર્ય સફળ રીતે પાર પડ્યું હતું. રવીન્દ્ર અને શંભુ સ્વયંસેવક બનીને અમાર કાર્યની સફળતા વિષે તપાસ કરવા ગયા હતા. હું અધિરાઈથી આંટા મારતો હતો. કાર્યના સફળપણા વિષે મને શંકા નહોતી. પણ હવે શું! મન અંદરથી બેચેન બની ઊઠ્યું હતું.

ત્યાં સૂરજને આવતી જોઈ. સૂરજ પ્રતાપની બહેન હતી. આવતાવેંત તેણે પોતાની નજર મારી સામે નોંધી: 'કાં, પરાક્રમ કરી આવ્યા ને!' તેણે સણસણતો પ્રશ્ન કર્યો.

હું ચમક્યો. આ શું? પ્રતાપે મૂર્ખાઈ તો નહિ કરી હોય ને? પ્રતાપનું મન તો પહેલેથી જ ભયભીત હતું! અંદરથી અફસોસ થવા લાગ્યો. પણ હવે શું થાય?

સૂરજે આગળ ચલાવ્યું: 'કંઈ મોટી બહાદુરી નથી કરી હો! કેટલાંક નિર્દોષના તમે જાન લીધા છે તે જાણો છો!'

મેં માથું બે હથેળી વચ્ચે ખૂબ જ જોરથી દાબ્યું. મારા મુખ પર આજીજીનો ભાવ અને એ વાત બંધ કરવા વિષેની વીનવણી હતી.

'હું પ્રતાપ જેવી ડરપોક નથી હો...ભાઈ.' તેણે આગળ ચલાવ્યું: 'પ્રતાપ કરતાં મને તમારી સાથે રાખી હોત, તો વધુ ઠીક થાત. અને મારા તરફથી વાત બહાર પડવાની જરાય બીક ના રાખતા. પ્રતાપને પણ હું ધ્યાનમાં રાખીશ. પણ ફરી વાર આવી મૂર્ખાઈ કરશો નહિ.' અને તે અંદર કાકી પાસે ચાલી ગઈ.

સૂરજ હતી તો સંસ્કારી અને ચપળ. એટલે મનને જરા નિરાંત થઈ.

રવીન્દ્ર અને શંભુ આવતા જણાયા.

'કાં!' મેં સવાલ કર્યો.

'બેડો પાર.' શંભુ ગાજ્યો,

'એન્જીન અને પહેલા ત્રણ ડબા ખલાસ. ટપાલનો ડબ્બો પણ શોધો.' રવીન્દ્રે વાત ટૂંકમાં કહી સંભળાવી.

કામે બહુ જ સુંદર રીતે પાર પડ્યું હતું. રવીન્દ્ર અને શંભુ સ્વયંસેવક તરીકે અંદર ઘૂસી બધું જોઈ આવ્યા હતા. બહુ જ થોડા માણસો મર્યા હતા. ઘણા ઘાયલ થયા હતા. પણ હોય એ તો! દેશના આઝાદી યજ્ઞમાં ઓછાં બલિદાન આપવા પડે છે? મને પોતાની જાતનું સાંત્વન કર્યું. પણ સૂરજના શબ્દો હૃદય કોરી જતા હતા: 'કેટલાં નિર્દોષનો તમે જાન લીધા!' પણ એમાં અમે શું




કરીએ? તો એ લોકો ટ્રેનમાં બેઠાં જ શા માટે? અમે તો સરકારને પાંગળી બનાવવા માગતા હતા! લોકોએ એ વસ્તુ સમજવી જોઈતી હતી.

રવીન્દ્ર અને શંભુને પ્રતાપની ભયંકર ભૂલ વિષે વાત કરી. તેઓ પણ સમસમી રહ્યા. પ્રતાપ અસ્થિર હૃદયનો હતો અને તેને અમારી સાથે લેવામાં ભૂલ કરી હતી એમ અમને લાગ્યું.

'મને ખાત્રી જ હતી કે એ બાયલો જરૂર કંઈક આવું કરી બેસશે.' શંભુએ કહ્યું.

'પણ હવે આપણે જેમ બને તેમ જલ્દી આપણો નક્કી કરેલ કાર્યક્રમ અમલમાં મૂકવો જોઈએ.' મેં અમારા કાર્યક્રમની યાદ તેઓને દેવડાવી અને અમે છૂટા પડયા.

અને હું નીકળી પડ્યો. નીકળતાં પહેલાં કાકા અગર કાકીને મળવાની જરૂરત મેં જોઈ નહીં. ફક્ત મારાં કપડાં અને પુસ્તકો ભરેલી એક ઝોળી અને એક નાનકડું પાણીનું થર્મોસ, એટલો સામાન મેં સાથે રાખ્યો. ખીસામાં સાત રૂપિયા અને થોડું પરચુરણ હતું.

રાત મેં હરિહરભાઈને ત્યાં ગાળવા નક્કી કર્યું. હરિહરભાઈ અમારા શહેરના આગળ પડતા કાર્યકર્તા હતા. તેઓ ભાંગફોડ પ્રવૃત્તિની વિરૂદ્ધ હતા પણ શાહીવાદ સામેનો તેમનો વિરોધ કોઈથી પણ ઓછો હતો. મેં રાત્રે દશ વાગ્યે તેમનું બારણું ખખડાવ્યું. બારણું ખૂલ્યું અને હું અંદર ગયો. ટેબલલેંપના અજવાળામાં હરિહરભાઈ કંઈક લખતા નજરે પડ્યા. તેમનાં પત્નીએ તેમનું ધ્યાન મારા તરફ ખેંચ્યું.

'અરે શાહ? અત્યારે?' તેમણે આશ્ચર્યથી મને પૂછ્યું.

'હા, જી, આપને નાહકની તકલીફ આપી છે પણ છૂટકો નથી.' મેં ઝોળી અને થર્મોસ ખભેથી નીચે ઉતારીને મૂકતાં કહ્યું.

'અરે એમાં શું?' જાણે પ્રસંગને કંઈક પામી ગયા હોય તેમ તેમણે કહ્યું અને મારી ઝોળી લઈને પાસેની ખીંટી પર લટકાવી.

'જમ્યા?' તેમણે માયાળુપણે પૂછ્યું.

'જી ના...પણ ચાલશે' મેં તેમને વધુ તકલીફ ન પડે તે માટે કહ્યું. જો કે પેટમાં કુરકુરિયાં બોલતા હતાં.

'અરે એમ કંઈ ચાલે.' અને તેમણે અંદરના કમરામાં જઈ પોતાનાં પત્નીને કંઈક કહ્યું.

તેઓ બહાર આવ્યા અને હું બેઠો હતો ત્યાં નજીક બીજી ખુરશી ખેંચી લઈ બેઠા અને પ્રશ્નભરી આંખે મારી સામે નજર માંડી રહ્યા. મેં પણ વાત તેમને કહી દેવા નિશ્ચય કર્યો.

વાત સાંભળી લીધા પછી તેઓ થોડો સમય ગંભીરરીતે બેસી રહ્યા અને પછી એક ઊંડો નિસાસો નાખી બોલ્યા: 'તમે ખરેખર એક ભયંકર કૃત્ય કર્યું છે.'

'કેમ?' તેમણે સહેજ કરડા અવાજે કહ્યું, ભાંગફોડની ઘેલછા જ એવી હોય છે. તમે સરકારને પાંગળી કરવા માટે આ કૃત્ય કર્યું હોવાનો દાવો કરો છો, પણ તેમાં તમારા પોતાના દેશ બાંધવોને કેટલું સહન કરવું પડ્યું છે તે તમને નહિ સમજાય!' અને તેઓ ગુઢ દ્રષ્ટિએ મારી સામે જોઈ રહ્યા.

હું વિચારમાં પડ્યો. મને સૂરજનો પ્રશ્ન યાદ આવ્યો: 'કેટલાં નિર્દોષના તમે જાન લીધા છે!' તેના અને હરિહરભાઈના વિચારો કેટલા મળતા છે? પણ અમે ખોટું જ શું કર્યું છે? સરકાર અત્યારે દેશના માનવો પર ઓછો અત્યાચાર કરે છે? એ સરકારને કાઢ્યે જ આપણો છૂટકો છે! સરદાર અને મહાત્માજીએ 'કરેંગે યા મરેંગે' નો આદેશ આપ્યો છે! અત્યારે સરકાર સામે લડવાનો આ જ સૌથી સરળ માર્ગ છે. વાહનવ્યવહાર બંધ કરવો, તાર

થયો કે આ કલંક કોને આભારી હતું? શું ગાંધીજીએ અમને આ રીતે લડત-લડવા કહ્યું હતું? ના. તો પછી આ બધો અપયશ કોને આભારી હતો? મનને અંદરથી શરમ થવા લાગી પણ પાછો વિચાર આવ્યો, 'સરકારને પાંગળી બનાવવી હોય તો આવાં અનેક કાર્યો કરવાં પડશે.' આમ વિચારોનાં વમળો વચ્ચે અટવાતું મન પોતાના વિચારોને આગળ ધપાવ્યે જ જાય છે. પગ પણ થાકયા હોવા છતાં પોતાનું કાર્ય કરે જાય છે. છેલ્લું ગામડું મૂકયાંને લગભગ એકાદ કલાક થઈ ગયો છે. સાંજ નમતી જાય છે વાતાવરણ એકદમ શાંત પડી ગયું છે. વાદળાં ઘેરાઈ ગયાં છે. અને હવે વરસાદ તૂટી પડે એમ લાગે છે. આસપાસ કંઈ સૂઝતું નથી. આશરો કયાં લેવો? લાગે છે કે આડે માર્ગે ચડી ગયો હઈશ. એકાએક પવનનો ઝપાટો આવે છે.

એક તો થાકી ગયેલ છું અને તેમાં સામેથી આવતા પવનને લઈ વધુ બળ પડે છે. ઝોળી એક હાથમાંથી બીજા હાથમાં બદલું છું. વરસાદના છાંટા પડવા શરૂ થાય છે. દોડવા કોશિશ કરું છું. પણ પગ વિરોધ કરે છે. જેમ તેમ દોડીને એક ઝાડ નીચે ઊભો રહી જાઉં છું. ઠંડા પવનના સૂસવાટા અને વરસાદની ગતિ એક બીજા સાથે હરીફાઈ કરતાં તૂટી પડે છે. ઝાડ હેઠે આશ્રય લીધો પણ તે ન લીધા જેવો જ. એમ ને એમ ઘણો સમય વીતી ગયો છે. પણ વરસાદ બંધ પડવાના કોઈ ચિહ્ન નથી. આટલો સમય ચાલ્યો હોત તો જરૂર કોઈ ને કોઈ ગામડામાં પહોંચી જાત; એમ મનને થાય છે. હજુય કયાં સમય વહી ગયો છે? અહીં ઊભો છું છતાં કંઈ પલળ્યા વગર નથી રહ્યો આગળ વધું છું. ચારે તરફ અંધકારના ઓળા ઊતરતા જણાય છે. આંખો ખેંચીને જોઉં છું. પણ કયાંઈ દીવો નજરે નથી પડતો. સુભાગ્યે થેલીમાં ટોર્ચ સાથે છે તે કાઢીને સળગાવું છું, પાણીના રેલાઓ ચાલવાની કેડીએ ચાલ્યા જાય છે. અંધકારમાં ટોર્ચના સીધાં કિરણોનાં પ્રકાશમાં નૃત્ય કરતી વરસાદની ધારાઓ સામે નજર નોંધી આગળ વધતો જાઉં છું સાથે મનના કલ્પનાના ઘોડાઓ તેટલી જ ઝડપથી આગળ વધે છે. શું કુદરતની પણ સહાનુભૂતિ હશે અમારા કાર્યમાં? કે પછી વિરોધ? વિરોધ જ. નબળું મન એને વિરોધ જ માને છે. વરસાદના ઝાપટા અને પવનના સપાટા જાણે કે એને વેગ આપી રહ્યા છે તેમાંથી કરુણાની ચીસો ઊઠે છે.' હા, હા મેં મોટી ભૂલ જ કરી છે. અને એ ભૂલનાં પરિણામો? 'કેટલા નિર્દોષના જાન તમે લીધા?' સૂરજનું મુખ નજર સામે તરે છે. 'તમે એક ભયંકર કૃત્ય કર્યું છે.' કરડા હોઠ ચાવતા હરિહરભાઈની ભ્રાંતિ થાય છે. 'ગાંધી-વાળાના કારસ્તાન છે.' ભોળા અને અજ્ઞાન ગામડિયાઓએ ગાંધીજીને ચડાવેલ કલંક યાદ આવે છે. અરે મન મજબૂત થા. આવા નબળા વિચારો શા માટે? પણ વ્યર્થ. વીજળીનો ચમકારો, અને બે ક્ષણ પછી કડાકો, જાણે કે મારી કરેલી ભૂલ પ્રત્યેનો કુદરતનો ઠપકો! હવે હદ આવી રહી છે આ વિચારોની.

પણે દૂર દીવો ટમટમતો જણાય છે. ના, ના, એ તો ભ્રમ! ટોર્ચ ઓલવી નાખીને જોઉં છું, ખરેખર ક્ષિતિજમાં એક દીવાનું ટપકું ટમટમતું જણાય છે. મનમાં હા-શ થાય છે. આખરે કયાંક પહોંચ્યો ખરો. શેનું એ ટપકું હશે. કોઈ પોલીસ-ચોકીનો દીવો તો નહિ હોય? સહેજ ભયની કંપારી શરીરમાં ઝણઝણાટી બોલાવી જાય છે. પણ તરત હૃદય સ્વસ્થ થાય છે. કપડાં પાણીથી તરબોળ થઈ ગયાં છે. ઝોળીમાંનાં કપડાં અને પુસ્તકોના પણ એ જ હાલ છે. પગમાં જરાય જોર રહ્યું નથી. છતાં પગ ઉત્સાહભેર દીવાના ટમટમતા પ્રકાશ પ્રત્યે ખેંચાયે જાય છે. પાણીથી પલળીને ભારે થઈ ગયેલ ઝોળીનો ભાર ખૂબ જ અસહ્ય છે. તરસથી ગળું શોષાય છે. થર્મોસમાં પાણી જરાય નથી. વરસાદમાં મોઢું પહોળું કરું છું. એકાદ બે બુંદ ગળા હેઠે ઊતારું, આગળ વધું છું.

ગામ નજીક આવતું જાય છે, પગનો ઉત્સાહ ઓછો થતો જાય છે. હવે જલદી કયાંક પડવાને





ટપાલ વ્યવહાર ખોરવી નાખવો સરકારના દરેક કાર્યક્ષેત્રોને કાર્ય કરતાં અટકાવી દેવાં શાહીવાદ પોતાની મેળે થાકી જશે અને ગાંસડાં પોટલાં બાંધવાની તૈયારી કરશે. અને મને આમ રા કૃત્યમાં કંઈ ખોટું ના લાગ્યું.

'હરિહરભાઈ, એ દેશબાંધવો આટલો ય ભોગ ન આપે તો લડત કઈ રીતે આગળ વધે?' મે અંતે સવાલ કર્યો.

'અરે પણ તમને આ રીતે લડત લડવાનો કોણે આદેશ આપ્યો છે?' તેમણે પ્રશ્ન કર્યો

'કેમ? આપણા નેતાઓએ જ કહ્યું છે' મેં કંઈક દલીલપૂર્વક જવાબ વાળ્યો.

'તેમણે તમને ભાંગફોડ કરવા કહ્યું છે, કેમ?' તેમણે વ્યંગપૂર્વક કહ્યું. અને મને સમજાવવાની વ્યર્થ કોશિશ કરી રહ્યા. તેમણે કહ્યું કે અમારો આ માર્ગ તદ્દન ખોટો છે. આનાથી લડતને બદલે અમે ઉલટા લોકોની મુશ્કેલીઓ વધારીએ છીએ મહાત્માજીના 'કરેંગે યા મરેંગે' નો અમે તદ્દન અવળો અર્થ કરીએ છીએ અને એ રીતે કંઈકના જીવનો બરબાદ કરીએ છીએ પણ મારા મન પર એની જરાય અસર ન થઈ મને એમાં કશું જ ખોટું ના જણાયું અંતે હરિહરભાઈએ એ વાત જ પડતી મૂકી. એ રીતે અનેક વિચાર તરંગોએ નિદ્રાને મારી પાસે આવવા દીધી નહિ.

બીજે દહાડે વહેલી સવારે મેં હરિહરભાઈની વિદાય લીધી.

'હવે ક્યાં જશો?' તેમણે સહજ પ્રશ્ન કર્યો

મેં શંકાનો સહજ ભાવ મનમાં આણી જવાબ આપ્યો, 'નક્કી નથી કર્યું'. પણ એક જગ્યાએ સ્થાયી રહેવા વિચાર નથી. વળી વાત પવનમાં વહેવા લાગે તેની શંકા પણ છે.'

'મારા તરફથી નિશ્ચિંત રહેજો હો' તેમણે મને વિદાય આપતાં કહ્યું.

અને મેં પગપાળા ગામ છોડ્યું ત્રણેક માઈલનો રસ્તો કાપ્યા બાદ એક નાનકડા ગામડામાં હું પહોંચ્યો. ભૂખ કકડીને લાગી હતી ગઈ કાલે હરિહરભાઈએ જો આગ્રહ કરી ન જમાડ્યો હોત તો હું ક્યારનોયે લોથ થઈ ગયો હોત. ગામના ચોકમાં એક નાનકડી હોટલ જેવું હતું. પાટ પર બેસી મેં એક ચ્હેસ્વલ ચા પીધી. હોટલમાં બે ગમાર ખેડૂતો વાત કરતા હતાઃ

'દયા ઈ રેલ કીમ કરીને ભાંગી હશે?'

'કોણ જાણે, આ ગાંધીવાળા હમણાં હમણાં ફાટયાં છે ને? ઈ ઇનાં ઇનાં જ કારસ્તાન હશે,' બીજો ખેડૂત પોતાનું જ્ઞાન ઠાલવતો હતો.

'કઈ રેલની વાત કરો છો?' મે સહજભાવથી પૂછ્યું

'આ બે દી હેલાં ભાંગી ને!' એણે મને સામો પ્રશ્ન કર્યો

'પણ એ તો લડતનું એક અંગ છે.' મેં તેમને જરા સમજાવતાં કહ્યું. પણ વ્યર્થ. બીજો એક માણસ વચ્ચે જ ઈ ને બોલી ઊઠ્યો, 'હવે અંગ ને બંગ માના ભાઈ. આવી તે કાંઈ લડત હોતી હશે. અમારા ખીમાનો એકનો એક દીકરો ગઈ કાલે અહીં આવવાનો હતો, પણ અકસ્માતમાં ઘવાઈને ઈસ્પિતાલમાં પડ્યો છે.' અને તેણે તિરસ્કારભર્યું હાસ્ય કરીને પેલા ખેડૂતો સામે જોયું. મને ઝાઝો સમય ત્યાં બેસવામાં રસ ન રહ્યો

હું ત્યાંથી ઊઠ્યો બહાર હોટલવાળાને કંઈ વીશી વિષે પૂછ્યું. તેણે મને એકાદ બ્રાહ્મણના ઘરનું નામ આપ્યું. હું ત્યાં જમ્યો. અને તેને પૈસા આપી ચાલતો થયો

ત્યાર પછી આગળ ને આગળ વધતો ગયો. બે ત્રણ ગામડાં વટાવ્યાં. પણ વાત એક જ બધે સાંભળતો: 'ગાંધીવાળાએ કારસ્તાન કરીને રેલને ઊંધી પાડી નાખી.' આપણા પૂજ્ય નેતાના નામને બીચારા અભણ અને અજ્ઞાન ગામડીઆઓ કલંક લગાડી રહ્યાં હતાં. એમ મને લાગ્યું. પણ પાછો વિચાર

શાંત્વના આપી શકું? કયે મોઢે હું એને મારી કથા વર્ણવી શકું? કયે મોઢે હું એની પાસે રહી શકું?

હૃદયમાં ઘુમરી લેતા તિરસ્કાર અને ધિક્કારે મોટા ડુસકાંરૂપે માર્ગ કર્યો. અને હું ખૂબ જ મોટેથી રડી પડું છું. રડું છું, ખૂબ જ રડું છું. થાય છે કે રોઈ રોઈને મારાં આ આંસુઓથી પ્રાયશ્ચિત કરું! પણ એટલાં પવિત્ર એ આંસુ છે કે નહિ તેની શંકા થાય છે.

અને બીજી જ પળે મારા મસ્તક પર એક પ્રેમાળ હાથ ફરી રહે છે. જોઉં છું, કંઈક રાહત મળે છે. ડોશીમા મમતાથી મને શાંત કરવા પ્રયત્ન કરે છે. અને હું, માતાના મમત્વનો અનુભવ કરતે, બે હથેળીમાં મોઢું છુપાવી ડુસકાં ભરતો જ રહું છું.

*

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**શ્રી ભજન સાગર** (ભાગ બીજો): પાનાં ૬૬૬, બે રૂપિયા. કુન્થુ અને બન્ધુ: હરીશ નાયક. પાનાં ૭૯. ૭ આના. **વડીલોની વાતો:** હીરાલાલ લ૦ કાજી. પાનાં ૧ ૮, બાર આના. **બરાસ કસ્તુરી:** શિવમ્ સુંદરમ્ પાનાં ૭૫, આઠ આના. **પ્રવાસી:** ખલીલ જિબ્રાન. અનુ૦ ગજરાબહેન મ૦ નાયક. પનાં ૭૯. ૭ આના. **પુરોગામી:** ખલીલ જિબ્રાન. અનુ૦ ગજરાબહેન મ૦ નાયક. પાનાં ૫૫. ચાર આના—છયે પુસ્તકોના પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ **દયારામ ગિદુમલ:** ટી૦ એલ૦ મંઘીરમલાની. અનુ૦ ચંદુભાઈ રા૦ પટેલ. પાનાં ૬૨. બાર આના. **ગોપાલન** નટુભાઈ સોલંકી. પાનાં ૨૯૧, ત્રણ રૂપિયા. **અહિંસાનો પહેલો પ્રયોગ:** ગાંધીજી. સંક્ષેપકાર: વનમાળા દેસાઈ. પાનાં ૧૪૬, એક રૂપિયો—ત્રણેય પુસ્તકોના પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ. **સમરાંગણ:** (ત્રીજી આવૃત્તિ) ઝવેરચંદ મેઘાણી, પાનાં ૨૯૬. સાડાત્રણ રૂપિયા. **કુસુમમાળા:** (૭મી આવૃત્તિ) નરસિંહરાવ ભો૦ દિવેટિયા. પાના ૧૩૬. દોઢ રૂપિયો. બન્ને પુસ્તકોના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **પૂર્વ ભારતની જૈન તીર્થભૂમિઓ:** મુનિરાજ શ્રી જયંત વિજયજી. પાનાં ૧૫૨, બે રૂપિયા. **રાણકપુરની પંચતીર્થી:** અંબાલાલ પ્રેમચંદ શાહ. પાનાં ૧૧૦ દોઢ રૂપિયો **ચિત્રમય તીર્થરાજ આબુ:** મુનિરાજશ્રી જયન્ત વિજયજી પાનાં ૭૮. દોઢ રૂપિયો—ત્રણેય પુસ્તકોના પ્રકાશક: યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર. **છાત્રોને:** રસુલભાઈ વહોરા. પાનાં ૩૬, સાડાચાર આના. પુસ્તકાલય મંડળ, વડોદરા. **આસન અને મુદ્રા:** લે૦ પ્ર૦ સ્વામી શ્રી કૃપાલાનંદજી પાનાં ૧૬૨. સાડાઆઠ રૂપિયા. સંઢાસાલ (જિ. વડોદરા) **નવી દૃષ્ટિ:** લે૦ પ્ર૦ મંગળદાસ જ૦ ગોરધનદાસ. પાનાં ૬૪, દોઢ રૂપિયો. નારણ નિવાસ, ગિરગામ, મુંબઈ ૪. **ખારાં પાણી:** બકુલેશ પાનાં ૧૪૮. સવા બે રૂપિયા. પ્રતિમા પ્રકાશન, ગામદેવી, મુંબઈ ૭. **દર્શન અને મનન:** સંપાદક: હરભાઈ ત્રિવેદી. પાનાં ૧૮૦. ત્રણ રૂપિયા. ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર. **પ્રોવિડંટ ફંડ:** વી૦ બી૦ કોટડાવાળા, પાનાં ૬૪, આઠ આના. **ગણોત ધારો** (પૂરવણી) બાબુભાઈ સોની: જયંતીલાલ વોરા. પાનાં ૬૬, આઠ આના—બન્ને પુસ્તકોના પ્રકાશક: ચન્દ્રકાન્ત ચીમનલાલ વોરા, ગાંધીરોડ, અમદાવાદ **પ્રતીક:** પ્રિયકાન્ત મણિયાર પાનાં ૪૨, એક રૂપિયો. કવિલોક પ્રકાશન, ચંદન ભવન, અમદાવાદ ૬. **નિવાપાંજલિ:** સં. અને પ્ર૦ ચૈતન્યબાળા જ. દિવેટિયા પાનાં ૧૨૦. મૂલ્યનો ઉલ્લેખ નથી. સરિત નિવાસ, નવરંગપુરા રોડ, અમદાવાદ ૯.

*





શરીર કમમગી રહ્યું છે હૃદયના ધબકારા વધે છે હવે જાણે કે ચાલવા સિવાય અને દીવાની નેમ સિવાય બીજું કંઈજ ભાન નથી

ગામના ઝાંપામા દાખલ થાઉ છુ નાના નાના માટી છાંડેલા થોડાક ઝૂપડાં નજરે પડે છે ઝાંપા પાસે, પવનના ઝપાટામાં ઓલવાઈ જવાને વાંકે બળતુ ફાનસ ટમટમે છે એકાદ બે રડ્યાખડ્યા કૂતરાં ઝાડ હેઠળ પડેલા ગાડાની નીચેથી થેકુ ભરી લે છે અને એક ઝૂપડાની બહારની સાંકળો હું ખખડાવુ છુ તે ખખડાવવામાં પણ જોર પડે છે

બારણુ ખૂલે છે આતુર આંખો એ ખેલનાર પર જડાઈ જાય છે એક વૃદ્ધ ડોશીમા હાથમાં લાકડીનો ટેકો લઈ ઊભાં છે

'કોણ?'

મને અંદર લઈ લો ' હુ સહેજ હાંફ અને ગભરાટથી બોલુ છુ

મને અંદર લેવામાં આવે કે મારી પાછળ મને ધિક્કારતા વરસાદના ઝાપટાં અને પવનના સપાટા અંદર ધસી આવે છે તરત જ બારણું પાછુ વસાઈ જાય છે

હુ ઝોળીને એક તરફ ફેંકી એકદમ જમીન પર ફસડાઉ છુ હાથમાં કોડિયુ લઈ ડોશીમા મારી પાસે આવતાં દેખાય છે કોડિયુ મારા મુખ પર ધરી જોઈ રહેલા મને લાગે છે અને પછી મારી આસપાસ અનંત અંધકાર ફરી વળેલો હુ જાઉ છુ છતાંય ભાનમાં તો છુ જ!

આંખો ખોલુ છુ ત્યારે દિવસ ઊગી ગયો છે થોડે દૂર ખૂણામાં એક ચૂલમાંથી ધૂમાડો નીકળીને ઝૂપડીને ભરી રહ્યો છે બહારથી લાકડા ફાડવાનો અવાજ સંભળાય છે ઊભો થઈ જાઉ છુ બારણા બહાર ડોકુ કરૂ છુ જોઉ છુ કે ખૂબ જ શ્રમ અને મહેનતથી ડોશીમા એક લાકડાને ફાડવાને મથી રહ્યા છે

લાવો માજી હુ કરી આપુ અને એ લાકડાના બે કકડા હુ કરી આપુ છુ

ભાઈ તુ થાકેલો છે હજુ થોડો સમય સૂઈ રહે ડોશીમા માયાળુપણે કહે છે 'ના રે માજી હવે હુ સાવ સાજોતાજો લાગુ છુ' કહીને હુ તેમની પાછળ અંદર જાઉ છુ મારાં કપડાં હજુ રાતે પહેરેલ તે જ છે ખૂણામાંથી લાકડાની એક ભાંગેલ પેટીમાંથી એક જોડ કપડાની લાવી મને આપવામાં આવે છે

'કપડાં બદલી લે હજુ આ પહેરેલાં ભીનાં છે

મને અજાયબી લાગે છે ડોશીમાના ઘરમાં મારા જેવા યુવાનના માપનાં કપડાં ક્યાંથી? કોઈ તો દેખાતુ નથી અને હુ પૂછુ છુ કંઈક કુતૂહલથી

જવાબ અશ્રુધારો મળે છે મળે છે અને મને અવાક્ બનાવી જાય છે

'મારુ દુઃખ હુ ક્યાં રોઉ? હજાર હાથવાળાએ મને દગો દીધો છે ભાઈ! મારો એકનો એક બેટો હતો તારા જેવડો જ હતો તારા જેવુ જ એક વડિયુ એનુ ડિલ નાનપણથી એને દાણા-પાણી અને કાળી મજૂરી કરી ઉછેર્યો હતો અને જિંદગીનાં પાછલાં વર્ષો સુખે ગાળવાનાં સપનાં દેખતી તી ત્યાં આ ગાંધીની લડાઈ જાગી પડી હમણાં ત્રણ દી પહેલાં જે રેલ ભાંગી પડી એમાં મે મારો એ દીવો ગુમાવ્યો બીચારો સૂરતમાં કામ કરતો ત્યાંથી મારી પાસે આવવા નીકળેલો પણ કોણ જાણે કયા પાપે એને વચ્ચેથી જ ઉપાડી લીધો હવે તો હુ પણ એ જ માગુ છુ ભાઈ અને ડોશીમાનુ હૈયાફાટ રુદન હુ સાંભળી રહ્યો છુ

હુ સાંભળી રહ્યો છુ અવાક્ બનીને અને આટલા દહાડા થયા મનમાં ઘુમરી લેતા તિરસ્કાર અને ધિક્કાર મારા મનમાં એક ગંભીર ઉલ્કાપાત મચાવી રહ્યાં છે બે હાથ વચ્ચે માથાને દાબી હુ બેસી પડુ છુ કઈ રીતે આ વૃદ્ધ માતાને હુ



શાંત્વના આપી શકું? કયે મોઢે હું એને મારી કથા વર્ણવી શકું? કયે મોઢે હું એની પાસે રહી શકું!

હૃદયમાં ઘુમરી લેતા તિરસ્કાર અને ધિક્કારે મોટા ડુસકાંરૂપે માર્ગ કર્યો. અને હું ખૂબ જ મોટેથી રડી પડું છું. રડું છું, ખૂબ જ રડું છું. થાય છે કે રોઈ રોઈને મારાં આ આંસુઓથી પ્રાયશ્ચિત કરું! પણ એટલાં પવિત્ર એ આંસુ છે કે નહિ તેની શંકા થાય છે.

અને બીજી જ પળે મારા મસ્તક પર એક પ્રેમાળ હાથ ફરી રહે છે જોઉં છું, કંઈક રુદન મળે છે. ડૉશીમા મમતાથી મને શાંત કરવા પ્રયત્ન કરે છે. અને હું, માતાના મમત્વનો અનુભવ કરતે, બે હથેળીમાં મોઢું છુપાવી ડુસકા ભરતો જ રહું છું.



# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**શ્રી ભજન સાગર** ભાગ બીજો): પાનાં ૩૬૬, બે રૂપિયા કન્સ્ટુ અને બન્સ્ટુ: હરીશ નાયક. પાનાં ૭૯. ૭ આના. **વડોલોની વાતો**: હીરાલાલ લ૦ શાહ. પાનાં ૧૦૮, બાર આના. **બરાસ કસ્તુરી**: શિવમ્ સુંદરમ્ પાનાં ૭૫, આઠ આના. **પ્રવાસી**: ખલીલ જિબ્રાન. અનુ૦ ગજરાબહેન મ૦ નાયક. પાનાં ૭૯. ૭ આના. **પુરોગામી**: ખલીલ જિબ્રાન. અનુ૦ ગજરાબહેન મ૦ નાયક. પાનાં ૫૫. ચાર આના—છયે પુસ્તકોના પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ **દયારામ ગિદુમલ**: ટી૦ એલ૦ મંઘીરમલાની. અનુ૦ ચંદુભાઈ રા૦ પટેલ. પાનાં ૬૨. બાર આના. **ગોપાલન** નડુભાઈ સોલંકી. પાનાં ૨૯૧, ત્રણ રૂપિયા. **અહિંસાનો પહેલો પ્રયોગ**: ગાંધીજી. સંક્ષેપકાર: વનમાળા દેસાઈ. પાનાં ૧૪૬, એક રૂપિયો—ત્રણેય પુસ્તકોના પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ. **સમરાંગણ**: (ત્રીજી આવૃત્તિ) ઝવેરચંદ મેઘાણી, પાનાં ૨૯૬. સાડાત્રણ રૂપિયા. **કુસુમમાળા**: (૭મી આવૃત્તિ) નરસિંહરાવ ભો૦ દિવેટિયા. પાના ૧૩૬. દોઢ રૂપિયો. બન્ને પુસ્તકોના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **પૂર્વ ભારતની જૈન તીર્થભૂમિઓ**: મુનિરાજશ્રી જયંત વિજયજી. પાનાં ૧૫૨, બે રૂપિયા. **રાણકપુરની પંચતીર્થી**: અંબાલાલ પ્રેમચંદ શાહ. પાનાં ૧૧૦ દોઢ રૂપિયો **ચિત્રમય તીર્થરાજ આબુ**: મુનિરાજશ્રી જયન્ત વિજયજી પાનાં ૭૮ દોઢ રૂપિયો—ત્રણેય પુસ્તકોના પ્રકાશક: યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર. **છાત્રોને**: રસુલભાઈ વહોરા. પાનાં ૩૧, સાડાચાર આના. પુસ્તકાલય મંડળ, વડોદરા. **આસન અને મુદ્રા**: લે૦ પ્ર૦ સ્વામી શ્રી કૃપાલાનંદજી પાનાં ૧૧૨. સાડાઆઠ રૂપિયા. સંઢાસાલ (જિ. વડોદરા) **નવી દૃષ્ટિ**: લે૦ પ્ર૦ મંગળદાસ જ૦ ગોરધનદાસ. પાનાં ૬૪, દોઢ રૂપિયો. નારણ નિવાસ, ગિરગામ, મુંબઈ ૪. **ખારાં પાણી**: બકુલેશ પાનાં ૧૪૮. સવાબે રૂપિયા. પ્રતિમા પ્રકાશન, ગામદેવી, મુંબઈ ૭. **દર્શન અને મનન**: સંપાદક: હરભાઈ ત્રિવેદી. પાનાં ૧૮૦. ત્રણ રૂપિયા. ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર. **પ્રોવિડંટ ફંડ**: વી૦ બી૦ કોટડાવાળા, પાનાં ૬૪, આઠ આના. **ગણોત ધારો** (પૂરવણી) બાબુભાઈ સોની: જયંતીલાલ વોરા. પાનાં ૬૬, આઠ આના—બન્ને પુસ્તકોના પ્રકાશક: ચન્દ્રકાન્ત ચીમનલાલ વોરા, ગાંધીરોડ, અમદાવાદ **પ્રતીક**: પ્રિયકાન્ત મણિયાર પાનાં ૪૨, એક રૂપિયો. કવિલોક પ્રકાશન, ચંદન ભવન, અમદાવાદ ૬. **નિવાપાંજલિ**: સં. અને પ્ર૦ ચૈતન્યબાળા જ. દિવેટિયા પાનાં ૧૨૦. મૂલ્યનો ઉલ્લેખ નથી. સરિત નિવાસ, નવરંગપુરા રોડ, અમદાવાદ ૯.



# સ્વપ્નસિદ્ધિને પંથે

જયન્ત પરમાર

નૂર-શહૂર વિહોણું યૌવન આપણે નિહાળીએ છીએ અને આપણા દેશના ઉજ્જવળ ભાવિ આડે એક કાળો પડદો પડીભર આંખ સામે તરી આવે છે. શાળા-મહાશાળાનાં વિદ્યાર્થીઓના તરવરાટ વિનાના ચહેરા, નિરાશાનો અંચળો ઓઢીને દરેક રીતે પ્રત્યાઘાત અને પરાગતિએ પહોંચેલું એમનું માનસ કયારેય આશાનો અંકુર પણ નથી પ્રેરતું.

ધરતીનો ખૂણે ખૂણો ઢીંઢો વગાડતાં યૌવનનો થનગનાટ અને તરવરાટ દેખાય ત્યાં આપણી નજર ઠરીઠામ થાય છે. મહાક્રાન્તિ અને પરિવર્તનોના અખતરાઓ પછી જે રાષ્ટ્ર આજે નવપલ્લવિત થઈ રહ્યું છે એવા સોવિયેત પ્રજાસત્તાકની આ એક અનુકરણીય અને વિચારણીય વિચારસરણી આપણને પણ ઉપયોગી થઈ પડે તેવી છે:—

માધ્યમિક શાળાની છેલ્લા વર્ષની વિદ્યાર્થિનીઓની શિક્ષિકાએ વિદ્યાર્થિનીઓ પાસે, શાળા છોડે એ પહેલાં એક નિબંધ લખાવ્યો. એ નિબંધનો વિષય હતો: 'મારું સ્વપ્ન !'

અને એ સોળ સત્તર વરસની યૌવનમાં પગરણ માંડતી તરવરતી કિશોરીઓ એ નિબંધમાં કેવી કેવી ભવ્ય આશાઓ વ્યક્ત કરે છે! એમાંથી એક પણ છોકરી ઘરની ચાર દિવાલોમાં પુરાવા નથી માગતી, રાષ્ટ્રને માટે ફના થઈ જવાની એક પણ તક જતી નથી કરતી, રાષ્ટ્રને વિકાસોન્મુખ બનાવવા સ્વાર્થને ક્યાંય પણ રજૂ નથી કરતી, એકેય શબ્દમાં કયાંય રોતલવેડા, પ્રેમની પોમલી વેવલાશ કે નામર્દાઈનો સૂર પણ નથી નીકળતો.

રાષ્ટ્રની એ ભાવિ માતાઓ એમનાં સંતાનોમાં પ્રેરણાના ઓઘ પાઈ જ શકે ને!

માધ્યમિક શાળાનું છેલ્લું વરસ પૂરું કરીને શાળાને છેલ્લા સલામ કરતી વખતે જે સ્વપ્નો એ સેવે છે એ આપણે જોઈએ સ્વપ્ન હોવા છતાં એ હવાઈ કિલ્લા નથી કે એમનાં સ્વપ્નોને તોડી પાડતાં વાલીઓ વડીલો કે રાષ્ટ્રની કોઈ પણ તાકાતના

> રશિયાથી, એના સામ્યવાદથી ભડકતા આપણે એનું કેટલુંય સારું અને અનુકરણીય પણ ગુમાવતાં રહ્યાં છીએ. માધ્યમિક શાળા છોડતી કિશોરીઓ સાથે આપણી એ જ કક્ષાની કિશોરીઓ સરખાવતાં આપણને આ લેખમાં બન્નેનું સાચું સ્વરૂપ સમજાય છે. આપણી ભડક જાય અને ખુમારી આવે એ લોકશાહી પ્રજાનું પ્રથમ લક્ષણ હોવું ઘટે.

એમને અવરોધો નથી એ સામને ફળીભૂત બનાવવામાં એ બધા પૂરતો સહકાર આપે છે.

• •

ઇગા નામની કિશોરી અભ્યાસ પૂરો કરીને પોતાની જાતને દૂર દૂરના પોતાના વતન સાઈબીરીઆમાં જતી નિહાળતી વખતનું એનું સ્વપ્ન રજૂ કરે છે:

'મારો વર્ગ યુવકોથી ભરેલો હતો. એ બધાં કોલેજોમાંથી ડીગ્રીઓ મેળવી ચૂકયાં હતાં અને હવે શિક્ષક, દાક્તર, ખેતી-નિષ્ણાત અને ઇજનેર બનીને જઈ રહ્યાં હતાં. હું પણ એમની સાથે હતી. મહાશાળામાંની પરીક્ષા મેં પસાર કરી દીધી છે અને હવે હું સાહિત્યની અધ્યાપિકા બની ચૂકી છું. મારું સ્વપ્ન સાચું થઈ ગયું—બાળકોને ભણાવવા માટે હું જઈ રહી છું.'

અને આ કિશોરીનો મહાશાળા-પ્રવેશ હજુ તો બાકી છે! છતાં એના સ્વપ્નની મક્કમ વિચારસરણી એના નિશ્ચયને પાર લાવવામાં કદી પણ નિષ્ફળ જનાર ખરી!

યેલેનાએ પોતાનો નિબંધ પૂરો કરતાં લખેલા થોડાક શબ્દો:

'મને નક્ષત્ર-વિજ્ઞાનનો શોખ છે. હું એ જાણતી નથી કે મને એ વિષયનું જ્ઞાન આપતી મહાશાળામાં જવાનું મળશે. પણ એ દિવાસ્વપ્ન તો હું જોઉં જ છું.'



સોવિયેત રાષ્ટ્રની ૧૯૫૬માં મંગળના ગ્રહ ઉપર પ્રવેશવાની આગાહી યેલેનાની નજર સામે હોવાથી એ આગળ લખે છે :

'એ તદ્દન નિશ્ચિત છે કે મંગળના ગ્રહની ભૂમિ પર પહેલવહેલા સોવિયેત લોકો પહોંચશે. મારું એ સ્વપ્ન સાચું પડે એમ હું કેટલી ઝંખુ છું! અને એ સાચું પડશે જ. સહુથી મોટી વાત તો એ છે કે દેશની જનતાનો માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ અને હૃદયપૂર્વકની સેવાથી દરેક વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે.'

રાષ્ટ્રભક્તિના કેવા સચોટ શબ્દો—અને તે પણ શાળા છોડતી એક કિશોરીના. આપણા દેશની કિશોરી આવી મક્કમતા કેળવતી થાય તો આપણા રાષ્ટ્રની ઉન્નતિમાં કેટલી મોટી મદદરૂપ થઈ પડે?

સ્વેતલાના નામની કિશોરીના નિબંધમાંથી થોડાક શબ્દો સાંભળતાં જ આપણને કેવી ભવ્ય પ્રેરણા સાંપડે છે?—

'હું ફળ અને શાક-ભાજીની નવી જાતો તૈયાર કરીશ. લોકોને રોગમુક્ત બનાવવાનું અને આદર્શ ઘરનું નિર્માણ કરવાનું મારું મુખ્ય કામ રહેશે. મરણ સંખ્યામાં ઘટાડો કરીને લાંબુ જીવતરનું 'બીડું' ઝડપીશ કે જેથી માનવ ઓછામાં ઓછું સો વર્ષનું તો આયુષ્ય ભોગવી જ શકે.'

મેરિયા તો પોતાનું ધ્યેય નક્કી કરી ચૂકી છે કે 'હું સ્થાપત્યવિદ્ બનવા માગું છું. લોકો માટે ઉન્નત અને સુંદર ઘરો બનાવવા માગું છું.'

એની કલ્પના ૧૫-૨૦ વરસ આગળ દોડે છે અને રણ પ્રદેશ જેવા 'સાઈબીરિયામાં એક નવું આદર્શ નગર નિર્માણ' કરવાનું સ્વપ્ન રજૂ કરી જાય છે.

દાક્તરી જેવા માનવહિતકારી ધંધા પસંદ કરતી અનેક કિશોરીઓ લખે છે :

'મને દૃઢ વિશ્વાસ છે કે એક દિવસ એવો આવશે કે જ્યારે માનવી રોગને ભૂલી જશે. ત્યારે આ ધરતી પર માનવીનું જીવન કેવું સુન્દર હશે!'

ઇન્ગા નામની કિશોરી તો દરેક કઠિનતા ભેગવવા તૈયાર થઈ ને પોતાની સ્વપ્ન ભૂમિકા રજૂ કરે છે:

'હું ભૂસ્તરશાસ્ત્ર-વિદ્ બનીશ' એ સમજે છે કે દરેક ક્ષેત્રમાં સૌથી વધુ ગમતી ચીજ રસ્તામાં આવતી દરેક આડખીલીઓમાંથી માર્ગ કાઢવો એ છે.

ગાલીના નામની કિશોરીના શબ્દો તો પુરુષોના પુરુષાર્થથી પણ ચડે એવા છેઃ

'ભૌતિક વિજ્ઞાન મને બીજા બધાંથી વધુ ગમે છે, અને હું ઇજનેર બનું એ ખૂબ સંભવિત છે. હું એટલી શક્તિ અને એટલો આનંદ અનુભવી રહી છું. કારણ કે હું એ શક્તિનો જ એક અંશ છું'.

અંતમાં, લીડિયા નામની કિશોરીએ પોતાના બાલ્યકાળમાં અનુભવેલા લડાઈના વિષમ દિવસોને રદિયો આપતા લખ્યું છે:

'હું આપણાં ગામડાં અને શહેરોને ફૂલ્યાં ફાલ્યાં જોવા ઇચ્છું છું. હું આપણાં વાડી-વજીફાને અને અસીમ ખેતરોને અનાજથી લચી પડેલા જોવા ઇચ્છું છું. હું ઇચ્છું છું કે આપણા દેશના બાળકોને પેલી ભયંકર લડાઈઓ અને અગન-વરસાદ ન જોવાં પડે —જે મારા બચપનમાં મેં નજરે જોયાં છે.'

*

આપણા રાષ્ટ્રનું અમોલું યૌવનધન એક વિશાળ રાષ્ટ્રની ઉછરતી યૌવનશ્રીને ડગલે એક વધુ આશાને પોતાનામાં ઊગાડે, અંકુરિત કરે. નાની નાની બાળાઓ પણ જ્યાં આટલી ભવ્ય કલ્પનાઓ સેવી શકે, એ બધીને બર આણવામાં દરેક જાતની અનુકૂળતા કામ લાગે એ આપણા ઉછરતા અને સ્વાતંત્ર્યના બાળ-શ્વાસ લેતા રાષ્ટ્રને માટે જરૂરી નથી? ભાવિ માતાઓ આટલો મક્કમ નિર્ણય કરી શકે તો એ રાષ્ટ્રની પ્રજા તો પોતાનું સ્થાન વિશ્વની વિશાળ વાડીમાં નિશ્ચિત પામી જ શકે.

સ્વપ્નોને પણ સાચા પાડવા મથવા માટે આવાં ઉન્નત સ્વપ્નો સેવવાં પણ જરૂરી છે. એ જ સાચો સ્વપ્નસિદ્ધિનો પંથ હોઈ શકે.

# પછાત વર્ગોની સુખાકારી

દ૦ બા૦ કાલેલકર

> પછાત વર્ગની સુખાકારી અને એ વર્ગની નાબૂદી માટે જે તપાસપંચ નીમવામાં આવ્યું છે એના અધ્યક્ષ તરીકે કાકાસાહેબ કાલેલકર છે. આ મનનીય વ્યાખ્યાન દિલ્હીની અખબારી પરિષદ સમક્ષ કરવામાં આવ્યું હતું. છૂત–અછૂતનો પ્રશ્ન છેલ્લા બે ત્રણ દાયકામાં સાવ હળવો બની ગયો છે એટલે આ પ્રવૃત્તિ ઠીક વેગવાન બનશે જ.

મહાત્મા ગાંધીજીએ એમની હત્યાના માત્ર બે દિવસ પૂર્વે જ આ પ્રમાણે લખ્યું હતું: 'કોંગ્રેસે રાજકીય આઝાદી હાંસલ કરી છે પરંતુ હજુ તેણે આર્થિક, સામાજિક અને નૈતિક આઝાદી જીતવાની છે. એ આઝાદીઓ હાંસલ કરવી રાજકીય આઝાદી કરતાં વધુ મુશ્કેલ છે, કેમકે તેઓ રચનાત્મક પ્રકારની, કાંઈક ઓછો ઉત્સાહ પ્રેરે તેવી છે. આંખો આંજી દે તેવી નથી.'

આપણે એ વસ્તુનો ખ્યાલ કરવો જોઈએ કે આપણે માટે હવે પછી રાજકારણનો અર્થ સામાજિક ન્યાય, સામાજિક સુખાકારી અને સામાજિક સંગઠન માટેનો પ્રયાસ છે. આ બાબતને ધ્યાનમાં લેતાં, પછાત વર્ગને લગતી સમસ્યાનો ઉદાર અને વ્યાજબી ઉકેલ ઘણો જ મહત્વનો બને છે.

વ્યાપક દૃષ્ટિએ જોઈએ તો પછાતપણાની સમસ્યા એક વિશ્વવ્યાપી સમસ્યા છે. એવા દેશો, એવી પ્રજાઓ અને એવા ખંડ છે કે જેમને પછાત તરીકે ઓળખવામાં આવે છે અને જેઓ સામ્રાજ્યવાદી અને સંસ્થાનવાદી સત્તાઓનો ભોગ બનેલા છે તેઓ આજે પોતાનું યોગ્ય સ્થાન મેળવવાનો પ્રયાસ કરી રહ્યા છે. આપણે જો આપણાં ઘર આંગણાના આના જેવા જ પ્રશ્નનો ઉકેલ લાવી શકીએ તો આ વિશ્વસમસ્યાના ઉકેલમાં એ આપણો ફાળારૂપ હશે. આપણે સામાજિક અને રાષ્ટ્રીય અખંડિતતાની લાગણી ઊભી કરવાની છે. આપણી જનતાને એવી પ્રતીતિ થવી જોઈએ કે આપણે બધા એક જ છીએ, એકબીજા પ્રત્યેની જવાબદારી ધરાવીએ છીએ—એકબીજાની સુખાકારી માટે, તથા આપણે બધાએ સાથે જ જીવવાનું છે. આપણી પ્રજાનો મોટો ભાગ ખરાબ સ્વાસ્થ્ય, અજ્ઞાનતા અને બેદરકારીની યાતના સહેતો હોય તો તેની સમગ્ર પ્રજા પર અસર થવાની—પાંગળી બની જવાની.

જેને પૂરતું પોષણ મળતું નથી, પૂરાં કપડાં મળતાં નથી, પૂરી તાલીમ મળતી નથી, પૂરું શિક્ષણ મળતું નથી, સંભાળ સાંપડતી નથી. જેને યોગ્ય રીતે અપનાવવામાં આવતા નથી તથા સાચી રીતે સૌની વચ્ચે સમાવી લેવામાં આવતા નથી અને તેથી જેઓ અસંતોષ અનુભવે છે એવા લોકો એક જવાબદારીરૂપ છે, અસ્કયામત રૂપ નહિ. ભારતની માનવશક્તિ જો કાર્યક્ષમ ન હોય, તંદુરસ્ત ન હોય, તથા સંગઠિત ન હોય તો આપણે ભારતની માનવશક્તિની વાતો કરી શકીએ નહિ. રાષ્ટ્રની તાકાતનો ખ્યાલ તેની કુલ જનસંખ્યા પરથી બાંધવાનો નથી હોતો પરંતુ એવા માનવીઓની સંખ્યા પરથી એ બાંધી શકાય કે જે માનવીઓ આપબળ પર ઊભા રહી શકે તેમ હોય, સારી તાલીમ પામેલ હોય તથા દેશ અને સમગ્ર માનવતાના હિતમાં સંઘબળમાં કામ કરવાની શક્તિ ધરાવતા હોય. ભારતમાં દુર્ભાગ્યે આપણે સૈકાઓ પર્યંત આમજનતા તરફ દુર્લક્ષ દાખવ્યું છે તથા ધર્મ, સામાજિક ઉચ્ચનીચતાના અજુગતા આદર્શ વડે આપણે ભારતીય માનવસમૂહના મોટા ભાગને એ રીતે કચડ્યો છે. આપણે આધ્યાત્મિક, સામાજિક અને જ્યોતિષ દૃષ્ટિએ પણ ભેદભાવો પર ભાર મૂકવાની તથા તદનુસાર સમાજના વિભાગો પાડવાની હદે ગયા છીએ.

આપણે 'વૈવિધ્યમાં ઐક્ય'—યુનિટી ઈન ડાયવર્સીટી—ના સિદ્ધાંતની વાતો કરીએ છીએ પરંતુ આપણે કેવળ વૈવિધ્યનું જ પ્રદર્શન કર્યું છે.

આપણે માટે સમાજની અખંડિતતાના સાંધતા 'સરકારી નાવ'ના મૂલને સમજવાનો સમય ક્યારનોયે થઈ ચૂક્યો છે. આપણે એ વસ્તુ કદી ભૂલવી ન જોઈએ કે સાંકળની મજબૂતીનો આધાર તેની કડીઓની મજબૂતી પર છે.

પશ્ચિમમાંથી આવેલા સેવક—વહીવટકર્તાઓ તેમ જ પાદરીઓ ભારતના રાજકીય માળખામાંની આ નબળી કડી શોધનાર સૌ પ્રથમ માનવીઓ હતા. લશ્કરી માનવીઓએ પણ આપણી આ સામાજિક નબળાઈનો ખ્યાલ મેળવ્યો હતો અને તેનો લાભ ઉઠાવ્યો હતો. અછૂતો સામે સમાજ તરફથી દાખવવામાં આવતા અન્યાય પ્રત્યે સંતો અને સામાજિક સુધારકોએ ઘણી વખત ધ્યાન દોર્યું હતું—પરંતુ અસ્પૃશ્યતા રૂપી આ અનિષ્ટમાં રહેલ રાજકીય ભયનો ખ્યાલ સૌ પ્રથમ મહાત્મા ગાંધીને આવ્યો હતો. પોતાની ઊંડી આધ્યાત્મિક દૃષ્ટિથી પ્રેરાઈ એમણે અસ્પૃશ્યતા એ ધર્મની સાથે સુસંગત નહિ એવી તથા માનવીને અણછાજતી ગણીને ધિક્કારી કાઢી હતી. પરંતુ અસ્પૃશ્યતા-નિવારણને સ્વરાજ્યસિદ્ધિના રાજકીય કાર્યક્રમમાં સમાવવા પાછળ એમણે આ બાબતના રાજકીય મહત્ત્વને ખ્યાલમાં રાખ્યું હતું. હિંદુઓ, મુસ્લિમો અને ઈતરવર્ગો વચ્ચેના ભેદો પર ભાર મૂકવામાં રહેલ રાજકીય ભય પ્રત્યે રાષ્ટ્રનું ધ્યાન પણ તેમણે દોર્યું હતું. ધાર્મિક સુમેળ ભારતની આધ્યાત્મિક, સાંસ્કારિક અને રાજકીય જરૂર છે અને એ રીતે જોતાં આપણે ભારતીય સમાજમાંથી પછાતપણાને નાબૂદ કરવાનો જ્યારે પણ વિચાર કરીએ છીએ ત્યારે આપણે કેવળ હિંદુઓનો જ વિચાર નથી કરતા. પછાતપણું પછી એ હિન્દુઓમાં હો, મુસ્લિમોમાં હો, ખ્રિસ્તીઓમાં હો, યહૂદીઓમાં કે પારસીઓમાં, પરંતુ એ સમગ્ર પ્રજાની નબળાઈ છે અને તેને નાબૂદ કરવી જોઈએ.

અમારા કાર્યમાંની મુશ્કેલી એ છે કે આ પછાતપણા સંબંધી નિર્ણય કઈ રીતે કરવો? બીજી પ્રજાઓ અને સામાન્યરીતે માનવ પ્રગતિની સાથે સરખાવતાં સમગ્ર ભારતને ભૌતિક પ્રગતિ અને રાજકીય જાગૃતિની દૃષ્ટિએ પછાત દેશ તરીકે લેખી શકાય. આથી આપણે પ્રમાણમાં પછાત એવા વર્ગોનો ખ્યાલ કરી એટલેથી જ સંતોષ માનવો રહે છે.

અમને જણાતી બીજી મુશ્કેલી આ સમસ્યામાં જ અંતર્ગત છે.

આપણે એ વસ્તુ સ્વીકારી છે કે આપણે લોકશાહીનો પૂરેપૂરો લાભ મેળવવા માગતા હોઈએ તો આપણે વર્ગરહિત અને નાતજાતના વાડા રહિત સમાજ ઊભો કરવો રહે છે. આ વસ્તુ તો જ બને કે જો ધર્મ, જ્ઞાતિ, જાતિ કે ભાષાના ભેદોને ભૂલી જવામાં આવે. પરંતુ વિવિધ જાતિઓના પછાતપણાને નાબૂદ કરવાના ઉપાયો શોધવામાં આપણે જ્ઞાતિ, વર્ગ અને જાતના એ જ સિદ્ધાન્તોને માન્ય કરવા રહે છે કેમ કે આપણે જેની ખૂબ જ જરૂર છે, જેમની તરફ ઘણું જ દુર્લક્ષ કરાયેલું છે અને જેમને ઘણું જ સહેવું પડ્યું છે તેમને મદદ કરવાની છે અને આમ ખુદ આ ઈલાજ, આપણે જેને નાબૂદ કરવા માગીએ છીએ તે અનિષ્ટને મજબૂત બનાવે છે. અમે બહુ બહુ તો આ જ્ઞાતિભેદોને માન્ય કરવા સંબંધી સમયમર્યાદા આંકી શકીએ તથા પછાતવર્ગના બાકીના વર્ગોની હરોળમાં લાવવા માટે ઝડપી પ્રયાસો કરી શકીએ પરંતુ એકવાર માન્ય કરવામાં આવેલું હોય તેને સહેલાઈથી છોડી દેવું શક્ય નથી. ખાસ કરીને એ પછાત વર્ગોને અપાતી છૂટછાટો અને અધિકારો ગેરલાભ કરતાં લાભપ્રદ બનતા હોય ત્યારે અમને સોંપવામાં આવેલી તપાસના કાર્યક્ષેત્રની શરતો જ પછાત વર્ગોને ત્રણ પ્રકારમાં વહેંચી દે છે. શેડ્યુલ્ડ કાસ્ટ્સ-હરિજનો-શેડ્યુલ્ડ ટ્રાઈબ્ઝ હરિજનો અને અન્ય વર્ગો.

હરિજનો કે જેઓ અસ્પૃશ્યતા રૂપી સામાજિક કલંક સહન કરી રહ્યા છે. બંધારણે ભારપૂર્વક જાહેર કર્યું છે કે અસ્પૃશ્યતાને નાબૂદ કરવામાં આવશે અને એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે દશ વર્ષની મુદત દરમ્યાન અસ્પૃશ્યતાનો સૌથી છેલ્લો અંશ નાબૂદ થવો જોઈએ.





ત્યાર પછીનો વર્ગ ગિરિજનો—શ્રીયુત ટ્રાઈબ્ઝ કે જેઓ અટુલા પડી ગયેલ છે. તેમની મુશ્કેલીઓ અને રિટંબણાઓને ખ્યાલમાં લેવામાં આવેલ છે અને તેમને અધિકારો અને છૂટછાટો આપવામાં આવેલ છે

બાકીનામાં અન્ય પછાત વર્ગોનો સમાવેશ થાય છે કે—એવા કે જેમને અછૂત તરીકે લેખવામાં આવતા નથી અથવા સામાજિક બહિષ્કાર કરવામાં આવેલ નથી પરંતુ તેમ છતા તેમના પર ઠોકી બેસાડવામાં આવેલ સામાજિક રીતે ઉતરતા હોવાની પરિસ્થિતિ રહેલ છે. આ વર્ગ વિષે મુખ્યત્વે જોવાનું રહેશે.

ત્યાર પછી પણ બીજા વર્ગો રહે છે—જેવા કે ભૂતપૂર્વ—ગુનેગાર ટોળીઓ, ભીખારીઓ.

વિવિધ સરકારી સંસ્થાઓ તથા ખાનગી વ્યક્તિઓ પાસેથી આંકડાકીય માહિતી અને અન્ય વિગતો એકત્ર કરવાનો અમારું પંચ ઈરાદો રાખે છે. એ આ બધા સાહિત્યનો અભ્યાસ કરશે તથા એ ઉપરાંત ભારતમાંના વિવિધ સ્થળોની મુલાકાત લેશે. તથા પછાતવર્ગના પ્રતિનિધિઓ અને તેમની સુખાકારીમાં રસ ધરાવતી અન્ય વ્યક્તિઓને મુલાકાત આપશે.

પંચનો અહેવાલ બે વિભાગોમાં રજૂ કરવાનું વિચારવામાં આવ્યું છે એક સરકારને ઉદ્દેશીને કે જેમા પછાતવર્ગની મુશ્કેલીઓનો નિવારણ તથા તેમની સુધારણા માટે જરૂરી પગલાંઓ દર્શાવવામાં આવશે બીજો વિભાગ રાષ્ટ્ર જોગો હશે એટલે કે તેમાં, પ્રજા સમગ્ર રીતે શું કરી શકે તેમ છે તે આપવામાં આવશે.

પંચની રચના સબંધમાં અમે કેટલીક ટીકા સાંભળી છે. એ વસ્તુ તો સ્વીકારવામા આવશે કે આ બાબતમાં પંચના સભ્યોનો કોઈ અવાજ હતો અમને અમારી મર્યાદાઓનો ખ્યાલ છે અને અમો જેમણે આ બાબતેનો અભ્યાસ કર્યો છે એવા વિદ્વાનોની સલાહ લઈશું સામાજિક કાર્યકરોની સલાહ પણ અમને લાભપ્રદ થશે આપણે એવો નિર્ધાર કરીએ કે આપણે આપણી પેઢી દરમ્યાન જ આ સમસ્યાનો ઉકેલ લાવીશું.

★

# પ્રતીક્ષા

નભને ભવ્ય વિતાન,
જળભરિયાં વાદળગણ ડોલે;
નભને ભવ્ય વિતાન

ફરકે પીપળ પાન,
ટહુકે મોર સભાન.,
ગિરિવરનું અંતર તલ ઓલે, સરવરિયું ગુલતાન,
નભને ભવ્ય વિતાન૦

કંઠે કો' કલગાન,
અંગે કોઈ તુફાન,
ભીંની રે! આંખડલી ખોળે, મનગમતો મહેમાન;
નભને ભવ્ય વિતાન૦

હસિત બૂચ

# હાથીના દાંત

શશી શહાણે

હજુ ગઈ કાલની જ વાત કહેવાય. જયાએ રમત કરી એ બધાં સમજી શકેલાં પણ શરદ નહોતો સમજી શક્યો. શરદનો ભલો ભોળો અને ખાસ મિત્ર મોહન જયાથી અંજાઈ ગયો, જયાએ એને ફસાવી દીધો અને હવે મોહનને રખડતો મૂકીને જયા મોહન સાથે લગ્ન કરવાની ના પાડી બેઠી!

શરદથી તો આ જોયું જ શાનું જાય! પોતાની સગી બહેન અને જયા ખાસ બેનપણી હતાં. એની મારફત પણ જયાને સમજાવવાના બધા પ્રયત્નો કરી ચૂક્યો શરદની એક પણ વાતને ન તરછોડનાર જયા પહેલી જ વાર શરદ સામે થઈ બેઠી એ શરદથી ન સહેવાયું. જયાને બળજબરીથી પણ મોહન સાથે લગ્ન કરવાની ફરજ પાડી.

જયા, પોતાના જીવનના પ્રશ્નમાં આડી આવતી આ આડખીલીને કોઈ હિસાબે ન સાંખી શકી. એ પોતાના જીવન વિષે વિચાર કરી શકે એવી વિચારશીલ અને પચીસીએ પહોંચેલી ભણેલી-ગણેલી અને દુનિયા દીઠેલી યુવતી હતી. એ મોહન સાથે લગ્નથી જોડાય કે ન જોડાય એમાં શરદ તો શું કોઈ આડે આવી શાનું શકે? અને જયાએ શરદનું હડહડતું અપમાન કરી નાખ્યું. શરદની બેન પણ જયાના આ વર્તનથી જરા ડઘાઈ ગઈ.

આ બધી હજુ ગઈ કાલની જ વાત કહેવાય. શરદની બેન એક દિવસ કોઈ અજાણ્યા યુવકના પ્રેમમાં પડી. પ્રેમ કરવા જેવડી પાકટ ઉંમર હતી એટલે એ અજુગતું નહોતી કરી બેઠી. જયાના પ્રેમને આવકારનાર શરદ પોતાનો ભાઈ છે એ વાતની એને મોટી નિરાંત હતી. અને પરાકાષ્ઠાએ પહોંચેલો એ પ્રેમ લગ્નનું સ્વરૂપ લે તે-પહેલાં શરદ આગળ એની બેને જ જાહેર કર્યો. બેનને એમ કે ભાઈ પોતે જ સામે ચાલીને લગ્ન કરાવી દેશે.

> વિચાર અને આચાર વચ્ચે હજાર ગાડાનું અંતર રાખતી વાતડાહી આપણી યુવાન પેઢીનો નર્યો દંભ આ પ્રસંગકથામાં કેવો છતો થઈ જાય છે! આહાર એવો ઓડકાર એમ વિચાર એવા આચાર પણ હોવા ખૂબ જરૂરી છે. તો જ એ વિચારો બીજાંને પણ અનુકરણીય બની શકે —આજે તો પોતાના વિચાર પોતાને માટે પણ અનુકરણીય નથી હોતા!

પણ એ વાતની જાહેરાતની સાથે જ ધુંવાપુંવા થઈ બેઠેલો શરદ એની બેનનો 'ટાંટીયો ઝાલી'ને બહાર ફેંકી દેવા જેટલો જૂનવાણી બની શક્યો! નૂતન વિચારસરણીને છચોક વેર્યે જતો શરદ પોતાની સગી બેન માટે એક પણ નવા વિચારને અમલમાં ન મૂકી શક્યો. બીજાની બેનોને ભાભી બનાવવા કૂદી પડતો શરદ પોતાની બેને ખરા દિલથી કરેલો પ્રેમ ન સાંખી શક્યો.

વર્ષોથી સાથે ઉછરેલાં ભાઈબેન હોવા છતાં શરદને એની બેન પોતાના જીવનના મહત્ત્વના પ્રશ્ન વખતે ન સમજી શકી. એક ભાઈના સહારે આવું મોટું 'પ્રેમ કરવા'નું સાહસ કરી બેઠેલી બેન સહારા વિના ભાંગી પડી. શરદનો બોલ ન ઉથાપનાર બેન એના આ વિરોધથી સમસમી રહી. ભાઈના પ્રગતિશીલ વિચારો પોતાને માટે નથી પણ દુનિયાના બીજા બધા માટે છે એ વાતને કેમે કરી એ ગળે ન ઉતારી શકી. સમજણી થઈ ત્યારથી ભાઈની વિચારસરણીને એ ઘૂંટતી-ઘોળતી આવી હતી, એની હૂંફે તો એ અત્યાર સુધી મા-બાપના ઘરેડિયા લગ્નને ટાળી શકી હતી. અને પોતાના જ પ્રેમને આડે એ જ ભાઈ આવી બેઠો ત્યારે ચાવવાના અને દેખાડવાના દાંતનો ભેદ સમજતાં એને વાર ન લાગી.

★

# પ્રવાસના પાથામાંથી

સેવકરામ

> ગયા અંકથી શરૂ થયેલો આ વિભાગ એના ટૂંકા પ્રસંગોથી વાંચકોને સવિશેષ આકર્ષક થઇ પડયો છે. તેમાં પણ આપણું ગામડું જ મુખ્યત્વે એનું પ્રસંગ-ક્ષેત્ર હોય છે. જનતાની જમાનનો એ જ સાચો તાગ ગણાય. દરેક અંકે આવા પ્રસંગો આ શિર્ષક નીચે પ્રગટ કરવામાં આવશે.

સાધુ તો ચલતા ભલા આ ગમ પણ ભાગે જ કોઇ ગામમાં એક દિવસથી વધુ ટકતો હશે ગામ જાણે મને રખવાનો નાદ લાગ્યો છે. બહુજન-સમાજમાં મને વિશ્વભરનું દર્શન થાય છે દલિત, પતિત ગ્રામ સમાજમાં મને નારાયણ બેઠેલો દેખાય છે. એથી તો આ ગામડાના મીઠા અનુભવો પ્રભુની પ્રસાદી ગણી પ્રસન્નતાથી માણી રહું છું. અને જાત જાતના માણસોને મળવું તેમની વાતો સાંભળવી અનુભવો જાણવા તે કેવી મોટી વાત છે!

[૧]

સાસુવહુના ઝગડા તો ઘેર ઘેર થાય છે. પણ આ તો જરા વિચિત્ર પ્રકારનો ઝગડો હતો હેમકોર ડોશીએ અધિક માસ કરેલો રોજ એક ટંક જમે અને સાંજના મંદિરમાં કથા સાંભળવા જાય તેમણે બ્રાહ્મણો જમાડીને અધિકમાસ ઉજવ્યો હતો બ્રાહ્મણો જમાડયા અને ઉપરથી જોડ લુગડાં આપ્યાં. હેમકોર ડોશી ધર્મિષ્ટ છે, દયાળુ છે એવી વાહવાહ બોલાઈ

પણ એ જ હેમકોર ડોશી તેમના મોટા દીકરાની વહુ મણિને તતડાવી રહ્યાં હતાં: 'જા, આવી છે તેવી પાછી જા ..ખાલી હાથે આવતા તને શરમ નથી આવતી!'

મણિ રડતી હતી તે કાકલુદી કરતી હોય તેમ નમ્રપણે રડતાં રડતાં કહેતી હતી

'બા, મારા ભાઈની સ્થિતિ નરમ છે બીચારા હાથે પગે છે. એ કયાંથી જોડ લુગડાં કરે એ તો દેવું કરીને પણ બેનને સાડલો પહેરાવત પણ મેં જ એના ઘરના દેદાર જોઈને ના પાડી.'

આવો ખુલાસો સાંભળી હેમકોરડોશી ઝીરવી રહે? તે તડૂકી ઊઠયાં:

'ભાઈનું આટલું લાગે છે તો અહીં શા માટે આવી? જા ભાઈના ઘેર જ રહેજે...'

અને ડોશીએ જાકારો આપ્યો.

વહુ પિયેરથી જોડ લુગડાં વગર આવી તે 'ખમાયું' નહિ

અધિકમાસ ઉજવી બાર બ્રાહ્મણોને જમાડી કપડાં પહેરનાર ડોશીએ વહુને એને એ વખતે તગડી મૂકી

[૨]

આ બાજુનાં ગામડાંઓમાં યજ્ઞનો પવન વાયો હતો હું ગામમાં ગયો ત્યારે જબરી ધામધુમ ચાલી રહી હતી. આ ગામમાં હું અગાઉ આવી ગયેલો એટલે લોકો ઓળખે છે. મને જોઈ એક જણ બોલી ઊઠયો:

'આવો ..આવો સેવકરામ સારું થયું તે બરાબર અવસરે આવી ચડયા'

'શાનો અવસર છે!'

'કેમ ખબર નથી? આ અમારા રોડાએ (પક્ષે) જગન કરાવ્યો હતો તે આજે પૂર્ણાહુતિ છે એ નિમિત્તે ચોરાશી કરવી છે તમેય બ્રાહ્મણ જ કહેવાઓ ને. સૌની સાથે તમેય બેસી જજો.'

હું તો આભો થઈને સાંભળી રહ્યો અને તપાસ કરીને પૂરી વાત જાણી ત્યારે તો ઠરી જ ગયો.

ગામમાં બે રોડા (પક્ષ) છે. એક રોડાએ પાંચેક હજાર ખર્ચીને યજ્ઞ કરાવ્યો. એટલે બીજા રોડાને જોર ચડયું. તેણે વળી સાત હજાર ખર્ચીને મોટો યજ્ઞ કરાવ્યો. ઠીક ઠીક ઘી હોમ્યું. અને ઉપરથી ચોરાશી કરી પરગણાના બ્રાહ્મણોને જમાડતા હતા. આ ગામમાં અગાઉ ગયેલો ત્યારે ગામ લોકોએ મારી સમક્ષ ફરિયાદ કરેલી:




'સેવકરામ! તમે ગામનું એક દુ:ખ ન કાઢો? ગામમાં કૂવામાં ઉનાળામાં પાણી સૂકાઈ જાય છે. સરકારમાં ભલામણ કરીને બોરીંગ કરાવી આપો તો ગામનું દરદ્દળ ફીટે.'

ત્યારે પણ મેં કહેલું, 'દરેક બાબતમાં સરકાર પર આધાર રાખવો તે ઠીક નથી. આ કામ ગામનું છે ને ગામે કરવું જોઈએ. ગામ ફંડફાળો કરીને બોરીંગ મૂકાવે. ઉનાળામાં તમે બધા તડાકા મારો છો એના કરતાં જો કૂવો ગાળો તોયે પાણી વધે. હાથ જોડીને બેસી રહે કોઈ કામ થાય ખરું!'

એ ગામને પાણીની આજે યે તકલીફ છે. પણ તેને કૂવો સુધારવાનું ન સૂઝ્યું અને આ રીતે ગામના બાર હજાર રૂપિયા યજ્ઞમાં ખર્ચી નાખ્યા.

મને ગામના આગેવાન જમવા માટે તેડવા આવ્યા ત્યારે મેં કહ્યું :

– 'તમે સાચો યજ્ઞ કરી ઉજવણી કરો પછી હું સામા પગલે પ્રસાદ લેવા આવીશ.'

'સેવકરામ.. આ યજ્ઞ નથી...કેવા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને યજ્ઞ કરાવ્યો છે.'

'પણ હું તો શ્રમ–યજ્ઞમાં માનું છું; યજ્ઞનો સાચો અર્થ પણ એ જ છે. આ દેશને શ્રમ–યજ્ઞની જરૂર છે. તેમાંથી જ શુભ ફળની પ્રાપ્તિ થશે. એવો યજ્ઞ કરો ત્યારે બોલાવજો.'

અને એ દિવસે મેં ઉપવાસ કર્યો.

[૩]

હું મંદિરમાં બેઠો બેઠો રોજનનીશી લખી રહ્યો હતો ત્યાં એક જણ બોલાવવા આવ્યો :

'સેવકરામ ચાલોને ..પેલો મગન અવળાઈ કરે છે.'

જઈને જોઉં છું તો ગામ વચ્ચે નાનું ટોળું વળ્યું છે. બધા મગનને કંઈનું કંઈ સંભળાવી રહ્યા છે.

વાત એમ બની હતી કે મગને ગામનો હવાડો જોડ્યો હતો ખરું જોતાં તો ગામે જ મગનને હવાડો જોડવાની સવલત કરી આપી હતી. તેની સ્થિતિ એક સાંધે ને બે તૂટે એવી હતી. મથીને તે સંસાર ચલાવતો હતો. છોકરા મુંબઈમાં ગુમાસ્તી કરતા હતા. પણ મોંઘવારીમાં કંઈ બચાવી શકતા ન હતા. એટલે હવાડો જોડે તો વળી તેને વરસ દા'ડાના દાણા મળી રહે એમ સમજી ગામે હરીફાઈ ન કરતાં મગનને જ જોડવા આપ્યો. એ મગન ગામ વચ્ચે હોકો લઈને બેઠો હતો અને સૌને કહેતો હતો :

'ના, હું હવાડો નહિ જોડું.'

જે મોટેરા હતા તે કહેતા :

'અલ્યા તારું તે ભમી ગયું છે કે શું? શું છે તે હવાડો નહિ જોડે?'

'અમ તમને ખબર નથી! મારો મોહન મુંબઈથી કમાઈને આવ્યો છે, હવે મારે શું દુઃખ છે. હું પણ તમારી હારે શું કરવા હોકો લઈને ન બેસું?'

લોકો મગનની મૂર્ખામી પર હસતા હતા અને કેટલાક તેને ધમકાવતા પણ હતા. પણ મગન કોઈનુંય સાંભળ્યા વગર એક જ જવાબ આપતો હતો.

'હવે મારું શું દુઃખ છે...હું હવાડો શા માટે જોડું?'

અને મેં બધી વાત સાંભળી મગનને પૂછ્યું :

'પણ એ વાત તો કર કે તારો મોહન કેટલા કમાઈને આવ્યો છે?'

'કેમ...ત્રણસો રૂપિયા રોકડા લાવ્યો છે...હવે મારે શું દુઃખ છે!'

'આ સાંભળીને મને હસવું આવ્યું. આ મગનને ધમકાવવો કે સમજાવવો!

[૪]

'એમના ત્રણસો તો અમારા પાંચસો...'

'એમના પાંચસો તો અમારા સાડાસાતસો...'

'તો અમારા દોઢ હજાર...'

'અમારા દોઢ હજાર...'

બોલનારા તો બોલે જતા હતા અને સાંભળનારા સ્તબ્ધ થઈ ગયા હતા. અને આ મમતે ચડેલા વેવાઈઓ ક્યાં જઈને અટકશે તેનીય કોઈને ખબર ન હતી.





ગામમાં બે જાનો આવી હતી જાનો હતી જુદા જુદા ગામની પણ એક જ ઘરની બે કન્યાઓ હતી. એક ગામવાળા ગામની માતાના સ્થાનકે ગયા. પૂજારીને કહ્યું અમારે માતાજીને છત્ર ચડાવવું છે અમારા ત્રણસો રૂપિયા લ્યો. બીજા જાનવાળાને ખબર પડી. તેમને થયું: આ તો નાક કપાય. એટલે તે જઈને પાંચસોની વાત કરી આવ્યા અને પછી તો રીતસરની હરીફાઈ શરૂ થઈ.

કન્યાનો બાપ બને વેવાઈઓની સ્થિતિ જાણતો હતો. ઉછીના પાસીના કરીને તો દાગીના લાવ્યા હતા મથીને ઘરવ્યવહાર ચલાવતા હતા. તે કેવી રીતે દેઢ હજાર આપવાના હતા? અને ઘર વેચીને કે ખેતર વેચીને આપશે તો તેમની દીકરી ખાશે શું! એ તાકડે હું એ ગામમાં હતો. એ બીચારા મારી પાસે આવ્યા. મને કહે:

'સેવકરામ! આ લોકોને સમજાવો ને...ચડસા ચડસીમાં ઘર જમીન ગીરે મૂકશે અને ફટક દેવાળિયા થઈ જશે...મારી તો દીકરીઓ ભીખ માગશે.. બાપલા. હાલ ને હાલ માતાજીના મંદિરે ચાલો. એમને સમજાવો.' '

મંદિરમાં જઈને જોઉં છું તો તમાશો જોવા લોકો એકઠા થયા હોય તેમ લોકોની ઠઠ જામી હતી. સૌને મફતનું નાટક જોવા મળ્યું હતું આ અજ્ઞાન વેવાઈઓને વાળવાવાળા પણ ત્યાં ન હતા. એ તો આગળ પાછળનો વિચાર કર્યા વગર ચડે જતા હતા.

હું આ પરગણામાં ઠીક ઠીક જાણીતો થયો છું. એટલે લોકો મારું જરા સાંભળે છે. એ બંને વેવાઈને એક બાજુએ લઈ જઈને શાંત કર્યા. સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો...શું કરી રહ્યા છે તેનું ભાન કરાવ્યું. અને બંને જણા પાસે મંદિરમાં થોડા પૈસા અપાવ્યા ને થોડાક પૈસા શાળામાં અપાવ્યા.

આપણો બહુજન સમાજ આવો ગાંડો ઘેલો છે. મારે આવા માણસો વચ્ચે રહેવાનું અને જીવવાનું છે. આવા અજ્ઞાન સામે જ ભલે શિક્ષિતો ઉપેક્ષા કરી શકે, મારા જેવા સેવકથી તો કેમ થઈ શકે! એટલે તો હું પણ તેમનો થઈને તેમની વચ્ચે રહું છું.

★

## સ્થિતપ્રજ્ઞ

ગત જિંદગીની આંધી ને પથ દોરતી જ્યોતિ સમી
શતરંજ જીવનદાવમાં કદી જીત થઈ કદી આથમી.
કદી આભઊંચી આફતો, કદી વિજયની વરમાળ ને
કદી કાળજુ કોરી જતી સહી વેદના અતિ કારમી
અજી સ્નેહ-શરમાઈ કદી, સ્મિત. ખીલ્યાં ગુંજી રહ્યાં.
કદી ગીત અટક્યું, વાદ્ય તૂટ્યું, વિરહ વેદન પૂર વહ્યાં.
રાત-દિન, વિયોગ-મિલન, હાર-જીત, આશા-નિરાશા
ઉચિત જો જીવને સદા તો હર્ષ શાને શોક વા?

જયન્તીલાલ શાહ

---

'સર્વોદય કે સામ્યવાદ?' એ ચાલુ લેખમાળાનો હપતો અનિવાર્ય સંજોગોને લીધે આ અંકમાં આપી શકાયો નથી.

—સંપાદક

# મણિ માણેક ને રજરાશિ

ઊડી અચાનક અંગની ઉપર ક્યાંથી આ રજરાશિ રે ?–ધ્રુવ.

કંચન જેવી કાય બનેલી,
ઊડી રજ મુજ અંગ ?
આ રજરાશિ રે ?

ગાગર ભરવા ગોરજ ટાણે
ગઈ'તી જમના–ગંગ :
આ રજરાશિ રે ?

વાંકી ગાગર શિર પર મૂકી
કોઈ નહીં મુજ સંગ :
આ રજરાશિ રે ?

પાછાં ફરતાં લોક ઊચરતાં
આ શા એના ઢંગ ?
આ રજરાશિ રે ?

અચરજ પામી કાંઈ ન સમજી
કરી ઊભાં હું ત્રિભંગ :
આ રજરાશિ રે ?

તારે ચરણે પુણ્યો સાથે
મૂક્યા પાપ–પ્રસંગ :
આ રજરાશિ રે ?

કલંક મારાં રંગે તારાં
ચરણો ને નવરંગ :
આ રજરાશિ રે ?

પુણ્યશ્લોક તુજ મુદ્રામાં મુજ
સોહે પાપનું નંગ :
આ રજરાશિ રે ?

નિંદિત નહીં પણ વંદિત કીધી
મારે મૂર્ખ તરંગ :
આ રજરાશિ રે ?

નટવરલાલ પટેલ

*

# મીટે મીટ

વાંચું જોઉં કાવ્યો રચું છું યે થોકે થોક
તારી મૂર્તિ સામે રાખું, લજ્જા તેથી યે ન લેશ.

જાગે ઉરે ઊર્મિ ત્યારે જોઉં લોકે લોક
ઊર્મિ સાથે બાથંબાથા કરતાં થાયે ક્લેશ.

સાથે તારી, સોડે તારી, ગોદ લપાતું એ જ–
કાર્યો મારાં, વૃત્તિ મારી, દૃષ્ટિ તુજ સમીપ.

તારી દૃષ્ટિ સાથે દષ્ટોદષ્ટ રાખું સહેજ,
દર્શન તારું મારી સામે રહેતું મીટે મીટ.

પ્રવાત

---

'સમયનાં ક્ષીર-નીર'—એ નોંધનું મેટર સમયસર ન આવી શકવાથી આ અંકે મૂકી શકાયું નથી.

—સંપાદક

# અંબિકાપતિ

શિવશંકર આ. શુક્લ

> સ્ત્રી-પુરુષના સનાતન પ્રેમને સનાતન કાળથી આડખીલીઓ અને અડચણો આવ્યે જ ગઈ છે પ્રેમ આડે અવરોધ ન આવે ત્યાં સુધી એને પ્રેમની મહોર લાગતી નથી કે શું? આ વાર્તા પણ ઇતિહાસના એક પાનાને કેવી મહોર મારી જાય છે!

અંબિકાપતિને પકડવા આવેલો સેનાપતિ એને કેદ કરી બહાર ગયો અને એક કારમી ચીસ પાડી રાજપુત્રી અમરાવતી જમીન પર પટકાઈ ગઈ મહાકવિ કમ્બન તો એ દૃશ્ય જોઈ અવાક્ થઈ ગયો એની દૃષ્ટિ સામે આખી સૃષ્ટિ ચક્કર ચક્કર ફરવા લાગી પુત્ર ને એની પ્રેયસી રાજપુત્રીને લઈ ચોળ રાજની હદ પાર કરી જવાની એની ઇચ્છા બર ન આવી

*

વિક્રમની બારમી સદીની એ વાત છે દ્રવિડ દેશમાં મહાકવિ કમ્બને રામાવતારની કાવ્યગંગા વહેતી કરી દીધી હતી એ મહાકાવ્ય લોકકંઠે રમતું થઈ ગયું હતું ચોળરાજે પણ કમ્બનનો આદર કરી તેને પોતાના રાજકવિ તરીકે માન આપ્યું હતું દરબારમાં આ કવિને ચક્રવર્તી રાજાની પડખે જ સ્થાન મળતું

અંબિકાપતિ એ કવિનો એકનો એક પુત્ર હતો ચોળરાજને અમરાવતી નામની એક સુંદર, લાખેણી દીકરી હતી રાજકુમારી અને કવિપુત્ર નાનપણથી સાથે રમતાં સાથે ફરતાં સાથે સંગીત છેડતાં અને પછી તો સાથે જિંદગી ગાળવાનું પણ નક્કી કર્યું અમરાવતીએ કોઈ રાજકુમાર નહિ પણ આ સરસ્વતી પુત્રની આંખમાં અમી છાંટી દીધું અને અંબિકાપતિને મન પણ એ જ જીવતી કવિતા બની ગઈ

આ પ્રેમકહાણી કંઈ છૂપી ન રહી શકી ખુદ રાજાએ પણ એ જાણી રાજાની કન્યા બ્રાહ્મણના દીકરાને વરે અને અમરાવતી પર કવિનો દીકરો એમ જાદુ કરે એ ચોળનરેશથી સહી શકાયું નહિ એની આંખમાંથી આગ ઝરવા લાગી પણ કમ્બન તો એનો પરમ મિત્ર હતો કમ્બને તો ચોળના એકેએક ઘરમાં ને હૃદયમાં વાસ કર્યો હતો એના પુત્રનો એકાએક પોતે વધ કરી બેસે તો લોકહૃદય ઘવાય એટલે એણે યુક્તિ કરી

ચોળરાજનો દરબાર ભરાયો છે રાજાની પડખે જ કમ્બન બેઠો છે ને તેની પાછળ અંબિકાપતિ ઊભો છે ધીરે રહીને રાજાએ કમ્બનને પૂછ્યું

'કવિરાજ! રાજપુત્રી પર કોઈની દૃષ્ટિ પડે એના પર કોઈ કામણ કરે તો તેને શી શિક્ષા કરીએ?'

'રાજેશ્વર! એ ગુનાની સજા તો શિરચ્છેદ થઈ શકે'

'પણ કમ્બન! તમારા પુત્ર અંબિકાપતિએ એ ગુનો કર્યો છે ન્યાય તમારા હાથે તોળાઈ ચૂક્યો છે'

'ભલે રાજા બાપુ તમે મારા મિત્ર અને મારો એકનો એક પુત્ર શું મૈત્રી આવી ક્રૂર મશ્કરી કરી શકતી હશે? પણ ભલે તમારી ઇચ્છા પાર પડે કમ્બન ને હવે આ ચોળની ભૂમિ પર પગ મૂકવાનો અધિકાર નહિ રહે' એમ કહી ભરી સભામાં કમ્બન પોતાના આસન પરથી ઊઠ્યો એના મોં પર ગમગીની છવાઈ ગઈ હતી એની પાછળ અંબિકાપતિ પણ ચાલી નીકળ્યો આખી સભા દિગ્મૂઢ થઈ ગઈ રાજાને હાક મારી કવિને રોકવાનું મન થઈ આવ્યું અને બીજી જ ક્ષણે એણે બૂમ પાડી પણ ખરી 'કવિરાજ! થોભો' પણ તે પહેલાં તો કવિ ને કવિપુત્ર રાજસભા છોડી ક્યાંય ચાલ્યા ગયા હતા

તામીલ મહાકાવ્ય રામાવતારનો રચયિતા મહાકવિ કમ્બન એને ઘેર એનો શિષ્યસમુદાય સંગીત ને




કાવ્યગાનથી વાતાવરણને સદૈવ ભરી દેતો હતો. કવિને આવતા જોઈ તેમણે વીણા છેડી. રોજ તો વીણાના એ ઝંકાર સાંભળી કવિના મુખ પર પ્રસન્નતાની રેખાઓ પસરી જતી પણ આજે એમના મોં પર નરી ગંભીરતા જ છવાયેલી હતી.

'બંધ કરો એ સંગીત. છોડો એ કાવ્યગાન. રામાવતારને નદીનાં પાણીમાં પધરાવી આવો. કંબન હવે ચોલરાજનો કવિ નથી રહ્યો.' એ શબ્દો સાંભળી શિષ્યો ચોંકી ઊઠયા સંગીત ને કાવ્ય શમી ગયાં. પછી અંદરના ખંડમાં જઈ કંબને પુત્રને બોલાવ્યો ને કહ્યું:

'બસ! આપણે હવે દૂરદૂર કોઈ અજાણ્યા દેશમાં ચાલ્યા જઈએ. આપણે તો કવિ છીએ. ક્યાંયે આશ્રય મળી રહેશે. તારો ચોલરાજ વધ કરે પછી મારું જીવન ક્લેશમય થઈ જશે. તું જ મારું જીવન, તું જ મારી ભવિષ્યની અભિલાષા છે. એક તરફ કાવ્ય અને બીજી તરફ આ કાવ્યના વારસદાર ઉપર ડાબી જમણી આંખ ઠારી મેં જીવન ચલાવ્યું છે. તારો વધ મારી વૃદ્ધાવસ્થાને ધૂળ ભેગી મેળવી દેશે. માટે અંબુ, ઘડીની પણ વાર લગાડ્યા વગર, તું મારી પાસેથી ઝૂંટવાઈ જાય તે પહેલાં આપણે અહીંથી નાસી છૂટીએ.'

'પિતાજી! અમરાવતીને મૂકી મારાથી નહિ આવી શકાય. મારો પ્રેમ એવો કાચા ઘડા જેવો નથી. અમરાવતી કરતાં મને મારું જીવન વધારે વહાલું નથી. બાપુ! તમે જેમ તમારી પ્રતિભાને શબ્દબદ્ધ કરી તેમ મારા હૃદયની ઊર્મિ અમરાવતીમાં મૂર્તિમંત થઈ છે. મૃત્યુ! શિરચ્છેદ! પ્રેમ આગળ મૃત્યુ તો ક્યારનુંય મરી ગયું છે. મૃત્યુનીયે પેલી પાર જઈ ત્યાંથી હું પ્રેમની વીણાના તાર છેડ્યા કરીશ. ભાગી છૂટું તો અમરાવતી શું માને? એક કાયરને હૃદય સોંપ્યાનો એને પસ્તાવો ન થાય? મારું મૃત્યુ તો એના પ્રેમની જ્યોતને પણ અખંડ પ્રગટાવી રાખશે.'

અંબિકાપતિના શબ્દો કવિના હૈયાને ભેદીને સોંસરા નીકળી જાય છે રામ ને સીતાના અખંડિત પ્રેમનું કવિ અહીં પોતાના પુત્રમાં દર્શન કરે છે. પણ કવિયે છેવટે પિતા છે:

'પણ અંબિકાપતિ! તારા મરણનો આંચકો કંબન નહિ સહી શકે, રામના વિયોગે દશરથની શી સ્થિતિ થઈ હતી! ભાઈ! તું જીવતો હોઈશ તો ફરી કોઈ દિવસ અમરાવતીને પામી શકીશ. મર્યા પછી શું?'

'પિતાજી! એમ દેહ દઈ, મરણના ડરથી ભાગી છૂટી અમરાવતીના પ્રેમની આશા ભવિષ્યમાં રાખવી એ શક્ય જ નથી. પણ હું અમરાવતીને ચાહું છું તેના કરતાં એ મને શતશઃ વધુ ચાહે છે. મને ન જોતાં એ તરફડીને મરી જશે અને એ વાત જ્યારે હું સાંભળીશ ત્યારે બાપુ, પેલા ક્રૌંચમિથુનની દશા થઈ તેવી મારી થશે!'

કવિથી હવે બોલી શકાય એમ રહ્યું નહિ. પારધીના બાણથી વીંધાયલા ક્રૌંચના વિરહે ક્રૌંચીએ માથું પટકી પ્રાણ છોડ્યા! એ કલ્પનાએ કવિ અંતર્મુખ થઈ ગયા.

એવામાં બારણું ખખડ્યું. રાજકુમારી અમરાવતી હાંફળીફાંફળી અંદર આવી. એ જોઈ કવિ ફરી સજાગ થયા. અંબિકાપતિના મુખ પર પ્રસન્નતાની સુરખી છવાઈ ગઈ. એણે આવીને કવિને પ્રણામ કર્યા

'બાપુ, કવિરાજ! અંબિકાપતિનો કંઈ જ વાંક નથી, ગુનેગાર હું છું. મેં જ એને પ્રેમના પાશમાં નાખ્યો. મને શિક્ષા કરી એને બચાવો પિતાજી, અંબુ વગર મારું જીવન એક ઘડી પણ નહિ ચાલી શકે.'

કંબને અમરાવતીને પોતાની સોડમાં લીધી: દીકરી! કવિ પ્રેમને સમજી શકે છે. બેટા, આપણે ત્રણેય એવા દૂરદૂરના પ્રદેશમાં ચાલ્યાં જઈએ. જ્યાં નિર્દોષ પ્રેમ ખાતર દેહાંતદંડની શિક્ષા મળતી હોય

ત્યાં રહેવાનો શો અર્થ ? પણ હવે જરાયે વાર લગાડવી ન જોઈએ.'

'હા, પિતાજી તમે ને અણુ જ્યાં જવા ઇચ્છતા હશો ત્યાં એની છાયાની માફક હું પણ ચાલી આવીશ : રામની પાછળ સીતાની જેમ '

અમરાવતીના શબ્દો હજુ પૂરાયે નહોતા થયા તેનામાં બહારથી એક અવાજ ઘૂરકી ઊઠ્યો :

'ક્યાં છે એ અંબિકાપતિ ?' અમરાવતીએ ભડાક દઈને બારણું ખોલ્યું ને સામો પ્રતિધ્વનિ કર્યો :

'કોણ છે એ અંબિકાપતિને આમ હાક મારનાર?

'રાજકુમારી ! હું તો છું રાજસેવક. યોવરાજનું ફરમાન છે કે શિરચ્છેદ માટે, જ્યાં હોય ત્યાંથી અંબિકાપતિને પકડી લાવવો.'

'પણ કોટવાલ, મારું તો એ સર્વસ્વ છે, મારું જીવન, અરે એથી પણ વિશેષ '

'હા બહેન ! પણ એ તો રાજઆજ્ઞા.' કોટવાળની આંખની નિશાની થતાં રાજસેવકોએ અંબિકાપતિને પકડી લીધો અને ચાલી નીકળ્યા.

★

# સાયુજ્ય

પ્રભાતનો પહેલો પહોર શરૂ થઈ ગયો હતો. હું ફરતી ફરતી વિશાળ સરોવરને કાંઠે આવી પહોંચી. કમળથી લચી રહેલું શાંત સરોવર જોતાં મારું બાળપણ સાંભરી આવ્યું: તરતાં તાજુંજ શીખેલી અને એકવાર કમળ લેવા માટે સરોવરમાં થોડેક દૂર પહોંચેલી એકને બદલે બે કમળ તોડી તો લીધાં. પણ પાછી ફરતાં થાકી ગઈ હાથ પગ કામ કરવા ના પાડી ઊઠ્યા. ડૂબું ડૂબું થઈ રહી હતી. અને સરોવરની પાળ ઉપરથી કોઈના ધુબકાનો અવાજ સંભળાયો બીકની મારી પાણીને કાપવા તો લાગી પણ આંખના પલકારામાં મારા દેહને પાણીમાં અદ્ધર ઊંચકાતો દીઠો. મારો બાળ-ગોઠિયો મને ડૂબતી જોઈ ગયેલો એટલે દોડી આવેલો. પછી તો એણે મને તરવાના અનેક દાવ શીખવ્યા. હું પાવરધી બની ગઈ. આજે કમળથી લચી રહેલા એ જ સરોવરને આરે હું એકલી ઊભી છું. વીસ-વીસ વર્ષોને વટાવી ચૂકેલી હું મારા એ ગોઠિયાને આજે ગુમાવી બેઠી છું. દૂર દૂરના એક શહેરમાં એ ભણવાને ચાલ્યો ગયો છે રજાઓમાં પણ ઘેર આવતો નથી. હું રોજ આ સરોવરે એની યાદે સાંત્વન મેળવું છું. પણ આજે કમળથી લચી રહેલા સરોવરમાં તરીને—ઊંડે-સરવરતાની ઇચ્છાને હું રોકી ન શકી. આસપાસ કોઈ નહોતું મેં કપડાં ઉતાર્યાં. છેલ્લું વસ્ત્ર ઉતારીને પાણીમાં ખાબકી ત્યાં તો પાળ ઉપર કોઈનો ઓળો દેખાયો હું સરોવરમાં ઊંડે પેસી ગઈ. દૂર દૂર કમળ-વેલ પાસે પહોંચીને પાળ તરફ નજર કરી તો એ જ મારો બાળ-સાથી. હર્ષાવેશમાં પાછી ફરતાં કમળવેલના મૂળિયામાં મારા પગ ફસાઈ ગયા. મારી અકળામણ-વકળતા એ પારખી ગયો. મારા પગ એણે આવીને છૂટા કર્યા. થાકી નહોતી તો ય એની વિશાળ છાતીમાં સમાઈ ગઈ. અમે બન્ને કિનારે આવ્યાં ત્યારે જ યાદ આવ્યું કે મારી કાયા તો સાવ નિર્વસ્ત્રી હતી !

चन्दनम्

# શબનમ [૭]

અનુ૦ અશોક હર્ષ

બીજાઓ શું અનુભવે છે તે તો હું નથી જાણતો, પરંતુ એટલું જાણું છું કે, જેનું કારણ આપવા હું સાવ અશક્ત છું એવો અકથ્ય ઊંડો વિષાદ હું ક્યારેક ક્યારેક અનુભવું છું શું એ કશા અપુરસ્કૃત પ્રેમ અથવા વિફળ આશાની સ્મૃતિને આભારી હોય છે? રહી રહીને આમ ઊભરાઈ નીકળતું અને હૃદયને વ્યથિત બનાવતું એ શું હોય છે? મનુષ્ય, સૃષ્ટિનું એ મહાન રહસ્ય, બીજાઓને માત્ર નહિ પરંતુ તેની પોતાની જાતને સુદ્ધાં એક રહસ્યરૂપ છે.

*

ઈરાનના સાસાનિયનોના વિહારોદ્યાનના દરવાજા પર મેં આ સુંદર દર્દયુક્ત ઉક્તિ સોનેરી અક્ષરે કોતરેલી જોઈ:

'ઓ ખુદા, અમારાં જુવાનીનાં સપનાં અમને પુનઃ પ્રાપ્ત કરાવ અને તેમનો દશાંશ પણ પાર પાડ!'

*

પશ્ચાત્તાપ એ ખરેખર ઘણીયે વાર નવાં પાપોનું પ્રસ્થાનબિંદુ માત્ર બનતું હોય છે.

*

પ્રતિકૂળ વ્યવસાય અને નિષ્ફળ ઉદ્યમ પાછળ વહી જતા સમયના કરતાં બીજા કશાથી મને એટલી ગ્લાનિ નથી થતી. દિવસોના મૃત્યુ પર હું શોક કરતો અને મારા અસ્તિત્વની નિરર્થકતા પર ગ્લાનિ અનુભવતો રહું છું.

*

માનવજાત હંમેશ સત્તા સામે સકંપ ભક્તિભાવપૂર્વક નમતી રહેલી છે અને સદૈવ એમ જ નમતી રહેશે.

*

દુશ્મન પર વાર કરવાની સારામાં સારી તક જ્યારે એ જૂઠો હોય છે ત્યારે હોય છે; કારણકે એ સાચો હોય ત્યારે હમેશાં સફળતાપૂર્વક પોતાનો બચાવ કરી શકે તેમ હોય છે.

*

મારી આ નાનકડી જીભે મારા પર શી શી મુશ્કેલીઓ આણેલી છે! શી દુઃખદાયક મુશ્કેલીઓ! અને છતાં યે ડહાપણ શીખીને એ લપલપાટ કરતી બંધ નહિ રહે.

*

મિત્રોની મુબારકબાદીમાં મને ઈર્ષા જણાઈ છે, ઇન્સાનોના ફેંસલામાં મેં ઉદારતાનો અભાવ અને પ્રેમના મંદિરમાં છળ અને દગો.

*

મિત્રો બનાવવા સહેલ છે, અને મૈત્રી નભાવવી મુશ્કેલ છે.

*

મેં પ્રેમની આગ્રહભરી આરઝૂ સાંભળી છે; પ્રેમનો ઉન્મત્ત આનંદ મેં અનુભવ્યો છે, અને અફસોસ, પ્રેમની જ્વલંત આગને ધીમે ધીમે કજળાઈ જતી પણ મેં જોઈ છે. કલ્પના મુજબ આકાર લેતો પ્રેમ ખરેખર મિષ્ટ છે—અને એથી યે મિષ્ટ પ્રતિદાનની અપેક્ષા વિનાનો પ્રેમ છે.

*

'તને શાનું દુઃખ છે, પ્રિયતમ? આવાં ખારાં આંસુ તું શાને વહાવે છે? મારા પ્રેમમાં તને અવિશ્વાસ છે કે પછી આપણા ઉલ્લાસમાં તને કશી ભીતિ રહેલી છે?'

'મને તારા પ્રેમમાં કશો સંદેહ નથી કે કશી ભીતિ નથી,' પ્રિયતમે કહ્યું, 'પરંતુ ઝડપભેર વહી જતો સમય—મારા દિલને દુઃખ અને દર્દ પ્રેરી રહેતી કોઈ ચીજ હોય તો તે એ છે.'





મારા દિલની તકતી પર મેં મારા પિતાની આવા સત્યભરી શિખામણ કોતરી રાખી છે તારાથી મોટાઓની સલાહને તુચ્છકારીશ નહિ કે તેની અવિચારીપણે અવજ્ઞા કરીશ નહિ કારણકે જિંદગીના સિંહાસનેથી તેઓ દૂર સુધી—તારી મર્યાદિત દૃષ્ટિ મર્યાદથી ઘણે દૂર સુધી જોઈ શકતા હોય છે તારા સહજીવીઓને સુખી કરવાને તું તત્પર ન હોય તો, કમમાં કમ એમને દુઃખ તો ન જ આપીશ તારી સમક્ષ સદા ઉચ્ચ આદર્શો રાખજે અને ઉદાત્ત ધ્યેયને અનુસરજે કોઈ દિવસ નની નહિ પણ એની જ મદદ માગજે જે અજર છે અમર છે અતંદ્ર છે અને એનામાં વિશ્વાસ મૂકતા રહેને જે કદી છેહ નથી આપતો

*

સંસ્કૃતિના વિશિષ્ટ અંચળા નીચેથી હજી પશુતા ડોકિયાં કરી રહી છે અને આપણા નશસ્ત કનૂન, વ્યવસ્થા અને શિષ્ટાચાર વચ્ચે હજુ બર્બરતાની બારીઓ દેખાઈ રહેલ છે બર્બરતાનો ક્યાંથી અંત આવે છે અને સંસ્કૃતિ ક્યાંથી શરૂ થાય છે એ ઇતિહાસની દેવી આપણને કહી શકે તેમ છે?

*

ગઈ કાલના દેવો એ આજની તરછોડેલી અને એકલવાયી મૂર્તિઓ છે

*

સાચી ઉદારતા ગેરહાજર અથવા ઘણે દૂર દૂર રહેલાઓના દાવાને બાદ રાખવામાં રહેલી છે કારણકે દરેકે દરેક વૃક્ષ તેની છાયાનો આશ્રય લેનાર પર પોતાનાં પુષ્પો અથવા ફળો વરસાવતું હોય છે

*

સમયના ધૂમ્મસપણા પાછળથી જોતાં જિંદગીની અનેકાનેક ઘટનાઓ સુંદર સ્વપ્ના સમી નથી લાગતી? અને એ ખરેખર સપનાં નહોતાં એ કોણ જાણી શકે તેમ છે? કલ્પના અને સત્યની વિભાજનરેખા આપણે હમેશ ચોકસાઈથી દોરી શકીએ તેમ છીએ ખરા?

*

પુરુષનો ગર્વ ઓગાળવાને પ્રભુએ સ્ત્રીનું સર્જન કર્યું છે

*

મધરાત પછીનો સમય હતો જિંદગી અને તેની ઘટનાઓ પર વિચાર દોડાવતો હું અભ્યાસમાં શાંત બેઠો હતો મને લાગ્યું કે મારી સમક્ષ એક મુકુટધારી મૂર્તિ ઊભી રહેલી 'કોણ છો તમે?' મેં તેને સવાલ કર્યો આ જ કમરાનો માલિક જેને તું આજે તારો કહી રહેલ છે એનો સ્પષ્ટ ઊંડો અવાજ સંભળાયો અને એ આગળ ચાલુ રહ્યો 'તારી જેમ હું પણ અનેક વસ્તુઓને મારી કહી રહ્યો હતો જે વસ્તુતઃ મુદ્દલ મારી ન હતી તારી જેમ હું પણ મૂર્ખતાપૂર્વક જીવન અને મૃત્યુના રહસ્યોનો ઉકેલ શોધી રહ્યો હતો તારી જેમ મને જિંદગીનો કેફ રહેતો અને અનેક સંતાપો—દુઃખોને મારા પોતાના જ સરજેલાનો ભોગ બનતો રહેતો તારી જેમ હું પણ મહત્ત્વાકાંક્ષાનો ગુલામ હતો અને તારી જેમ હું પણ હજારો ભૌતિક બંધનોથી બંધાએલો હતો આહ! પરંતુ મૃત્યુએ સઘળાં સપનાં ઓગાળી નાખ્યાં છે સઘળો ભ્રમ ભાંગી નાખ્યો છે અને આ રહ્યો હું હવે હવા સમો આઝાદ અને ગુનગુન શો આનંદમગ્ન' આ નાના પ્રવચનનો ઉપસંહાર જબરા હાસ્યથી—અટ્ટહાસ્યથી થયો જેણે મને મારી તંદ્રામાંથી જગાડી મૂક્યો

*

જે ઘણું વાંચી ચૂકેલ છે વિચારી ચૂકેલ છે અનુભવી ચૂકેલ છે જિંદગીની અંધારી બાજુ જોઈ ચૂકેલ છે તે ઘણીવાર એવી પ્રેમ અને વિશ્વાસપૂર્ણ મૈત્રીમાં આશ્વાસન અને આશ્રય શોધે છે જે સમાન શીલ અને રસસંવાદી હોઈને શોકને હળવો બનાવી



જિંદગીના આનંદને સહસ્ત્રગણો ઉન્નત બનાવે છે. પરંતુ આ જગતની સઘળી સારી ચીજોની માફક તે મૂર્ત થવાને બદલે ઘણીવાર કલ્પનામાં જ રહે છે.

*

માનવસ્વભાવ જેવો તરેહવાર છે એવાં જ તરેહવાર સ્વરૂપો ખુશામદનાં છે. પરંતુ ખુશામદનું ઝડપીમાં ઝડપી અને અચૂક પરિણામદાતા સ્વરૂપ એ છે જે આપણામાં ઉદાત્તતા આરોપીને આપણી કરુણાને ઉત્તેજે છે.

*

દરેક ચીજને તેની કીમત રહેલી હોય છે—નેકીને, શાણપણને, સ્વર્ગ સુદ્ધાંને. કારણ કે કેટલીક ચીજોની કીમત આપણે રાજ્યના ચાલતા ચલણમાં ચૂકવીએ છીએ જ્યારે બીજીની આપણા આત્માના વિષાદમાં.

*

માનવહૃદયની અત્યંત ઉત્કટ આકાંક્ષા છે અમરતાની આકાંક્ષા. ધરમની જાદુઈ અસરનું કારણ એ જ છે, કારણ કે એ બીજા કશાની નહિ તો કેમમાં કમ આત્માની અમરતાની ખાતરી તો આપણને આપે છે.

*

પૃથ્વી નવવસના અને નવયૌવના બની છે! વસંત, થાક્યાં નેત્રોને તું કેવી ભવ્યતા ને સુંદરતાનાં દર્શન કરાવે છે! અય સાકી, જામ પૂરેપૂરો ભર અને ખિન્ન હૃદયને લૂંટાય એટલો આનંદ લૂંટી લેવા કહે કારણ કે, અફસોસ, કાળને તેનાં ઝડપી પગલાં ધીમે પાડવાને તારી જાદુભરી દૃષ્ટિ કે ઝમકદાર જાળ પણ લલચાવી શકે તેમ નથી.

*

માનવજાતના મોટા જેવા ભાગને જે સંઘર્ષ, જે સ્વેદ, જે શક્તિહ્રાસ વેઠવો પડે છે તેનું ચિત્ર કઈ કલ્પના ચીતરી શકે તેમ છે! માનવજાતના ભલાપણામાં મને શ્રદ્ધા નથી; અને જગન્નિયંતાનું ડહાપણ એ મારી સમજણ બહારનું છે.

*

જિંદગી એ સદા વધુ ને વધુ દૂર સરતા જતા ધ્યેય તરફની અવિરામ કૂચ છે.

*

કાયદો મહત્ત્વનો નથી પરંતુ કાયદાનો અમલ જે આશયથી થતો હોય છે એ મહત્ત્વનું છે. કાયદાની ગેરહાજરી સહી લેવાય, પરંતુ તેનો ગેરઉપયોગ કદાપિ નહિ.

*

શ્રીમંતોને ખુશ કરવા એ અઘરામાં અઘરું હોય છે, જ્યારે ગરીબોને ખુશ કરવા સહેલામાં સહેલું. સહેજ મસ્તકધુનન, સહાનુભૂતિ સૂચવતી કે પ્રેમનો આભાસ આપતી કોઈપણ ચીજને ગરીબો સાભાર આનંદપૂર્વક સ્વીકારી લેશે. પરંતુ જિંદગી જે કંઈ આપી શકે કે પ્રેમથી જે કંઈ બક્ષી શકે તે પોતાના જન્મસિદ્ધ હક્ક તરીકે અથવા તો પોતાના મહત્ત્વના યોગ્ય નજરાણા તરીકે સ્વીકારી લેતા શ્રીમંતો એમ નહિ કરે.

*

સુજ્ઞને કાંટાનો મુકુટ અને અજ્ઞને ગૌરવનો મુકુટ—સૃષ્ટિના આરંભકાળથી લોકસમુદાય તરફથી આ પારિતોષિક અપાતો આવ્યો છે.

*

માનવજાત ખુલ્લા પડી જવાના કે નિંદાના ભયે જેટલી પાછી પળી છે એટલી પ્રભુના ડરથી કદી પાછી નથી પળેલી; કારણ કે પ્રભુ તો કરુણાનિધાન છે જ્યારે મનુષ્ય કરુણાહીન અને તુચ્છકારવૃત્તિથી ભરેલ છે.

*

કેટલાક સત્તા માટે મથે છે, કેટલાક કીર્તિ માટે વલવલે છે; કેટલાક સમૃદ્ધિ શોધે છે, અને કેટલાક





ભય સામે બાથ ભીડવાની નવી ને નવી રીતો શોધી કાઢે છે. પરંતુ કોઈ પૂરેપૂરું સુખી નથી કારણ કે કોઈના પર શાંતિના ખરેખા આશીર્વાદ ઊતર્યા નથી

*

હૃદયના ભયાવહ મૌનમાં ઘડીએ ઘડીએ, આહ! શી શી અપ્રકટ અદૃષ્ટ ગંભીર કરુણિકાઓ ઉભરાય છે શબ્દોમાં વ્યક્ત ન થઈ શકે તેવી અશ્રુઓથી પણ હળવી ન બને તેવી ભયંકર કરુણિકાઓ, દેવોએ મનુષ્યને માટે શી શી યાતનાઓ અને યંત્રણાઓ નિર્મી છે, અને ને પણ આપણે જેને 'જિંદગી' કહીએ છીએ એટલા ટૂંકા ગાળામાં!

*

જગતના મારા લાંબા અનુભવમાં માનવીની બીજા માનવીને સમજવાની અશક્તિના કરતાં—અરે નહિ, એની ગેરસમજણની નોંધપાત્ર શક્તિના કરતાં મને કશું વધુ વિચિત્ર નથી જણાયું

*

એક પ્રતીતિ, ગમે તેટલી વાર પુનરુક્તિ થયા છતાં, સદા જેની ને તેવી તાજી, જેવી ને તેવી નવી રહે છે પ્રેમની પ્રતીતિ.

*

વૃદ્ધત્વ જુવાનીને પોતાને ભોગે શાણપણ શીખવે છે પરંતુ જુવાની સદા ગર્વિષ્ઠ બેદરકાર રહીને એ શાણપણને બાજુએ હડસેલી દે છે.

*

પ્રાપ્તિ ભ્રમણાનો નાશ કરે છે રોમાંચનો અંત આણે છે

*

બીજાઓની અદેખાઈ ન કરતો; કારણ, હકીકતમાં તારી અદેખાઈ બીજા અનેક કરતા હોય છે.

*

સફળતા હમેશાં દુનિયાને આંજી નાખતી આવી છે—પછી તે સફળતા ચાહે તે રીતે મેળવાઈ હોય.

*

[ ચાલુ ]

★

# ડોલન

શાને બોલુ
કે મેં બોલું ?
હું તો ડોલુ ફક્ત સુણતાં ગીત તારુ મધુરું!

મૌને મારા
હૈયે તારા
બોટી પ્યારા! મૂંઝવણ થઈ-ગીત છોડ્યું અધૂરું!

ગ્યો શું ભૂલી
ઝૂલી ઝૂલી
ગીતે ડૂલી હતી શી તુજ હું મસ્ત થૈ પૂર્ણતામાં!

મૂંગી રહેતી
તો યે કહેતી
વાતો (વ્હેતી તુજ સ્વરથી જે અંતરે) ડોલવામાં!

શેખાદમ આબુવાલા

★

# બિહારનાં વર્ષાગીત

સંપાદકઃ અનવર આગેવાન

વર્ષાના આગમન સાથે પરદેશ ગયેલા પ્રિયતમ આવીને વિરહિણીના વિરહનો અંત આણે છે. લોકગીતનો આ પડઘો દેશેદેશે અને પ્રાંતે પ્રાંતે એક સરખો જ ધ્વનિ ફેલાવે છે. સાહિત્યનું અમોલું ધન અને જનહૃદયનું સાચું પ્રતીક લોકસાહિત્યના વિશાળ સાગરમાં ભર્યું ભર્યું પડ્યું છે.

અષાઢ માસની અસવારી વાદળોની વણઝાર સાથે ગગન ગજવતી આવે છે. એ ગર્જનને સાદે લાંબા વખતથી, દૂર દેશે કમાવા જતા સહુ કોઈ પોતપોતાની પ્રિયાને મળવા પરદેશથી સ્વદેશે પાછા ફરે. આવો એ અષાઢીલો માસ જાણે ઓશિયાળા અંતરનો મિલન ગાળો.

આવો જ માસ અષાઢ બેઠું'તો. સહુ કોઈના વાલમ વિદેશથી દેશમાં આવી પહોંચ્યા. પણ એક વિરહિણીના પિયુ પાછા વળ્યા નથી. એનું કલેજું ચિન્તાના મારે છે અને વેદનાથી વલખતું હૈયું પોતાની એક સહીયર પાસે રડી પડે છે. એ રૂદનના અશ્રુમાં ય કેટલી તાકાત છે ને આ ગીત તુલસી આપે છેઃ

આઇલો અષાઢ માસ ગરજે ગગનવા,
ચૌહ દિશ ઘટા લાગે ભેયાનવા—
પિયા પરદેશ ગેલો૦
નીરા ઢારકે નયનવા દિન ગુનિ ગુનિ,
તન મેરા છિન ભેલો બદન મલિન
ઠાઢ ભેલો કંગન હમારી૦
જે મોરે કહ દેતો પિયા કે આવનવા,
તાકે દેબે હાથકે કંગનવા !
થિર કરુ થિર કરુ અપનિ મનોવા
ઓ જે આય જૈતો સાંકે બિહાનિયા.

અષાઢ માસ આવ્યો. આભને આંગણ મેઘનાં ગર્જન થવા લાગ્યાં. ચારે દિશામાં ઘનઘોર ઘટા છવાઈ ગઈ. પણ મારો પિયુ તો પરદેશ ગયો છે. આંસુ સારતી સારતી હું એના આવવાની વાટ જોતી દિવસો ગણ્યા કરું છું. મારું શરીર તદ્દન ક્ષીણ બની ગયું છે મોઢે કાળપ ઢળી ગઈ છે. હે સખિ ! તું આમ તો જો, આ મારા કંકણ ઢીલા પડવા માંડ્યાં. સખિ, પિયુને મળવાની હું એટલી તલપાપડ છું કે, જો કોઈ એના આવવાની ચોક્કસ તિથિ કહે તેને હું મારા કંકણ બક્ષિસ આપી દઉં.

ત્યારે સખિ દિલાસો આપતી કહે છે કે,

હે બહેન, તારું મન સ્થિર રાખ. થોડી ધીરજ ધર તારો પ્રિયતમ જરૂર આવશે. સવારે નહિ તો સાંજે. મતલબ કે આજ નહિં તો કાલ—એક દી તો જરૂર આવશે જ.

પરંતુ સખિના દિલાસાથી પણ દાઝેલું દિલ જરીયે સ્થિર થતું નથી. એક દી બે દી કરતાં અષાઢ વીતવા આવ્યો. હવે તો હૈયું ય હારી બેઠું. દિન ગણતાં માસ ગયા, માસ ગયા ને વરસ વળ્યાં ! વરસ એક પછી એક વીતતા ચાલ્યા. આમ બાર બાર વર્ષના વહાલણાં વહી ગયાં છે. વિરહિણીનું યૌવન ભરજોબને ઝૂલી રહ્યું છે, પણ એનો પરદેશી ગયેલો પરણ્યો રળવામાંથી નવરો જ થતો નથી. આખરે એ અકળાઈ ઊઠે છે, ને વાટે વિચરતા કો' વટેમાર્ગુને પોતાની કરુણ દશા આલખતો સંદેશો વાલમ કને પહોંચાડવા વિનવતી કહે છેઃ

એક ત રી પતલી લચકિ કમરવા,
દોસરા હે કોમલ શરીર બિદેશિયા !

મૂળ તો હું પાતળી, લચકતી કમરવાળી—કૃશાંગી, ને વળી તેમાંય કમળ શું મારું કોમળ શરીર.

ને ગેલો પિયુ તો

સાદિયા કરિકે ઘરે બૈઠલે આપની ગેલે પરદેશ
ઓઈ સન ઉમરિયા હમ ભઈ બેરિયા,
કોન મોર હરતઇ રે કલેશ,
અપને ન ઐલે પાતિયાં ન લિખલે,
ઇયાદ ન પેરેલે બિદેશી હો૦
બારોહ બરસ પરદેશ બૈઠાલે,
ધનિ તોર કઠિન કલેજ તો૦
રે ભાઈ, નાની ઉંમરમાં હું પરણીને ઘેર આવી,





ને મા ! પ્રિયતમ પરદેશ સિધાવ્યા વર્ષો વીત્યાં ને મને જોબન આવ્યું

આ મારી જુવાની—ઉંમર જ મારી વેરણ થઈને બેઠી છે આવી ત્યારે તે બળકી હતી પછી તો બારબાર વર્ષના વહાણાં વહ્યાં ને મને ભર જોબન આવ્યું તો ય પિયુ તરફનો કશો ય પત્તો નથી મને આ દુઃખમાંથી ઉગારે પણ કોણ? એને ગયા આટલાં વર્ષો વીત્યાં પોતે તો ન આવ્યા પણ કાગળની ચબરખીયે નથી મોકલી મને તો હવે એની સૂરત પણ વિસારે પડી છે (નાની ઉંમરે આવેલી હોય અને બાર બાર વરસ વીતે એટલે પતિની સૂરત પણ ભુલાઈ જાય તે સ્વાભાવિક જ છે!)

બળતા દિલે એ પતિને ઉપાલંભ આપતાં કહે છે કે હે પ્રિયતમ, બારબાર વરસ સુધી ભલા તમે બેસી જ રહ્યા! તમારું હૈયું પણ ખૂબ કઠણ લાગે છે

આમ પોતાની કરુણ સ્થિતિનું ચિત્ર દોર્યા પછી પોતાને માટે સામાના દિલમાં હમદર્દી જગાવી, અને પોતાના પતિને આટલો સંદેશો આપવા વિનવણી કરે છે :

> બાટ બટઈયા તુ હુ મોર ભઈયા,
> લે લઓ બહિન કે સંદેશ હો

હે વટેમાર્ગુ ભાઈ! હશે તો તું જ મારો મા જણ્યો ભાઈ છે ભાઈ, તારી દુખિયારી બહેનનો આટલો સંદેશો એમને પહોંચાડીશ ને?

વટેમાર્ગુનું હૈયું વિરહી વેદના સાંભળી હસી ઊઠે છે એ પોતાની એક મુશ્કેલી રજૂ કરતાં કહે છે કે,

> તોહાર બાલમ કે મિનિહો ના જાનિયો
> કેકર હાથે દેબો પાતિયા?

હે બહેન! તારા પતિને તો હું ઓળખતો નથી તો પછી તારો સંદેશ-પત્ર કોના હાથમાં મૂકું?

ત્યારે બિચારી વિરહિણીને તો એની સૂરત પણ યાદ નથી, કેવી રીતે એ નિશાની આપે! થોડી વાર તો હૈયામાં મથન જાગે છે આખરે એ ઝાંખી ઝાંખી સ્મૃતિને આધારે અર્ધ કાલ્પનિક રેખાઓ વડે શબ્દચિત્ર દોરી રહી છે

> હમરો બાલમ કે બંગાળડો આખિયા
> ઓર ગૂંજિત આખિયાં
> ઊંચે લિલાડ ચંદન કે ટિકા
> બીજુરી ચમકે દાંતિયા
> હમારો બાલમ હે પૂરબ બિનિજિયો
> બેઠેલા હો રે રાજદરબારિયા

મા ! પતિની કાળી કાળી-ભમ્મર આંખો છે, આંખો પર બંકિમ ભમર શોભી રહ્યાં છે ચંદન અર્ચિત એનું ભવ્ય લલાટ છે એની ઊજળી દંતાવલી વીજળી શી ચમકી છે તે પૂર્વદેશમાં વેપાર કરવા ગયા છે ને ઘણું કરીને તો તને રાજદરબારમાં એ મળશે

—કેવી સરલહૃદયા મુગ્ધયૌવના! ભોળી ભલી મુગ્ધાએ મધુર ને આછેરું ચિત્ર દોરી કહ્યું પરંતુ એને શી ખબર કે આવા ઓળખાણ હોઈ શકે ખરી કે? ઘડીભર તો એ મનમાં વિચાર કરે છે, પછી એને પેલા પ્રવાસી પ્રતિ જોઈ મનમાં થાય છે કે, અરે આ વટેમાર્ગુ ભાઈની પત્ની ખરે જ મારી જેમ બિચારી પીડાતી હશે આમ આત્મલક્ષી દૃષ્ટિ વગાક લેતી જ્યારે પરલક્ષી બને છે એ ઘડીએ જ અંતરમાં સંવેદનાની સરિતા ઉભરાઈ પડે છે અને એ પ્રવાસીને કહે છે કે હે ભાઈ

> છિયા હે બિદેશિયા!
> ધિકકર તોહાર
> ધની બેઠેલા વિરહ વિયોગ હે

છિ! છિ! અરે પરદેશી પ્રવાસી! તને ધિક્કાર છે તારી સ્ત્રીને આમ વિરહમાં ઝૂરતી મૂકીને તું પરદેશ ભમવા ઊપડે છે?

"ખરેખર, નિજ પીડામાં પારકી પીડાને જાણનારી, ને સમજનારી સંવેદનાશીલ નારીના આ મનોભાવ કેટલા ઊંચા ને પરોપકારી છે! જે હૃદયથી બીજાના હૃદયને જુવે છે મળે છે તે સામાના અંતરંગ ભાવને જાણી શકે છે એટલે જ તો આ લોકગીત જનહૃદયના સાચા પ્રતીકો છે કારણ કે એના રચયિતાએ જન હૃદયના ભાવને જાતે અનુભવ્યા હતા

*

[ ૮ મા પાનાથી આગળ ચાલુ ]

કોણ જાણે એકદમ શું થયું. હજુ તો બોલ્યો નહોતો એટલામાં અચાનક સનેપાત થયો: 'મેં મહાત્મા ગાંધીનું ખૂન કર્યું છે. મેં એમને માર્યા...'

અને બોલતાં બોલતાં રડી પડયો. બીજી જ પળે એને ડુમો ભરાઈ આવ્યો. ડૉક્ટરનું હૃદય એક સાથે કરુણા, આશ્ચર્ય ને ભયથી વ્યાકુળ બન્યું. એમણે કુમારને ઇંજેક્શન લાવવા ઈશારત કરી. રોગીને કહ્યું: 'સંતકુમાર. તમે બહાદુર છો, આમ ન રડો જાઓ હું તમારી વાત માનું છું.'

સંતકુમારે ઊંચુ જોઈને કહ્યું: 'તમને મારામાં સાચે જ વિશ્વાસ છે?' કે જાણે બાળકને રંગીન ફુગ્ગો મળ્યો હોય એવા આનંદમાં તેણે કહ્યુ: 'તમે સમજુ છો તમે ગોડસેને ખૂની નથી માનતા. ખૂની હું છું. એ તો મારો દૂત હતો, હાથ હતો, મગજ તો મારું હતું. હાથ પોતાની મેળે ક્યાં કામ કરે છે?'

ડૉક્ટરે યંત્રવત્ ચેંચકીને કહ્યું: 'હા મને ખબર છે કે હાથ પોતાની મેળે કશું નથી કરતા. એ તો મગજના કહ્યામાં હોય છે.' 'બરાબર છે. હાથ હમેશાં મગજનુ કહ્યુ માને છે. મારા મગજે જ્યારે બરાબર ચેતાવીને કહ્યું કે એ ખોટું કામ છે આપણો નાશ કરાવશે ત્યારે...' એનો અવાજ સહેજ બદલાયો. ગુસ્સાથી એ ધ્રૂજવા માંડયો. 'ત્યારે હાથ મગજની વેદના સમજીને આજ્ઞાકારી સેવકની જેમ અમલ કરવા તૈયાર થયા..'

'એવું જ થવું જોઈતું હતું.' ડૉક્ટર નગેશે યંત્રવત્ કહ્યું. ને ફરીથી ઝટકો લગાવ્યો. એમને એમ લાગ્યું કે જાણે એમનું ભાન પણ જતું રહ્યું છે ને એ એવી માનસિક દુનિયામાં પહોંચ્યા છે જ્યાં ગાઢ અંધકારમાં એક કિરણ ચમકી ઊઠયું છે. રોગી કહેતો હતો ને રડતો જતો હતો.—'અને એ આજ્ઞાકારીએ એક દિવસ પોતાના માલિકને. ખુશ કરવા ખાતર મહાત્માજીને મારી નાખ્યા એ નઠૂરને જરાપણ દયા ન આવી. કેવી રીતે આવે?' એ તો મશીન હતા ને? દોષ તો મગજનો હતો..' ફરી પાછો અચાનક બબડયો: 'મારા મગજનો જ દોષ હતો. મારા મગજે હાથને માર્ગચ્યુત કર્યો, એને ઉત્તેજ્યા ને શાંતિને હંમેશ માટે દફનાવી દીધી. ડૉક્ટર! એણે એના જન્મદાતાને જ મારી નાખ્યો...'

ડૉક્ટર કાંઈ જ બોલ્યા નહીં. એ વિચારતા હતા કે આ તે ગાંડો છે કે કોઈ ઋષિ. એ એવુ સત્ય ઉચ્ચારી રહ્યો હતો કે જે છાનું હોવા છતાં પણ જૂઠૂં નહોતુ. કહે છે કે ગાંડાની અંતર્દષ્ટિ ઊઘડી જાય છે.

રોગી ડૂસકાં ભરતો હતો. એણે એનું માથું બે હાથવડે પકડયું હતું. એના ઘૂંટણ વળેલા હતા. સંકોચાઈને એ એક દડા જેવો થઈ ગયો હતો. ડૉક્ટર કુમારે એને ફરી ઇંજેક્શન માર્યું. આ વખત તો તે હાલ્યો ય નહી ને જોતજોતામાં ઢીલો થઈને પથારીમાં ઢળી પડયો. થોડી થોડી વારે ચમકી જતો હતો ને બબડતો હતો: 'જે શક્તિ એ મહાત્માએ મને જીવવા સારૂ આપી હતી તેનો મેં એને નાશ કરવામાં ઉપયોગ કર્યો...'

ડૉક્ટરે બધાંને રજા આપી. એકલી નર્સ ત્યાં રહી પોતે દર્દી પાસે બેઠા. રાત્રિ ગાઢ થતી જતી હતી. સૂનકારમાં ક્યાંક અવાજો પણ થતા હતા. કહેવાય છે કે સૂનકાર હજારો જીભોથી બોલે છે.—ખાસ કરીને મૃત્યુના આગમનનો સૂનકાર એમના મગજમાં અનેક વિચારો ઉઠયા પણ એ દર્દીનો બબડાટ સાંભળવા જ રોકાયા...'જે વખતે તે માનવની પ્રાણ પ્રતિષ્ઠાને ખાતર જાન ફના કરતો હતો ત્યારે મેં મારા જીવનની રક્ષાને ખાતર હિંસાની ઘોષણા કરી. એ વખતે મેં ગીતાના કૃષ્ણની આગળ મૂકી ને શસ્ત્રનો પ્રચાર કર્યો. જ્યારે એ દુશ્મનને મિત્ર બનાવવામાં પ્રવૃત્ત હતો ત્યારે મેં લોકોને ઉશ્કેર્યા, આ બધું મેં શું કર્યું...'

એનું બબડવુ ધીમું થતું હતું. ડૉક્ટર વધુ પાસે આવ્યા. વિચારતા હતા કે આ કોણ છે! જીવન!!





બધી જ શક્તિ ખર્ચીને હેવી પળે એક સત્ય મેળવે છે પણ બીજી પળે એને એમ લાગે છે કે પોતે જે જમીન ઉપર ઉભો હતો એ બિલકુલ કાચી છે તે માત્ર શૂન્યતાની પાછળ બેભમ ઊડાડતો હતો

'કાયર!' ડૉક્ટરે જોરથી કહ્યું ને ત્યાં તો સંતકુમાર પણ બબડ્યો: 'હું કાયર હતો ને એ વીર, કાયર ખૂન કરે છે, વીર જીવતદાન આપે છે' ડૉક્ટરને કોણ જાણે શુ થયું એકદમ બોલ્યા'

'સંતકુમાર!'

સંતકુમાર હજુ બબડતો હતો

ડૉક્ટરે ફરી બૂમ પાડી—'સંતકુમાર, સાંભળ...'

જવાબમા નર્સ ઝટ આવી, બોલી 'શુ કામ છે ડૉક્ટર?'

ડૉક્ટર ચમકયા ધીમેથી બોલ્યા' 'કાંઈ નહી' પણ થોડીવાર શાન્તિ છવાયેલી રહી ડૉક્ટરના મનમાં અનેક વિચારો ઊઠતા હતા. એ બધા રોગી સમક્ષ પ્રકટ કરવાની એમની ઇચ્છા હતી પણ રોગી તો બેભાન હતો. એટલે એક કાગળ ઉપાડી એમાં લખવા માંડ્યુ—'વ્યક્તિની હયાતી કામ વડે છે. ગાંધી એમના કામ વડે ગાંધી બન્યા હતા એ મરી ગયા, એમનુ કામ હજુ જીવિત છે હજુ ય કોઈ પોતાના પ્રાણની પરવા કર્યા વગર કામ ઉપાડી લેશે તો ગાંધી ઇસુ ખ્રિસ્તની જેમ ફરી જીવતા થશે' લખી રહ્યા પછી પોતે મનમાં વાંચી ગયા પછી રોગીના કાન આગળ વાંચવા માંડ્યું પણ રોગી સાવ બેભાન હતો એનુ બબડવાનુ બંધ થઈ ગયુ હતું તે ગાઢ નિદ્રામાં મગ્ન હતો. ડૉક્ટર ઊઠ્યા, પોતે જાગ્રત થયા, સફાળા ઊભા થયા. એમણે રોગી તપાસ્યો એમ જણાયુ કે ત્યાં રહેવાની જરૂર નહોતી. એ ઊભા થયા ને નર્સને કહ્યું: 'સીસ્ટર, રોગી હવે સવાર પહેલાં નહી જાગે, છતાં ય કોઈ ખાસ વાત હોય તો મને સૂચના આપજો.'

'બહુ સારૂ.'

'અને જુઓ, જ્યારે જાગે ત્યારે આ કાગળ તેને આપજો'

'હા જી, આપી દઈશ.'

ડૉક્ટર જતા રહ્યા. એમને એમ હતુ કે રોગી સૂર્ય ઊગતાંવેંત જ જાગશે—એમ જ બન્યું. તે કેટલીકવાર નજર ફેરવતો રહ્યો, પછી બોલ્યો: 'હુ ક્યાં છુ?'

નર્સ જવાબ આપ્યો: 'તમે હોસ્પિટલમાં છો'

'હુ હોસ્પિટલમા છું? શા માટે?' ત્યારે નર્સે ડૉક્ટરની ચિઠ્ઠી એને આપી. એણે એકવાર નર્સ તરફ જોયું ને પછી ચિઠ્ઠી તરફ. એને વાંચી અને મૂકી દીધી, પછી બીજી જ ક્ષણે ફરી ઉપાડી! વાંચી એકદમ નર્સને પૂછ્યું' 'શું તે જીવી શકે ખરા?'

નર્સ મૂંઝાઈ, પણ એને ગાંડો સમજીને કહ્યું: 'હા કેમ ન જીવી શકે?'

'તો તો સારૂ—' એમ કહીને તે બેઠો થયો. બહુવાર સુધી એમ બેઠો જ રહ્યો, પછી ઊભો થઈ ને બહાર જવા માંડ્યું. નર્સે ગભરાઈને પૂછ્યું' 'તમે ક્યાં જાઓ છો?'

'કેમ? મારે ઘેર જાઉં છું.'

'ના ન જશો તમે માંદા છો.'

તે સ્વસ્થ માણસની જેમ હસ્યો, બોલ્યો' 'બીશો નહી નર્સ, હુ સાજો છું.'

'છતાં ય ડૉક્ટરને પૂછ્યા વગર તમારાથી ન જવાય' એટલામાં જ ડૉક્ટર આવ્યા રોગીને ઊભેલો જોઈ ને હસ્યા 'ઓહો સંતકુમાર, બેસો, કેમ છો?'

સંતકુમારે કહ્યુ. 'તમારી મહેરબાની છે ડૉક્ટર, હવે હુ ઘેર જાઉં છું.'

'હમણાં જ?'

'હા.'

'તમે બરાબર સાજા થઈ ગયા?'

'હા, સાજા થવાની ચાવી મારા હાથમાં આવી ગઈ છે.'



'આટલી વહેલી આવી ગઈ!' ડૉક્ટરે હસીને પૂછ્યું, 'હમણાં રોકાઓ, ચા પીને જજો.'

પણ સંતકુમાર રોકાયા વગર જતો રહ્યો. જતી વખતે એણે ડૉક્ટર તરફ એવી કૃતજ્ઞતાપૂર્ણ નજરે જોયું કે ડૉક્ટર ખમચાયા, કાંઈ બોલી ન શક્યા. રોગી જતો રહ્યો એટલે એમને ખ્યાલ આવ્યો. આજે એમણે શસ્ત્રક્રિયામાં એક અદ્ભુત સંશોધન કર્યું હતું. હંમેશ એ શરીર ચીરતા, આજે એમણે શરીરના આત્માને ચીર્યો હતો અને તે પણ કલ્પનામાં ન હોય એવી સફળતા સાથે. આ એમનું સુખ પણ હતું ને દુઃખ પણ; કારણકે સફળતા સહેલાઈથી મળે છે એમ સહેલાઈથી ચાલી પણ જાય છે.'

એમનો ભય સાચો ઠર્યો. એક દિવસ સૂર્યાસ્ત સમયે એમણે પેલી ભયંકર મૂર્તિને જોઈ ત્યારે તેઓ હૉસ્પિટલથી પાછા આવીને કપડાં બદલતા હતા. અચાનક દર્દીએ બૂમ પાડી: 'ડૉક્ટર સાહેબ!'

ડૉક્ટર ચમક્યા. નોકરને કહ્યું: 'જો તો કોણ છે?'

નોકરે જણાવ્યું: 'કોઈ ગાંડા જેવો માણસ છે.'

એમને ફાળ પડી. આવીને જોયું તો સંતકુમાર આવ્યો હતો. પૂછ્યું:

'શું કામ છે?'

સંતકુમારે જવાબ વાળ્યો: 'ડૉક્ટર સાહેબ, મારા મગજમાં ફરી દુખાવો ઉપડ્યો છે. મહેરબાની કરીને એનું ઑપરેશન કરી નાખો.'

આ વખતે દર્દી ગાંડા કરતાં દયાજનક વધુ લાગ્યો. ડૉક્ટર થોડી વાર તો કાંઈ બોલ્યા નહીં એટલે દર્દી નમ્રતાપૂર્વક હાથ જોડીને બોલ્યો: 'ડૉક્ટર તમે ચિંતા ન કરશો, ઑપરેશન કરી નાખો, ખૂબ આભારી થઈશ.'

ડૉક્ટરે કહ્યું—'ઑપરેશન ઘેર થોડું થાય?'

'તો હું ત્યાં આવીશ. ક્યારે આવું?'

'જ્યારે આવવું હોય ત્યારે.'

'હું કાલે બપોરે આવીશ.'

અને કંઈ કહ્યા વિના એ નમ્રતાથી ઝૂકીને પ્રણામ કરીને જતો રહ્યો ત્યારે ડૉક્ટરને ભાન આવ્યું. ઝટ ફોન હાથમાં લીધો. કેટલાક ડૉક્ટરો સાથે વાટાઘાટ કરી ને બધાને કાલે બપોરે બોલાવ્યા. એ બધાયને આ વિચિત્ર રોગીમાં રસ હતો એટલે બીજે દિવસે બધા બરાબર સમયે હૉસ્પિટલમાં આવ્યા. જેમ સૂરજ ચઢતો જતો હતો તેમ ડૉક્ટર નગેશને ડર લાગતો હતો, એ જ વખતે નર્સ એકદમ આવીને કહ્યું: 'ડૉક્ટર ઝટ ચાલો.'

'કેમ? પેલો આવી ગયો?'

'હા...પણ...'

'પણ શું..?'

'એ બહુ ખરાબ રીતે ઘાયલ થયો છે.'

'બહુ ખરાબ થયું', એણે એનું માથું પછાડ્યું કે શું?'

'ના, એવું નથી થયું.' નર્સની સાથે આવનારે બતાવ્યું. એના પડોશમાં એક મુસલમાનના મકાનને કારણે ઝગડા થતા હતા. એક સ્થાનિક સમૃદ્ધ માણસ એમ કહેતા હતા કે એ એમના કબજાનું છે અને નિર્વાસિતો કહેતા હતા કે એ મકાન એમને મળવું જોઈએ. આ વાત આગળ વધી. બંને પક્ષ લાઠીઓ લઈને આવ્યા. સંતકુમારને ખબર પડી. એટલે એ હાથ જોડીને શાંત રહેવા વિનવવા લાગ્યો. કહેવા માંડ્યું: આગળ ઉપર આ મકાન ગમે તેને મળે પણ અત્યારે તો નિર્વાસિતો જ એમાં રહેશે. એટલે પેલા સજ્જન ચિડાયા. લડાઈ વધી, લાકડીઓ* ઊછળી, સંતકુમારથી રહેવાયું નહીં. એ વચ્ચે પડ્યા ને જે લાઠીઓ એકબીજાને મારવા ફેંકી હતી તે બધી સાથે એના માથા પર પછડાઈ.

તે બધા રોગીની પાસે આવ્યા. ડૉક્ટર નગેશનું હૃદય કરુણા ને માનથી ભરી ગયું. એમણે જોયું— લોહીથી તરબોળ સંતકુમાર સૂતો હતો. એનું શરીર



જિંદગીના ફેરા —

[લે સારંગ બારોટ પ્ર એન એમ ત્રિપાઠી લિ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ ૨ કિ ૩-૮-૦]

ટૂંક સમયમાંજ સાહિત્ય ક્ષેત્રે ઝડપી પ્રગતિ સાધી ચૂકેલા યુવાન સાહિત્યકાર શ્રી સારંગ બારોટે અર્વાચીન યુવાનના માનસનું અચ્છું ચિત્ર એમની આ મનમોજી નવલકથામાં દોર્યું છે

આ નવલકથા 'ચિત્રપટ' માં ચાલુ વાર્તા તરીકે પ્રસિદ્ધ થયેલી હોવાથી નિવેદનમાં એમણે સીનેમા સાહિત્યનાં સામયિકોનો ને એમાંય 'ચિત્રપટ' નો ખૂબ પ્રચાર કર્યો છે લેખકને એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય કે આપણાં સીને સામયિકો લોકોમાં વધુ વેચાય છે એનું મુખ્ય કારણ સામયિકો હજુ સાહિત્ય પીરસે છે એ નથી પણ ફિલ્મી અદાકારોનાં અંગત જીવન ને અભિનેત્રીઓનાં જાતીય જાગૃતિ ઉત્પન્ન કરે એવાં રંગીન ચિત્રો વગેરેથી એ પ્રચૂર હોય છે એ છે

ગામડાના એક ખેડુતનો દીકરો મહેશ પાસેના શહેરમાં બોર્ડિંગમાં રહી હાઈસ્કુલમાં અભ્યાસ કરે છે ત્યાં એ ત્રિવેદી માસ્તરના સંસર્ગમાં આવે છે ને એનું જીવન નવીજ દિશામાં ઝોક લે છે ગામડાંના રિવાજ પ્રમાણે એનો વિવાહ મેટ્રિક પાસ થતાં પહેલાં જ થઈ જાય છે ત્રિવેદીને મહેશ પ્રત્યે એવી મમતા જાગે છે કે એ મહેશને મુંબઈ પોતાને ઘેર રાખીને કૉલેજનું શિક્ષણ આપવા તત્પર બને છે રાજીનામું આપી એ ત્યાંની શાળામાંથી છૂટા થાય છે ને મહેશ મેટ્રિકની પરીક્ષા નિમિત્તે મુંબઈ જાય છે ત્યાં એ ત્રિવેદીના સગુભાઈના પૈસાદાર કુટુંબના ગાઢ સંપર્કમાં આવે છે ને એના જીવનને નવો તબક્કો શરૂ થાય છે

મેટ્રિક પાસ થઈ એ કોલેજમાં જોડાય છે વેગ લગ્નની ઉતાવળ કરવામાં આવે છે મહેશ પોતાની મામી દ્વારા પોતાની વિરહિણી હંસાની મુલાકાત લે છે ને પત્રવ્યવહાર દ્વારા બંને નિકટ સંપર્ક સાધે છે પરંતુ ત્રિવેદીની પુત્રી પણ મહેશ સાથે પ્રેમમાં હોય છે મહેશ પણ શેઠની પત્નીને ચાહે છે આથી પ્રેમત્રિકોણ રચાય છે રૂઢિમાં અટવાયેલી ગામડાની ગોરી હંસા આ ત્રિકોણથી અતાત છે, અને શેઠ શાહી લાગણીવશતાનો લાભ લઈ પણ એની સાથે શારીરિક સંબંધ બાંધે છે આથી મહેશને નૈતિક

---

દીધું પડી ગયું હતું અને આંખોમાં અદ્ભુત શાંતિ ઝળકતી હતી નજર મળી તો ડાક્ટર હસ્યા એમણે ઇશારાથી ડાક્ટરને બોલાવ્યા અને કહ્યું 'નકામો રખડતો હતો આ ઑપરેશન તમે સો જન્મમાં ન કરી શકત મારું નસીબ સારું કે આજે અચાનક મને મારા ડાક્તરનાં દર્શન થયા તે દિવસે તમે સૂચન તે કર્યું જ હતું પણ હું સમજી નહોતો શક્યો આજે સમજું છું'

તે બોલતો હતો ને ડૉક્ટર અનિમેષ નયને એની તરફ જોતા હતા પણ અચાનક એમની નજર ધ્રુજી ઊઠી એ ચમક્યા ને બોલ્યા : ડૉક્ટર કુમાર જલ્દી રોગીને રૂમ નં પાંચમાં લઈ જાઓ, જલ્દી

સતકુમારે જતાં જતાં કહ્યું 'મીશો નહીં ડૉક્ટર, હું જીવીશ. ગાંધીજીને પુનર્જીવિત કરવા માટે મારે હજુ બહુ દિવસ જીવવું પડશે'

★




દૃષ્ટિએ પદ્મા સાથે લગ્ન કરવું જરૂરી લાગે છે. ઘેર લગ્ન લેવાય છે, છેલ્લી ઘડી સુધી મહેશ જતો નથી. કન્યાને પીઠી પણ ચોળાઈ ગઈ હોય છે એટલે ભવાડો અટકાવવા માટે એક ક્ષયના રોગી બીજવર સાથે હંસાને પરણાવી દેવામાં આવે છે. હંસા કુટુંબની લાજ રાખવા લગ્ન કરે છે ને મહેશને ભૂલવા પ્રમાણિક પ્રયત્ન કરે છે. મહેશ પદ્મા સાથે લગ્ન કરી સુખે દિન વિતાવે છે. પદ્માને બાળક અવતરે છે ને હોસ્પિટલથી પાછાં વળતી વખતે મોટર અકસ્માતમાં એ ગુજરી જાય છે. મહેશ બહાવરો બને છે ને બાળક જીવતું રહ્યું હોવાથી એને શાતા મળે છે. હવાફેર માટે પંચગની જાય છે ત્યાં એની જૂની પ્રેયસી હંસા પોતાના પતિને ક્ષયના ઉપચાર અર્થે લઈને આવી હોય છે. ક્ષયનો એ દર્દી ગુજરી જાય છે, આથી મહેશ હંસાને પોતાના હૃદયમાં વાગેલો ઘા રૂઝવવા માટે પોતાની સાથે લગ્ન કરવા વિનંતિ કરે છે; પરંતુ હંસા સહાનુભૂતિ વ્યક્ત કરવા છતાં લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડે છે.

આખીય વાર્તામાં ગામડાની લાગણીઘેલી હંસા વાચકની સહાનુભૂતિ ને મમતાને પાત્ર બને છે. ઓછું ભણેલી હોવા છતાં જીવન પ્રત્યેની એની દૃષ્ટિ કેટલી વિશદ છે એ તો અંતે જ સમજાય છે. સુશિક્ષિતો કરતાં સાધારણ શિક્ષણ પામેલાઓમાં ઘણીવાર ઝાઝી હૈયાઉકલત હોય છે એ હંસા સુંદર રીતે સાબીત કરે છે. વાર્તા ખૂબ પ્રવાહી છે ને એને મારીમચડીને વળાંક આપવાનો પ્રયત્ન ક્યાંય થયો નથી. લેખક ઉત્તર ગુજરાતના હોવાથી તે પ્રદેશની પ્રજાના માનસના અચ્છા અભ્યાસી છે, આથી જ રૂઢિબંધનો અંગે એમણે મહેશ દ્વારા સારો પ્રકાશ ફેંક્યો છે. મહેશ વાર્તાનાયક તરીકે બહુ શોભતો નથી; કારણ કે એના વિચારો ગોટાળાભરેલ ને કાંઈક અંશે રૂઢિપૂજક છે. મહેશ જેવી વિચારસરણી ધરાવનાર યુવક ચાલુ અભ્યાસે લગ્ન કરવાની સંમતિ આપે એટલું જ નહિ પણ ઝટ પરણી જવાની ઉત્સુકતા બતાવે એ જરા અસ્વાભાવિક લાગે છે. એની કાયરતા એને નમાલો પુરવાર કરે છે. એક પ્રગતિશીલ સામયિકના ભાવિ સંપાદકપદ માટે એ નાલાયક ઠરે છે.

મહેશનાં પદ્મા સાથેનાં લગ્નનો બચાવ કરતાં લેખક કહે છે કે:—'આ આખીય બિના અંગે મહેશ કરતાં પરિસ્થિતિ વધુ જવાબદાર હતી. પદ્માનું આકર્ષણ એ માત્ર આકર્ષણ ન હતું, એમાં પ્રેમ પણ હતો, પદ્મા પાસે પ્રેમ ને આકર્ષણ બેઉ હતાં જ્યારે હંસા પાસે માત્ર પ્રેમ. 'લૂખા' પ્રેમનો પરાજય થયો હતો. હંસા હારી હતી, પદ્મા જીતી હતી.'

ઉપરનાં વાક્યો દ્વારા લેખકે પોતાના જ એક સુંદરરીતે સર્જેલા પાત્ર ઉપર ગંદા છાંટા છાંટ્યા છે. હંસાના આટલા પ્રબળ પ્રેમને 'લૂખો' ગણી શકાય ખરો? એણે મહેશ સિવાય બીજા કોઈ યુવક વિષે કદી વિચાર પણ કર્યો હતો? પદ્મા આકર્ષક જરૂર હતી; પરંતુ એનો મહેશ પ્રત્યેનો પ્રેમ અતુલના સંપર્કમાં આવ્યા પછી ડગી નહોતો ગયો? એ અંતે મહેશની બની, પરંતુ આદર્શના ધોરણે બંને સ્ત્રીઓને ચકાસીએ તો હંસાનો પ્રેમ પદ્માના કરતાં લાખ દરજ્જે ઊંચો હતો એ વિષે મતભેદ હોઈ શકે ખરો? તો પછી લેખકે આવું છીછરું વિધાન શા માટે કર્યું હશે?

વ્યાકરણના નિયમોનું ઉલ્લંઘન નવલકથામાં વારંવાર થયું છે. 'મહેશના બદલે,' 'લગ્નના કારણે,' 'બીજા દિવસે,' 'વાચાળતાના કારણે,' 'સંગીતના કારણે,' 'આદતના કારણે' વગેરે શબ્દ પ્રયોગ લેખકના વિભક્તિ અને પ્રત્યયો વિષેના જ્ઞાનની કચાશ સૂચવે છે. જોડણી વિષે લેખકે રાખેલી બેદરકારીના થોડા નમુના નીચે છે. ગૈતી, વીષે, હોંશીયાર, મજુર, પ્રતિક્ષા, ગણીત, રજુ, મંજુર, લી., વિગેરે, અનુકુળ, યુવતિઓ, ઉત્તિર્ણ, પ્રાણાલિકા, ચુપ, અધુરા વગેરે વિરામચિહ્નો વિષે પણ





લેવાઈ છે એના કરતાં ઘણી વધારે કાળજીની જરૂર હતી

આશા રાખીએ કે આ આશાસ્પદ લેખક પોતાની કૃતિઓની સખ્યા વધારવા પાછળ જ ન દોડતા કાંઈક એવુ સર્જન કરે કે જે ગુજરાતી સાહિત્યમાં નવી ભાત પાડે

**અવિનાશ**

[લે શાંતા ગાંધી પ્ર. ચેતન પ્રકાશન ગૃહ લિ૦ ગોરેગાવ કિં. ૪-૦-૦]

આઝાદીના જગમાં ઝુકાવી પિતૃપાપનુ તર્પણ કરનાર આદર્શવાદી યુવક અવિનાશના કુટુબ સાથે આ વાર્તા સકળાયેલી છે અવિનાશના પિતા શેઠ માધવદાસ લડાઈ દરમિયાન મિનિસ્ટ્રી કોન્ટ્રેક્ટ લઈને થોડી ગફલત કરે છે ને સ્વાર્થને ખાતર પોતાની જાતને નિર્દોષ પુરવાર કરી ભાગીદાર શેઠને દગો દે છે આ હકીકત એ પુત્રોથી છાની રાખે છે, પરતુ અતે તો ભેદ ફૂટી જાય છે ને એનો પુત્ર પિતાની મૂડી ત્યજી દે છે હતાશ થઈને શેઠ આત્મહત્યા કરે છે ને અવિનાશની પ્રેયસી ઉમા ને ભાઈ અરૂણ દેશને કાળા બજાર ને શોષણમાંથી મુક્ત કરવાની પ્રવૃત્તિ પાછળ પોતાનું જીવન સમર્પવાનો નિર્ણય લે છે

મુડીવાદી સમાજનાં કરતૂકો ખુલ્લાં પાડતી આ નવલકથા એકી બેઠકે વાંચી જવાની જીજ્ઞાસા જગાડે એવી છે મુબઈના સમાજનુ ઊડુ અવલોકન કરી લેખિકાએ વાર્તામાં ચિત્રાત્મક વાતાવરણ ખડુ કર્યું છે ને તળપદા શબ્દોનો ઉપયોગ કુશળતાપૂર્વક કરવા ઉપરાંત વાર્તાલાપોમાં પ્રશસાપાત્ર વેધકતા આણી છે મણિમાના પાત્રને ઉપસાવવામાં ને એને ગતિશીલ રાખવામાં એ ખૂબ સફળ નીવડ્યાં છે

પ્રસ્તાવનામા પોતાના હસ્તાક્ષરને 'કિન્ષ્ટ' ગણાવી, જોડણી વગેરેની ભૂલો માટે વાચકની ક્ષમા માગી લેવા જેટલો વિવેક એમણે દર્શાવ્યો છે, પરતુ એ ભૂલો ક્ષમ્ય નથી એ હકીકત પ્રત્યે વિવેકશૂન્ય બન્યા વિના પણ ધ્યાન દોરવુ જરૂરી છે

આખી ય વાર્તામાં રાષ્ટ્રીય ભાવના છલોછલ ભરેલી છે પરતુ લેખિકાએ પોતાની સાહિત્ય કૃતિને અતે તો પ્રચારનુ સાધન બનાવી મૂકી છે. જે સજ્જનો આજે ચીન અને રશિયાના માર્ગમાં શ્રદ્ધા ધરાવે છે એમણે '૪૨ માં તો ઉઘાડે છોગે બીજી ક્રાંતિનો વિરોધ કરેલો ને સુભાષબાબુની આઝાદ ફોજની પ્રવૃત્તિ પ્રત્યે પણ ઘણી સૂગ જગવેલી, પરતુ નવલકથામાં તો આઝાદ ફોજના સિપાહી અવિનાશનાં ચાહકો સામ્યવાદી વલણવાળા દેશો પ્રત્યે આકર્ષાતા બતાવ્યાં છે

ઉમા અવિનાશની પ્રેયસી હતી, અવિનાશે ઉમા ઉપર યુદ્ધભૂમિ પરથી પાઠવેલો છેલ્લો પત્ર લાગણીની તીવ્રતાથી ભરેલો છે, પરતુ એ જ ઉમા અવિનાશની સ્મૃતિમા રાચી એનુ અધૂરુ કાર્ય પૂરુ કરવાને બદલે અરૂણ સાથે પ્રેમ કરે એ નવાઈભર્યુ લાગે છે આવા આદર્શ પાત્રને લેખિકાએ ધાર્યુ હોત તો ઘણી ઉચ્ચ ભૂમિકા પર મૂકી શક્યાં હોત

બીજા વિશ્વયુદ્ધ વખતે હિંદ પણ બ્રિટનની વિરુદ્ધ હતું એવે વખતે હિંદી વેપારીએ હલકુ ઘી મોકલીને લશ્કરને ઝેર ખવડાવ્યુ અને પરિણામે કેટલાય સૈનિકો ગુજરી ગયા એ હકીકતને આપણા દેશમાં તો રાષ્ટ્રીય માનસવાળી વ્યક્તિઓએ આવેશપૂર્વક વખાણી હોત ને માધવદાસ શેઠને દેશભક્ત તરીકે પૂજ્યા હોત એ ઘી આઝાદ ફોજમાં જોડાયેલા અવિનાશના ખાવામા પણ આવ્યુ હશે એવો ભ્રમ લેખિકાએ પાત્રો દ્વારા કઈ રીતે ઊભો કર્યો એ સ્પષ્ટ સમજવુ મુશ્કેલ છે આથી જ વાર્તાનુ સ્વરૂપ રાષ્ટ્રીય હોવા છતા ઊડે ઊડે લેખિકાની સહાનુભૂતિ હિન્દની 'ચાલ્યા જાવ'ની લડત પ્રત્યે કે સુભાષ બોઝની આઝાદ ફોજ પ્રત્યે નહોતી એવુ ફલિત થાય છે

સામ્યવાદ અને રાષ્ટ્રવાદ વચ્ચે મેળ બેસાડવાનો લેખિકાનો પ્રયત્ન બહુ સફળ નીવડ્યો નથી અર્થાત્ વ્રતી




ઉથલપાથલો અંગે લેખિકાએ કરેલાં વિધાનોમાં જાણીતા અમેરિકન લેખક અપ્ટન સીંકલેરની. અસર વર્તાઈ આવે છે. અમેરિકા પ્રત્યેનો પૂર્વગ્રહ (એ નિષ્કારણ હશે એમ માનવાને કારણું નથી) નવલકથામાં બહુ સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે, આમ છતાં લેખકના માનસિક વલણની છાપ એના સર્જન પર પડે એ સાવ સ્વાભાવિક છે. લેખિકાનો નવલકથા પ્રથમ પ્રયાસ જરૂર પ્રશંશનીય છે. પરંતુ અંતે તો એ વાચકને કેટલીય માનસિક ગૂંચવણોમાં અટવાતો મૂકી દે છે. ટૂંકમાં આ 'રહસ્યભરી નવલકથા'નાં બધાં રહસ્યો સ્પષ્ટ રીતે ખુલ્લાં પડતાં નથી એ એની મોટી ક્ષતિ છે

### જીવન સાધના

[ લે. માધવ મો. ચૌધરી. પ્ર: હંસ પ્રકાશન મંદિર, પુનાસણ. કિંમત દશ આના ]

જીવન શું છે, એ કેવી રીતે જીવવું જોઈએ, જીવનનાં વિવિધ પાસાં કયાં, વિદ્યાર્થીએ જીવનમાં પ્રવેશ કરતાં પહેલાં કઈ કઈ બાબતો વિષે સ્પષ્ટ થવું જોઈએ એ સઘળી હકીકતોને દૃષ્ટાંત સાથે સમજાવતી માત્ર ૯૬ પાનાંની આ નાનકડી પુસ્તિકા એના ઉદ્દેશમાં સફળ નીવડશે જ. લેખક પ્રસ્તાવનામાં કહે છે તેમ 'સુયોગ્ય રીતે જીવીને જીવન સફળ બનાવાય, જીવનને ઉજાળાય એનું જ નામ જીવન સાધના.' સાચી રીતે જીવન જીવતાં શીખવાડી શકે એટલું ઊંડાણુ, વેધક દૃષ્ટિ ને કલમ લેખક પાસે છે. પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૫૨માં બહાર પડેલી. માત્ર એક વર્ષ પછી આવાં ગંભીર પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ થાય છે એ જ એની લોકપ્રિયતા ને ઉપયોગિતા બતાવવા માટે પુરતું છે.

### વિશ્વસંહિતા (મંડળ ૧)

[ લે દેસાઈ વાલજી ગોવિંદજી. પ્ર : વિક્રમ દેસાઈ ૧૪ ગણેશવાડી, પૂના ૪. કિંમત ૧ રૂપિયો. ]

જન સમુદાયના જીવનને નીતિમય, લોભરહિત, અહિંસાપ્રેમી, અપરિગ્રહી અને પ્રામાણિક બનાવવાના હેતુથી લખાયેલા ૨૫ બોધમય લેખો આ પુસ્તિકામાં સંગ્રહાયા છે. આમાં સ્થાન પામેલા ઘણા લેખો પહેલાં 'નવજીવન'માં પ્રકટ થયેલા અને 'કથા-કુસુમાંજલી'માં પુસ્તકાકાર પામેલા તે હવે નવા સ્વરૂપે 'વિશ્વસંહિતા'માં દેખા દે છે.

લેખકનો સર્વધર્મસમભાવ પુસ્તકના પાને છલકે છે. ગ્રીક, ખ્રિસ્તી, બૌદ્ધ તથા મુસ્લિમોના ધાર્મિક સાહિત્યમાંથી સારાં સારાં દૃષ્ટાંતો વીણી-વીણીને મૂક્યાં છે. ઉપનિષદોના મંત્રો તથા વેદની ઋચાઓ પણ સ્થાન પામી છે. પુસ્તક નાનું છે પણ મર્મસ્પર્શી છે. સીધી સાદી ભાષામાં લખાયું હોવાથી કોશિયો પણ સમજી શકે એટલું સરળ છે. થોડી છાપકામની ભૂલો બાદ કરીએ તો પુસ્તક ખૂબ સુંદર છે એ હકીકત છે. પુસ્તક વસાવવા જેવું ખરું.

### જીવનશોધન

[ લે. કિશોરલાલ ઘ. મશરૂવાળા. પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત ત્રણ રૂપિયા. ]

ગુજરાતના એક મૌલિક વિચારક તરીકે અને ગાંધીજીના નિકટવાસીઓમાં મોખરાનું સ્થાન શોભાવતા શ્રી કિશોરલાલ મશરૂવાળાના આ પુસ્તકની આ પાંચમી સંશોધિત આવૃત્તિ છે. લેખકના અવસાન પછી આ આવૃત્તિ પ્રગટ થઈ છે એ વાત સાચી. પણ પોતાની હયાતિ દરમિયાન પોતાને સૂચવવામાં આવેલા સુધારા વધારા પોતે માન્ય રાખ્યા છે એવું પ્રકાશકના નિવેદન પરથી જાણી શકાય છે.

સાહિત્ય અને વાચકો અત્યારની જે પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યાં છે એમાં આવું ભારેખમ પુસ્તક પાંચમી આવૃત્તિ. પ્રવેશે અને દશ હજાર નકલો સુધી એનો ફુલ ફેલાવો થાય એ ગુજરાતી સાહિત્યને માટે ગૌરવ લેવા જેવું ગણાય. આજકાલ સાહિત્યને નામે જે કાંઈ ગ્રંથસ્થ થાય છે એની પાછળ એક જ દૃષ્ટિ હોય છે: કમાણીની. એવી દૃષ્ટિને પડકારતાં આવાં પુસ્તકો પણ ગુજરાતમાં થોકબંધ ખપે છે





અને આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ પામે છે એ પણ એક ચીમકી જ ગણાવી જોઈએ

આ પુસ્તક પણ એવા ઉપરચોટિયા વાંચકો માટે નથી એમ લેખકે શરૂઆતમાં જ જાહેર કરેલુ છે વિચાર કરવાની થોડી પણ વૃત્તિ હોય એને જ આ પુસ્તકની મદદથી સમજાશે છે કે 'શોધવુ એટલે ન જાણેલુ ખોળવુ અને જાણેલુ સુધારવુ'

લેખકની ઝીણવટભરી ચીવટ શબ્દે શબ્દને એવી તો ઊંડેથી સમજ પાડે છે કે ક્યારે પણ શકા રહેવા પામે જ નહિ આ વિષયનાં દરિદ્રી ગુજરાતી પુસ્તકોની કનગીરૂપે આ પુસ્તક કાયમ રહેવાનુ છે એમાં શકા નથી વાત વાતમાં જીવન શબ્દ વાપરતાં પહેલાં જીવન શુ છે એ સમજવા જેટલી વિચારશક્તિ કેળવવામાં આ પુસ્તક મોટો ફાળો આપે એવુ તો છે જ.

આવા સારા પુસ્તકની બજારમાં ખલાસ થાય કે તરત નવી આવૃત્તિ પ્રગટ કરવા માટે ગુજરાતની આ પ્રકાશન સસ્થાને પણ ધન્યવાદ ઘટે છે

**ફાલ્ગુની**

[ લે રવીન્દ્ર ઠાકોર વિક્રેતા ગુર્જર ગ્રથ રત્ન કાર્યાલય, અમદાવાદ કિમત દોઢ રૂપિયો ]

૬૮ પાનાના દસ વાર્તાઓના ૨૬ કાગળ ઉપર છપાએલા અને કાચા પૂઠાના આ વાર્તા સગ્રહમાં દસ પાનાંની જાહેરખબર મેળવીને પણ આવડી મોટી કિમત પહેલી નજરે જ ખૂચે છે

સુદર એકરગી ચિત્રથી પડેલી છાપ ઉપની હકીકત સાવ મારી દે છે

લેખક પાસે વાર્તાકળાનો અજબ કસબ છે સગ્રહની નામદની વાર્તા ફાલ્ગુનીથી માંડીને બાકીની નવેનવ વાર્તામા વાર્તા કળાનો બહુમૂનો કસબ ભર્યો પડયો છે કથનશૈલી આબાદ પકડ જમાવી શકે છે થોડામાં વધુ કહેવાની અને પાત્રોને પણ વાર્તા સાથે વહેતાં રાખવાની હથોટી પણ આબાદ ઘડાયેલી છે વાર્તાના વસ્તુને પણ મારી મચડીને વીણી લાવવા કે ઠોકી બેસાડવા કરતાં ખૂબ સહજતાથી કલમમાંથી સરી પડે છે

છતાં દશેય વાર્તાઓ કાંઈ પણ આદર્શ, ધ્યેય કે દૃષ્ટિ આપી જતી નથી પ્રેમની છીછરી અવસ્થાની રજૂઆત જરૂર થઈ છે, પણ એમાં કોઈ એવુ તત્ત્વ નથી મૂકી જતી કે જે હમેશાં રટવાનુ મન થાય. જીવનના ઊંડાણ માપવા જેટની લેખકની તાકાત હજુ વધુ અભ્યાસ માગી લે છે

★

# તમારા માથાની ચામડી



તમારા વાળમાં થઈને શું આરપાર દેખાઈ આવે છે? એનો અર્થ એ કે ખરી પડેલા વાળની જગ્યાએ નવા વાળ ઊગતા નથી અને તેથી તમારા માથા ઉપર તાલ પડેલી દેખાય છે. જ્યારે **કેશવર્ધિની**થી તમે તાલમાંથી તથા ઘરડા દેખાવામાંથી બચી શકો તેમ છો, ત્યારે તમે આ બન્ને સજા શા માટે ભોગવો છો?

પાનખરમાં ખરી પડેલાં પાંદડાં વસંતમાં ફરી નવપલ્લવિત બને છે, પરંતુ વાળના અમુક તબક્કામાંઓમાં ખરી પડેલા વાળ એકવાર અદૃશ્ય થતાં હમેશ માટે અદૃશ્ય જ રહે છે. તમારા વાળને આમ જવા ન દો, પરંતુ ખરી પડેલાની જગ્યાએ **કેશવર્ધિની**ની મદદથી નવા વાળ આવે અને તમારી યુવાની કાયમ રહે એવું કરો.

આવું સમયસર કરો, કારણ વિલંબ થવાથી—**કેશવર્ધિની**નો ઉપયોગ કરવામાં વિલંબ કરવાથી તમારી તંદુરસ્તી વિલંબાશે અને તમારા રોગને ભયંકર સ્વરૂપમાં પરિણમવા માટેની તક તેને સોંપશે. માટે તમારા કીમતી વખતનો ઉપયોગ તંદુરસ્તી મેળવવામાં કરો. તંદુરસ્તી પ્રાપ્ત કરવામાં તમે સમય ગુમાવશો નહિ.

## કેશવર્ધિની

**નો આજથી જ ઉપયોગ કરો**

| | |
|---|---|
| કેશવર્ધિની | રૂ. ૦-૧૪-૦ |
| કેશવર્ધિની શેમ્પુ | રૂ. ૦-૧૪-૦ |

**(માર્ગવ્યય અલગ)**

દરેક પ્રખ્યાત વેપારીઓ પાસેથી મળી શકશે.

લખો :

## સાઉથ ઈન્ડિયા કેમિકલ્સ

**કોઈમ્બતુર (દક્ષિણ)**

મુંબઈ અને મધ્ય ભારતના એજન્ટ :

**મેસર્સ નેશનલ સેઈલ્સ એન્ડ સરવિસ લિ.**

**૧૨, રેમપાર્ટ રો, કોટ, મુંબઈ ૧**

કોલેરા, ઝાડા, શરદી, ઊલટી, ખાંસી, શૂળ, અજીર્ણ, દરેક જાતના વાયુ તથા અનેક જાતના દરદો માટે અમૂલ્ય ઔષધી

## જીવનધારા

રજી. ટ્રે. મા. નંબર ૩૦૨

બધે મળે છે.

**જે. એન. શોકના**

**જીવનધારા ઑફિસ**

સ્ટોકીસ્ટ : **કંચનલાલ વાડીલાલની કાં.**

પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

## નેપચ્યુન

**એસ્યૉરન્સ કંપની લી.**

**[ સ્થપાઈ : ૧૯૩૦ ]**

★ જીંદગી

★ આગ

★ મોટર

★ અકસ્માત

—: કુલ અસકયામત :—

**રૂ. ૧,૦૦,૦૦,૦૦૦**

: મુખ્ય ઑફિસ :

નેપચ્યુન બિલ્ડીંગ, ૧૦૪, એપોલો સ્ટ્રીટ,

કોટ, મુંબઈ ૧

# ઊર્મિ નવરચના




તંત્રી : ઇશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર

વર્ષ ૨૪ · અંક ૫ · ઑગસ્ટ ૧૯૫૩ · સળંગ અંક ૨૮૧

## આવતા ઑક્ટોબર માસથી

# ઊર્મિ-નવરચના

## એનું કલેવર બદલે છે

સુપ્રસિદ્ધ અંગ્રેજી માસિક 'રીડર્સ ડાયજેસ્ટ'ના ધોરણે ગુજરાતી ડાયજેસ્ટના સ્વરૂપે 'ઊર્મિ-નવરચના' આવતા ઑક્ટોબર માસથી પ્રગટ થશે.

ગ્રાહકો, લેખકો, વાંચકો, શુભેચ્છકો, તંત્રીઓ અને પ્રકાશકો દરેક રીતે સહકાર અને સૂચનો જરૂર તુરત મોકલી આપે.

ભારતીય ભાષાઓનાં ચારેક હજાર સામયિકો ઉપરાંત વિદેશોની દરેક ભાષાઓનાં સામયિકોમાંથી દોહન કરીને 'ઊર્મિ-નવરચના'ના દરેક અંકમાં નીતારવામાં આવશે.

'ઊર્મિ-નવરચના'નો વિસ્તૃત થતો જતો ગ્રાહક-વાચક વર્ગ અમારા આ નવા કાર્યને દરેક રીતે આવકારશે જ એવી અમારી આશા છે.

નવાં થનાર ગ્રાહકો પણ 'ઊર્મિ-નવરચના' 'ગુજરાતી ડાયજેસ્ટ' સ્વરૂપે મેળવવા આજે જ વાર્ષિક લવાજમના સાડાસાત (વિદેશમાં રૂ. દશ અથવા શિ. ૧૫) તુરત મોકલી આપે:

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ અમદાવાદ ૧.

# પાગલપણાનો—સચોટ ઉપાય

'ઊર્મિ' વર્ષ : ૨૪ ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને
'નવરચના' વર્ષ : ૧૮ સંસ્કારનું માસિક

અંક ૫ : ઑગસ્ટ ૧૯૫૩ : સળંગ અંક ૨૮૧

## ક્રમ



### પૂંઠા ઉપરનું ચિત્ર

'મલ્હાર' ચિત્રકાર : સી૦ નરેન્

ચમેલીનાં પુષ્પોથી શૃંગાર સજેલી પોતાના પિયુથી વિખૂટી પડેલી વિજોગણ વીણાના સૂર સાથે પોતાના દર્દને આંસુરૂપે વહેવડાવે છે. વર્ષા ઋતુમાં કોઈ પણ સમયે ગવાતા આ રાગથી આહ્વાહન પામેલો મેઘ એ વિજોગણનાં આંસુડાં સાથે એકરૂપ થઈને એ હરિણાક્ષીને આંસુધારામાં પોતાનો સાથ આપે છે.

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫ ).
* છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની-ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોમાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામુઃ—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની, કિશ્મા પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.



તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે
સંપાદક : જયન્ત પરમાર





# અમીરી અને ગરીબી

અમીરીનું ત્યાં નામોનિશાન ન હતું.
ગરીબીની દરિદ્રતા પણ ન હતી.
એક વખતની જાહોજલાલી
અને આજની દરિદ્રતા
એ બન્નેનું સંગમ હતું :
સંસ્કારિતાનો ઓઘ ઉમટતો હતો.
દિલાવરી અને ન્યોછાવરી,
નમ્રતા અને દયાળુતા
ત્યાં ભર્યાં પડયાં હતાં.
ધન દોલતથી પણ વધુ ત્યાં હતું.
આ બધું જોઈને અમીરી યાદ આવી :
બરોબર વિરુદ્ધ અમીરી આખડતી હતી.
ધન દોલતની છોળો હોવા છતાં
દિલની દિલાવરીને બદલે એ
દિલમાં જ રીબાતી હતી.
ધનથી એ માણસો જરૂર ખરીદતી,
પણ માણસો યંત્રવત મેળવી શકતી.
યંત્રોની જેમ માણસો પાસેથી કામ લેતી
પણ પૈસા ખરચ્યા છતાં માણસો પોતાનાં ન થતાં.
અમીરી અમીરાતથી જ પીડાતી.
દરિદ્રતા પીડાયા વગર પીસાતી.

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

# સમયનાં ક્ષીર-નીર

ચન્દ્ર

રાજહંસ

## કુમારી ચ દ્રલેખા પટેલ

૧૯૫૧ના જૂન માસમાં રશિયા ગયેલા સાંસ્કૃતિક પ્રતિનિધિ મંડળમાં જઈને ભારતનાટ્યમ્ જેવી અઘરી ભારતીય નૃત્યકળાથી રશિયાને દંગ કરી દેનાર વિખ્યાત કળાકાર કુમારી ચંદ્રલેખા પટેલ આ ૧૪મી જુલાઈએ ચીન જવા ઉપડી ગયેલ કળાકાર-વૃંદમાં મોખરાનું સ્થાન દીપાવે છે. આખા દેશના દરેક પ્રાંતમાંથી ચૂંટાયેલાં પ્રતિનિધિ કળાકારોમાં એક પણ ગુજરાતી પ્રતિનિધિ નથી એ ગુજરાત માટે તો નીચાજોણું જ કહેવાય. અને ગુજરાતના (નડિયાદના) વતની કળાકાર કુમારી ચદ્રલેખા મદ્રાસમાં રહીને, કળાસાધના કરીને, મદ્રસ પ્રાંતના પ્રતિનિધિ તરીકે ચૂંટાઈને, મદ્રાસને—દક્ષિણને ગૌરવવંતું બનાવે એ તો ગુજરાતને જબ્બર થપ્પડ પણ કહેવાય.



કુમારી ચંદ્રલેખા

## પાંગળાં ગુજરાતી છાપાંએ !

૧૯૫૧ના ઑગસ્ટમાં ભરાયેલા આંતરરાષ્ટ્રીય વિશ્વયુવકોત્સવમાં યોજાયેલી નૃત્ય હરીફાઈમાં બીજું ઈનામ પામેલાં આ કળાકાર ભારતમાં પાછાં ફરીને મદ્રાસ, ઊટી, દિલ્હીમાં પોતાની કળા માટે પ્રશંસાનાં પુષ્પો પામ્યાં. ભારતનાં, રશિયાનાં અને વિશ્વનાં અગ્રણી વર્તમાનપત્રોએ એમની કળાને બિરદાવી. અને ગુજરાતી છાપાંઓની આગવી (!) દૃષ્ટિએ આ બાબત ઈશારો કરવા જેટલું પણ પેટનું પાણી હાલવા નથી દીધું !

છાસવારે વિદેશગમન કરતા પ્રધાનો કે એમનાં સુખી સંતાનોના વધુ અભ્યાસ માટેના વિદેશગમનોનાં ભર્યાં ભર્યાં વર્ણનોથી એ કદી થાકતાં નથી એ તો દેખીતું જ છે. પણ વિદેશોમાં ભારતનું ગૌરવ વધારવામાં એક મહત્ત્વાકાંક્ષી ગુજરાતી યુવતી આટલું અગ્રપદ શી રીતે પામી હશે એની ભાળ મેળવવામાંથી પણ એ તો ગયાં છે ! ગુજરાતી પત્રકારિત્વને વિદેશોના ધરખમ પત્રકારિત્વ પાસેથી હજુ તો એકડે એકથી શીખવાનું છે એની ના આપણું પાંગળું પત્રકારિત્વ પાડી શકે એમ છે ?

## કળા પાંગરતી રહે

ચીન ગયેલા આ કળાકારવૃંદમાં કુમારી ચંદ્રલેખા ભારતીય નૃત્યનાં એક માત્ર પ્રતિનિધિ અને ભારતીય કળાને ચીન જેવા દેશમાં સુંદર રીતે સમજાવનાર એક જ સમર્થ વ્યક્તિ છે. હીરાબાઈ બડોદેકર, સુરેન્દ્ર કૌર, જ્યોત્સ્ના ભોલે અને દમયંતી જોષી જેવાં સ્ત્રી-કળાકારો ઉપરાંત કવિ વલ્લથોલ, વિલાયત હુસેન ખાન, માસ્ટર કૃષ્ણ, દેવેન્દ્રપ્પા અને એલેપ્પા પિલ્લાઈ વગેરે કુલ ત્રીસ અગ્રણી ભારતીય કળાકારોનું સુકાન સત્તાવીસ વર્ષનાં કુમારી ચંદ્રલેખા સંભાળશે. એમના વિના આ આખું પ્રતિનિધિ મંડળ જઈ શકવા અસમર્થ હતું એ જ એમનું મહત્ત્વ બતાવે છે. હજુ દોઢેક મહિના પહેલાં જ દિલ્હીમાં રજૂ થયેલા એમના નૃત્ય પ્રયોગોએ ભારતની પ્રતિનિધિ વ્યક્તિઓને પણ આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા હતા. આટલી નાની ઉંમરે, તે પણ એક ગુજરાતી યુવતીએ સાધેલો આ વિકાસ કાંઈ નાનોસૂનો તો ન જ કહેવાય.

## સંસ્કૃતિ-સમન્વયની રૂડી રીત

સંસ્કૃતિ-સમન્વયની આ રૂડી રીત દરેક દેશ સાથે સફળતાથી સંકળાઈને પાંગરે અને કોઈપણ જાતના રાજકીય મતભેદોને સાંસ્કૃતિક આપલે કરનાર આવાં પ્રતિનિધિ મંડળોમાં ન ઘુસાડાય એ ભારત-



સરકારે અને ભારતીય પ્રજાજનોએ નિશ્ચિત કરી લેવું જરૂરી છે.

ભારતનું આ કળાકારવૃંદ બે માસની ચીનની સફળ સફર કરીને ભારતીય કળાને ચીનમાં પૂરેપૂરી પમરાવે.

### મહેચ્છાઓનો હેતુ

માનવીની એક વધુ મહેચ્છા પાર પડી, હિમાલયનું સર્વોચ્ચ શિખર એણે સર કર્યું. દેશદેશની પ્રજાઓને હર્ષ થયો, વિજેતાઓને ધન્યવાદ અપાયા. તેનસિંગ-હીલારીના પરાક્રમમાં આખી દુનિયાએ આનંદ અનુભવ્યો, વ્યક્તિઓના શુભ પ્રયાસોથી, સિદ્ધિઓથી, ભાવનાઓથી આખા જગતનું હૃદય ધબકે છે, પ્રફુલ્લિત બને છે એ માનવીનો વિકાસ બતાવે છે ને એના ભાવિની દિશા સૂચવે છે.

શા સારુ, શા સારુ માનવી ઉત્તર-દક્ષિણ ધ્રુવને છેડે ભમે છે. સાગરના અતલ ઊંડાણોમાં અને આકાશ ચીરીને તેને પેલે પાર જવા મથે છે? શા સારુ એ કોટિ જીવાણુઓ અને અસંખ્ય તારાઓથી ભરેલા વિરાટનો તાગ પામવા તલસે છે?

એને જોઈએ છે શું : શું આ ઘેલછા છે? શું આ એના લોહીનો સ્વભાવ છે? શું એને વધારે સત્તા, વધારે સુખ, વધારે યશ મેળવવો છે તેથી આ સાહસો ખેડે છે? આ એનો સ્વાર્થ છે કે પછી એનો પુરુષાર્થ પાંગરે છે, પ્રકૃતિનો અગમ્ય સાદ ઝીલી એ ગૂઢ રીતે પ્રભુતામાં પગલાં માંડી રહ્યો છે?

માનવીના નવા સંચારે પૃથ્વીના અણદીઠેલા પ્રદેશો કંગાલીયત જોશે, શોષણ પામશે કે પછી એના પગલે પગલે એ ઈશ્વરના આશીર્વાદો અવનિ ઉપર ઉતારશે?

તેનસિંગે ટોચ ઉપર જઈ પ્રભુની પ્રાર્થના કરી. એમાં દુનિયાના જાગૃત થતા આત્માની કોઈ ગૂઢ મહેચ્છાનો પોકાર સંભળાયો નહિ હોય? મહેચ્છાઓનું પ્રેરક બળ કયું? સુવર્ણનો ચંદ્રક, યશની પતાકા, ઇતિહાસમાં નામના, સત્તા, વૈભવ, ઉજ્જવળ કારકિર્દી—એવી ઘણી ઇચ્છાઓ માનવીમાં બળ સીંચે છે. પત્નીનો પ્રેમ, કુટુંબનું વાત્સલ્ય, જન્મભૂમિની કીર્તિ, એનાથી પણ ઉમંગ રહે છે. ધર્મની આસ્થા કે માનવીનું કલ્યાણ માનવીને પ્રેરણા આપે છે. પરન્તુ, છેવટે નિર્વ્યાજ આનંદ ને પ્રાણની ચેતના પ્રાપ્ત ન થતાં હોય તો એનું મૂલ્ય કેટલું!

અને એથી આપણા ખેલાડીઓ, સાહસિકો, મુસાફરો, કવિઓ, શિલ્પીઓ, વૈજ્ઞાનિકો—એ સહુની પાછળ એક દૃષ્ટિ હોવી જરૂરી છે. સહુ પ્રયાસોને વિજય હોવો ઘટે, તેમ સહુ સિદ્ધિઓનો મંગળ, તેજોમય, ને પ્રાણવાન એવો સુંદર હેતુ હોવો જોઈએ.

વિજયથી કોણ નથી રાચતું, એની પરંપરા ચાલી આવી છે ને તોયે કાળની ઝડપમાં આપણો વિજય લુપ્ત થઈ જાય તે પહેલાં એનો સંકેત ઉકેલી શકીએ ને મનમાં ધારણ કરી શકીએ તો જ આ અને આવા બીજા વિજયો સાર્થક છે.

આપણી દુનિયા ઉપરના જીવન સાથે મનની સૃષ્ટિમાંયે આપણે વાસ કરી રહ્યા છીએ. એકમાં મેળવેલા વિજયોને બીજામાં સંલગ્ન કરવાનું કાર્ય અનિવાર્ય છે એ આપણે ક્યારે સમજીશું? ત્યાંસુધી એક નહિ પણ અનેક તેનસિંગોનો પરમ પુરુષાર્થ ધૂમકેતુના લીસોટા જેવો ઝબકીને વિલીન થઈ જશે.

### માનપત્રોને રૂખસદ

લોકો હવે પ્રધાનોને સહેલાઈથી મળી શકે છે તેથી માનપત્રોની પ્રથા બંધ કરવા મોરારજીએ સૂચના કરી છે એ ભલે મોડી હોય તો પણ ખોટી નથી. માનપત્રો એ રૂઢિ છે અને એમાં શાસકો તરફ દીનભાવે જોવાની ગુલામી વૃત્તિ વધે છે. પ્રજાને પોતાનો અવાજ રજૂ કરવાની તક તો ઘણી જ મળે છે પણ સત્તાસ્થાનેથી લોકહિત સાચવવાની જવાબદારીનો વધુ પડતો ભાર ઉઠાવતાં લોક લાગણી





સમજવી મુશ્કેલ બની જાય છે, એનો આદર કરવાનું રૂચતું નથી.

પ્રધાનો છૂટથી પ્રજામાં હરે-ફરે છે. એ હકીકત હોવા છતાંયે એમાંના કેટલાક પ્રજા તરફ તોછડાઈથી વર્તે છે. જાણે એમને પ્રજાના સાથ–સહકારની ગરજ નથી, લોક લાગણીને પ્રેમથી વાળવી નથી પણ હકુમતથી સીધી કરવી છે.

એક માર્ગ છે નવી આશાઓ, નવી કલ્પનાઓ ને આદર્શો, નવી પ્રણાલિકાઓ સ્થાપવાનો અને તે તરફ પ્રજાનું ધ્યાન ખેંચવાનો. બીજો માર્ગ છે એમને શરમિંદા–છોભીલા પાડવાનો, એમનામાં નાનમ આરોપવાનો, એમની ભૂલો શોધી મોટી કરી તેમના કપાળમાં ચોંટાડવાનો, એમના ઉમંગો ઉપર પાણી રેડવાનો, એમનાં નાનાં મોટાં સુકૃત્યોની મજાક કરવાનો. પ્રજા સાથે જેને મહોબ્બત નથી, એમના દર્દે જે દુઃખી નથી, એમની ત્રુટિઓએ જે અશક્ત નથી તે બીજો માર્ગ લે એમાં શી નવાઈ!

અને એકલાં માનપત્રો જ બંધ થવાં જોઈએ એમ શાથી? એમણે ઓછું કરવું હશે તો એવું ઘણું છે. એ શોધવાની વૃત્તિ પ્રધાનોમાં વહેલી આવે એવું ય પ્રજા ઇચ્છે છે.

### જીર્ણોદ્ધાર—કલાનો ને કલાકારનો

અંગ્રેજ ફ્રેંચ કે વલંદા હિંદી કલાના નમૂનાઓ અને બીજા દસ્તાવેજો લઈ ગયા હોય તે પાછા સોંપવાની માગણી હિંદી સરકારે કરી છે ત્યારે આપણી ઉપાસ મૂર્તિઓ ને મંદિરો, મિનારા ને મહાલયો, ચિત્રો શિલ્પો ખંડિત દશામાં પડેલાં છે તે જોઈ પારાવાર દુઃખ થાય છે. એ બધી કળાની બેનમૂન ચીજો હતી તે સૈકાઓ સુધી આપણા પરાજય અને અપમાનનું ભાન કરાવતી રહેશે.

આજનું સ્થાપત્ય એવું છે કે પહેલાંની તોલે કળાનું સર્જન નહિ કરી શકે. અને છતા જે રહ્યાસહ્યા કારીગરો હોય તેમને વીણીવીણીને, તેમનાં કુટુંબીજનોને પોષી–પાળીને એમનામાં પુરાતન કળાનો સંચાર કરાવવો જરૂરી છે. થોડા જૈનો આવો યત્ન કરી રહ્યા છે એ શુભ ચિહ્ન છે. પણ તેમના પછી બીજા કોણ?

સમાજની જે રીતે હવે રચના થઈ રહી છે તેમાં કળાધરનો નાથ પ્રજા પોતે. આપણી સરકાર પાસે કળાને ખીલવવાની જવાબદારીની દષ્ટિ આવતી જાય છે અને સંગીત, નાટક, ચિત્ર, કાવ્ય વગેરે ફૂલેફાલે તેવા મનોરથો થવા લાગ્યા છે. પણ સ્થાપત્ય એ તો વિલક્ષણ સ્વપ્નું છે. અને સૌન્દર્યની ભૂખ જાગે–જગાડે એવા શાસકો હજુ આપણે ત્યાં થોડા જ છે.

પરદેશીઓ પાસેથી કોઈ મૂર્તિ, કોઈ ચિત્ર, કોઈ પુસ્તક પાછાં આવશે તો આપણે એમનો આભાર માનીશું પણ એ કળાનો વારસો જેમના લોહીમાં ઊતરેલો છે તેમનું સંશોધન ને જીર્ણોદ્ધાર થાય તો દેશ આખો નવપલ્લવિત થવાનો સંભવ વધશે.

નવાં સ્મારકો રચીને, નવાં સ્વપ્નાં ખડાં કરીને, પાછલી દુઃખદ ઘટનાઓ ઉપર આપણે પડદો પાડી શકીશું એ ક્યારે સમજાશે?

### લેખક સંમેલન ને સાહિત્ય પરિષદ

સુરત મુકામે લેખક સંમેલન મળ્યું. ત્યાં કવિઓ, વાર્તાકારો, વિવેચકો વગેરેએ આનંદ કર્યો, સંમેલનને સફળ બનાવ્યું.

છ મહિના પહેલાં નવસારીમાં સાહિત્ય પરિષદ મળી હતી ત્યારે પરિષદના મહેમાનોનું સ્વાગત કરવામાં ઉણપ નહોતી દેખાઈ. પરિષદની પ્રણાલીઓથી કોઈને અસંતોષ હોય એ બનવાજોગ છે, પણ ભેળમંડળોની ઢબે બંધારણ કે નિયમો વિના જાહેર સંસ્થા ચલાવી શકાય નહિ, એની પ્રતિષ્ઠા જામે નહિ. ઘણા વખત સુધી ખંતીલા, મોભાદાર અને સેવાભાવી માણસોના હાથમાં સંસ્થાનું સુકાન રહે તો એમાં જોર આવે છે. એવી સંસ્થામાં એક યા



બીજા રૂપે ફાંટા પાડવા, એમાં અસંતોષ ફેલાવવો, ભૂલો શોધવી એ વ્યાજબી નથી.

જાણે-અજાણ્યે લેખક સંમેલન સાહિત્ય પરિષદ જેવી પીઢ સંસ્થાને હાનિ કરી રહ્યું છે એ જેટલું વહેલું સમજાય તેટલું સારું. ભલે, એમની પ્રવૃત્તિ હમણાં નિર્દોષ લાગે, ભલે એમાં વધારે છૂટછાટ મળે, ભલે એમાં સહુ સરખી સપાટીએ દેખાય, આમ છતાં એના ઉપર થતી પ્રીતિમાં પરિષદ તરફ અણગમો વધવાનો અને એ નુકશાન ગુજરાતભરનું છે, એકલા લેખકોનું નહિ.

પરિષદ અને સંમેલન બંને ચલાવવાં હોય તો બંનેનાં કામ સમજીને વહેંચી નાખવાં જોઈએ. પરિષદમાં ભલે ગંભીર અને અભ્યાસપૂર્ણ લેખો, કાવ્યો અને નિબંધો આવે; સંમેલનમાં વિનોદ, મનોરંજન, ને પરસ્પરનો સંપર્ક સાધવાની તક આપવામાં આવે. ઓછા લેખકો હોય ત્યાં વળી કામ લેવડાવવું એના કરતાં બંનેને એક બીજાનાં પૂરક બનાવવાં એમાં શોભા ને વિવેક રહેલાં છે.

**શિક્ષણમાં સંખ્યા નહિ, ગુણ જોઇએ**

ટપાલખાતા તરફથી યાદી બહાર પડે છે કે ચાલુ સાલે આટલી નવી ઑફિસો ને આટલી ટપાલ-પેટીઓ ચાલુ થઈ, રેલ્વે તરફથી માઈલો, વેગનો અને એંજીનોની હેરફેરના આંકડા બહાર પડે છે. કંઈક એવી જ રીતે શિક્ષણખાતા તરફથી જણાવવામાં આવે છે કે આટલી નવી નિશાળો ચાલુ થઈ. શિક્ષણનો વિકાસ એકલા આંકડાઓથી ઓળખાવો ના જોઈએ. એ દેખીતું છે. જેમ પુસ્તકાલયમાં આટલાં પુસ્તકો છે એ જાણીને સંતોષ ના લઈ શકાય તેમ નવી નિશાળો ખોલવાથી જ ચલવાનું નથી. ભલે એ પગલું મદદરૂપ હોય પણ એની સાથે બીજી હકીકતો અને ખાતરીઓ હોવી જોઈએ. આમ તો મૅટ્રિકની ઉત્તરોત્તર વધુ સંખ્યા વિષે આપણે ક્યાં નથી જાણતા, પરંતુ ગુજરાત-સૌરાષ્ટ્રમાં મૅટ્રિકનું ધોરણ કેટલું નીચું ગયું છે અને નાપાસ થનારા કેટલા વધી ગયા છે એ અતિ ચોંકાવનારી બિના છે. મૅટ્રિક જેવી શરૂની પરીક્ષામાં દર સેંકડે ૬૦ થી ૭૫ જેટલા નાપાસ થતા જાય એ આપણી નિશાળો વિષે કેવું કરુણ ગણાય!

આની જવાબદારી એકલા મૅટ્રિકની ગણાય નહિ, છેક પ્રાથમિક ધોરણથી કચાશ ચાલી આવે છે. શિસ્તનો અભાવ, શિક્ષકોની ઉદાસીનતા, પાઠ્યપુસ્તકોનો ભારે બોજો અને એમાં વારંવાર થતી અદલાબદલી, અભ્યાસક્રમની ગરબડો એ બધું વિદ્યાર્થીને 'કાચો' બનાવી દે છે, શિક્ષણમાં ગંભીરતા આવતી નથી, ઉપરચોટિયું ધ્યાન આપી વખત વીતાવવા જેવું થઈ ગયું છે.

એ જ શિક્ષણનો બીજો છેડો જુઓ ને ત્યાં યે કરુણતા માલમ પડે છે, પાસ થયેલા ને નવા માર્ગોમાં દાખલ થવાની દોડધામ માટે કેટલો ટૂંકો વખત રહે છે? ભરેલી ફીના પૈસા પાછા નહિ મળે એવી બેહુદી ને તોછડી રીતભાત બરદાસ કરવી પડે છે. જાતજાતનાં પત્રકો ને સર્ટિફિકેટો બનાવવાં પડે છે. દાખલ થવાની મુશ્કેલીમાંથી પાર પડે તે પરીક્ષાઓ પસાર થયા પછી શું કરવું તેની વિમાસણમાં પડે છે. સરકારી કચેરીઓમાં હજારો અરજીઓના થોકડા પડ્યા છે. વિદ્યાર્થી કે એનાં માબાપોની આશાઓ ઉપર પાણી ફરી વળ્યાં છે.

આપણા આગેવાનો હસે છે—'તો પછી કોલેજના શિક્ષણનો મોહ શા માટે રાખો છો?' એ લોકો ભૂલી જાય છે કે એમના પરિવારમાં આવો મોહ કેવો દઢ હોય છે. કોલેજનું શિક્ષણ ના લીધું હોય તેના શા હાલ થાય છે તે જોવા મહેનત લેવી પડે એમ નથી. હશે, કોઈ અપવાદ. પણ એથી શું?

જે મુક્તિ આપે તે વિદ્યા ખરી; ને તો યે રોજગાર વિનાની મુક્તિથી શું વળે? જોઈ શકે, જાણી શકે પણ મેળવી ન શકે એવી વાંઝણી વિદ્યાથી તો કવિઓ પણ થાકી ગયા છે તો પછી વિદ્યાર્થીઓનું શું ગજું?





ઘણી નિશાળો, ઘણા વિદ્યાર્થીઓ, ઘણા વિષયો, ઘણાં પાઠ્યપુસ્તકો—એને અંતે આપણે વિદ્યા ઓછી કરી નાખી છે, વિદ્યાનો પ્રેમ કમી કરી નાખ્યો છે, પ્રજામાં વિદ્યાર્થી ને શિક્ષકો બંનેનું મૂલ્ય ઘટાડી નાખ્યું છે. વિદ્યામાં સંખ્યા નહિ પણ ગુણની મહત્તા હવે જોઈએ છે.

### ભજનોદ્વારા સરકારી પ્રચાર

દારૂબંધીની મદદમાં ભજનો કામયાબ નીવડે છે એ અનુભવ તો પીકેટીંગના દિવસોનો જૂનો છે. પણ ભજનિકોને સરકાર તરફથી આ કામ માટે રોકવામાં આવ્યા છે એ ખબરથી ઘણાને નવાઈ લાગી હશે.

પોસ્ટરો, ફિલ્મો, સભાઓ—એવો પ્રચાર સરકાર ભલે કરે. પણ ભજનોને પ્રચારનું સાધન બનાવી સરકાર મોટી ભૂલ જ કરે છે. ભજનો એ ગ્રામજીવનની નિરાંતનું—શ્રદ્ધાનું પાસું છે, એમાં પ્રચાર દાખલ કરી એનું વજન ઘટાડી નાખવાનું થશે તો ભજનો આદરને પાત્ર નીવડતાં બંધ થઈ જશે.

આજે સરકારનો હેતુ સારો હશે, કાલે તે વિષે બે મત પણ હોઈ શકે. મંદિરો, કથાઓ, ભજનો—એનું શ્રદ્ધાથી, ભાવથી સ્વેચ્છાથી વપરાય તો સારું. એનાથી સરકારી સંચાલન દૂર રહે એમ આપણે ઇચ્છીએ.

### ઉત્સવ—રેતીના કે વૃક્ષોના ?

આ વર્ષે વનમહોત્સવની યાદ તાજી થઈ પણ વૃક્ષો દ્વારા રણ થંભાવવાના અને રીસાઈ જતા વરસાદને પાછો બોલાવવાના સ્વપ્નાં ફળે એવાં ચિહ્નો હજુ દેખાતાં નથી.

અરબી રણોમાં તેલ શોધન રાઓ પાઈપો મૂકી પાણી લાવવામાં સફળ થયા છે. મૃગજળ હતાં ત્યાં ગામ વસ્યાં છે ને લીલી કુંજાર વાડીઓ ફાલી છે. આથી આપણે ત્યાં નદીઓના પટ સુકાવા માંડ્યા છે ને રેતીના પટ આગળ વધતા જાય છે.

તીડનાં ટોળાં, રેતીના હુમલા રોગચાળા, દુષ્કાળ, રેલનાં પાણી એ તાત્કાલિક ઈલાજ માગતી બાબતો છે. એની આગળ દારૂબંધી, ભૂમિદાન, ઇપિસ્તાલો, ખાદી, અક્ષરજ્ઞાન વગેરે કેટલી ય બાબતો રાહ જોઈ શકે.

પણ આપણું ધ્યાન કોરિયા, કેરો, કંબોડીઆ, કેન્યા તરફ છે, રાજસ્થાનના રણ તરફ જોઈએ તેટલું નથી. પરદેશી હુમલા જેટલો ભય સમજી એને રોકવા ચોમેરથી વ્યૂહ ગોઠવાય ત્યારે તો જાણીએ કે ભારતે પણ વનમહોત્સવ ઉજવ્યો ખરો.

આવાં સંકટોમાં દરેક રાજ્યને થોડી સીમાઓ વહેંચી આપી તે મોરચે તાબડતોબ પગલાં લેવાનું નિમંત્રણ મોકલવું જોઈએ. આ સંકટો જે સ્થળે આવી પડે ત્યાંના જ નહિ, સમસ્ત દેશનાં છે અને બધાએ સાથે મળીને ઊભા રહેવાનું છે એ પાઠ શીખવો–શીખવવો જરૂરી છે.

### સરકારી આરોગ્ય

બાપાલાલ વૈદે દેશના આરોગ્ય ઉપર લેખ લખી સમયસર આપણું ધ્યાન બે બાબતો તરફ ખેંચ્યું છે: ખોરાક અને દવા. આ બંનેમાં એટલી ભેળસેળ ચાલે છે, કે એ સ્થિતિ ચાલુ રાખી લોકોની ટેવો સુધારવા કહેવું એ બેહુદું જ કહેવાય.

જીવનમાં ખૂબ જ ઉપયોગી એવી આ બે બાબતોની શુદ્ધિ માટે જે આરોગ્યખાતું કંઈ ના કરી શકે તેને હસ્તક દવાખાનાં રહે તો યે શું ને છીનવી લીધાં હોય તો યે શું ! સરકાર એટલી ગ્રાંટ આપીને ય છૂટી જઈ શકે છે.

બનાવટી દવાઓ, વારંવાર અપાતાં ઈંજેકશનો, નિઃસત્વ અને હાનિકારક ખોરાક એ શું ચલાવી લેવાય એવી બિના છે ? આ રીતે થતા નુકશાનને સરકાર ઉત્તેજન આપે છે એમ માનવામાં કંઈક વજુદ નથી ? કે પછી સરકારી આરોગ્ય એ જુદી જ વસ્તુ છે !

# વિદાય વેળાએ!

ધૂમકેતુ

માણસની ધૂન જ્યારે ધ્યેયમાં—વિચારપૂર્વકના ધ્યેયમાં પરિણમે છે ત્યારે એ ધ્યેય જીવનમાં કાંઈક બતાવી જાય છે. આ નાનકડી બોધકથામાં એ ખૂબ સહજતાથી સમજાવાયું છે એ એના લેખકની સાચી સિદ્ધહસ્તતા પણ બતાવે છે.

એક માણસને કલાનો એવો શોખ હતો કે તેણે જુદે જુદે વખતે જુદા જુદા સ્થળેથી લાવીને પોતાને ત્યાં અનેક ઉત્કૃષ્ટ નમૂનાઓ ભેગા કર્યા હતા. ચિત્રના, શિલ્પના, પ્રાચીન અવશેષોના, અર્વાચીન પ્રસંગોના; એવો ઘણો જ સુંદર સંગ્રહ એને ત્યાં હતો.

એમાં એને આનંદ પડતો. નવરો હોય ત્યારે પણ આ સંગ્રહસ્થાનમાં જ એ બેસતો.

અને ત્યાં એ પોતાની જાતને ખોઈ દેતો.

એવી એવી ઉત્તમ કૃતિઓ એ લાવ્યો હતો કે એને ત્યાં આવનારા અતિથિઓ એ જોઈને છક્ક થઈ જતા!

એવામાં એક વખત એક સાધુ એને ત્યાં આવી ચડ્યા.

પેલા માણસને એમ થયું કે આ સાધુ મહારાજને પણ હું મારો સંગ્રહ બતાવું.

એટલે એ હોંશથી એમને આમંત્રણ આપી આવ્યો. અને એ આવ્યા ત્યારે એને પ્રેમથી પોતાના સંગ્રહસ્થાનમાં લઈ ગયો. સાધુ બધે ફર્યા. આનંદથી બધું જોયું. પણ એ ઘણી જ ઊંચી કોટીના માનવી હતા. એટલે આ વસ્તુની પણ મર્યાદા સમજતા હતા.

બધે ફર્યા પછી એ આરામ લેવા બેઠા, ત્યારે પેલા માણસે બે હાથ જોડીને પૂછ્યું: 'મહારાજજી! આપને કેમ લાગ્યું?'

'શું?'

'આ મારું સંગ્રહસ્થાન!'

'સંગ્રહસ્થાન તો ઉત્તમ છે. પણ એમાં તમારું પોતાનું પૂતળું કયું એ તમે કહ્યું નહિ!'

'મારું પૂતળું એમાં મૂકવાનું હોય મહારાજજી! હું કોણ માત્ર? આમાં તો વિખ્યાત શિલ્પીઓની વિખ્યાત કૃતિઓ જ છે!'

સાધુએ કહ્યું: 'ના ના, હું એમ નથી કહેતો. હું બીજી રીતે કહું છું. જે પૂતળું તમારું જ બની ગયું હોય એવું આમાં કોઈ ખરું?'

'હા હા, મને કયું સૌથી વધારે ગમે છે? મહારાજજી! એ એકદમ કહી શકાય તેમ નથી...'

સાધુએ એને વચ્ચે જ અટકાવીને કહ્યું: 'જુઓ ભાઈ! હું મારી રીતે વાત કરું. જે આપણને ગમે તે આપણું બને. આપણામય થાય. અથવા આપણે એના મય થઈ જઈએ. એ જ આપણું જીવનધ્યેય થઈ રહે.

'આ આટલી બધી કૃતિઓ છે એમાં કોઈનામાં અદ્ભુત ત્યાગ છે. ક્યાંક અલૌકિક વીરત્વ છે. કોઈનામાં સ્વર્ગીય પ્રેમ છે. કોઈ જ્ઞાન જીવનની પરાકાષ્ટા બતાવે છે. વાત્સલ્યમૂર્તિ માતા ને બાળક પ્રેમસાગરનો કિનારો દેખાડી રહ્યાં છે. એ બધાંમાંથી તમારું જીવનધ્યેયી, જીવન સાથે વણેલું, ચિત્ર કયું!'

પેલા માણસને માટે તો આ પ્રશ્ન નવો જ હતો. એ તો, અત્યાર સુધી બધા કરતા તેમ કરતો. નવા નવા નમૂનાઓ લાવતો!

એ લાવવામાં આવું કોઈ ધ્યેય હોઈ શકે, અને નહિતર એ પણ નિર્જીવ બની રહે, એ ખબર એને આજે જ પડી!

એને પહેલી જ વખત ખબર પડી કે કૃતિઓમાં પાર વિનાના સંદેશાઓ હોય છે. એમાંથી એણે તો કોઈ જ સંદેશો વાંચ્યો ન હતો!

ત્યાં તો પેલા સાધુ બોલ્યા: 'કોઈ શ્રીમંત લાખો રૂપિયાના હીરા માણેક ભેગાં કરે, પણ જ્યારે

# ત્રૈમાસિક અર્થકારણ

એસ. વી. દેસાઈ

**આપણા અર્થકારણને અને આમજનતાને એક મોટા અંતરથી જુદા પાડી દેવામાં આવ્યાં છે. સાચી રીતે તો આમજનતા જ આખું અર્થકારણ ઘડે, સમજે અને સમજાવે.' આજનું અર્થકારણ એથી સાવ વિરુદ્ધ દિશામાં છે. અમદાવાદની કોમર્સ કૉલેજના પ્રિન્સીપાલ આ લેખમાં એ વિષે વધુ મનનીય વિચારો રજૂ કરે છે.**

આર્થિક પ્રવાહો સતત વહેતા હોય છે. એક બનાવ બને તે મહિનાઓ કે વર્ષો ઉપર કાંઈક બન્યું હોય તેના પરિણામરૂપ હોય. વળી આજે જે વસ્તુ બને તેનાં સારાં કે નરસાં પરિણામો લાંબા સમય સુધી જોવાનાં ને જાણવાનાં મળે. ઘણીવાર કારણ ને પરિણામ વચ્ચે પરસ્પર એવો સંબંધ હોય કે કયું કારણ ને કયું પરિણામ એ પણ જાણવું મુશ્કેલ થઈ પડે.

વળી જગત બધું સંકળાયેલું છે. જગતના કોઈપણ ભાગમાં કાંઈપણ બને તેની સારી કે માઠી અસર થોડાવત્તા પ્રમાણમાં આપણા દેશ ઉપર પડવાની જ. કોરીઆમાં યુદ્ધ ફાટી નીકળવાનો સંભવ વધે એટલે આપણા દેશમાં વસ્તુઓના ભાવ વધવા માંડે એથી આપણા જીવનધોરણનો આંક ઊંચો ચડે. આથી આપણા દેશમાં અમુક સમયના ગાળામાં બનેલા આર્થિક બનાવોને તપાસવાનું કામ જરા મુશ્કેલ તો બને છે.

માર્ચમાં મધ્યસ્થ સરકારનું અંદાજપત્ર બહાર પડ્યું. આ અંદાજપત્રની હમેશાં બહુ જ આતુરતાથી રાહ જોવાય છે. એ વિષે અટકળો પણ થાય છે. તે તેના પડઘા બજારો ઉપર પડે છે. આ વખતના અંદાજપત્રને સર્વત્ર આવકાર મળ્યો કારણકે નવા કરવેરા નહોતા ને કાંઈક અંશે મધ્યમવર્ગને રાહત આપવામાં આવી હતી. પણ નાણાંમંત્રીએ કરેલી કરવેરા તપાસ સમિતિની નિમણૂક એ એક અગત્યનો બનાવ છે. એ સમિતિના સભ્યો નિષ્ણાતો છે. ને આપણી કરવેરા પદ્ધતિ વગેરેની ઝીણવટથી તપાસ કરવાની અત્યારે ખાસ જરૂર છે. કારણકે નિયોજન માટે સરકારે નવા કરવેરા નાખવા જ પડશે. ને એ કરવેરા પ્રજાના કયા વર્ગો ઉપર કઈ રીતે નાખવા એ એક અગત્યનો પ્રશ્ન છે. ને એનો ઉકેલ લાવવા માટે આપણી કરપદ્ધતિની શાસ્ત્રીય અને ઝીણવટભરી તપાસ તદ્દન આવશ્યક છે. બીજું નાણાંમંત્રીએ એમના વક્તવ્યમાં જણાવ્યું છે કે ઉત્પાદન વધતું જાય છે.

ભાવો કાંઈક અંશે સ્થિર હતા. પણ આ સ્થિરતામાં એક જાતની ગૂંચવણ છે. જ્યાં સુધી જીવનધોરણનો આંક ઊંચો રહે ત્યાં સુધી ઉદ્યોગોએ ઉત્પન્ન કરેલી કે ખેડૂતોએ ઉત્પન્ન કરેલી વસ્તુઓના ભાવ ગબડે તો ઉત્પાદન ઓછું કરવાનું સતત દબાણ રહે. અત્યારનું ઉત્પાદન લોકો ખરીદ કરી શકે માટે લોકોના હાથમાં નવી ખરીદશક્તિ આવવી જોઈએ.

---

એમને છોડવાનો વખત આવે, ત્યારે એ સંગ્રહ એને કેવળ દુઃખરૂપ બને. એ જ વાત આ સંગ્રહ વિષે પણ કહી શકાય. કલાકૃતિઓ હોવાથી એનું મૂલ્યાંકન ખરેખર છે. પણ જો એમને તમે વાંચી હોય તો! ન વાંચી હોય કે ન વાંચવાની હોય, તો એ સંગ્રહસ્થાનમાં રહે, તમારે ત્યાં રહે કે બીજે ઠેકાણે રહે બધું જ સરખું છે। વિદાય વેળાએ આ સંગ્રહ જોઈને પેલા રાજાને જેમ હીરા માણેક જોઈને રડવું આવ્યું હતું તેમ રડવું આવે એટલું જ.

'પણ જો તમે એને ધ્યેય તરીકે સ્વીકારશો તો એક ચમત્કાર થશે!

'એ તમને પ્રાર્થના કર્યાનું બળ આપશે. એક સુંદર પુસ્તક વાંચ્યાનો આનંદ આપશે. તમારા જીવનની દરેક પળે તમને માર્ગદર્શન આપશે.'

*

પણ આ થાય તો ફુગાવાને ઉત્તેજન મળે. એટલે આ સ્થિર ભાવોમાં ભવિષ્યને માટે મુશ્કેલીઓ ઊભી છે. આને માટે બે માર્ગ છે. જીવનધોરણ નીચું લાવવું ને જીવનધોરણનો આંકડો મુખ્યત્વે ખાદ્ય વસ્તુઓના ભાવો ઉપર અવલંબે છે. તો મધ્યસ્થ સરકારે પ્રાંતીય સરકારો ઘણા ઓછા ભાવે વેચે તે માટે તેમને નાણાની મદદ આપવી જોઈએ અથવા નવું નાણું ચલણમાં લાવવું જોઈએ.

આનો અર્થ એ જ કે જો કે વસ્તુઓના ભાવ સ્થિર છે ને ઉત્પાદન થોડેક અંશે વધે છે તો પણ ફુગાવાનું જોખમ મોં સંતાડીને ઊભું જ છે. ને ફુગાવો ચાલુ રહે તો પંચવર્ષી યોજનાની બધી ગણતરીઓ ખોટી પડે ને યોજના જ ખોરવાઈ જાય. એટલે ભાવનો આંક સ્થિર રહે તેથી આપણે સંતોષ માનવો જોઈએ. વળી જીવનધોરણ નીચું લાવવા માટે ઉત્પાદનનું ખર્ચ ઘટવું જોઈએ. ઉત્પાદનનું ખર્ચ ઘટાડવા માટે કામ કરનારાઓની કાર્યક્ષમતા વધવી જોઈએ. આર્થિક રીતે પછાત દેશમાં આર્થિક પ્રગતિ કરવા માટે પ્રજાના બધા વર્ગોએ ઉત્પાદન વધારવામાં પોતાનો ફાળો આપવો જોઈએ. જો આ સાદી વસ્તુ આપણા પ્રજાવર્ગના મન ઉપર ઠસી જાય તો (આગળ) વર્ણવેલી સ્થિતિમાંથી ભવિષ્ય માટે ઝડપી પ્રગતિનાં તત્ત્વો અત્યારે મોજુદ છે એમ કહી શકાય.

આપણા આયાત નિકાસના હિસાબમાં જે ખાધ હતી તે ઓછી થઈ છે. આ ખાધ સમૂળગી જતી રહે ને એમાં કાંઈક વધારો રહે તો પરદેશોમાંથી પંચવર્ષી યોજનામાંથી જે ઉત્પાદક દ્રવ્યો મેળવવાં છે તેમાં સુગમતા પડે. જો ખાધ રહે તો પણ જેટલી ઓછી રહે તેટલું સારું. આ ખાધ આપણા આ ગાળામાં ઓછી થઈ છે તે કેટલેક અંશે સરકારના નિકાસ વધારવાના પ્રયત્નોને આભારી છે ને કેટલેક અંશે ધીરધાર ઉપર મૂકેલા અંકુશને આભારી છે.

માર્ચની આખરે હિંદી વેપારી મહામંડળ (ફેડરેશન ઓફ ઈન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ)ની વાર્ષિક બેઠક નવી દિલ્હીમાં મળી હતી. તેમાં વડાપ્રધાન શ્રી જવાહરલાલ નેહરુએ હાજરી આપી હતી. વેપારી મહામંડળે સ્વદેશી હિલચાલને પૂરજોશમાં આગળ ધપાવવાની હિમાયત કરી હતી. સ્વદેશી હિલચાલ અત્યારે દેશના હિતમાં છે કારણકે આગળ કહ્યું તેમ જેટલી પરદેશી વસ્તુઓ ઓછી આવે તેટલે અંશે આપણી નિકાસ મારફતે પંચવર્ષીય યોજનાને ફળીભૂત કરવા માટે ઉત્પાદક સાધનો મંગાવી શકાય. સ્વદેશી વિશેના વેપારી મંડળના સૂચનને શ્રી નેહરુએ સંપૂર્ણ ટેકો આપ્યો હતો.

એ જ સભામાં ભાષણ આપતાં શ્રી જવાહરલાલ નેહરુએ કહ્યું હતું કે કેટલાક ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થાય તો પણ ખાનગી સાહસને આપણા આર્થિક જીવનમાં સ્થાન છે. એટલું જ નહિ પણ સરકાર ખાનગી સાહસને રાષ્ટ્રીય ઉદ્યોગ સાથે જ રહેવા દેશે. માત્ર અત્યારે જ નહિ, ભવિષ્યમાં પણ.

૧૯૫૨ના છેલ્લા મહિનાઓમાં દેશના જુદા જુદા પ્રાંતોમાં થોડેવત્તે અંશે ખાદ્ય પદાર્થો ઉપરના અંકુશો હળવા કરવામાં આવ્યા છે. સરકાર પાસે રહેલો દાણાનો સારો જથ્થો, બજારભાવો ઠરાવેલા ભાવો કરતાં કાંઈક નીચા હોવાથી સ્થિતિ ને પાક સારો થવાની આશા—એ અંકુશો હળવા કરવા માટે કારણભૂત હતાં. આ અંકુશો હળવા કરવાનું બીજું એક કારણ એ હતું કે ખેડૂતને અંકુશોના બોજામાંથી છૂટો કરાય તો એનામાં ઉત્પાદન વધારવાની ધગશ જન્મે. આ આશા કાંઈક અંશે ફળીભૂત નીવડી છે.

માર્ચ મહિનામાં હિંદ ને પાકિસ્તાન વચ્ચે વેપારી કરાર થયા. આ કરાર શણ, કોલસા ને ચલચિત્રો પૂરતા મર્યાદિત છે. આ કરારો ભવિષ્યની આગાહીરૂપે એક આશાસ્પદ ચિહ્ન છે. આપણા દેશે પાકિસ્તાન સાથે મિત્રભાવે રહેવાની ઇચ્છા રાખી છે. હિંદ ને પાકિસ્તાન મિત્રભાવે પડોશીધર્મ સમજીને





રહે તો જ આ બે દેશનો ઉદ્ધાર છે એવું શ્રી. નેહરુએ વખતો વખત કહ્યું જ છે. આ કરારની હિંદને આર્થિક રીતે જરૂર ન હતી. આપણે ત્યાં શણના પુરવઠાની સ્થિતિ એવી નથી કે પાકિસ્તાનમાંથી આયાત વગર આપણું કામ ન ચાલે. તે જ પ્રમાણે કોલસાનું. વળી પાકિસ્તાનની સ્થિતિ નબળી છે. આ સંજોગોમાં આપણી સરકાર પરિસ્થિતિનો લાભ લઇ કડક શરતો લાદી શકત. પણ હિંદી સરકાર માને છે કે જ્યારે પાકિસ્તાનને જરૂર હોય ત્યારે મદદ કરવી ને એ રીતે આ બે દેશો વચ્ચે મૈત્રીની ભૂમિકા મજબૂત કરવી. તેથી જ આ કરાર—જે બહુ મર્યાદિત સ્વરૂપનો છે—તે ભવિષ્યના આ બે દેશોના સંબંધ માટે એક સુચિહ્ન છે.

ભવિષ્યમાં આ કરારને વિસ્તૃત કરવા ને બન્ને દેશો વચ્ચેના વેપાર વધારવા માટે બે દેશો વચ્ચે થોડાક સમય પછી વાતચીતો શરૂ કરવી એવું પણ બન્ને સરકારોએ કબૂલ્યું છે. હિંદને આવતા વર્ષમાં શણની ૧૮ લાખ ગાંસડીઓ જોઈશે તેવું પાકિસ્તાન સરકારને જણાવવામાં આવ્યું છે. આથી પાકિસ્તાનને ખાત્રી મળી છે કે આવતે વર્ષે ૧૮ લાખ ગાંસડીઓનો હિંદ તરફથી ઉપાડ થશે. આ બાંહેધરીથી પાકિસ્તાનને પોતાના શણના ઉત્પાદનને વ્યવસ્થિત કરવાની સુગમતા થઈ છે.

આ અવલોકનના સમય દરમિયાનમાં સરકારે હવાઈ વાહન વ્યવહાર ચલાવતી મંડળીઓને સરકારને હસ્તક કરવાને માટે કાયદો કરવાનો ખરડો બહાર પાડ્યો છે. ઉદ્યોગોમાં રાષ્ટ્રીયકરણનો પ્રશ્ન ચર્ચાસ્પદ છે, પરંતુ યુદ્ધ સમયમાં હવાઈ વ્યવહારની અગત્ય જોતાં સરકાર એ પોતાના હાથમાં રાખે તો ખોટું નહીં એમ માની આ પગલું લેવાયું હશે. સરકાર આ વ્યવહાર ચલાવવા માટે બે કંપનીઓ ઊભી કરશે એક દેશની અંદરના હવાઈ વાહન વ્યવહાર માટે ને બીજી પરદેશો સાથેના હવાઈ વાહન વ્યવહાર માટે. આ બંને કંપનીઓ અત્યારે અસ્તીત્વમાં છે તે ખાનગી કંપનીઓનું કામકાજ લઈ લેશે. આ બીલમાં ખાનગી કંપનીઓને આપવાના બદલાની જોગવાઈ છે. તેમાંથી ૧૦% રોકડા અપાશે ને બાકીના ૩½% ના વ્યાજની લોન અપાશે. આ લોનનાં પૂરાં નાણાં સરકાર પાંચ વર્ષ પછી આપશે. જે નોકરો અત્યારે છે એમને આ નવી સરકારી કંપનીઓમાં રાખવામાં આવશે. જો કે સરકાર આ કંપનીઓ લઈ લેશે તો પણ વ્યવહાર સરકારી ખાતા મારફતે નહીં ચાલે; પરંતુ પાંચથી નવ વ્યક્તિઓના બનેલા ડીરેક્ટરોનું બોર્ડ બનાવવામાં આવશે. અધ્યક્ષ સરકાર નીમશે. સરકાર આ કંપનીઓની પ્રવૃત્તિઓ- ઉપર કાબૂ ધરાવવાની સત્તા રાખશે; પણ સ્વતંત્ર બોર્ડો કર્યાંથી રોજબરોજનો વ્યવહાર સ્વતંત્ર રીતે ચાલશે, જ્યારે નીતિ ને ધોરણ નક્કી કરવાનું કામ વાહન-વ્યવહારના પ્રધાન ને પાર્લામેન્ટનું રહેશે. આપણા દેશમાં રેલ્વેનું રાષ્ટ્રીયકરણ તો સ્વરાજ આવ્યા પહેલાં થયું હતું. પછી ઘણા પ્રાંતોમાં મોટર-વ્યવહારનું રાષ્ટ્રીકરણ થઈ રહ્યું છે હવાઈ વ્યવહારનું રાષ્ટ્રીકરણ એ રીતે પ્રચલિત પ્રથા ને વિચાર-સરણીને અનુસરીને છે. રાષ્ટ્રીયકરણથી દેશમાં હવાઈ વ્યવહારને વિસ્તારવામાં સરળતા થશે એ ચોક્કસ છે ને એક રીતે આ દેશમાં ઝડપી મુસાફરી માટે સુગમતા થશે. વળી સરકાર આ હવાઈ વાહન-પ્રવૃત્તિ નફાના ધોરણે નહીં પણ લોકોની જરૂરિયાતો ને ઇચ્છાઓના ધોરણે વિકસાવશે એવી આશા આપણે રાખી શકીએ.

બીજો મહત્વનો પ્રસંગ તે ૧૬ મી એપ્રિલે હિંદની રેલ્વેની સ્થાપનાને પૂરાં થયેલાં સો વર્ષ. ૧૬ મી એપ્રિલ ૧૮૫૩ના રોજ મુંબાઈથી થાણા સુધીની પોણીબાવીસ માઈલની રેલ્વે શરૂ થઈ. કેવાં આ સો વર્ષ ! તે વખતે ઇંગ્લેંડમાં એક નારી રાજ્યની ગાદી ભોગવતાં હતાં. સંજોગવશાત્ ૧૯૫૩ માં પણ એક નારી જ ઇગ્લેંડની ગાદી ઉપર છે. ૧૮૫૩ માં હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો પૂરો મજબૂત નહોતો




થયો. ૧૯૫૩માં હિંદને સ્વતંત્ર થયે લગભગ ૭ વર્ષ થયાં છે.

આ ગાળામાં પંચવર્ષીય યોજનાની ૧૯૫૧-૫૨ ને ૧૯૫૨-૫૩ એ બે વર્ષમાં પ્રગતિનો અહેવાલ યોજના પ્રધાને બહાર પાડ્યો છે. ઉદ્યોગોનું ઉત્પાદન ૨૦ ટકા વધ્યું છે. ખાસ પદાર્થોનું ઉત્પાદન વધવાની આશા છે. રેલ્વે વ્યવહારમાં સુધારો થયો છે. તે જ પ્રમાણે નહેર યોજનામાં પણ પ્રગતિ થઈ રહી છે. ફુગાવો અત્યાર સુધીમાં કાબૂમાં રહ્યો છે.

પણ પ્રાંતીય સરકારોના કામમાં જોઈએ તેટલી ઝડપ નથી. લોકોનો સહકાર મેળવવા માટે યત્નો થઈ રહ્યા છે.

બેન્કોના નોકરોના પગાર વગેરેનું ધોરણ નક્કી કરવા માટે નીમાયેલા પંચનો ચુકાદો 'શાસ્ત્રી ચુકાદા'ને નામે ઓળખાતો બહાર પડ્યો છે. એક જ જાતના કામ માટે સરખો પગાર બેન્કોની જુદી જુદી સ્થિતિને લીધે શક્ય નથી. વળી પગારનાં ધોરણ જગ્યાને ધ્યાનમાં રાખીને નક્કી કરવામાં આવ્યાં છે, મોંઘવારી ભથ્થામાં પણ જીવન ધોરણ જ આંક પ્રમાણે વખતો વખત વધઘટ કરવાની જોગવાઈ છે. બોનસ માટે પણ વ્યવસ્થા છે. મીલ મજૂરો વગેરે માટે ધોરણો નક્કી થયાં હતાં પણ બેન્કના કારકુન વર્ગ માટે પગાર વગેરેનું ધોરણ નક્કી કરી આ ચુકાદાઓએ નવો માર્ગ કાઢ્યો છે.

ઇતિહાસના પ્રવાહમાં સમયનો એક ટૂકડો લઈ તેને તપાસીએ તો કોઈ વખત ગંભીર ભૂલ થવાનો સંભવ ખરો ને છતાં સગવડ ખાતર પણ ઇતિહાસમાં યુગ પાડવા પડે છે. પણ ઇતિહાસમાં સાતત્ય છે એટલે એક સમયના ગાળામાં કાંઈક બન્યું હોય તે નજીવું દેખાય, પણ ભવિષ્યમાં એની અસર ઘેરી દેખાય. વળી એક બનાવ અત્યારે બહુ અગત્યનો લાગે પણ સમયના વહેવા સાથે એનું મહત્ત્વ ઓછું દેખાય. ઈ. સ. ૧૮૮૫માં મુંબાઈમાં ગોવાળીયા તળાવ ઉપર એક નાનીશી સભા ભરાઈ ને એક સંસ્થા સ્થપાઈ એ સંસ્થાને તે સમયે જોઈને કોઈ એ એમ કહ્યું હોત કે આ સંસ્થા ફૂલીફાલી મહાન થશે ને એક અદ્‌ભુત પુરુષની રાહબરી હેઠળ જગતના એક મહાન સામ્રાજ્યને લોહીનું એક ટીપું રેડ્યા વગર હરાવશે ને એક મોટા દેશને સ્વતંત્ર બનાવશે તો એ કહેનારને ગાંડામાં ગણી હસી કાઢવામાં આવત. છતાં એ બન્યું છે એટલે ઇતિહાસના વિભાગ કરવામાં જોખમ છે ને આપણી નજર હેઠળ બનતા ઇતિહાસની સમીક્ષા કરી તારવણી કરવી એ પણ એક અતીવ સાહસનું કામ છે.

બનાવો બને તેને જોવા સમજવા એ પણ જરૂરી છે. વળી આર્થિક પ્રવાહો ને બળો હમેશાં ઊંડી નજર ને શાસ્ત્રીય તપાસણી માગી લે છે. એટલે જે બનાવો કોઈને અગત્યના ન લાગે તે શાસ્ત્રીય દૃષ્ટિએ અગત્યના પણ હોય. વળી રાજકીય ને સામાજિક પ્રવાહોની અસર આર્થિક જીવન ઉપર જરૂર થાય.

સરવાળે આ ગાળામાં મુખ્ય આર્થિક પ્રશ્ન તો પંચવર્ષીય યોજનાનો છે. એનાથી વધારે મહત્ત્વનો પ્રશ્ન તો દેશમાંથી ગરીબાઈ ને બેકારી નાબૂદ કરવાનો છે. આ થવા માટે શાંતિની જરૂર છે. જેટલે અંશે પાકિસ્તાન સાથે આપણા સંબંધો સુધરે તેટલે અંશે આપણી આર્થિક પ્રગતિમાં અંતરાયો ઓછા થાય. તે જ રીતે પંચવર્ષીય યોજના જેટલે અંશે ને જેટલી ઝડપથી અમલમાં મૂકાય તેટલે અંશે આપણા મુખ્ય પ્રશ્નોનું નિરાકરણ થાય. ફુગાવાને કાબૂમાં રખાય તો જ પંચવર્ષીય યોજના પૂરી સફળ થાય. ફુગાવો વધતો અટક્યો છે તે જ આ સમીક્ષા માટે નક્કી કરેલા સમયની મહત્ત્વની સિદ્ધિ છે. આ સિદ્ધિ ચાલુ રહે ને ધીરેધીરે ફુગાવો ઓછો થતો જાય તો ભવિષ્યને માટે સારી આશા રાખી શકાય.

આવી રીતે ગત સમયના વિહંગાવલોકનના ફલશ્રુતિરૂપ ભવિષ્યમાં ડોકિયું કરીએ તો અયોગ્ય નહીં ગણાય. આપણા ખેતીપ્રધાન દેશમાં વર્ષાનું મહત્ત્વ ઘણું છે. ચોમાસું સારું જશે એવી આશા અત્યારે રહે છે. એમ થાય તો ધાન્યનું ઉત્પાદન કાંઈક વધ્યું છે તે વધુ વધે. આથી આપણે પરદેશોમાંથી ખાદ્ય પદાર્થો ઓછા લાવવા પડે. આવી શુભ





આશા અત્યારે આપણે રાખી શકીએ. ફુગાવો વધતો અટક્યો છે ને જો ઉત્પાદન વધતું જ જાય તો ફુગાવો ઘટતો જાય. આમ થાય તો આ સમીક્ષા ઉપરથી થોડીક આશા બંધાય ખરી. પંચવર્ષીય યોજનાની પ્રગતિ ધીમી છે પરંતુ એને પણ વેગ મળશે એમ લાગે છે. જો એમ થાય તો પાંચ વર્ષને અંતે આપણા આર્થિક પ્રશ્નો ઉકલી ગયા હશે એમ તો ન કહેવાય. પણ એ પ્રશ્નોના નિરાકરણ માટે સદ્ધર ભૂમિકા તૈયાર થઈ હશે. આપણી સરકાર કોઈ સાથે લડવા માગતી જ નથી. એટલે દેશમાં શાંતિની બૂમો પાડવાની જરૂર નથી આપણી આર્થિક પ્રગતિ માટે આપણા દેશને વ્યવસ્થિત ને પગભર કરવા માટે બધી જરૂરિયાતોમાં સૌથી મોટી જરૂરિયાત શાંતિની છે. તેથી પાકિસ્તાન સાથે થયેલો કરાર આમ તો બહુ મહત્ત્વનો નથી. પરંતુ એક નવા પ્રયાણ તરીકે અગત્યનો છે. ભવિષ્યમાં કોકિયું કરવું એ જરાક જોખમ ભરેલું છે. પરંતુ એમ જરૂર કહી શકાય કે આ છેલ્લા ત્રણ મહિનામાં બનેલા આર્થિક બનાવો આમ તો નજીવા લાગે, છતાં ભવિષ્યને માટે આશાનાં કિરણો પ્રગટાવે છે. એ કિરણો સમય જતાં પૂરા પ્રકાશરૂપે પ્રગટશે એવી આશા રાખવા માટે થોડી-ઘણી ભૂમિકા છે. આ બનાવોનું રહસ્ય આપણે સમજીએ ને એમણે કરેલા દિશા સૂચનને ધ્યાનમાં લઈને આગળ ધપીએ તો ભવિષ્ય માટે મુશ્કેલીઓ તો બહુ છે, છતાં કાંઈક રાહત, કાંઈક આસાયેશ જરૂર મળે. ગઈકાલના અનુભવો ઉપરથી આજ સુધારી લઈએ તો આવતી કાલ ઊજળી જ છે.*

*આકાશવાણીના સૌજન્યથી

★

## સોનેરી સમણું

આવે આવે ને ઊડી જાય રે
  મારુ સોનેરી સમણું.
ક્યાં રે શોધું એને ઝંખું હું ક્યાં ક્યાં?
  આવ્યા વિના જ ઊડી જાય રે,
  મારુ સોનેરી સમણું.
બોલાવ્યે ના'વતું, વિનવ્યે થાકતું
  પાળ્યા વિના જ ઊડી જાય રે,
  મારું સોનેરી સમણું.
વેદના સંતોષતું : રસો આસ્વાદતું
  આપ્યા વિના ઊડી જાય રે,
  મારું સોનેરી સમણું.
પળ બે પળ કેરાં ઊડાણો આજ શું
  જોયાથી એ જ ઊડી જાય રે,
  મારું સોનેરી સમણું ?
આવે આવે ને ઊડી જાય રે,
(ક્યારેક) આવ્યા પહેલાં જ ઊડી જાય રે,
  મારું સોનેરી સમણું.

જયન્ત પરમાર

## જગાડ સમવેદના

યશાર્થી ! પુરુષાર્થી થા વિભવઅર્થી થોડો મટી,
વિલોક નવસૃષ્ટિ આ નવરસે ભરી શક્તિદા;
ત્રિલોક તણી શ્રી ભરી સભર હ્યાં, વળી ભક્તિદા
રસાર્થી ચિતવૃત્તિને શમવતી અહીં છે વટી.
જયાર્થી, મનઘોડલે ચઢી ટટાર રાખી કટી,
ખઢી નિરખ આ નિકુંજ નદ નેસડા સ્ફૂર્તિદા;
ચઢી અડગતાથી જા ગિરિચઢાણ એ કીર્તિદા,
નયાર્થી બની સૃષ્ટિની પરમ શ્રી લહી રે' રટી.

તું આવ ધરી ભાવ, ભાવક ! અહીં જરા શેકના
દિશા સમયના વળી ધનિક પંક્તિ કે રંગના;
જગાડ સમવેદના, અમૃત ચાખી સૌંદર્યનાં,
ડુબાવ દુખ પાપ; કિન્તુ વિણ આત્મસંવેદના
નિશા સમ બધું, સમુલ્લસિત તો ય દે રંગ ના,
બગાડ જડતાથી જ્યાં, વિફળ જ્ઞાન ઐશ્વર્યનાં.

ગોવિન્દભાઈ પટેલ

# તરસી આંખો

સિદ્ધાર્થ

> પ્રેમને—સનાતન પ્રેમને પણ જ્યારે ઈર્ષાના આગળા દેવાતા હોય છે ત્યારે એ પ્રેમનો કેવો કરુણ અંજામ આવે છે એ આ વાર્તાના નિર્દોષ પ્રેમમાં અને એના કરુણાંતમાં સભરતાથી ભર્યું પડયું છે! પ્રેમી અને પ્રેમ સનાતન હોઈને અંજામ પણ સનાતન જ આવે ને?

પં, દરેક વરસની કલુ ઓચીંતી જ આવીને વિદુર પાસે ઢગલો થઈને ઢળી પડી અને હીબકે ને હીબકે રડવા લાગી ત્યારે વિદુરે કલુની જ ઓઢણીના પાલવ વતી એની આંખો લૂછીને આશ્વાસન આપતાં કહ્યું :

'વાત તો કરીશ કે બસ રડ્યા જ કરીશ? થયું છે શું એ તો બોલ?'

'મોટીબેને મારી પેટી ઊઘાડી. અંદરથી તારો ફોટો, તેં આપેલો પેલો રૂમાલ અને તેં લખેલા પત્રો એ બધું લઈને જીકાકા આગળ ધરી દીધું. હું તો નિશાળેથી ઘેર પહોંચી ને ઘરનું આખું વાતાવરણ ધૂંધવાયેલું મને લાગ્યું ત્યાં જ મારા ટાંટિયાનું જોર મરી પરવાર્યું!'

'પણ એમાં આમ ઢીલા થઈ જવાતું હશે?'

'ત્યારે શું કરું? જીકાકા સુધી મોટીબેન પહોંચી વળશે એની તો મને કલ્પના પણ ક્યાંથી આવે?'

'તે મોટીબેને તારી પેટી ઊઘાડી જ શું કામ? ઊઘાડીને પણ એણે જાણ્યું કે મેં જ લખેલા એ પત્રો છે તો જીકાકા સુધી આપવા જવાની જરૂર શી પડી? મારે માટે તો મોટીબેન બાપડી મરી પડે છે!'

'ખાંડ ખાય છે તું વિદુર! આટલા દિવસોમાં તેં એનું પરિવર્તિત વર્તન ન પિછાન્યું? તારા માટેના માનના દિવસો તો ચાલ્યા ગયા! હવે તો તને ઘરમાં બધાંની પાસે એવો હલકટ ચીતર્યા કરે છે આખો દિવસ. હું હાજર હોઉં છું ત્યારે કાંઈક બોલે ને મારાથી તારું અપમાન થતું સહન ન થાય ત્યારે સામી થાઉં કે તરત બા, ભાઈ અને છેવટ જીકાકાને સંભળાય એટલા જોરથી મને દબડાવવા લાગે. મોટીબેન થઈ છે એટલે મારે શું એનાથી દબાયેલા જ રહેવાનું?'

'ના કલુ, ના. તું આમ બેબાકળી શું થાય છે?'

'તું મારી જગ્યાએ હોત તો તને સમજાત કે હું કેવી રીતે આ ઘરમાં રહી શકું છું! વાતવાતમાં હવે બધાં મને મહેણાં–ટોણાં માર્યા જ કરે છે. અને તેમાં પણ મોટીબેન જ્યારથી કૉલેજમાંથી રજાઓમાં અહીં આવી છે ત્યારથી તો એ અને ભાઈ મારો કેડો છોડતાં જ નથી.'

'પણ તારા પર આ જુલમ ગુજરવાનું કારણ?'

'તું.'

'હું?'

'હા. મોટીબેન માને છે કે તને મેં એની પાસેથી ઝૂંટવી લીધો. એ કૉલેજમાં ગઈ અને આપણે બન્નેએ પાછળથી કાવતરું કરીને એને દૂર ધકેલી મૂકી!'

'જા, જા ગાંડી, એવું તે કાંઈ હોતું હશે. અને જેવી એને મેં બહેન ગણી'તી એવી જ તને ગણ્યે જાઉં છું, એમાં વળી ઝૂંટવવાની વાત ક્યાં આવી? ભાઈબેનના નિર્દોષ પ્રેમ આડે તે વળી આવા ઈર્ષાના આગળા દેવાતા હશે?'

'તને કે મને કોઈ દિવસ કોઈ ભાઈ–બહેન તરીકે સ્વીકારવાનું જ નથી ને!'

'કેમ આમ બોલે છે!'

'સાચું જ બોલું છું. એક માના પેટે જન્મેલાં ભાઈબેન પણ એકલાં સાથે રહેતાં ક્યાંય જોયાં છે?





ત્યારે આ તો દૂરનાં સગાં તો ઠીક પણ એક ન્યાતનાં કે એક ગામનાં પણ પણ નથી !'

' કલુ, તને આજે થયું છે શું ?'

' મને કાંઈ જ નથી થયું. જે છે એ હકીકત જ હું તને કહું છું.' કહેતી કલુ વિદુરના ખભે માથું મૂકીને ફરી પાછી ધ્રૂસકે ને ધ્રૂસકે રડવા લાગી ગઈ. વિદુરે કલુનો વાંસો પંપાળીને એનું માથું ખોળામાં લઈ ને સુવડાવી. વિદુર કલુને નીરખી રહ્યો. કલુ વિદુરની આંખમાં સમાઈ ગઈ.

× × ×

ત્યારથી વિદુર અને કલુ ભાગ્યે જ મળી શકતાં. વિદુર કલુની મોટીબેનની ઉંમરનો જ હતો અને કલુના છકાકા જ્યારે આ ગામમાં આવ્યા ત્યારે પહેલી ઓળખાણ મોટીબેને જ વિદુર સાથે કરેલી. અને મોટીબેન સાથેની વિદુરની નિર્મળ મૈત્રી દિવસે દિવસે ગાઢતમ બનતી ચાલી.

મોટીબેન વિદુરને સગા ભાઈ જેમ રાખતી. વિદુર કલુને ઘેર જાય ત્યારે મોટીબહેન એને માટે અડધી અડધી થઈ જતી કલુનું ગભરૂ માનસ સ્તબ્ધ થઈને આ બધું તાકી રહેતું. વિદુર અને મોટીબેન બેઠાં બેઠાં વાતો કરતાં હોય અને કલુ છાનીમાની આવીને એમને નીરખ્યા રહેતી, એમની વાતોને એકાગ્ર ચિત્તે સાંભળતી અને એમ એ પોતે એકલી એકલી આનંદિત થતી.

પણ આ બહુ લાંબું ચાલ્યું નહિ. મોટીબેનને વધુ અભ્યાસ માટે એ ગામમાંથી શહેરની કૉલેજમાં જવુ પડ્યું વિદુર એ ઘર સાથે પોતાનો સંબંધ ચાલુ રાખવા માટે ત્યારથી ધીમે ધીમે હળવા લાગ્યો. બીતી બીતી કલુ એ સંબધને આવકારતી પણ રહી અને એ નિષ્પાપ કલુને ત્યારથી વિદુરમાં એક નિષ્પાપ ભાઈ જેવા સાથીનાં દર્શન થયાં. કલુ અને વિદુર એકમેકમાં ભળી ગયાં. ભાઈ ને બહેન મળી અને બહેનને ભાઈ મળ્યો. સહોદર ન હોવા છતાં સહોદરથી હેત–પ્રીતમાં બન્ને નહાવા લાગ્યાં. ઈર્ષાળુ જગતથી આ બધું ન સહેવાય એ પહેલાં તો કલુની બા અને રજાઓમાં ઘેર આવેલી મોટીબેને કલુને હડધૂત કરી નાખવામાં પાછું વાળી જોયું નહિ.

મોટીબેન માટેના વિદુરના નિઃસ્વાર્થ પ્રેમમાં મોટીબેનને સ્વાર્થ દેખાયો અને એનો ઈર્ષાગ્નિ ભભૂકી ઊઠ્યો. વિદુરને કશું પણ કહ્યા વગર પોતે વિદુર સાથેનો સંબંધ તોડી નાખ્યો અને કલુને પણ તેમ કરવા ઘરમાં વારંવાર હડધૂત કરવા લાગી.

કલુ અને વિદુરનાં મિલને પછી છાનગપતિયાં શરૂ કરી દીધાં. કાંઈક પણ બહાનું કાઢીને કલુ વિદુરને મળવા લાગી. કલુ વિદુરમાં ઓતપ્રોત બની ગઈ. વિદુર વગર એનો દિવસ ઊગતો પણ આથમતાં પહેલાં તો એ કોઈ પણ હિસાબે વિદુરને મળી લેતી ત્યારે જ એની રાત સુખી નિદ્રા અનુભવતી

મોટીબેન, બા અને ભાઈએ કલુને હેરાન હેરાન કરી મૂકી. એના ઉપર વિદુરે લખેલા બધા પત્રો તો એમણે વાંચી લીધા હતા, એ પત્રોમાંનાં જ વાક્યો ક્યારેક ક્યારેક કલુને હેરાન કરવામાં વપરાવા લાગ્યા કલુ ઘરમાં હોય ત્યારે જ કોઈ ને કોઈ રીતે વિદુર વિષે વાત કાઢીને વિદુરને હલકો પાડવા પ્રયત્નો થવા લાગ્યા. વિદુરમાં રત થયેલી કલુ વિદુર વિષે એક શબ્દ પણ ન સાંખી શકતી કે ન એ ચલાવી લેતી.

મોટીબેનના દિલમાં જે પાપ હતું એ ન તો વિદુર પારખી શક્યો કે ન કલુ એ પીછાની શકી. વિદુરે આ આખી બિના ઉપર વિચાર કરી જોયો પણ એને કશું મૂળ ન દેખાયું કે ન કશો તાગ લાધ્યો. બે સગી બહેનો વચ્ચે જ દુશ્મનાવટ બંધાવનાર પોતે બની બેઠો એ વિદુરને ભારે અસહ્ય થઈ પડ્યું. એણે કલુને વાત કરી ત્યારે કલુનું રૂપડુ ભેજું ખૂબ ઊકળી ઊઠ્યું:

' મોટીબેનનું બહુ લાગી આવતું હોય તો જા એને પગે પડીને માફી માગ.'




'એમ કરું તો ય શું ખોટું?'

'કાંઈ જ ખોટું નથી ! પણ હવે તારા હાથમાં એના પગ આવે એમ નથી. હવે તો એ પરણવાની ઉતાવળમાં પડી ગઈ છે અને વિવાહ તો લગભગ નક્કી જેવો જ થઈ ગયો છે. કાલ કે પરમ દિવસે તારું ગળ્યું મોઢું પણ કરાવશે!'

'એમ, વાત આટલી હદે પહોંચી છે તો ય મને એની જાણ નથી કરી? નાનામાં નાની વાત પણ મારાથી ન છૂપાવતી મોટીબેન આજે એના જીવનના ગૂઢમાં ગૂઢ પ્રશ્ન વખતે પણ મારી સલાહ ન લ્યે તો કાંઈ નહિ પણ મને જાણ કરવામાંથી પણ ગઈ? મારું એણે ગમે તેવું બગાડયું હોય તો પણ મેં તો એનું કશું જ નથી બગાડયું.'

'કેમ નથી બગાડયું? તેં જ એનું વધુમાં વધુ બગાડયું છે. એની સગી બેનને તેં એનાથી વિખૂટી પાડી દીધી એ ઓછું બગાડયું કહેવાય?'

'પણ મેં એવા કોઈ ઈરાદાથી તારી સાથે સંબંધ બાંધ્યો, વધાર્યો કે દઢ કર્યો જ નથી એની તો તું પણ ના નહિ પાડે.'

મારી ના ઓછી કામ આવવાની છે?

'કલુ, એમ કર. આપણે બન્ને મળીને મોટીબેનની માફી માગીએ...'

'વિદુર!' કલુનો ગુસ્સાભર્યો અવાજ વિદુરને અડધેથી અટકાવતો આગળ વધ્યો: 'એના મોં પર તો હવે થૂંકું પણ નહિ વિદુર! એની પાસે તું મને માફી મગાવવાની વાતો કરે છે? અને તે પણ તારી સાથે? મારી હાજરીમાં તું માફી માગવા જાય તો પણ મારું હૈયું ચીરાઈ જાય. તને વીતાડવામાં જેણે પાછું વાળીને જોયું નથી, તારા પર કેવા ભયંકર આક્ષેપો મૂકયા છે, મને ન કહેવાનાં વેણો કહ્યાં છે. એ મારી બેન નથી પણ મારી આજન્મની તો ઠીક પણ ભવોભવની વેરણ છે. હું ન તો એની માફી માગું કે ન તો તને માફી માગવા દઉં. મારા કાપીને કટકા કરી નાખે તો પણ એ હું નહિ બનવા દઉં.'

'પણ એક ઘરમાં રહીને આવી દુશ્મનાવટ બાંધવી એ શી રીતે જોવાય, તારી દશા શી?'

'મારી દશા તો મેં હાથે કરીને જ કફોડી બનાવી મૂકી છે, એનું મને બહુ નહિ લાગે, અને હવે તો મોટી બેન મહેમાન પણ કેટલાક દિવસની? બહુ બહુ તો માંડ એકાદ મહિનો પણ કાઢી શકે. શું લગ્ન-ઘેલી થઈ ગઈ છે! વિવાહ થયા પહેલાં, એના ભાવિ પતિને પૂરો ઓળખ્યા પહેલાં એના વિષે વાતો કરવામાંથી જ ઊંચી નથી આવતી. ગઈ કાલે એના એ ભાવિ પતિનો આવેલો ફોટો, ઘેર જે કોઈ આવે છે એને દેખાડયા જ કરે છે! પોતે પણ ઘડી વાર એને હાથમાંથી હેઠો નથી મૂકતી! આટલી બધી વરઘેલી થઈ જવા માટે અત્યાર સુધી 'પરણવું જ નથી, પરણવું જ નથી' એવા ડોળ શું કામ કરતી'તી? કયાં ગઈ એની સ્ત્રી-સ્વાતંત્ર્યની ભાવના? પુરુષના ગુલામ બનીને નહિ રહેવાના કયાં ગયા એના શપથ? પુરુષોને ડગલે ને પગલે ભાંડતી એની લૂલી આજે કેમ પુરુષને જ પ્રશંસતી બની બેઠી છે?—'

'કલુ, મોટી બેન છે એટલે તારે એવું બોલવું ન જોઈએ. માણસની ભૂલ કે દોષ જ જોયા કરવાનાં? એના સદ્‌ગુણને તો સંભાળ. મોટીબેન ન હોત તો આપણે બે પરિચિત થઈ શકયાં હોત? આટલાં નિકટ આવી શકયાં હોત? એ એક જ એનો ઉપકાર આપણા તરફના બધા અપકારોનો ખંગ વાળી નથી દેતો?'

'હા, વિદુર, એટલા જ માટે એ મારી દુશ્મન બની બેઠેલી બેનને હું મારી સગીબેન તરીકે ઓળખાવતાં કયારેય અચકાતી નથી. મારા જીવનસાથી જેવા વિદુરને હું પામી શકી એ મોટીબેનને લીધે જ. અને એટલે જ મોટીબેન મારા પર જે માછલાં ધોવે છે એ હું સહે જાઉં છું. નહિતર તો કયારની એ ઘરમાંથી હું નીકળી ચૂકી હોત.'

ગામથી દૂર દૂરના એ પ્રકૃતિ-સ્થળેથી જ્યારે કલુ અને વિદુર ઊઠયાં ત્યારે ભારે હૈયે આવેલી કલુનું





હૈયું હળવું ફૂલ થઈ ગયું હતું. એની આંખોમાં નિર્મળી વસી ગઈ હતી. ભલા સાથે ભલાઈ બતાવવાની વડાઈ કરતાં પણ બૂરા સાથે ભલાઈ બતાવવાની વડાઈ ઘણી આગળ વધી જવાનું એક નવું સૂત્ર એ ઘડી શકી હતી.

મોટીબેનના વિવાહનું નક્કી થયું તો પણ વિદુરને કશા ખબર ન મળ્યા. કલુએ અંગત મુલાકાતમાં એની જાણ કરી એ વાત સાચી, પણ મોટીબેને તો વિદુરને એ વાતની ગંધ પણ ન જવા દીધી. વિવાહની મિઠાઈ વિદુર માટે છાની રીતે લઈ જવાનું કલુને મન થયું પણ વિદુરનું એવું અપમાન એના જ હાથે ન થઈ શક્યું.

બીજે જ દિવસે વહેલી સવારમાં કલુ વિદુર પાસે આવી ત્યારે સવારના પહોરમાં પણ તાજગી અને ચૈતન્યને બદલે ધોળો પૂણી જેવો કલુનો ચહેરો જોઈને વિદુર ચમક્યો:

'વળી શું ધડાકો થયો!'

'મને ને તને બેયને હવામાં અધ્ધર લટકતાં રાખે એવો ગજબનો ધડાકો થયો. જીરાકાને એકાએક નોકરી છોડવી પડી છે. આવતી કાલે જ બધાં ઘેર જવા તૈયારી કરી રહ્યાં છે.'

'તે તું પણ સાથે જવાની!' કલુ કરતાં પણ વધુ ઊતરી ગયેલા મોંએ વિદુરની યાચકવાણી સરી પડી અને એ ઊભો હતો ત્યાં જ પડેલા પલંગ ઉપર ફસકાઈ પડ્યો. કલુ એની પાસે તરત ધસી આવી અને પહેલી જ વાર વિદુરને પોતાના ખોળામાં માથું મૂકીને સુવડાવી દીધો અને ગાલ પર હાથ પંપાળતી બોલી ઊઠી:

'હા. વિદુર, મારે પણ જવું જ પડે ને? મને અહીંથી ખસેડવાની તો વેતરણમાં એ બધાં કેવી કેવી પેરવીઓ કરતાં હતાં એની તને ક્યાં જાણ નથી? અને આ તો સામે ચાલીને કારણ આવી પડ્યું છે. મારો વિચાર કરતાં એ લોકો ખૂબ જ ખુશી થાય છે.'

'તો તો હવે આપણે નહિ જ મળી શકીએ ને?'

'મળવાની તો વાત જ ક્યાં રહી! પત્રથી મળીએ તો ય આપણું સદ્ભાગ્ય!'

'કેમ, પત્ર પણ નહિ લખે?'

'લખવાની મારી તો ના શી રીતે હોય? પણ હું તારો પત્ર શી રીતે મેળવી શકીશ? હું તને લખ્યા કરું પણ તારો પત્ર મને કોઈ મારા હાથ સુધી આવવા દે એવું લાગતું જ નથી.'

'કલુ, આપણા સંબંધનો આ અંજામ?'

'અંજામ અત્યારથી તે હોય? હજુ તો શરૂઆત છે. હું હવે જેટલી મજબૂત બની છું એથી પણ વધુ મજબૂત તારે બનવું પડશે.'

'તું જાય છે એટલે પાછળ મૂકી જનારનો તને બહુ ખ્યાલ ન આવે. મારે જવાનું થયું હોત તો તારી શી દશા થાત એની કલ્પના તો કરી જો.'

'હવે એ બધી કલ્પનાઓ છોડીને આપણે નક્કર ભૂમિ ઉપર પગરણ માંડવાનાં છે વિદુર! કલ્પનાઓ અને સ્વપ્નોએ જ આપણને કમજોર બનાવી દીધાં. હવે જ આપણે મજબૂત બનવાનો વારો આવ્યો છે. મોટીબેન પણ ભલે જોતી જ રહે કે આપણો પ્રેમ એના જેવો સ્વાર્થી નથી!'

'મોટીબેન તો હવે આપણને ક્યારેય સમભાવથી નથી જ નીરખી શકવાની.'

'બહુ મોડું મોડું પણ તને સમજાયું ખરું!'

'સમજવું જ પડે ને? માણસ ઉપર વીતે છે ત્યારે જ એ વધુ સમજુ થઈ શકે છે, વધુ જોઈ-જાણી શકે છે, વધુ વિચાર કરી શકે છે. એ પહેલાં તો એ હવામાં ફાળો ભરે છે, પાંખો વગર ઊડે છે અને કલ્પના-સ્વપ્નોમાં રાચે છે.'

'હવે મારો વિદુર સાચો માણસ બન્યો.'

'તે અત્યાર સુધી હેવાન હતો?'

'હેવાન તો નહિ, પણ માણસેય નહોતો એ વાત તો સાચી. હેવાનમાં માણસાઈ જ નથી હોતી. પણ જેને આપણે માણસ ન કહી શકીએ એનામાં એવાં તત્ત્વો ખૂટતાં હોય છે કે જે તત્ત્વોને જગાડનાર




એક જ તત્ત્વની ખામીને લીધે એ માણસ નથી દેખાતો, નથી થઈ શકતો. તારામાં એ તત્ત્વ આજે અભરે ભર્યું દેખાવા વાગ્યું છે.'

'એ તત્ત્વ તો હવે દૂર ચાલ્યું જાય છે, પછી ક્યાંથી રહેવાનું ?'

'દૂર રહીને જ વધુ નજીક રહી શકાય છે.' કહેતાં કલુએ નીચા નમીને વિદુરના ગાલ પર એક ચુમી ભરી લીધી અને એ જ સ્થિતિમાં થોડીવાર સુધી બન્નેના ગાલ એકમેકને સ્પર્શી રહ્યા. એ મીઠા સ્પર્શમાં ક્યાંય વાસનાનો છાંટો કે ઝણઝણાટીનો અંશ પણ નહોતો. વિદુર અને કલુના નિર્મળ પ્રેમની એ પરાકાષ્ઠા હતી.

બીજે દિવસે રાતની ગાડીએ કલુ સ્ટેશને આવી. મોટીબેનને, જીકાકાને, બાને અરે ખુદ પોતાને પણ વિદાય આપવા આવેલા આખા જનસમુદાય ઉપર એની તરસી આંખો તૂટી પડી પણ વિદુરને ન જોતાં એની આંખો ઉપર એક ઘેરું પડળ બંધાઈ ગયું. એને કશું જ દેખાયું નહિ. એ જ સ્થિતિમાં એ ગાડીના ડબ્બાના પગથિયા ચડવા લાગી. એનો પગ એકવાર તો પગથિયું ચૂકીને એને લથડિયું પણ ખવડાવી ગયો. પાસે ઊભેલામાંથી કોઈએ એને ઊભી કરીને ડબ્બામાં બેસાડી.

ગાડી ઊપડવાને પાંચ મિનિટ બાકીનો ઘંટ વાગ્યો અને એના હૈયા ઉપર જાણે હથોડા ગાજી ઊઠ્યા. એ સૂનમૂન થઈ ગઈ. બધાંની આંખો એને વીંધી રહી. થોડાંકના ગણગણાટમાં પણ એણે વિદુરનું નામ સંભળાતું લાગ્યું. પણ વિદુર ન હતો. એ તો એના ઘેર કલુ કરતાં પણ વધુ વ્યથિત અવસ્થામાં તરફડતો હતો.

પાંચ મિનિટ તો ક્યાં ચાલી ગઈ એની જરા પણ ખબર ન પડી. કલુની આંખો આંસુડે નહાતી હતી. એ આંખોને જોવાની કોઈને પડી નહોતી. બધાં પોતપોતાની રીતે રંગમાં હતાં. અને એક કારમી સીટી વાગી. સીટીની સાથે જ એક સખત આંચકા સાથે ગાડી ઊપડવાનો અવાજ થયો. છતાં પણ કલુની તરસી આંખો વિદુરને ન જોઈ શકી, ન એને દૂરથી આવતો, દૂરથી દોડ્યો આવતો કલ્પી શકી. મહામહેનતે રોકી રાખેલો અશ્રુપ્રવાહ ગાડી ઊપડતાંની સાથે જ ધોધ બની ગયો અને એક મોટું ડુસકું આવતાં એ જ્યાં બેઠી હતી ત્યાં જ ઢળી પડી.

હાંફતો હાંફતો કલુને વિદાય આપવા આવેલો વિદુર ન તો ચાલની ગાડીએ ઢળી પડેલી કલુને જોઈ શક્યો કે ન કલુનાં બા-જીકાકા, મોટીબેન-ભાઈ કલુને ઢળી પડેલીમાંથી જાગ્રત કરવાના પ્રયત્નોમાં મચી પડવાથી વિદુરને જોઈ શક્યાં. વિદુરની તરસી આંખો સરી જતી ગાડી ઉપર ખોડાઈ જ ગઈ.



# મનઝંખના

માનવીનાં જોમની સાચી હતી દિશા બધી:
અશ્રુ છલકતા ઉરની મન ઝંખના શી આ વધી !

પ્રવાત

# નિર્ભયતા

હર્ષદા પંડિત

ગયા અંકના 'ભય'થી હજુ પૂરો પરિચિત ન થયેલો વાચકવર્ગ આ 'નિર્ભયતા'થી નિર્ભય થઈ જ જાય એ પણ બનવાજોગ છે. ખૂબ જ સરળતાથી રજૂ થતા માનસશાસ્ત્રના આ ભારેખમ વિષયોને વાચકવર્ગે ન ધારેલા ઉમળકાથી આવકારી રહ્યો છે એમાં લેખિકાની અજબ સફળતા ગણાય. માનસશાસ્ત્રનાં વિદ્યાર્થીઓમાં અને અભ્યાસીઓમાં પણ આ લેખમાળા *એટલી જ પ્રિય થઈ પડી છે.*

ઊંઘ, આહાર, મૈથુન અને ભય એ ચાર કુદરતી પ્રેરણાઓ દરેક જીવસૃષ્ટિ સાથે સંકળાયેલી છે.. વ્યક્તિ ઇચ્છે કે ન ઇચ્છે તો પણ એ પ્રમાણે વર્તવા પ્રેરાય છે. આથી ભય એ પણ કુદરત તરફથી મળેલી એક બક્ષિસ (!) જ કહેવાય. આ બક્ષિસને સ્વીકારવા ન સ્વીકારવાની આપણને સ્વતંત્રતા નથી એટલે ભય દરેકે દરેક માનવીમાં છે એટલું સ્વીકારીને આગળ વધવું સારૂં. ભલે ભયોત્પાદક ઉત્તેજનામાં આજે ફેર પડયો હોય, પણ દરેક વ્યકિત ઓછેવત્તે અંશે ડરે છે એ હકીકત છે. સાવ નિર્ભય માણસો આ દુનિયામાં મળવા મુશ્કેલ છે. કેટલાક કહેવાતા નિર્ભય માણસો પણ અજ્ઞાત ભયથી પીડાતા જોવામાં આવ્યા છે, આથી સંપૂર્ણપણે નિર્ભય વ્યક્તિ મેળવવી સહેલી નથી.

આમ ભયનું સામ્રાજ્ય સર્વત્ર હોય એવી દુનિયામાં આપણે જીવીએ છીએ. ઘણા મોટા મોટા માણસોને ઉંદર–બિલાડીથી બીતાં જોઈને આપણને નવાઈ લાગે છે પણ એમાં નવાઈ પામવા જેવું કશું નથી. લઘુતાગ્રંથિની જેમ ભયની પણ ગ્રંથિ આપણા મનમાં રહે છે. માનવીનું મન ખૂબ અટકચાળું હોય છે. કદી ય ન બન્યું હોય કે ન બનવાનું હોય એની કલ્પના કરીને એ ડર્યા કરે છે. પણ ભયમુક્ત થવા માટેના પ્રયત્નો કોઈ કરતા નથી. એક ઓળખીતા મિત્ર હમેશાં પૂલથી ડરતા. એવા બીતા કે એક પૂલ ઊતરીને ઘણા ટૂંકા રસ્તે કામ પતે એમ હોય છતાં એ પૂલ ઊતરવાને બદલે બે ત્રણ માઈલનું ચક્કર લગાવે. એમને એનું કારણ પૂછવામાં આવતાં જણાવ્યું કે એમને એવો ભય રહે છે કે આખો પૂલ એમના ઉપર તૂટી પડે તો ! જો કે કોઈના પર પૂલ તૂટી પડે એવું ભાગ્યે જ બનતું હોય છે. આવા માણસોને જો મકાનોને રંગરોગાન કરવાનો ધંધો કરવો પડે તો શી રીતે કરે !

એક લેખક પોતાના ભયનું વર્ણન આ રીતે કરે છેઃ 'મને નારિયેળના ઝાડની ખૂબ બીક લાગતી. મને એમ થતું કે આ બધાં નારિયેળ મારા માથા પર પડે તો માથું રંગાઈ જાય.' આથી એમણે ગામ છોડયું ને જ્યાં નારિયેળીનાં ઝાડ ન હોય એવે ઠેકાણે આવ્યા. છતાં ડર દૂર થયો નહિ કારણ કે એવું કહેવાય છે કે ઘણા ભય આપણી સાથે આપણે જ્યાં જઈએ ત્યાં આવતા હોય છે. એક એંજીનીયર સાહેબ મોટર ગૅરેજમાં મૂકીને આવતા ને પછી એમને બીક રહેતી કે એમણે એનું એંજીન ચાલુ તો નહીં રાખ્યું હોય ને ' એકવાર સૂઈને ઘણી સ્ત્રીઓ પોતાનાં ઘરનાં બારણાં બરાબર બંધ કર્યાં છે કે નહીં તે જોવા ગાભરી ગાભરી ઊઠે છે. આ વર્તનના મૂળમાં પણ ભય જ છે.

આમ દરેક વ્યકિત એક યા બીજા પ્રકારના ભયથી પીડાય છે. આથી એમાંથી છૂટવાનો માણસે પ્રયત્ન કરવો જોઈએ. એક લેખક કહે છે કે 'દરેક વ્યકિતએ પોતાના ભયનો સ્વીકાર કરવો જોઈએ' બીજો લેખક પોતાના ભયને યાદ ન કરવાની આજ્ઞા આપે છે. પણ સાચી વસ્તુ તો એ છે કે ભયથી, જેટલા દૂર જવા પ્રયત્ન કરીએ એટલો એ આપણી પાસે આવવાનો. આથી વધારે સારી રીત એ છે કે ભયને જ ઉદ્દેશીને કહેવું કે 'હું તારાથી ડરતો નથી. હું જાણું છું કે તું મને છોડતો નથી, ચાલ ભાઈ, મારી સાથે ચાલ, તું મારો મહેમાન છે. હું જાણું

છું કે જ્યાં સુધી તું મને ગુસ્સે ન કરે કે ડરાવે નહીં ત્યાં સુધી તું મારું કાંઈ બગાડી શકવાનો નથી.'

આમ ભયની સાથે ભાઈબંધી બાંધીને એનાથી મુક્ત રહેવાનો માર્ગ સહેલો છે. આમ કરવાથી આપણે વધુ આત્મવિશ્વાસુ બનતા જઈએ છીએ ને ભય દુર્બળ બનતો જાય છે. દા. ત. એક માણસ આગગાડીમાં બેસીને મુસાફરી કરતાં ડરતો હોય, પણ એને વારંવાર મુસાફરી કરવી પડતી હોય. આથી એ જ્યારે જ્યારે ગાડીમાં બેસે, ત્યારે આજુબાજુના માણસોને જણાવી દે કે 'ભાઈ, મને ગાડીમાં બેસતાં બહુ બીક લાગે છે, પણ મારે એ બીક પર જીત મેળવવી છે ને હું મેળવી શકીશ એવો મને વિશ્વાસ છે.'

ભયજનક સ્થિતિમાં આપણે મુકાયા હોઈએ ત્યારે ભયને સંબોધીને એટલું સ્પષ્ટ જણાવી દેવું જોઈએ કે 'તું મને કાંઈ જ નુકશાન કરી શકવાનો નથી. તું મારા મનને નિર્બળ બનાવવા સિવાય કશું કરી શકતો નથી. તું મારાથી છૂટો ન પડીશ, સાથે જ રહે. હું અમુક વસ્તુથી ડરું છું એમ જાહેર કરતાં મને શરમ નથી આવતી.' આવી જાતનો એકરાર પણ નિર્ભય બનવામાં મદદરૂપ થઈ પડે છે.

'હીરો વર્શિપ' નામના પોતાના પુસ્તકમાં નિર્ભય થવાની સલાહ આપતો કાર્લાઈલ કોઈપણ દુકાનમાં ચડતાં બીતો, કારણ કે એને દુકાનદારની બીક લાગતી. જાણીતો વૈજ્ઞાનિક ન્યુટન પાણીથી ગભરાતો. મોઝાર્ટ બ્યુગલના અવાજથી ડરતો ને શોપનહોર અસ્ત્રાને જોઈને ધ્રૂજતો. આમ સામાન્ય દેખાતા ભયના ભોગ થઈ પડેલા માણસોના કિસ્સા ઘણા રસિક હોય છે. સંખ્યાબંધ માણસોને એવો ભય હોય છે કે એ કોઈક વખત ગાંડા થઈ જશે. આવા ભયની પાછળ ગુનાની ઇચ્છા, વિચાર કે ભાવના છૂપાયેલાં હોય છે. સામાન્ય રીતે બીજાને લૂંટવા નીકળેલા ચોરને જ એવો ડર હોય છે કે એની સાથેનો માણસ એને લૂંટશે તો નહીં ને? ચોરનું એના જીવન પ્રત્યેનું વલણ એને બીજી વ્યક્તિના વલણને સમજવામાં આ રીતની મદદ કરે છે.

આમ દરેક ભયની પાછળ કાંઈક કારણ હોય છે. ભયનું કારણ માત્ર જાણવાથી ભયથી મુક્ત થવાતું નથી. આમ છતાં દરેકના સંજોગો પર ભયનો મુખ્ય આધાર રહે છે. જેમકે, ગામડાંના લોકો દીવા વગર અંધારામાં ગમે ત્યાં જાય છે ને શહેરના લોકો નથી જઈ શકતા. પહાડોમાં રહેનારાઓ વાઘ-સિંહથી બહુ નથી ડરતા, જેટલા ત્યાં સહેલ કરવા જનારાઓ બીએ છે. એવી જ રીતે કોઈ ગામડિયાને શહેરના વાતાવરણમાં અનુરૂપ થતાં નથી ફાવતું. એક વસ્તુ નક્કી છે કે આપણે વંશપરંપરાગત સંસ્કારથી ટેવાઈ જઈએ છીએ પછી એ જાતના જીવન ને સંજોગોથી ડરતાં નથી. આપણા બાપદાદાઓ ખાટલા પર જ મરતા આવ્યા છે આથી આપણે એનાથી ટેવાયા છીએ ને ખલાસીઓના બાપદાદાઓ દરિયામાં મરતા આવ્યા છે આથી એ લોકો દરિયાથી નથી ડરતા. એક પરદેશ ભણવા જતા પ્રાધ્યાપક બલૂનથી ખૂબ બીતા ને સ્ટીમરથી તો એથીય વધારે બીતા. એમને પરદેશ જવાની મહત્વાકાંક્ષા હતી એટલે બલૂન કે સ્ટીમરમાં ગયા વિના છૂટકો ન હતો. પરદેશ જઈ આવેલા ખૂબ લોકોને એ મળ્યા ને એમણે એમના પૅસેજની વ્યવસ્થા કરનાર કંપનીને જણાવ્યું કે 'જે સ્ટીમર વજનમાં સૌથી વધારે હોય એમાં મારી જગા રખાવજો.'—હલકા વજનવાળી સ્ટીમર રસ્તામાં ક્યાંક ઉથલી પડે તો? એમની સ્ટીમર સહીસલામત રીતે ને જરાય જોખમમાં મુકાયા વિના ઇંગ્લેન્ડ પહોંચી. પણ એ ગાળામાં ભયને કારણે એમનું વજન ૧૦-૧૨ રતલ ઘટી ગયું!

જે ક્રિયા કરવાથી આપણે ડરતા હોઈએ તે વારંવાર કરવી જોઈએ. વિમાનમાંથી પૅરેશુટની મદદથી નીચે ઊતરનાર વિમાની જ્યારે પહેલી વખત નીચે ઊતરતો હશે ત્યારે નહીં બીન્યો હોય તેની શી ખાતરી? એક વખત સલામત રીતે ઊતરી શકવાથી એને ખાતરી રહે કે આમાં કશું નથી થતું, ત્યાર પછી જ એ નિર્ભય રીતે હંમેશ ઊતરે છે. આથી અનુભવ ને અભ્યાસ દ્વારા ડરમુક્ત બની શકાય.





ગાંધીજી નાના હતા ત્યારે અંધારામાં નહોતા જતા. એમને વીંછીની બહુ બીક લાગતી. એમને ભયમુક્ત બનાવવા માટે એમને 'રામરક્ષા'નો મંત્ર શીખવાડેલો પણ એનું ય આશ્વાસન જરાક અમસ્તું રહેતું. શ્રી. કિશોરલાલ મશરૂવાળા પણ નાનપણમાં પોલીસથી ડરતા. એમાંથી મુક્ત થવા માટે એ 'હનુમાન સ્તોત્ર'નો પાઠ કરતા. પોતાના ભયનું કારણ એમને એ જણાતું કે પોલીસના પોશાક પ્રત્યે એમને અણગમો હતો. આમ દરેક જણ જાણે છે કે સાપ, વીંછી, પોલીસ, અંધકાર કે બાવાથી બીવા જેવું કશું નથી પણ અમુક જાતના સંસ્કાર બાળપણથી જ આપણા મનમાં જડ થતા જાય છે એ બધા ભયંકર છે ને એનાથી બચવું જરાક કપરું છે.

આમ છતાં ખુશીથી ભયની સ્થિતિમાં રહેવું કે હમેશાં અમુક વસ્તુથી ડરીને ચાલવાની સ્થિતિમાં રહેવું કોઈને ય ગમતું નથી. માણસ જેટલો કુદરતે ઊભા કરેલા ભયથી નથી બીતો એટલો માણસો દ્વારા ઊભા કરેલા ભયથી બીએ છે. ધરતીકંપ, રેલ ને આગ આ ત્રણે ય કુદરતી ભય છે. છતાં મનુષ્ય પ્રસંગ આવી પડતાં તેનો હિંમતપૂર્વક સામનો કરે છે.

પરસ્પર હેરાન કરવાના ઉદ્દેશથી વિજ્ઞાને ઘણાં સાધનો આપ્યાં છે. આ સાધનો એકી સાથે સંહારક ને સંરક્ષક હોય છે. અને જેમ જેમ વિજ્ઞાન વિકસતું જાય છે તેમ એકથી એક ચડિયાતાં સાધનો નીકળતાં જાય છે આજે સંરક્ષણનાં સાધનોની પ્રગતિ દ્વારા માનવી પોતાની પ્રગતિને માપે છે, પણ મનમાં એવો ય પ્રશ્ન ઊઠે છે કે આપણે કેટલા બધા ડરીએ છીએ કે આવી જાતનાં સંરક્ષક સાધનો શોધવા પાછળ જ મંડી પડ્યાં છીએ? સાધારણ બૉમ્બથી શરૂઆત થઈને આપણે અણુબૉમ્બ ને હાઈડ્રોજનબૉમ્બ સુધી પહોંચ્યા છીએ એ શું બતાવે છે?

વિશ્વના પ્રખર માનસશાસ્ત્રીઓનું માનવું છે કે ભયમુક્ત થવું સહેલું તો નથી, પણ એને કાબૂમાં આણવો એ મનુષ્યના હાથની વાત છે. માનવી ધારે તો પોતાની હિંમત, ધીરજ ને પુરુષાર્થથી નિર્ભય બની શકે. બાકી કુદરતી બળો આગળ માનવીનું કશું ચાલતું નથી એવું માનીને બેસી રહે-કોઈ જ ન વળે માનસશાસ્ત્ર આ વિષયમાં એટલે સુધી મદદ કરી શકે કે એ ધીરજ ને આત્મવિશ્વાસ કેળવવામાં સહાયરૂપ નીવડે. ઈશ્વરમાં વિશ્વાસ રાખવાથી જ પ્રહ્‌લાદ જેવો નાનોશો બાળક પણ જિંદગીના કપરા સંજોગોમાં સાવ નિર્ભય રહી શક્યો ને! આથી માનસશાસ્ત્ર આપણા મનની દુર્બળતા તરફ આંગળી ચીંધીને બતાવે છે ને આપણને નિરાશાભરેલી સ્થિતિમાં હિંમત આપે છે, બાકી મદદ તો આપણે જ આપણી કરવાની છે ને આપણામાં જડ ઘાલી બેઠેલી અસલામતીની ભાવનાને ને લઘુતાગ્રંથિને દૂર હટાવીને ઈશ્વરની શક્તિમાં વિશ્વાસ રાખવાની જરૂર છે.

એક છોકરો માબાપનો એકનો એક હોવાથી ખૂબ લાડકોડમાં ઊછર્યો હતો. એ સહેજવાર બહાર જાય તો માબાપ અધીરાં થઈ જતાં ટ્રેન આવવાની સીટી દૂરથી સંભળાય તો તુરત બેબાકળાં થઈને એને પાછો બોલાવી લેતાં. કોઈવાર નદીએ નહાવા જાય તો એને પાણીથી દૂર ને દૂર રાખતાં, નિશાળે મોકલે તો પણ નોકરને સાથે મોકલતાં, સૂઈ જાય તો પણ એની સાથે કોકને સુવાડતાં. આથી એ કૂતરાથી, બિલાડીથી અજાણ્યા માણસથી, મોટરથી, સાયકલથી, ટ્રેનથી ને એવી ઘણી વસ્તુઓથી બીતો. પરિણામ એ આવ્યું કે એ ખૂબ પાંગળો બની ગયો ને જીવનમાં કોઈપણ સાહસ ખેડવા માટે અસમર્થ થઈ ગયો. એની નાજુકતા જોઈને નિશાળમાં બધા વિદ્યાર્થીઓ એને 'છોકરી' કહેતા ને મશ્કરી કરતા. આથી એના મનમાં શરમ ઉપજવા માંડી. જેમ એની ઉંમર વિકસતી ગઈ એમ એને સાહસકથાઓમાં રસ પડવા માંડ્યો, સારાં પુસ્તકોમાં રસ પડવા માંડ્યો ને ધીમે ધીમે એ માબાપની આળપંપાળથી કંટાળવા લાગ્યો. મૅટ્રિક પાસ થયો ત્યાં સુધી એ એની માને કે બાપને પેટ હાથ વીંટા-




બીને જ સૂઈ રહેતો, પરંતુ કોલેજમાં ભણવા ગયો ત્યારે પ્રથમવાર એ એકલો પોતાને ગામથી શહેરમાં આવ્યો ને હોસ્ટેલમાં રહેવા માંડ્યો. અહીં એને સ્વતંત્ર રીતે જીવવાની ટેવ પડી. એને પોતાના ઉછેરમાં રહેલી ઉણપો સમજાઈ હોવાથી એ જાતે કપડાં ધોતો થયો, સાહસિક મુસાફરી ખેડતો થયો, સાપ–વીંછીથી ડરવાને બદલે એમને મારવામાં આનંદ લેતો થયો, પાણીમાં તરતો થયો ને અંધારી રાતે એકલો બહાર જતો થયો. શરીર સ્ત્રી જેવું કોમળ હતું તે કસરત કરી કરીને વિકસાવવામાં ગૌરવ લેતો થયો. આથી ૧૬ વર્ષ સુધી પોષેલી નબળાઈ એણે કોલેજમાં બે વર્ષમાં જ દૂર કરી.

આવા પ્રસંગો સામાન્ય રીતે બનતા નથી; પરંતુ માનવી ધારે તો ભયમુક્ત થઈ શકે છે એવું આ સુંદર દૃષ્ટાંત છે. એને માટે આત્મશક્તિ જોઈએ, જાગૃતિ જોઈએ ને ખંત જોઈએ. જો કે એ માટે અનુકૂળ વાતાવરણ સર્જવાની પણ જરૂર છે. એક અંગ્રેજ માબાપ પોતાના ૪ વર્ષના બાળકને ઘોડેસવારી શીખવવા માટે તનતોડ મહેનત કરશે, જ્યારે હિંદી માબાપ ૪ વર્ષના બાળકને ઘોડા પાસે લઈ જતાં જ ગભરાશે.

આપણા યુવક વર્ગમાં ડીટેક્ટીવ સાહિત્યનો જેટલો શોખ છે એટલો સાહસકથાઓનો નથી. ડીટેક્ટીવ સાહિત્ય વમળો ઉત્પન્ન કરે છે ને ભયથી કમકમાં આવે એવું વાતાવરણ સર્જવામાં જ એનું ધ્યેય પર્યાપ્ત થાય છે; આથી ડીટેક્ટીવ સાહિત્ય વાંચનાર સાહસિક કે સંસ્કારી નથી બનતો, પણ ઘણીવાર પ્રપંચી ને ડરપોક બને છે. કથાની વસ્તુ એના મનમાં એવી પક્કડ જમાવે છે કે એ નિરાંતે ઊંઘી નથી શકતો ને નવલકથાનાં પાત્રો રીવોલ્વોર કે બોમ્બ સાથે એના મગજ ઉપર ભમ્યા કરે છે. આથી વાચક ડીટેક્ટીવ કથાઓ દ્વારા ડરમુક્ત બનવાને બદલે વધુ ને વધુ ડરપોક બને છે અથવા તો અઠંગ ગુનેગાર બને છે. તાજેતરમાં જ 'આણંદ પેટી ખૂન કેસ'માં સજા પામેલો આરોપી ડીટેક્ટીવ કથાઓનો અઠંગ વાંચનાર હતો એમ છાપામાં આવ્યું હતું એ શું બતાવે છે ?

આથી નિર્ભય પ્રજા ઊભી કરવી હોય તો શુદ્ધ સાહસિક કથાઓ આપણાં બાળકો, કિશોર–કિશોરીઓ ને યુવક–યુવતીઓ સમક્ષ મૂકવી પડશે. તેનસિંગ, મેલરી કે હિલારીની પ્રવૃત્તિઓમાં એમને રસ લેતા કરવા પડશે. 'કોનટિકિ' નામના તરાપામાં એક ધૂની પ્રાધ્યાપકે ખેડેલી પેસિફિક જેવા મહાસાગરની સફર વિષે એમને ઉત્સુક બનાવવાં પડશે, આખા વિશ્વનો પ્રવાસ સાયકલ પર કરનાર વીરોનાં જીવનચરિત્રો એમની સમક્ષ મૂકવાં પડશે ને સાહસિક વૃત્તિને ઉત્તેજે ને ભય દૂર કરે એવી રમત–ગમતોનો પ્રચાર કરવો પડશે. જો સામાજિક વાતાવરણમાં જ એક પ્રકારની નિર્ભયતા નહીં કેળવવામાં આવે તો સમાજ આગળ વધી શકશે નહીં. આજે તો હિંદુસ્તાન જેવા સ્વતંત્ર દેશને નિર્ભય માણસોની સૌથી વધુ જરૂર છે; એવી નિર્ભયતા શાળાઓમાં કે અન્ય જાહેર સંસ્થાઓમાં જ કેળવી શકાશે. હજુ માબાપનાં મન સાંકડાં છે, બાવાનો કે પોલીસનો ભય બતાવીને છોકરાંને ચૂપ કરી શકાતાં હોય તો વૈજ્ઞાનિક પદ્ધતિથી છોકરાંને કેળવવામાં એમને જરાય રસ નથી. આથી જ નિર્ભયતાનો પ્રચાર મુશ્કેલ છે, પરંતુ મુશ્કેલીથી ડરીએ તો ક્યાં પાર આવવાનો હતો ?

[ આવતે અંકે : અનુકરણ ]



**ઊર્મિ–નવરચના** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. લખવો ક્યારેય ભૂલશો નહિ.

# સુદર્શન ગયું પણ વ્યાજ તો બચ્યું

શિવકુમાર જોષી

[ચંદુલાલ શેઠનો શયનખંડ ડાબા હાથની દિવાલમાં મકાનને ભોયતળીએથી ઓરડામાં આવવાનું પ્રવેશદ્વાર, પછીતમાં પાછળની અગાશીમાં પ્રવેશવાનું દ્વાર અને બે મોટી બારીઓ, જેમાંથી અગાશી બરાબર દેખાય છે અગાશી ઉપર નીચેના ચોકઠામાં ઉગેલા પીપળાની મજબૂત ડાળ ઝૂકી રહી છે, જમણા હાથની દિવાલ ઉપર વચમાં બજરંગબલિ હનુમાનની એક છબીની આજુબાજુ એક અઢાર વર્ષની યુવતીની અને બીજી ત્રીસેક વર્ષની સ્ત્રીની એમ બે છબીઓ લટકે છે. હનુમાનજીની છબી નીચે એક નાનકડી પાળ ઉપર ઘીનો દીવો બળે છે અને તાજાં ચઢાવેલાં ફૂલ વેરાયેલાં છે, એક આકડાના ફૂલનો હાર હનુમાનજીને ચઢાવ્યો હોય છે એ જ ભીંતથી લગભગ દોઢ બે ફીટ દૂર ચંદુલાલ શેઠનો પલંગ છે જેના ઉપર નવી રેશમી ફૂલ ભરેલી ચાદર પાથરી છે અને બે મખમલના ઓશીકાં ગોઠવેલાં છે ઓરડાના ડાબા હાથના ખૂણે એક તીજોરી છે એની આજુબાજુ ભોંય ઉપર ગાદી પાથરેલી છે એક લાકડાનું ઢાળીયું ને બાજુમાં કલમ-ખડીયો પડ્યા છે ભીંત ઉપર ખીંટીએ ચંદુલાલ શેઠની લાલ અમદાવાદી પાઘડી રેશમી કોટ અને કસબી ખેસ લટકે છે અગાશીને બારણે અને ઓરડાના મુખ્ય પ્રવેશદ્વાર ઉપર આસોપાલવના તોરણ લટકે છે.

પડદો ઉઘડે છે ત્યારે ચંદુલાલ શેઠ તીજોરી પાસેની ગાદી ઉપર બેઠા બેઠા હાથમાંની વાડકીમાંથી દવા ચાટતા હોય છે એમની ઉમ્મર લગભગ ૫૩ વર્ષની જણાય છે પાતળી મૂછો અને આછી ભ્રમરની નીચે આંખોમાં લુચ્ચાઇ અને લોલુપતા વરતાય છે શરીરનો બાંધો સામાન્ય, નહિ બહુ જાડા નહિ પાતળા છતાં પ્રમાણમાં પેટ આગળ પડતું જણાય છે ઝીણું ધોતીયું ને મલમલનું પહેરણ પહેર્યું છે

દવા ચાટી રહ્યા પછી મોંમાં નાખેલી આંગળી ધોતીયાની પાટલીથી લૂછી નાખે છે એકવાર ઇસારાથી સામી દિવાલ ઉપર હનુમાનજીની છબી તરફ જોઈ લઇને નમસ્કાર કરી લે છે તીજોરી ખોલે છે, અંદરથી ઘરેણાંની એક પેટી બહાર કાઢે છે, તે ખોલીને હીરા મોતી તથા સોનાના દાગીના હાથમાં ફેરવી ફેરવીને જુએ છે, પેટી પાછી બંધ કરીને તીજોરી તાળી બંધ કરે છે ત્યાં નીચે દાદર ઉપર કાંઇ ધમાલ થતી સંભળાય છે એ તરફ એમનું ધ્યાન દોરાય છે. એક આધેડ વય વટાવી ગયેલી બાઇનો ઘેરો ને કર્કશ અવાજ સંભળાય છે]

અવાજ છાની માની ઉપર જા, કહું છું આજે આવા ટાણાંને દિવસે ઘરમાં આટલો કકાસ શો? ભની થઇને મારું માન અને ઉપર જા કહું છું

એક યુવતીનો અવાજ: કોઈ કાળે પણ હું ઉપર તો નહિ જ જઉં, તમે ત્રણે ભેગા થઈને મને મારી નાખો તો પણ નહિ જઉં, બસ

અવાજ અરે ઓ ચંદુલાલ, આ નવી તો મારા સંમુ ફાટફાટ બોલે છે, એને તું કાંઈ બે શબ્દ કહે ને

[બોલતાં બોલતાં ડાબા હાથ તરફના દ્વારમાંથી ૫૫-૫૬ વર્ષની ચંદુલાલ શેઠની બાળરંડા વિધવા બેન જીવકોર પ્રવેશે છે શરીરે હૃષ્ટપુષ્ટ છે ડાબે હાથે એક અઢાર ઓગણીસ વર્ષની યુવતીને પાછળ તાણી લાવે છે, તે છે ચંદુલાલ શેઠની નવી "પરણેતર" રાજુલા સુદૃઢ તંદુરસ્ત શરીર અને નમણો ચહેરો છે, નવો સાળુ અને રેશમી કબજો પહેર્યાં છે, વાળ લુખ્ખા છે પણ ઘાટદાર છે, બે હાથમાં નવો ચૂડો પહેર્યો છે]

રાજુલા મૂકો કહું છું, મારો હાથ મૂકી દો ડોશી—

જીવકોર જોઈ એની જીભ? ડોશી સિવાય તો મારી સાથે એ વાત નથી કરતી [સામેની દિવાલ ઉપરની બે સ્ત્રીઓની છબી સામે ઈશારો કરીને] આ ચંચળ ને કાન્તા બન્ને મારી નજર આગળ જ આવી ને ગઈ પણ મારો એક બોલ ઉથાપ્યો છે? પણ આ ટીચકુડી તો મને મોટી બેનને બદલે ડોશી ડોશી કહીને જ બોલાવ્યા કરે છે

ચંદુ० [શાન્તિથી ઊભા થાય છે અને, જીવકોર તથા રાજુલા તરફ પગલાં માંડે છે રાજુલા જીવકોરની પાછળ ભરાય છે] તું જીવકોર એને એમ ગભરાવી શું મારે છે? જરા કુનેહથી કામ લે ને? હજુ તો નવી નવી આજે ઘરમાં આવી છે તે શરમાતી હશે

જીવકોર હા! હા! બહુ શરમાય ખરી ને? જેમ ફાવે તેમ બોલે છે, બપોરે પાડોશીની સ્ત્રીઓ

જોવા માટે આવી તો કહે છે કે મને શું જોવા આવો છો? મારે ને આ લોકોને લાગેવળગે છે શું? વહુ વહુ કહીને મને બોલાવશો નહિ.

રાજુલા : હા વળી, ખબરદાર મને નવી કે વહુ કે એવું કાંઈ કહ્યું છે તો. હું તમારી કાંઈ થતી નથી. એ ડોશી, હવે મારો હાથ છોડો.

ચંદુ૦ : તું જાણે છે બેન, એ તો તીખું મરચું છે. લગ્ન પતાવતાં પતાવતાં પણ એણે એના મા-બાપને ઓછા પજવ્યાં છે!

રાજુલા : મા-બાપ! માબાપ કોણ વળી? મારાં માબાપ તો હું આટલી અમથી હતી ત્યારનાં મરી પરવાર્યાં છે. એ જીવતા હોત તો મને આમ કસાઈવાડે ધકેલે?

ચંદુ૦ : તું શું વાત કરે છે? ત્યારે પેલા પાતળા સરખા ને થોડા કેડથી વાંકા વળી ગયેલા પ્રાણસુખલાલ ને તને થાંભલે બાંધીને પરાણે ચૂડો પહેરાવ્યો એ પેલી જાડી ઠીંગણી બૈરી રતન તે તારા માબાપ નહિ?

જીવકોર : [ કાંઈક ધીરા અવાજે ચિંતાતુર સ્વરે ] તે ભાઈ તેં બરાબર તપાસ તો કરી'તી ને? કન્યા ભાણે ખપતી લાવ્યો છે કે પછી—?

ચંદુ૦ : હા, હા, ભાણે ખપતી જ વળી. એ બધી વાતની તું ફીકર ન કરીશ. એવી ફીકર હવે કરે તે બીજા. એ લોકોએ કહ્યું કે અમે વાણીયા છીએ ને મેં માની લીધું—તે સિવાય સોદો બેસાડતાં આટલી રકઝક ન કરે.

રાજુલા : એમ વાત છે ત્યારે! મામા-મામીએ મને વેચી દીધી એમ ને?

ચંદુ૦ : તારા એ મામા-મામી થાય એમ ને? ત્યારે તો માબાપ જેવા જ ગણાય ને? અને ભાણીને આટલી ઉછેરીને મોટી કરી તે કાંઈ ખરચો નહિ થયો હોય? એમાં વેચવાની વાત ક્યાં આવી?

જીવકોર : લે ભાઈ હવે તું આને સંભાળજે. ઉપર તાણી લાવતાં તો મારે નાકે દમ આણી દીધો. એ તો આપણી ગંગલી હજામડી ને પાડોશનાં બીજાં બે બૈરાંને ભેગાં કરીને મંડ માંડ ઉપર ખેંચી લાવી છું. હવે તું જાણે ને તારી વહુ જાણે, સાચવજે એને.

રાજુલા : મેં તમને કહ્યું ને કે હું કોઈની વહુ નથી, હું હજી કુંવારી છું.

ચંદુ૦ : એ તો અગ્નિની સાક્ષીએ બામણે મંત્રો ભણી લીધા ને હાથ મળ્યા તે મળ્યા.

જીવકોર : એ તો હવે વજ્જરલેપ. એક વાર હાથ મળ્યા તે પછી છૂટતા હશે?

રાજુલા : કોના હાથ મળ્યા છે? મેં જાતે હાથ મેળવ્યો નથી, એ તો—

ચંદુ૦ : ખોટું બોલ છ? [ પટાવતાં ] મારા જમણા હાથમાં તારો હાથ પકડીને હું ફેરા ફર્યો નો'તો?

રાજુલા : એ તો તમે બળજબરીથી મારો હાથ પકડી ઘસડી'તી. અને મને છરાની બીક બતાવી એટલે-

ચંદુ૦ : [ અટકાવી દેતાં ] બસ બસ હવે. એ તો તું જરા હઠે ચઢી હતી અને તારા બાપાએ— મામા-મામીએ કહ્યું કે એનો સ્વભાવ જરા જિદ્દી છે એટલે આંખ કાઢો તો જ ઠેકાણે આવશે— બાકી તારા જેવી—

જીવકોર : તે ભાઈ તેં શું કર્યું 'તું?

ચંદુ૦ : નવું શું કરવાનું હતું? જરા ચૌદમું રતન દેખાડયું એટલે માની ગઈ.

રાજુલા : ચૌદમું રતન દેખાડો કે પંદરમું, મને એ લગ્ન મંજૂર નથી. બળજબરીને હું કોઈ રીતે તાબે થવાની નથી.

ચંદુ૦ : [ પટાવતાં ] પણ હવે બળજબરીનો સવાલ જ ક્યાં છે? પતિ-પત્ની વચ્ચે ઝગડો તે કેટલા દિવસ?





રાજુલા : બોલ્યા, પતિ–પત્ની! કોણ પત્ની? હું તો મનોમન વરી ચૂકી છું. એક જણને, એ મુંબઈ ન ગયો હોત તો બતાવત તમને—

જીવકોર : આની જીભ તો બહુ લાંબી દેખું! જરા કાપવી પડશે.

ચંદુ૦ : જો જીવકોર, ક્યારે શું શસ્ત્ર વાપરવું તેનું મારા ઉપર છોડી દે. એ તો બોલે, એવી બધી વાતો માની લઈએ તો સંસાર ચાલે? અડધી જિંદગી મેં આમ અમથી નથી વીતાવી. ... હવે તારે જવું હોય તો જા......

રાજુલા : મારો હાથ છોડો કહું છું.

ચંદુલાલ : હા બેન, હવે એનો હાથ છોડી દે ને તું જા, એને હું સંભાળી લઈશ.

જીવકોર : [હાથ છોડતાં] પણ સંભાળજે હો ભાઈ, શરીરમાં કાઠી છે, એ તો મેં ઘી–દૂધ ખાધાં છે તે એને પહોંચી વળી—[બારણેથી ઓરડાની બહાર જવા જાય છે]

રાજુલા : હું પણ કંઈ અહીં રહેવા નથી આવી સમજ્યાં ડોશી? બારણામાંથી આઘા ખસો અને મને નીચે જવા દો.

જીવકોર : બેસ હવે ચબાવલી થયા વિના, આજ તો તારો સપરમો દિવસ છે.

રાજુલા : એ મેં તમને પૂછ્યું નથી, મારા મારગમાંથી આઘાં ખસો તો.

ચંદુલાલ : આમ શું કરે છે રાજુલા.

જીવકોર : બોલ્યા રાજુલા—શરમ નથી આવતી મોટી-બેનના દેખતાં બૈરીનું નામ લેતાં!

ચંદુલાલ : બેન, આજકાલના સુધરેલાને નામથી બોલાવીએ તે જ ગમે. કેમ ખરું ને રાજુલા—મારા ઉપર હજી પણ રીસ છે?

રાજુલા : તમારું તો હું મોં પણ જોવા નથી માગતી.

ચંદુલાલ : ચાલ હવે તું તો કેટલી સમજુ ને ભણેલી ગણેલી પણ છે. તને આવું બધું ઝગડવું તે કાંઈ શોભે?

જીવકોર : તું યે શું ભાઈ એને આટઆટલા લાડ કરતો હોઈશ? લે ..આ હું બા'રથી બારણું બંધ કરી દઉં છું [બારણું બંધ કરતાં] એને હવે મનાવી લેજે [બારણું બંધ કરીને] સવારે હવે એ બારણાં ખૂલશે.

રાજુલા : [બારણા ઉપર ધડાધડ હાથ પછાડતાં] બોલે બારણાં ખોલો કહું છું...બારણાં ખોલો ડોશી.

ચંદુલાલ : [વિજયનું મુક્ત હાસ્ય હસતાં] જો રાજુલા, નાહકની શા માટે ધમાલ કરે છે? રૂપિયા દશ હજાર ખરચીને હું તને લાવ્યો છું તે શું આમ કરવા માટે?

રાજુલા : [બારણાને પીઠ અઢેલીને શેઠ સામું જોતાં] તમે મને ખરીદી લાવ્યા છો એમ ને? રૂપિયા દશ હજારનાં જોરે, ખરું? ઠીક, પણ હવે શું કરવા ધારો છો!

ચંદુલાલ : આ તે કેવો પ્રશ્ન? તું કાંઈ નાની નથી રાજુલા, મારી આગળની બે બૈરીઓ તો સાવ બાળક હતી. ચંચળ તો બાર વરસની પરણીને આવી ત્યારે હું જ સોળ વરસનો હતો. એકવીસમે વરસે તો એ બિચારી મરી ગઈ.

રાજુલા : શાથી?

ચંદુલાલ : એને ક્ષય થયો'તો.

રાજુલા : તમે એની સારવાર તો કરી જ હશે.

ચંદુ૦ : હા–આ. પણ જો ને તે વખતે કાંઈ મારી સ્થિતિ સારી નો'તી એટલે મોંઘી દવાઓ હું ક્યાંથી ખરીદી શકું? એ તો રાજરોગ કહેવાય.

રાજુલા : અને એ બિચારી રીબઈને મરી ગઈ.

ચંદુ૦ : એ રોગ જ એવો, એમાં કોઈ શું કરે?

રાજુલા : હં અં. ત્યારપછી તમે ફરીથી પરણ્યા શેઠ?

ચંદુ : તુરત તો કન્યા મળે તેમ નો'તું. બીજા આઠ દસ વરસ માટે ન છૂટકે વાંઢા રહેવું પડ્યું.

રાજુલા : બહુ દુઃખ પડ્યું હશે. તકલીફ—

ચંદુ : ના–આ. સાવ એમ તો નહિ. અમારા શેઠનો કાપડનો ધંધો, માલ વેચવા માટે વખતોવખત




દિલ્હી અમૃતસર કાનપુર કલકત્તા જવું પડતું—એટલે કે ?.........

રાજુલા : એટલે કે ?

ચંદુ : એ બધી વાતો તમે બૈરાં ન સાંભળો તે જ સારૂં......પણ હું તને ખાત્રી આપું છું. કે હવે એ બધી વાતોનું મેં પાણી મૂક્યું છે... શું કરૂં, જુવાન વય, ઘરમાં બૈરૂં નહિ એટલે—

રાજુલા : છતાં તમે ફરીથી પરણ્યા ?

ચંદુ : પછી તો શેઠ ગુજરી ગયા. એમનાં છોકરાં નાનાં હતાં એટલે પેઢીનો કારભાર મારા હાથમાં આવ્યો; પેઢીની આબરૂ વધારીને પૈસા પણ વધાર્યા. હું પણ એમાં ભાગીદાર થયો. અને પૈસો આવે એટલે છોકરીઓની પછી અછત શી ? પાંત્રીસમે વરસે મેં ફરીથી લગ્ન કર્યાં.

રાજુલા : તે વખતે શું ભાવે બૈરી ખરીદી'તી ?

ચંદુલાલ : તે વખતે આજના જેવી મોંઘવારી નો'તી. રૂપીઆ ત્રણ હજારમાં જ પત્યું ને કાન્તા—પંદર વર્ષની કાન્તા મારે ઘેર આવી.

રાજુલા : ૭ મહિના પહેલાં સુવાવડમાં મરેલી છોકરી આવી ને પોતે પણ મર્યાં. એ જ તમારાં પત્ની કે ?

ચંદુલાલ : હા, બિચારી. શરીરમાં તારા જેવી મજબૂત નો'તી. મૂળથી એકવડો બાંધો. સાતમી સુવાવડે તો નંખાઈ ગઈ...જેવી ઇશ્વરની મરજી.

રાજુલા : ઇશ્વરની મરજી કે તમારા શરીરની પેલો ગરમીની મરજી ?

ચંદુલાલ : હેં ! હેં ! ના, ના, એવું કોણે કહ્યું ?

રાજુલા : તો પછી તમારા બાકીનાં ૭ બાળકોનું શું થયું ?

ચંદુલાલ : અમારા નસીબ અધૂરાં કે કાન્તાનું એક પણ બાળક જીવ્યું નહિ. બે જનમથી આંધળાં હોય, બે અપંગ હોય અને બાકીના બે—

ચંદુ૦ : તું આ શું બધું બોલે જાય છે ? આવું બધું તને કોણે ભરમાવ્યું ?

રાજુલા : તમારી બધી જ માહિતી મેં આજે એકઠી કરી લીધી છે. બપોરે તમારાં મોટાબેન ઘોરતાં હતાં ત્યારે...જુઓ શેઠ હું ચંચળ નથી, નથી હું કાન્તા; હું રાજુલા છું.

ચંદુ૦ : એ હું જાણું છું રાજુલા. પણ હું તને ખાત્રી આપું છું કે—

રાજુલા : તમે ગંદા રોગથી પીડાવ છો એની મને ખબર છે.

ચંદુ૦ : એવું તને કોણે કહ્યું ? તદ્દન ખોટી વાત.

રાજુલા : તમે ખોટું ન બોલશો શેઠ. તમારા પાડોશમાં પેલાં વિધવા લીલાબેને મને એમને ત્યાં ચા પી વરાવવાનું બહાનું કાઢીને બોલાવી હતી ને તે વખતે તમારા બધા જ પરાક્રમોનો ઇતિહાસ કરી મને ચેતવી દીધી છે.

ચંદુ૦ : અરે એ તો જુઠ્ઠી છે, ને એને વિધવા વળી કોણ કહે ?

રાજુલા : મારે એ ચર્ચામાં ઊતરવું નથી. [શેઠ પાસે આવે છે] મારાથી દૂર રહેજો.

ચંદુ૦ : તું નાહકની વહેમાય છે. હું તો છેલ્લા પાંચ વરસથી અમૃતસરના પેલા જાણીતા હકીમની દવા ખાઉં છું, મારા તો નખમાંયે રોગ નથી.

રાજુલા : તમારે ખાવી હોય તેવી દવા ખાવ, મારે ને તમારે શું ?

ચંદુ૦ : [કાંઈ કડકાઈથી] વારંવાર મને એ વાત સાંભળવી ગમતી નથી. મારે ને તારે શું એ તારા બાપને—તારા મામા મામીને પૂછી આવ. એ સોદો પાકો છે, મેં રૂપિયા દશહજાર આપ્યા છે ને બૈરી ઘરમાં આણી છે એ તો હવે તું પણ જાણે છે.

રાજુલા : તમારો એ સોદો મને કબુલ નથી.

ચંદુ૦ : જિંદગીમાં કોઈ પણ સોદામાં આજ સુધી મેં ખોટ ખાધી નથી. પાંચ રોકીને સાત કમાયો છું. આ સોદામાં પણ મેં રૂપિઆ રોક્યા છે.





રાજુલા : પણ આપણાં લગ્ન થયાં નથી, થયાં હોય તો પણ મને મંજૂર નથી.

ચંદુ૦ : ચાલ હવે ગાંડી ન થા. કાલે સવારે તું અહીંથી—આ ઓરડામાંથી બહાર નીકળીશ ત્યારે તું પણ કબુલ કરીશ કે તું મારી પરણેતર છે. [કપટ હાસ્ય હસે છે] એ તું ન સમજે તેટલી કીકલી નથી.

[રાજુલાને બાઝવા જાય છે પણ એ સીફતથી બાજુએ ખસી જાય છે.]

રાજુલા : [એ ક્ષણમાં પરિસ્થિતિ માપી લઈને હોંશિયારીથી] તે તમે આ રીતે એકાંતનો લાભ લઈને મારી સાથે મારી ઇચ્છા વિરૂદ્ધ ગેરવર્તણુક ચલાવવા માગો છો? એ તમને શોભે છે?

ચંદુ૦ : બળજબરી કરવાની મારી ઇચ્છા નથી. મેં પણ દુનિયા જોઈ છે. તું સીધેસીધી મારી બધી વાત માન્ય રાખીશ તો હું તને રાજાની રાણીની માફક જાળવીશ. માગ જેવો હાથનો છૂટો બીજે ભાગ્યે મળશે

રાજુલા : [ગભરાટથી] રાજા કાંઈ રાણી ઉપર જુલમ ન કરે તમે તો પહેલેથી જ મને ડર દેખાડતા આવ્યા છો. લગ્ન કરવાની મેં ના પાડી ને તમે છરો દેખાડ્યો હતો—યાદ છે ને?

ચંદુ૦ : ગઈકાલનો જ બનાવ એમ કાંઈ હું ભૂલી જઉં? પણ શું થાય, તેં જીદ કરવા માંડી એટલે બીક બતાવ્યા સિવાય છુટકો નો'તો. તારા મામાએ મને પહેલેથી જ ચેતવ્યો હતો કે તું બચપણથી છોકરાઓ સાથે રમતી અને અખાડે પણ જતી એટલે શરીરમાં કાઠી છું—ખરૂં પૂછે તો તારી તબીયત જોઈને જ મેં દસ હજારની હા પાડેલી—અને વળી સ્વભાવની પણ ખાસી તેજ છે એમ કહેલું. એ તો બિચારા બીતા'તા પણ તારી મામી હોશિયાર બઈ નીકળી. રૂપિયા દશ હજારનો દલ્લો જતો કરવો એને પાલવે તેમ નો'તો એટલે એણે જ મને પહેલેથી હોશિયાર કરી રાખ્યો'તો.

રાજુલા : મારી મામીના બહુ વખાણ નહિ કરો તો ચાલશે. હં—તો બોલો હવે. પણ એ છરાને જોરે જ મને વશ કરવી છે!

ચંદુ૦ : [કાંઈક ચમકીને તીજોરી તરફ જોઈને પછી મુત્સદ્દીગીરીથી] ના રે ના. હું કાંઈ સમજતો નથી કે મારે તો તારી સાથે આખી જિંદગી ગાળવી છે. જો, તારે માટે હું કેવા મોંઘા ને ઘાટઘાટનાં દાગીના કરાવી લાવ્યો છું.

રાજુલા : સાચેસાચ!? ક્યાં છે જોઉં તો!

ચંદુ૦ : એક શરતે બતાવું. મને કહે કે હવે મારી સાથે ઝગડો નહિ કરે અને મારું બધું જ કહ્યું માનીશ.

રાજુલા : તમારી સાથે ઝગડો કરીને હવે ક્યાં જઉં? [વિચાર કરીને] મારી પણ એક શરત છે. એ દાગીના તમારે જાતે જ તમારે હાથે—મને પહેરાવવા પડશે.

ચંદુ૦ : [ખુશ ખુશ થઈ જતાં] ઓહો સાચે સાચ! અરે તો તો પછી ઢીલ શેની! જો પેલી તીજોરીમાં જ દાગીનાની "બૉક્સ" પડી છે.

રાજુલા : [બગાસું ખાતાં] કેટલા વાગ્યા હશે? ઓરડામાં એક ઘડિયાળ પણ નથી રાખતાં!

ચંદુ૦ : વાગ્યાનું શું કામ છે? લગનની પહેલી રાતે કાંઈ ઘડિયાળને કાંટે રાત—

રાજુલા : આ તો, મને અત્યારથી બગાસાં કેમ આવવા માંડ્યાં? દશ સાડા દશ પહેલાં મને કોઈ દિવસ ઊંઘ નથી આવતી.

ચંદુ : અરે અત્યારથી હોય? લેને હું તને કહું કેટલા વાગ્યા છે, [બારણાં પાસે જઈને જીવકોરબેનને મોટેથી બૂમ મારે છે] બેન, ઓ જીવકોરબેન...

[પણ જીવકોર તો સીડી પાસે જ ઊભી હોય છે એટલે તુરત જવાબ આપે છે.]




જીવકોર : ( બહારથી ) કેમ શું છે ભાઈ?

ચંદુ૦ : તે તું હજી નીચે નથી ગઈ? દાદરામાં બેસીને શું કરે છે?

જીવકોર : ( બહારથી જ ) મારા મનમાં નવી તને પજવતી તો નથી ને?

[ આમ ભાઈબહેનની વાતચીત ચાલે છે એ અરસામાં રાજુલા ચારે બાજુ નજર ફેરવે છે, ઓરડાની બહાર અગાસી તરફ નજર સ્થિર કરે છે, એ તરફ બે ચાર પગલાં માંડીને પરિસ્થિતિ માપી લે છે, પછી ધીરે પગલે તીજોરી તરફ જાય છે, તીજોરી ઊઘાડીને ઘરેણાંની પેટી બહાર કાઢે છે, સાથે થોડા કાગળીયા પણ બહાર પડી જાય છે. પેટીની બાજુમાં છ સાત ઇંચ લાંબો છરો દેખાય છે એ જોઈને એનું મુખ હસી ઊઠે છે. સીફતથી ઉપાડી લઈને પોતાના પાલવમાં સંતાડી દે છે અને પછી ઘરેણાંની પેટી સાથે રમત શરૂ કરે છે.]

ચંદુ૦ : પજવ્યા પજવ્યા હવે. મેં તને નથી કહ્યું કે જિંદગીની શરૂઆતથી પૈસા અને બૈરાં રમાડતો આવ્યો છું, એ મને શું પજવતી હતી?

જીવકોર : તો હવે બારણું ઊઘાડું?

ચંદુ૦ : ના, ના, જોજે, હજી તો વાત અડધે પહોંચી છે, કદાચ કયાંક પાછી વચકે તો? [ મોટેથી ] પણ હું પૂછતો'તો કે કેટલા વાગ્યા હશે.

જીવકોર : એ નીચે જઈને કહું [ એટલામાં પાસેના ટાવરમાં દશના ટકોરા સંભળાય છે ] લે, આ હજી તો દશ વાગ્યા છે.

ચંદુ : ઠીક ત્યારે હવે તું તારે નિરાંતે સૂઈ જા.

જીવકોર : હંઉ ારજે ભાઈ. નવી તો બહુ જબરી! આ મને લહુરીયા ભરી લીધા'તા તે.

ચંદુ૦ : હોય બેન હજી તો નાની ઉમ્મર એટલે અણસમજુ તો ખરી જ ને! [ રાજુલા તરફ ફરીને ] લે હજી તો દશ હમણાં વાગ્યા. સાંભળ્યા ને ટકોરા?

રાજુલા : ત્યારે સૂવાની હજી થોડી વાર ખરૂં?

ચંદુ૦ : અરે હજી તો પેલા દાગીના મારે હાથે પહેરાવવાના છે ને?

રાજુલા : હું યે એની જ રાહ જોઉં છું. લો પહેરાવો ત્યારે. [જમણો હાથ આગળ ધરે છે.]

ચંદુ૦ : આ પેટી તેં બહાર કાઢી?

રાજુલા : હા, જરા જોતી'તી. પેટી સરસ છે હાં.

ચંદુ૦ : અરે દાગીના તો એથી પણ સરસ છે. [પેટી ઊઘાડીને ] તને સોનાનાં કંકણ ગમશે કે મોતીની પહોંચીઓ?

રાજુલા : રાત્રે તો સોનાનાં કંકણ. મોતીની પહોંચીઓ પહેરીને તો તમારા સાથે બહાર ફરવા જઈશ. આપણે સાથે જઈશું ને?

ચંદુ૦ : વાહ રે વાહ! હવે તું પહેલીવાર સમજુની માફક બોલવા માંડી. અરે તું મારું માને તો તને વિલાયત સુધી ફેરવી આવું. જમણો હાથ ધર તો.

[ ડાબો હાથ પાલવમાં રાખીને જમણો આગળ ધરી રાખે છે તે ઉપર શેઠ કંકણ પહેરાવે છે. ]

રાજુલા : સાચેસાચ વિલાયત લઈ જશો?

ચંદુ૦ : એમાં સાચેસાચ શું? આવું મારું માને એટલી જ વાર, આપણે એરોપ્લેનમાં જ જઈશું. લે હવે ડાબો હાથ ધર. [ ખણુજ આવતી હોય તેમ જમણા હાથથી ડાબો હાથ વલૂરે છે અને સીફતથી છરો ફેરવી લે છે, તે અરસામાં શેઠ બીજું કંકણ તપાસતા હોય છે. ]

રાજુલા : ના મને તો વિમાનમાં બીક લાગે. આપણે તો વહાણમાં જ જઈશું.

ચંદુ૦ : [ ડાબા હાથે કંકણ પહેરાવતાં ] લે હવે રાખ, તને બીક લાગે એ હું માનું નહિ તો! તારા મામા તો કહેતા હતા કે તું તો નાની અમથી હતી ત્યારે આ ઝાડથી પેલા ઝાડ ઠેકડા મારતી'તી અને વીસ ફૂટ ઊંચેથી તો નરબદામાં ભૂસકા મારતી'તી. તને વળી વિમાનમાં બીક કેવી?





રાજુલા : એમ તો આજે પણ ભૂસકો મારૂં એમ છું. પણ વિમાનમાંથી કાંઈ જમીન ઉપર ભૂસકો મેલાય? વહાણમાંથી પડતું મૂકીએ તો પાણીમાં પડીએ, તો જીવ તો બચે?

ચંદુ૦ નકામી વાતો મૂક. લે હવે ગળામાં શું પહેરાવું? મોતીનું મંગલસૂત્ર કે આ જડતરનું ભારે ચકતા-વાળું નવી ફેશનનું ઘરેણું!

રાજુલા : મને એ નવી ફેશનનું જ પહેરાવો. [ શેઠ ગળામાં જડતરનું ઘરેણું પહેરાવીને રાજુલાની પાછળ જઈ ગળા પાસે કંઠીની ગાંઠ ઠીક કરે છે એ અરસામાં રાજુલા છરો તપાસી લે છે. ]

ચંદુ૦ : હં હવે!

રાજુલા : કેમ! કાન કેવા વરવા લાગે છે? આ કંઠીની સાથે શોભે એવા લટકણીઆ પહેરાવો, લ્યો હવે.

ચંદુ૦ : [ એનું લાડભર્યું બોલવું સાંભળીને પાણી પાણી થઈ જતાં ] અરે બંદો તો ખડે પગે તૈયાર છે. [ પેટીમાંથી કાનનાં લટકણીયાં લેવા જતાં બાજુમાં પડેલા કોરા કાગળીયા તરફ નજર જાય છે ] આ કાગળીયા તેં કાઢયા?

રાજુલા : તીજોરી ખોલતાં પડી ગયા. કેમ કંઈ કામના કાગળીયા છે?

ચંદુ૦ : એ તો બધા દસ્તાવેજના સ્ટામ્પ પેપર. આ તારા મામા સાથે વાત થયેલી તેનો કાગળ પણ ભેગો જ છે.

રાજુલા : તે શું કરવાના આ કાગળીયા?

ચંદુ૦ : અરે એના ઉપર લખ્યું તે બ્રહ્માક્ષર. તારા મામાએ સહી કરી આપી એટલે હવે સોદામાથી ચસકાય જ નહિ એટલા માટે તો આ જુદી જુદી તારીખોના દસવીસ બીજા પણ રાખી મૂકયાં છે.

રાજુલા : પણ એ બધા તો કોરા જણાય છે!

ચંદુ૦ : અરે એની જરૂર પડે. જૂનો દસ્તાવેજ છે એમ બતાવવું હોય તો ખપ લાગે તે માટે રાખી મૂકયા છે, કોઈને કાંઈ આપ્યું હોય, કોઈનું કાંઈ લીધું હોય એ બધું આની ઉપર લખાય એટલે પાકું. સમજી!

[ કાનનાં લટકણીયાં લઈ ને કઢંગી રીતે રાજુલાને પહેરાવવા પ્રયત્ન કરે છે. ]

રાજુલા : હા સમજી. એના ઉપર લખેલું એટલે બ્રહ્માક્ષર. એના ઉપર લખીને આપ્યું હોય કે લીધું હોય તે પાકું, તદ્દન પાકું, ખરું?

ચંદુ૦ : હાસ્તો.

[ બીજું લટકણીયું પહેરાવી દઈને થોડીવાર ખુલ્લા માથાના ભરાવદાર વાળ અને રાજુલાનું સ્વાસ્થ્યભર્યું સૌન્દર્ય નીરખીને અડપલું કરવા જાય છે ત્યાં- ]

રાજુલા : [ પાલવમાંથી છરો કાઢીને શેઠની છાતી ઉપર ધરી રાખીને ] ખબરદાર સહેજ પણ ચાળા કર્યા છે તો—આ છરો તમારી છાતીમાં પેસી જશે.

ચંદુ૦ : [ એકદમ ઝબકી જાય છે પણ પછી મશ્કરી સમજીને ], અરે અરે પણ તેં તો મને બીવડાવી માર્યો! એ છરો તારા હાથમાં કયાંથી આવ્યો! લે હવે હેઠો મૂક, કયાંક વાગી જશે.

રાજુલા : મને તો હવે એ નહિ જ વાગે. તમારી તીજોરીમાં દાગીના પણ હોય છે અને છરા પણ હોય છે. ખરૂં ને?

ચંદુ૦ : કોઈક વાર એનીયે જરૂર પડે. પણ હવે તો મારો ને તારો ઝગડો પતી ગયો છે. લાવ જો, એને પાછો કયાંક આઘો પાછો કરી દઉં.

રાજુલા : સાચું બોલજો શેઠ, આ છરો મને બીવરાવીને તમારૂં ધાર્યું કરાવવા અહીં સંતાડી રાખ્યો'તો ને!

ચંદુ૦ : ના ના...( ગળચાં ખાય છે )

રાજુલા : આપણા ઝગડાની તો શરૂઆત કયારનીયે થઈ ચુકી છે. ગઈ કાલે તમે છરો દેખાડી મને અહીં ઘસડી લાવ્યા ત્યારની.

ચંદુ૦ : અરે પણ હવે—




રાજુલા : અરે બરે કાંઈ નહિ. હવે મારો વારો છે. ખબરદાર જરા પણ ચૂં કે ચાં કરી છે તો. આ છરાનો ઉપયોગ કરતાં મને સહેજ પણ અરેરાટી થવાની નથી.

ચંદુ૦ : તું તો ખરેખર ચંડિકા જેવી લાગે છે અત્યારે. આમ શું કરે છે? મને બીક લાગે છે કહું છું.

રાજુલા : એ માટે તો આ છરો મેં હાથમાં રાખ્યો છે. સમજ્યા?......હં. હવે પેલી કલમ અને ખડીઓ લો તો...ઊભા શું રહ્યા છો? સાંભળો છો ને? લો કહું છું.

ચંદુ૦ : પણ—

રાજુલા : પણ ને બણ. ખબરદાર બારણા તરફ ગયા છો તો. આ છરો વાપરતા મને તમારી બીલકુલ દયા નથી આવવાની.

ચંદુ૦ : એટલે તું શું મારું ખૂન કરીશ?

રાજુલા : તમે મારું નહિ માનો તો છેવટે એ પણ કરવું પડે.

ચંદુ૦ : તો તારે પણ ફાંસીએ લટકવું પડશે.

રાજુલા : કાંઈ ફીકર નહિ. વડીલોની પહેરાવેલી આવી જીવનભરની જંજીરો કરતાં તો એ મને ફૂલનાં હાર જેવી લાગશે. ચાલો પેલો સ્ટામ્પ-પેપર લ્યો .....

ચંદુ૦ : પણ શું લખું?

રાજુલા : હું લખાવું તે સ્તો. લખો. મેરબાન ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ, ભરૂચ.

ચંદુ૦ : પણ આ તો જુલમ કહેવાય.

રાજુલા : નહિ લખો તો હજી ખરો જુલમ થશે. માટે લખવા માંડો. હં. લખ્યું?

ચંદુ૦ : હા.

રાજુલા : આગળ લખો...ગઈકાલ તા. ૧૪ મી મે ને ચૈત્ર વદી સાતમને દિવસે ભરૂચ મુકામે ભરૂચના રહેવાસી પ્રાણસુખ જેઠાલાલ......

ચંદુ૦ : તું શું લખાવવા બેઠી છું?

રાજુલા : લખો કહું છું, એ બધું તમને આપો-આપ સમજાશે શેઠ. [ધીરે ધીરે લખાવે છે] પ્રાણસુખ જેઠાલાલ પટવારીની ભાણેજ ચિ. બેન રાજુલા સાથે, એની ઇચ્છા વિરૂદ્ધ લગ્નથી જોડાવા હું આવ્યો હતો—અટકી કેમ ગયા? હવે જો અટક્યા છો તો આ છરો તમારા ગળામાં પરોવી દઈશ. ભૂલશો નહિ. મેં નર્મદાનું પાણી પીધું છે હો. હં એમ, લખો ત્યારે આગળ: લગ્નનો સમય થતાં ગામના અખાડાના જુવાનીઆઓએ લગ્ન અટકાવવા ધાંધલ કરી મૂકી એટલે કન્યાના મામા પ્રાણસુખલાલ અને મામી જયાગૌરીની દોરવણીથી લગ્ન પતાવ્યા સિવાય છરાની બીક બતાવીને......

ચંદુ૦ : અરે પણ આવી કબુલાત તે લખી અપાતી હશે?

રાજુલા : જીવ વાલો નથી શેઠ?

ચંદુ૦ : પણ તો તો મારે જેલમાં જવું પડશે.

રાજુલા : તમે સખણા રહેશો તો એ કાગળનો હું ઉપયોગ નહિ કરૂં. ચાલો આગળ લખો ત્યારે; છરાની બીક બતાવીને રાજુલાને પાછલે બારણેથી મોટરમાં બળજબરીથી નાખીને સ્ટેશને ઉઠાવી ગયો હતો. પણ ત્યાર પછી અમદાવાદ આવીને મને મારા ખોટા કામ માટે પસ્તાવો થયો છે......કેમ થયો છે ને?

ચંદુ૦ : અત્યારે તો જીવ લેવા બેઠી છે તે બધું લખી આપીશ, પણ—

રાજુલ : પણ શું? પછી આ જોયો છે?

ચંદુ૦ : પણ બણ કાંઈ નહિ બસ. લે બાપ પૂરું કરાવ હવે.

રાજુલા : પસ્તાવો થયો છે અને તેથી રાજુલાને હું મારી ધરમની પુત્રી ગણું છું અને મારી રાજી ખુશીથી મુંબઈની ન્યુ હાઈસ્કુલના વ્યાયામ શિક્ષક......

ચંદુ૦ : એ કોણ વળી?





રાજુલા : તમારો હરીફ. સારું છે કે એની નજરે પડ્યા નથી નહિતર—પણ ચાલો હવે કન્યાદાન તમારે આપવાનું છે.—

ચંદુ૦ : કન્યાદાન ?

રાજુલા : એ હું પછી સમજાવું છું, લખો તો— વ્યાયામ શિક્ષક સુરેશ મહેતા સાથે એ લગ્નગ્રંથિથી જોડાય તે વખતે આશીર્વાદ વેળાએ—

ચંદુ૦ : વહુ નાતરે જાય અને મારે વળાવવા જવાનું એમ ?

રાજુલા : કેમ હજુ જીભ સખણી રહેતી નથી ? વહુ કોણ ?

ચંદુ૦ : કરવો હોય એટલો જુલમ કરી લે, કાલે સવારે આ બધું—

રાજુલા : કાલ સવારની વાત કાલ સવારે, ચાલો પૂરું કરો......આશીર્વાદ વેળાએ આપવાના દાગીના—બે સોનાનાં કંકણ એક જડતરનો હાર અને કાનનાં બે લટકણીઆ રાજી ખુશીથી આજરોજ આપું છું.

ચંદુ : આ બધું ખોટું છે, આ વાત મને કબુલ નથી. આ તો લૂંટ છે, ચોખ્ખી લૂંટ—

રાજુલા : તો પારકી છોકરીને છરાની બીક બતાવી અડધી રાતે ઉપાડી લાવવી તે લૂંટ નો'તી ?... લખો...'રાજી ખુશીથી આજરોજ આપું છું.' લખ્યું ?...હં હવે બરાબર. ચાલો નીચે હવે સહી કરો. 'મારી રાજી ખુશીથી અને અક્કલ હોશિયારીથી આ લખાણ મેં કરી આપ્યું છે.'

ચંદુ૦ : બાપ રે ! તને તો વકીલની ભાષા પણ આવડે છે ને ?

રાજુલા : ન કેમ આવડે ? મારા મામા વકીલના ગુમાસ્તા છે ને ઉપરાંત ગામ આખાના ચોવટીઆ છે, એટલું તો મારે કાને પણ પડ્યું હોય ને ? ચાલો કરો નીચે સહી સીખીતન શેઠ ચંદુલાલ ગુલાબીદાસ સ. દ. પોતે...હં ઠીક છે, સહી નાખો તો. અને હવે લાવો એ કાગળ મારા હાથમાં.

ચંદુ૦ : [ કાગળ આપતાં ] પણ આખું ગામ જાણે છે કે હું તને પરણીને લાવ્યો છું ને રાતે તું મારી સાથે રહી છું. તું ગમે તે લખાવે પણ એ બધું ફોગટ. સવારના પહોરમાં આખી પોળને હું જણાવી દઈશ કે—

રાજુલા : સંવાર પડે તો ખરૂં. શેઠ, ઊભા થાવ. પલંગની પેલી રેશમી 'ચાદર કાઢો' તો, અને ખીંટી ઉપરથી તમારો આ કસબી ખેસ લો તો.

ચંદુ૦ : શું ધાર્યું છે ! અરે એ કોઈ—(બુમ પાડવા જાય છે ત્યાં )

રાજુલા : ખબરદાર જો બુમ પાડી છે તો, ચાલો ચાદર ને ખેસ લો તો...હં બરાબર. હવે બન્નેને વળ ચઢાવો...હા એમ, ઠીક છે. ચાલો હવે ચાદરનો એક છેડો પકડીને પલંગના પાયા પાસે બેસો તો. અને ખેસ મારા હાથમાં આપો.

ચંદુ૦ : પણ પલંગ પાસે બેસાડીને તું શું કરાવવા ધારે છે ?

રાજુલા : તપ કરાવવા ધારું છું. બરાબર પાયા પાસે બેસો. હવે પગની વચ્ચે આ ડાબી તરફનો પાયો આવે તે પ્રમાણે બન્ને પગ આગળ લાવો. [શેઠ, રાજુલા કહે છે તેમ છરાની બીકે થર થર ધ્રૂજતાં બધું કર્યે જાય છે] અને હવે બન્ને ઢીંચણ પાયાને અડાડો.

ચંદુ૦ : લે ચંડિકા લે. મારા પગ તારે બાંધવા છે ને! લે બાંધ બાપ બાંધ. પણ સવારે તું ક્યાં જઈશ ? તને જિંદગી સુધી યાદ રહે તેવી તારી વલે ન કરું તો મારું નામ ચંદુ ગુલાબી નહિ

રાજુલા : તમારા પગને અડકે મારી બલાગત. એ પગ તમારે જાતે બાંધવાના છે.

ચંદુ૦ : અરે પણ—

રાજુલા : મારે કાંઈજ સાંભળવું નથી. બરાબર ચાદરના આંટા મારીને પાયા સાથે બાંધો...હજી જોરથી, વધુ જોરથી...હા એમ. ચાલો બીજી એક ગાંઠ વાળો...હં હવે ઠીક છે.



ચંદુ૦ : આમ મારે ક્યાં સુધી બેસી રહેવાનું છે?

રાજુલા : આખી રાત સુધી સ્તો. અને હજી તો –

ચંદુ૦ : હજી શું બાકી છે?

રાજુલા : એ બતાવું છું. હવે બન્ને હાથ પાયાની આજુબાજુ લંબાવો તો.

ચંદુ૦ : એટલે શું તું મારા હાથ પગ બન્ને બાંધવા માગે છે? હે ભગવાન!

રાજુલા : કેમ મારી મામીએ મને બાંધીને પરાણે બે હાથે ચૂડો પહેરાવ્યો ત્યારે ભગવાન નો'તા સાંભર્યા?

ચંદુ૦ : મારા તે શું ભોગ લાગ્યા કે—

રાજુલા : મારે તમને એ જ બતાવવું છે.

ચંદુ૦ : અરે પણ મારી તો કેડ દુખવા આવી. આ ઉમ્મરે મારાથી આવો તે ત્રાસ સહેવાતો હશે?

રાજુલા : આ ઉમ્મરે ને આવા રોગીષ્ઠ શરીરે પારકી છોકરીનો ભવ બગાડવા તૈયાર થયા'તા ને!

ચંદુ૦ : હવે તો ખરેખરો ભવ ન બગાડું તો જોજે. અરે તું ગમે તેમ કર ને. આજની રાત તો સુખે દુઃખે વીતાવી દઈશ પણ કાલે આ બધાનો બદલો ન લઉં તો.

રાજુલા : તો તમે ચંદુ શુલાખી નહીં–ખરું? પણ હજી સવાર પડે તો ખરી. [ખેસથી શેઠના બંને હાથ પલંગને પાયે બાંધે છે—મજબૂત રીતે] ...હં...હવે બરાબર છે. જરા પાછળ નજર નાખો શેઠ, થોડી તકલીફ પડશે પણ જુઓ પેલી તમારી બંને શેઠાણીઓની છબીઓ...આજે તમને આવી સ્થિતિમાં જોઈ ને એમના આત્માને પણ શાંતિ વળતી હશે...[ઊભી થાય છે] ઠીક ત્યારે આવજો શેઠ. [ઘરેણાંની પેટી છુટાછવાયા કાગળીયા બધું તીજોરીમાં મૂકે છે, શેઠ વળી બૂમ પાડવા જાય છે ત્યાં] ખબરદાર ચૂં કે ચાં કરી છે તો. મારે તમારું એકપણ ઘરેણું વધારે નથી જોઈતું. કન્યાદાન નિમિત્તે તમે આપ્યા છે એટલા બસ છે, પણ આ એક દશ રૂપિઆની નોટ અંદરથી લઉં છું.

ચંદુ૦ : તેનું શું કરીશ? દશ હજાર તારા મામાએ ઓકાવ્યા, આટલા ઘરેણાં તેં લૂંટ્યાં, હવે પાછા ઉપરથી બીજા દશ રૂપિયા?

રાજુલા : મારે ગાડી ભાડાનાં જોઈએ ને? હું અહીંથી સીધી મુંબઈ જઈશ ને?

ચંદુ૦ : પણ એ તો હું તને કાલે જવા દઈશ તો ને? જોજે કાલે તારી શું દશા કરું છું તે, અંદરની પરસાળમાં પેલા અંધારા કોઠારના ઓરડામાં ત્રણ દિવસ ન ગોંધી રાખું તો—

રાજુલા : પણ કાલે તો આપણે નહિ મળીએ શેઠ. ચાલો હું તો અત્યારે જ જઉં છું.

ચંદુ૦ : [આવા દુઃખમાં પણ એકદમ ઉત્સાહથી] પણ તું જઈશ ક્યાંથી? બારણું તો બહારથી બંધ છે. સારું થયું ને કે બહેનને એટલી બુદ્ધિ સૂઝી!

રાજુલા : હા સારું જ થયું. પણ અગાશીનું બારણું ઊઘાડું રહી ગયું છે ને? અને તમે તો જાણો છો ને કે મને તો ઝાડ ઉપરથી ઠેકડા મારતા પણ આવડે છે. તમારી અગાશીને ટેકવીને પેલો પીપળો ચોકઠામાં ઊગ્યો છે તે ખ્યાલ છે ને, મારા ગયા પછી એ કપાવી નંખાવજો, નહિતર કોઈ ચોર અડધી રાત્રે તમારી આ તીજોરી પણ ઉપાડી જશે.

ચંદુ૦ : ઓ મા રે! આ તે કંઈ છોરી છે? બહેન બિચારી સાચું જ કહેતી હતી.

રાજુલા : ચાલો ત્યારે આવજો. અને જુઓ ફરીથી કોઈ કુમળી છોકરીનો ભવ બાળવા પ્રયત્ન ન કરશો.





ચંદુ૦ : અરે રે, ખરેખર તું તો જાય છે જ. મારા રૂપિયા દશ હજાર તો ગયા ને ઉપરથી તું આ ઘરેણાં પણ—

રાજુલા : [થોડો વિચાર કરીને] ઘરેણાં! ના ના, મારે તમારાં ઘરેણાંથિ શું કરવાં છે? કોણ જાણે તમારી કેનીયે કમાણીનું આ ઘરેણું હશે.

[એક પછી એક અંગ ઉપરથી ઘરેણાં ઊતારીને શેઠ તરફ ફેંકતી જાય છે અને પાછે પગલે ઉઘાડા બારણામાં થઇને અગાશીમાં આવી જાય છે. ફેંકાતા ઘરેણાં તરફ ચંદુલાલ કંઇક સંતોષથી જોઇ રહે છે.]

અને તમારા દસ રૂપિયા પણ બાકી નહિ રાખું. મુંબઈ જઈને એ પણ મોકલી આપીશ હયો ત્યારે જઉં.

[બોલતી બોલતી કાછોટો મારી અગાશીનો કઠેરો ઠેકી જાય છ ને લટકતી ઝાડની ડાળીમાં અદૃશ્ય થઇ જાય છે. એટલામાં શેઠ બૂમાબૂમ શરૂ કરે છે. શરૂઆતમાં તો ઘાંટો ઉઘડતો જ નથી પછી ખૂબ મોટેથી બૂમાબૂમ ચરૂ કરે છે]

ચંદુ૦ : ઓ બેન! ઓ જીવકોર બેન! ઊઠો, ઊઠો, ઉપર આવો, અરે જીવકોર બેન...

[ધબધબા પગલે જીવકોર અંદરથી બારણું ઉઘાડીને ધસી આવે છે, ભાઈની દશા જોઈને હબકી જાય છેઃ ચારે બાજુ નજર ફેરવતા]

જીવકોર : હું તો પછી અધવચ જીનામાં જ સૂઈ ગઈ હતી પણ તારી આવી દશા કોણે કરી? શું કોઈ ચોર તો નથી ઘૂસી ગયો ને? ઓ બાપ રે! અરે પણ વહુ ક્યાં ગઈ?

ચંદુ૦ : અરે એ તે વહુ હતી કે વાઘણ? સારૂં થયું એનાથી છૂટ્યો તે. લે તું ઊભી શું રહી છું? મને છોડ હવે.

[જીવકોર હજી દિગ્મૂઢની જેમ ચારે બાજુ જોતી જોતી ભાઈને છોડે છે]

જીવકોર : પણ આ બધું થયું શું? તેં મને બૂમ કેમ ન મારી, હું એટલે તો છેક નીચે ગઈ નહિ, મારા મનમાં કે તમે બંને વિલાયતની ને ઘરેણાંની વાતો કરો છો એટલે નિરાંતે હું તો અધવચ જીનામાં જ જઈને સૂતી; પણ એ ગઈ ક્યાં?

ચંદુ૦ : હવે ધમાધમ કરીશ નહિ. અને કોઇને કંઈ કહીશ નહિ, નહિતર આબરૂ જશે. તને બૂમ પાડું કઈ રીતે, મારો છરો એણે મને જ દેખાડ્યો. કોઈ પૂછે તો કહેજે કે મેં એને જવા દીધી છે.

[ઘરેણાં ભોંય ઉપરથી ભેગાં કરવા માંડે છે]

જીવકોર : જવા દીધી! તેં વહુને જવા દીધી!

ચંદુ૦ : હા બેન હા. આડોશી પાડોશી પૂછે તો એમ જ કહેજે. બધી વાત તો હું તને પછી સમજાવીશ.

જીવકોર : પણ તેં રૂપિયા દશ હજાર ખરચ્યા તેનું શું! અને આ ઘરેણાં આમ વેરણ છેરણ કેમ પડ્યાં છે!

ચંદુ૦ · [ઘરેણાં ઊંચકી લઈને તીજોરીમાં મૂકતાં] જાન બચ્યો એ કહેતી નથી! મુદ્દલ ગયું તો ગયું પણ આ વ્યાજે જાત [ઘરેણાં બતાવીને] એ તો બચ્યું ને?

જીવકોર : મુદ્દલ ગયું ને વ્યાજ બચ્યું? મને તો કંઈ ન સમજાયું.

ચંદુ૦ : અરે એ ભરૂચના વાણીઆને મેં છેતર્યો. એણે રૂપિયા સાડાચાર હજાર માગેલા ને મેં કબુલેલા પણ પછીથી આ ઘરેણાંના અઢીહજાર ગણીને કાપી લીધા'તા, એ અઢી હજાર તો બચ્યા ને? [ભાઈની વાત અડધી પડધી સમજાતાં સંમતિસૂચક માથું હલાવે છે] કોઈને પૈસા ધીરીએ તેનું વ્યાજ ગણીને આગળથી કાપી લઈએ ને તેમ સમજી?

જીવકોર : હા સમજી : મુદ્દલ ગયું ને વ્યાજ બચ્યું.

# મતદાનની પવિત્રતા

મોહનલાલ વ્યાસ

સ્વાધીન ભારતે પહેલી ચૂંટણીનો અનુભવ લઈ લીધો. લોકશાહી રાષ્ટ્રો ચૂંટણીના મતદાનમાં કેવી અને કેટલી પવિત્રતા અને ગુપ્તતા રાખે છે એ આ લેખના મજૂરભાઈ સાથેના લેખકના વાર્તાલાપથી સમજાય છે. આપણો મજૂરવર્ગ પણ આટલું સમજતો થાય તો ?

લોકશાહી ચલાવવી એ ખાંડાની ધાર પર ચાલવા જેવું છે. સતત જાગૃતિ અને પ્રતિક્ષણ નાગરિક જવાબદારીઓ સમજપૂર્વક અદા કરવી એ તેની કિંમત છે. લોકશાહીમાં વ્યક્તિનું ગૌરવ, તેનું સન્માન અને આત્મવિકાસની જે મોંઘેરી સ્વતંત્રતા ભોગવવાની મળે છે એ જોતાં તેને માટે જે કિંમત આપવી પડે છે એ ઘણી ઓછી ગણાય. માનવ તરીકે સૌ સાથે સમાન વર્તાવ, સમાન અધિકારો અને સમાન તકો એ લોકશાહીનું મધ્યબિંદુ છે. લોકશાહી તંત્રે એની રચના માટે પ્રત્યેક વ્યક્તિને. પોતપોતાની ઇચ્છા પ્રમાણે રાજ્યતંત્ર ચાલે એ માટે પ્રતિનિધિત્વ ધરાવવા માટે એક મહામૂલી મતદાન કરવાની વ્યવસ્થા ભેટ કરી છે. આ મત એ લોકશાહીની ગુરૂચાવી છે. એ એક અતિપવિત્ર વસ્તુ છે. એની પવિત્રતા અખંડ રાખવી એ પ્રત્યેક નાગરિકની પવિત્ર ફરજ છે. લોકશાહીમાં મત એ કોઈ ગમે તે રીતે ફેંકી દેવાની મામૂલી ચીજ નથી. એ કાંઈ બાળકોને રમવાનું રમકડું નથી. કરોડોનું ભાવિ મતના સમજપૂર્વકના જાગૃત ઉપયોગ પર અવલંબે છે. મતદાનનો ઉપયોગ કોઈનાં પર અંગત ઉપકાર કરવા માટે કે કોઈને ભિક્ષા તરીકે આપવા માટે ન થઈ શકે. એ એક પ્રકારનું ઋણ છે. એનું દાન તો યોગ્ય અધિકારીઓને જ થઈ શકે. અનધિકારીને એનું દાન કરવાથી આપણે પાપમાં પડીએ અને પરિણામે સમાજની અધોગતિ થાય. એ જોતાં મતની પવિત્રતા જાળવવી અને તેનું રક્ષણ કરવું એ પ્રત્યેક નાગરિક માટે એક કસોટીરૂપ બન્યું છે. જે માણસો દેશને એક કુટુંબરૂપ ગણતા હોય, આપણા સમાજની વિકટ સમસ્યાઓ સમજતા હોય, ઉદાર દૃષ્ટિથી પ્રત્યેક પ્રશ્ન વિચારી શકતા હોય, ઉચ્ચ નૈતિક ભૂમિકાએ પહોંચ્યા હોય અને જેના હાથમાં દેશની ઈજ્જત આબરૂ, પ્રતિષ્ઠા અને ગૌરવ સુરક્ષિત રહી શકશે એવો આપણને વિશ્વાસ હોય તેઓ જ મતના અધિકારી છે. મતાધિકારનો ઉપયોગ કરતી વખતે જ્ઞાતિ, પ્રદેશ, ધર્મ કે સગાં સંબંધી તરીકેનો વિચાર કરવો ન જોઈએ. આટલું બરાબર સમજી શકીએ તો જ લોકશાહીને લાયક આપણે બની શકીએ.

આપણે ભારતવાસીઓએ આપણા દેશને માટે લોકશાહીનો માર્ગ પસંદ કર્યો છે. એ માર્ગે આપણે વિકાસ સાધવાનું અને આપણું સામાજિક ધ્યેય સિદ્ધ કરવાનું સ્વીકાર્યું છે. એટલે લોકશાહીનો જ્યાં પ્રથમ ઉગમ થયો અને જ્યાં આજે લોકશાહી તેના શુદ્ધ સ્વરૂપમાં ખીલી રહી છે ત્યાંની પ્રજાના ખમીર અને ભાવનાના દર્શન કરવાં આપણે માટે પ્રેરણાદાયક થઈ પડશે.

થોડા સમય પહેલાં હું ઇંગ્લેંડના ઔદ્યોગિક શહેર બ્રેડફર્ડમાં મારા એક મિત્ર સાથે મજૂરોના વસવાટનું નિરીક્ષણ કરી રહ્યો હતો. ત્યાં એક વૃદ્ધ મજૂરની સાથે મેળાપ થયો. વાતચીત થઈ. એ પ્રસંગ મારે માટે હમેશાં યાદગાર રહેશે. લોકશાહીના પાઠ એમાંથી શીખવાના મળે છે.

મારા અંગ્રેજ મિત્રે એ વૃદ્ધ મજૂરની સાથે મારી ઓળખાણ કરાવી. એક ભારતવાસીને મળતાં એ મજૂરભાઈને બહુ આનંદ થયો. તે ભાઈએ મારી સાથે વિચારોની આપ લે કરવાનું બહુ ખુશીથી સ્વીકાર્યું.

મેં પૂછ્યું : 'અત્યારે મજૂરોના પ્રતિનિધિઓ તમારા દેશનો વહીવટ કરી રહ્યા છે. તમે સૌએ તેઓને ચૂંટીને મોકલ્યા છે. તેમના વહીવટથી તમોને સંતોષ છે કે કેમ ?'





પ્રત્યુત્તર બહુ સરળ હતો. તેણે કહ્યું: 'અમારા નેતાઓ બધા શાણા પુરુષો છે. અનુભવી છે. એ જે કાંઈ કરે છે તે અમારા એક હિતને લક્ષમાં રાખીને કરે છે એવી અમારી અચળ શ્રદ્ધા છે. એટલા માટે તો અમે તેઓને ચૂંટી મોકલ્યા છે. એમના વહીવટથી અમોને અસંતોષ રાખવાનું કોઈ કારણ નથી.'

મે કહ્યું: 'વિરોધી પક્ષ તો મજૂર સરકારની ઉગ્ર ટીકા કરે છે કેટલાંક મજૂર મહાજનો અને મજૂરોમાં પણ અસંતોષ છે. આ સંજોગોમાં તમે જે કહો છો તે સમજવું મુશ્કેલ બને છે.'

તેણે કહ્યું; 'તમે હજુ અંગ્રેજ પ્રજાને બરાબર ઓળખતા નથી. દરેક વાતમાં અસંતોષ દર્શાવવામાં અમોને મજા આવે છે. આકરી ટીકાઓ કરવાનો અમારો સ્વભાવ થઈ ગયો છે. પરંતુ સાચા કામની અમોને કિંમત છે. પ્રસંગ આવ્યે અમારૂં વર્તન જુદું જ હોય છે.'

મેં કહ્યું: 'ત્યારે તો હવે પછીની ચૂંટણીમાં તમે મજૂર સરકારને જ જંગી બહુમતિથી ચૂંટી કાઢશો.'

તેણે કહ્યું: 'એ તો આજે કંઈજ ન કહી શકાય. અમારે ત્યાં રાષ્ટ્રહિતની બાબતોમાં મજૂર પક્ષ કે રૂઢિચૂસ્ત પક્ષ બને એક જ દૃષ્ટિએ કામ કરે છે.'

મેં કહ્યું: 'એ તો ખરૂં, પરંતુ તમે પોતે તો તમારો મત જરૂર મજૂર પક્ષની તરફેણમાં જ આપશો એમ હું માની લઉં છું.'

તેણે કહ્યું: 'જુઓ, માઠું ન લગાડશો. મતદાનની અમારી પ્રણાલિકા સમજશો. મત કોને આપવો અને કોને ન આપવો એ સંબંધમાં અમે લોકો બહુ ચર્ચા કરતા નથી. મારા પિતા કયા પક્ષને મત આપતા તે હું જાણતો નથી. તેમણે મને એક શિક્ષણ તો એ આપ્યું છે કે મત એવી પવિત્ર વસ્તુ છે કે તેનું દાન કોને કરીએ છીએ એ કોઈને કહેવાય નહિ. મારું સાચું માનો તો હું કહીશ કે હું કોને મત આપું છું એ વાત મારી પત્ની પણ જાણતી નથી. એટલે તમને તો કઈ રીતે કહી શકું? આ સવાલનો તમોએ આશા રાખેલો જવાબ ન આપું તો માફ કરશો.'

તેમના આ ઉત્તરથી મારી આંખો ખૂલી ગઈ. ઇંગ્લેંડમાં લોકશાહીની સફળતાની ચાવી મને મળી. લોકશાહી રાજતંત્ર માટેની આ પ્રથમ લાયકાત ગણાય. મતની કિંમત અને મતદાનની પવિત્રતા જ્યાં સુધી ન સમજાય ત્યાં સુધી લોકશાહીનો શુદ્ધ સ્વરૂપમાં વિકાસ ન સંભવે. હું વિચારમાં પડ્યો. ભારતે લોકશાહીનો માર્ગ સ્વીકાર્યો છે પરંતુ તેની કસોટી તો મત અને મતદાન અંગેના આપણા ખ્યાલો શું છે તેનાથી થવાની છે. આ એક દૃષ્ટાંત પરથી પણ જો આપણે વિચાર કરીએ તો ઘણું શીખવાનું મળે તેમ છે.

*

## હૃદયનું કવિત

ન મેં માગ્યું તોયે—
ન મેં જાણ્યું તોયે—
ન બુદ્ધિએ જાણ્યું પળ મહિં તહીં શું થઈ ગયું!
હૃદે માત્ર પ્રીછ્યું: કવિત તહીંથી જે સરી ગયું!

રમેશ પાઠક

## ભણતર

તારી આંખની પાટી ઉપર
લખે અક્ષરો ઊર્મિના તું
એ અક્ષરો ઉકેલી ઉકેલી
ભણતર નવેસરથી ભણી રહ્યો છું!

હિમાંશુ વ્હોરા

# ટ્રૉટ્સ્કી

રાસુ પંડિત

વિશ્વ રાજકારણમાં લૅનિનના સમકાલીનોમાં બે વ્યક્તિ જગતથી અદૃષ્ટ બની બેઠી : એક ટ્રૉટ્સ્કી અને બીજી સમાજવાદી મહાનારી રોઝા લકઝમ્બર્ગ. સ્ટાલિનની ચાલબાજીનો ભોગ ન બન્યો હોત તો રશિયાનો અને સારા વિશ્વનો નકશો ટ્રૉટ્સ્કીથી નવા જ રંગે શોભત —એ ક્રાંતિવીરનું આ રેખાચિત્ર છે.

ક્રાંતિને ચરણે જેણે પોતાનું જીવન સમર્પણ કર્યું હતું ને છતાં સત્તના રાજકારણમાં જેને સ્ટાલિને ઉથલાવીને ફેંકી દીધો હતો એ ટ્રૉટ્સ્કીની સ્મૃતિને, તાજેતરમાં જ રશિયામાં માલેન્કોવે કરેલી બેરિયાની ધરપકડે, તાજી બનાવી છે. વિશ્વના દરેક રાજકીય પુરુષે બેરિયાની ધરપકડને ૨૫ વર્ષ પહેલાં થયેલી ટ્રૉટ્સ્કીની ધરપકડ સાથે સરખાવી છે ને લાલ પ્રદેશમાં ચાલતી ભેદી રાજરમત પ્રત્યે કાંઈક ચિંતા વ્યક્ત કરી છે.

રશિયાના મધ્યમવર્ગના યહૂદી કુટુંબમાં ૧૮૭૯માં એ જન્મ્યો ત્યારે એનું નામ બ્રૉનસ્ટીન રાખવામાં આવેલું. ઑડેસામાં એ શિક્ષણ પામ્યો ને એ જ શહેરની યુનિવર્સિટીમાં જોડાયો. યુવાવસ્થામાં જ એને ક્રાંતિકારી પ્રવૃત્તિમાં રસ પડયો; આથી મજૂરોનું સંગઠન કરવાના પ્રયત્ન બદલ ૧૮૯૮માં એની ધરપકડ કરવામાં આવી ને સાઈબીરીયા ધકેલી મૂકવામાં આવ્યો; પરંતુ કોઈથી ય ન દબાય એવો આ ચેતનવંતો યુવાન ત્યાંથી છટક્યો ને ૧૯૦૨માં લંડન પહોંચી ગયો. લંડન જવા માટે એણે ટ્રૉટ્સ્કી નામના કોઈ માણસનો પાસપોર્ટ ચોર્યો ને ત્યારથી એ ટ્રૉટ્સ્કી નામે જ ઓળખાતો થયો. ત્યાં એ લૅકેનોવ અને લૅનિનના ગાઢ સંપર્કમાં આવ્યો. 'ઈસ્ક્રા' (ચિનગારી) નામના પ્રસિદ્ધ રશિયન ક્રાંતિકારી મુખપત્રમાં એણે કામ કરવા માંડ્યું. ૧૯૦૫માં એ રશિયા પાછો આવ્યો ને એને સેંટ પીટર્સબર્ગના મજૂર મંડળનો મોવડી બનાવવામાં આવ્યો; પરંતુ ૩, ડિસેમ્બર, ૧૯૦૫ના રોજ એ એના મંડળની કાર્યવાહક સમિતિ સાથે પકડાઈ ગયો અને જિંદગીભર માટે એને ટોલોક્સ મોકલી આપવામાં આવ્યો. પણ ચબરાક ટ્રૉટ્સ્કી સાઈબીરીયામાં પ્રવેશતાં વેંત છટકી ગયો ને સીધો વિયેના પહોંચી ગયો. અહીં રહીને એણે એની પ્રવૃત્તિઓ વિસ્તારી ને 'પ્રવદા' (કે જે આજે સોવિયેટ રશિયાનું મુખપત્ર છે) માટે ખૂબ જહેમતપૂર્વક કામ કરવા માંડ્યું. મૅન્શેવીક જૂથમાંથી એની શ્રદ્ધા ઊઠી ગઈ ને પોતાનું નવું જૂથ સ્થાપીને એ ક્રાંતિની જ્વાલા ચેતાવતો ગયો.

૧૯૧૦માં કોપનહેગનમાં મળેલી સોશયલ ડેમોક્રેટિક કોંગ્રેસમાં એ હાજર રહ્યો ને પોતે સ્થાપેલા નવા જૂથનો એણે જોરદાર બચાવ કર્યો. ૧૯૧૩માં એ લડાઈના ખબરપત્રી તરીકે કોન્સ્ટેન્ટીનોપલ પહોંચ્યો અને બીજે જ વર્ષે એ ઝયુરીચ ને ફ્રાન્સમાં એક ક્રાંતિકારી સામયિકના સંચાલનમાં અટવાયો. આ સમય દરમિયાન એણે જર્મનીમાં વિશ્વ યુદ્ધ જન્મવાનાં કારણો છણતું એક પુસ્તક લખ્યું ને પરિણામે એને મહિનાની સજા ભોગવવી પડી. પણ જરા ય ડર્યા વિના એણે વિશ્વયુદ્ધનો વિરોધ કર્યો— માત્ર જર્મનીમાં જ નહીં, ફ્રાંસ ને ઇંગ્લાંડમાં પણ આથી ૧૯૧૬માં એને ફ્રાંસમાંથી કાઢી મૂકવામાં આવ્યો. રસ્તામાં સ્પેનીશ સરકારે એને વગર રજાએ સ્પેનની હદમાં પ્રવેશવા બદલ પકડ્યો પણ છેવટે તો એને અમેરિકા જવા દેવામાં આવ્યો. અમેરિકા પહોંચીને એણે 'નોવી મીર' (નવી દુનિયા) નામનું મુખપત્ર શરૂ કર્યું. એનામાં એટલી પ્રચંડ શક્તિ હતી કે એ ક્યાંય નવરો બેસી શકતો નહીં. ગમે તેવી મુશ્કેલી વચ્ચેથી પણ ક્રાંતિના પ્રચાર માટેનાં સાધનો એ ઊભાં કરી શકતો.

૧૯૧૭માં જ્યારે રશિયન ક્રાંતિ થઈ ત્યારે ટ્રૉટ્સ્કીના મિત્રોએ એના રશિયાના પ્રવાસ ખર્ચને

પર્વોથી વળવા માટે ઊપડાણું કર્યું. પણ રસ્તામાં બ્રિટિશ સરકારે એને કેદ કરીને હેલિફેક્સ મોકલી આપ્યો અને રશિયાની કામચલાઉ સરકારે એની માગણી કરી ત્યારે જ એને છોડ્યો. લેનિનની પાછળ પાછળ એ પેટ્રોગ્રેડ પહોંચ્યો ને પોતાના જૂથ સાથે બોલ્શેવિકો સાથે જોડાઈ ગયો—જો કે એ બોલ્શેવિક પાર્ટીનો વિધિસરનો સભ્ય તો ૧૯૧૭ના જુલાઈમાં જ થયો. ૧૯૧૭ની બોલ્શેવિક ક્રાંતિને વ્યવસ્થિત કરવામાં એણે લેનિન જેટલો જ મહત્ત્વનો ભાગ ભજવ્યો અને સોવિયેટ સરકારના વિદેશ ખાતાનો એ પ્રધાન થયો.

બ્રેસ્ટ-લીટોવ્સકના સુલેહ કરારમાં રશિયન પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે ટ્રૉટ્સ્કીએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો રશિયાની નૈતિક ક્રાંતિમાં એને શ્રદ્ધા હતી, આથી જર્મન રશિયા સામે હુમલો નહીં કરી શકે એવી એની માન્યતા હતી. પરંતુ જર્મનોએ તો આગળ વધવા માંડ્યું આથી લેનિન ને ટ્રૉટ્સ્કી વચ્ચે મતભેદ પડ્યો. પણ અંતે તો ટ્રૉટ્સ્કીને ભૂલ સમજાઈ ને એ લેનિન સાથે જોડાઈ ગયો. આથી એને વિદેશ ખાતાના પ્રધાનપદમાંથી મુક્ત કરીને યુદ્ધ ખાતાના પ્રધાન તરીકે નીમવામાં આવ્યો. ખૂબ વિરોધ હોવા છતાં એણે ઝારના જૂના અમલદારોની મદદ લઈને નવું લાલ લશ્કર તૈયાર કર્યું. આથી અમલદારોમાં પણ નવી શ્રદ્ધા પ્રગટી ને એમની પ્રતિષ્ઠા વધી. ૧૯૨૦માં એણે લશ્કરના વધારાના સૈનિકોની મદદથી 'મજૂર લશ્કર' સ્થાપ્યું ને એમની પાસે દેશના નવનિર્માણનું કામ કરાવ્યું.

નવી આર્થિક નીતિ (N. E. P.) ને સફળ બનાવવા માટે એણે તનતોડ મહેનત કરી પણ પૉલિશ લડાઈ અંગે એને લેનિન સાથે મતભેદ પડ્યો. આ તકનો લાભ લઈ ને સ્ટાલિને એને જાહેર રીતે વખોડવા માંડ્યો. સ્ટાલિનના હૃદયમાં ઈર્ષાની આગ હવે જાહેરમાં ભભૂકી ઊઠી ને ટ્રૉટ્સ્કીનો કાંટો કાઢી નાખવાની એના હૃદયમાં મુરાદ જન્મી.

લેનિનના મૃત્યુ વખતે ટ્રૉટ્સ્કી કૉકેસસમાં આરામ લેતો હતો અને એના મિત્રોને પણ મુખ્ય હોદ્દા ઉપરથી ખસેડી મૂકવામાં આવ્યા હતા. લેનિનના મૃત્યુથી ટ્રૉટ્સ્કી ખૂબ નિરાશ થયો. બંને જીગરજાન દોસ્ત હતા ને ક્રાંતિમાં એમણે ખભેખભા મિલાવીને કામ કર્યું હતું. હવે એ સાવ એકલો પડી ગયો. કમ્યુનીસ્ટ પાર્ટીમાં સ્ટાલિનની લાગવગ વધુ હતી, વળી સ્ટાલિન પાર્ટીનો બહુ જૂનો સભ્ય હતો, જ્યારે ટ્રૉટ્સ્કી તો ૧૯૧૭માં જ પાર્ટીમાં જોડાયો હતો. આથી ટ્રૉટ્સ્કી વિરુદ્ધ એક આંદોલન શરૂ થયું ને યુદ્ધ ખાતાના મંત્રી તરીકે એને દૂર કરવામાં આવ્યો. એ જ્યારે કૉકેસસથી પાછો આવ્યો ત્યારે એને સાવ નજીવું કામ આપવામાં આવ્યું—વીજળી શક્તિના વિકાસની સમિતિના અધ્યક્ષ તરીકેનું. મનમાં ઓછું આણ્યા વિના રાષ્ટ્ર પ્રત્યેની ભક્તિને કારણે એણે એ કામ સ્વીકાર્યું; પણ ૧૯૨૫માં એણે રાજીનામું આપ્યું. ૧૯૨૭માં એને કમ્યુનીસ્ટ પાર્ટીમાંથી ફેંકી દેવામાં આવ્યો ને પાર્ટી વિરુદ્ધ પ્રવૃત્તિ કરવાના આરોપસર ૧૯૨૮ના જાન્યુઆરીમાં એને તુર્કસ્તાનમાં આવેલા વર્ની ગામે ધકેલી મૂકવામાં આવ્યો. ત્યાંથી પણ એને કાઢ્યો ને ૧૯૨૯માં એ કોન્સ્ટેન્ટીનોપલ ગયો.

લેનિન પછી ટ્રૉટ્સ્કીનું સ્થાન ક્રાંતિકાર તરીકે પ્રથમ હતું. લેનિન પ્રમુખની ખુરશીને લાયક હતો, પરંતુ પ્રખર લેખન ને વક્તૃત્વ શક્તિથી જનતામાં ચેતન આણવાની શક્તિ તો માત્ર ટ્રૉટ્સ્કીમાં જ હતી. એ વીજળીની ઝડપે એક સ્થળેથી બીજે સ્થળે જતો ને એના ૨ા-૩ કલાક સુધી સતત ચાલતા પ્રવચનમાં લોકોનાં દિલ હલાવી મૂકતો. એની વાણી સ્વસ્થ હતી. સુંદર રૂપકોથી ભરેલી એની વક્તૃત્વ શૈલી હતી, કટાક્ષનો તો એ દાદો હતો ને જે કાંઈ બોલતો એમાં તર્ક ને સ્પષ્ટોક્તિનું પ્રમાણ સુંદર રીતે જળવાઈ રહેતું. એ યુગનો એ સૌથી મહાન વક્તા હતો. એને અંગત મહત્ત્વાકાંક્ષા કાંઈ નહોતી, એને તો માત્ર એની ઐતિહાસિક પ્રતિભા જાળવવી હતી.

રશિયાના રાજકારણમાં સત્તાની સાઠમારી ન હોત તો ટ્રૉટ્સ્કી જ વડોપ્રધાન થયો હોત; પરંતુ એક ક્રાંતિવીરને એની દેશભક્તિના બદલામાં કાંઈ કામ આપવાને બદલે કાઢી મૂકવામાં આવ્યો, એટલું જ નહીં પણ રશિયન ક્રાંતિના ઇતિહાસમાં એણે ભજવેલા ભાગ વિષેનો ઉલ્લેખ જ ઉડાવી મૂકવામાં આવ્યો. આમપ્રજાની સરકાર સ્થાપવાની વાતો કરનાર માણસો કદીય પોતાના સાથીઓ પ્રત્યે આટલા ક્રૂર બની શકે ખરા? આજે લેનિનગ્રાડમાં રશિયન ક્રાંતિનો ઇતિહાસ આલેખતું મોટું સંગ્રહસ્થાન છે, પરંતુ એમાં ટ્રૉટ્સ્કી વિષે રજમાત્ર પણ ઉલ્લેખ નથી એવું જ્હોન સ્ટાઇનબેકે એમના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા 'The Russian Journal' નામના પુસ્તકમાં નોંધ્યું છે. સંકુચિત મનોદશાનું આથી વધુ આદર્શ દૃષ્ટાંત બીજે ક્યાં મળે?

ટ્રૉટ્સ્કીએ એની ઉત્તરાવસ્થાના દિવસો લેખન પ્રવૃત્તિમાં જ પસાર કર્યા. ૧૯૩૭ માં એ મેક્સીકોમાં આવીને વસ્યો; પરંતુ ૧૯૪૦ માં એનું ખૂન થયું. આ ખૂન પાછળ પણ સ્ટાલિનનો હાથ હતો એમ કહેવાય છે, પણ એ અંગે કાંઈ ચોક્કસ પુરાવો મળતો નથી. જે વ્યક્તિએ આમપ્રજાના હિતને ખાતર જીવનભર દુઃખ વેઠ્યું ને રાષ્ટ્ર પ્રત્યેની ઉત્કટ લાગણીથી પ્રેરાઈને કામ કર્યું એનો કેવો કરુણ અંજામ? ભલે રશિયાના પથ્થર હૃદયી મુત્સદ્દીઓને એ સમાચારથી આનંદ થયો હોય, પરંતુ ટ્રૉટ્સ્કીની મહાન રચનાઓ (History of the Russian Revolution; Lenin; My Life; Literature & Revolution વગેરે)ના વાચકોએ તો એના મૃત્યુથી છાનાં આંસુ સાર્યાં હતાં, એના કમભાગ્ય પ્રત્યે દિલસોજી વ્યક્ત કરી હતી.

ટૂંકમાં જે માનવી લેનિનનો વારસદાર થવા સર્જાયો હતો—ને એ વારસદાર થયો હોત તો રશિયાનું ચિત્ર જુદું જ હોત—એને સ્ટાલિને ઉથલાવી નાખ્યો ને એવો દૂર ધકેલી મૂક્યો કે એ કદી રશિયન પ્રજાના માનસ ઉપર કાંઈ જ અસર ન પાડી શકે. એનાં ચિત્રો દૂર કરવામાં આવ્યાં, એનાં પુસ્તકો ઉપર પણ પ્રતિબંધ મૂકવામાં આવ્યો ને સામ્યવાદી સત્તાધીશોથી દબાઈ ગયેલી રશિયન પ્રજા ચૂં કે ચાં ન કરી શકી. સામ્યવાદીઓમાં સત્તા માટે કાવત્રાં કરવાનો શોખ વારસાગત ચાલ્યો આવે છે. સ્ટાલિનના મૃત્યુ પછી માલેન્કોવે પણ બેરિયાની લગભગ ટ્રૉટ્સ્કી જેવી જ દશા કરી છે ને? લાલ રંગના લોખંડી પડદા પાછળ ખેલાતો જાદુ સમજવો સહેલો નથી એટલું ય લોકો સમજે તો ઘણી માનસિક સ્વસ્થતા જળવાઈ રહે.

*

# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**રખડવાનો આનંદ**: દ૦ બા૦ કાલેલકર. પાનાં ૩૨૮ ચાર રૂપિયા. **મજૂર કલ્યાણ પ્રવૃત્તિ**: હીરાલાલ લ૦ જરીવાલા. પાનાં ૧૪૦ પોણાબે રૂપિયા—બન્ને પુસ્તકોના પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ ૯. **કલ્યાણ સાધનદિશા**: મુનિશ્રી ન્યાયવિજયજી. પાનાં ૪૩. મૂલ્ય નથી. પાટણ. **ભૂલકાંનાં ગીત**: મૂળદેવ પંડ્યા. પાનાં ૪૮ બાલ મંદિર, વસો. બાર આના. **બિરહ-છહુંતરી**: માધવ મો૦ ચૌધરી. પાનાં ૩૦. છ આના. હંસ પ્રકાશન મંદિર, પુનાસણ. **રામકૃષ્ણ ઉપદેશ**: પાનાં ૧૫૨ દશ આના. રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ. **શ્રુતિપતિ**: લે૦ પ્ર૦ જશવંત ઠાકર. પાનાં ૧૦૪. દોઢ રૂપિયો. ૩૯, સ્વસ્તિક સોસાયટી, અમદાવાદ. **ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૪૯–૫૦**: પાનાં ૨૩૭ ત્રણ રૂપિયા. ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. **જન્મભૂમિ પંચાંગ: ૨૦૧૦**: સં. દેવસી વીરજી ખોના. પાનાં ૧૭૬. પોણાબે રૂપિયા, જન્મભૂમિ કાર્યાલય, મુંબઈ ૧.

# પ્રેમ અને વિરહ

અનુ૦ 'તૃપ્તિ'

> આ એક જર્મન લોકકથા છે. પણ લોકસાહિત્ય તો દેશ-દેશના સીમાભેદમાં માનતું જ નથી. એ તો દરેકે દરેક દેશને એક સરખું લાગુ પડે છે. આ લોકકથાના પાત્રોનાં નામ આપણા દેશનાં હોય તો એ બીજા દેશની છે એ જણાય ખરું ?

એકવાર બ્રહ્માએ પોતાના દેવદૂતને કહ્યું: 'જા જરા સ્વર્ગનું બારણું ઉઘાડીને જો, પૃથ્વી પર કોઈ રડે છે.'

દેવદૂતે બહાર જોયું ને તરત કહ્યું: 'ભગવાન! દૂરના મેદાનમાં એક બાજુ બારાબેલા બતકો ચરાવે છે ને બીજી બાજુ ક્રિસ્ટોફ કુકરોની રખવાળી કરે છે એ બને જણ રડે છે.'

બંને એકબીજાને ખૂબ ચાહતાં હતાં. એકબીજાંને જોયા વગર એમાંથી કોઈ જ નહોતાં રહી શકતાં. પણ, જે દિવસની આ વાત છે, એ દિવસે બંને એકબીજાંની પાસે પહોંચે એ પહેલાં બતકો ને કુકરો વચ્ચે લડાઈ થઈ ગઈ; આથી બંને મળી શકયાં નહીં. એમને આથી ખૂબ દુઃખ થયું ને બંને રડવા લાગ્યાં. એ બંને ડૂસકાં ભરતાં હતાં—બતકો અને કુકરો પણ ગંભીર થઈ ગયાં. હવે બ્રહ્માથી ન રહેવાયું ને તેમણે નિશ્ચય કર્યો: 'એમની બધી ઇચ્છાઓ હું પૂરી કરીશ.'

ગોચરનું મેદાન બહુ મોટું હતું. બારાબેલા ક્રિસ્ટોફને નહોતી જોઈ શકતી ને ક્રિસ્ટોફ બારાબેલાને નહોતો જોઈ શકતો. ક્રિસ્ટોફ વિચારતો હતો કે, 'જો હું બારાબેલાની બતકો પાસે પહોંચી જાઉં તો'... અને બારાબેલા વિચારતી કે, 'જો હું ક્રિસ્ટોફના કુકરો પાસે હોત તો.'

બ્રહ્માની કૃપાથી બીજી જ પળે ક્રિસ્ટોફે જોયું કે તે બારાબેલાની બતકોની પાસે હતો, પણ બારાબેલા ત્યાં નહોતી. એણે વિચાર્યું કે 'બારાબેલા કાંઈક કામ અંગે આમતેમ ગઈ હશે!' - આ જ પ્રમાણે બારાબેલા ક્રિસ્ટોફનાં કુકરો પાસે પહોંચી ને ક્રિસ્ટોફને ન જોતાં એણે વિચાર્યું કે 'કાંઈક કામ અંગે ક્રિસ્ટોફ આજુબાજુ ગયો હશે.'

બહુ વાર સુધી બન્નેએ એકબીજાની ખૂબ રાહ જોઈ. કંટાળીને બારાબેલાએ વિચાર્યું: 'આના કરતાં તો હું મારી બતકો પાસે પહોંચી જાઉં તો સારું.' આ બાજુ ક્રિસ્ટોફે પણ વિચાર કર્યો: 'બારાબેલા તો અહીં છે નહીં, હું શા માટે કુકરો પાસે જ ન જતો રહું? બંનેની ઇચ્છા પૂરી થઈ ને બંને એકબીજાને ન જ મળી શકયાં.

બ્રહ્મા બીચારા કયાં સુધી બંનેની ઇચ્છા પૂરી કર્યા કરે! એ કાંઈક બીજા કામમાં રોકાઈ ગયા. પણ, પછી એમણે દૃઢ નિશ્ચય કર્યો: 'એ કયારેય પણ પ્રેમીઓની ઇચ્છા તરફ ધ્યાન આપીને પોતાનો વખત નહીં બગાડે.'

★

## ભેટ

ખુશી તારી બધે વ્હેંચી મને બાકાત રાખીને,
મને દીધી અમુલી ભેટ તારી યાદગીરીની.

ભાનુ પંડયા

## કંઈ

ઊંડે ઊંડે જરૂર કંઈ તો નિમ્ન હૈયે વસે છે!
તેથી તો આ રુદન કરતાં નેણ મારાં હસે છે!

શેખાદમ આબુવાલા

# સૂકો મેવો

પદ્મકાન્ત ર. શાહ

> વિજ્ઞાનના એક અચ્છા અભ્યાસી અને 'વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો' એ પુસ્તકના લેખક આ લેખમાં સૂકાં મેવા જેવા રોજીંદા વિષયને છણે છે. સૂકા મેવાનો આછો પરિચય આપતા એ લેખના પૂરક લેખ જેવો બીજો લેખ આવતા અંકમાં આપવામાં આવશે.

સૂકા મેવાની ઉત્પત્તિ પુરાણકાળથી હશે એમ ઇતિહાસ જોતાં લાગે છે, લૅટિન ભાષાની દંતકથાઓમાં અંજીરનો ઉલ્લેખ વારંવાર થએલો છે. હિન્દુ સાહિત્યમાં પણ અંજીરની નોંધ ઘણે સ્થળે લેવાયેલી છે. એટલે માનવસંસ્કૃતિના ઉદયકાળથી જ સૂકો મેવો જાણીતો હશે એવી કલ્પના કરવી અનુચિત નથી. હિરોડોટસના ગ્રંથમાં ઈરાનના લોકોને પહેલા સાયરસના રાજ્યકાળમાં અંજીર જ્ઞાત નથી એમ એક ઉલ્લેખ પરથી જણાય છે પણ લેવાન્ટ અને ઇજીપ્તના પ્રદેશોમાં એ પરિચિત હશે એમ માનવામાં આવે છે. ગ્રીક લોકોને તે કારિઆમાંથી પ્રાપ્ત થએલું છે અને હેલન સંસ્કૃતિ નીચે તે એટલું બધું વિખ્યાત થએલું કે તેની આયાત માટે ખાસ કાયદાઓ ઘડવામાં આવ્યા હતા. ગ્રીક લોકોના ખોરાકમાં અંજીર એ મહત્ત્વની વસ્તુ હતી. જાહેર ભોજન સમારંભોમાં અંજીર એક આગળ પડતી વાની તરીકે ભોજનને શોભાવતું. પ્લિની (Pliny) નામના વિદ્વાને તેના અનેક પ્રકારોનો ઉલ્લેખ કરેલો છે. અંજીરના વૃક્ષને ઘણું પવિત્ર લેખવામાં આવતું હતું અને ધાર્મિક ક્રિયાઓમાં તેનો ઉપયોગ થતો. રોમ જેનાં નામ પરથી પડ્યું તે જોડકા ભાઈઓ રેગ્યુલસ અને રોમમ્ જે વરુને ધાવેલા તેની ગુફાને ઢાંકતું એક અંજીરનું વૃક્ષ હતું એટલે અંજીરને અત્યંત શુભ અને પવિત્ર ગણવામાં આવતું.

બદામ માટે બાઈબલમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:—

'પ્રભુ ફિરસ્તાને પૂછે છે:

'તને શું દેખાઈ રહ્યું છે?' ફિરસ્તો ઉત્તર આપે છે: 'બદામના વૃક્ષનું હું થડ જોઈ રહ્યો છું.' પ્રભુ બોલે છે, 'તેં ઠીક જોયું છે; હું તેનું સર્જન કરવા ત્વરાથી આજ્ઞા દઈશ.'

જેરેમીઆહ (૧૧–૧૨)

આમ આપણે જોઈએ છીએ કે સૂકો મેવો પુરાતન કાળથી માનવીને પરિચિત છે. જૂની દુનિયામાં ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલા પ્રદેશો સ્પેનનો દ્વીકલ્પ, દક્ષિણ ફ્રાન્સ, એશિયા માઈનોર, એશિયાઈ તુર્કસ્તાન, ઉત્તર આફ્રિકા, હિંદ, દક્ષિણ પૂર્વ એશિયા, અરબસ્તાન, મોરોક્કો, મલાયા, સિલોન, ચીન—ટૂંકમાં ઉષ્ણ તથા સમશીતોષ્ણ કટિબંધ પર આવેલા પૃથ્વી-પરના પ્રદેશોમાં સૂકા મેવાનાં વૃક્ષો સારા પ્રમાણમાં થતાં. નવી દુનિયાની શોધ થયા પછી, સ્પેનના નાવિકો તથા દરિયાઈ સાહસખેડુઓ તેમજ ધર્મગુરુઓએ અમેરિકામાં સૂકા મેવાને દાખલ કર્યો હશે. અને અત્યારે તો અમેરિકાના સંયુક્ત રાજ્યો (યુ. એસ એ.)ના કૅલિફોર્નિયાના રાજ્યમાં સૂકા મેવાના વૃક્ષો વિપુલ પ્રમાણમાં થાય છે. વિજ્ઞાનની અદ્યતન સામગ્રીનો ઉપયોગ કરી અમેરિકા જગતમાં સૂકા મેવાની પેદાશમાં મોખરાનું સ્થાન લઈ રહ્યું છે.

સૂકા મેવાના અર્થમાં કોઈ અસ્પષ્ટતા ન ઊભી થાય તે વાસ્તે આપણે સૌ પ્રથમ સૂકા મેવાની વ્યાખ્યા સમજી લઈએ. સૂકા મેવામાં આપણે બદામ, કાજુ, ચેસ્ટનટ, કોપરૂં. પિસ્તાં, અખરોટ, મગફળી તથા અંજીર, ખજૂર, દ્રાક્ષ, વગેરે ગણીશું. ઉપરનાં નામો પરથી જણાશે કે આપણે બે પ્રકારનો સૂકો મેવો ગણ્યો છે. એક તો, સખત કોચલાંના ગર્ભમાં સમાયેલાં બદામ વર્ગનાં ફળો તથા બીજાં અંજીર, દ્રાક્ષ વગેરે લીલાં ફળો જેમને સૂકવીને સૂકા મેવા તરીકે ઓળખવામાં આવે છે. વનસ્પતિ–વિજ્ઞાન–(Botany)ની દૃષ્ટિએ પહેલો પ્રકાર સખત ઢાંકણાંથી પરિવર્તન થએલા એકકોષી ફળોનો છે. તેમનો ઉપયોગ ખોરાકમાં તથા ઉપયોગી ખાદ્ય તેલ બનાવવામાં

અને કોઈક વાર અલંકારો તરીકે પણ કરવામાં આવે છે. અંગ્રેજીમાં એમને 'નટસ' (Nuts) કહે છે. બીજા પ્રકારમાં, જે ફળ તરીકે ઓળખાય છે ને તેમાં રહેલા પ્રાણીનો મોટો ભાગ કુદરતી અથવા કૃતિમ બાષ્પીભવનથી દૂર કરવામાં આવ્યો હોય છે. આ ક્રિયાને 'ડિહાઈડ્રેશન' ( Dehydratin ) કહેવાય છે. આવી આપણે સૂકા મેવાની વ્યાખ્યા કરીને વિગતો પર ઊતરીશું.

બદામ ( અં. Almonds; લૅટિન : એમિઝેલિસ કૉમ્યુનિસ-Amygdalis Communis. )

જુલાઈથી ઑક્ટોબર સુધી વૃક્ષ પરથી બદામ ઊતારવામાં આવે છે. આ સમય ઋતુ પ્રદેશ (સ્થળ) તથા બદામની જાત ઉપર અવલંબેલો છે. પક્વ ફળોને વૃક્ષ પરથી ઝાડીઝુડીને નીચે પાડવામાં આવે છે અને જમીન પર પાથરેલી ચાદરોમાં તેમને એકઠાં કરવામાં આવે છે. આ વખતે તેમાં ભેજ હોય છે. તેમને હલર (Huller) નામના યંત્રમાં લઈ જવામાં આવે છે. જ્યાં ઉપરનું કઠણ કોચલું નીકળી જાય છે. પછી ચારણીઓમાંથી ચાળીને બદામને કોચલામાંથી અલગ કરવામાં આવે છે અને છેલ્લે તેમને તડકામાં સૂકવવામાં આવે છે, જ્યારે વળ્યા વગર તે હાથથી ભાંગી શકે તેટલી બરડ સ્થિતિમાં આવે છે ત્યારે તે બરાબર સૂકાઈ ગયેલી ગણાય છે. સૂકાવાની ક્રિયા જેટલી ઝડપી તેટલી વધુ સારી. કારણ કે જો આ ક્રિયા લાંબી ચાલે તો બદામ કાળી પડી જાય.

પછી તેમના ઉપર વિરાગવાની ( બ્લીચિંગ : bleaching ) ક્રિયા કરવામાં આવે છે. કારણ કે વેપારીઓને તે સુંદર પીળા રંગમાં પૂરી પાડવાની હોય છે. આ માટે પ્રથમ તો તેના ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવે છે અને ત્યારબાદ ૧૦ થી ૩૦ મિનીટ સુધી ગંધક (Sulphur) નો ધૂપ ( સલ્ફર ડાયોક્સાઈડ—Sulphur Dioxide ) આપવામાં આવે છે. એક ટન બદામને માટે એક થી ત્રણ રતલ જેટલો ગંધક પૂરતો થઈ રહે છે. વધારે પડતી બ્લીચિંગની ક્રિયાથી બદામ સફેદ પડી જાય છે અને સ્વાદમાં ચીકણી થઈ જાય છે. આ ક્રિયા પૂરી થયા પછી તેના કદ અને પ્રકાર મુજબ વર્ગીકરણ કરવામાં આવે છે. છેલ્લે તેમને કોથળામાં ભરવામાં આવે છે જેનું વજન ૮૦ થી ૧૩૦ રતલ સુધી હોય છે.

કાજુ ( અં. Cashew Nuts લૅટિન: Anacardium occidentale).

એને કાચા તેમજ ભૂંજીને ખાવામાં આવે છે. એ જલદી ખરાબ થઈ જાય છે એટલે પરદેશ મોકલવા માટે સીલ કરેલાં ટિન વાપરવાં પડે છે. કાજુને સાચે જ ગરીબ લોકની બદામ કહેવામાં આવે છે. હિંદ તેમજ હિંદની બહાર તે લોકોનું માનીતું છે. તેનું વતન વેસ્ટ ઇંડિઝ છે પણ હિંદમાં તે રત્નાગિરિ, કાતરા, ગુન્ટુર, ગોદાવરી, વિઝાગાપટ્ટમ, મલબાર, કોચીન, ત્રાવણકોર તથા ગોવામાં થાય છે. સમુદ્ર કિનારા પરના ડુંગરાળ પ્રદેશોમાં તેનાં વૃક્ષો ઊગે છે. આપણા હિંદમાં તેનો આટલો બધો પાક હોવા છતાં પૂર્વ આફ્રિકા તથા કેન્યામાંથી તેની હિંદમાં આયાત કરવામાં આવે છે. આપણે ત્યાં કાજુ તૈયાર કરવાના કારખાનાં ઊભાં કરવા માટે સારી તક છે. કોચીનમાં તો આવાં કારખાનાં છે પણ ખરાં અને આમપ્રદેશની વસતિને આ ઉદ્યોગમાં ઠીક ઠીક રોજી મળી રહે છે.

દ્રાક્ષ ( અં Grapes & Raisins ).

ભૂમધ્ય સમુદ્રના કિનારા પરના પ્રદેશો. સ્મર્ના, બલુચિસ્તાન, અફઘાનિસ્તાન તથા અમેરિકામાં આવેલા કેલિફોર્નિયામાં અને ઑસ્ટ્રેલિયામાં દ્રાક્ષ ખૂબ થાય છે. ખોરાકમાં તેનો ઉપયોગ અસલના વખતથી જાણીતો છે, તેમાં શર્કરા (Sugar)નું પ્રમાણ ઘણું સારું છે. તેને સૂકવવાની એક રીત મુજબ ડાળી પર જ તેના ઝુમખાને તદ્દન સૂકાઈ જતાં સુધી રહેવા દેવામાં આવે છે. બીજી રીત એવી છે કે ઝુમખાને ડાળીથી સહેજ છેદ આપવામાં આવે છે એટલે આપોઆપ તે સુકાઈ જાય છે. આ સ્થિતિમાં તેને પૂરી સૂકાતા સુધી રાખવામાં આવે છે, પરંતુ સામાન્ય રીતે તો પ્રથા

એવી છે કે દ્રાક્ષનાં ઝુમખાં કાપીને તેમને તડકે સૂકવવામાં આવે છે. વરસાદથી તે ખરાબ ન થાય એટલો દરકાર અલબત્ત રાખવી પડે છે. પ્રતિકૂળ ઋતુમાં ખાસ બનાવેલી 'ચેમ્બર'માં તેને કૃત્રિમ ગરમીથી સૂકવવામાં આવે છે. 'મસ્કતી' અને 'સુલતાના' એવી બે જાતની દ્રાક્ષ થાય છે. મસ્કતી બી વાળી હોય છે, જ્યારે સુલતાના બી વગરની હોય છે.

ચેસ્ટનટ ( અં. Chestnut; લેટિન; Castanea dentata).

દક્ષિણ યુરોપ તથા મધ્ય અમેરિકામાં આ થાય છે. તે કાચી તથા ભૂંજીને ખવાય છે. અને સ્વાદમાં અત્યંત મીઠી હોય છે.

કોપરૂં ( અં Coconut; લેટિન; Cocos Nucifera ).

ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધ પરના દરિયા કિનારે આવેલા પ્રદેશોમાં નાળિયેરના ઝાડો ખૂબ ઊગે છે. નાળિયેરમાંથી કોપરાને કાઢી તેને ખમણી તેમાં ખાંડ તથા સહેજ મીઠું અને થોડું ગ્લિસેરિન ઉમેરી તેને હવા કાઢી નાખેલાં ડબ્બાઓમાં ભરવામાં આવે છે અને તે સ્વરૂપમાં દેશવિદેશ ચઢાવવામાં આવે છે. એક હજાર નાળિયેરમાંથી ૪૪૦ થી ૫૫૦ રતલ જેટલું કોપરું ( પાણીનો ભાગ ૧૦ ટકા ) મળે છે. કોપરામાંથી કોપરેલ ( કોપરાનું તેલ ) બનાવવાની સૌથી સહેલી છતાં ઉત્તમ પદ્ધતિ એ છે કે તાજાં કોપરાને ખમણી તેનો માવો ઉકળતા પાણીમાં નાખવો. આમ કરવાથી તેલ ઉપર આવશે. આ તેલને કડછા વડે નીતારી લેવામાં આવે છે અને કૂચા જે વધે છે તે ઢોરોના ખોરાકમાં વપરાય છે. આજે પણ આ પદ્ધતિ કોચીનમાં ચાલુ છે.

પિસ્તાં (અં. Pistachio; લેટિન Pistacia Vera ).

પિસ્તાં ઘણીવાર લીલી બદામ તરીકે પણ ઓળખાય છે. તેનું વતન સિરિયા છે. તેનું વૃક્ષ ૩૦ ફૂટ ઊંચું થાય છે. પિસ્તાં બહુ જ નાનાં કદનાં હોય છે. વૃક્ષ પર તેના ઝુમખાં થાય છે. દરેક ફળ ઉપર રતાશ પડતું પાતળું ચામડા જેવું અસ્તર હોય છે. તેની સુવાસ મધુર અને માદક હોય છે અને પૌર્વાત્ય પ્રદેશોના લોકો ખાવામાં તેનો સારો ઉપયોગ કરે છે. પૃથ્વી પરના ગરમ અને સૂકા પ્રદેશોની હવા તેને અનુકૂળ છે.

અંજીર (અં. Figs; લેટિન; Ficasa caria )

ભૂમધ્ય સમુદ્ર પરના પ્રદેશો, એશિયા માઈનોર, સિરિયા, સ્પેન, દક્ષિણ ફ્રાન્સ, હિંદ, એશિયાઈ તુર્કસ્તાન તથા અમેરિકાના કૅલિફોર્નિયામાં અંજીર સારાં થાય છે. તેનું ફળ બહુ પૌષ્ટિક છે. અને સૂકવણી કર્યા પછી લાંબા કાળ પર્યંત તે રહી શકે છે. જ્યાં તે પાકે છે ત્યાંના લોકોના ખોરાકનો તે વિશિષ્ટ ભાગ બની રહ્યું છે.

ખજૂર ( અં. Dites; લે. Phoenir daclylifera ).

ખજૂરનું વૃક્ષ બહુ સુંદર હોય છે. તેની ઊંચાઈ ૬૦ થી ૮૦ ફૂટ જેટલી છે અને તેનું લિંગ એક જ હોય છે. એટલે તેનું ફળ ધારણ કરાવવા માટે કૃત્રિમ પદ્ધતિ વાપરવી પડે છે. સહરા તથા અરબસ્તાનના રણદ્વીપો (oases ) અને ઉત્તર આફ્રિકાના બીજા પ્રદેશો, ઈરાન, ઈરાક, દક્ષિણ પૂર્વ એશિયા, હિંદ તથા દક્ષિણ યુ. એસ. એ. અને મેક્સિકોમાં એ ઊગે છે, એના પાંખાળા પાન એને સુંદર દૃશ્ય અર્પે છે. એનું ફળ લંબગોળ અને માંસલ હોય છે અને એનો ઠળિયો ઊંડા ધરા વાળો હોય છે. એમાં એના વજનથી અર્ધા ભાગની શર્કરા હોય છે. ખજૂરમાંથી ઠળિયા કાઢી, એને દબાવી એની પૂરી બનાવવામાં આવે છે અને એ સ્વરૂપમાં સ્વાદથી ખવાય છે.

મગફળી ( અં. Peanuts,લેટિન Arachis Hypogca ).

મગફળી એ પૃથ્વી પરની મહત્વની પેદાશ છે. પૃથ્વી પરના ઉષ્ણ દેશોમાં તે થાય છે. જૂની દુનિયામાંથી એ અમેરિકા જઈ ત્યાંનો અગત્યનો પાક બની રહી છે. ઇતિહાસની આરસીમાં તેની ઉપયોગિતા ઇ. સ. ૧૮૭૬ પછી વિશેષ દેખાય છે. તેનું વાવેતર એપ્રિલની શરૂઆતથી મે માસની અધવચ સુધી

# નિર્વાણ

ડાહ્યાભાઈ પટેલ

નગરજનોનાં દિલ બહેલાવવા જે યુગમાં ચિત્રપટો નહોતાં એ યુગની વારાંગનાની આ વાર્તા છે. સારાયે જનસમાજને બહેલાવનારી એ નારી પવિત્રતાની મૂર્તિ રહેતી. એવી જ એક વારાંગના જનસમુદાયને બદલે એક દિવસ ભગવાનને રીઝવી બેઠી........અને........

સમ્રાટ અશોકના વખતની આ નાની સરખી વાત છે. વાત નાની છે પણ અગત્યની છે. આથી મારે કહેવી છે અને તમારે સાંભળવી જોઈશે.

વસન્ત પૂર બહારમાં હતી. જ્યાં જુઓ ત્યાં ફૂલોથી વૃક્ષો લચી ગયાં હતાં. સુગંધિત લહરીઓ ફૂંકાતી. વસન્તોત્સવથી લોકોનાં હૃદય પ્રફુલ્લ હતાં.

એનું નામ હતું અભિજાતા. એ ક્યાં જન્મી હતી, એનાં માતા-પિતા કોણ હતાં, એનું કુલ કયું હતું, એનું ગામ ક્યાં હતું એની કોઈને ખબર નથી. અભિજાતાને પોતાને ખબર નહોતી. એણે માતા કે પિતાને જોયાં નહોતાં. મેળાઓમાં નાચતા કૂદતા ખેલ કરી જીવન ગુજારતા ભવાયાઓ ભેગી એ ઊછરી હતી. ભવાયા સિવાય એણે બીજી દુનિયા જોઈ નહોતી અને બીજા કોઈનો એને પરિચય નહોતો.

જ્યારે એ વીસ-બાવીસ વરસની થઈ ત્યારે જેમ કલિકા અર્ધ ખીલતાં એને જોવાનું આપણને વારંવાર મન થાય છે તેમ એનું સૌન્દર્ય ખીલી ઊઠ્યું. બધા ભવાયા એના તરફ આકર્ષાતા અને જ્યારે લોકોનાં મન રંજન કરવા એ નાચતી ત્યારે ભવાયાઓની ઝોળી પાઈ પૈસાથી ભરાઈ જતી. બધા ભવાયા એની ઉપર વધારે મમતા બતાવે એ સ્વાભાવિક હતું. છતાં અભિજાતા દરેક પ્રત્યે સમભાવ બતાવતી. કોઈ ભવાયો એની સાથે પ્યાર કરવા આવતો તો એને એ ધક્કો મારી કાઢી મૂકતી. એ

---

કરવામાં આવે છે. હિંદમાં તેની વાર્ષિક પેદાશ ૪૦ લાખ ટન જેટલી ધારવામાં આવે છે અને એક કરોડ એકર જેટલી જમીન તેને માટે વપરાઈ છે.

અખરોટ (અં. Walnuts; લેટિન Juglans Regia).

ફ્રાંસ, ઇટાલી, તુર્કસ્તાન, ઈરાન, ચીન, હિંદ તથા સંયુક્ત અમેરિકાના દરેક રાજ્યમાં તે થાય છે. તેનું મૂળ વતન ઈરાન છે.

*

સૂકા મેવા સંબંધી આટલું જ્ઞાન મેળવ્યા પછી તેની જાળવણી માટે કયા ઉપાયો લેવામાં આવે છે તે પણ જાણવું અનિવાર્ય છે. કંતાનના કોથળામાં અથવા તો દેવદારની પેટીઓમાં અંદર કાગળ ચોઢી તેમને ભરવામાં આવે છે. બદામ, કાજુ, વગેરે પેક કરતાં પહેલાં, વાસણને જંતુરહિત બનાવવામાં આવે છે. હવા લાગવાથી તે ખોરાં પણ થાય છે તે અટકાવવા તેમને નિર્વાત (અં Vacuum) કરેલા ડબ્બાઓમાં ભરવામાં આવે છે. તેમનામાં વંદા પડતા હોવાથી ઘણીવાર તેમના ઉપર વંદાની લાલ પાંખો નજરે પડે છે. એથિલિન ઓક્સાઇડ Ethylene oxide અને અંગારવાયુનો ધૂપ આપવાથી જંતુના સ્પર્શથી તે મુક્ત રહે છે.

સૂકો મેવો બનાવવાની પદ્ધતિઓમાં આજે પણ તડકે સૂકવવાની પદ્ધતિ અગત્યની રહી છે.

બીજી વૈજ્ઞાનિક પદ્ધતિઓ અસ્તિત્વમાં આવી છે જેમાં અદ્યતન સાધનો વડે ઝડપી રીતે સૂકવણી કરવામાં આવે છે. આ પદ્ધતિઓ તડકે સૂકવવા કરતાં ચડિયાતી છે, કારણ કે—

(૧) વૈજ્ઞાનિક રીતે સૂકવેલાં ફળો પાણી ઉમેરતાં ફરી તાજાં ફળો જેવો જ રંગ અને સ્વાદ પકડે છે.

(૨) વૈજ્ઞાનિક સૂકવણી વધારે સ્વચ્છ અને આરોગ્યપ્રદ સ્થિતિમાં કરવામાં આવે છે.

(૩) વૈજ્ઞાનિક સૂકવણીથી તેના ઉત્પાદન તેમજ ઉત્તમતા પર કાબુ રાખી શકાય છે.

(૪) વૈજ્ઞાનિક સૂકવણીથી વિટામીન 'સી' વધુ પ્રમાણમાં ટકી રહે છે.

આમ છતાં, તડકામાં સૂકવવાની પદ્ધતિ એટલી સરળ અને બિનખર્ચાળ છે કે તે ચાલુ રહેશે જ.

*




ટોળીમાં બીજી પણ સ્ત્રીઓ હતી. આ બધી સ્ત્રીઓથી અભિજાતાની વર્તણુક જુદી જ. એ હમેશાં નાહી-ધોઈ થોડો વખત વિચારમાં પડી જતી. બધા એની છેડતી કરતા પણ એ તરફ એનું ધ્યાન નહોતું જતું.

પૈસા ભેગા કરવાનો, ઘરસંસાર માંડવાનો એવા વિચાર એને કદી ના આવે. એ હમેશાં નાચતી. લોકો ખુશ થતા. બીજા ભવાયા સાથે નાચતા, કૂદતા, ખેલ કરતા અને જે કાંઈ મળે તેમાંથી તેઓ ખાતાં. આ પ્રમાણે જિંદગી જતી.

જ્યારે એના શરીરમાંથી યુવાનીની રોશન ચારે બાજુ ફેલાવા લાગી, જ્યારે નૃત્ય કરતાં એની આંખોના ચમકાર પ્રેક્ષકોના દિલને વીંધતા ત્યારે ભલભલા માણસો એની યુવાનીથી લલચાતા. પણ નૃત્ય પૂરું થતાં જાણે જગતથી એ પર ના હોય એમ કોઈની સાથે વાતચીત કર્યા સિવાય પડદા પાછળ ચાલી જતી. નાની વયથી લોકોનાં મન રંજન કરવા એ નૃત્ય કરતી. એ નૃત્યમાં ઊંચી કળા કેટલી છે એની એને ખબર નહોતી. એ પોતે જ્યારે નાચતી ત્યારે મસ્ત થઈ નાચતી. એને નાચવા સિવાય જીવન વ્યવસાયનું બીજું કોઈ કામ નહોતું આવડતું. જરૂર પણ નહોતી પડી. એને બીજું કોઈ જાતનું જ્ઞાન પણ નહોતું. એ નહોતી લખી શકતી કે નહોતી વાંચી શકતી. એ ગાતી થોડાં સામાન્ય ગીત. આ પ્રમાણે એકધારી જીવનની સરિતા વહેતી હતી.

પણ એક દિવસ એના જીવનમાં એક અનેરો પલટો આવ્યો. નાના શહેરમાં ભવાયાઓની ટોળીએ પડાવ નાખ્યો છે. એમની ગમ્મત, નાચ ગાનથી લોકો ખુશ છે અને આથી ભવાયાની કમાણી ઠીક ઠીક વધી ગઈ છે.

રાત્રે નૃત્ય કરી થાકી જતી અભિજાતા હમેશાં સવારે મોડી ઊઠતી. આજે એકાએક એ જાગી ઊઠી. સવારની આહ્‌લાદક લહરીઓ મનને આનંદથી ભરી દેતી. સૂર્યનો પ્રકાશ હજી પૃથ્વી ઉપર આવ્યો નથી, પણ ઉષાના ગુલાબી ગાલની લાલીથી પૂર્વ દિશામાં રંગ ખીલ્યો છે. આવા એક પ્રભાતે અભિજાતા ઊઠીને એના ફાટયા તૂટયા તંબુની બહાર નીકળી.

દૂરથી આવતા સ્ત્રીઓના ટોળાને એ જોઈ રહી. એ સ્ત્રીઓના શરીર ઉપર ભગવાં કપડાં હતાં. નજીક આવતાં એણે જોયું કે બધી સ્ત્રીઓ સાધ્વીઓ છે. યંત્રવત્ એ સ્ત્રીઓ પાછળ પાછળ ચાલી.

નયનોમાંથી અમી ઝરતી ભગવાન બુદ્ધની વિશાળ મૂર્તિ મંદિરને શોભાવે છે. એમના હાથમાંથી જ્ઞાન અને આશિષની જગતને ભીંજવતી સરિતા વહે છે. એમના ઓષ્ઠ ઉપર કરુણાભર્યું પ્રીતભર્યું સ્મિત મન્દિરને અતિ પવિત્ર બનાવે છે. આખા ચહેરા ઉપર એવો ભાવ વ્યક્ત થયો છે કે જાણે યુગાન્તરો સુધી જીવદયા અને ધર્મનો સાચો રાહ માનવજાતને એ બતાવશે.

સાધ્વીઓ સાથે અભિજાતા મંદિરમાં પ્રવેશી. મંદિરમાં અંધારું હોવાથી એ ભગવાન બુદ્ધને જોઈ શકી નહિ. પણ ધીરે ધીરે બહાર ભગવાન સૂર્યદેવે જેમ જેમ એમનો હાથ ફેરવી વિશ્વને તેજોમય બનાવવા માંડ્યું તેમ તેમ મંદિરમાંના ભગવાન બુદ્ધનું દૈવી પુનિત સ્મિત અભિજાતાએ જોયું.

બધી સાધ્વી સ્ત્રીઓએ ભગવાનની સ્તુતિનાં સ્તોત્ર ગાવાં શરૂ કર્યાં. પણ અભિજાતા પાસે નહોતું જ્ઞાન કે નહોતી ભગવાનની પ્રાર્થના કરવાની આવડત. એણે ભાગ્યે જ મંદિરમાં કદી પ્રવેશ કર્યો હોય. બે યુવાન સાધ્વીઓ ઊભી થઈ. એમણે અદ્ભુત એવું નૃત્ય કર્યું. અભિજાતા જોઈ જ રહી: 'આટલું સરસ નૃત્ય! ભગવાન પાસે!' એ નિરાશ થઈ ગઈ. એને જીવન વ્યર્થ લાગ્યું. એ પોતે રસ્તામાં રખડતી, ભીખ માગતી, લોકોનાં મન રંજન કરવા નાચતી એક સામાન્ય સ્ત્રી કયાં અને ભગવાનના મંદિરને કલાથી ભરી દેતી, જગતનો ત્યાગ કરી કલાની કલગી જેવી આ બે સંપૂર્ણ યુવાની પ્રાપ્ત કરેલી નર્તિકાઓ કયાં! એની આંખોમાંથી બે આંસુ સરી પડયાં.

ભગવાન પાસે નૃત્ય કરવાનો કેવો આનંદ આવે! પણ એને ક્યાં કાંઈ આવડે છે! આ સ્ત્રીઓ એમના ભગવાં કપડાંમાં પણ કેવું અજબ નૃત્ય કરે છે! કેટલી કલામય એમની ઢબ છે. જ્યારે હું તો ઘુઘરા પહેરી ઝુમ ઝુમ કરી વાતાવરણને ભરી દઉં છું છતાં આવી કલા કદી મેં વ્યક્ત કરી નથી!

બધી સાધ્વીઓ પ્રાર્થના પૂરી થતાં મન્દિર છોડી થોડે દૂર આવેલા મઠ ભણી ચાલી. લોકો દર્શન માટે એક પછી એક આવવા લાગ્યા પણ અભિજાતા હજુ પણ પ્રાર્થનામાં લીન મંદિરમાં જ ઊભી છે.

જ્યારે એ પાછી ફરી ત્યારે બધા ભવાયા એની ચારેય બાજુ ફરી વળ્યા: 'અભિજાતા આજે સવારે વહેલી તું ક્યાં ગઈ હતી? શું હતું! કેમ તારું મોં આવું ઉદાસીન થઈ ગયું છે?' આ પ્રમાણે અનેક પ્રશ્ન પૂછવા લાગ્યા અભિજાતા મૌન બની બેસી રહી. એણે કોઈ જાતનો ઉત્તર ના આપ્યો. આથી બધા ભવાયા વિધવિધ કલ્પનાઓ કરવા લાગ્યા. પણ એની કાંઈ ચિન્તા જ ના હોય એમ અભિજાતા ઊંડા ચિન્તનમાં પડી વિચારવા લાગી.

આજે અભિજાતાએ બપોરે નહિ જેવું ખાધું. બધાંએ બહુ આગ્રહ કર્યો પણ એને ભૂખ જ નહોતી. એને જગત છોડી ભેખ લીધેલી પેલી યુવાન સાધ્વીઓ વારંવાર યાદ આવી. સાધુજીવન વિષે એને કાંઈ ખબર નહોતી. એ એટલું જાણતી હતી કે ભગવાન બુદ્ધના નામનો ભેખ લઈ આ સાધુ અને સાધ્વીઓ રાતદિવસ મહેનત કરતાં હતાં. નહિ જેવું ખાધા પછી ફરી એ મંદિર તરફ ગઈ. બધા ભવાયા પાગલ બનેલી અભિજાતાની વિચિત્રતા, વિષે વિમાસણમાં પડી ગયા.

બધાની માગણીને અણકાર્યાં સિવાય એ મંદિરમાં ચાલી ગઈ. હજી મંદિરને પૂરેપૂરું શોભાવ્યું નહોતું. હજી અનેક મૂર્તિઓ ઘડાતી હતી. અનેક શિલ્પીઓ તન, મન અને આત્મા રેડી એ આરસમાં પ્રાણ પૂરતા હતા એમને નહોતો જોઈતો વૈભવ કે નહોતી જોઈતી મિલ્કત. એમનું ચિત્ર હતું મંદિરમાં માનવતાનો વાસ કરે, ભગવાન બુદ્ધનું સદન કલાભર્યું બને, જેને જોઈ માણસ હંમેશ યાદ કરે કે, તે માણસ છે, પશુ નથી. એનામાં આવેલા પશુસ્વભાવને એ હમેશાં કચડી પ્રભુતા ભણી પ્રત્યેક ક્ષણે આગળ અને આગળ વધે—એવું અલૌકિક સર્જન કરવાનું. એ બધા અંતર્મુખ બની અદ્‌ભુત આનંદમાં રાચતાં હતાં.

અભિજાતા એ શિલ્પીઓને જોઈ રહી. એણે નિસાસો નાખ્યો પ્રભુના મંદિરમાં એ નહોતી નૃત્ય કરી શકતી કે નહોતી કોઈ મૂર્તિ ઘડી શકતી.

પણ આ બધા ચિત્રકારો! શું વિચારી રહ્યા છે! ઘુમ્મટમાં ભગવાનનું જીવન અને કથન ચિત્રો દ્વારા ઉતારવું છે. કઈ દિશામાં કયું ચિત્ર કેવી રીતે ચીતરવું એની ચિંતામાં બધા વિચારમાં પડી ગયા. અભિજાતા પાગલ જેવા લાગતા એ કલાકારોને જોઈ રહી. એણે દુન્યવી માણસોની પિપાસુ આંખો જોઈ હતી. પણ આ કલાકારોની આંખોમાં કાંઈ અવર્ણનીય હતું જે એણે જગતના સામાન્ય માણસોમાં નહોતું જોયું.

એ ચિત્રકારોને જોઈ અભિજાતા વધુ શોકમગ્ન બની. પણ પેલા ભગવાનની સ્તુતિનાં ગીત લખતા કવિઓ! એમના સુન્દર ચહેરા જોઈ અભિજાતાને કવિ બની ભગવાનની સ્તુતિનાં ગીત લલકારવાનું દિલ થયું. પણ એની પાસે ભાષા ક્યાં હતી! ભગવાનની સ્તુતિનાં ગીતો સાંભળી એની આંખોમાં અમૃત ઊભરાયું.

આકાશમાં અગણિત તારાઓ ચમકારા કરતા હતા. દૂર દૂરથી શહેરમાં ઊભરાતો ઘોઘાટ જગતને આવરી લેતો. જગત નિશાની હૂંફાળી ગોદમાં સૂવા માટે તૈયારી કરતું. આજે અભિજાતામાં મોટું પરિવર્તન થયું. પણ એના આત્મા સિવાય બીજું એ પરિવર્તન જાણનાર માનવ કોણ હતું!




અભિજ્ઞતાએ નૃત્ય શરૂ કર્યું. પણ હંમેશ માફક આજે એનું નૃત્ય જનતાને રીઝવવા થતું નથી. આજે કોઈ અદીઠ મૂર્તિને રીઝવવા એ અથાગ પરિશ્રમ લઈ નૃત્ય કરી રહી છે. લોકો પાગલ જેવી નૃત્ય કરી રહેલી અભિજાતાને જોઈ રહ્યા. બધા ભવાયા અભિજાતાને ઠપકો આપવા લાગ્યા : 'લોકોને રીઝવવાને બદલે આ શું કરી રહી છે? ગાંડી થઈ છે કે શું?' પણ અંતર્મુખ બનેલી અભિજાતા કાંઈ સાંભળતી જ નથી.

અરે પણ પેલું ટોળું કોણ છે? એ તો ભગવાન બુદ્ધના મંદિરેથી પ્રાર્થના કરવા જતી સાધ્વીઓ છે. અભિજાતાએ નૃત્ય કરતાં કરતાં સાધ્વીઓને જોઈ. એકાએક નૃત્ય બંધ કરી એ સાધ્વીઓના ટોળા પાછળ દોડી: 'મને સાથે લઈ જાઓ, મને સાથે લઈ જાઓ।' નો પોકાર એના અંતરમાં ઊઠ્યો. પણ ભવાયા અને બીજા માણસોએ અભિજાતાને પકડી પાછી આણી. એ મૂર્છિત બની ગઈ. એના શરીરમાં તાવ હતો.

આખી રાત એના શરીરમાં તાવ રહ્યો. પણ પ્રભાત થતા પહેલાં તો એ જાગી ઊઠી. એનામાં કોઈ અજબ શક્તિ આવી ગઈ. એ નાહી ધોઈ કપડાં પહેરી તૈયાર થઈ ગઈ.

સાધ્વીઓનું ટોળું ભગવાનના મંદિર તરફ જતું હતું. અભિજાતા તેમની પાછળ પાછળ જવા લાગી. મંદિરમાં નયનમાંથી અમૃત વરસાવતા ભગવાન બુદ્ધ જાણે અભિજાતાને જોઈ આનંદ પામ્યા હોય તેમ ભગવાનના મુખારવિંદ ઉપર સ્મિતની સહેજ આછી રેખા પ્રસરી. સાધ્વીઓએ પ્રાર્થના શરૂ કરી. અભિજાતાને એ પ્રાર્થના સમજાઈ નહિ છતાં એનો આત્મા ભક્તિભાવથી ભીંજાઈ ગયો. સાધ્વીઓનું કલામય નૃત્ય શરૂ થયું. અભિજ્ઞતા અનિમેષ નયને એ નૃત્યને અને ભગવાનની મૂર્તિને જોઈ રહી.

જ્યારે અભિજ્ઞતા પાછી એના તંબૂમાં આવી ત્યારે એનું શરીર તાવથી ધીકતું હતું, બધા ભવાયા અભિજ્ઞતાની બગડેલી તબીયતથી ચિંતાતુર બની બિમાર અભિજાતાને લઈ તેઓ શહેર છોડી ચાલ્યા ગયા, નાના ગામમાં તેમણે ખેલ શરૂ કર્યો. પણ એ શહેર છોડતાં અભિજાતાની તબિયત વધુ ખરાબ થઈ. એ કાંઈ ખાઈ શકતી નહિ. એનું શરીર તદ્દન જીર્ણ અને હાડપિંજર જેવું દિવસે દિવસે થતું ચાલ્યું. બધા ભવાયા નિરાશ થઈ ગયા. વૈદની દવાથી પણ કાંઈ વળ્યું નહિ. એમને અભિજ્ઞતાને સારી કરવા બનતો પ્રયત્ન કર્યો. પણ નિષ્ફળ.

છતાં હમેશાં સવારે અભિજાતા નૃત્ય કરવા પ્રયત્ન કરતી. ભવાયા એની નાજુક પરિસ્થિતિનો ખ્યાલ કરી બળજેરી કરી એને સુવાડી દેતા.

'વૈદરાજ, કાંઈ આશા નથી?' આજે ભવાયાની ટોળીના ઉપરીએ શહેરમાંથી પ્રખ્યાત વૈદને બોલાવ્યો હતો. નિષ્પ્રાણ લાગતી અભિજાતાની નાડી જોઈ વૈદે કહ્યું કે ભાગ્યે જ એકાદ દિવસ જીવે.

સાંજે બધા નિરાશ થઈ અભિજાતાની પથારી પાસે બેઠા હતા. અભિજ્ઞતાની જીવનવીણા ધીરે ધીરે ગૂંજતી હતી. રાતના અગિયાર વાગે બધા સૂઈ ગયા. એકાએક અભિજ્ઞતા ઊઠી.

અભિજાતાનું શરીર પ્રેત જેવું લાગે. એની આંખો તદ્દન ઊંડી અને બિહામણી થઈ ગઈ હતી. એના પગ જાણે લાકડાના ના બન્યા હોય તેમ એમાં માંસ નહોતું. એ ઉતાવળી ઉતાવળી શહેર તરફ જતી હતી. કોઈ અદીઠ પ્રેરણા એને બોલાવતી હતી. એનામાં એ અદ્‌ભુત શક્તિ ક્યાંથી આવી તે કોણ કહી શકશે! આપણે માનવો એ ગહન શક્તિનો કોયડો ઉકેલવા યુગોથી મથીએ છીએ છતાં ક્યારે એનો ભેદ પામી શકું તે કોણ જાણે છે?

અંધારી રાતે એકલી દુર્બલ જીર્ણ અભિજાતા ચાલી જાય છે. આજે એની સોહાગની રાત છે. આજે એને એના દેવ રીઝાવવા છે. આજે એને પ્રાણનું સમર્પણ કરીને પણ અમૃત પીવું છે. એ સીધી ચાલી જાય છે. આકાશના તારાઓ છૂપા છૂપા વાતો કરે

છે. આ કોણ જાય છે? ક્યાં જાય છે? શા માટે જાય છે? ખરેલાં સૂકાં પર્ણો પૂછે છે: 'શી તમન્ના જાગી છે આ જનારના ઉરમાં? જીવનનો કયો અભિસાર ઉદ્‌ભવ્યો છે આજે?'

અભિજાતા સીધી ભગવાન બુદ્ધના મંદિરમાં ગઈ. સાધ્વીઓના આવવાનો વખત થયો હતો. પણ આજે તો એ જગતને ભૂલી કોઈ ગહન દુનિયામાં ફરતી હતી નહોતું આજે એને એના શરીરનું ભાન કે નહોતું એને જગતનું સાન. મંદિરમાં પ્રવેશી તેણે શરીર ઉપર પહેરેલી સાડી કાઢી નાખી એનું જીર્ણ અને ખાધા પીધા વિનાય સૂકાઈ ગયેલું શરીર જાણે હાડકાંનો માળો ના હોય તેમ લાગ્યું મંદિરની દિવાલો આ જીવતા હાડપિંજરને જોઈ વિમાસણમાં પડી ગઈ. ભગવાન બુદ્ધની મૂર્તિ પાસે બળતો એક દીપક એમના મુખારવિંદને અજવાળતો હતો. એ નેત્રોમાંથી એ જ અદ્‌ભુત અમૃત જગતને પાવા વહેતું હતું. એ મુખારવિંદ ઉપર એ જ મધુર સ્મિત છવાયું હતું. એ હસ્તકમલમાંથી એ જ આશિષ જગતના કલ્યાણાર્થે ઝરતી હતી. અભિજાતા અર્ધનેત્ર બીડી ભગવાન પાસે ઊભી રહી. ધીરે ધીરે એના મૃતપ્રાણ દેહમાં શક્તિનો સંચાર થવા લાગ્યો. એણે નૃત્ય શરૂ કર્યું. એમાં નહોતી સાધ્વીઓની અવર્ણનીય કળા કે નહોતી ઉચ્ચભાવ વ્યક્ત કરતી સુંદરતા. એમાં હતી નરી કુરૂપતા. એના હાડકાં જેવા શરીરના નૃત્યથી આખું મંદિર કદરૂપું લાગે. આજુબાજુમા ઊભેલી સૌન્દર્યની પ્રતિમા સમી મૂર્તિઓ જાણે આવા સામાન્ય નાચથી શરમાતી ના હોય એમ અંધારામાં ઊભી હતી.

થોડી વારમાં સાધ્વીઓનું ટોળું આવ્યું. નાચતા હાડપિંજરને જોઈ બધાંના હૃદયમાં ભય અને આશ્ચર્ય થયું પણ ક્ષણેક વાર પછી ખબર પડી કે આ તો કોઈ સ્ત્રી નાચે છે. એના નૃત્યમાં કોઈ કળા નહોતી. જેમ લોકોને રીઝાવવા એ જે હાવભાવ કરતી હતી તેમ ભગવાન પાસે એ જ ભાવથી નાચતી હતી બધી સાધ્વીઓના હૃદયમાં અરેરાટી ઉત્પન્ન થઈ: 'ભગવાન બુદ્ધ પાસે આવા હલકટ ભાવ! એમના હૃદયમાં પોકાર ઊઠ્યો. 'આવી જાતનો નાચ કરતાં શરમ આવે છે! જુઓ ખભા કેવા ઊંચા કરે છે અને મોંનો મરોડ કેવો ગલીચ છે. અરર, મંદિરને અપવિત્ર બનાવ્યું!' આ પ્રમાણે આશ્ચર્ય અને દુઃખમાં ગરકાવ થયેલી સાધ્વીઓ બોલી ઊઠી

કેટલીક સાધ્વીઓ પરિવ્રાજકોને બોલાવી લાવી ઉષા પૂર્વમાં નૃત્ય કરતી પક્ષીઓનાં ગીતથી મંદિરનો બગીચો ગાજી ઊઠ્યો મંદિરની દિવાલો અભિજાતાના નૃત્ય સાથે તાલ પૂરાવતી હતી. પરિવ્રાજકો આ પાગલ સ્ત્રીનું અધમ નૃત્ય જોઈ આહ પોકારી ઊઠ્યો. 'ભગવાનના મંદિરમાં આવું નૃત્ય! કલાહીન ને વિચ્છહીન, ઉચ્ચ ભાવોહીન!' મારીને બહાર કાઢો.' અહિંસાના ઉપાસકો ઘડીભર હિંસક બની ગયા.

બધા સાથે ઊભા થયા. મસ્તાન થઈ નૃત્ય કરતી અભિજાતાને બહાર નીકળવા કહેવા લાગ્યા. પણ કોણ સાંભળે! બધાએ પકડીને બહાર કાઢવા ધમકી આપી પણ અભિજાતા તો એના નૃત્યમાં તન્મય બની હતી. એ તો ભગવાન સાથે આત્માનું ઐક્ય સાધી રહી હતી. એને પાર્થિવ તત્ત્વો સાથે કાંઈ સંબંધ નથી.

જ્યારે બધાએ જાણ્યું કે આ હાડપિંજર કોઈનું કાંઈ માને તેમ નથી. ત્યારે બધાએ અભિજાતાને પકડવા યત્ન કર્યો પણ એ તો નાચ્યા જ કરે છે. જ્યારે બધા એને વિંટળાઈ વળ્યા અને એના નૃત્યને રૂંધી રહ્યા ત્યારે એ મૂર્છિત બની ગબડી પડી બધાએ એને ઊંચકી બહાર કાઢવા પ્રયત્ન કર્યો, પણ આ શું! આ શું?

ભગવાન પોતે હસતા મુખે અભિજાતા ઉપર એમનો કોમળ હસ્ત ફેરવી રહ્યા હતા. એમના નયનોના અમૃતથી અભિજાતાના બિહામણા થઈ ગયેલા ચહેરા ઉપર અદ્‌ભુત આનંદ પથરાયો. પરિવ્રાજકો અને ભિક્ષુકાઓ આશ્ચર્ય પામી દૂર ખસી ગયાં. અભિજાતાએ એક ક્ષણ માટે નયન ખોલ્યાં. હસતા

# પ્રવાસની પોથીમાંથી

સેવકરામ

આ ગામનો કૉલેજમાં ભણતો એક વિદ્યાર્થી સાબરકાંઠાના શ્રમ શિબિરમાં ગયો હતો. તેનું નામ કાંતિલાલ. હું એ ગામમાં ગયો એ પહેલાં તે ચાલીસેક દિવસથી પરત આવ્યો હતો. આપણા વિદ્યાર્થીઓ શ્રમનું મહત્ત્વ સમજે, શ્રમ પ્રત્યેની સૂગ ઓછી થાય, શ્રમ કરતા થાય એ માટે આવાં શિબિરો વધુમાં વધુ યોજાય એ નક્કી છે. મારા ગામડાંના અનુભવમાં એક વાત ખાસ જોવા મળી છે કે આજનો વિદ્યાર્થી શ્રમથી દૂર ભાગે છે. તે કામ કરવામાં નાનપ સમજે છે. તેનાં માબાપ, ભાઈબેન સૌ કોઈ ખેતીનું કામ કરે. પણ તે તો મહેમાનની પેઠે ઘરમાં બેસી રહે કે ગામમાં આંટા મારે. જાણે ભણવા ગયો એટલે પલટાઈ ગયો. ખેડૂતોના છોકરાઓને જ્યારે ખેતીથી દૂર ભાગતા જોઉં છું. ત્યારે મને અત્યંત દુઃખ થાય છે. આ તે કેવી કેળવણી કે વિદ્યાર્થીને કામથી દૂર ભગાડે! ભણેલો શરીરશ્રમને હલકું કામ ગણે છે. ભણે તે તો પંખા નીચે, ટેબલ પર કલમ ચલાવવા તે યોગ્ય છે એમ ગણે છે. તે ખેડૂત, કારીગર કે બીજું કંઈ પણ થવા કરતાં કારકુન થવાનું વધુ પસંદ કરે છે. આ માનસથી ગામડાંને પારાવાર નુકશાન થયું છે. જેના ઘેર ખેતીનું સાધન છે, જમીન છે, રળી ખાવા માટેની પૂરી તક છે તે પણ ગામડું છોડી, ખેતી છોડી શહેરમાં કારકુની કરવા ચાલ્યો જાય છે. ગામમાં ભાગ્યે જ કોઈ ભણેલો નજરે પડે છે. એટલે મને તો થયા કરે કે આપણી શાળા કૉલેજોમાં શ્રમ પ્રત્યેની સૂગ ઓછી થાય તેવું વાતાવરણ સરજવું જોઈએ. ઘરમૂળથી કેળવણીમાં પરિવર્તન કરવું જોઈએ. પાયાની કેળવણીએ શ્રમનું મહત્ત્વ સ્વીકાર્યું છે. એ રીતે સર્વત્ર કેળવણી અપાય ત્યારે ખરી. પણ ત્યાં સુધી આવાં શ્રમ શિબિરો યોજાતા રહે તે પણ આવકાર્ય છે. એટલે પેલા ભાઈ કાંતિલાલને મળ્યો ત્યારે તેમની સાથે શ્રમ શિબિરના કાર્યની વાતો વિગતથી સાંભળી. વિદ્યાર્થીઓએ ગામલોકોના સહકારથી રસ્તો બનાવ્યો હતો કેટલાકે તળાવ ખોદ્યું હતું. બંધા વિસ્તારોમાં નિયમિત રીતે વિદ્યાર્થીઓએ શારીરિક કામ કર્યું હતું.

પણ એ કાંતિલાલના બાપાએ રાતના જે ફરિયાદ કરી એથી તો હું ચોંકી ઊઠ્યો. હું મારા ઉતારે બેઠો બેઠો રેંટિયો કાંતતો હતો ત્યાં કાંતિના બાપા આવ્યા. એ કહે,

'સેવકરામ! અમારા આ કાંતિને બે શબ્દો કહો.' અને મેં તેમની સામે જોયું એટલે કહ્યું: 'એ આખો દા'ડો ઊંઘ્યા કરે છે. અત્યારે અમે ખાતર ભરીએ છીએ. ઘરનાં બધાં ખાતર ગાડામાં નાખીએ છીએ. ખેતરમાં જઈ પૂંજા કરીએ છીએ. નાનો છે તેય ઉકરડો ખોદે છે ને બોચિયાં ઉપાડે છે. પણ આ ભણેલો અડતો નથી. એ તમારા જેવાની મંડળીમાં...શું કહેવાય છે એને...'

'શ્રમ શિબિર...'

'હા, એ તમારા શ્રમશિબિરમાં માટીનાં તગારાં ઉપાડે, કોદાળી લઈને તળાવ ખોદે...ત્યાં બહુ કામ કરે...તો અહીં ઘરનું કામ કેમ કરતો નથી! કહું છું તો સંભળાવે છે કે મારાથી એ કામ નહિ થાય. સેવકરામ! આ તો જુઓ! ખાતર ભરવાનું કામ મારાથી થાય, તેની બાથી થાય, તેનાં ભાઈ બેનોથી

---

ભગવાનનાં દર્શન કરી એ ઊંડા ઊતરી ગયેલાં નયન ભગવાને દીધેલું અમૃત જગતને પાછું આપતાં હંમેશને માટે બીડાઈ ગયાં.

બધાં સાધુઓ અને સાધ્વીઓ આ નિર્વાણ પામેલી આત્માના દેહને વીંટાઈ વળ્યાં. બધાને ત્યારે જ ખબર પડી કે એ હતી મૂર્તિમંત અહિંસા! એ હતી પવિત્ર પ્રીત! આજેય એ મંદિરનાં ખંડેરોમાં એક નારસિંજરને પૂજા કરતું કોઈ જુએ છે! ભગવાન બુદ્ધની કાર્ય થયેલી મૂર્તિમાંથી આજેય એક જ્યોત પ્રકાશી રહી એ નારસિંજર ઉપર તેજ પાથરે છે.

★





થાય અને તેનાથી કેમ ન થાય! ઘરમાં સૌના કરતાં મોટો છે પણ પાણીનો લોટોય ભરતો નથી.' અને મોં કટાણું કરીને તેમણે ફળફળતો ઉદ્ગાર કાઢ્યોઃ 'સેવકરામ! મને તો થાય છે કે ભણવા મૂકીને મેં તો છોકરો ખોયો!'

હું આ દુભાયેલા બાપને કયા શબ્દોમાં આશ્વાસન આપું! પંદર દિવસ સુધી તો શ્રમશિબિરમાં જઈ આવેલા કાંતિને પણ શું કહું! એ તે શ્રમ કરવા ગયો હતો કે શ્રમનું પ્રદર્શન કરવા?

[૨]

હું જે ગામમાં જાઉં છું ત્યાં સભામાં તો નહિ પણ મંદિરમાં કે ધર્મશાળામાં કે જ્યાં ઊતર્યો હોઉં ત્યાં હું લોકો સાથે દિલ ખોલીને વાત કરું છું. ગામના પ્રશ્નો ચર્ચું છું. કોઈની તકરાર હોય તો વચ્ચે રહી સમાધાન કરાવી આપું છું. ગામનું કામ રખડી ગયું હોય તો સરકારમાં જઈ, ધક્કો ખાઈને પણ ઠીક કરાવી આપું છું. આ કારણે લોકો મને તેમનો ગણે છે. એથી તો કોઈ પણ ભેટી જાય ને મને તેમના ગામ આવવાનો આગ્રહ કર છે આ રીતે રણછોડભાઈના આગ્રહથી તેમના ગામમાં આવ્યો હતો.

રણછોડ ખેતી કરે છે. ભાવિક માણસ છે. તેમનો દીકરો ભણે છે. ગામમાં તે સમજુ માણસ તરીકે ઓળખાય છે. તેમના મેડા પર અમે બેઠા હતા. હું તો મારી રીત પ્રમાણે મંદિરમાં જ ઊતરત. પણ રણછોડભાઈ મારો થેલો ઉપાડીને તેમના ઘેર લઈ આવ્યા. વાળુ કરીને વાસના બધા આવ્યા હતા. લોકો સરકારને, અમલદારોને ગાળો દેતા હતા. લાંચ રૂશ્વત, ચોરી, લૂંટફાટ જરીયે ઓછી થઈ નથી તેનાં દુઃખ રડતા હતા. કદાચ અમારી આ વાત લાંબી ચાલત. પણ એક જણાએ કહેલું.

'સેવકરામ! ગામમાં રામલીલા આવી છે. આજે તો રાજા હરિશ્ચંદ્રનો ખેલ છે. ચાલો તમને પણ મઝા આવશે.'

મને તો ભવાઈ કે રામલીલામાં રસ રહ્યો નથી. એ લોકો પેટ ભરવા ગામડાની જનતાને ભરમાવે છે, ચડાવે છે. એ મારાથી જોવાતું પણ ન હતું. પણ રણછોડભાઈએ જ આગ્રહ કર્યો.

'ખરી વાત છે સેવકરામ. અહીં એકલા બેસી રહેશો તેના કરતાં ચાલો ને ગામ વચ્ચે. અમારા ગામડાગામનું નાટક તો જુઓ...'

અને ચાલો ને આ રામલીલાવાળા લોકોને લૂંટવા કેવી લીલા કરે છે તે તો જોવા મળશે. એમ મનને મનાવી હું ગામ વચ્ચે ગયો. અમે ગયા ત્યારે તો ખેલ શરૂ થઈ ગયો હતો.

રોહિતને સર્પ ડસી જાય છે. તેને બાળવા માટે તારામતી સ્મશાનમાં લાવે છે. પણ લાકડાં વગર રોહિતને બાળવો કેવી રીતે! એટલે નાટક બંધ રાખી રામલીલાના માલિકે ગામ લોકો સમક્ષ ટેલ નાખી· 'રોહિતને બાળવા લાકડાં જોઈએ છે. સજ્જનો, આ ધર્મનું કામ છે. તમે શક્તિ પ્રમાણે સતી તારામતીને લાકડાના પૈસા આપો.' પેલો તો મીઠા શબ્દોમાં લોકોને સંબોધ્યે જતો હતો. લોકોમાં રહેલી અંધ શ્રદ્ધાને ઉશ્કેરતો હતો. ધર્મની વાત આવે છે ત્યાં લોકો ગાંડા બની જાય છે. તેમને કંઈ ભાન રહેતું નથી. એથી તો પેલો 'આ તો ધર્મનું કામ છે...... તમારા ગામમાંથી રાજા હરિશ્ચંદ્રના પુત્રને બાળવનાં લાકડાં પણ નહિ મળે!' આવી વાત કરે પછી ગામ લોકો બેસી રહે! એક જણ બોલ્યો. બીજો બોલ્યો. કોઈએ પાંચ લખાવ્યા. બીજાએ દસ લખાવ્યા. અને પછી તો ચડસા ચડસી પર આવ્યા. મારી નવાઈ વચ્ચે રણછોડભાઈએ પચીસ લખાવી દીધા. હું તો આભો બનીને તાકી રહ્યો.

મેં સાંભળ્યું હતું કે બે દિવસ પહેલાં સતી દ્રૌપદીનો ખેલ હતો. ત્યારે સતીને ચીર પૂરવા માટે ગામની વહુઓ ગબાળામાંથી નવા નવા સાડલા લઈને આવી હતી. રણછોડભાઈની વહુએ નવો ને નવો ભરત ભરેલો સાડલો આપી દીધો હતો. એ

# મૃત્યુ

રવીન્દ્રનાથ ટાગોર
અનુ૦ સુરેશ હ૦ જોષી

'જશો ના, જશો ના' કહી કોને યાચે વ્યર્થ આ ક્રન્દન?
ક્યાં છે એ બન્ધન
સસીમને જે અસીમ કરે?
સંસાર જાનારનું પૂર, તીવ્રવેગે જાયે પરપારે,
આ પારનું સર્વ કાંઇ સમેટીને નિઃશેષે વહાવે;
રડાવે હસાવે.

અસ્થિર સત્તાનું રૂપ ખીલે અને ખરે.
'નહિ નહિ' એ જ વાણી ફેનાયિત મુખરિત થાયે
મહાકાલ સમુદ્રની પરે
એ જ સ્વરે
રુદ્રનો ડમ્બરુધ્વનિ બજે
અસીમ અમ્બરમાંહે.
'નહિ, નહિ, નહિ.'
ઓ રે મન, છોડ લોભ, છોડ શોક, છોડ ભય,
સૃષ્ટિ નદી, ધારા એની નિરન્ત પ્રલય.

જશે, બધા જ જશે ચાલી, તો ય હું તો ચાહું–
ચમકે વિનાશમહીં અસ્તિત્વનું હાસ્ય
આનન્દના વેગે;
મરણના વીણાતારે જાગી ઊઠે
જીવનનું ગાન;
નિરંતર ધાવમાન
ચંચલ માધુરી.

ક્ષણે ક્ષણે ઊઠે સ્ફુરી
શાશ્વતની દીપશિખા,
અજવાળી ક્ષણિકની મરીચિકા.
અતલ ક્રન્દનસ્રોતે માતાનો કરુણ સ્નેહ વહે,
વળી વહે પ્રિયનો હૃદયવિનિમય;
વિલોપની રંગભોમે વીરનો વિપુલ વીર્યમદ–
ધરણીની સૌન્દર્યસમ્પદ્.

અસીમનું દાન
ક્ષણિકના કરપુટે, એનું પરિમાણ
નહીં સમયના માપે.
કાલ વ્યાપી રહે કે ના રહે
તો ય એ મહાન;
મૂલ્ય એનું ચૂકવી દો પણમાં મૂકીને પ્રાણ.
દોડે જ્યારે વિદાયનો રથ,
જયધ્વનિ કરી એનો મુક્ત કરો પથ
વિસારી જાતનું ભાન.

થોડી ઘણી માટી
જેના પર તમારો છે અધિકાર,
તેમાંનું કશું ના બચે!—તુચ્છ એ વિચાર.
વિરાટની માંહે
એકરૂપે અથવા તો અન્યરૂપે એ જ તો વિરાજે
ચાલ્યા આવો છોડીને સૌ અન્ધકૂપ
મુક્તાકાશે જોઇ લ્યો આ પ્રલયનું આનન્દસ્વરૂપ.
અલ્યા શોકાતુર, શોકે
શોકના બુદ્બુદ તારા અશોક સમુદ્રે વહી રહેશે.

---

રાતના દ્રૌપદીના (અલબત એ ભૂમિકા ભજવનાર પુરુષ જ હશે) ખભા પર પચીસેક સાડલા એકઠા થયા હતા. ગામડાના આ અંધશ્રદ્ધાળુ, અજ્ઞાન સમાજને કયા શબ્દોમાં સાચી સમજ આપવી!

અને આ પ્રસંગની કરુણતા તો ત્યારે જોઇ કે જ્યારે વિદાય આપતાં રણછોડભાઈએ એક વાત કરી. આ ગામમાં હજુય રામલીલા રહેવાની હતી એટલે મારો વધો સમય બગડ્યો એમ ગણી હું બાજુના ગામમાં જવા નીકળ્યો હતો. રણછોડભાઈ ગામની ભાગોળ સુધી વળાવવા આવ્યા હતા. તે મને થેલો આપી નમસ્કાર કરીને ઊભા રહ્યા. પછી ધીમેથી કહ્યું:

'સેવકરામ! આપણું એક કામ કરવાનું છે.'

'શું કામ છે?'

'આપણો ચંદુ આ સાલ મેટ્રિક પાસ થશે. ભણવામાં હોશિયાર છે. તેની ઇચ્છા કૉલેજમાં જવાની છે. પણ મારી સ્થિતિ પહોંચે તેમ નથી. તમારે તો અમદાવાદમાં મોટા મોટા શેઠિયાઓ સાથે સારી ઓળખાણો હશે. ક્યાંક મદદનું કરી આપો તો તેનું ભવિષ્ય સુધરી જાય.'

રામલીલામાં પચીસ રૂપિયા આપનાર, સાડલો આપનાર મદદ માટે હાથ લંબાવીને ઊભો રહ્યો હતો. હું એ વખતે તેને શું કહું! આ તે કેવો સમાજ છે!

*

વસુબંધુ

શ્રી. નેહરુએ જણાવ્યું હતું કે 'યુદ્ધ સમયે લશ્કરમાં શિસ્તની જરૂર હોય છે. તેવી જ શિસ્તની જરૂર જાહેર જીવનમાં પણ છે અહીં તો લોકો નાની વસ્તુઓની બાબતમાંય બુમરાણ કરી મૂકે છે. તમારે અવાજ ઊઠાવવો હોય તો તે શિસ્તપૂર્વક ઊઠાવવો જોઈએ ગાંધીજી અને કોંગ્રેસ પાસેથી આપણે પહેલી વાત શીખ્યા તે શિસ્તની હતી. × × × પણ આપણા દેશમાં વસતી વિવિધ કોમોમાં શિસ્તનો અભાવ છે. × × × અમે અહીં તહીં ભૂલો કરતાં હોઈશું, અમે દેવદૂતો નથી, છતાં મગરૂરીથી કહી શકું છું કે આપણી સરકાર દુનિયાની બીજી કોઈ પણ સરકાર જેટલી જ સારી છે. આપણે દુનિયાની કોઈ પણ સરકાર સાથે હરીફાઈ કરી શકીએ તેમ છીએ. (હર્ષના મોટા પોકારો.) મતભેદ હોય તો તમે અભિપ્રાય આપી શકો છો પણ તે શિસ્તપૂર્વક થવું જોઈએ.'

શ્રી નેહરુએ બેકારીનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે 'રાષ્ટ્રની આબાદી વધારવા માટે હવે દરેક જણે કામ કરવાનો સમય આવી પહોંચ્યો છે. આપણું વલણ આળસુ અને બિનજવાબદાર બનવાનું છે પણ એ રીતે આપણે પ્રગતિ કરી શકીએ નહિ.'

(ગુજરાત સમાચાર તા. ૨૬-૯-૫૨. હૈદ્રાબાદના ભાષણમાં)

## પ્રકરણ ૨૦ મું

## નવી પેશ્વાઈનાં પહેલાં પાંચ વર્ષ

'પાંચ વર્ષમાં આપણે ઠીક ઠીક કૂચ કરી છે. જો કે બધાને સંતોષ થાય એવી પ્રગતિ થઈ નથી પણ શરૂઆતમાં તો પાયો જ નંખાય. નાનું બાળક પહેલાં ચાલવાનો પ્રયત્ન કરે ત્યારે એ પડે આખડે, તે વખતે જ જો અશ્રદ્ધા ઊભી થાય તો ચાલી જ ન શકે. આજે તો પાયો નંખાય છે. તે કેવી દૃષ્ટિથી નંખાય છે એના ઉપર ભવિષ્યના ભારતવર્ષનો આધાર છે. આપણે સૈકાઓની કમજોરી કાઢી નાખવાની છે. દેશમાં ચારિત્ર્ય ઘડતરનું કામ પણ થઈ રહ્યું છે. કોઈ પણ જાતના પૂર્વગ્રહ વગર આપણે તપાસીશું તો આપણને લાગશે કે દુનિયાના મુકાબલામાં આપણે પણ કંઈક પ્રગતિ કરી છે. જો કે હજી આપણે ઘણું કરવાનું છે જ. × × ×

આ બધું આપણે કરીએ તો મને તો પૂરી શ્રદ્ધા છે કે આવતાં પાંચ વર્ષમાં આપણે ક્યાંય આગળ નીકળી ગયા હોઈશું.

આ દેશની પ્રજામાં મને શ્રદ્ધા છે, આ દેશની સંસ્કૃતિમાં મને વિશ્વાસ છે અને એટલે દેશના ઉત્થાનને હું આશાની નજરે જોઉં છું. આપણે સૌએ મળી એ કામ કરવાનું છે. તમે તમારી શક્તિથી જ્યાં હો ત્યાંથી કામે લાગજો × ×

આપણા દેશનો ઇતિહાસ કહે છે કે આપણે ત્યાં રાજકીય એકતા હતી જ નહિ. ધર્મ અને ધાર્મિક સંસ્કૃતિને કારણે આખા ભારતવર્ષમાં એક સમાન સભ્યતા જરૂર ઊભી થઈ, જે આજે પણ આપણને પ્રેરણા આપી રહી છે. જ્યારે હજુ રાજકીય એકતા માટે આપણે સારો એવો પ્રયત્ન કરવાનો રહેશે એથી ઊલટું અમેરિકામાં જુદાં જુદાં સ્ટેટો છે. પણ તે પોતાના નાના સ્ટેટની વાત નહીં કરે. તે હમેશા યુનાઈટેડ સ્ટેટનો જ વિચાર આગળ મૂકશે. આ વસ્તુ આપણે મહેનત કરી ઊભી કરવાની છે. × ×'

—શ્રી મોરારજી દેસાઈ.

દેશ સ્વતંત્ર થયા પછી આપણે પ્રગતિ કરી છે કે અધોગતિ, સુખી થયા છીએ કે દુઃખી, સાચે રસ્તે છીએ કે ખોટે રસ્તે, એ સબંધી આપણાં બે પ્રથમ પંક્તિના રાજકીય નેતાઓ કઈ રીતે વિચારી રહ્યા છે એનો ખ્યાલ ઉપરના બે ફકરાઓથી આવશે.

સ્વતંત્ર ભારતની નવી ચૂંટણી અગાઉ દેશની વર્તમાન પરિસ્થિતિ સમજવા માટે હું કોંગ્રેસના એક

અગ્રગણ્ય રાજકીય નેતાને મળ્યો. એમને મેં પૂછ્યું, 'દેશ સ્વતંત્ર થયા પછી પ્રજામાં પોતાના ભવિષ્ય વિશે કેમ કશો ઉત્સાહ નથી? સૌ આટલા બધા પ્રારબ્ધવાદી બનીને સરકારને શા માટે ગાળો દે છે?'

એના જવાબમાં મારા તરફ મુરબ્બીવટભર્યું હસીને એમણે કહ્યું, 'કોઈ અંધારા ભોંયરામાં વર્ષોથી પૂરી રાખેલા કોઈ કેદીની બેડીઓ તોડી નાખીને એને અજવાળામાં લાવવામાં આવે તો એ અજવાળાથી અંજાઈને એકદમ પોતાના ભોંયરા તરફ પાછો દોડશે. આપણી પ્રજાની બરાબર આવી જ દશા છે. હજારો વર્ષથી આપણે ગુલામીના બંધનોમાં જકડાયેલા હતા, તેવે વખતે આપણને આપણી દુર્દશામાંથી ઉગારવા માટે માનવ ઇતિહાસમાં ન પાક્યો હોય એવો એક મહાપુરુષ પાક્યો. એણે આપણને સત્ય અને અહિંસાના દિવ્ય શસ્ત્રોથી યુક્ત કર્યા, અને ત્યાર પછીથી આપણે પાંચ વર્ષમાં પાંચ પેઢીનું કામ પૂરું કર્યું. મુસ્લિમોને પાકિસ્તાન સોંપીને હિંદુ-મુસલમાન સવાલોનો નિવેડો આણ્યો; રજવાડાનો અતિ વિકટ ગણાતો પ્રશ્ન સરદારશ્રીએ માત્ર બે જ વર્ષમાં હૈદરાબાદના કમનસીબ અપવાદ સિવાય લોહીનું એકપણ ટીપું પાડ્યા વગર ઉકેલી નાખ્યો. કાશ્મીરના મુદ્દા ઉપર મજબૂત લડત આપી પાકિસ્તાનની મેલી મુરાદો ધૂળમાં મેળવી. અનાજનો પ્રશ્ન હલ કરવા માટે નહેરોના બાંધકામનો મોટો કાર્યક્રમ શરૂ કર્યો. આપણે આપણું બંધારણ ઘડ્યું. જમીનદારી નાબૂદ કરી અને આર્થિક ક્ષેત્રે અત્યંત વિષમ પરિસ્થિતિમાં પણ આપણે સમતોલ અર્થતંત્ર સાચવી શક્યા છીએ અને આપણી પરદેશનીતિના તો આપણા દુશ્મનો પણ આપણા મોંફાટ વખાણ કરે છે. દુનિયાના કોઈ દેશને ના મળ્યા હોય એવા મહાન નેતાઓ આપણને મળ્યા છે. જરા ધીરજ રાખો. થોડા વખતમાં બધું ઠાંગે પડશે. આપણે માત્ર હવે કરવાનું એટલું જ છે કે કોંગ્રેસને ખૂબ મજબૂત બનાવવી. જો એમ નહિ કરીએ તો આ દેશમાં કોમવાદીઓ કે સામ્યવાદીઓ ફાવી જશે, અને આપણા જેવા બેવકૂફ કોઈ નહિ ગણાય. મહારાષ્ટ્ર ડાંગ માગતું હોય તો એને ડાંગ આપી દો. જો એમ નહિ કરીએ તો ત્યાં સામ્યવાદીઓનું જોર વધી જશે.

મને શ્રદ્ધા છે કે આ ચૂંટણીમાં કોંગ્રેસ વિજયી થઈને બહાર પડશે અને આ પાંચ વર્ષમાં એણે જે રાષ્ટ્રઘડતરનું કામ કર્યું છે એનાથી ચારગણી તાકાતથી નવું કામ કરી બતાવશે.'

દિલ્હીના એક ઉચ્ચ કક્ષાના સનંદી અમલદારને મળી મેં આના આ પ્રશ્નો પૂછ્યા. એમણે કહ્યું કે, "છાપાવાળાઓને નકામો કાગારોળ કરીને લોકોને ખોટી રીતે ઉશ્કેરવાની ટેવ પડી ગઈ છે. આપણે નાનાં દુઃખોને મોટાં કરી મારીએ છીએ. હું આખા હિંદમાં ચાલતી પ્રવૃત્તિઓ સાથે ઓછાવત્તા અંશે સીધા સંપર્કમાં છું. આજે તો આખો દેશ એક નવા સુખ, શાંતિ અને સમૃદ્ધિના યુગમાં પ્રવેશી રહ્યો છે. દુનિયાભરમાં ન થઈ હોય એવી વિરાટ યોજનાઓ આપણે ત્યાં અમલમાં મૂકાઈ રહી છે. આપણા પ્રશ્નો જગતનાં પ્રશ્નોનો એક ભાગ જ છે. જેમ કે અનાજના અને વસવાટના પ્રશ્નો લો તો એ વિશ્વવ્યાપી પ્રશ્નો છે. પણ બીજા અનેક દેશો કરતાં આપણે ઘણી મોટી તાકાતથી આ પ્રશ્નો હલ કરી રહ્યાં છીએ. એક ખેતીનો પ્રશ્ન લો તો જમીનદારીની નાબૂદી, ભાખરા, હિરાકુંડ કોશી, અને ભવાનીસાગરની વિરાટ યોજનાઓ. સિંદરીનું ખાતરનું કારખાનું, ટ્રેક્ટરોથી તૂટેલી હજારો એકર કુંવારી ધરતી, ખેતીવાડીના અદ્યતન સંશોધનો, સહકારી પ્રવૃત્તિઓનો ઝડપી વિકાસ, આ અને આવી કેટલીય યશસ્વી સિદ્ધિઓ સરકારને ફાળે ગણાવી શકાય. આપણા લશ્કરને સ્વયંસંપૂર્ણ બનાવવા માટે દેશમાં હથિયારોના કેટકેટલાંય કારખાનાંઓ ખૂલી રહ્યાં છે. બેંગલોરની એરક્રાફ્ટ ફેક્ટરી, ખડકીનું લશ્કરી તાલીમનું મહાવિદ્યાલય, આપણા લશ્કરે





કાશ્મીરમાં મેળવેલા અપૂર્વ વિજયો એવું તો કેટકેટલુંય ગણાવી શકાય. એવું ને એવું ઔદ્યોગિક ક્ષેત્રે. રેલ્વે એન્જિનો, સાયકલો, મોટરોથી માંડીને ટેલિફોન જેવી કેટલીય જીવનની જરૂરિયાતની વસ્તુઓમાં આપણે સ્વયંસંપૂર્ણતાની દિશામાં વિરાટ પગલાંઓ ભર્યાં છે. રેલ્વે સ્ટેશનોની પુનર્રચના થઈ રહી છે, ડબ્બાઓમાંથી ભીડ ઓછી થાય છે, પંચવર્ષીય યોજના દ્વારા આપણે આપણી જરૂરિયાતો નક્કી કરી લીધી છે અને એને મેળવવાના સૌથી વ્યવહારૂ માર્ગો શોધી રહ્યા જ છીએ. પાકિસ્તાન દ્વારા આપણે જેટલો પ્રદેશ ગુમાવ્યો એનાં કરતાં વિશેષ પ્રદેશ આપણે રજવાડાનાં વિલિનીકરણથી મેળવ્યો છે. આટલું બધું જોયાજાણ્યા પછી જો કેટલાક બેવકૂફ લોકો અર્થરહિત બકવાટ કરતા હોય તો એમની ઉપેક્ષા કરવામાં આપણે સહીસલામત છીએ.'

દેશની સ્વાતંત્ર્ય પછીની જે પરિસ્થિતિ વિશે મહાત્માજી શું ધારતા હતા, એ આપણે આગળ જોઈ ગયા.

પોતાના જીવનના અંતકાળે સરદાર પટેલે પોતાના એક અનુયાયીને કહ્યું હતું કે, "આજ સુધી અમારે અંગ્રેજોની સામે લડવાનું હતું એટલા માટે અમે અનેક કપાસીયાની આંખોવાળા છાણાના દેવ ઊભા કર્યા હતા અને અંગ્રેજોને બીવડાવતા હતા કે આવી જાઓ, અમારી સાથે લડવું હોય તો! અમારી મદદમાં આટલા બધા દેવ છે હવે દેશ સ્વતંત્ર થયા પછી પેલા છાણના દેવ એમ માની બેઠા છે કે અમે સાચા દેવો જ છીએ. હવે આ દુઃખ કોને કહેવું? નાના માણસોના હાથમાં મોટી સત્તા આવી પડી છે દેશનું ભવિષ્ય શું થશે એ મને સમજાતું નથી." પોતાના રાજકારણને ભાવનાથી બિલકુલ રંગાવા ન દેનાર રાજરમતના એક ખધા ખેલાડી તરીકે પંકાયેલા ઊંચે આસને બેઠેલા એક પ્રધાનને આવા જ પ્રશ્નો પૂછ્યા. એમનો જવાબ એ હતો કે, "ભલા માણસ તેલ જુઓ ને તેલની ધાર જુઓ. અમે અહીંતહીંથી થીંગડાં મારીને પંચવર્ષીય યોજના માટે બાવીસ કરોડ રૂપિયા ભેગા કર્યા છે. અમે શરૂઆતમાં જેમ સ્ટર્લિંગ બેલન્સ વેડફી માર્યું એમ આ રૂપિયાનેય વાટી ખઈશું. એમ કરતાં કરતાં પાંચ વર્ષ થશે. ત્યારપછી આવતી ચૂંટણીમાં જોયું જશે. આગે આગે ગોરખ જાગે! છેવટે અમેરિકા ક્યાં નાસી જવાનું છે?"

એ જ રીતે બીજા એક ઊંચા આસને બેસીને લાંબી લેખણે લખનારા પ્રધાનને પૂછ્યું. તો એમણે જવાબ આપ્યો કે, "દેશ કઈ દિશાએ જઈ રહ્યો છે એની સમજણ પડતી નથી. પણ મોટેભાગે સંભવ છે કે આપણે ચીનની પેઠે આંતરવિગ્રહ તરફ ઢસડાઈ રહ્યા છીએ."

એક ઉદ્યોગપતિનું માનસ જાણવાનો પ્રયત્ન કરતાં એમણે ટૂંકામાં જવાબ આપ્યો કે, 'જેનો રાજા વેપારી. એની પ્રજા ભિખારી' આ જવાબમાં સિંદરીનાં ખાતરના કારખાનાથી માંડીને સરકારની એસ. ટી. ની યોજના સુધીની બધી યોજનાઓ વિષેનો અભિપ્રાય આવી ગયો.

પણ આ બધા અભિપ્રાયો તો વિદ્વાન પુરુષોના એટલે મને થયું કે હિંદની સંસ્કૃતિના પ્રતિનિધિરૂપ ગણાતાં એના ખેડૂતને મળી એનું માનસ સમજવાનો પ્રયત્ન કરવો. એક દિવસ અચાનક આગગાડીમાં એક અભણ પણ અનુભવ–વૃદ્ધ ખેડૂતભાઈ મળી ગયા. એમને મેં ચાલુ પરિસ્થિતિ વિષેનો એમનો અભિપ્રાય પૂછ્યો. શરૂઆતમાં એમણે 'ધોળિયા' અને 'ઊઘાડપગા'-ઓને થોડીક સ્વસ્તિ સંભળાવી. ત્યારપછી જરા ટાઢા પડતાં એમણે કહ્યું કે જુઓ ભાઈ, 'કોંગ્રેસે લોકોના ધરમ, ધંધો, અને ધાન લઈ લીધાં અને બદલામાં ઝોળી, ઝંડો અને ઝાડુ આપ્યાં.' ગ્રામઘડતર અને સર્વોદયની કલ્યાણકારી યોજનાઓ વિષેનો એમનો આ અભિપ્રાય સાંભળીને હું ક્ષણભર સ્તબ્ધ થઈ ગયો. પછી મેં પૂછ્યું કે, 'તમારી આ જૂની આંખે નવો તમાશો છે, પણ આ તમાશાનો અંત કેવો આવશે?' એમણે કહ્યું કે 'જુઓ, મોગલાઈ ગઈ તગારે, પેશ્વાઈ

ગઈ નગારે, અંગ્રેજ ગયે પગારે અને કોંગ્રેસ જશે લવારે અને લખારે.' ડબ્બામાં સહુએ સંમત્તિસૂચક માથું ધૂણાવ્યું. મને ક્ષણભર વિચાર થયો કે આપણા મહાન નેતાઓનાં ભાષણો અને યોજનાઓની કિંમત શું સામાન્ય માનવીને મન લવારા અને લખારા જેટલી જ છે?

પ્રજાના જુદા જુદા વર્ગોના આ જુદા જુદા પ્રત્યાઘાતો જાણ્યા પછી આપણે આપણી વર્તમાન સ્થિતિના કારણોમાં ઊંડા ઊતરવું પડશે.

## સ્વાતંત્ર્યનો પહેલો પ્રત્યાઘાત :
## નેતાઓનાં સંકોચાતાં વ્યક્તિત્વ.

આપણે બધા સ્વાર્થી અને અહંકારી છીએ. એક રીતે એ ઘણું સારું છે. જો એમ ના હોત તો આ મારામારી, કાપાકાપી, લૂંટાલૂંટ અને ઝૂંટાઝૂંટથી જીવતા જગતમાં આપણે ક્ષણભર પણ ટકી શકીએ નહિ.

પણ ટકયા પછીનો માણસનો પહેલો પુરુષાર્થ સુખી થવાનો હોય છે. ધીમે ધીમે અનુભવથી માણુસને સમજાય છે કે જગતમાં સુખી થવાનો સૌથી સારો રસ્તો બીજાને સુખી કરવા એ છે. અને આ સમજાયા પછી માનવીનો વિકાસ શરૂ થાય છે. દામ્પત્યપ્રેમ, અપત્યપ્રેમ, કુટુંબપ્રેમ, પ્રદેશપ્રેમ. દેશપ્રેમ, માનવપ્રેમ અને વિશ્વપ્રેમ એ બધાં માનવીના વ્યક્તિત્વના વિકાસનાં પગથિયાં છે. એ પગથિયાં ઉપર સહેલાઈથી ટકાતું નથી. ઉપર ચડેલા માનવીને નીચે પછાડવા માટે સ્વાર્થ અને અહંકારનું ગુરૂત્વાકર્ષણ સતત કાર્ય કરતું હોય છે. આ જગતમાં બહુ ઓછા માણસો ઊંચે ચડી શકે છે. અને જે ઊંચે ચડે છે એમાંથી બહુ ઓછાં એ સ્થાન ઉપર ટકી શકે છે.

આ દૃષ્ટિએ જોતાં મહાત્માજીના વિકાસનો અભ્યાસ બહુ જ રસમય છે. મહાત્માજીનો આખોય વિકાસ એટલે સ્વાર્થનો સતત સંકોચ અને અહંકારનું સતત શુદ્ધિકરણ. આર્થિક રીતે મહાત્માજી ત્યાગ કરતાં કરતાં એક લંગોટી ઉપર આવીને ઊભા રહ્યા. સામાજિક રીતે એમણે આખા ભારતને પોતાનું કુટુંબ માન્યું અને એના કલ્યાણ માટે જીવનના અંત સુધી પોતાના સમસ્ત વ્યક્તિત્વનો કણેકણ ઘસી નાખ્યો. સત્તાના ત્યાગમાં એમણે કોંગ્રેસના સભ્યપદ તરીકેનું પણ રાજીનામું આપ્યું, અને અહંકારના ત્યાગમાં એમણે દેશના કલ્યાણ માટે મહંમદઅલી ઝીણા જેવાની અનેક લપડાકો મૂગે મોઢે ખાઈ લીધી, એટલું જ નહિ પણ કોંગ્રેસની અંદર અને બહાર એમણે ઝેરના અનેક ઘૂંટડા હસતે મોઢે પી લીધા. હિંદુપ્રજા જેવી ક્ષીણવીર્ય પ્રજાની માનવતા પણ બ્રિટિશ શાંતિ જેવી અનુકૂળ પરિસ્થિતિ હેઠળ કેવા મહામાનવો સર્જી શકે છે એનો મહાત્માજી એ એક ઉત્તમોત્તમ નમૂનો હતા.

આ જગતમાં બે પ્રકારના માણુસો હોય છે. એક હોય છે ઈશ્વરના માણુસો : બીજા હોય છે દુનિયાદારીના માણુસો. ઈશ્વરના માણુસોને માનવજાત ઉપર વિશ્વાસ હોય છે. દુનિયાદારીના માણુસોને માણુસો ઉપર એટલે કે પોતાના જ માણુસો ઉપર વિશ્વાસ હોય છે. માણુસજાત પ્રત્યે તેઓ કાયમ વક્રદૃષ્ટિએ જોતા હોય છે.

સ્ટેલિન અને નેપોલિયન સફળ થયા કારણ કે તેઓ દુનિયાદારીના માણુસો હતા. વિલ્સન અને એનો રાષ્ટ્રસંઘ નિષ્ફળ ગયા કારણ કે એ ઈશ્વરનો માણુસ હતો.

નેપોલિયન ઈટલીમાંથી વિજય મેળવીને આવ્યો ત્યારે આખું પેરિસ હર્ષઘેલું થઈ ગયું. એના માનપાનનો કોઈ પાર ન રહ્યો. જ્યારે એની દમામદાર સવારી નીકળી ત્યારે એની સાથે બેઠેલા એક સેનેટરે પૂછ્યું, 'પેરિસની હર્ષઘેલી જનતા આપનો જે આ સત્કાર કરી રહી છે એનાથી આપના હૃદયમાં અવશ્ય આનંદ થતો હશે?' નેપોલિયને એનો જવાબ આપ્યો : 'ના રે ના. આવતી કાલે મને ફાંસીએ ચઢાવવાનો હોય તોય આ લોકો આટલો જ હર્ષોલ્લાસ અનુભવે!'

નેપોલિયનનો જવાબ સાવ સાચો હતો. માણુસજાત ઉપર વિશ્વાસ રાખવા જતાં ક્રાઈસ્ટને ક્રોસ ઉપર ચડવું પડ્યું, મીરાંને, દયાનંદને અને સોક્રેટીસને ઝેર પીવું પડ્યું, જોન-ઓફ-આર્કને જીવતાં બળવાની જરૂર પડી અને ગાંધી ગોળીથી વિંધાયો.





મહાત્માજીને પોતાના જીવનમાં બે પરસ્પર વિરોધી કામ કરવાનાં હતાં. વિશ્વશાંતિના ઇજનેરનું અને હિંદસ્વરાજ્યના પયગમ્બરનું. પહેલા કામ માટે એમની ભલાઈની જરૂર હતી, બીજા કામ માટે એમની પાકાઈની જરૂર હતી. મહાત્માજી ભલા હતા એટલે માણસજાત ઉપર વિશ્વાસ રાખતા હતા. એ પાકા હતા એટલા માટે જવાહર, સરદાર, રાજાજી, રાજેન્દ્રબાબુ અને મૌલાના આઝાદ ઉપર વિશ્વાસ રાખતા હતા.

સંતની ભલાઈ અને મુત્સદ્દીની પાકાઈ નો આ સમન્વય બીજા વિશ્વયુદ્ધ સુધી સહીસલામત રહ્યો. ત્યાર પછીની પરિસ્થિતિના દબાણ હેઠળ એ તૂટી પડ્યો.

વિશ્વશાંતિ માટે જરૂરી એવી અહિંસાની દૃષ્ટિનો માહાત્માજીમાં ક્રમશઃ વિકાસ થયો પહેલા વિશ્વયુદ્ધમાં એમણે લશ્કરી ભરતી કરાવી હતી જ્યારે બીજા વિશ્વયુદ્ધમાં એમણે માત્ર અંગ્રેજોને નૈતિક ટેકો આપવાની વાત કરી હતી. શ્રી. મશરૂવાળા કહે છે કે, 'જગતનો કોઈ ધર્મ મનુષ્ય અવધ્ય હોવો જોઈએ એમ શીખવતો નથી.' આડકતરી રીતે એમના કહેવાનો ભાવાર્થ એ હતો કે ગાંધીજી એ જ એવા પહેલા ધર્મ પુરૂષ પાકયા કે જે અહિંસાની દૃષ્ટિમાં બુદ્ધ, મહાવીર અને ખ્રિસ્ત કરતાં પણ આગળ વધી ગયા અને બીજા મહાયુદ્ધ વખતે વિચાર પૂરતો જ્યાં સવાલ હતો ત્યાં મહાત્માજીએ આ વાતને સાચી પૂરવાર કરી બતાવી. એમણે હિટલરને પત્ર લખ્યો કે એણે માનવજાતને યુદ્ધની આગમાં ન હોમવી જોઈએ એમણે ઇંગ્લંડની પ્રજાને આદેશ આપ્યો કે તમારે આંગણે જર્મન ધાડાં ભલે ઊતરતાં તમે એમની સામે લડશો નહિ અને એમને તાબે પણ થશો નહિ. તમારા પ્રેમથી તમે એમને જીતી લો. એમણે પહેલાં સત્યાગ્રહી તરીકે વિનોબાજીને પસંદ કર્યા. જનરલ કરીઅપ્પાએ જ્યારે લંડનમાં ભાષણ કર્યું કે હિંદમાં હવે અહિંસાનો યુગ પૂરો થયો છે ત્યારે મહાત્માજીનો પિત્તો ગયો અને એમણે એ માજી સરસેનાપતિને સલાહ આપી કે, "પારકી વાતમાં માથું મારશો નહિ."

હિંદના સ્વરાજ્ય માટે મહાત્માજીએ આખી જિંદગી જગતને એમ કહ્યા કર્યું કે હિંદ જો સ્વતંત્ર થશે તો એ જગતને શાંતિનો માર્ગ ચીંધશે.

હિંદ સ્વતંત્ર થયું. મહાત્માજીને પોતાના વિચારો અમલમાં મૂકવાની તક મળી. હિંદમા આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. કાશ્મીર ભારતને શરણે આવ્યું. એને બચાવવાના બે જ રસ્તા હતા હિંસા અને અહિંસા. મહાત્માજીએ જે અહિંસાની વાત ગઈકલ સુધી આખા જગતને કરી હતી તે જ વાતને એમણે તત્કાળ નેવે મૂકી અને કાશ્મીરના લોહિયાળ જંગને પોતાના આશીર્વાદ આપ્યા. સંત ગાંધી ઉપર મુત્સદ્દી ગાંધીનો એ વિજય હતો. એક મહાન આદર્શવાદીની એ કરુણ પીછેહઠ હતી. મહાત્માજી પોતાના આદર્શમાંથી એક તસુ જેટલું જ નીચે ઊતર્યાં એથી વિશેષ નીચે ઊતરવાની એમણે જીવનના અંત સુધી સાફ ના પાડી દીધી. પણ એ બહુ જ મહત્વનો તસુ હતો. યુધિષ્ઠિરના નરો વા કુંજરો વા જેવો ! એ નરો વા કુંજરો વા એ પાંડવોનો ભાગ્યનિર્ણય કરી નાખ્યો. એ જ રીતે આ હિંસા અહિંસાના સૂક્ષ્મ પ્રશ્ને ભારતનો પણ ભાગ્યનિર્ણય કરી નાખ્યો. જીવનના અંત સુધી મહાત્માજી પોતાના બે ધ્યેયોને તદ્દન વફાદાર રહ્યા હતા. અંગ્રેજોનો પગ આ દેશમાંથી કાઢવો અને ભારતમાં કોઈપણ ભોગે હિંદુ મુસ્લિમ એકતા સાધવી. પણ કાશ્મીરના નિર્ણયમાં સંત ગાંધીનો પરાજય થયો. દેશના સ્વાર્થે દુનિયાના સ્વાર્થ ઉપર વિજય મેળવ્યો. ગાંધીરાજકારણનું કબ્રસ્તાન દિલ્હી બન્યું. ગાંધીધર્મનું કબ્રસ્તાન કાશ્મીર થઈ ગયું.

મહાત્માજી પછીના આપણા સૌથી મહત્વના રાજપુરુષ પંડિત નેહરુ. એ મહાત્માજીના વારસ થયા. મહાત્માજીના રાજકીય વારસ થવા માટે હિંદભરમાંથી એ સૌથી વિશેષ સુયોગ્ય વ્યક્તિ હતા. પોતે



કાશ્મીરી હોવાને કારણે એમને કાશ્મીર તરફ કુંળી લાગણી હોય એ સમજી શકાય એવું છે. એમાં એમની મુસ્લિમપરસ્તી ભળી. પરિણામ એ આવ્યું કે એમણે કાશ્મીરના કતલખાનામાં હિંદનું માનવદાન અને અર્થધન હોમ્યું. જે દિવસ હિંદના ભાગલા સ્વીકારવામાં આવ્યા તે દિવસ એ ભાગલાદ્વારા જ સાફસાફ સ્વીકારવામાં આવ્યું કે હિંદુ અને મુસલમાન એ બે જુદી જુદી પ્રજા છે. એટલા માટે હિંદુ હિંદ અને મુસ્લિમ હિંદ એવાં બે નવાં રાષ્ટ્રોની જરૂર છે. બે રાષ્ટ્રોનો જન્મ થઈ ગયો. પાકિસ્તાન અને બાકિસ્તાન એક જીવતી જાગતી વાસ્તવિકતા બની ગયાં. હિંદનાં ભાગલા થયા. પંજાબનાં ભાગલા થયા, અરે! બંગાળના પણ ભાગલા થઈ ચૂકયા, તો પછી કાશ્મીરના ભાગલા કરવામાં ક્યાં વાંધો આવ્યો ? એમાં કયો સિદ્ધાંત રોળાઈ ગયો ? જેથી આજે શેખ અબ્દુલ્લા જેવા એક નાના માણસની સત્તાકાંક્ષા પોષવા માટે પંડિત નેહરુ જેવા મોટા માણસ એ જેમ નચાવે તેમ નાચે છે ?

પંડિત નેહરુ પછીના આપણા મહત્વના રાજપુરુષ સરદાર પટેલ. આખું જીવન સરદાર પટેલ મહાત્માજીના એકનિષ્ઠ સિપાહી તરીકે જીવ્યા. એ જ સરદાર પટેલમાં જીવનના અંતકાળે અનેક મહત્વના પરિવર્તનો થયાં. જે સરદાર પટેલે કરાંચીની કોંગ્રેસમાં કોમી ચુકાદાના પ્રશ્ન ઉપર રાષ્ટ્રવાદી મુસ્લિમોને રાજી રાખવા માલવીયાજી જેવા મહાન સાથીને ગુમાવવાનું પસંદ કર્યું તે જ સરદાર પટેલના હાથમાં જ્યારે સત્તા આવી ત્યારે દેશના આંતરવિગ્રહના અનુભવથી મુસલમાનોની જડતા, સંકુચિતતા અને મારકણી ધર્માંધતાથી તેઓ એટલા બેજાર બની ગયા કે એ આર. એસ. એસ. જેવી કોમી સંસ્થાઓ પ્રત્યે કુંળા થયા. મુસલમાનો પ્રત્યેનું એમનું વલણ અક્કડ થયું અને એમણે સોમનાથના મંદિરની યોજના શરૂ કરી.

સોમનાથનું મંદિર શરૂ થયું એમાં કંઈ જ ખોટું થયું નહોતું. પ્રશ્ન માત્ર એટલો જ હતો કે એ મંદિર હિંદુ કોમવાદનું પ્રતીક હતું કે નવી જન્મેલી રાષ્ટ્રિયતાનું ? જો એ આપણી નવજાત રાષ્ટ્રિયતાનું પ્રતિક હોય તો એનો પાયો મૌલાના આઝાદને હાથે નંખાવો જોઈતો હતો. રાજેન્દ્રબાબુને હાથે નહિ.

પછી આવ્યો રાજાજીનો વારો. અત્યંત કુશાગ્ર બુદ્ધિના અને નિષ્કલંક ચારિત્ર્યના આ મહાપુરુષ જ્યારે સત્તાસ્થાને આવ્યા ત્યારે એ જ અરસામાં દિલ્હીમાં સનંદી અમલદારો અંદરો અંદર મળ્યા. સૌએ વિચાર કર્યો કે ગઈકાલ સુધી આપણે ગમે તે રીતે વર્ત્યા. આજે આપણો દેશ સ્વતંત્ર થયો છે. આપણી એ ફરજ છે કે આપણે આપણા નવા શાસકોને અનુકૂળ થવું. પગાર ઓછા લેવા. જીવન સાદું જીવવું. પ્રજાની સેવા કરવી.

ત્યાં તો રાજાજી સત્તાસ્થાને આવ્યા. આવતાં જ એમણે જાહેર કર્યું કે હું માઉન્ટબેટન કરતાં માગે પગાર એક પાઇ પણ ઓછો નહિ લઉં. એટલું જ નહિ પણ અંગ્રેજ વાયસરોયને મળતા પોશાકનાં ભથ્થાની રકમ પણ પૂરેપૂરી લઈશ. આઇ. સી. એસોનો જીવ હેઠો બેઠો. એમને થયું, 'ઓહો! આ રાજાજી લંગોટી સંસ્કૃતિના પ્રતિનિધિને બાદશાહી પગાર જોઈએ છે અને બાદશાહી ઠાઠ ગમે છે, તો આપણે એવો કયો ગુનો કર્યો કે આપણા આપણો પગારમાંથી એક પાઈ પણ ઓછી લેવી ? આજસુધીની આ બધ ની વાતો તો પારકાં છોકરાંને જતિ કરવાની હતી. મુંબઈથી જહૉન મથાઈ માસિક પાંચસો રૂપિયા પગાર લેવાની તૈયારી સાથે દિલ્હી પધાર્યા. એમણે પણ જ્યારે જોયું કે આ તો વિજેતાઓ જ જીતાઇ ગયા છે ત્યારે એમને પણ સુખશાંતિ થઈ કે આજસુધી આપણે ખોટા રસ્તે તો નહોતા જ.

એ જ રાજાજી પૈસાની પેઠે પોતાનો સત્તાનો શોખ પણ ન છોડી શકયા. વાયસરોયના પદથી ઊતરીને ગૃહમંત્રી બન્યા અને ત્યાંથી મદ્રાસના વડાપ્રધાન થવા માટે એ ધારાસભામાં પાછલે બારણેથી પેઠા.

રાજાજીને જો અનુસરવો હોત તો એમની આગળ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલનો આદર્શ હતો. પણ





તેઓ માત્ર એક ડગલું જ નીચે ઊતર્યા, અને એમની પાછળ ચાલતું વહીવટતંત્ર અનેકગણું નીચે ઊતરી ગયું.

એવી એ દશા રાજેન્દ્રબાબુની થઈ. સેવામૂર્તિ અજાતશત્રુ રાજેન્દ્રબાબુનું ગંભીર વ્યક્તિત્વ દિલ્હીની સુખસાહ્યબીમાં ક્યાં ખોવાઈ ગયું તે દેશને જડયું જ નહિ

અને જે મૌલાના આઝાદને સાચવવા માટે ગાંધીજી આકાશ-પાતાળ એક કરતા તે મૌલાના આઝાદ દેશ સ્વતંત્ર થયા પછી સકોચાયા જે 'સરદારના કોમવાદ સામે એ ગાંધીજી આગળ કાળાટ કરતા તે કોમવાદ કરતાં ઘણો વધારે કોમવાદ એમણે પોતાના હૃદયમાં સંઘર્યો. સ્વાતંત્ર્ય પછી એમને પંડિત નેહરુ બાદ કરતાં બહુ જ ઓછા હિંદુ નેતાઓ જોડે ફાવતું. 'આખી કોંગ્રેસમાં જો કોઈ રાષ્ટ્રવાદી મુસલમાન હોય તો તે એક જ છે અને તે પંડિત નેહરુ!' એ પ્રકારની સરદાર પટેલની ખાનગીમાં ઉચ્ચારાતી વક્રોક્તિ મૌલાના આઝાદે સાચી પાડી.

જે સ્થિતિ રાષ્ટ્રિય નેતાઓની થઈ તેની તે જ સ્થિતિ પ્રાંતીય નેતાઓની થઈ. કાકાસાહેબ ગાડગીલ, શંકરરાવ દેવ અને ભાઉસાહેબ હીરે રાષ્ટ્રવાદીઓ મટીને હડહડતા પ્રાંતવાદીઓ બન્યા અને ગુજરાત ઉપર ગાળોની ઝડીઓ વરસાવવાની શરૂઆત કરી દીધી.

સરદારનું અવસાન થયું અને ગુજરાતના એકમાત્ર રાજકીય નેતા મોરારજીભાઈ બન્યા. ગુજરાતે આશા રાખી કે તેઓ ગુજરાતના નેતા તરીકે ગુજરાતનું હિત પહેલું જોશે અને એમાં સૌ પ્રત્યે સમદૃષ્ટિ રાખશે. અંગ્રેજોએ પોતાની પાછળ મૂકેલું અઢળક નાણું જેમ મધ્યસ્થ સરકારે વેડફી માર્યું તેમ મુંબઈ રાજ્યની છલકાતી તિજોરી કોંગ્રેસ સરકારની ફનાગીરી અને ધર્માંધતાથી ખાલી થઈ. હવે બાકી જે પૈસા રહ્યા એમાંથી ગુજરાતની નહેરો કરવાનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો.

પચાસ પચાસ વર્ષથી ઉપેક્ષિત રહેલું ગુજરાત મોરારજીભાઈ સામે આશા ભરેલી મીટ માંડી રહ્યું.

ખેતીવાડીની, ઈજનેરી, વહીવટ અને આર્થિક એ ચારમાંની ગમે તે એક દૃષ્ટિએ જુઓ તો ગુજરાતની નહેરોનો ક્રમ ઉત્તરથી દક્ષિણમાં હોવો જોઈએ. પ્રજાના પૈસાના સદ્ઉપયોગની દૃષ્ટિએ સૌથી પહેલી નહેર બનાસની થવી જોઈએ અને સૌથી છેલ્લી નહેર તાપીની થવી જોઈએ. કારણો દેખીતાં છે. ઉત્તરમાં સૌથી ઓછો વરસાદ છે; સૌથી રસાળ ધરતી છે અને સર્વાંગી વિકાસની સૌથી મોટી શક્યતા છે. બીજી બાજુ સુરત જિલ્લામાં કાયમ પૂરતો વરસાદ પડતો હોય છે. ત્યાંની કાળી ધરતી નહેર માટે અનુકૂળ નથી અને એ યોજના સૌથી વિશેષ ખર્ચાળ છે. આ બાબતમાં બધા બાહોશ ઈજનેરો અને ખેતીનિષ્ણાતો એકમત છે.*

ઈ. સ. ૧૯૦૨–૧૯૦૩માં સુરતમાં નહેરો કરવા સામે મોલીસનને પોતાના વર્ષોના ખેતીવાડી ખાતાના અનુભવો પછી ગંભીર ચેતવણી ઉચ્ચારી હતી. મોલીસનને સુરત જિલ્લાની ખેતીવાડીનો ઘણો બહોળો અનુભવ હતો. એણે કહ્યું હતું કે સુરત જિલ્લાની ધરતી કાળી છે. એની ઉપર જો નહેરનાં પાણી ફરશે તો એક પેઢીમાં જ જમીનની ઉપર ખાર આવી એ બધી જમીન નકામી થઈ જશે સુરતમાં ખેતીવાડી ખાતાએ ત્યાર પછી કરેલા વર્ષોના પ્રયોગો મોલીસનની ચેતવણીને સાચી ઠરાવી રહ્યા છે.

ઈતિહાસ આવો હોવા છતાં ઈજનેરો અને ખેતીનિષ્ણાતોની ઘેરી ચેતવણીઓની અવગણના કરી મોરારજીભાઈએ પોતે માની લીધેલા પોતાના જિલ્લાના હિતને ખાતર આખા ગુજરાતમાં સૌથી પહેલી તાપીની નહેર શરૂ કરી. એમનાં આ પગલાથી કદાચ એમના મતદારો રીઝશે પણ આવતી પેઢીના સુરત જિલ્લાના ખેડૂતોની શી દશા? [ક્રમશ]

*જુઓ : Report of the Indian Irrigation Commission 1902–1903.

★

# આયી આયી સાવણિયે રી તીજ

અનવર આગેવાન

> મારવાડ એટલે મસ્તીથી સભર દેશ. એ સૂકા પ્રદેશમાં જો માનવ-મસ્તી ન હોત તો બીજો કયો આનંદ એ માણી શકત ? શ્રાવણ માસની ત્રીજ રાજસ્થાન માટે એક ઉત્સવ-પર્વણી હોય છે. વહુ-દીકરીઓનો એ ઉત્સવ અહીં એમનાં ગીતો વડે રજૂ થાય છે.

જીવનમાં બધા રસો હોત અને માત્ર એક કરુણા જ ન હોત તો જીવન અધૂરું જ ગણાત. સાહિત્ય વાંઝીયું રહેત. ધરતીને આ છેડેથી લઈ પેલા છેડા સુધી જોશો તો સમગ્ર માનવ જીવન કરુણારસનું મૂર્તિસ્વરૂપ છે. જિંદગીનું બીજું નામ જ કરુણા! અને સ્ત્રી એટલે તો કરુણાની સાક્ષાત પ્રતિમા. એનું સમગ્ર જીવન કરુણામય છે, કરુણામાંથી જ એનો જન્મ થયો છે અને કરુણામાં જ એ સમાય છે. લોકગીતનું ઉદ્દગમસ્થાન પણ એના જીવનની કરુણામાં જ છે. જ્યારે જ્યારે નારી જીવનમાં આઘાત-પ્રત્યાઘાતો અને હર્ષોલ્લાસના પ્રસંગો સાંપડ્યા ત્યારે એની ઉરતંત્રીમાંથી કંઈ ને કંઈ સૂરો અવશ્ય ઊઠ્યા છે. હૈયેથી ઊઠતા ભાવના સૂરોને હોઠે શબ્દાકાર આપ્યો. આવી રીતે જનભોગ્ય બનેલાં ગીતોનો જન્મ થયો. આ ગીતોનો સર્જનકાળ અતિ જૂનો છે છતાં લોકહૈયે વસી કાળની ક્રૂર થપાટો ઝીલતાં અમર બન્યા છે. એ લોકસાહિત્યસાગરની અમરનિધિમાંથી રાજસ્થાની વર્ષોત્સવનાં આ ગીત અહીં રજૂ થયાં છે.

તરતની પરણેલી એક ગ્રામ્ય-કન્યા સાસરવાસ ગઈ છે. શ્રાવણ બેઠો છે અને સાસરીયાનાં વીતકોની કથની વાણીમાં વહેતી મૂકે છે :

આયી આયી સાવણિયે રી તીજ,  
સાવણ મેલી મા મને સાસરે,  
ઔર સહેલી એ મા, રમવાને જાય,  
બાઈને દીનો સાસ સોવણો.  
સોયો, સોયો મા, છાજ દો છાજ,  
અધમણ સોયો બાજરો.

શ્રાવણની ત્રીજ આવી અને હે મા! તેં મને આ શ્રાવણમાં જ સાસરે મોકલી? એ મા! બીજી સહિયરો રમવા-ભમવા જાય છે ત્યારે સસુએ મને દાણો સોવા આપ્યો છે. મા, તે પણ કેટલો? સુપડા બે સુપડા? ઓછો નહિ પણ મા, અધમણ બાજરો સોયો!

ઔર સહેલી, એ મા, ઝૂલણને જાય;  
બાઈને દીનો સાસુ પીસણો.  
પીસ્યો, પીસ્યો, મા, ડાલ દો ડાલ,  
અધમણ પીસ્યો બાજરો.  
ફોડું, ફોડું, એ મા, ચાકલિયે રો પાટ,  
ચાકલિયે રો એ પાટ;  
બગડ વખેરૂં મા, પીસણો.

હે મા! બીજી સહિયરો હીંચકે હીંચકવા જાય છે ત્યારે અહીં સાસુએ તો દીણું દળવા આપ્યું છે. સૂંડલા બે સૂંડલા તો દળણું દળ્યું. અરધો મણ બાજરો દળ્યો. મા! ઓ મા! એવી ખીજ ચડે છે કે, ઘંટીની ચકલી ને પાટલીના ટુકડે ટુકડા કરી નાખું! અને દળણું વાડામાં વેરી નાખું!

ઔર સહેલી, મા, મગરિયેને જાય,  
બાઈને દીનો સાસુ પોવણો.  
પોયી પોયી, એ મા, રોટ્યાં રીજેટ,  
પછલો પોયો, મા બાટિયો.  
નિમટ્યા, નિમટ્યા, એ મા, દેવર, જેઠ,  
નિમટ્યા નણંદા રા જૂલરા.

હે મા! બીજી સરખે સરખી સાહેલીઓ તો મેળો જોવાને જાય છે ત્યારે સાસુએ મને રાંધણું દઈ રાખ્યું છે. ઢગલો એક તો રોટલી ઘડી. બાજરાના રોટલા ઘડ્યા. એ મા! દેર, જેઠ આવ્યા ને નણંદોનું ટોળું પણ ઊમટ્યું. એ બધાં જમવા બેઠાં.





પરસ્યા, પરસ્યા એ મા, મોરોડા થાલ,
પરસ્યાં નણંદાંરા વાટકા.
ઔરાંને મા, પરસ્યા ગવાંરા રોટ,
બાઈને દીવો બાજર બાટિયો.
ઔરાંને એ મા, પલિયાં પલિયાં ખીર,
બાઈને દીનો પલિયો રાબરો.
ઔરાંને મા, ધબસૈ ધબસૈ ખાંડ,
બાઈને દીની ચીમકી લૂણરી.
ઔરાંને મા, મિરિયાં, મિરિયાં ધીવ,
બાઈને દીનો મિરિયો તેલરો.

હે મા! મોટા મોટા થાળ પીરસાણાં. અને મને નણંદીએ છીણું આપ્યું. બીજાને ઘઉંની રોટલીઓ પીરસાણી ત્યારે મને બાજરાનો રોટલો સાસુએ પીરસ્યો. બીજાને મા! કડછો ને કડછો ખીર પીરસાણી અને મને મીઠાની ચપટી આપી. એ મા! બધાને પળીયે પળીયે ઘી પીરસ્યાં ને મને તેલનું પાવળું પીરસ્યું.

ઔરીયે ઔરીયે દેવરને જેઠ,
પડને નણદાંરા સુસરો.
બરસૈ બરસૈ એ મા મોરી મેહ,
ભીજે ભાયાંરી બહનડી.
માંજ્યા માંજ્યા એ મા, મોરોડા થાલ,
માંજ્યા નણંદ રા વાટકા.
સોવતડો એ મા બાજર બાટિયો,
આણુને મિનડી લે ગઈ.
મરજ્યો મરજ્યો એ મિનડી થારોડા પૂત
રાતાંરી નિરણી વીરાંરી બેનડી.

દેર, જેઠ જમી-જૂઠીને પોત પોતાના ઓરડે ગયા, નણદીનું ટોળું એના ઓરડામાં ગયું અને ખાંડી એક એંઠવાડ ઉસરડવાનો મારે ભાગે આવ્યો.

હે મારી મા! વરસાદ વરસે છે અને ભાઈની બેનડી ભીંજાય છે, મોટા મોટા થાળ ઉટકયા, નણંદોની થાળીયું ને વાટકા ઉટકયા. વાસણ માંજી પરવારીને હું મારા સારૂ બાજરાની એ ચાનકી રાતના વાળુ સારૂ મૂકી હતી તે ઢાંકવા ગઈ તો મીંદડી લઈ ગઈ હતી. 'એ મીંદડી! તારો દીકરો મરે, ભાઈની બેન રાતના વાળુ વગરની નળણી (ભૂખી) રહી.'

રાજસ્થાની સ્ત્રીઓ માટે શ્રાવણી ત્રીજનો તહેવાર સૌથી વધુ પ્રિય ગણાય છે. એ સમયે દરેક નવપરણિતાઓ પોતપોતાના પિયરે આવે છે. ભાઈ બહેનને તેડવા આવે એવો એ ખાસ આગ્રહ પણ સેવે છે. ઉપરોક્ત ગીતમાં કોઈ દૂબળા ઘરની પુત્રીને એનો ભાઈ ત્રીજના તહેવાર પેર તેડવા આવી શક્યો નથી. અને બહેન પર સાસરવેલમાં કેવા કેવા વીતકો વીતે છે, તેનું હૂબહૂ ચિત્ર એ ગીતમાં અંકિત થયું છે.

હવે જુઓ આ બીજું ગીત: ત્રીજના તહેવાર પર લગભગ દરેક પતિ પોતપોતાની પત્નીને મળવા આવી પહોંચે છે. અને એ ત્રીજના તહેવાર પર પત્ની પોતાના પતિ સાથે ઝૂલે બેસી ઝૂલતી, તરેહ તરેહના આનંદ પ્રમોદ માણે છે. જે સ્ત્રીનો પતિ પરદેશ હોય તે સ્ત્રીને તો ખાસ વિશ્વાસ હોય છે કે, ત્રીજનો તહેવાર એનો પતિ નહીં જ ચૂકે. જો કે, હકીકતમાં ચૂકે પણ નહીં. પરન્તુ કોઈ સંજોગોવશાત એક અભાગણી પ્રિયાનો પતિ ત્રીજનો તહેવાર ઉજવવા આવી શક્યો નથી એનું આ કરુણ હૃદયભેદક ગીત છે:—

આયી આયી તીજ સુરેલી,
સબ સખિયાં રંગ રાચ્યો॰
ઔરાં કા પિવજી ઘરાં એ વસત હૈ,
મ્હારા વસે છે પરદેસ
ઔરાં કી તીજ સુરંગી હોસી,
મ્હારે ઘર રહસી રંગ કાચો
આયી આયી તીજ સુહેલી,
સબ સખિયાં રંગ રાચ્યો॰

નવેલી ત્રીજ આવી પહોંચી. સરખી સહિયરો રંગરાગમાં રચીપચી રહેવા લાગી.




બીજી તમામ સહિયરોના પ્રીતમ ઘર પર છે, ત્યારે મારા પિયુ પરદેશ છે. એટલે તો બીજી સહિયરોની ત્રીજ સુરંગી-આનંદી થશે ને મારું ઘર ફીકા-રંગી રહેશે. અર્થાત્ આનંદવિહોણું સુમસામ ને ઉજ્જડ લાગશે.

એક સખી મેરી પહરી પાયલ,
વિછિયાં રો રમઝોલ
દૂજી સખી મેરી પહર ટાડરો
પિવજીને જાય દિખાયો
આયી આયી તીજ નુરેલી,
સબ સખિયાં રંગ રાચ્યો૦

મારી એક સખીએ ઝાંઝર પહેર્યાં છે. એની ઘૂઘરિયું રુમઝુમ...રુમઝુમ વાગી રહી છે. બીજી સખી ટાડરા ( એક ઘરેણું ) પહેરીને પોતાના પતિને દેખાડી રહી છે. ત્રીજી સખી કેવટા પહેરીને નથડીથી પોતાનું રૂપ સંવારી રહી છે. ચોથી સહિયરે ચૂંદડી ઓઢીને ગળામાં મોતીનો હાર પહેર્યો છે.

ઔર સહેલી મેરી મહંદી માંડી,
નૈણાં સુરમો સારયો
ઓઢ-પહર કર ગરબ ગુમાનણ
પિવજી રો મન હરખાયો
આયી આયી તીજ નુહેલી,
સબ સખિયાં રંગ રાચ્યો૦

અને વળી એક તો હાથોમાં મેંદી ભરી ને આંખોમાં કાજળ સાર્યાં છે. આમ સહુ કોઈ ગર્વ કરતી ઓઢી-પહેરીને પોતપોતાના પ્રિયતમના મન રીઝવી રહી છે.

ઉપરોક્ત ગીતમાં વિરહી-હૃદયની ઊંડી વ્યથા ભરી પડી છે. સહુ કોઈ સાજ-શણગાર સજી, પહેરી ઓઢીને મહાલતી હોય ત્યારે જેનો પતિ પરદેશે છે એવી વિરહી પ્રિયાને મન કેવું ને કેવુંય લાગતું હશે! ત્યારે એ ઊંડેથી નિસાસો નાખતી બોલી ઊઠી હશે..."ઔરાં કી તીજ સુરંગી હોસી, મ્હારે ઘર રહસી રંગ કાચો૦"

ગુજરાત અને સૌરાષ્ટ્રમાં કન્યાઓ અને વિવાહિત યુવતીઓ આષાઢ ને શ્રાવણમાં આવતા વાર-તહેવારો ટાણે સાંજ અગર રાતના બધી સૈયરો મળી રમતો રમે છે, રાસડા લે છે, ગીતો લલકારે છે તેમ રાજસ્થાનમાં પણ રાજસ્થાની-રંગરાધિકાઓ આવી જ રીતે રાસગીતોની રમઝટ બોલાવે છે. રાજસ્થાની આ રાધિકાઓ માટે શ્રાવણની ત્રીજ એટલે તો મસ્તીનો રંગમેળો. ચારે દિશાએ પ્રકૃતિ લીલી લીલી કુંજાર બની હોય, અને પશુ-પક્ષીઓ કિલ્લોલતાં હોય એવા ખુશનુમા શ્રાવણિયાના દિવસોની આ ત્રીજમાં રાજસ્થાની રંગ-રસિયણો ઝાડની ડાળે સામસામા ઝૂલા નાખી, અંગને મસ્તીના ડોલને ડોલાવતી, જવાનીની પૂરબહારે એ હૈયાના રંગભર્યા કોડને પોતાના કોકિલ કંઠમાંથી વહેતા મૂકે છે. એ વખતનું ચિત્ર જેણે જોયું હોય, તેના દિલ-દિમાગ પરથી એ મસ્તી, એ માદક વાતાવરણ, એ કામિલ કંઠ આ બધે ય ભૂલાશે નહિ, ખરેખાત, રાજસ્થાન એટલે તો રંગ-સ્થાન! મારવાડણ એટલે તો મસ્તી! પરંતુ આજના આપણા શહેરી જીવનમાંથી આ અનુપમ આનંદ ને મસ્તી, એ રંગ રાગ ને રસ તો જાણે ઓસરતાં ચાલ્યાં છે.

★

આ અંકના ઊઘડતે પાને 'ઊર્મિ-નવરચના' અંગેની મહત્ત્વની જાહેરાત આપે વાંચી ?





પરસ્યા, પરસ્યા એ મા, મોટોડા થાલ,
પરસ્યાં નણંદારા વાટકા.
ઔરાંને મા, પરસ્યા ગવાંરા રોટ,
બાઈને દીવો બાજર બાટિયો.
ઔરાંને એ મા, પલિયાં પલિયાં ખીર,
બાઈને દીનો પલિયો રાબરો.
ઔરાંને મા, ધબસૈ ધબસૈ ખાંડ,
બાઈ ને દીની ચીમટી લૂણરી.
ઔરાંને મા, મિરિયાં, મિરિયાં ઘીવ,
બાઈને દીનો મિરિયો તેલરો.

હે મા! મોટા મોટા થાળ પીરસાણાં. અને મને નણંદીએ છીછું આપ્યું બીજાને ઘઉંની રોટલીઓ પીરસાણી ત્યારે મને બાજરાનો રોટલો સાસુએ પીરસ્યો. બીજાને મા! કડછો ને કડછો ખીર પીરસાણી અને મને મીઠાની ચપટી આપી. એ મા! બધાને પળીયે પળીયે ઘી પીરસ્યાં ને મને તેલનું પાવળું પીરસ્યું

ઔરીયે ઔરીયે દેવરને જેઠ,
પડવે નણદારો સુસરો.
બરસૈ બરસૈ એ મા મોરી મેહ,
ભીજૈ ભાયાંરી બહનડી.
માંજ્યા માંજ્યા એ મા, મોટોડા થાલ,
માંજ્યા નણંદ રા વાટકા.
સોવતડી એ મા બાજર બાટિયો,
આણુને મિનડી લે ગઈ.
મરજ્યો મરજ્યો એ મિનડી થારોડા પૂત
રાતાંરી નિરણી વીરાંરી બેનડી.

દેર, જેઠ જમી–જૂઠીને મોત પોતાના ઓરડે ગયા, નણંદીનું ટોળું એના ઓરડામાં ગયું અને ખાંડી એક એંઠવાડ ઉસરડવાનો મારે ભાગે આવ્યો.

હે મારી મા! વરસાદ વરસે છે અને ભાઈની બેનડી ભીંજાય છે, મોટા મોટા થાળ ઉટકયા, નણંદોની ,થાળીયું ને વાટકા ઉટકયા. વાસણુ માંજી પરવારીને હું મારા સારૂ બાજરાની બે ચાનકી રાતના વાળુ સારૂ ઘડી હતી તે ઢાંકવા ગઈ તો મીંદડી લઈ ગઈ હતી. 'એ મીંદડી! તારો દીકરો મરે, ભાઈની બેન રાતના વાળુ વગરની નરણી (ભૂખી) રહી.'

રાજસ્થાની સ્ત્રીઓ માટે શ્રાવણી ત્રીજનો તહેવાર સૌથી વધુ પ્રિય ગણાય છે. એ સમયે દરેક નવપરણિતાઓ પોતપોતાના પિયરે આવે છે. ભાઈ બહેનને તેડવા આવે એવો એ ખાસ આગ્રહ પણ સેવે છે. ઉપરોક્ત ગીતમાં કોઈ દૂબળા ઘરની પુત્રીને એનો ભાઈ ત્રીજના તહેવાર પર તેડવા આવી શક્યો નથી. અને બહેન પર સાસરવેલમાં કેવાં કેવાં વીતોક વીતે છે, તેનું હૂબહૂ ચિત્ર એ ગીતમાં અંકિત થયું છે.

હવે જુઓ આ બીજું ગીત : ત્રીજના તહેવાર પર લગભગ દરેક પતિ પોતપોતાની પત્નીને મળવા આવી પહોંચે છે. અને એ ત્રીજના તહેવાર પર પત્ની પોતાના પતિ સાથે ઝૂલે બેસી ઝુલતી, તરેહ તરેહના આનંદ પ્રમોદ માણે છે. જે સ્ત્રીનો પતિ પરદેશ હોય તે સ્ત્રીને તો ખાસ વિશ્વાસ હોય છે કે, ત્રીજનો તહેવાર એનો પતિ નહીં જ ચૂકે. જો કે, હકીકતમાં ચૂકે પણ નહી. પરન્તુ કોઈ સંજોગોવશાત એક અભાગણી પ્રિયાનો પતિ ત્રીજનો તહેવાર ઉજવવા આવી શક્યો નથી એનું આ કરુણ હૃદયભેદક ગીત છે:—

આયી આયી તીજ સુહેલી,
સબ સખિયાં રંગ રાચ્યો૦
ઔરાં કા પિવજી ઘરાં મેં વસત હૈ,
મ્હારા વસે છૈ પરદેસ
ઔરાં કી તીજ સુરંગી હોસી,
મ્હારે ઘર રહસી રંગ કાચો
આયી આયી તીજ સુહેલી,
સબ સખિયાં રંગ રાચ્યો૦

નવેલી ત્રીજ આવી પહોંચી. સરખી સહિયરો રંગરાગમાં રચીપચી રહેવા લાગી.




બીજી તમામ સહિયરોના પ્રીતમ ઘર પર છે, ત્યારે મારા પિયુ પરદેશ છે. એટલે તો બીજી સહિયરોની ત્રીજ સુરંગી–આનંદી થશે ને મારું ઘર ફીકા-રંગી રહેશે. અર્થાત્ આનંદવિહોણું સુમસામ ને ઉજ્જડ લાગશે.

એક સખી મેરી પહરી પાયલ,
બિછિયાં રો રમઝોલ
દૂજી સખી મેરી પહર ટોડરો
પિવજીને જાય દિખાયો
આયી આયી તીજ સુહેલી,
સબ સખિયાં રંગ રાચ્યો૦

મારી એક સખીએ ઝાંઝર પહેર્યાં છે. એની ઘૂઘરિયું રુમઝુમ...રુમઝુમ વાગી રહી છે. બીજી સખી ટોડરા (એક ઘરેણું) પહેરીને પોતાના પતિને દેખાડી રહી છે. ત્રીજી સખી કેવટા પહેરીને નથડીથી પોતાનું રૂપ સંવારી રહી છે. ચોથી સહિયરે ચૂંદડી ઓઢીને ગળામાં મોતીનો હાર પહેર્યો છે.

ઔર સહેલી મેરી મહંદી માંડી,
નૈણાં સુરમો સાર્યો
ઓઢ–પહર કર ગરબ ગુમાનણ
પિવજી રો મન હરખાયો
આયી આયી તીજ સુહેલી,
સબ સખિયાં રંગ રાચ્યો૦

અને વળી એક તો હાથોમાં મેંદી ભરી ને આંખોમાં કાજળ સાર્યાં છે. આમ સહુ કોઈ ગર્વ કરતી ઓઢી–પહેરીને પોતપોતાના પ્રિયતમના મન રીઝવી રહી છે.

ઉપરોક્ત ગીતમાં વિરહી–હૃદયની ઊંડી વ્યથા ભરી પડી છે. સહુ કોઈ સાજ–શણગાર સજી, પહેરી ઓઢીને મહાલતી હોય ત્યારે જેનો પતિ પરદેશે છે એવી વિરહી પ્રિયાને મન કેવું ને કેવું ય લાગતું હશે! ત્યારે એ ઊંડેથી નિસાસો નાખતી બોલી ઊઠી હશે..."ઔરાં કી તીજ સુરંગી હોસી, મ્હારે ઘર રહસી રંગ કાચો૦"

ગુજરાત અને સૌરાષ્ટ્રમાં કન્યાઓ અને વિવાહિત યુવતીઓ આષાઢ ને શ્રાવણમાં આવતા વાર-તહેવારો ટાણે સાંજ અગર રાતના બધી સૈયરો મળી રમતો રમે છે, રાસડા લે છે, ગીતો લલકારે છે તેમ રાજસ્થાનમાં પણ રાજસ્થાની–રંગરાધિકાઓ આવી જ રીતે રાસગીતોની રમઝટ બોલાવે છે. રાજસ્થાની આ રાધિકાઓ માટે શ્રાવણની ત્રીજ એટલે તો મસ્તીનો રંગમેળો. ચારે દિશાએ પ્રકૃતિ લીલી લીલી કુંજાર બની હોય, અને પશુ–પક્ષીઓ કિલ્લોલતાં હોય એવા ખુશનુમા શ્રાવણિયાના દિવસોની આ ત્રીજમાં રાજસ્થાની રંગ–રસિયણો ઝાડની ડાળે સામસામા ઝૂલા નાખી, અંગને મસ્તીના ડોલને ડોલાવતી, જવાનીની પૂરબહારે એ હૈયાના રંગભર્યા કોડને પોતાના કોકિલ કંઠમાંથી વહેતા મૂકે છે. એ વખતનું ચિત્ર જેણે જોયું હોય, તેના દિલ–દિમાગ પરથી એ મસ્તી, એ માદક વાતાવરણ, એ કોમિલ કંઠ આ ભવે ય ભૂલાશે નહિ, ખરેખાત, રાજસ્થાન એટલે તો રંગ-સ્થાન! મારવાડણ એટલે તો મસ્તી! પરંતુ આજના આપણા શહેરી જીવનમાંથી આ અનુપમ આનંદ ને મસ્તી, એ રંગ રાગ ને રસ તો જાણે ઓસરતાં ચાલ્યાં છે.

★

આ અંકના ઊઘડતે પાને 'ઊર્મિ-નવરચના' અંગેની મહત્ત્વની જાહેરાત આપે વાંચી ?

# ગ્રંથસમીક્ષા

## આશા પંખી : ૧-૨

[ લે ઈશ્વર પેટલીકર; પ્ર. આર. આર. શેઠની કં. મુંબઈ, ૨; મૂલ્ય, દરેક ભાગના ચાર રૂપિયા.]

'પ્રજાબંધુ' માં હપ્તે હપ્તે પ્રગટ થયેલી શ્રી. ઈશ્વર પેટલીકરની સામાજિક નવલકથાનું બે ભાગમાં પ્રગટ થયેલું આ ગ્રંથસ્વરૂપ છે. એમની આગલી વાર્તાઓ તથા સામાજિક નવલકથાઓમાં શ્રી પેટલીકરનું વલણ એક સમભાવી સમાજનિરીક્ષક અને સુધારકનું રહ્યું છે. આ નવલકથા પણ તેમની જાણના કિસ્સા પરથી તેમના એ જ વલણે ઘડી છે. આ કથામાં તેમણે પ્રશ્ન લીધો છે એક પર બીજી પરણનાર પતિનાં આગલાં પત્નીપુત્ર અને પુત્રવધૂની વિટંબણાનો અને રૂઢિવશ માબાપોએ ઘર ને પૈસા જોઈ જ્યાં ત્યાં પરણાવી દીધેલ યુવતીઓનાં દુર્ભાગ્યનો. રતિલાલ અને તેની બીજી પત્ની તારા તેની આગલી પત્ની દિવાળીને કેવું વીતાડે છે એ આ કથા આનુષંગિક રીતે બતાવે છે જ, પણ આલેખકનો કેમેરા દિવાળીના આ પરિસ્થિતિમાં ઝાઝું ભણી ન શકતા હીણકમાઉ પુત્ર રમણ અને તેની પત્ની શારદા સામે જ મુખ્ય તો ગોઠવાયો છે. જુવાની સુલભ લગ્નેચ્છુકતાએ પિતાને નવી માતાના ગાડામાં બેસાડી રમણને પરણાવ્યો તો ખરો, પણ પછી એનો માતૃપ્રેમ જોર કરી એને દિવાળીબાના પક્ષમાં લઈ ગયો. આ વિષમ સંજોગો એને તથા એની નવોઢા પત્ની શારદાને કેવા ક્ષુબ્ધ કરે છે, શારદા તેનાં સંસ્કારી અને નવદૃષ્ટિવાળા ભાઈભાભીની પ્રેરણાથી પોતાનો અધૂરો અભ્યાસ પૂરો કરી રમણને આર્થિક ટેકો આપતી એવી જીવનસાથી બનવા કેવી ભણતરને પંથે વળે છે, શારદાનો સહવાસ માગતી રમણની જુવાની અને પ્રેમને વિપ્રયોગની કેવી વિફળતા વેઠવી પડે છે, અને એ વિપ્રયોગનો અંત આવે તે પહેલાં જેમ રમણના નાના ભાઈ ચંદુને તેમ રમણને પણ આશાભર્યે હૈયે જગતની કેવી અચાનક વિદાય લેવી પડે છે, એ શ્રી. પેટલીકર વિસ્તારનો ભય રાખ્યા વિના નિરતિ વિગતે આલેખે છે.

જેમના પર તેમના પતિ બીજી પરણે છે એવી દુખિયારીઓનો નાયકની માતા દિવાળીબા ઉપરાંત શાન્તા દ્વારા બીજો નમૂનો પણ કથાએ રજૂ કર્યો છે, અને રૂઢિવશ માબાપોએ દીકરીના હૈયા સિવાય બીજી અનેક ગણતરીથી જ્યાં ત્યાં પરણાવી દીધેલી દુખિયારી દીકરીઓના નમૂનામાં નાયિકા શારદા ઉપરાંત આ શાન્તા અને વીણાના પણ કથાએ દેખાડ્યા છે. હિંદુ સમાજમાં સવિશેષ સહન કરવાનું સ્ત્રીઓને જ હોય છે એ જાણતા બધા સુધારકોની તેમ શ્રી. પેટલીકરની પણ સહાનુભૂતિ એવી દુખિયારી સ્ત્રીઓ પ્રત્યે પૂરી હોય છે તેથી એમનાં પાત્ર એમણે સારાં ને વાચકોની હમદર્દી જીતી જાય એવાં બનાવ્યાં છે. એ દુખિયારીઓને એમની વિટંબણાઓમાંથી માર્ગ કરવા શીખવવાનું પણ એમણે આથી જ કથામાં ગોઠવ્યું છે. તેમ કરતાં, નંદિની, પદ્મા અને કમલિની જેવાં એ દુખિયારીઓને મદદ ને માર્ગદર્શન કરતાં સુશિક્ષિત ભાવનાશાળી નવી સ્ત્રીઓનાં પાત્રો એમણે કથામાં યોજ્યાં છે. ભણતરની અને ભાવનાની સુગંધ ફેલાવતાં એ સ્ત્રીપાત્રોનું આલેખન જેવું સારું થયું છે, તેવું જ મનોદશા અને વર્તનમાં જૂની પ્રણાલિકાનાં સંતાન જેવાં દિવાળીબા, કમળા, નર્મદા, ગંગા, આદિ કથામાં આવતાં વત્તીઓછી અગત્યવાળાં સ્ત્રીપાત્રોનું પણ થયું છે. શોક્યપણું દાખવતી સ્ત્રી તરીકે તારાબેનનું આલેખન પણ સારું થયું છે. સ્ત્રીપાત્રોનું આલેખન તો શ્રી. પેટલીકરની ફાવટનો વિષય છે. કથામાં પુરુષ પાત્ર એક શારદાના ભાઈ વિક્રમ સિવાય કોઈ તેજસ્વી નથી, નાયક રમણ પણ નહિ. રમણના પિતા રતિલાલ અને વીણાના પતિ તો પૈસાને જોરે કે મોહે કામલોલુપતામાં બીજાં લગ્ન કરનારા ખરાબ નમૂના છે. રતિલાલના પાત્રમાં, એના

દિવાળી અને રમણ પ્રત્યેના માનવતાશૂન્ય વર્તનમાં, તો અસ્વાભાવિકતા પણ આવી ગઈ છે, પણ તારાબેનને તેમ આ રતિલાલને કર્તાના સુધારક આશયે જ એવાં ઘડ્યાં છે.

કથાનો નાયકના અચાનક મોતમાં પરિણમતો કરુણ અંત કથા વાંચતાં વાંચતાં નાયક પ્રત્યે અને તેના કરતાં શારદા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતાં થઈ ગયેલાં વાચકોને ઉતાવળો, અપ્રતીતિકર અને અનાવશ્યક એ ત્રણમાંથી કોઈ એક પ્રકારનો લાગવા પૂરતો સંભવ છે. પણ કથાનો આવો અંત કલાને ખાતર કે કરુણ અંતના મોહથી પ્રેરાઈને કર્તા નથી લાવ્યા, પણ કથાનાયકની બિંબભૂત વાસ્તવસૃષ્ટિની વ્યક્તિ તથા તેનો ભાઈ કશી બિમારી વિના એક જ મહિનાને અંતરે એક જ તારીખે અચાનક ગુજરી ગયાની સાચી હકીકતને જ કર્તાએ વાર્તાનો અંત ઘડવા દીધો છે એમ 'કથાનો પ્રસાદ' મથાળા તળે એમણે રજૂ કરેલ કથાવસ્તુની પ્રેરક ઘટના આપણને કહે છે. કલ્પના કરતાં વાસ્તવ કોઈવાર વધુ વિલક્ષણ હોય છે એમ કહેવાય છે તે આ બનાવ સાચું પાડે છે. 'કાગને બેસવું અને તાડને પડવું' એવા શબ્દો કર્તાએ વાપર્યા છે છતાં નાયકનું મૃત્યુ તારાબેનના કામણટૂમણનું પરિણામ છે એમ માન્યા વગર એનો ખુલાસો માત્ર એ શબ્દોથી જ થાય તેમ નથી. આ તો કામણટૂમણના વહેમને પોષે એવી વાત થઈ જાય છે એ સુધારક કર્તાના ખ્યાલમાં કેમ ન રહ્યું એ સમજાતું નથી. તારાબેનના એ દાનવે એ વહેમને ઊગવા સ્થાન જ ન મળે એ રીતે નિષ્ફળ જતો બતાવવાથી તારાબેનની ખલપાત્રતા આલેખાઈ છે એટલી ઉત્કટ ન આલેખાત, પણ એ વિનાય એ ક્યાં ઓછી આલેખાઈ છે? નાયકને માર્યા વિના, શારદાને ભણી લઈ નાયકની આશાને સફલ કરતી આદર્શ પ્રેયસી અને ગૃહિણી બની, ભણતરના ફેરનો તેને મુંઝવતો ભય ખોટો ઠરાવી, તેને આર્થિક ટેકો આપતી તેની જીવનસંગાથિની બનતી આલેખી, એ બંનેને સુખી કરવાનું પુણ્ય ખાટવા સાથે વિષમ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢી પોતાનું ને પતિનું જીવતર ને લગ્નજીવન સુધારનાર તેજસ્વી આધુનિક નારીનો આદર્શ રજૂ કરી પોતાના હેતુની પણ શ્રી. પેટલીકર સારી સેવા બજાવી શક્યા હોત નહિ?

કથાની સીધી અને પ્રવાહી લખાવટ તથા મુખ્ય પાત્રોના વૃત્તિવ્યાપારોનું ઝીણવટભર્યું નિરૂપણ કથાને સુવાચ્ય બનાવે છે અને અંત લગી વાચકને રસ પાડે છે.

**મંગળસૂત્ર**

[ લે: ગુણવંતરાય આચાર્ય; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ–૧; મૂલ્ય, સાડાપાંચ રૂપિયા ]

શ્રી ગુણવંતરાય આચાર્યની આ નવી નવલકથા એક સામાજિક નવલકથા છે. આપઘાત કરી મરી ગયેલી દયાકોરની દુખિયારી દીકરી બાળવિધવા નર્સ શિવકોર અને દયાકોરની બાળસખી અને મુંબઈના શ્રીમંત ધનસુખલાલની પત્ની દીવાળીની પુત્રી નીહારિકા વચ્ચે તેમની માતાઓનાં સખીપણાં તેમનામાં ઊતર્યાં હોય તેમ પ્રથમ સંસર્ગમાં આવતાં જ બંધાયેલાં અવિશ્લેષ્ય સખીપણાંની એ કથા છે. એ સખીપણાં બંધાવામાં નિમિત્ત બનેલ મોતીલાલનું પાત્ર નીહારિકાના પિતા ધનસુખલાલની અધીર ધનલાલસાને અને તે અર્થે તેણે કરેલા પ્રપંચોને પ્રથમ નહિ તો છેવટે ઉઘાડાં પાડે છે. દીવાળીએ પોતાને ત્યાં રાખેલી શિવકોર ધનસુખલાલના કોઈ બોલથી એના ઘરમાં પોતે ક્લેશનું કારણ ન બનવા પોતાના નાનાને ત્યાં ગામડે ચાલી જાય છે અને ત્યાં પોતાના દાક્તરી જ્ઞાનથી પ્રથમ ગામલોકનાં તનની અને પછી ક્રમશઃ એમનાં મનની સેવા બજાવી ગામડામાં દટાઈ જઈ ગામની સેવામૂર્તિ શિવુબેન બને છે. મોતીલાલે કરેલી ફજેતી પછી દીવાળી સાથે નીહારિકા તે ગામડામાં આવી ચડે છે. એમને ત્યાં લાવવામાં નિમિત્ત બને છે દાક્તર નવીનચંદ્ર, જેણે શિવકોરને પોતાના હૈયામાં સ્થાન આપ્યું છે. એ અને શિવકોર લગ્નથી સંધાય છે કે ગામડાના સેવાકાર્યમાં જોડાય છે એનાં અનુમાન કરવાનું વાચકો માટે રાખી કથા ધનસુખલાલના પાગલપણાના એક દૃશ્ય અને તેણે પ્રેરેલી ટીકાના એક વાક્ય સાથે પૂરી થાય છે.

કથાનો અંત ઉતાવળે આરોપાયેલો અને કથા પોતે વિશૃંખલ લાગે છે. પાત્રવર્તન અને બનાવોમાં તેમની સ્વાભાવિકતા કે વાસ્તવિકતાને પડકારાય કે શંકાય એવું ઘણું છે. કથા કંઈક અંશે સીનેમા–વાર્તા જેવી લાગે છે. આ કથન ગુણવાચક નહિ તેટલું મર્યાદાવાચક છે. શિવકોર માટેનો નીહારિકાનો પ્રેમ પૂરતો સ્વાભાવિક નથી લાગતો કથાનું આકર્ષક પાત્ર શિવકોર છે અને ગામડામાંનું એનું સેવાજીવન એ જ કથાનો તેના 'મંગળસૂત્ર' એ નામને સાર્થ બનાવતો આકર્ષક ભાગ છે શ્રી આચાર્યે ધન, શ્રમ, સેવા ઈ૦ વિશે સીધા વિચારો રજૂ કરવાની તક કથામાં લીધી છે. કથાને શ્રી. આચાર્યની સબળ કૃતિઓની યાદીમાં નહિ મૂકી શકાય

## રોજની રામાયણ

[ લે. રંભાબેન ગાંધી; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ–૧; મૂલ્ય, અઢી રૂપિયા. ]

નાટ્યલેખનમાં આશાસ્પદ સિદ્ધિ બતાવી ચૂકેલાં શ્રી. રંભાબેન ગાંધીનું આ ત્રીજું પુસ્તક નવ એકાંકી નાટકો રજૂ કરે છે. એમાંના પ્હેલાં ચાર ભજવ્યાં હોય તો લોકશિક્ષણને સહાયક બની શકે એવી ગંભીર હેતુલક્ષી કૃતિઓ છે. એમાંના પહેલા નાટક 'માનવતાનું મૃત્યુ'માં અસ્પૃશ્યો પ્રત્યેનો સવર્ણોનો માનવતાશૂન્ય વર્તાવ અને એમાંના અન્યાયના ભાને અસ્પૃશ્યોમાં આવતી જાગૃતિ એક અસ્પૃશ્ય કુટુંબને એનો ભોગ બનાવીને નાટ્યવિષય બનાવવામાં આવ્યા છે. અસર માટે નાટકને કરુણાંત બનાવવામાં આવ્યું છે 'દીકરી ને ગાય' હિંદુ સમાજની દીકરીઓની લગ્ન બાબતમાં વધ્ય પશુ જેવી દશાનું નાટ્યાલેખન છે. 'ભાભીમાં' એક સ્વસુખપરાયણ યુવતી અને તેની ઉદાર, વત્સલ, ગૃહકાર્યરત, વંધ્ય વિધવા જેઠાણીના પાત્રોને એકમેકના પડછામાં મૂકી ઉઠાવ આપતું પાત્રપ્રધાન નાટક છે. 'દીકરી ને ગાય'માં કુમુદનું અને આ 'ભાભીમાં'માં જિતુનું પાત્ર દેખીતા અન્યાયનો વિરોધ નથી કરતાં તે કેટલાક વાચકોને નહિ ગમે, પણ નાટકોના હેતુલક્ષીપણાએ તે અન્યાયનું ઘેરાપણું ઉપસાવવા એમ કર્યું લાગે છે. 'ભણેલી વહુ' એ નાટક નલિનીએ પોતાના કામગરાપણાથી તેમ શાન્તિ, મીઠાશ, સુશીલતા અને સાસુની કરેલી સેવાથી સાસુપણું બજાવતી સાસુને કેવાં વશ કર્યાં તે કુશળતાથી નિરૂપે છે.

બાકીની કૃતિઓમાં, 'ઘુંઘટડે ઘેરાયાં' એ કન્યાઓ જ ભજવી શકે એવા સંવાદ નાટકની ખૂબી સુશીલા સંતોકમાશી પાસે વહુની લાજ બંધ કરાવવાનું ક્રાન્તિકારક પગલું જે સમજાવટભર્યા વાર્તાલાપથી ભરાવે છે તેમાં છે. 'તારે શું તો' એ બેરક બોલીનો લ્હેકાદાર પ્રયોગ એમાં યાદ રહી જાય તેવો છે. એની પછીની ચાર કૃતિઓ પ્રહસનો છે, જેમાં 'જગલો ને જગદંબા' માથા ભારે પત્નીને ઠેકાણે લાવતા પતિ ને દિયેરના એક પ્રયોગનું સ્થૂલ હાસ્યનું અતિશયોક્તિ ભર્યું નાટક છે, 'લેડી ચાંચડ લેડી માંકડ' એક અલ્પશિક્ષિત શેઠાણીને લેડી બનવાનું આવતાં થતા મુંઝારાનું હળવું સંવાદનાટક છે, 'અમે બહાદરિયો વર વરશું રે' વીરને વરવા ઉત્સુક યુવતીને કેન્દ્રમાં રાખી યોજાયેલી હાસ્યલક્ષી રચના છે, અને 'રોજની રામાયણ' મધ્યમ વર્ગની સ્ત્રીઓની નોકરોને પરાધીનતાનું નાટ્યાલેખન કરતું આ ચારેમાં વિશેષ ગણનાપાત્ર પ્રહસન છે.

લેખિકા બેનની નોંધપાત્ર વિશિષ્ટતા એમનું સંવાદકૌશલ છે. એમનું નિરીક્ષણ સારું છે, જેને પ્રતાપે તે જૂનાં નવાં સ્ત્રીપાત્રોનું આલેખન વાસ્તવદર્શી કલાથી કરી શકે છે, અને નાટકો માટે વસ્તુ મેળવી શકે છે.

## આપણો વારસો ને વૈભવ : ખંડ ૧

[ લે. 'દર્શક' પ્ર. શ્રી સર્વોદય સહકારી પ્રકાશનસંઘ લિ. રાષ્ટ્રીયશાળા, રાજકોટ : પાનવાડી ભાવનગર; પોણાત્રણ રૂપિયા. ]

હવે બદલાઈ ગયેલી ઈતિહાસ અને તેના અધ્યયનની આપણી દૃષ્ટિને સંતોષે એ રીતે પ્રાગ્વૈદિક કાળથી આજ સુધીના ભારતના ગૌરવવંતા અતીતનું

દર્શન કરાવવાના આશયથી 'દર્શકે' લખવા ધારેલા ઈતિહાસનો આ પહેલો ખંડ છે. પ્રાગ્વૈદિક અને વૈદિક સંસ્કૃતિથી માંડી હર્ષવર્ધન સુધીના કાળનું ભારતીય સંસ્કૃતિનું ઈતિહાસદર્શન એમાં કરાવવામાં આવ્યું છે.

પુસ્તકમાં વેદકાળના આર્યો, હરપ્પા અને મોહેં-જોદરોની પ્રાચીન સંસ્કૃતિઓ, આર્ય–અનાર્યનો સંઘર્ષ અને અનુકાલીન મેળ, બ્રાહ્મણવર્ગનો યજ્ઞમાર્ગ ક્ષત્રનો બ્રહ્મવિરોધ, રામાયણ-મહાભારતની સંસ્કૃતિ, ઉપનિષદ્‌વિચારણા, જૈન અને બૌદ્ધ ધર્મના ઉદય વિકાસ અને પરદેશપ્રચાર, વેદકાળથી હર્ષ સુધીની વિવિધ રાજ્યપ્રણાલીઓ તથા પ્રજાજીવન, વૈદિક બ્રાહ્મણ ધર્મનું પુનઃ સાધિત વર્ચસ્વ. જૈન–બૌધ અને બ્રાહ્મણ ધર્મની વર્ચસ્વ–સ્પર્ધાએ કલા અને વિદ્યાના ક્ષેત્રમાં સધાવેલી દેશની પ્રગતિ, આ સર્વ વ્યવસ્થિત રીતે સમયાનુક્રમ જાળવીને સંક્ષેપમાં નિરૂપવામાં આવેલ છે. એમાં માત્ર વિગતોની નોંધ જ નથી, ઘટનાઓનાં ઉત્પાદક કારણો અને તેનાં પરિણામ કે અસરોનું પણ નિરૂપણ એમાં રહસ્યગ્રાહી કે સારસંદોહક દૃષ્ટિથી કરવામાં આવ્યું છે. ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન અને બુદ્ધોપદેશ એમાં સારી રીતે રજૂ થયાં છે. શક્ય તેટલાં ચિત્રો, અને નકશા પણ અંદર આપવામાં આવ્યા છે. 'દર્શક' પાસે વિષયને લગતા સાહિત્યનો સારો એવો અભ્યાસ, ઈતિહાસદૃષ્ટિ, સારગ્રાહિણી બુદ્ધિ અને આવા ઈતિહાસગ્રંથને નીરસ બનતાં અટકાવે એવી લેખનકલા છે, જે સર્વનો લાભ આ પુસ્તકને સારા પ્રમાણમાં મળ્યો છે. પુસ્તક શિક્ષકો, વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચકના હાથમાં નિઃસંકોચ મૂકવા જેવું બન્યું છે.

આવા ઉપયોગી પુસ્તકમાં છાપભૂલોની સંખ્યા જરા મોટી દેખાય છે તે ઠીક નથી. 'સિંધુખીણ ને દક્ષિણ બલુચિસ્તાનમાં વિસ્તરેલી સંસ્કૃતિનાં બે શહેરોનાં નામ તો હવે સૌને જાણીતાં થયાં છે' એ પૃ. ૧૫ પરનું વાક્ય બરાબર નથી 'હરપ્પા' અને 'મોહં–જો–દરો' તો અત્યારનાં નામ છે, તે તે પ્રાચીન સ્થળોનાં નામ નથી. પૃ ૭૪ પરના 'શરીરે ચોંટેલ સંસારની માયાના કાદવ...' એ વાક્યમાં 'શરીરે'ને ઠેકાણે 'મનને' કે 'અંતઃકરણને' જોઈએ. બીજી આવૃત્તિ વેળા પેલી છાપભૂલો તથા આવી નાની ગલતીઓ સુધારી લેવાની જરૂર છે.

**ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧૦**

[ સં. ધીરુભાઈ ઠાકર અને ઈન્દ્રવદન દવે; પ્ર. ગુજરાત વિદ્યાસભા અમદાવાદ; મૂલ્ય, ચાર રૂપિયા. ]

'ગ્રંથ અને ગ્રંથકાર'નાં પુસ્તકો ગુજરાતી સાહિત્યના સારા સંદર્ભગ્રંથો છે. એના નવમા પુસ્તકના પ્રકાશન પછી આ દસમું પુસ્તક દશ વર્ષે બહાર પડે છે. એ તૈયાર કરાવવાના કાર્યને વચગાળામાં નડેલા સંજોગો આ વિલંબને માટે જવાબદાર છે.

પુસ્તકના ત્રણ વિભાગમાંથી પહેલામાં સને ૧૯૪૧ થી ૧૯૫૦ સુધીના દાયકાના ગુજરાતી વાઙ્મયનો ગુજરાત સાહિત્ય સભા તરફથી પ્રગટ થયેલી વાર્ષિક ગ્રંથસમીક્ષાઓને આધારે સારગ્રાહી પરિચય કરાવી તેની સિદ્ધિ–અસિદ્ધિઓ દર્શાવવામાં આવી છે. એ વિભાગનો અભ્યાસલેખ તેના ઉત્સાહી અધ્યાપક લેખકોની અભ્યાસશીલતા અને સાહિત્યવિવેકની સારી છાપ પાડે એવો છે. એમાં 'અશ્વિનીકુમાર' અને શ્રી. જયમલ્લ પરમાર તથા સ્વ. નિરંજન વર્માને જુદા લેખકો ગણવાની માહિતીભૂલ થઈ છે તેને બહુ ગંભીર ગણવાની જરૂર નથી. પુસ્તકના બીજા ભાગમાં એકવીસ વિદેહ અને ત્રીજા ભાગમાં સાડત્રીસ વિદ્યમાન ગ્રંથકારોનું ચરિત આપવામાં આવ્યું છે. આ ચરિતાવલિઓની નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે તે વિદેહ ને વિદ્યમાન ગ્રંથકારો વિશે શ્રમપૂર્વક મેળવેલી માહિતીને જેમની તેમ ધરી ન દેતાં સંપાદકોએ તેના અભ્યાસપૂર્ણ સુલિખિત ધાટીલા ચરિત લેખો બનાવ્યા છે. એમની કૃતિઓની યાદી આપવા સાથે એના-પરની અભ્યાસ–સામગ્રી પણ એમણે દરેક ગ્રંથકારના જીવન પરિચયને અન્તે આપી છે, જે આ પુસ્તકની ઉપયોગિતા વધારે છે. પુસ્તક શ્રમ અને નિષ્ઠાથી કરેલા કાર્યનો સુંદર નમૂનો બન્યું છે.

★



લેખક : શિવશંકર પ્રા. શુક્લ] [અઢી રૂપિયા

એક ત્યક્તાની આ કહાણી છે. કારુણ્યરસે નીગરતી આ નવલ છે. રખડપટ્ટીમાં, એ ત્યક્ત જીવનમાં ઇંદિરાને જે અનુભવો થાય છે તે સહૃદય વાંચકનુ દિલ હચમચાવી મૂકે છે. વાંચવા–વસાવવા જેવી સામાજિક નવલકથા . .



લેખક : ગુણવંતરાય આચાર્ય] [સાડાપાંચ રૂપિયા

વહેતાં પાત્રોની આ નવલકથા શરૂ કરતાંની સાથે જ એવી પકડ જમાવવી શરૂ કરે છે કે પૂરી થયા પછી એક જ વાક્ય સરી પડે છે કે આ તે 'હવા કા ઝોકા આયા' કે શું ? વાંચવા–વસાવવા જેવી નવી જ નવલકથા. . .



લેખક : ભૂપત વડોદરિયા] [ત્રણ રૂપિયા

શૈલીની અભિનવતાથી જુદી પડતી બાવીસ વાર્તાઓનો તદ્દન નવો જ સંગ્રહ. એમાં મુખ્યત્વે સૌરાષ્ટ્રના મધ્યમ વર્ગના સંસારમાંથી અને કેવળ સામાન્ય બનાવોમાંથી વસ્તુને પકડી લઈને લખાયેલી વાર્તાઓ છે. વાંચવા–વસાવવા જેવો નવો જ વાર્તા-સંગ્રહ. ચુ. વ. શાહની પ્રસ્તાવના સાથે . .

આ ત્રણ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો માટે :

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધી રોડ અમદાવાદ ૧

'ઊર્મિ' વર્ષ : ૨૪
'નવરચના' વર્ષ : ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૬ : સપ્ટેમ્બર ૧૯૫૩ : સળંગ અંક ૨૮૨

## ક્રમ



### પૂંઠા ઉપરનું ચિત્ર

'બિલાવલ' ચિત્રકાર : સી. નરેન્

પોતાના પ્રિયતમના આગમનની ઉત્કટતાથી રાહ જોતી સઘન કુંજલતાઓમાં બેઠેલી યુવતી દિવસના બીજા પ્રહર વખતે આ રાગ ગાતી બેઠી બેઠી દર્પણમાં મુખ જોઈ રહી હોય છે. એ ગાનમાં એટલી બધી લીન થઈ હોય છે કે મરી ગયેલા ઉપવસ્ત્રનું કે પોતાના દેહનું પણ ભાન ભૂલીને પોતાના પ્રિયતમની પ્રતીક્ષા જ એનું ધ્યેય હોય છે.

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની-ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અમદાવાદ ૧

પ્રકાશક : મણિલાલ રે. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીરોડ : અમદાવાદ ૧
મુદ્રક : ચંદ્રકાન્ત કુબેરદાસ ગાંધી : લોકમાન્ય પ્રિન્ટિંગ પ્રેસ, ડુમરાલ બજાર નડિયાદ.




તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર






# દયા

લોકોનાં હૈયાં આજે હીલોળે ચડ્યાં હતાં.
માનવમહેરામણ અતૂટ વહ્યે જતો હતો.
કેટલાય અડકેટે આવતા :
કેટલાય ટીચાતા–પટકાતા :
કેટલાય વાહનોમાં મૉજથી ફરતા.
એ આખા જનસમુદાયને છેવાડે
એ બધાની પીઠ પાછળ
એક કણસતી કાયા પડી હતી.
ન તો એને વસ્ત્રોનું ભાન હતું
કે ન પોતાના દેહનું.
ચીંથરેહાલ કપડાંથી વીંટાયેલ દેહ
લોહીઝાણ થઈને ત્યાં પડ્યો હતો.
માખીઓનું સામ્રાજ્ય ત્યાં વ્યાપી ચૂક્યું હતું.
એની બંધ આંખોમાં
એના નિશ્ચલિત દેહમાં
એની શાંત મુખમુદ્રામાં
ભગવાનને શરમાવતું સૌમ્ય હતું.
એના આવા હાલહવાલ
એ જ જનસમુદાયે કર્યા હતા
છતાં મૂગી માફી ત્યાંથી વહેતી હતી.
એ હતી દયાની સાક્ષાત પ્રતિમા—
—લોકો જેને માટે દોડાદોડી કરી રહ્યા હતા.

જ્ઞ


સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક




પડતો પડઘો છે. માનવજાતની ન્યાય અને સત્ય તરફની વધતી પ્રીતિ છે.

વિવેકાનંદ પછીનો એક ફુંકેડર આપણે નેહરુમાં મેળવ્યો છે. આવતી સંસ્કૃતિનાં એંધાણ આપણે એની પાસેથી ઓળખવાનાં રહ્યાં.

વિવેકાનંદે ધર્મને ગિરિવનમાંથી સમાજ વચ્ચે લાવીને મૂક્યો અને સાધુઓને સેવા મારફતે લોકોમાં ધર્મ ફેલાવતાં શીખવ્યું. એ ધર્મનું—આધ્યાત્મિકતાનું નેહરુએ રાજકારણ મારફતે વિશ્વના સમાજધર્મમાં ફેલાવવાનું કાર્ય કર્યું. વ્યક્તિઓ પોતે યમનિયમ ને સાધના દ્વારા પ્રકાશ મેળવતી તે હવે એક પ્રચંડ આંદોલનના કારણે જગતની પ્રજાઓ આપોઆપ નવું દર્શન લાધતી થઈ.

**નવા લોકસેવકોની સેના**

પરમ દુઃખની વાત છે કે આવી અણમોલ ઘડીએ આપણા સુશિક્ષિત સાધુ સંન્યાસીઓ પ્રજાને મૂર્તિઓની પ્રતિષ્ઠા અને પુસ્તકોના પારાયણમાં જકડી રાખે છે. એમના સંપર્ક સાધતા હજારો નરનારીઓને તેઓ દેવદર્શન, બ્રહ્મભોજન, ગૌસેવા, સંતસમાગમ વગેરે જૂના પ્રકારોમાંથી લોકોને મુક્તિ આપતા નથી. એમની પાસે પ્રજાને ધર્મમાર્ગે વાળવા નવી જુક્તિ નથી, નવી દૃષ્ટિ નથી.

આ સાધુઓનો સંપર્ક સરકારે ખોયો છે તે ફરીથી સ્થાપવાનો સમય હજુ નથી આવ્યો શું ? પાર વિનાના ગૃહત્યાગી, નિષ્કિંચન, વ્રતધારીઓ ગામડે ગામડે ફરી રહ્યા છે. એમની દ્વારા દેશનું કેટલુંક મહત્ કાર્ય સરળતાથી પ્રજાના હૃદય સુધી પહોંચી શકે એમ છે. એમની ઉપેક્ષા કરીને સરકાર પોતાની સિદ્ધિઓની સમયમર્યાદા લંબાવે એ શું યોગ્ય છે ?

આવી જરૂરી બાબત માટે એક અલગ પ્રધાન નીમાય અને કશાયે દબાણ વિના દેશના અનેક સાધુઓને નવી તક મળે તો ? પછાત કોમ અને જંગલની જાતિઓ તરફ આપણે લક્ષ આપવા માગીએ છીએ અને આવા પ્રાણવાન નિઃસ્વાર્થી લોકસેવકોનો ચીલો સરળ બનાવવાનું કેમ નથી કરતા ? ભિન્નસાંપ્રદાયિકપણાનું સાંકડાપણું આપણો વિકાસ અને કલ્યાણ રૂંધી રાખે એવું તો નહિ બને ને ?

મંદિરોના દેવ ને આ સાધુઓ મારફતે જનતાના હૃદયમાં સ્થાપવા—જાગ્રત કરવાની તક સરકારે, કૉન્ગ્રેસે અગર બીજી કોઈપણ સંસ્થાએ લેવી જોઈશે અને જાહેર સભ્યતા ને સંસ્કૃતિનાં નવાં મૂલ્યોની એ રીતે પ્રતિષ્ઠા કરવાનું શરૂ કરવું જોઈશે. લાખો સુલક્ષણાનું તૈયાર સૈન્ય એળે ના જાય એની તકેદારી આ દાયકો રાખે તો ?

**સરકાર અને પ્રજાનું અંતર**

પ્રજા હજુ સરકારને પારકી ગણે છે એવી મતલબના ઉદ્ગાર ગૃહપ્રધાન કાત્જુએ કાઢ્યા છે. પ્રજાના સહકાર માટે પ્રધાનો વારંવાર માગણી કરી રહ્યા છે, પણ ઉત્સાહભર્યો જવાબ વળતો હોય એવું હજી દેખાતું નથી.

એ ખરું છે કે હડતાળો અને તોફાનો તરફ ઘસડાતો દેશ વ્યવસ્થા અને શિસ્ત તરફ વળ્યો છે અને થોડા કિસ્સા બાદ કરતાં દેશમાં શાંતિપૂર્વક કારોબાર ચાલે છે અને સરકાર પ્રત્યે માન વધ્યું છે. બચત યોજનાઓ, રાજ્યોની વિકાસ-લોનો, રાષ્ટ્રીય દિવસોની ઉજવણી, પરદેશનીતિ, વગેરે બાબતોમાં પ્રજાએ સાથ આપ્યો છે અને ઉમળકો પણ બતાવ્યો છે. પણ આટલું પૂરતું ગણી ના શકાય.

કૉંગ્રેસી હોવાને કારણે સરકારને ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, દારૂબંધી, હિંદીપ્રચાર, ગ્રામોદ્યોગ, જેવા પ્રશ્નો ઉપર મમતા છે પરંતુ તે દિશામાં પ્રજાએ પહેલાં જેટલો ઉત્સાહ રાખ્યો નથી. સરકારી રાહે આ કાર્યક્રમોમાં ઉત્તેજન આપવામાં આવે છે, પણ એથી તો એવી છાપ પડે છે કે પ્રજાને કાંઈ વિશેષ કરવાપણું રહેતું નથી અને સરકારી રીતે બાદ

એ વિચાર કરે છે આ મુદ્રા તો આમ અચાનક જ હાથ આવી ગઈ છે એ કોની છે એ જાણવા એણે સૌને બોલાવ્યા! કોઈએ કહ્યુ નહિ કે એ અમારી છે!

એટલામાં એક કગાલ ભિખારી ત્યા હાથ લાંબો કરીને ઊભો હતો, તેના ઉપર તેની દૃષ્ટિ પડી પણ એને મનમા થયુ કે એક મુદ્રા માંડ અકસ્માત આવી ચઢી છે, તો ખોવી હવે ઠીક નથી એટલે એણે ભિખારીને ત્યાથી કઢાવી મૂક્યો

ભિખારી હજુ જ્યા બારણે પણ નહિ પહોંચ્યો હોય, ત્યા મુનિમ હાફતો હાફતો આવતો દેખાયો 'કાલના હિસાબમા એક મુ દ્રા' ઉતાવળે ઉતાવળે એ બોલી ગયો ને પછી શ્રીમતને જોઈને ચૂપ થઈ ગયો

પણ શ્રીમતના પેટમાં ફાળ્કો પડી ગયો ત્યારે હજી એક કરોડમા એક મુદ્રા બાકી રહેતી હતી, તે તો રહે જ છે!

અને એ જ વખતે કાસદ આવતો દેખાયો

લાંબો હાથ કરીને પેલા શ્રીમતે કાસદ પાસેથી સદેશો લીધો પણ વાચીને એનુ મો પડી ગયુ!

એક હજાર મુદ્રાની કોઈ ઠેકાણે ખોટ આવી હતી, તે મુદ્રાઓ જલદી પહોચતી કરવાની વાત હતી!

શ્રીમતને થયુ આ તો એક હજાર ને એક ખૂટી

અને પછી તો નવી નવાઈની વાત બની થોડા દિવસ તો એક પછી એક સદેશાઓ આવતા જ રહ્યા! બધા જ ખોટ બતાવનારા!

એની એક મુદ્રાની ઊણપની તૃષ્ણાએ એની બધી મૂડી સાફ કરવા માંડી!

અને એક મુદ્રાનુ, એક તસુનુ અતર, એક તસુનુ જ રહી ગયુ!



# ખમાસણું

હું કહી કહીને થાકી પણ એણે માન્યુ જ નહિ એનામા ઘર કરી ગયેલી શકાને મે સમગ કારણ આપ્યુ એ વાત સાચી, પણ મને પૂરેપૂરી ઓળખનાર તો એ એકલો જ હતો બીજા બધાને હુ મારી વાત ગળે ન ઉતારી શકુ તો કાંઈ નહિ, પણ એના ગળે પણ નહિ ઊતરે એ મે શી રીતે ધાર્યું હોય! પહેલી જ વાર મારો એના વિષેનો ખ્યાલ ખોટો પડ્યો મારી એકેય દલીલ સાભળવા એ તૈયાર જ નહોતો, નિખાલસ બનતા તો હુ કરી જ ન શકી અને એની મારા તરફની શકાએ બળવત્તર સ્વરૂપ પકડ્યુ હુ તો અદર ને અદર મુઝાઈ રહી મારી મુઝવણ હુ કોઈને કહી શકી પણ નહિ મારી દરેક મુઝવણ દૂર કરનાર તો એ એકલો જ હતો ભગવાન કરતા પણ મે એને મહત્વનુ સ્થાન આપી દીધુ હતુ અને એ જ આજે મને આમ હેરાન કરી રહ્યો હતો પછી મારુ કોણ?—આ વિચારે મને ઊંઘ પણ ન આવી પડખા ફરવી ફેરવીને થાકી ત્યારે પથારીમા બેઠી એ તો આજે મારા ખડમા ડોકાયો જ નહોતો બારીમાથી પુનમનો ચાદ અડધા આકાશથી નીચે ઊતરવા લાગ્યો હતો મારી ગડમથલનો પાર નહોતો છતા હુ તો હિમત કરીને એના ખડમા ગઈ મારી અજાયબી વચ્ચે એ પણ ઊંઘવાને બદલે પથારીમા બેઠો બેઠો ડુસકા ભરતો હતો! મને બારણામા ઊભેલી જોઈ અને એ દોડતો આવીને મને વળગી પડ્યો એની ધમતી છાતીના ધબકારામા મારી મુઝવણ વિલીન થઈ ગઈ

ચન્દ્ર નમ



# મજિયારી મિલકત

રમણલાલ વ. દેસાઈ

ગુજરાત પ્રાંતિક શાંતિ પરિષદના આશ્રયે અમદાવાદમાં આપેલ 'રશિયાના પ્રવાસ' અંગેના વ્યાખ્યાનમાંથી મહત્વનો ભાગ લઈને આ લેખને ગૂંથેલો છે. લેખકની લાક્ષણિક શૈલીથી એ આખું વ્યાખ્યાન રોચક અને ઉપયોગી પણ થઈ શક્યું છે એ આ આખો લેખ વાંચતા જણાશે.

રશિયામાં આટલી બધી પ્રગતિ થવાનું કારણ મને પોતાને તો એ લાગ્યું છે કે ત્યાં મિલકત કોઈની અંગત નહીં, પણ મજિયારી મિલકત છે. ધંધો અંગત માલિકીનો નહીં, મીલો કે ખાણો પણ ખાનગી માલિકીની નહીં,—નફો પણ નહીં, પણ બધું જ પ્રજાની માલિકીનું, એટલે કે સરકારનું. અને તેનો નફો જનતાની પ્રગતિ માટે, સુખ માટે રાજમાં વેરવામાં આવે છે. જનતાની પ્રગતિની યોજનાઓ એ નફામાંથી યોજાય છે. ત્યાં લક્ષ્મી 'મારા' ઉપયોગ માટે નહિ પણ તે બધાના લાભ માટે વેરાય છે. આવા પ્રકારની યોજનાને ગાંધીજીએ હળવા શબ્દોમાં 'ટ્રસ્ટીપણા'નું નામ આપ્યું હતું.

યુદ્ધ જેવી ક્રૂરતા, દુષ્ટતા દુનિયાભરમાં કોઈ નથી. ગાંધીજીની અહિંસામાંની માન્યતાથી મારામાં દૃઢ માન્યતા થઈ છે. સમાજની રચનામાં જેમ જેમ ઘટકો વિશાળ બનતા જાય છે, અને પ્રજા એક બીજાની નજીક આવે છે, તેમ તેમ પોતાના પ્રશ્નો તે યુદ્ધથી નહીં, પણ વાટાઘાટોથી પતાવવા માગે છે. ૧૯મી સદીમાં યુધ્ધોમાં બહાદુરી હતી, માણસાઈનો અંશ હતો. ૨૦મી સદીમાં વિજ્ઞાન આવ્યું તેમ તેમ માનવની સંહારક શકિત પણ વધી અને યુધ્ધ વિશાળ યુધ્ધ બની ગયું. તે માત્ર યુદ્ધમાં જ લડતા માણસોને મારતું નથી પણ ઘરમાં બેઠેલાં, બાળકો, સ્ત્રીઓ, વૃધ્ધો બધાંને મારે છે.

પણ યુધ્ધથી નિકાલ પામેલા આજે કેટલા પ્રશ્નો નિકાલ પામેલા છે? યુધ્ધ કરીને આર્યો આવ્યા, પણ આર્યોય ગયા. મુસ્લીમો પણ લડાઈ લઈને આવ્યા તે પણ આજે ક્યાં છે? યુધ્ધથી કોઈ દિવસ છેવટનો નિકાલ આવ્યો નથી. ધર્મ માટે લડાયેલાં યુધ્ધોનાં પણ જગતમાં સફળ પરિણામો આવ્યાં નથી.

આજે તો દુનિયા એવી કક્ષાએ આવી છે, આપણી બુદ્ધિ પણ એટલી વધી છે કે આવાં યુદ્ધોની જરૂર નથી. દુનિયા આજે નાની બની છે. પ્રજાઓ સાથે સાથે આવી ગઈ છે. આ ગાંધીજીની અહિંસાની પ્રેરણા છે; અને એટલે જ હું અહિંસાનો ઉપાસક છું. ભારતને અહિંસાને માર્ગે સ્વરાજ મળ્યું એ બાપુજીની અહિંસાનું મોટામાં મોટું ઉદાહરણ છે.

વિયેનામાં પણ અમને જણાવવામાં આવતું કે આ એક ભૂલભૂલામણી છે, જાળ છે, પણ ત્યાં અમને એવું કશું લાગ્યું નથી. કમ્યુનીઝમ—સામ્યવાદનો મેં અભ્યાસ કર્યો છે. તેના બધા સિદ્ધાંતને હું માનું છું એવું નથી પણ એટલું જરૂર કે, સમાજવાદી અર્થ-રચના જો ગ્રાહ્ય નહિ થાય તો આજના આર્થિક પ્રશ્નોનો ઉકેલ આવવાનો નથી. સામ્યવાદમાં સિદ્ધિ માટે ગમે તેવું અશુદ્ધ સાધન પણ ચાલે તેવી માન્યતા હોય તો હું તેનો વિરોધી છું. છતાં મેં કમ્યુનીઝમની કંઠી બાંધી નથી. અમને વિયેના પરિષદમાં કાવાદાવા કે ભૂલભૂલામણી જેવું લાગ્યું હતું નહીં. ત્યાં અમે જોયું કે આ રીતે અહીં ગાંધીજીની અહિંસા સફળ થાય છે. આ પ્રસંગને હું જીવનનો સુખદ પ્રસંગ લેખું છું.

રશિયામાં 'લોખંડી પડદો' છે એવું કહેવામાં આવે છે પણ પડદો તો ક્યાં નથી? Top Secrets તો દરેક દેશોમાં હોય છે. શેખ અબ્દુલ્લાને બરતરફ કરવાની કાશ્મીરના સદરે–રિયાસતે સલાહ માગી હશે, તે કાંઈ બધા જ મિનિસ્ટરો જાણતા





નહીં હોય કેટલીક Top Secrets આપણે ત્યાં પણ છે જ કેટલાક પડદા રાખવા જ પડે છે અને જો 'પડદા' રાખવા હોય તો તે લોખંડના કેમ ન નાખવા ?

અમે મોસ્કો જોયું ત્યાંની શાળાઓ, દવાખાના, યુનિવર્સિટી, કારખાના જે અમે માગ્યું તે અમને બતાવાયું હતું પણ માત્ર અમને સ્ટેલિનના દર્શન ન થયા સ્ટેલિન અને લેનિન પ્રત્યે, પગે પડવા જેટલો સદ્‌ભાવ છે આ બન્ને રશિયન પ્રજાના ઉદ્ધારક હતા એમ આ પ્રજા માને છે આ પ્રજા આજે તસુ વાર નહીં પણ માઈલની ગતિએ દોડી રહી છે

ત્યાં દરેક જગાએ ધમધોકાર કામ ચાલતું અમે જોયું માણસો પોતાના કામની ધૂનમાં મસ્ત હતા તેમનું હૃદય, હાથ અને બુદ્ધિ કામમાં ખુંપી ગયેલા હતા એક કારખાનામાં મિલ-મેનેજરથી માંડી પટાવાળા સુધીના દરેક માણસ સરખા લાગતા હતા મિલ-મેનેજર અને મજૂરના ખોરાક માટે જુદી જુદી વ્યવસ્થા હતી નહીં ત્યાં મફત દવાખાના છે એક દવાખાનામાં ૭૦૦ પથારીઓ હતી દવાખાનામાં જે દર્દીને આરામ ન થાય તો તેને ખર્ચ તો ક્રીમીઅન સમુદ્રને આરામગૃહોમાં મોકલવામાં આવે છે ત્યાં તેમની સારવાર થાય છે દવાખાનામાં મનોરંજનના સાધનો હોય છે જ્યાં સુધી માણસ દવાખાનામાં હોય ત્યાં સુધી એને રોજેરોજ પગાર મળતો હોય છે

રશિયા પોતાના દેશની જરૂરિયાતો દેશમાં જ પેદા કરી લે છે રશિયા જેટલો સ્વદેશી કોઈ રાષ્ટ્ર હશે કે કેમ તેની મને શંકા છે

ત્યાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણી મફત અપાય છે યુનિવર્સિટીની કેળવણી માટે થોડું ખર્ચ લેવાય છે પણ ત્યાં સ્કોલરશિપોની અને બીજા કામોની ખૂબ વ્યવસ્થા છે ત્યાં છોકરાઓ કરતાં છોકરીઓ વધારે કેળવણી લે છે મોસ્કોની સાયન્સ યુનિવર્સિટી ૩૮ માળની છે દશ હજાર વિદ્યાર્થીઓની તેમાં સગવડ છે ત્યાંના મોટરના એક કારખાનામાં એક નાના ખીલાથી માંડીને આખી મોટર તૈયાર થાય છે—પંદર મિનિટે એક મોટર તૈયાર થાય છે

ત્યાંના મજૂરોને પૂરતો પગાર રહેવા માટે મકાનો, સગવડ, સાધનો બધું મળે છે ત્યાં માત્ર 'કામ કરો'ના ભાષણો કરવામાં આવતાં નથી, પણ પ્રજાની આગળ કામ ધરવામાં આવે છે

રશિયા આજે કોઈપણ બાબતમાં પછાત છે એમ કોઈ નહીં કહી શકે

રશિયાના મોટા પ્રાંતોમાં તેની સાથે મોટા પ્રાંતિક ભાષાઓમાં જ તમામ શિક્ષણ અપાય છે રશિયન ભાષાનો ઉપયોગ તો જ્યારે સમગ્ર રશિયાને સ્પર્શતી બાબતો હોય ત્યારે જ કરવામાં આવે છે એટલે માતૃભાષામાં ઉચ્ચ શિક્ષણ ન અપાય, વિજ્ઞાન જેવા વિષયો તો ન જ શીખવાય એવી વાતોમાં સાર બહુ ઓછો છે

રશિયામાં આ બધું સંભવિત છે કારણ કે ત્યાં મિલકત ખાનગી માલિકીની નહીં પણ જનતાની માલિકીની છે અને નફો અંગત લાભ માટે નહીં પણ જનતાના લાભ માટે દેશમાં વેરવામાં આવે છે રશિયામાં ધર્મ પણ છે, મંદિરો છે, દેવળો ને મસ્જીદો પણ છે એટલું તો જરૂર કે આ પ્રજા પ્રગતિને માર્ગે છે આ પ્રગતિને આડે આવતી વસ્તુને રોકવાની તાકાત પણ ધરાવે છે આ આખું ચોકઠું આપણે અહીં ન લાવી શકીએ, પણ આપણે ત્યાં ખાનગી મિલકતોની ચૂડ જરૂર ઢીલી કરી શકીએ અને આ વસ્તુને ગાંધીજીએ જ 'ટ્રસ્ટીપણા'નું નામ આપ્યું હતું આપણી પાસે પણ રશિયનો કરતાં વધારે બુદ્ધિ છે આપણે જરૂર આ બધું કરી શકીએ તેમ છીએ

★

# દિલ દરિયાવ

સિદ્ધાર્થ

> દિલની દિલાવરી મોટા ભાગે શ્રીમંતો નથી દાખવી શકતા. ગરીબોમાં આ એક પ્રશંસનીય ગુણ હોય છે. એમનું દિલ ક્યારેય સંકુચિત નથી હોતું. દિલની એ વિશાળતા જ એમની ગરીબીમાં પણ એમને અમનચેન આપે છે. એ જ એમનું મહામૂલું ધન હોય છે. આ વાર્તામાં એ દિલેરદિલી આબાદ ગૂંથાઈ છે.

આખી દુનિયાની વાતો કરતી વખતે પોતાની જાતને જેમ બધાથી પર માની લેવામાં આવે છે એમ આજે પણ સો–સવાસો ઘરની વસ્તીવાળા એ નાના ગામમાં ચાર વરસ સુધી શહેરમાં ભણીને આવેલો મેઘનાદ વાતો કરતો હતો ત્યારે લાગ્યું. મેઘનાદના પિતા ગામના પટેલ હતા. એની માતા પણ ગામના દરેકને માટે મોટી ઓથ હતી. એ માબાપનો સપુત મેઘનાદ પણ માબાપનું નામ વગોવે એવો થઈને તો નથી આવ્યો ને એની ખાતરી કરવા જ આજે જાણે ગામલોક ટોળે મળ્યું હતું.

મેઘનાદ નજીકના શહેરમાં ભણવા ગયો ત્યારે એની માતાએ એને માતાજીના ગોખે પગે લગાડ્યો હતો. મેઘનાદને નાની બહેન નહિ એટલે પડોશના મોતીચંદ શેઠની સૌથી નાની દીકરીને હાથે કપાળમાં ખાસ્સો મજાનો પૈસા જેવડો ચોખા ચોડેલો ચાંલ્લો કરાવ્યો હતો. હાથમાં શ્રીફળ મૂક્યું હતું. માતાએ તો એટલે સુધી શિખામણ આપેલી કે ‘ શહેરમાં જઈને પણ આ શ્રીફળ વધેરીને ખાઈ ન જતો, સાચવીને એક બાજુ રાખી મૂકજે, રોજ એની પૂજા કરજે, નાહ્યા વિના અડીશ નહિ.

પણ મેઘનાદ શહેરમાં આવ્યો ત્યારથી જ એની શીકલ બદલાતી ચાલી. મિત્રોની દેખાદેખીમાં એ એક મહિનામાં જ શહેરવાસી જેવો દેખાવા લાગી ગયો હતો. મિત્રોની બનાવટનો ભોગ થાય એ પહેલાં જ એ બધાંને બનાવતો થઈ ગયો હતો.

શહેરમાં જઈને છોકરો બગડી જશે એમ મેઘનાદનાં મા–બાપને અનેક લોકોએ ભરમાવેલું. પણ મેઘનાદના પિતા છગનભાઈ ગામના પટેલ, ગામ આખામાં એમની ચૂનાબંધ મેડીની વાહવાહ બોલાતી. અને એમનો દીકરો શહેરમાં ચાર વરસ ભણીને આવે તો પોતાનો મોભો ઑર વધે એ છગનભાઈનું માનવું બધી દલીલોનો રદિયો આપી દેતું. અને મેઘનાદને શહેરમાં આવવામાં પિતાનું એ મોભા માટેનું આકર્ષણ ખૂબ કામમાં લાગ્યું. પોતાની માતાને તો સમજાવી દેવા બહુ મહેનત ન લેવી પડી છતાં એની માતાને એક વાતનું દુઃખ રહી જ ગયું: પોતાના દીકરાને પરણાવ્યા વગર શહેરમાં મોકલવો હિતકારી તો નથી જ. પણ એમ ઘડિયાં લગન લેવામાં બહુ સાર નહિ નીકળે એમ માનીને મેઘનાદ ગ્રામ્ય રિવાજમાંનો એક—વહેલાં લગ્નનો ભોગ બનતો અટકી ગયો.

પહેલે જ વરસે મેઘનાદમાં થઈ રહેલા ક્રાન્તિકારી પરિવર્તને માતાજીની પૂજાને તડકે મૂકીને ગ્રેટા ને નરગીસ, ઇસ્થિર ને નિમ્મી જેવી નટીઓની પૂજા આદરી દીધી. એથી આગળ વધીને એણે શૃંગારિક પુસ્તકો અને હલકું જાતીય સાહિત્ય પણ વાંચવું શરૂ કરી દીધું. પોતાના ગામમાં જે સ્ત્રી જાતિ માટે પૂરેપૂરું માન અને આમન્યા, મર્યાદા અને પાવિત્ર્ય દાખવવાનું શીખેલો મેઘનાદ પોતાની રૂમ વાળવા આવનાર માળીની દીકરી જમની પર પણ કુદૃષ્ટિ ફેરવતાં અચકાતો નહિ. એક દિવસ તો એની હેડીના બે–ચાર મિત્રોએ ભેગા મળીને જમનીને ભોળવવાનો ખાસ ઇરાદો પણ કરી રાખ્યો, પણ તે જ દિવસે જમની બિમાર પડી જવાથી જમનીને બદલે એની ઘરડી મા રૂમ સાફ કરવા આવી ત્યારે બધા મિત્રો સાથે મેઘનાદ પણ નિરાશ થઈ ગયો.

મેઘનાદમાં પ્રવેશેલું એ ગાંડપણ વધુ ને વધુ હદ વટાવતું ગયું. ધીમે ધીમે કૉલેજમાં ભણતી છોકરીઓની પણ એની રૂમ પર ઠીક ઠીક અવરજવર વધી પડી. બધાંની નજરે એ ભમરો બનતો લાગ્યો.





મેઘનાદ પહેલેથી જ વાચાળ હતો ભણવામાં પણ એક્કો એટલે એના માટે કોઈને એ નિંદ કરવાપણું રહ્યું જ નહિ છોકરીઓ પણ એની હોશિયારી પાછળ જ પાગલ થઈને ભમ્યા કરતી વખતે કવખતે એની રૂમ પર આવી જતી અને એટલે જ ઘરડા માળીની દીકરી જુવાનીને ઉમરે પહોંચેલી હોવા છતાં મેઘનાદની રૂમની સાફસુફી અને બીજું પણ કામકાજ કરી દેવામાં જેટલું ગૌરવ અનુભવતી એટલું જ ગૌરવ જમનીનાં ઘરડા મા–બાપ પણ અનુભવતા જમનીને પરણાવી દેવા એમણે દોડધામ કરવામાં બાકી નહોતી રાખી પણ માળીની ન્યાતમાં જમનીના રૂપને સાચવનારો અને શહેરમાં ફાલેલા એ રૂપને પારખનારો કોઈ ન મળ્યો તે ન જ મળ્યો અને એ જમની બુઢ્ઢાં માબાપની ચિંતાનો મોટો વિષય થઈ પડી

છતાં મેઘનાદનું ચારિત્ર્ય અણિશુદ્ધ હતું એની ના તો એના મિત્રમંડળમાંથી કોઈ પાડી શકે એમ નહોતું એટલે જ જમની એની રૂમમાં ગમે ત્યારે જઈ શકતી કોઈવાર ઘરકામને લીધે દિવસે ન પહોંચી શકાય ત્યારે પણ રાતના નવ–દસ વાગે જમીને રૂમ પર જઈ ચડતી ત્યારે મેઘનાદની સાથે ગપ્પાં મારતા મિત્રોની આંખ ઉછાળો મારી જતી પણ મેઘનાદ એ બધું બહુ સિફતથી વાળી લેતો

જમની વિષે એ જ મિત્રો આખી કૉલેજમાં વાતો ઊડાડતા પણ અચકાતા નહિ મેઘનાદની સાવ નિર્દોષ સ્થિતિનો ગેરલાભ આમ ખૂબ લેવાતો એક દિવસ મેઘનાદ સાથે ખૂબ હળતી–મળતી એની સહાધ્યાયિની સિંધુ'નાએ એને એ બધી વાતો કરી સિંધુ'ના મેઘનાદ સાથે ખૂબ વાતો કરતી એટલે આવી અંગત વાત ઉપર ઊતરી જતાં એને બહુ ગડભાંગ જેવી ન પડી

'જમની પવિત્ર છે કે નહિ એની ખાત્રી તમે એની પાસેથી મેળવી લેજો મારી ખાત્રી હું આપું છું કે હું અણિશુદ્ધ પવિત્ર છું એટલું જ નહિ પણ મેં ક્યારેય જમની તરફ એવા હીનભાવથી જોયું પણ નથી મેઘનાદે સિંધુ'નાની વાતને તોડી પાડતાં કહ્યું

પણ, તમારી રૂમમાં એની અવરજવર રહે એટલે વાતો કરવાનું તો મળે ને?'

'એ કામ વગર ત્યાં ઘડીવાર પણ થોભતી નથી થોડીવાર મારી પાસે ભણવા બેસે છે એ વાત સાચી, પણ મારે એની સાથેનો સંબંધ ક્યારેય પવિત્રતાની પાળ નથી વટાવવાનો એની ખાત્રી રાખજો '

'હું તમને તો સારી રીતે ઓળખું છું પણ પેલી વાતની જેમ પુરુષ ગમે તેમ તો ય સ્ત્રીના રૂપ આગળ પાણી ભરતો નથી બની જતો?'

'તો તો પછી મારે તમારાથી પણ ચેતવું રહ્યું!' મેઘનાદે સિંધુ'નાના જ રૂપ પર કારી ઘા કર્યો

'શું તમે પણ બાફ્યે જાવ છો મેઘનાદ! હું તો તમારી રૂમ પર આવું છું તો ય બે–પાંચ મિનિટથી વધુ રોકાતી નથી તમારા વિષે મને ખરાબ ખ્યાલ પણ ક્યાંથી આવે?'

'તો જમની વિષે પણ મને ખરાબ ખ્યાલ આવે એવું બીજા કહે તો પણ તમે, મને આટલો ઓળખો છો છતાં માની લીધું?'

આ ચર્ચા ક્યાંય સુધી લંબાત પણ વાતો કરતાં કરતાં બન્ને મેઘનાદની રૂમ પર આવી પહોંચ્યાં હતાં અને ખાલી અટકાવેલા બારણાને ધક્કો મારતા વેંત સામે જમની એક ચોપડીમાંથી મોટા અવાજે ભાંગ્યું તૂટ્યું વાંચતી નજરે ચડી મેઘનાદે સાવ સહજતાથી પૂછ્યું 'હજુ તું અહીં જ છો?'

'આ પાઠ આવડતો નથી તે શું કરું! તમે સમજાવીને ગયા તો ખરા, પણ મને જરાય ગળે ઊતર્યું જ નથી, ફેર સમજાવવો પડશે.'

'એમાં શું થઈ ગયું, લાવ સમજાવું ' કહેતા એ જમની પાસે બેસી ગયો અને જમનીના હાથ-

માંથી ચોપડી લઈને શીખવવું શરૂ કરી દીધું : 'તમે જરા બેસો વિદ્યુલ્લતા, પાંચ જ મિનિટમાં આ કામ પતાવી લઉં.' વિદ્યુલ્લતાને પણ આ દૃશ્ય જોવાની હોંશ પૂરી થતી લાગી.

લોકોની વાતોને જાણે સાચી પાડતો હોય એમ મેઘનાદ જમનીની અડોઅડ બેઠો હતો એ વાત સાચી. પણ એ જે સહજતાથી, નિખાલસતાથી, નિરાડંબરથી જમનીને શીખવતો હતો, જમની જે એકાગ્રતાથી એમાં લીન થઈ ગઈ હતી એમાં વિદ્યુલ્લતાને કશું અજુગતું ન લાગ્યું તે ન જ લાગ્યું. વિદ્યુલ્લતાનું મેઘનાદ માટે જે થોડુંક પણ માન ઘટી ગયું હતું એ બેવડું વધી ગયું. જમનીનો પાઠ પૂરો થયો ને એ આછું હાસ્ય ફરકાવતી સડસડાટ ચાલી ગઈ. વિદ્યુલ્લતા એને જતી જોઈ રહી.

'શું જોઈ રહ્યાં છો ?' મેઘનાદે વિદ્યુલ્લતાની નિઃસ્તબ્ધતાને તોડતાં કહ્યું : 'ક્યાંય એક પણ કાળો ડાઘ છે એ નમણા સૌંદર્યમાં ?'

'મેઘનાદ, મને માફ કરો—બીજાંની વાતોને મેં થોડીક સાચી માની લીધી એ માટે.' કહેતી વિદ્યુલ્લતાએ મેઘનાદના બન્ને હાથ પકડી લીધા અને પોતે જે પલંગ ઉપર બેઠી હતી ત્યાં એને બેસાડી દીધો. મેઘનાદ જરાપણ પરિવર્તન કે સંકોચ આણ્યા સિવાય વિદ્યુલ્લતાની અડોઅડ બેસી ગયો.

થોડીવારમાં જ જમનીને પાછી આવતી જોઈને વિદ્યુલ્લતા જરા દૂર ખસવા જતી હતી ત્યાં મેઘનાદે ટકોર કરી : 'આનું નામ પાપ !'

'શાનું ?'

'આ તમે જમનીને જોતાં જ તમારી જાતને દૂર ખસેડવા વિચાર કર્યો એનું.'

'જમની આપણા વિશે શું ધારી બેસે ?'

'જે હું તમારી અડોઅડ બેસતી વખતે ધારી બેસું એ જ એ ધારી બેસે, બીજું કાંઈ વધુ ધારવા જેવું તમારા જેવું ડહાપણ એ હજુ ભણી નથી વિદ્યુલ્લતા !'

ત્યાં તો જમની આવીને મેઘનાદથી દૂર ખસીને વિદ્યુલ્લતાએ કરેલી સાવ નાની જગ્યામાં બન્નેને અડીને વચ્ચોવચ્ચ બેસી ગઈ. થોડોક મેવો અને ફળ વગેરેનો નાસ્તો લાવેલી એ બન્નેને વહેંચી દીધાં. વિદ્યુલ્લતા તો બાઘાની જેમ આ સૌંદર્યની મૂર્તિને નીરખી જ રહી. પોતે રૂપવતી હતી પણ એ રૂપને બુધ્ધિએ થોડુંક પાંખું બનાવ્યું હતું. જ્યારે આ જમનીના રૂપને બુધ્ધિ સ્પર્શે તે પહેલાં જ શ્રમે વધુ વિકસાવ્યું હતું. બે રૂપવતીના રૂપનું આ પૃથક્કરણ મેઘનાદ એકલો જ કરી શક્યો. એક મોટું કેળું હજુ અડધું પણ પૂરું નહિ ખાધું હોય ત્યાં વિદ્યુલ્લતાએ જમનીને આ ત્રીજા કેળાની છાલ ઉતારતી જોઈ અને અડધી છાલ સાથે અડધા કેળાનું એક બટકું જમનીના મોઢામાં જતું પણ એ જોઈ જ રહી.

મેઘનાદ વિદ્યુલ્લતાની આ શૂન્યમનસ્કાવસ્થા તોડવા જ જાણે બોલ્યો : 'જમની, આ વિદ્યુલ્લતાને તું ઓળખે છે ખરું ને ?'

'ઓળખું કેમ નહિ ? એમના બગીચાના માળીનો દીકરો મારો વર થવાનો હતો. પણ બાયલો એવો તે બાપ જોડે કે'વડાવ્યું કે એ રૂપને જાળવવાની મારી શકિત નથી ! રૂપને જાળવનારી હું ક્યાં મરી ગઈ છું તે મારા રૂપને એને જાળવવું પડવાનું હતું ? હવે તો મેં પણ લીધું છે કે જિંદગી આખી કુંવારી રહું પણ એકેય માળીના બચ્ચાને તો હાથ નહિ સોંપું, નહિ સોંપું ને નહિ જ સોંપું.'

'માળી સિવાય બીજો કોઈ મળે તો ?' વિદ્યુલ્લતાની ગડમથલે મેઘનાદનો જ ખ્યાલ રજૂ કર્યો.

'મળી રીયા બોન, મળ્યું હોત તો મારે આટલું હડહડ ન થવું પડ્યું હોત. હવે તો આ બાવડાના જોરે જ રહેવું છે. એટલે તો રોજ ભણવા પણ આ ભાઈ પાસે આવું છું. ભણીને તમ જેવી પોપટી નહિ થાઉં તો ય લખતાં વાંચતાં તો શીખી જઈશ ને ? બસ, પછી તો દુનિયા જખ મારે છે ! મા–બાપ





ને હુ લીના લફંગ નરાુ

પણ મા-બાપના દેહનો ભોગેમા ? ટનોક ?

'એ તો અ ચારે ય ટ'ાનાજ છે ને? એમનાથી ક્યા સગી પણ ભાગે એમ હતુ ?

'તો ય ઓથ તો ખરી ને' મે સ્ત્રીઓની વાતોમા મેઘનાદ માથુ માર્યુ 'સ્ત્રીને બાળપણમા માબાપ, જુવાનીમા ધણી અને ઘડપણમા પુત્રની ઓથ એ જ મોટી ઓથ છે તારે આ પહેલી ઓથ જરે પછી કોઈ ઓથ રહવાની જ નથી ને?

'તમે પણ શુ ભાઈ' મને આટ આગ્રી હિમતવાળી તો તમે બનાવી ને હવે મારી આમ ઠેકડી ઉડાવા છો ?

'ના જમની, ના આ તો કોલેજમા બધા વાતો કરે છે કે મારી સાથે તારે આડો સબધ છે એની ખાત્રી કરવા આ વિદ્યુ તા તો અહી પણ આ યા છે'

વિદ્યુ તા પર અચાનક થયેલા આ હુમલાએ એ સાવ કાળી મેશ બની ગઈ અધૂરામા પૂરુ કરતો જમનીનો ધડાકો તો એને એકદમ સ્તબ્ધ બનાવી ગયો 'બોન, એ વાતની ધરપત રાખજે તમે બધિયુ જેટલી મેઘનાદભાઈ પાછળ પડી છો એ બધાથી હુ એમની પાછળ પડી હોઇશ તો ય મારામા જરાય સ્વાર્થ નહિ હોય તમે તો કાલ ઊઠીને ભણીગણીને કોઈ માતેનુજારને પરણી બેસશો આ ભાઈનો તો ત્યારે ભાવ પણ નહિ પૂછો જ્યારે અમ અભણ અને ગરીબના દિલ તમે એમ નહિ સમજી શકો આહી જરા હાથ મૂકી જુઓ' કહેતા વિદ્યુતલતાના બન્ને હાથ જોરથી ખેચીને જમનીએ પોતાની હાફતી છાતી ઉપર મૂક્યા અને વાત આગળ લબાવી

'એ ધડકારા સાભળવાના કે અનુભવવાનાં તમારાં તો ગજા પણ નહિ અમે બધી રીતે ખુવાર થઈ જઈએ તો પણ અમારૂ દરિયાવ દિલ તો કોઈ કાળેય કજૂસ નથી બનવાનુ આ ભાઈને તો મે સગા ભાઈથીયે વધુ માન્યા છે અમારા ઊજળા દિલે કોઈના દિલનો ડાઘ તરત પરખાય હો બોન જો એવુ કાઈક પણ મને દેખાયુ હોત તો તમારી હાજરીમા હુ આમ નફ્ફટની જેમ એમની પડખો પડખ બેસતા અચકાઈ ગઈ હોત તો તો બધવાગણે જ હુ એમને ફસાવતી રહી હોત!'

વિદ્યુ તાને કાપો તો જાણે લોહી પણ થીજેલુ દેખાય એવી એ થીજી ગઈ પોતે મેઘનાદને ચાહતી હતી એ વાત છતી થઈ ગઈ છે એમ એને કે મેઘ નાદને પણ ખ્યાલ નહોતો આ તો પણ જમની એ પારખી ગઈ હતી હૈયાઉકલતની જે મોટી બક્ષિસ એ ભોળી છોકરીમા અભરે ભરી હતી એ વિદ્યુત તાની આખના ખૂણામાથી એને દેખાઈ જમની એકાએક ઊભી થઈ ગઈ વિદ્યુ તાને બે હાથે પક ડીને ઊભી કરી અને એના ખભેથી જોરથી પકડીને મેઘનાદની લગોલગ બેસાડી દીધી 'થોડીવાર થોભજો હો, હુ હાર લઈ આવુ' કહેતી એ કૂદતી બહાર નીકળી ગઈ પાછી આવી ત્યારે એના હાથમા સાચે સાચ ફૂલનો મોગે હાર હતો મેઘનાદ કે વિદ્યુ'તા કશુ પણ બોલે તે પહેલા બન્નેની ડોકમા એ સહિયારો હાર પહેરાવીને દુખણાં લેતી બોલી ઊઠી ભાભી, મારા ભાઇને બરોબર સાચવજો મારા જેવી કોઈક એમના પર કામણટૂમણ ન કરી નાખે

વિદ્યુતલતાએ એકદમ જમનીના હાથ પકડીને ખેચી લીધી 'બહેન મને માફ કરજે તારા વિશે મે જે કાઈ ધારી લીધુ એ ખરેખર અક્ષમ્ય છે છતા તારી માફી માગુ છુ'

'માફી તો ભગવાનની માગો ગરીબોના દેહ એમ રેઢા નથી પડયા કે શ્રીમતોના એ પ્યાદા બની રહે શ્રીમતો જેમ પૈસાથી દેહ ખરીદે છે એમ એમના પોતાના દેહ હ ટે પણ એટલો જ ચડે છે કોડીની પણ કિમ્મત વગરના!'

'હવે એ વાત જવા દે પણ તે આ નાટક ઊભુ

# અનુકરણ

હરિંદા પંડિત

> ગુલામી માનસ થતાંની સાથે સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ પણ ગુમાવી બેસાય છે એની તો, આપણી નકલી વૃત્તિને વધુ ને વધુ પોષણ મળે છે એ જ પૂરતી સાબિતી છે. અને એ નકલીવેડા માનવ-સહજ છે એ પણ એટલું જ સાચું છે. તો પછી કોઈપણ જાતનું અનુકરણ કરવામાં સદ્ અસદ્‌નો વિચાર કેમ ન કરવો ? આ વિષેના માનસશાસ્ત્રીય વિચારો આ લેખને વધુ સમૃદ્ધ બનાવે છે.

નાનું બાળક માના ચાળા પાડે છે, પાડોશીનો રેડિયો જોઈને આપણે રેડિયો ખરીદીએ છીએ, અજાણી વ્યક્તિને જોઈને કૂતરું ભસે છે ને ત્યારબાદ શેરીનાં બધાં કૂતરાં વારાફરતી ભસ્યાં જ કરે છે, મદારી વાંદરાને જેટલું શીખવાડે એટલું એ સરસ રીતે એના ખેલોમાં બતાવે છે, શિક્ષકની ગેરહાજરીમાં વિદ્યાર્થીઓ શિક્ષકની ખુરશી પર બેસી શિક્ષકની જેમ હાથની ચેષ્ટા કરીને ચાળા પાડે છે અને છોકરીઓ 'ઘરઘર' કે 'વરવહુ' રમીને પોતાનાં માબાપની જીવનપદ્ધતિનું અનુકરણ કરે છે. માબાપ એક બીજા પ્રત્યેના વર્તનમાં બાળકોની હાજરીમાં સંયમ ન જાળવે તો ઘણીવાર એનું પરિણામ ખરાબ આવે છે. આમ બીજા કરે તે પ્રમાણે કરવું—બરાબર નકલ કરવી એનું માનસશાસ્ત્રીય નામ અનુકરણ.

નાનાં બાળકોમાં અનુકરણ કરવાની આવડત આવે એટલે જાણવું કે એની બુદ્ધિ વિકસી રહી છે. ભાષા ને શબ્દોનો અર્થ સમજ્યા પહેલાં પણ બાળકોમાં અનુકરણનો આવિર્ભાવ દેખાય છે. એક વ્યક્તિ બગાસું ખાય, ઉધરસ ખાય કે એને ઓડકાર આવે તો રમુજી બાળક એના ગયા પછી 'ફલાણા કાકા આમ બગાસું ખાતા હતા' વગેરે ક્રિયાઓ કરી બતાવે છે. આમ અનુકરણની ક્રિયા કોઈ એને શીખવતું નથી અથવા અનુકરણ એ કોઈ શાળા મહાશાળામાં શીખવાની વસ્તુ પણ નથી. આમ છતાં દરેક વ્યક્તિ અનુકરણ કરે છે અને આખી દુનિયામાં અનુકરણનો વા વાયો છે એટલું તો કબૂલવું જ પડે છે.

આથી ઘણા માનસશાસ્ત્રીઓનું એમ માનવું છે કે અનુકરણ એ બાળકની કેળવણીનું પહેલું પગથિયું છે. પણ અનુકરણ એ બાળકના બાળપણ પૂરતું જ એનું સાથી નથી રહેતું. માણસ માત્રના અભિપ્રાયો ને ટેવો સંજોગોનુસાર બદલાતાં જ રહે છે. આપણે જેમ જેમ ઘર બહાર ફરીએ તેમ તેમ નવું નવું જાણવાનું મળતાં બીજાનું અનુકરણ કરીને આપણી જીવનપદ્ધતિ નક્કી કરીએ છીએ.

અનુકરણ સાથે સંરક્ષણની પ્રેરણા ગાઢ રીતે સંકળાયેલી છે. આફ્રિકાના ઝુલુઓ એક-સરખો

---

કર્યું તે હવે પાર શી રીતે પાડીશ ?' અકળાઈ ગયેલા મેઘનાદે જમનીને ટપારી.

'આ નાટક નથી, હકીકત છે. એ તો તમારાં દિલ પણ પોકારી ઊઠશે. એની રજૂઆત કરવાનું ભલે મારા ભાગે આવે.' કહેતી જમની ચાલી ગઈ. થોડીવારે વિદ્યુલ્લતા પણ ઘેર જવા તૈયાર થઈ.

બીજા દિવસથી વિદ્યુલ્લતાનાં માબાપ પાસે દરખાસ્તો ઉપર દરખાસ્તો મૂકીને મેઘનાદ માટે જે વકીલાત જમનીએ કરેલી એ કોઈપણ પીઢ મા-બાપને મહાત કરે એવી હતી. એ હા પડાવીને પછી મેઘનાદના માતપિતાને સમજાવવાનું પણ પોતે માથે લીધું. અને એ ફત્તેહ કરીને પાછી ફરી ત્યારે વિદ્યુલ્લતાએ એને જે પ્રેમથી નવાજી છે એટલો પ્રેમ વિદ્યુલ્લતા મેઘનાદ ઉપર પણ દાખવશે કે કેમ એની શંકા મેઘનાદને કોરી રહી. ગરીબાઈમાં રાચતા જમનીના એ શ્રીમંત દિલને વિદ્યુલ્લતા અને મેઘનાદ વંદી રહ્યાં

★





પોષાક પહેરે છે, એમના ચહેરા પણ એક સરખા લાગે છે, બોલે છે પણ સરખું, પણ એ લોકો અંદરો અંદર એકબીજાને સરળતાથી ઓળખી શકે છે હવે જો કોઈ નાગો ઝુલુ નવી જ રીતે પોતાની જાતને શણગારે તો એને આખી ટોળી પોતાનો દુશ્મન માનીને મારી નાખે આમ અનુકરણ કોઈક વખત આખી જાતિના ઐક્યનું પ્રતીક પણ બની જાય છે

પણ આ રીતનું અનુકરણ એ સમાજ માટે ઉપયોગી નથી આપણે વિકાસ સાધવો હોય તો જીવનના મૂલ્યો વખતો વખત બદલવા પડે, જીવન પદ્ધતિ પણ બદલવી પડે આપણે બધા પોષાકની બદલાતી ફેશનથી જાણીતા છીએ હવે જો કોઈ વ્યક્તિ પચાસ વર્ષ પહેલાની ફેશનનો પોષાક પહેરીને શહેરના રાજમાર્ગ પર નીકળે તો લોકોનું ધ્યાન ખેંચીને જનશાંતિ જોખમમાં નાંખ્યા વગર નહી રહે

મોટા મોટા નેતાઓ, પ્રધાનો પણ અનુકરણના શિકાર બન્યા છે જવાહરલાલ નેહરુ જેવો પોષાક —ચૂડીદાર પાયજામો ને જવાહર જાકીટ તો ઘણાખરા પ્રધાનોને શોભે કે ન શોભે તો યે સામાન્ય પોષાક થઈ પડ્યો છે અમુક નેતા આમ ભાષણ કરે છે માટે બીજા પણ એ રીતે અનુસરે છે અમુક પ્રધાન પૅકાર્ડ ગાડીમાં ફરે છે માટે આપણે પણ ફરવું જોઈએ બીજા આ રીતે વિચારે છે માટે આપણે પણ વિચારવું જોઈએ એવી માન્યતા પણ ઘણી સામાજિક કામ કરનારી વ્યક્તિઓ ધરાવે છે [illegible] ખાદીની [illegible] વગેરે દેશસેવા કરનારે એ પહેરવા જ જોઈએ એવી માન્યતાનો અમલ પણ આપણે યત્રતત્ર સર્વત્ર જોઈએ છીએ આ બધું અનુકરણનું જ પરિણામ છે

નવા ચીલા પાડવા એ ઘણું અઘરું કામ છે નવા ચીલાને આવકાર મળશે જ એવી ખાત્રી પણ [illegible] નવી [illegible] આવી દુનિયામાં ચીલો પાડનાર [illegible] [illegible] ગણાય છે [illegible] [illegible] જ રહે છે [illegible] નવું [illegible] કરનારને કોઈ સમજતું નથી આથી જ વ્યક્તિ જૂની પ્રણાલિ

કાને વળગી રહે છે એનો માણસ કાંઈ નવું કરીને જીવે પણ કેવી રીતે? એટલે એ વિચાર જૂની લીટે પિતાની જેમ એમ ગાઈને કામ ચલાવે—

હું મારો નહી રહું તો,  
મારું કોણ રહેશે?  
પણ હું મારા વડે રહીશ  
તો તો મારું શું થશે?

આમ અનુકરણનો પ્રભાવ નિરાળો છે મધમાખીઓ પાછળનાં અનુકરણને મધમાખીઓના વલણ તરીકે ઓળખાવે છે દેશભક્તિ એ પણ અનુકરણનું જ રૂપ છે પણ કેટલાક અટકચાળા લેખકો અનુકરણને 'વાનરવેડા' પણ કહે છે ગમે તેમ હોય, અનુકરણના પાયા પર સંસ્કૃતિ, શિક્ષણ ને સુખી જીવનની ઈમારતો ઊભી થઈ છે, એને કોણ અવગણશે? લાખ બે લાખ માણસોની સભા શાંત બેસીને એક વક્તાનું ભાષણ સાંભળે છે ભાષણમાં હસવા જેવું આવે તો બધા એક સાથે હસે છે, તાળીઓ પાડે છે ને ભાષણ પૂરું થાય એટલે બધા એક સાથે ઊભા થઈને પોતપોતાને ઘેર જાય છે આમ માનસશાસ્ત્રીઓ તો વ્યક્તિની દરેક ક્રિયાને—પછી એ નાની હોય કે મોટી—અનુકરણની જ ઉપમા આપે છે

આપણા લશ્કરમાં પણ શું હોય છે? આખીય પલટનને એક સરખો પોષાક પહેરાવીએ છીએ, બધાને એક સાથે કસરત કરાવીએ છીએ, કૂચ કરાવીએ છીએ, આથી આપણે વ્યક્તિને સમૂહમાં ભેળવી દઈએ છીએ અને એક જ ઈચ્છા ઓમાં પ્રગટ બનાવીને એક જ ધ્યેય પ્રાપ્ત કરનાર બનાવીએ છીએ પરિણામે અનુકરણ એ પ્રત્યેક માનવીના સ્વભાવનું એક અનિવાર્ય અંગ બની જાય છે

ઘણાખરા માણસો અનુકરણ દ્વારા જ બધું શીખી શકે છે અને કેટલીક વ્યક્તિઓ તરત શીખે છે તો કેટલીક મોડું એક છોકરાને બીડી પીતો જોઈને બીજા છોકરાઓ પણ શીખે છે આમ અનુકરણ



દ્વારા ઉન્નતિ સાધવાને બદલે ખોટા અનુકરણ દ્વારા માનવી પોતાનું ભવિષ્ય બગાડે છે. રાજકપુર ને નરગીસની ફિલ્મો જોઈને ચલચિત્રોનાં નટનટીઓનાં પ્રેમપ્રદર્શનના ફેશનવાળાં કપડાં પહેરવાં એ આંધળું ને ભાનભૂલેલાંઓનું અનુકરણ વ્યવહારૂ નથી ને તેથી જ સમાજનું હિત જોખમાય છે. અનુકરણ કરવામાં પણ સારાસારની વિવેકશક્તિ, પસંદ કરવાની શક્તિ અને ઊંચું ધ્યેય હોવું જરૂરી છે. આંધળું અનુકરણ કેવું પરિણામ લાવી શકે છે એ આપણે આજના વિકૃત માનસવાળા, હતોત્સાહી, નિરાશાવાદી અને પ્રેમનાં ટાયલાં કરતા યુવાનોને જોઈને સમજી શકીએ છીએ. અંગ્રેજી ચિત્રોમાં આવતી રમુજ ન સમજનારો વર્ગ બહુ મોટો હોય છે પણ બધાં હસે છે એટલે ન હસીએ તો મૂરખ લાગીએ એમ માની પોતે સમજ્યા હોવાનો ડોળ કરીને પણ એ લોકો હસે છે. આમ છતાં અનુકરણ સ્વયં જરાય ખરાબ વસ્તુ નથી, એનો ઉપયોગ કેવી રીતે થાય છે એ જોવું જરૂરનું છે.

આપણો સમસ્ત વેપાર અનુકરણ પર નિર્ધારિત છે. પરદેશોની સારી વસ્તુઓ જોઈને આપણા વેપારીઓ એવી જ વસ્તુઓ બનાવવાનો પ્રયત્ન કરે છે. ઇંગ્લાંડમાં બનેલા કાપડ પર ઇંગ્લાંડની બનાવટ (Made in England) નો સિક્કો હોય છે. કેટલાક હિંદી વેપારીઓ કાપડના રૂપરંગ એવા જ રાખી કાપડ ઉપર ઇંગ્લાંડના જેવું બનેલું (Made as England) એવી છાપ મારીને જનતાને છેતરી જાય છે. આમ અનુકરણમાં છેતરપીંડીનું ખતરનાક તત્ત્વ ભળે છે ત્યારે વિષમ પરિસ્થિતિ ઊભી થાય છે. વેપારમાં જાહેરાતની પણ જરૂર પડે છે. એક વેપારીએ ગોવા રેડિયો કે સીલોન રેડિયો દ્વારા જાહેરાત આપી એટલે રેડિયો સ્ટેશન ઉપર જાહેરાત આપનારાઓનો દરોડો પડવાનો. રસ્તામાં આવતાં જતાં એટલી બધી જાહેરાતો જોવામાં આવતી હોય છે કે એમાંથી યાદ રાખવા જેવી પણ યાદ નથી રાખી શકાતી. આવું જોઈએ છીએ ત્યારે એમ થાય છે કે આપણે ધ્રુવડો જેવા એકાકી નથી પણ ઘેટાં–બકરાં જેવા ગાડરિયા પ્રવાહમાં ખેંચાનારાં છીએ.

આમ અનુકરણ એ સામાજિક જીવનનું એક મહત્વનું સાધન બને છે છતાં એ માનવીના મનની એક જન્મજાત (innate) પ્રેરણા છે કે નહીં એ પ્રશ્ન પરત્વે બહુ ગડભાંજ ઊભી થઈ છે. મેકડુગલ પોતાના An Outline of Psychology નામના પુસ્તકમાં એની સરસ ચર્ચા કરતાં જણાવે છે કે અનુકરણને આપણે ભલે પ્રેરણા (instinct) ન ગણીએ પણ સામાન્ય માનવીની મનોવૃત્તિ તો ગણવી જ જોઈએ. અનુકરણના પ્રાદુર્ભાવમાં ઘણી ઝીણવટભરી વિવિધતાનો સ્વીકાર કરવો પડે ને અનુકરણ એટલે વાનરવૃત્તિ એમ પણ માનવું પડે. બીજાં કોઈ પણ પ્રાણીઓ કરતાં વાંદરાઓ અનુકરણ બહુ સારી રીતે કરી શકે છે કારણકે એ એમ કરવાને જ શક્તિવાન છે.

કેટલાક લોકો ઘેટાંવૃત્તિને અનુકરણની વૃત્તિ તરીકે ઓળખાવે છે એ બરાબર નથી. ઘેટાં–બકરાંમાં સમૂહવૃત્તિ પ્રબળ હોય છે આથી એ એકબીજાની પાછળ ઘસડાય છે, અનુકરણવૃત્તિને લીધે નહીં. સમૂહમાં રહેનાર દરેક પ્રાણીમાં પ્રાથમિક સહાનુભૂતિ હોય છે જેને લીધે પ્રાણીઓ એકબીજાનું અનુકરણ કરતાં જોવામાં આવે છે. સૌથી ઊંચી જાતનું અનુકરણ કરનારૂં પ્રાણી વાંદરૂં છે. પ્રાણીમાનસશાસ્ત્રીઓએ અવનવા પ્રયોગો દ્વારા સાબિત કર્યું છે કે જેમ એક બાળક ખોરાકની શોધમાં રસોડામાં પાંજરાં કે કબાટ ફીંદે છે તેવી જ રીતે વાંદરાં પણ કરી શકે છે. વળી કોહલર નામના માનસશાસ્ત્રીએ તો એટલે સુધી સાબિત કર્યું છે કે વાંદરાઓ બુદ્ધિપૂર્વકનું અનુકરણ પણ કરી શકે છે. કેટલાક વાંદરાઓને પાંજરામાં પૂરીને બહાર કેળાંની લૂમ મૂકેલી. વાંદરાઓ એને પહોંચી શકતા નહોતા એટલે કોહલરે એમને લાકડી હાથમાં આપી. વાંદરાઓએ લાકડીના પ્રયોગ વડે કેળાંની લૂમ પોતાની પાસે આણી. આમાં માણસની ક્રિયાઓના સંપૂર્ણ અનુકરણનાં દર્શન નથી થતાં?

આપણે બધાં બોલીએ છીએ. ભાષા એ પણ અનુકરણના પ્રભાવનું જ પરિણામ છે. ઘરમાં જે

# ખેતરોની હરિયાળી : ચીનભોમ

ચંદ્રલેખા પટેલ

ભારત સાડાચાર લાખ ગામડાંઓનો ખેત-જમીનથી સમૃદ્ધ દેશ હોવા છતાં જમીનમાં રસકસ વિહોણો પાક ઉતારે છે. ખેતીપ્રધાન દેશોમાં એવો જ વિશાળ દેશ ચીન છે. પ્રજાસત્તાક ચીનની પલટાતી સૂરતે એ ભોમકાને કેવી લીલી હરિયાળી બનાવી દીધી છે એ હમણાં જ ચીન ગયેલા કળાકારવૃંદના સભ્ય અને ભારતનાટચમનાં આ ગુજરાતી કળાકાર બહેનના એક પત્રમાંથી અંગત ભાગ કાઢીને અહીં મૂકેલમાંથી જોઈ શકાશે.

પીસ હોટેલ, પેકીંગ.
૨૨ જુલાઈ, '૫૬.

× × × પરમ દિવસે અમારું ત્રીસ કળાકારોનું ગ્રુપ (Perfoming Artists, Singers, Dancers & Instrumentalists) પેકીંગ પહોંચ્યું છે. ૧૪મીએ દિલ્હીથી નીકળી ૧૫મીએ હૉંગકૉંગ પહોંચ્યાં. ૧૬મી એ હૉંગકૉંગથી ટ્રેઈન લીધી. કલાકેકની મુસાફરી પછી ચીનની સીમા (border of the main land) આવે છે. એક બાજુ (હૉંગકૉંગ તરફ) બ્રિટીશ વાવટો અને બીજી બાજુ ચીનનો સોનેરી તારાવાળો લાલ વાવટો.

બૉર્ડર વટાવતાંની સાથે ચીનનાં યુવક-યુવતીઓએ અમારું એવું તો સરસ સ્વાગત કર્યું. પણ એથીયે સુંદર સ્વાગત તો ચીનની ભૂમિ કરી રહી હતી. અમારી આંખોની સામે જ લાલ લાલ કમળોનું એક એક મોટું ખેતર! કમળોનું ખેતર એ શું દૃશ્ય છે એ કલ્પનામાં કદી નહિ આવી શકે!

ત્યાંથી ટ્રેઈનમાં સાંજે કેન્ટોન (Canton) પહોંચ્યાં. ચીનનું આ મોટું વ્યાપારનું શહેર છે. મોટાં મોટાં વહાણો અને હોડીઓથી ભરપૂર 'શૂ' (Shu-Kyang) નદી—ચીનની સૌથી મોટામાં મોટી ચાર નદીઓમાંની એક અહીં છે. × × ×

× × × ત્યાંથી બીજે દિવસે પેકીંગ જવા નીકળ્યાં—ટ્રેઈનમાં ત્રણ દિવસમાં અમે ચીનની ભૂમિ જોઈ. એનું વર્ણન કેમ કરી કરું? ત્રણ દિવસની મુસાફરી દરમિયાન સૂકી જમીનનો એક ટુકડોય જોયો નથી. બધે જ બસ લીલી હરિયાળી છવાઈ ગઈ છે. ડાંગરનાં લીલાંછમ ખેતરો, મકાઈનાં ખેતરો, શાકભાજીનાં ખેતરો, કમળનાં ખેતરો……ક્યાંયે એનો અંત જ નથી. છેક આકાશના છેડા સુધી ચીનની વિશાળ ભૂમિ ખેતરોની હરિયાળીથી ભરેલી છે. ચારે તરફ જમીન છેક ક્ષિતિજ સુધી જોઈ શકાય છે.

× × × કેટલો વિશાળ પ્રદેશ છે આ? આપણે ત્યાં મદ્રાસથી દિલ્હી મુસાફરી કરતાં (કોઈપણ ઋતુમાં) સૂકી-ભૂખી જમીન જોઈને મન થાકી જાય છે. ચીનની જમીન જોતાં, કેટલીયે વાર, આપણા દેશની જમીન આંખો સામે આવી!

અને કમળનાં ખેતરો—કમળનાં હજારો હજારો ખેતરો……મોટી છલકાતી વહી જતી નદીઓ—યાંગ્સે (Yangtse) નદી, નૉર્ધર્ન (Northern) નદી, પીળી (Yellow) નદી—આ બધી નદીઓ ટ્રેઈનમાંથી જોઈ, માઈલો સુધી વહી જતી……! × × × અને કુદરતની આ સુંદરતાનો ભંગ કરતાં મકાનો ક્યાંયે દેખાતાં નથી. વચ્ચે વચ્ચે જ્યાં જ્યાં ગામડાં આવે છે ત્યાં ત્યાં મકાનો એવાં તો સુંદર રીતે કુદરતના ખોળામાં લપાઈ જાય છે! × × ×

ચીન પણ આપણા દેશની જેમ દુષ્કાળ-પ્રખ્યાત દેશ હતો, એક વખત, —વધુ નહિ, આજથી ત્રણ વર્ષ પહેલાં જ. આજે ચીન બીજા દેશોને ખવડાવી શકે એ સ્થિતિમાં છે. ભૂખમરાના અને દુકાળના આપણા દેશમાં આ સ્થિતિ ક્યારે આવશે?

× × ×

પેકીંગ પહોંચતાં આપણાં કળાકારોનું એવું તો ભવ્ય સ્વાગત ચીની લોકોએ કર્યું! રાત્રે સાડાચાર વાગ્યે અમે પેકીંગ પહોંચ્યાં, ગાડી બે કલાક મોડી

# પ્રભુ પર તહોમત

સ્ટીફન ઝ્વીગ
અનુ૦ ભૂપેન્દ્ર ઉપાધ્યાય

> ભગવાનને ફરિયાદ કરનાર તો ખૂબ હોય છે. રીબાતા-પીડાતા કેટલાય માનસો રોજ શાપનો વરસાદ વર્ષાવ કરે છે. પણ પૃથ્વીના પ્રલય કાળે એક નારીની જે આંતર્વેદના આ આખી વાર્તામાં નીગાળવામાં આવી છે એ તો સ્ટીફનઝ્વીગ જેવી વાર્તા માટેની અનોખી કલમ જ લાવે એવી છે. આ વાર્તાની નાયિકા રીશલ દરેકની હમદર્દીની અધિકારી છે જ.

જેરૂસલામના અવિનયી અને ચંચળ લોકોએ ફરી પાછો એક મહાન અપરાધ કર્યો. નિયામકની આજ્ઞાને અવગણી ધાતુની પ્રતિમા આગળ એમણે ફરી પાછો બલિ વધેર્યો હતો. આટલા અવિનયથી એમને તૃપ્તિ થઈ નહિ તે પ્રભુના પૂજારી સોલોમને બંધાવેલા દેવળમાં પ્રાચીન જંગલી દેવની મૂર્તિની સ્થાપના કરી, બલિના રકતથી એ ભૂમિને અપવિત્ર કરી.

પોતાની જ પવિત્ર ભૂમિમાં, પોતાની કેવી દારૂણ ઠેકડી ઉડાવવામાં આવી છે, એ જ્યારે પ્રભુજીએ જોયું ત્યારે એમના ક્રોધની કાંઈ સીમા રહી નહિ. એમણે રુદ્રરૂપ ધારણ કર્યું. એમનું ત્રીજું નેત્ર ખૂલતાં, આકાશ કંપી ઊઠયું અને સાતે પાતાળ ધ્રૂજી ઊઠયાં. ભગવાનની ધીરજ ખૂટી હતી. પ્રલયની વર્ષા વરસાવી એ પાપી નગરવાસીઓને મગતરાંની માફક રગદોળી નાખવાનો એમણે નિશ્ચય કર્યો. એમના આ નિશ્ચયની જાહેરાત કરતા, એમની ગર્જનાના પડઘા પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી સંભળાયા.

હવે સર્વશકિતમાન ઈશ્વરે પોતાના ક્રોધને વાચા આપી છે, એ જોઈ વિશ્વ ભયથી ધ્રૂજી ઊઠયું. નોહાના વખતમાં બન્યું હતું તેમ આકાશના દરવાજા ખૂલી ગયા, ખૂબ ઊંડાં જળાશયો ફૂટવાં માંડયાં. આકાશને અડતી પર્વતમાળાઓ કંપવા લાગી. હવામાં ઊડતા પંખીઓ પૃથ્વી પર પછડાતાં હતાં. ભગવાનનું રુદ્રસ્વરૂપ જોઈને દેવગણો પણ ભયથી વ્યાકુળ બની ગયા.

બીજી બાજુ, ધરતી ઉપરના દૂર દૂરના એ કમનશીબ નગરજનોએ ભગવાનની ગર્જના સાંભળી હતી પરંતુ એનો અર્થ એમને સમજાયો નહિ. માનવીઓને જાણ પણ ન હતી કે ભગવાને એમને મૃત્યુની સજા ફરમાવી હતી. તેમને ખબર પડી ગઈ કે પૃથ્વી રસાતળ જવા બેઠી છે. ભરબપોરે મધ્યરાત્રિનો અંધકાર ફેલાઈ જતો તેમણે જોયો. પ્રચંડ ઝંઝાવાતમાં વિરાટ વૃક્ષો તરણાંની જેમ તૂટી પડતાં દેખાતાં હતાં. ઘરનું છાપરું પોતાના ઉપર તૂટી પડશે એ ભયથી નગરજનો ઘર છોડી મેદાનોમાં નીકળી પડયાં હતાં, પરંતુ પ્રચંડ વા–વંટોળ, મૂશળધાર વર્ષા, ધગધગતો લાવા અને ભયંકર તિમિરથી તેઓ ઊલટા વધારે ભયભીત બની ગયા. આ પ્રલયમાંથી ઊગરી જવા માટેની તેમની બધી મહેનત નકામી હતી. આમાંથી બચી જવા માટે ભગવાનની માનતા માનવી કે ક્ષમા પ્રાર્થવી વૃથા હતી. ભગવાનનો કોપ સમાવી શકાય એવો ન હતો, અંધકાર ખાળી ન શકાય એટલો ગાઢ હતો.

ભગવાનના કોપની ગર્જના એટલી પ્રચંડ હતી કે કયામતના દિનની વાટ જોઈ, અનંત નિદ્રામાં પોઢતા મૃત આત્માઓ પણ જાગી ઊઠયા. તેમને બોલાવવા માટેનો કોલ હવે આવી પહોંચ્યો, એમ સમજી, તેઓ જાગ્યા અને સ્વર્ગ તરફ ઊડવા માંડ્યું; પરંતુ ત્યાં જઈને જોયું તો સમજાયું કે આ પ્રલયને પાર કરી સ્વર્ગ સુધી પહોંચવાની તેમની મહેનત વૃથા ગઈ છે; હજુ એ કયામતનો દિવસ આવ્યો નથી, છતાં ભગવાનના સિંહાસન આગળ પિતાઓ, પિતામહો અને વડવાઓ ટોળે મળ્યા અને ભગવાનની સામે આશાની મીટ માંડી કે એમનાં સંતાનો અને એમનું પવિત્ર શહેર આ સર્વનાશની જ્વાળામાંથી ઊગરી જાય. અબ્રાહમ, આઈસાક, જેકોબ વગેરે મહાન પૂર્વજોના આત્માઓએ, પ્રભુ પ્રાર્થનાનું નેતૃત્વ કર્યું પરંતુ પ્રભુની સંહાર ગર્જનામાં તેમની પ્રાર્થનાનો અવાજ દબી ગયો. પોતાના માનવ પ્રાણી-





એના દુર્દાન્ત પાપને વારંવાર ક્ષમા કરવામાં આવ્યું છે. હવે એની ક્ષમા આપવાનું યોગ્ય નથી એમ પ્રભુની ગર્જના સૂચવી રહી. એ કૃતઘ્ન પાપીઓ પ્રેમ વડે જે શીખી શક્યા નથી તે આ સર્વનાશ વડે શીખશે.

પ્રજાના એ પ્રાચીન વડવાઓની પ્રાર્થના નિષ્ફળ જતી જોઈ પોતાના જીવનમાર્ગમાં ભગવાનના વચનોને મૂર્ત કરનાર પયગમ્બરો, ઋષિઓ અને મહાત્માઓએ પ્રાર્થના કરવા માંડી. એમના હૃદયમાં પ્રજ્વળતા અગ્નિની જ્વાળા એમના વચનોમાં દેખાતી હતી. પરંતુ પ્રભુજીની પ્રચંડ ગર્જનાએ એમના વિનતિના વચનોને એમના તરફ પાછા વાળી દીધા. વીજળીના ચમકારા વધવા માંડ્યા હતા ને પાપી માનવીઓએ ભ્રષ્ટ કરેલા મંદિરને ભસ્મસાત કરતી અગ્નિજ્વાળા ફેલાવા માંડી હતી.

પયગમ્બરો અને સંતો પણ હિંમત હારી બેઠા. વાવાઝોડામાં ધ્રૂજતા તણખલા જેવી સ્થિતિ તેમની બની ગઈ. પદદલિત પુષ્પકળીની જેમ તેમના આત્માઓ કચરાઈ રહ્યા હતા. એક શબ્દ સરખો બોલવાની કોઈનામાં હિંમત ન હતી. પરંતુ ત્યાં એક નારીનો અવાજ પ્રબળ બનીને સંભળાવવા લાગ્યો. એ ઈઝરાયલની કોમેલ માતાનો અવાજ હતો. એણે પણ બધા મૃતાત્માઓની માફક પ્રભુના કોપને પોતાની કબરમાં સૂતા સૂતા સાંભળ્યો હતો. પોતાના સંતાનોના દુઃખથી વિલાપ કરતી કરતી એ પ્રભુજીની પાસે પહોંચી ગઈ. બીજા આત્માઓ શાન્ત થઈ ગયા હતા. પરંતુ એ શાંત થતી ન હતી. સંતાનોના પ્રેમમાંથી બળ મેળવતી, એ માતાએ પ્રભુને પોતાના વચનો સંભળાવવાનો આગ્રહ રાખ્યો. ઘૂંટણીએ પડી પોતાનો દયા યાચતો હાથ લંબાવી, એણે પ્રભુને કહેવા માંડ્યું. (એ પ્રભુનું મુખ જોઈ શકતી ન હતી. કારણ કે કયામતનો દિન આવ્યા વગર દેવગણો સિવાય ભગવાનનું મુખ કોઈ જોઈ શકતું નથી.)

"ઓ સર્વશક્તિમાન! મારું હૈયું જાગ્રત છે ને તારી આગળ મારી પ્રાર્થનાનો પ્રવાહ વહેવડાવવા હું ખૂબ આતુર છું, પરંતુ તે મારા હૈયાને શરમાળ બનાવ્યું છે. તે આપેલી આ જીભ વડે ઓ ભગવાન ગીતા ગાતા પણ હું તને કંઈક કહેવા આવી છું. મારા સંતાનોની આ કફોડી વેળાએ તેમને સહાયભૂત થઈ પડવાની વૃત્તિ મને બળ આપે છે ને હું તને પ્રાર્થના કરૂં છું. ભગવાન, તે મને નથી બનાવી ચતુર કે ધૂર્ત. તારા ક્રોધને કેમ ખાળવો એ પણ મને નથી આવડતું. પણ હું શું કહેવાની છું તે તું જાણે છે, કારણ કે માનવીની જીભે બોલાતો કોઈપણ શબ્દ, સૌથી પહેલા તારા મનમાં ગોઠવાય છે, ને માનવીથી થતું કોઈ પણ કાર્ય તારા વડે જ યોજાય છે. છતાં પેલા બિચારા ગરીબ પાપીઓને ખાતર હું જે કહું છું તે સાંભળવાની તું કૃપા કર."

આટલું કહીને રીશને પ્રભુને પ્રણામ કર્યા. ભગવાને એની વિનમ્રતા જોઈ, એના ગાલ ઉપરથી પડતા અશ્રુઓ જોયા અને પોતાના ક્રોધને ખાળ્યો. એ શું કહે છે તે સાંભળવા પ્રભુએ શાંતિ ધારણ કરી.

હવે જ્યારે સ્વર્ગમાં ભગવાન કોઈની પ્રાર્થના સાંભળે છે ત્યારે સર્વત્ર શૂન્યતા વ્યાપી વળે છે, અને કાળ થંભી જાય છે. મસ્તો વાતા અટકી જાય છે, મેઘગર્જના થતી નથી. પશુ, પંખી, સર્પ, મંકોડા ગતિવિહીન બને છે. શ્વાસ લેવાની પણ કોઈ હિંમત કરતું નથી, ઘડી ગણાતી બંધ થઈ જાય છે. અતિ ચંચળ દેવદૂતો પ્રતિમાની માફક સ્થિર બને છે. સૂર્ય, ચન્દ્ર અને તારા પણ પોતાનું ભ્રમણ થંભાવી દે છે. નદીના જળ એટલી વારને માટે વહેતા બંધ થઈ જાય છે.

દૂર પૃથ્વી ઉપરના પેલા અભાગી શહેરના નગરવાસીઓ જાણતા પણ નથી કે માતા રીશલ તેમના ઉપર રહેમ આણવા, ભગવાન આગળ પ્રાર્થના કરી રહી છે અને ભગવાને તેની પ્રાર્થના સાંભળવા માંડી છે, કારણ કે મર્ત્યો અમરભૂમિ-સ્વર્ગમાં શું બને છે તે કદી પણ જાણી શક્યા




નથી. તેમને એટલી ખબર પડી કે તોફાન થંભ્યું છે. હિંમતપૂર્વક જ્યારે તેમણે આકાશ તરફ જોયું ત્યારે મૃત શરીર પર વીંટળાએલા કફન જેવાં કાળાંઘોર વાદળાંઓ ત્યાં ફેલાએલાં હતાં. એ અસ્પષ્ટ અંધકાર એમને વિશેષ ભયભીત કરતો હતો. કારણ કે એ શૂન્યતા તેમને ડાચું ફાડીને ઊભેલા યમની યાદ આપતી હતી.

પણ રીશલને અપાર આનંદ થતો હતો. કારણ કે પ્રભુજીએ તેની પ્રાર્થના સાંભળવા તૈયારી બતાવી હતી. તેણે હિંમત ભેગી કરી નત મસ્તકે કહેવા માંડ્યું:

"પ્રભુ! તમે જાણો છો તે પ્રમાણે પૂર્વ દિશાએ હારુન શહેરમાં હું મારા પિતા લીબનની સાથે રહેતી હતી અને તેનાં ઘેટાં ચારતી. એક દિવસ અમે યુવાન બાળાઓ ઘેટાંને પાણી પાવા એક કૂવા ઉપર લઈ ગયાં પરંતુ કૂવા ઉપરનું પથ્થરનું ઢાંકણ અમે બધી બાળાઓ સાથે થઈને પણ ખસેડી શકી નહિ. એવામાં એક અજ્ઞાત સુદૃઢ બાંધાનો યુવાન ત્યાં આવી ચડ્યો અને અમને મદદ કરવાની ઇંતેજારી બતાવી. તેણે ખૂબ સરળતાથી એકલે હાથે એ ભારેખમ પથ્થરને કૂવાના મોં પરથી ખસેડી દીધો, કે તેનું બળ જોઈને અમે બધાં ખૂબ વિસ્મય પામ્યાં. એનું નામ જેકોબ હતું અને એ મારી જ ફોઈનો દીકરો થતો હતો. એણે એનો પરિચય આપ્યો એટલે હું એને મારા પિતા પાસે લઈ ગઈ. કૂવાકાંઠેના મિલન પછીના એકાદ કલાકમાં જ અમારાં હૈયાંએ એક બીજાને ઓળખી લીધાં. અમે એકબીજાને ઝંખવા લાગ્યાં. એ ઝંખનામાં ને ઝંખનામાં મને રાત્રે ઊંઘ આવતી નહિ. આ વાત કહેતાં મને શરમ લાગતી નથી કારણકે હું જાણું છું કે હે ભગવાન, તમારી ઇચ્છાથી જ પ્રચંડ દાવાનળની જેમ, માનવીના મનમાં પણ પ્રેમની પાવક જ્વાળા પ્રજ્વલિત બની ઊઠે છે. પ્રભુ તમારી ઇચ્છાથી જ નર, નારીના આલિંગન માટે આતુર બને છે ને જાદુની માફક યૌવન યૌવનને આકર્ષે છે. આ પ્રભુઇચ્છા છે એમ સમજીને અમે આ જ્યોતને બુઝાવતા નથી. અમારા એવા એ મિલનના પ્રથમ દિવસે જ જેકોબે અને મેં લગ્નગ્રંથિથી જોડાવાની પ્રતિજ્ઞા લીધી.

"પણ પ્રભુ, તમે જાણો છો તેમ મારા પિતા બહુ કઠણ હૃદયના હતા. એ જે ભૂમિને ખેડતા એ પથરાળ જમીનના જેટલા જ એ કઠણ હતા. એ જે બળદને હળે જોડતા એ બળદના શીંગડા જેવીજ એમની કઠોરતા હતી. જ્યારે જેકોબે એમની પાસે મારા હાથની માગણી કરી ત્યારે સૌથી પહેલો વિચાર એમને એ આવ્યો કે જેકોબ એમના જેટલો ખડતલ અને મહેનતુ માણસ છે કે કેમ તેની કસોટી કરી લેવી જોઈએ. જેકોબની ઇચ્છાશક્તિ લોખંડી છે કે કેમ તે એમને જાણવું હતું. મારા પિતાએ મારા હાથની કિંમત તરીકે જેકોબ પાસે સાત વર્ષની, પોતાના ખેતરમાં મજૂરી કરવાની શરત મૂકી. મારો આત્મા કંપી ઊઠ્યો. જેકોબ પણ ફિક્કો પડી ગયો. યુવાન અને અધીરા એવા અમને સાત સાત વર્ષોની રાહ જોવી, એ અનંતકાળ સુધી રાહ જોવા જેવું લાગતું હતું. પ્રભુ, તમને શાશ્વતને સાત વર્ષ તો એક ક્ષણ જેવાં લાગે, આંખના પલકારા સમાન લાગે, કારણ કે તમે તો પ્રભુ, કાળથી પર છો. પરંતુ પ્રભુ, અમને મર્ત્યોને માટે તો સાત વર્ષ અમારી સાચી જિંદગીના પા ભાગ જેવાં લાગે છે. અમને આપવામાં આવતી અવધ બહુ જ ટૂંકી હોય છે અને મૃત્યુના અંધકારમાં બીડાઈ ગયેલી અમારી આંખો તમારા પવિત્ર પ્રકાશની ઝાંખી પણ કરી શકવાને સમર્થ બનતી નથી. વસંતની માદક લહેરની માફક, માનવ જીવન પસાર થઈ જાય છે, અને એક વખત ચાલી ગએલી પળ પાછી કદી નથી આવતી. અમારે સાત લાંબાં વર્ષો સુધી તપવાનું હતું. અમારાં રોમે રોમ એકબીજાથી તૃપ્ત થવા માટે વ્યાકુળ બનતાં હતાં, ત્યારે અમારે એક બીજાથી નજીક રહી દૂર જ રહેવાનું હતું. ગમે તેમ જેકોબે એના મામાની શરત





પૂર્ણ કરી હતી અને મે પણ મારા પિતાની આજ્ઞા પાળી સાત વર્ષોનુ આ આજ્ઞાંકિતપણુ અને ધીરજ અમે શીખ્યા હતા કારણ કે અમે અન્યોન્યને ચાહતા હતા

"હા ભગવાન, તમે તમારા જ સતાનોને માટે ધીરજ ઘણી દુષ્કર બનાવી છે તમે તેમનામા પ્રબળ વાસના પ્રગટાવી છે ને જીવનની ક્ષણિકતા બક્ષીને પ્રજનન તતુ ચાલુ રાખવાની દુર્દમ્ય આતુરતાને વધવા દીધી છે અમારી વસત પછી પાનખરને આવતા વાર લાગતી નથી અમારા ઉનાળાના દિવસો લાંબો વખત સુધી ટકતા નથી એટલા માટે જ અમે આનદી ક્ષણોને ઝડપી લઈએ છીએ અને જે કાઈ મઝા મળે છે તેને પૂરપૂરી માણી લઈએ છીએ દિવસે દિવસ મૃત્યુની નજીક ને નજીક જતા અમે રાહ જોઈને બેસી રહીએ તો અમારે માટે પશ્ચાત્તાપ સિવાય બીજુ રહે પણ શુ? અમે રાત ને રોજ બળતા જઈએ છીએ, કારણ કે તમારી રચના જ એવી છે કે ક્ષણે ક્ષણે કાળ અમારો ક્ષય કરે જાય છે અમારે પગને પગને મૃત્યુના ભણકારા સભળાતા હોય પછી અમે ત્વરા કરવાનુ ચૂકીએ પણ ખરા કે? છતા અમે તો અમારી વાસનાઓ ઉપર કાબુ મેળવ્યો પ્રતીક્ષાનો એક દિવસ અમારે માટે એક વર્ષ જેવડો બની જતો આ પ્રમાણે સાત સાત વર્ષની પ્રતીક્ષા પૂર્ણ થઈ તે દિવસે, વિતાવેલા એ કાળ ઉપર અમે નજર કરી, તો અમને એ કાળ એક દિવસ જેટલો જ જણાયો આ રીતે પ્રભુ, મે જેકોબની પ્રતીક્ષા કરી અને જેકોબે મારી પ્રતીક્ષા કરી

"પ્રતીક્ષાના આ લાંબા સાત વર્ષો પૂરા થવા આવ્યા ત્યારે હુ મારા પિતા પાસે ગઈ અને લગ્ન મડપ તૈયાર કરવાની તેમને વિનતી કરી મારા પરમાનદ પ્રત્યે પિતાએ ઉપેક્ષા કરી અને એમણે ભલા ચહેરા પર એક ક્ષણ માટે એમના હાસ્યની ચમક જ રહ્યા બદલે એમણે મારી બહેન લેહાને મોટાણી લાવવાની આજ્ઞા કરી

"પ્રભુ, તમે જાણો છો તે પ્રમાણે મારી બહેન લેહા, મારા કરતા બે વર્ષ મોટી હતી, પરતુ એ ભારે કમનસીબ હતી કોઈ પુરુષે હજુ સુધી એને પ્રેમ કર્યો ન હતો એટલે એ ખૂબ ગ્લાનિમગ્ન રહેતી પણ મને એ ખૂબ વહાલી હતી માયાળુ અને નમ્ર સ્વભાવની મારી બહેન મારે માટે ખૂબ લાગણી રાખતી, પિતાએ જ્યારે મને લેહાને તેડી લાવવા મોકલી ત્યારે મને થયુ, કે પિતા મારા અને જેકોબના સબધ અંગે કાઈ રમત રમવા માગે છે, એટલા માટે જ્યારે પિતા અને લેહાએ વાતચીત કરવા માડી ત્યારે છુપાઈને મે તેમની વાત સાભળી લીધી મારા પિતા કહેતા હતા

'લેહા, રીકાનનો હાથ મેળવવા માટે જેકોબે સાત વર્ષ સુધી આકરુ તપ કર્યું છે, ને મારી સારી પેઠે સેવા ઉઠાવી છે, પણ હુ તારે ખાતર એમ થવા દઈશ નહિ કારણ કે મોટાની પહેલા નાનાના લગ્ન કરી દેવાનો આપણામા રીવાજ નથી એટલા એકરીશ થઇ પરમેશ્વરની સૃષ્ટિનો ક્રમ ચાલુ રાખવાની ફરજ ભગવાને આપણે માથે નાખી છે જમીન ઉજ્જડ પડી રહે અને નારી માતા નહિ બને એવુ પ્રભુ કદી ઇચ્છતો નથી આપણા ખેતરમાથી ચણ ચણતો ચકલી કે અનાજ ખાઈ જતો ઉદર વશવૃદ્ધિ કર્યા વગર રહેતા નથી, તો પછી હુ મારી જ પુત્રી નિસતાન રહે એ તો કમ જ ચલાવી લઉ? એટલે ઓ લેહા, તુ તૈયાર થઈ જા વધૂવેશ સજીને તુ રીકા બનીને જેકોબની સાથે લગ્નગ્રથિથી જોડાવાની તૈયારી કરવા માડ

શરમથી મૌન ધારણ કરીને ઊભેલી, મારી બહેન લેહાને મારા પિતાએ આ પ્રમાણે કહ્યુ

પણ આ સાભળીને પિતા માટે અને બહેન માટે મારા પ્રકોપ જાગી ઊઠ્યો ભગવાન, પુત્રી તરીકે અને બહેન તરીકે આટલા ઉધ્ધત બનવા મને ક્ષમા આપજે પણ પ્રભુ તમે જ વિચાર કરજો કે જેકોબે અને મે અન્યોન્યને મેળવવા માટે સાત લાબા વર્ષોનું તપ




કર્યું હતું, પણ તેને પરિણામે મારા જીવનથી પણ પ્રિય એવા જેકોબને મારી બહેન પરણાવી દેવામાં આવતી હતી, એ વાત હું સહન કરી શકી નહિ. મેં મારા પિતાની સામે બળવો કર્યો. જેવો બળવો આજે તમારા સંતાનોએ તમારી સામે જેરૂસલેમમાં કર્યો છે.. તેં અમારી પ્રકૃતિ જ એવી ઘડી છે, કે જ્યારે અન્યાય થયો હોય એવું અમને લાગે ત્યારે અમારું લોહી ઊકળી ઊઠે છે. હું છૂપી રીતે જેકોબને મળી અને મારા પિતાનું કાવતરું એને સમજાવ્યું. આ કાવતરું નિષ્ફળ બનાવવા મેં એક યુક્તિ યોજી. અમે એક નિશાની નક્કી કરી કે જેથી જેકોબ મને ઓળખી શકે. મેં કહ્યું : "વધૂ–વેશે રહેલી કન્યા તને કપાળ ઉપર ત્રણ ચુંબન કરે તો સમજી જજે કે તે હું છું." જેકોબને મારી સૂચના પસંદ પડી અને તેનો તેણે સ્વીકાર કર્યો.

"તે દિવસે સંધ્યાકાળે પિતાએ લેહાને વધૂ–વેશે શણગારાવી. એનું મોઢું પણ એવી રીતે શણગારાવ્યું કે જેથી જેકોબ એ હું જ છું એમ સમજી શકે. મને તો અનાજ રાખવાના કોઠારમાં ગોંધી દેવામાં આવી, કારણ કે કદાચ હું આ યોજના જાણી જાઉં અને રંગમાં ભંગ પાડું. પાંજરામાં પૂરાએલા સિંહની જેમ અસહાય ચિંતામગ્ન હું એ ઓરડામાં તરફડતી હતી અને બીજી બાજુ લગ્નરાત્રી નજીક ને નજીક આવતી હતી. મારું હૈયું ક્રોધ અને અપાર ગ્લાનિથી છિન્નભિન્ન થઈ રહ્યું. પ્રભુ, તમે જાણો છો કે મારી બહેન જેકોબને પરણે તેથી હું કાંઈ ગુસ્સે થઈ ન હતી. જ્યારે બહાર લગ્નમંગળનાં ગીતો અને વાદ્યો સંભળાતાં હતાં, ત્યારે અંદર હું અસહાય બનીને ધમપછાડા કરતી હતી. સિંહ પોતાના શિકારને ચીરી કાઢે તેમ મારો આવેગ મારા શરીરના ટૂકડે ટૂકડા કરી રહ્યો હોય એમ મને લાગતું હતું.

"આ રીતે બંદીવાન બનેલી હું કડવાશથી ઓગળી રહી હતી. મારા આત્મામાં ફેલાએલા અંધકાર જેવો જ અંધકાર બહાર ફેલાવા માંડ્યો તેવામાં મારા ઓરડાની સાંકળ ઊઘડતી હોય એમ સંભળાયું. ધીરે રહીને દ્વાર ઉઘાડી મારા બંદીખાનામાં પ્રવેશ કરતી મારી બહેન લેહાને મેં જોઈ. લગ્ન થઈ જાય તે પહેલાં ચોરીછૂપીથી એ મને મળવા આવી પહોંચી હતી. મેં એનાં પગલાં ઓળખી કાઢ્યાં પરંતુ એના આગમનની મેં ઉપેક્ષા કરી. એના પ્રત્યેનો ધિક્કાર મારા અણુએ અણુમાં વ્યાપી વળ્યો હતો. લેહાએ મારે માથે હાથ ફેરવી, મારા વાળ સરખા કર્યા અને મેં ઊંચું જોયું ત્યારે વધૂ–વેશે શણગારાએલી મારી બહેન મારા જેવી જ બની હતી તે મેં જોયું. એ વખતે ભગવાન, સાચું કહું છું કે મને એક પ્રકારનો પાશવી આનંદ થયો. મારી બહેન લેહા પણ પોતાના લગ્નદિવસે કાંઈ મુશ્કેલીમાં આવી છે ને એને પણ કાંઈક સહન કરવું પડે છે એ જોઈ મને ભારે આશાએશ થઈ. પણ એ રાંકડી નિર્દોષ બાળા મારી લાગણી સમજી શકી નહિ. શું અમે એક જ માનું ધાવણ ધાવેલી બે બહેનો ન હતી? શું અમારી નસોમાં એક લોહી વહેતું ન હતું? અમે બન્ને એક બીજી પ્રત્યે લાગણી રાખતી હતી. વિશ્વાસ અને પ્રેમપૂર્વક મારા ખભા ઉપર હાથ મૂકી શુષ્ક અવાજે એણે મને કહ્યું :

"રીશલ, મારી પ્રિય બહેન, હવે શું થાય? આપણા બાપુની આ યોજનાથી તો મારું હૈયું બળી ઊઠ્યું છે. તારો પ્રિયતમ તારી પાસેથી ઝૂંટવીને એ મને વળગાડી રહ્યા છે. એની આ રીતે વંચના કરવાનો વિચાર પણ કેટલો બધો વિકરાળ છે? તારે બદલે જઈને ઊભા રહેવાનું બહેન, મારાથી કેમ કરીને બનશે? મારા પગ ચાલવાની ના પાડશે અને મારા હૃદયમાં પૂરેપૂરો ભય છે કે જેકોબ મને ઓળખી કાઢ્યા વિના નહિ રહે અને જ્યારે પોતાને આ રીતે છેતરવામાં આવ્યો છે એમ એને લાગશે ત્યારે શું થશે? અને એમ થતાં જો એ મને ઘરમાંથી બહાર કાઢી મૂકશે તો હું શરમની મારી કેવી દુઃખી થઈ જઈશ? ત્રણ ચાર પેઢીઓ સુધીનાં બાળકો મારી સામે આંગળી ચીંધીને મારી ઠેકડી ઉડાવતા કહેશે કે: આ લેહા છે, કદરૂપી લેહા છે. એની ત્રાત





તમે બ'ધા જાણો છો કે? એના બાપે છેતરપીંડી કરીને, એને એક જણ સાથે પરણાવી દીધી હતી એના વરને એ ગમતી નહિ એટલે જ્યારે યુક્તિ પકડાઈ ગઈ ત્યારે એના વરે એને પગના ખાસડાની જેમ ફેંકી દીધી 'બહેન, હવે માર શુ કરવુ ? હુ આ સાહસ કરુ કે પછી સ્વાભિમાન કડક પિતાની આજ્ઞાનો અનાદર કરુ ? શુ કરુ ? મને નિર્દોષને કલક નહિ લાગે એટલા માટે જેકોબ આ વાતને નહિ પકડી પાડે એવુ તે હુ કેવી રીતે કરુ ? મારી પ્રિય બહેન, મને મદદ કર ભગવાનને નામે બહેન, તને પ્રાર્થના કરુ છુ કે તુ મને મદદ કર"

"ભગવાન હજુ પણ મારો ક્રોધ વધતો જતો હતો હુ મારી બહેનને ચાહતી હતી પરતુ મારામા રહેલો શેતાન એની અપાર કરુણા જોઈ મારામા આનદ પ્રગટાવતો હતો પણ ભગવાન એણે મને તમારે નામે પોકાર કર્યો વિશ્વનુ એ પવિત્રમા પવિત્ર નામ સર્વશક્તિમાન પરમકૃપાળુ ભગવાનના નામની સાથેજ તમારી કરુણાનુ બળ તમારી ગભામાનનુ બળ મારી નસેનસમા રહેલા મજ્જુ તમારા પાવન કારી જ્યોતને મારા હૃદયમા પ્રજ્વલિત થઈ અધકાર ભર્યા આત્માને પ્રકાશ આપતા મારુ્યો હે ભગવાન, આ તમારો મોટામા મોટો ચમત્કાર છે કે અમને મનુષ્યોને એકબીજાથી જુદા પાડતી દીવાલ બીજા માનવ બધુના દુ ખને જોઈ પ્રગટતી સહાનુકપાથી એકદમ તૂટી પડે છે અમારા માનવબધુના અપાર દુ ખના અમે સમભાગી બનીએ છીએ કે તરત જ સ્વ અને પરના ભેદનુ વિસર્જન થઈ જાય છે એ ક્ષણે મારી બહેનની સ્થિતીથી હુ એટલી વ્યાકુળ બની ગઈ કે મારુ અગત દુ ખ હુ ભૂલી ગઈ એની પીડની વેળાએ સમભાગી બની ભગવાન, તમારી આ મૂર્ખ દાસીએ એના ઉપર દયા કરી મારી એ દુ ખી બહેન અશ્રુપૂર્ણ આખે આકરા દુ ખમાથી પોતાને મુક્ત કરવાની યાચના કરતી ઉભી હતી, જેમ આજે હુ એવી જ ઘડીએ અશ્રુપૂર્ણ આખોએ તમારી સામે ઉભી છુ મને એના ઉપર દયા આવી કારણ કે એણે દયાની યાચના કરી હતી—જેમ આજે હુ તમારી સમક્ષ કૃપાની યાચના કરુ છુ મારી પોતાની જ અપાર દુ ખની વેળાએ મે એને, જેકોબને કેવી રીતે છેતરવો તે શિખવ્યુ જેકોબ સાથે દગો રમી ગઈ મે એને કહ્યુ 'તુ જેકોબના કપાળ ઉપર ત્રણ ચુબન કરજે' આ રીતે હે પરમકૃપાળુ, તમારા પ્રેમને લીધે મે મારી ઈર્ષા ઉપર વિજય મેળવ્યો અને હુ જેને પ્રેમ કરતી હતી એ પુરુષનો મે વિશ્વાસઘાત કર્યો

"મે જેવો આ ગુપ્ત સકેત લેહાને કહ્યો કે તરત જ એ હર્ષથી નાચી ઉઠી, મને વળગી પડી અને મારે અગે અગે એણે બચીઓ કરી ભગવાન! તમે માણસોને એવા બનાવ્યા છે કે તેઓ જ્યારે તમારામા રહેલા શુભનો અશ અન્યમા જુએ છે ત્યારે બીજાએ પોતાના પર કરેલા અનુગ્રહથી આભાર વશ બની જાય છે હર્ષાશ્રુઓથી અન્યોન્યને ભીજવી ડારતા અમે બન્નેએ ગાઢ આલિંગન કર્યુ લેહાને પૂર્ણ સાત્વના મળી ચૂકી હતી અને હવે તે જવા તૈયાર થઈ પગ જેવી તે જવા ઉઠી તેના મુખ ઉપર વળી પાછી ગ્લાનિ છવાઈ ગઈ, ગળગળા બનીને એણે કહ્યુ

"બહેન, તમારી પ્રેમાળ કૃપા માટે હુ તારી ઋણી છુ તે કહ્યુ તેમ હુ કરીશ પરતુ એ સકેત પણ જેકોબને પ્રતીતિકર નહિ લાગે તો શુ થશે? બહેન, તારી પાસેથી હજુ વધારે સહાયની મારે જરૂર પડશે, એ તારુ નામ દઈને બોલાવશે ત્યારે હુ શુ કરીશ? પ્રથમ મિલન સમયે પ્રિયતમાના એ પ્રથમ પહેલા સબોધન સમયે હુ મૌન રાખી શકીશ? અને હુ જો કાંઈ બોલીશ તો અવાજ પારખી એ તરત સમજી જશે કે આ રીશલ નથી પણ લેહા છે હુ કઈ તારા જેવો અવાજ થોડો કાઢી શકવાની છુ? બહેન તુ તો ભારે હોશિયાર છે મને કાંઈ રસ્તો

બતાવ મારે શું કરવું? બહેન ભગવાનને નામે હું તને પ્રાર્થના કરું છું કે તું મને મદદ કર.

"પ્રભુ, ફરી એણે વિશ્વના એ સૌથી પવિત્ર નામનો ઉલ્લેખ કરી મને પોકાર કર્યો ને વળી પાછો એ માદક પ્રકાશ મારા આત્માને પ્રભાવિત કરવા લાગ્યો. મારું હૃદય પીગળ્યું. મારી આશાઓને મારા જ પગ તળે મેં ક્રૂર રીતે કચરી કાઢી અંતિમ બલિદાન માટે હું તૈયાર થઈ ગઈ. મેં કહ્યું:

'બહેન શાંત થા, એનો પણ ઉપાય હું બતાવીશ. ભગવાનને ખાતર હું તને એવી યુક્તિ યોજીશ કે જેથી જેકોબ તને લેહા તરીકે નહિ ઓળખી કાઢે, તું રીશલ છે એવી એને પ્રતીતિ થાય એની હું પૂરી કાળજી રાખીશ. મારી યોજના એવી છે કે લગ્ન પછી જેકોબ શયનખંડમાં આવશે ત્યારે હું છાનીરીતે અંધકારની ઓથે એના પલંગની નજીક છુપાઈ રહીશ. તું એ પલંગ ઉપર બેઠી હોઈશ. જેકોબ જ્યારે તને બોલાવતો આવશે ત્યારે હું તારે બદલે ઉત્તર આપીશ. એને રજમાત્ર શંકા પડશે નહિ. પછી રાત્રીના અંધકારમાં એ તને ગાઢ અલિંગન આપશે. દાંપત્ય પ્રેમનો આનંદ માણતી તું પુત્રવતી બનજે. લેહા, આ હું તારે ખાતર કરું છું. આપણે જન્મથી જ સાથે રહીને મોટાં થયા છીએ અને એકબીજાને માટે પ્રેમ રાખ્યો છે. લેહા! આ હું સર્વશક્તિમાન ભગવાનને ખાતર કહું છું કે એ પરમકૃપાળુ મારાં સંતાનો અને તેમનાં સંતાનો ઉપર પોતાની કરુણાનો વરસાદ વરસાવે! જ્યારે જ્યારે એ પરમકૃપાળુ ભગવાનની મારા સંતાનો કૃપા માટે યાચના કરે ત્યારે ભગવાન તેમની પ્રાર્થના સદા સાંભળતા રહે એ આશાએ હું આ પ્રમાણે કરું છું બહેન.'

"ત્યારે આ સાંભળીને લેહાના આનંદનો કાંઈ પાર રહ્યો નહિ. પ્રેમપૂર્વક તેણે મને ચુંબન કર્યું અને જ્યારે ઘૂંટણીએ પડેલી લેહા ઊભી થઈ ત્યારે એ નવી જ સ્ત્રી બની ગઈ હતી. ચિંતામુક્ત બની એ જેકોબની સહધર્મચારિણી બનવા ચાલી ગઈ હું મારો ઘૂંટડો ગળી ગઈ અને જ્યાં મારો પ્રીતમ મારી બહેનનો સ્વીકાર કરવાનો હતો તે પલંગની નીચે જઈ હું સંતાઈ રહી. થોડી જ વારમાં વાજિંત્રો વાગી ઊઠયાં, લગ્નવિધિ ઉકલી ગઈ, સાજનમાજન વિદાય થયું અને વધૂ-વર પોતાના શયનગૃહમાં દ્વાર આગળ આવી પહોંચ્યાં. જેકોબ પોતાની વધૂનો ઘૂમટો ખોલતાં પહેલાં મેં એને વચન આપ્યું હતું તે પ્રમાણેના સંકેતની રાહ જોતો ઊભો રહ્યો. લેહાએ એને કપાળે પણ ચુંબન કર્યાં ને જેકોબના સંતોષનો પાર ન રહ્યો. એણે નવવધૂનો પ્રેમપૂર્વક સ્વીકાર કરી, એને ગાઢ આલિંગન દીધું, પોતાના હાથ પર એને ઊંચકીને, લેહાને એ પલંગ ઉપર લઇ આવ્યો જ્યાં હું છુપાઈને ભરાઈ રહી હતી. લેહાનું અનુમાન સાચું પડયું કારણ કે એણે પછી તરત જ પૂછ્યું કે આ શું ખરેખર રીશલ છે કે? અને ઓ સર્વજ્ઞ ભગવાન, તમે જાણો છો કે એનો ઉત્તર આપવો મારે માટે કેટલો દુષ્કર હતો છતાં મેં ધીરગંભીર અવાજે કહ્યું: 'હા, મારા પ્રીતમ જેકોબ. આ હું તારી રીશલ છું.' જેણે મને મેળવવા સાત સાત વર્ષોની તપશ્ચર્યા કરી હતી. તેણે મારો અવાજ ઓળખ્યો અને પૂર્ણ પૌરુષથી ભરેલા વીર યુવાનની માફક મારી બહેન લેહાને પોતાની કરી તેને આનંદસાગરમાં તૃપ્તિ થાય ત્યાં સુધી સ્નાન કરાવ્યું. ભગવાન, તમારી દૃષ્ટિ તો ગાઢ અંધકારની પાર પણ પહોંચી શકે છે એટલે તમે તો જોયું હશે કે પ્રિયતમના ગાઢ આલિંગન માટે સાત સાત વર્ષ સુધી તપ કરનાર મારી સ્થિતિ એ વખતે કેવી થઈ હશે? મારા પ્રીતમની હું કેટલી બધી નજીક હતી અને છતાં તેની સોડમાં હું નથી એ જોઈ મેં અનુભવેલી વ્યથા ભગવાન, તમારાથી છાની તો કયાંથી હોઈ શકે? ઓહ, સર્વવ્યાપક ભગવાન, હું તમને પ્રાર્થના કરું છું કે એ કરાલ રાત્રીનો સાત કલાક સુધીની મારી કસોટી તમે તમારા સ્મરણપટ ઉપર પાછી આણો. મારી નજર સમક્ષ મારો પ્રીતમ મારી બહેનને આલિંગન દઈને સૂતો છે, જેની સાચી હકદાર હું હતી. મારી પાસેથી





એ મુખ ફીનરી લેવામા આ ન હતુ, એ પ્રસગ તમે યા‑ કર હુ શ્વાસ ર ભાની પ્રિયતમની ગયા નીચે મતાઈ ગઈ ન ા આક્રદ અન્ડાનીને સાત કલાક સુધી મે મારી જાતની સાથે વિકટ યુદ્ધ કર્યુ અમારી સાત વર્ષોની તપશ્ચર્યા કરતા આ સાત કલાકની મારી પરિસ્થિતિ અતિ કઠન હતી હે દેવાધિદેવ, હુ આ આકરી કસોટી ધીરજપૂર્વક પાર કરી ગઈ કારણ કે એ સમયે મે ગરવાર તમારા પવિત્ર નામનુ રટણ ચાલુ રાખ્યુ હતુ તમારા અનન્ત ધૈર્યનુ સ્મરણ કરી મારા આત્માએ ધીરજ ધરવાનુ બળ મેળવ્યુ હતુ

"ભગવાન, એ મારુ એક કામ થયુ મારા જીવનમા થએના બધા કાર્યમા ગોરવ લેવા લાયક એ એક જ કાર્ય મે કર્યુ મારી જીરનયાત્રા દરમિયાન મારા એ કાર્ય વડે મે મારા સર્જકની અનુકપા, ઉદારતા અને દયામા બરાબરી કરી હતી મને નથી લાગતુ કે હે ભગવાન આવુ ભારે કાર્ય કરવાનો બોજો તમે કદી કોઈ પણ સ્ત્રી ઉપર આજ સુધી નાખ્યો હોય એ ગને મારે સહન કરવો પડેલ વ્યથા સહન કરવાનુ ભગવાન તમે ભાગ્યેજ બીજા કોઈ માટે નિર્માણ કર્યુ હોય હુ એ કસોટીમાથી પાર ઊતરી આખરે વહેલી સવારે કુકડાનો અવાજ સભળાયો એટલે ધીરે રહીને ચૂપકીદીથી, શ્રમિત બનેલી હુ બહાર નીકળી ત્યારે પથારીમા પેલુ યુગલ ગાઢ નિદ્રા લેતુ પડ્યુ હતુ હુ મારા પિતૃગૃહે ઝડપથી ચાલી ગઈ, કારણ કે હવે થોડી વારમાજ સત્ય પ્રગટ થશે અને દગલબાજી ઉઘાડી પડી જશે એમ મને લાગતુ હતુ જેડોગને આખા બનાવની ખબર પડશે ત્યારે એ કેવો બધો કોપાયમાન થઈ જશે એ વિચારે મને કમકમા આવી ગયા ભગવાન! આખરે મારો એ ભય સાચો પડ્યો હુ મારા પિતાને ઘેર પરોઢી દરી ામ થાઉ, એટલામા તો પ્રાતઃકાળના ઝાખા પ્રકાશમા, સત્યની પ્રતીતિ કરી ચૂકેના જેડોગના ક્રોધવચનોથી વાતાવરણ ગાજી ઊઠ્યુ મદમસ્ત વૃષભની જેમ ક્રોધાા ધ થઇ ા મારો જેડોગ હાથમા કુહાડી લઈ આગથી જેમ મારા પિતાનો ક્રોધનો ધૂમતો હતો આ વિકરાળ દૃશ્ય જોઈ પિતા બેહોશ બનીને ભોય પર પટકાઈ પડ્યા અને હે ભગવાન, તમારા પવિત્ર નામનુ રટણ કરવાનુ એમણે શરૂ કરી દીધુ ભગવાન તમારા એ પવિત્ર નામનુ ઉચ્ચારણ સાભળી મારા હૃદયમા ફરી પાછી પ્રભુતા આવીને વળી કુહાડીનો ઘા કરવા તૈયાર થએના જેડોગ અને મારા પિતાની વચ્ચે જઈને હુ ઊભી રહી મારા દુખી પિતા ઉપર ઉગામેલો ઘા ઝીલી લઈ એમને વ્યથામુક્ત કરવાનુ મારુ કર્તવ્ય મને સૂઝી ગયુ જેડોગ લાલપીળો થઈ ગયો હતો એને ઝનૂનમા આંધળરૂપ બનેલી તરફ એની ક્રોધભરી આખો મડાઈ એના મજબૂત હાથોો એક સખત ફટકો મારા મો પર પડ્યો અને હુ પટકાઈ પડી ભગવાન તમે જાણો છો કે મારા અપરાધની આ સજા મે જરા પણ આનાકાની વગર સ્વીકારી લીધી, કારણ કે હુ જાણતી હતી કે એનો પ્રેમ જેટલો મહાન છે એટલો જ એનો ક્રોધ પણ મહાન છે એણે એની કુહાડી ઉગામી હતી અને જો એના ઘા વડે મારો એણે વધ કર્યો હોત તો પણ હુ કોઈપણ જાતની ફરિયાદ કર્યા વિના હે પ્રભુ તમારા દરબારમા હાજર થઈ જાત

"પણ જ્યારે એણે જોયુ કે લોહીની ગળતે શરીર હુ એનો પાદસ્પર્શ કરવા શ્રમ ઉઠાવી રહી છુ, ત્યારે એનુ ચિત્ત દયાથી ઊભરાઈ ગયુ શક્તિવિહિન બનના જતા એના હાથમાથી એ તીક્ષ્ણ હથિયાર પડી ગયુ કાળજીપૂર્વક મારા મુખ ઉપરનુ લોહી એણે સાફ કર્યુ મારા અધર ઉપરનુ રક્ત એણે ચુમનો વતી ચૂસી લીધુ મારે ખાતર એણે મારા પિતાને ક્ષમા આપી અને મારી બહેનને પોતાના ઘરમાથી કાઢી મૂકી નહિ ત્યાર પછી એક અઠવાડિયા બાદ મારા પિતાએ જેડોગની બીજી પત્ની તરીકે મારુ કન્યાદાન આપ્યુ હુ એના પુત્રોની માતા બની મારા દૂધથી અને હે ભગવાન, તમારા



પયગંબરોનાં વચનોથી મેં મારાં એ બાળકોને ઉછેર્યાં, કેળવ્યાં અને મોટાં કર્યાં. આજે મારા એ જ બાળકોના હિત માટે ઓ પરમકૃપાળુ પરમાત્મા, હું તમને પ્રાર્થના કરું છું કે તમે પણ તમારા ક્રોધને કાબુમાં રાખો. જેમ જેકોબે મારા ઉપર ઉગામેલી કુહાડીને પડતી મેલી હતી, તેમ હે પ્રભુ! તમે પણ તમારા ક્રોધનાં વાદળાંને પાછાં સમેટી લો. જો રીશલ એની બહેન પ્રત્યે દયા બતાવી શકી તો રીશલના પુત્રો અને તેના પુત્રો પ્રત્યે શું તમે દયા નહિ બતાવી શકો? મેં જે ધૈર્ય ધારણ કર્યું હતું એવું જ ધૈર્ય ધારણ કરી હે ભગવાન તમે તમારી કૃપાનો વરસાદ વરસાવી એ સર્વનાશની જ્વાળાને બુઝાવી દો. જેરૂસલેમના એ પવિત્ર શહેરને પ્રભુ બચાવી લો, ભગવાન દયા કરો, દયા કરો."

રીશલના પોકારે સ્વર્ગમાં એના પડઘા પાડ્યા. એની શક્તિ ઓછી થતી હતી, શ્રમથી નમી પડેલી રીશલ ઘૂંટણીએ પડી ગઈ. એનું શરીર ધ્રૂજતું હતું અને એ સ્થિતિમાં એ પ્રભુના ઉત્તરની રાહ જોતી હતી.

પણ ભગવાને કાંઈ જવાબ આપ્યો નહિ. એમણે મૌન ધારણ કર્યું. સ્વર્ગમાં, પૃથ્વી પર કે અંતરીક્ષમાં ભગવાનના મૌન જેટલું વિકરાળ બીજું કાંઈ નથી. જ્યારે ભગવાન મૌન ધારણ કરે છે ત્યારે કાળની ગતિ થંભી જાય છે; પ્રકાશ અંધકારમાં મળી જાય છે; રાત્રી ને દિવસ એક થાય છે, સમગ્ર બ્રહ્માંડમાં સૃષ્ટિસર્જન પહેલાં હતો તેવો શૂનકાર વ્યાપી વળે છે. જંગમ વસ્તુ સ્થાવર બને છે, નદીનાં નીર થંભી જાય છે, પુષ્પો ખીલતાં નથી, સાગરમાં ભરતી અને ઓટ પણ પ્રભુના શબ્દ વિના થતાં નથી. ભગવાનનું મૌન સાંભળવાની તાકાત કોઈ મર્ત્ય માનવીના કાનને મળી નથી, આવી આકરી વેળાએ કોઈ મર્ત્ય પ્રાણીનું હૃદય ધડકતું નથી, એ વખતે સર્જનહાર સિવાય કોઈનું અસ્તિત્વ રહેતું નથી, સર્વ જીવોનો જીવ પ્રભુ પણ ભગવાન મૌન ધારણ કરે છે ત્યારે જીવી શકતો નથી.

રીશલની અખૂટ ધીરજ પણ ખૂટી ગઈ. પોતાની આકરી ભીડને વખતે સહાય માટે પાડેલા પોકારનો અનંત મૌનદ્વારા ભગવાને વાળેલો ઉત્તર એ સહન કરી શકી નહિ. એણે વળી પાછી એકવાર પોતાની આંખો ઉઘાડી એ અદૃશ્ય સર્જનહાર પરત્વે મીટ માંડી. એણે વળી પાછો કૃપા યાચતો પોતાનો–માતાનો હાથ એ અદૃશ્યની સામે લંબાવ્યો અને અગ્નિ વરસાવતા શબ્દોએ એણે કહેવા માંડ્યું:

"હે સર્વવ્યાપક ભગવાન, શું મેં કહ્યું તે તમે સાંભળ્યું કે નહિ? કે પછી તમારી આ રંક દાસીને તમને સમજાવવા માટે પાછું બોલબોલ કરવું પડશે કે શું? તો પછી સાંભળો કે મારામાં ઈર્ષા એટલા માટે પ્રગટી હતી કે મને જે મળવું જોઈતું હતું તે જેકોબ મારી બહેનને આપી રહ્યો હતો; જેમ હે ભગવાન તમને મળવો જોઈતો પ્રસાદ આજે બીજા દેવને જેરૂસલેમના લોકો ચઢાવી રહ્યા છે તેમ. પણ હું એક નિર્બળ નારી, મારી ઈર્ષાને કાબુમાં રાખી તમારે ખાતર દયાળુ બની હતી. હે પરમ કૃપાળુ, મેં લેહા ઉપર દયા રાખી અને જેકોબ મારા ઉપર દયા કરી. હે સર્વશક્તિમાન, તમે એના ઉપરથી તો કાંઈ ધડો લો. અમે અશક્ત અને નાશવંત મનુજો ઈર્ષા જેવી અશુભ વાસનાઓ ઉપર વિજય મેળવી શકીએ છીએ પછી તમે તો સર્વશક્તિમાન છો, આ વિશ્વના સરજનહાર છો, જગતના અવેદ અને અંત છો, અમારી પાસે બિંદુ છે, જ્યારે તમારી પાસે સાત સાત સાગરો છે,—એવા સમૃદ્ધ છો તો શું દયા નહિ બતાવી શકો? કે પછી હું એમ માની લઉં કે મારા સંતાનો જડબુધ્ધિના વૃષભો—જે પોતાના જ સહાયક સામે સદાય માથું ઊંચકયા કરે છે? પણ તમે તો ઈશ્વર છો, સઘળી સમૃધ્ધિના સ્વામી છો. મનુજોની જડતા કરતાં તમારું ધૈર્ય ખૂબ મહાન છે, એમના પાપો કરતાં તમારી ક્ષમા અખૂટ છે. ભગવાન તમારા દેવગણોની હાજરીમાં તમે નીચા નહિ પડો; નહિ તો પછી એ લોકો જ કહેશે કે 'પૃથ્વી ઉપર કોઈ એક કાળે એક નિર્બળ નાશવંત નારી હતી





જેણે પોતાનો ક્રોધ કાબુમા રાખ્યો, પરતુ સર્વ શક્તિમાન, સૃષ્ટિના સર્જક અને વિશ્વના સ્વામી ભગવાન પોતાના ક્રોધના ગુલામ બની ગયા હતા ' ના, ભગવાન એવુ કોઈ કાળે નહિ થઈ શકે તમારી અનત કૃપાને લઈને જ હે ભગવાન તમે અનત છો તમારી કૃપા અનત નહિ હોય તો તમે અનત નથી ને જો તમે અનત નથી તો તમે ભગવાન નથી તો પછી મારા અશ્રુથી ધોવાતા ને મારી બહેનની કારમી દુ ખની વળાએ પ્રગટેલા તે ભગવાન તમે નથી તમે તો કોઈ ' વિચિત્ર દેવ ' છો ક્રોધ કરતા પાપની અજ્ઞ ફરમાવતા અને બદલો લેતા તમે પણ જાણે કોણ છો ? પણ હુ, હુ રીશન તો માત્ર પરમમાયાળુ ભગવાનને જ પ્રિય માનુ છુ અને એ પરમકૃપાળુ પરમેશ્વરની જ સેવા કરુ છુ બીજા દેવ મારે મન તુચ્છ છે જો હોય તો આ તમારા જ દેવગણોની સમક્ષ હુ તમારો અસ્વીકાર કરુ છુ તમે ભલે તુચ્છ થાઓ હુ માતા રીશન કદી પણ તુચ્છ નહિ બનુ હુ ગૌરવપૂર્વક ઊભી રહીશ ને તમારી અવગણના કરીશ હે દેવ તમે તમારી સત્તા મારા સતાનો ઉપર ચલાવો તે પહેલા હુ તમારા ઉપર આરોપ મૂકુ છુ અને તમારા જવાબની માગણી કરુ છુ ભગવાન તમારા જ શબ્દો તમારી પ્રકૃતિથી વિરુધ્ધ જતા હોય એમ લાગે છે, તમારુ ક્રોધભર્યું મુખ તમારા જ હૃદયના શુભ આવેગોની ઉપેક્ષા કરે છે ભગવાન, તમારો અને તમારા શબ્દોની વચ્ચે રહેલા ભેદનો ન્યાય કરો અત્યારે આવી વિકરાળ ગર્જના કરીને તમે જો તમારી જાતને ક્રોધી અને ઈર્ષાળુ તરીકે ઓળખાવતા હો તો હું મારા સતાનોની વચ્ચે પૃથ્વી ઉપર ચાલી જઈશ અને તેમના દુ ખની સમભાગી બનીને રહીશ મારે ક્રોધથી ક્રૂર બનેલા ભગવાનના પ્રદેશમા રહેવુ નથી અને ઈર્ષાળુ ભગવાનની કલ્પના મારાથી થઈ શકતી નથી પણ હે ભગવાન તુ જો ખરેખર પરમકૃપાળુ ભગવાન હો—કે જેની મેં મારી પૂજા કરી છે તો તમારુ એ પરમકૃપાળુ પાવનકારી સ્વરૂપનુ દર્શન કરાવો તમે શાત બનો મારા સતાનો અને જેઓએ મને સર્જનારાની જ્વાળામાંથી ઉગારી લો "

જ્યારે રીશન જુસ્સાપૂર્વક આ વચનો બોલી રહી ત્યારે એની સર્વ શક્તિનો વ્યય થઈ ગયો ભગવાનના ઉત્તરની રાહ જોતી એ ઊભી રહી ત્યારે એની આખો મૃત્યુ પામેલા માનવીની આખોની જેમ બીડાઈ ગઈ હતી

પૂર્વજો અને પયગબરો ભયથી ધ્રૂજી ઊઠ્યા હમણા જ સર્વશક્તિમાન ભગવાન આ અપવિત્ર ઉદ્ધત આત્માનો વિનાશ કરશે એની એમને સૌને ખાત્રી હતી—એણે ભગવાનની ઉપર આરોપો મૂક્યા હતા સકોચપૂર્વક એમણે ભગવાનના આસન તરફ જોયુ તો કોઈ પણ પ્રવૃત્તિનુ ચિહ્ન સરખુ ત્યા દેખાયુ નહિ

ભગવાનના ક્રોધથી થરથરી ઊઠેલા દેવગણોએ પોતાનુ માથુ પાખો તળે ઢાંકી દીધુ હતુ પછી તેમણે ભગવાનની સર્વસત્તા સામે પડકાર ફેંકતી નારીને જોઈ તો એ નારીના મુખ ઉપર પ્રકાશ ફેલાતો એમને દેખાયો પ્રકાશની એ જ્યોત એના અતરમાથી આવતી એમને જણાઈ એ નારીના માતૃવત્સલ ગાલ ઉપરના અશ્રુઓ પ્રાતકાળના તુષાર બિંદુઓ જેવા લાગતા હતા આ શુ થઈ રહ્યુ છે ? દેવગણો સમજી ગયા કે ભગવાન એમની પ્રેમાળ ક્ષમાનુ ગૌરવ આ નારીને બતાવી રહ્યા છે પોતાના વચનોની અવહેલના કરનાર આ અવિનયી અધીર નારી પયગબરો સતો અને મહાત્માઓ કરતા પણ ભગવાનના પ્રેમની વિશેષ અધિકારી બની રહી આ જોઈ દેવગણોએ પોતાનો ભય ખખેરી કાઢ્યો અને શ્રધ્ધાપૂર્વક તેમની આખ ઉઘાડી તો તેમને પરમાત્માની ભવ્યતામાથી પ્રગટતી દેદીપ્યમાન સમુજ્જ્વલ શાતિના દર્શન થયા સ્વર્ગના અનત વિસ્તારને ભરી દેતુ ભગવાનના દૈવી સ્મિતના દર્શન કરી તેમણે ધન્યતા અનુભવી અત્યાર સુધી મૂર્તિમત બની રહેલા દેવબાળકોએ તેમની બાળક્રીડાઓનો આરભ કરી દીધો અને તેમના કલનાદથી

# 'અજેય'નો વિજેતા

રાસુ પંડિત

ભારતીય જનોએ હિમગિરિ હિમાલયને ધાર્મિક પવિત્રતાઓથી વધાવેલો છે જ. મહાભારતના પ્રખ્યાત હિમારોહણમાં યુધિષ્ઠિર ટચલી આંગળી ખોઈને પણ છેક સુધી જીવતા રહે છે. ....અને બદલાતી દુનિયાએ પછી તો સાહસોની પણ દુનિયા વસાવી : જગતમાં ઊંચામાં ઊંચું હિમશિખર સર કરવાની. અને મોખરે પણ એક એશિયાવાસી આવે એ ગૌરવની બિરદાવલીની આ કહાણી છે.

મેની ૨૯મીએ સવારે દુનિયા જ્યારે પોતાના કાર્યમાં વ્યસ્ત હશે ત્યારે પૃથ્વીની સર્વોચ્ચ ટોચ ઉપર મૃત્યુ સામે બાથ ભીડીને ખૂટવા માંડેલા ઑક્સીજન વિષે ચિંતાતુર બનેલા બે માનવી લાગણીનાં કેવાં સ્પંદનો અનુભવતાં અનુભવતાં રાષ્ટ્રસંઘનો, બ્રિટનનો, નેપાળનો ને ભારતનો ધ્વજ બરફમાં ખોડતા હશે? માર્ચની ૧૦મીએ જ્યારે ખટમંડુથી બ્રિટિશ ટુકડી નીકળી ત્યારે એને સ્વપ્નેય ખ્યાલ હશે કે ૮૦ દિવસમાં તો એની મુરાદ બર આવશે? પણ એ ટુકડીમાં બે મરજીવા હતા, પ્રાણાંતે પણ પોતાનું ધ્યેય પાર પાડવાની ધગશવાળા હતા. એમાં એક હતો હિલારી, બીજો શેરપા તેનસીંગ. જગતના ઇતિહાસમાં મેની ૨૯મીનો દિવસ અમર રહેશે, કારણકે એ દિવસે ગિરિરાજ હિમાલયના સૌથી ઉચ્ચ શિખરના ગર્વનું બે કાળાં માથાંના માનવીઓએ ખંડન કર્યું. વિજ્ઞાન ને ભૂતકાળમાં પ્રયત્ન કરી ચૂકેલા સાહસિકોની એંધાણીઓ આ ટુકડીની ખૂબ વહારે ધાયાં ને બ્રિટિશ ટુકડી વિશ્વની દરેક પ્રતિષ્ઠિત સાહસિકોની પ્રશંસા પામી.

ટુકડીના બીજા બધા સભ્યો તો ગોરા હતા, પણ જીવનમાં સાચી મઝા માણવાના શોખીન હતા. એમનો સહાયક તેનસીંગ [ જન્મ-૧૯૧૪ ] કાળો હતો, નેપાળના એક નાનકડા ગામડામાં ઊછરીને કિશોરવસ્થામાં જ ઘેરથી નાસી ગયો હતો. દાર્જીલીંગમાં એ ઊછર્યો ને ત્યાં જ મજૂરી મેળવીને પેટનું પૂરું કરવા લાગ્યો. એવરેસ્ટ ઉપર આરોહણ કરતી ટુકડીઓનો માલ સામાન ઉપાડવાની નોકરી મળવા માંડી ને ધીમેધીમે એ નોકરીમાંથી જ એના જીવનનું મહાન સ્વપ્ન સર્જાયું. એ એવરેસ્ટના આરોહણમાં વધુ ને વધુ રસ લેવા લાગ્યો. ને એની હૈયાઉકલત વધી ગઈ. દાર્જીલીંગના એક નાનકડા ઝૂંપડામાં સાવ સાદી ને કંગાળરીતે રહેતા તેનસીંગને રાત દિવસ એવરેસ્ટના જ વિચારો આવતા, ગમે તે ટુકડી સાથે એ જવા તૈયાર થઈ જતો ને એવરેસ્ટ જીતવાની એની ધૂનને કારણે અગિયારમાંથી આઠ પ્રયત્નોમાં એણે

---

નભોમંડળમાં મીઠા સંગીતની જમાવટ થઈ રહી. ભગવાનના મુખમંડળ ઉપર એવી તેજસ્વી દ્યુતિ છવાઈ રહી કે તેના ગગનમાં પડતા પ્રતિબિંબ સામે માનવીઆંખ મીટ પણ માંડી શકે નહિ. દેવગણોએ હવે ભેગા મળી ભગવાનની સ્તુતિ કરવી શરૂ કરી દીધી અને તેમના સમુહ સંગીતમાં મૃતાત્માઓએ પોતાના સૂર પૂરાવ્યા. આ અલૌકિક સૂરાવલિમાં ભૂત અને ભવિષ્યના અગણ્ય આત્માઓનો પ્રચંડ સૂર પુરાયો. પરમકૃપાળુ પરમાત્માની વિરાટ સ્તુતિથી બ્રહ્માંડ ગાજી ઊઠ્યું.

પરંતુ પૃથ્વી ઉપર રહેતાં મર્ત્યોને સ્વર્ગમાં શું ચાલી રહ્યું છે તેની ખબર સરખી પડી નહિ. એઓ સ્વર્ગની વાતોની સદા ઉપેક્ષા જ કરતા રહ્યા છે. મૃત્યુના અંચળો ઓઢીને એમણે અંધકાર ભરી પૃથ્વી તરફ જોયા કર્યું. થોડીવારમાં પરિમલભર્યાં સમીર વાવા લાગ્યો. ગાઢ વાદળાંઓ વીખરાઈ ગયાં. અંતરીક્ષમાં સપ્તરંગી મેઘધનુષ્યનાં દર્શન થયાં. પરમાત્માના મુખારવિંદ ઉપરથી માના રીસાયેલા અશ્રુઓમાં પડતા પ્રકાશના પ્રતિબિંબને કારણે એ મેઘધનુષ્ય રચાયું હતું.





સાથ આપ્યો હતો. એની પત્ની આંગ લામુને પણ પતિનું આ ગાંડપણ નહીં રુચતું હોય, પણ ગરીબ કુટુંબની સ્ત્રી બીજું શું કરી શકે?—તેનસીંગના સ્વપ્નો મહાન હતા ને એ ભણેલી ન હોવા છતાં પોતાના પતિના સ્વપ્નો પંપાળવા જેટલી લાગણીવાળી તો હતી જ. આથી એમનો ગરીબ ગૃહસંસાર સુખી ને શાંત હતો. બીડીના ધુમાડાના ગોટેગોટાની સાથે તેનસીંગના સ્વપ્નો પણ આકાશમાં ઊડતા. પણ ગરીબ ધરતી ચાર દિશાનો સામે નજર પડતાં જ એ પાછો વાસ્તવિકતાની જમીન પર આવી જતો. એના અનુભવે એને આત્મવિશ્વાસુ બનાવ્યો હતો. પરદેશી ટુકડીઓની શેરપાઓ પ્રત્યેની તોછડાઈ વિશે સભાન પણ બન્યો હતો, એની પાસે સાધનો ન હતાં ન સરકારી મદદ ન હતી એટલે એ અકળાતો પણ હતો. છતાં એની આશા અમર હતી. ગયે વર્ષે સ્વીસ આરોહક ટુકડી સાથે એ ગયો ત્યારે એવરેસ્ટના ગિરિશૃંગ ઉપર સૌથી વધારે ઊંચાઈએ ચડનાર એક માત્ર તેનસીંગ હતો. એના આ સાહસને સ્વીસ ટુકડીના નેતાએ અંજલિ અર્પી ને નેપાળની સરકારે પણ 'પ્રતાપવર્ધક' (Tiger of the snow)નું બિરુદ એને આપીને પોતાની ફરજ અદા કરેલી. જો સ્વીસ ટુકડીના નેતાએ એને રોક્યો ન હોત તો કદાચ ગયે જ વર્ષે આ મહાન સાહસનું શ્રેય એના ફાળે ગયું હોત તો દુનિયાને સમજાયું હોત કે સાહસનો ઈજારો માત્ર પશ્ચિમને નથી. સમાન તક ને પૂરતું પ્રોત્સાહન આપવામાં આવે તો એશિયાવાસીઓ પણ યુરોપીય લોકો જેવા સાહસિકો ને હોશિયાર નીવડી શકે છે. ખેર! એ તક તેનસીંગને ગુમાવવી પડી. બ્રિટિશ પ્રજા ખૂબ નમી બહાર ગણાય છે ને આ સફળતા એના ગૌરવની માન્યતા વધુ મજબૂત બનાવે છે.

તેનસીંગે બ્રિટિશ આરોહક ટુકડી સાથે જોડાવાની હા તો પાડી હતી પણ એ જાણતો કે એને એવરેસ્ટ પર છેલ્લો હુમલો કરવાની વખતે સાથે જ રાખવામાં આવે. અભણ હોવા છતાં એ પોતાનું હિત સમજવા જેટલો હોશિયાર હતો. પોતાના સતત પરિશ્રમનો લાભ બ્રિટિશ ટુકડી લઈ જાય ને પોતે 'પેગનો પેર' રહે એ સ્થિતિ એને સ્વાભાવિક રીતે પસંદ ન હતી. આથી જ એણે એવરેસ્ટ પર પહોંચવામાં હિલારી સાથે હાથ મીલાવ્યા ને રમતા રમતા એ 'અજેય' ગણાતા એવરેસ્ટની ટોચ પર જઈ ઊભો. હિલારી પહેલા પહોંચ્યો કે તેનસીંગ એ ચર્ચા ગૌણ ને સંકુચિતતાને ઉત્તેજનારી છે, પરંતુ તેનસીંગ વિના આ સાહસ સફળ રીતે ન ખેડી શકાયું હોત એ તો કર્નલ હંટે પણ કબૂલ્યું છે.

તેનસીંગ પાછો ફર્યો ત્યારે એણે જે સંયમથી વાતો કરી છે એ જ એની સંસ્કારિતા દર્શાવે છે. અભિમાનનો રણકો પણ એના બોલવામાં ક્યાંય જણાતો નથી. પોતે કોઈ મહાન કામ કર્યું છે એનું ભાન એને સતાવતું નથી. એ એવો જ સરળ, પ્રેમાળ ને નમ્ર રહ્યો છે. વિધાતાએ એનું નસીબ એક રાતમાં જ બદલી નાખ્યું છે. ગરીબ ઝૂંપડામાંથી બહાર નીકળીને હવે એ નાનકડા બંગલામાં રહી શકશે, સારા કપડાં પહેરી-પહેરાવી શકશે ને પોતાના બાળકોને સારી કેળવણી આપી શકશે. પરંતુ આ તો આકસ્મિક આવી પડેલી સંપત્તિનો છે. સાહસિકો આજનો જ વિચાર કરે છે, આવતી કાલનો કરતા જ નથી, કરી શકે પણ નહીં, જો કુટુંબની ચિંતા એને સતાવતી હોત તો એ હાથે કરીને મોતના મુખમાં જાત ખરો? જ્યૉર્જ મેલરી, ઈર્વીન ને યૂની, મૉરિસ વિલ્સનના શરીર હિમાલયના બરફમાં ક્યાંક ગળી ગયા હતા એ તેનસીંગ ક્યાં નહોતો જાણતો? ૧૯૨૧ થી ૧૯૫૩ સુધીમાં ગયેલી ટુકડીઓએ આત્મભોગી આદર્શ પર પગ ઊભી કરી હતી એ પરંપરાને વફાદાર રહીને જ તેનસીંગ નમ્ર રીતે આગળ વધ્યો ને પોતાના જૂના સાથીઓના નામ અમર બનાવવામાં સફળ નીવડ્યો. એણે ક્યાંક કહ્યું પણ હતું કે વિધાતાની મહેરબાની એના ઉપર ઊતરી? અને આજે મહેરબાનીના વરસાદ ચારે દિશામાંથી વરસતા

# પ્ર ણ ય—વ ર્ષા

જયન્ત પરમાર

જગત ને જીવનથી દૂર કોઈ સ્થાન પે
  પ્રિય ! પ્રણય બન્નેય આપણો લઈ જઈ;
પ્રણયની, સાચા એવી પ્રેમની બધી સાચી
  સાધના સાથે જવી એ પ્રેમ સાથ રચના.
ક્યારેક દુનીઆ વચ્ચે પ્રેમનાં એ દર્પણો
  આવી જતાં, એક એવી દુનીઆની રીતમાં
જગતથી દૂર-વાસ, પ્રણયની ઘેલછા
  સુપૂર્ણ કર્યે જવામાં કશી નવીનતા શું ?

ગમે આપણને એટલે દુનિયા સાથેયે
  વાતો કશી કરવી જ આપણે બધીય એ ?
એક એવી દુનીઆની સાચી હતી કલ્પના,
  એક એવી દૃષ્ટિઓની સાચી-ખોટી જલ્પના.
હંમેશ એમાં જ ખેંચાયે જવાની વૃત્તિને
  કર્યે જતાં પૂર્ણ એ તો અપરિમિત થતી.
વાત સાથે વાત રહેતી. વાતનાં ઓળાસડાં
  લેતી, ત્યારે વાત વચ્ચે દુનીઆ દેખાતી એ.

ઉર ભીંજે, ઉર સાથે રસહોળો ઊડતી,
  ઉર સંભારતું એક સાચી એવી વાતને.
હંમેશ અહીં દેખાતા દુનીઆ કેરા મહા
  રસઝરન્ત કોઈક કલ્પનાના કારકો.

ત્યારે વળી ઉરઘેલછા બધી વધી જતી
  ત્યારે વળી દૃષ્ટિદોરો તંગયે બની જતા.
સાચા એવા મૃત્યુ સાથે જીવનની જિંદગી
  વીતાવવા એક એક આપણે તત્પરતા.

પ્રણયથી અંકિત એ હૃદય પ્રણયમાં
  પ્રણયઘેલું બની કોઈ પ્રણય તણી
સિદ્ધિ—સાચી સાધનાની એક એવી વૃત્તિને
  રોકી રાખી પ્રણયાંકિત કર્યે જ એ જતો
આપણો એ મત્ત પ્રણય વધુ મસ્તીભર્યો
  ત્યારે દૃષ્ટિ બધી પોતાનામાં ભરી એ થતો.
એક એવી દૃષ્ટિને જ સદાયે દેખ્યા કરી
  સદા એની વાતોને યે વાતથી વિમાસવી.

પ્રણયભર્યાં એ દિલે પ્રણયની ભાવના
  કેળવ્યે જવામાં સાચાં દર્શનોયે ન થતાં.
દૃષ્ટિ વચ્ચે ત્યારે ત્યાં કો ભવ્ય ભાવના બધી
  આવી જઈ દૃષ્ટિ સાથે એકરૂપ બનતી.
પ્રણયની ભાવના એ મહાન મહત્તમા
  પ્રણયની દૃષ્ટિ ફક્ત પ્રેમીને જોતી સદા.
ત્યાં તો એવી રસદૃષ્ટિ કેળવનારી વળી
  આવી જતી કોઈ એવી ભરતી વચ્ચે જઈ.

---

હોવા છતાં એ ક્યાં અમનચમનમાં પડ્યો છે! એને તો હજુય હિમાલયની ટોચ ઉપર ફરી પગ મૂકવાનો સહાવો સાંપડવો છે—એની પત્નીની અનિચ્છા છતાં.

સાહસિક જીવે છે સાહસને ખાતર. એને શાંતિભર્યું ને નાવીન્ય વગરનું એકધારું જીવન કંટાળાભરેલું લાગે છે. તેનસીંગ પણ એના નવા બંગલામાં જંપીને બેસી શકશે કે કેમ એ શંકાસ્પદ છે. એનો આત્મા તો હિમાલયની તળેટીમાંઓમાં જ ઘૂમ્યા કરશે. સાહસિકવૃત્તિ જ્યારે મરી પરવારવા માંડી છે ને ફિલ્મી અદાકારો યુવાનોના આરાધ્ય દેવો બન્યા છે ત્યારે આવા એક તેનસીંગની નહિ, હજારો તેનસીંગોની ભારતને જરૂર છે. એશિયા જાગ્યું છે એ તો યુરોપીયનોને કેટલાંય વર્ષોથી સમજાયું છે, તેનસીંગની સફળતા એ એની વધુ મજબૂત પ્રતીતિ કરાવી છે. નેપાળ સરકારે તેનસીંગને અભિનંદ્યો, ભારત સરકારે એને ચકચકતો ચાંદ આપ્યો, બ્રિટિશ સરકારે એને ખિતાબ આપ્યો, હજારો સંસ્થાઓએ એને ફૂલહાર આપ્યા એ તો ઠીક, પણ લાખો સાહસપ્રેમીઓએ તેનસીંગની આકૃતિ પોતાના હૃદયમાં જડી લીધી છે એ હકીકત કેમ ભૂલાઈ જાય છે?

★





ઉગ કેરી વાત વધે, વાતના વિસ્મવાદો
એક એક આવી જઈ દૃષ્ટિકોણે રાચતા

મહાન–મહત્તમ હજુ બધો એ આપણો
પ્રેમ, પ્રણય ને સ્નેહ જિંદગી દાખવતો
સૃષ્ટિ સાથે સાચુ તાગમેળ કર્યે જવુ
દુનીઆથી જુદુ એવુ એક તત્ત્વ આવતુ
ત્યારે જરા વાતો સાથે કઈક નવીનતા
આવતી એ જોવાની યે કોઈ ઘડી ન રહી
આજ એવી પ્રણયથી અંકિતા દૃષ્ટિ મળે
આજ એવી રીતરસમો બધી ચખાડતી

કોઈ ઘેરી તાજી એવી કલ્પનાઓમા રાચી
એવી તારી–મારી આજે પ્રેમપર્વણી નાચી
ભવ્ય એવી જિંદગાની જિંદગીને ઢૂંકતી
આવતી એ વાતો કહેતા દુનીઆથી દોડતી
સૃષ્ટિ સર્વે આવી ત્ય તો થભી યે જ ગઈ
દૃષ્ટિ બદલવાની ત્ય એક પળ આવતી
આછકલી માનવવૃત્તિ સર્વે મરોડવા
દાધી દેખી દેખીને કડક આચી માનવતા

વર્ષાના એ વાદળો ને કીર્તિની એ ઝબકો
આત્મવીજળી આપણી તોડી નાખે કાકે
કડાકા એ વીજળીના પ્રણય સતેજતા,
આપણા એ શુદ્ધ પ્રણયની સાક્ષી પૂરતા
ડકો કહી થાકવાની વૃત્તિ અંગીકારી જ્ય
કૃતિ કે પડળોની વહારે ધાવાની શક્તિ
આવી ઊભી અહા ત્યારે જીવન જોડએ જવા
આપણે બે આવી ઊભા પ્રેમદેવીઓ કરી

હજુ અહીં પ્રેમની ને માનવતાની બધી
જાગૃતિ એની સાથે આ આવી ઊભી એકલી
કઈક વાતો વચ્ચેથી જગ બધુ મરકે
દેતી લેતી એવી કઈક બધી ક્રિયાઓ ત્યા

તુ એ બધી સાથે જ્યારે હોડ યે બકય જતી
સૃષ્ટિના એ નૃત્યો સર્વે તારી સાથે નર્તત
પૂછી પૂછી પ્રણયની વાતો ત્યા હુ કાઢતો
પ્રણયની વાતો કરતા જ પ્રણય બની

આજ એવા ગીત નવા, ગીતના યે પ્રાણની
એક એક ગાથા પ્રેમ સાથ વહેવડાવવી
ક્યારેક તો આવી ઊભી સૃષ્ટિથી યે મહાન
દૃષ્ટિ તારી, દૃષ્ટિ મારી, સમષ્ટિ આખીય એ
પૂછ્યુ જરા પ્રણયની ગર્વિતા તને યદા
પ્રણય શુ મોઘા આવા ભોગ માગતા મદા?
પ્રણયની રીત મોઘી, એથીયે વધુ મોઘી
પ્રીતની ગર્વિતા, એથી પ્રેમના સાગર મેઘ!

એકલ આવી ઊભે એની વચ્ચે ત્યારે તો ત્ય
કોઈ નહી પૂછતુ કે શુ આ ધારે મધરુ!
ક્યારેક તો આવી આવી વાતોને વધાવવા
ક્યારેક તો એ બધ ને એક સાથ સાધવા
પ્રણયપળો બધીય એક સાથ મોઘી તો
પ્રણયગર્વિતા ત્ય તો આવી ઊભે એકલી
માનવતાપાઠ કઈ ઊંડા ઊંડા જાય એ
એની વચ્ચેથી જ કઈ દૃષ્ટિપથો માપવા

ઘેરી ઘેરી રીત નવી, રીતની યે પ્રીત આ
પ્રીતથી યે ઘેરી ઘેરી પ્રીતની વાતો બધી
વાતો કરી વીતાવવી પ્રીતનીયે રાતડી
રાતડીની વાતડી એ ઘેરી વધુ થાય ત્યા
પ્રણયની વાત ત્યા ના, પ્રીતની વાતો નહીં,
આખ સાથે આખ મળે, વાત બધી વીસરે
હૃદય હૃદયના એ મિલન થાય ત્યહા
એમા કેવી વાતો, એમા પ્રેમગોષ્ઠિયે કશી?

દૂરસુદૂરની એ કલ્પનભોમ ખૂંદતા
લાધે કલ્પના, લાધે કો કલ્પનાની સુંદરી




સુંદરીની સુંદરતા પ્રેયસીના રૂપમાં
 રૂપગર્વિતા બની એ પ્રિયતમા યે બની.
પ્રીતની એ પ્રિયતમા, વાતની એ વાતડાહી
 પ્રેમની એ સાશ્વતી કો વડી આરાધનાઓ.
ત્યારે થાતું : પ્રણયના સૌન્દર્યના રૂપનાં
 ગીત એકલી પ્રણયભોમકા માંહે જ શું ?

ઉષા ઊગી, નિશા જાગી, નિશાના રણુકારે
 સંધ્યા સાથે તાલ દેતા તાલબધ્ધ થઈને.
દૃષ્ટિ પામે ત્યારે ક્યાંથી માનવતા મળી એ
 દૃષ્ટિ ખોવામાં જ સાચી માનવતા આવતી.

ક્યારેક આ ભૂમિકાની ઓથે ઓથે દેખવા
 ક્યારેક આ વિનિમયો આકરા કર્યે જવા.
ક્યારેક અનિર્વચનીયતા બધી કેળવવી
 ક્યારેક એ સાથે સાથે વાકચો નવલાં બધાં.

ભવ્ય એવી કલ્પનાની સુંદરી કવિતા આ
 એથી ભવ્ય વૃત્તિ એની કૃતિ યે ભવ્ય વળી.
ભવ્યતમ-જિંદગીનાં એક એક મંતવ્યો
 ભવ્યથી યે ભવ્ય આજે પ્રીતની રીતો બધી.
દૃષ્ટિ પામે ત્યાંથી લાધે દૃષ્ટિના પથો વળી
 દૃષ્ટિ એકલી એ જોતી ક્યારેક તો એકલી.
ક્યાંથી આવે, જાતું યે સહુ ક્યાં પડું એ વળી
 પ્રેમ કેરા ગર્વની ત્યાં વાતો બધી સામટી.

ક્યારેક આવી ઊભે એ પ્રેમ કેરા જીવને
 દ્વેષનું કાળું મોજું ત્યાં ઘેરતું બધું ઘડી.
કડાકા ભડાકા વીજળીના ત્યાં ન પામતા
 દૃષ્ટિની એ વાતો ક્યારે ઉકેલવી સઘળી ?
એક એક માનવીના રસકસ થાકતા
 એક એક વિહ્વળની વિહ્વળતા તૂટતી.
જગ અખંડિત બને એકલું એ એકલું
 જગથી યે વધુ અખંડિત પ્રેમ-જોડલાં.

આશ જાગે, ઊર્મિ જાગે, ઊર્મિના બાથંબાથા
 સાથે ક્યારેક એવી કૈં વૃત્તિઓ કેળવવી.
પ્રણયદોરો રચીને સળંગ સાધ્યે જવી
 ક્યારેક એ પામવાના ઘડી બે ઘડી વળી.
કોડો સઘળાય પૂરવા શું એકલા બધા
 આવ્યે જતા રોકવાના ઉછળાટ શું ?
પ્રણયમાં અંધ બનવાનું યે ગમે સદા
 પ્રણયમાં ભસ્મ થવાના હજુ યે કોડ સૌ.

આત્મપ્રેમ એકલો જ આવતો પ્રણયમાં
 દેહ એની સાથ હમેશાં ઢસડાયે જતો.
ક્યારેક એ પ્રેમની વિશુધ્ધ યે વાતો બધી
 જાણે એક એક થાકતી કહે જતી છતી.
કશીક નવીનતા એ પ્રણયાંકિત હૃદે
 વસે ન સદા તો એની વૃત્તિ ત્યાં થાકે બધી.
થાકમાંથી દિલનાં કંઇક મંથનો વળી
 આવ્યે જતાં, રોકવાં શું જરાય એ સર્વને ?



## ગરીબનું ભાગ્ય

શું ભાગ્ય—પ્રારબ્ધ અરે ! અમારૂં
કાયા વલોવી નિત્ય જીવવાનું;
શું સ્વપ્નરેખ મધુરી નહીં ઊગવાની,
નિત્યે અમાસ ઉરને અમ મા'ણવાની.

**વિજયશંકર કામદાર**

## અમે પણ છીએ

અમારા ઉમંગોને અવહેલનારા !
 અમારી જવાનીથી આ ખેલનારા !
બહુ ગર્વ સારો નથી જાણી લેજે;
 અમે પણ છીએ રૂપને ઠેલનારા !

**શેખાદમ આબુવાલા**

# ફરજ : સમય

મોહનલાલ વ્યાસ

> પશ્ચિમના આંધળા અનુકરણે આપણા ભણેલા વર્ગમાં 'સમયના અભાવ'ની એક દુર્વૃત્તિ પેદા કરી દીધી છે અને છતાં ફરજનો અમલ કરવાનું કોઈ શીખ્યું જ નથી. આ પ્રસંગમાં એક યુરોપીયન સજ્જન ફરજને ભોગે સમય આપી ન શક્યા પણ સમયને ભોગે પોતાની ફરજ પણ નથી વીસરી શક્યા

કોઈપણ પ્રજા ઊંચે ચઢે છે તેના કેવળ બુદ્ધિવૈભવ અને વૈજ્ઞાનિક સંશોધનથી નહીં પરંતુ ઉચ્ચ ચારિત્ર્યબળ અને પુરુષાર્થથી. એ જ રીતે તેનું નૈતિક અધઃપતન થાય છે તેના દુર્ગુણો અને અધમ પાત્રમાં શિથિલતાને લીધે. આ ત્યાગ-ગૌરવની ગાથાઓ ગાવાથી કોઈ પ્રજાના સંસ્કારિતા કે તેજસ્વિતા વૃદ્ધિ પામતા નથી. એને તો સતત પરિશીલનથી જીવનમાં ઉતારી મૂર્તિમંત કરવા રહ્યા.

લોકશાહીની સફળતા ઉચ્ચ કક્ષાની કર્તવ્યનિષ્ઠા અને સ્વકર્મપાલન માગી લે છે. આ ગુણો ગણીગાંઠી વ્યક્તિઓમાં હોય એ ન ચાલે. એના દર્શન તો સમગ્ર પ્રજામાં થવા જોઈએ.

જગતની કોઈપણ પ્રજા જુઓ તો તેનામાં કંઈ ને કંઈ વિશિષ્ટતાની ઝાંખી આપણને થશે. એમાંથી એક પ્રજા બીજી પ્રજા પાસેથી શીખે તો એકબીજાની ગુણસમૃદ્ધિ વધે. નમ્રતા અને જિજ્ઞાસા વિના જ્ઞાનવૃદ્ધિ સંભવતી નથી. આપણે કોઈના દોષ જોવાની વૃત્તિનો ત્યાગ કરી હમેશા જે સારું હોય તે ગ્રહણ કરવાની દૃષ્ટિ રાખીએ તો દુનિયાની અન્ય પ્રજાઓ પાસેથી ઘણું મેળવી શકીએ. જ્ઞાન અને શીલની બાબતમાં સતત પ્રયત્નશીલ રહીએ તો પ્રગતિ અને વિકાસ સાધી શકીએ.

ભારત તેની રાજકીય પરતંત્રની બેડીઓમાંથી મુક્તિ મેળવ્યા પછી વિશુદ્ધ સાધનોથી શાન્ત રક્તહીન અહિંસક ક્રાંતિ દ્વારા શોષણવિહીન સર્વોદયી સમાજ રચનાનો જગતના દેશોમાં અભૂતપૂર્વ એવો પ્રયોગ કરી રહ્યું છે. એની સિદ્ધિ અતિ ઉચ્ચ પ્રતિકાના ચારિત્ર્યબળ વગર શક્ય નથી.

ભારતની પાંગરતી નૂતન લોકશાહીને દૃઢ કરવા, આપણા દેશનો વહીવટ કરનાર અને સામાન્ય પ્રજાજનોમાં કર્તવ્યનિષ્ઠા અને કર્મરતપણું કેળવવા પડશે. દુનિયાની કોઈપણ પ્રજા પાસેથી આમાંથી જે કંઈ શીખવા જેવું લાગે તે શીખવામાં કોઈએ નાનમ અનુભવવી ન જોઈએ. એમાં અર્થહીન મિથ્યાભિમાન આડે ન આવવું જોઈએ. વિનમ્રતા જ જ્ઞાનની પોષક છે.

કેટલાક સમય પહેલાં હું જ્યારે યુરોપના પ્રવાસે જીનીવા જઈ રહ્યો હતો ત્યારે સદ્ગત શેઠ શ્રી સર્વોત્તમ વલ્લભદાસ મારી સાથે વિમાનમાં મુસાફરી કરી રહ્યા હતા. તેમની સાથે વિમાનમાં પિછાન થઈ. તેઓ સ્વભાવે ખૂબ સરળ લાગ્યા. એમણે તો દુનિયાના અનેક નાનામોટા દેશોની સફર ખેડેલી. અનુભવના ભંડાર સમા હતા. તેમની સાથે આપણા દેશની તાજેતરમાં પ્રાપ્ત કરેલી રાષ્ટ્રીય આઝાદી, પ્રજાતંત્રની સ્થાપના, આપણા વહીવટી તંત્ર અંગેના તેમના અનુભવો અને દેશપરદેશના લોકોની વિશિષ્ટતાઓ અંગે અનેક વાતો થઈ, એક પ્રસંગ વર્ણવતા તેઓએ કહ્યું:

મારે ધંધાને અંગે એક ઈટાલિયન સજ્જન સાથે મિત્રતા થઈ. તેઓ ખૂબ સંસ્કારી અને ભલા માણસ હતા. જ્યારે તેઓ ભારતમાં આવે ત્યારે મારા મહેમાન બનતા. મારી યુરોપ–અમેરિકાની મુસાફરી પ્રસંગે હું જ્યારે રોમ ઊતરું ત્યારે તેઓ પણ મારો ભાવપૂર્વક આતિથ્ય સત્કાર કરતા.

એક વખત હું રોમ ગયો. અગાઉથી મારા આ મિત્રને જાણ કરી નહોતી એટલે એક હોટેલમાં ઊતર્યો. નિત્યકર્મથી પરવારીને હું મારા મિત્રને મળવા ગયો.

મને મનમાં હતું કે મારા અચાનક આગમનથી તેમને આનંદ થશે અને બધું કામ પડતું મૂકી મારી સાથે વાતો કરવા દોડી આવશે કારણકે અમો ઘણા સમય પછી એક બીજાને મળતા હતા

મેં ઑફિસમાં જઈ મારા આગમનના સમાચાર મોકલ્યા. આ ભાઈ એ વખતે ખૂબ કામમાં રોકાયેલા હતા એ હું જોઈ શકયો હતો. છતાં મને તુરત જ અંદર બોલાવ્યો. કુશળ સમાચાર પૂછ્યા. મારું આગમન શા અંગે હતું તે જાણી લીધું. મારા ઉતારાનું સિરનામું લઈ લીધું. મેં જણાવ્યું કે, "હું અમેરિકા જઈ રહ્યો છું. અહીં તમને મળવા માટે એક દિવસ માટે ઊતરી ગયો છું. મને લાગ્યું કે આપણે ઘણા દિવસથી મલ્યા નથી એટલે સાથે બેસીને ચાપાણી પીઈશું અને વાતો કરીશું."

મારા મિત્રે ખૂબ વિવેકપૂર્વક મારી ક્ષમા માગી જણાવ્યું કે, "અત્યારે હું કામમાં છું. સાંજના ૭ વાગે આપને ઉતારા પર અવશ્ય મળીશ."

આ એમના ઉત્તરથી મને તો બહુ માઠું લાગ્યું. મનમાં થયું કે આ એવો તો શું મોટો માણસ થઈ ગયો છે કે અત્યારે થોડોઘણો સમય પણ આપી શકતો નથી. શું અડધી કલાક પણ કામ પડતું મૂકી મારી સાથે ચાપાણી ન લઈ શકે અને વાતચીત ન કરી શકે? અમારી આટલા સમયની લાંબી અને ગાઢ મિત્રતા છતાં આવું અસભ્ય વર્તન ચલાવે એ કેમ સાંખી લેવાય?

એ વખતે તેના પર મને ભારે ગુસ્સો ચડયો. મનમાં નક્કી કર્યું કે હવે મારે તેને મળવું નહીં. એટલે સાંજના ૭ વાગે જ્યારે એ મને મળવા આવવાનો હતો તે પહેલાં હું બહાર ફરવા માટે નીકળી ગયો. અને ઈરાદાપૂર્વક મોડો રાત્રે દસ વાગે હોટેલમાં પાછો ફર્યો.

મે માન્યું હતું કે મારા મિત્ર મને વખતસર મળવા તો આવ્યા જ હશે પરંતુ હું હાજર નહીં હોવાથી કંટાળીને પાછા ચાલ્યા ગયા હશે અને એ સંબંધમાં કંઈક ચિઠ્ઠી મૂકતા ગયા હશે. આમ મનમાં વિચાર કરતાં કરતાં મેં હોટેલમાં પગ મૂકયો તેવામાં મને સમાચાર મલ્યા કે એક ભાઈ મારી રાહ જોતાં લાંબા સમયથી સત્કારગૃહમાં બેસી રહ્યા હતા. મારો ગુસ્સો હજુ ઊતર્યો નહોતો. એ ભાઈને ન મળવું એવો મારો નિશ્ચય કાયમ હતો પરંતુ સભ્યતાની ખાતર-મળવું તો જોઈએ. એટલે છેવટે ઉમળકા વગર પણ મલ્યો. મોડા આવવા માટે અને લાંબા સમયથી તેમને બેસાડી રાખવા બદલ ઔપચારિક ક્ષમા માગી. ચાપાણી મગાવ્યાં. વાતો કરી. પરંતુ એક વાતની મારા મનમાં ગડમથલ થયા કરતી હતી કે, હું જ્યારે આ મારા મિત્રને તેમની ઑફિસમાં મળવા ગયો ત્યારે અરધી કલાકનો પણ મને સમય આપવા તૈયાર નહોતો તે અત્યારે ચાર કલાકથી મારી રાહ જોતો બેઠો રહ્યો એનો અર્થ શું? હું વિસ્મિત થતો હતો. વિચાર કરતો હતો. મનમાં ગડમથલ થતી હતી. પરંતુ આ વાતની ગડ બેસતી નહોતી.

ચાપાણી પૂરાં કર્યા પછી મનમાં નિશ્ચય કર્યો કે આ વાતનો સીધો સવાલ પૂછીને તોડ લાવવો. અંતે હિંમત રાખીને મેં તેમને પૂછ્યું: "માઠું ન લગાડતા પરંતુ તમારા આજના વર્તનને હું હજુ સમજી શકયો નથી. આપણી મિત્રતાના સંબંધને લીધે હું તમને મળવા આવ્યો. સ્વભાવિક રીતે જ હું તમારી અપેક્ષા રાખું કે તમે મને વધુ નહીં તો અડધા કલાકનો સમય જરૂર આપો; પરંતુ તમે તો મને થોડી વારમાં વિદાય કરી દીધો. અને અત્યારે મારે માટે ચાર કલાક બેસી રહ્યા. મને તો બહુ જ માઠું લાગેલું અને હવેથી તમોને કદી પણ ન મળવું એવું મનમાં વિચાર્યું હતું. સાચું પૂછો તો એટલા માટે જ ઈરાદાપૂર્વક હું બહાર ચાલ્યો ગયો હતો."

મારા મિત્રે સ્મિત કર્યું, અને શાંતિપૂર્વક વિવેકથી કહ્યું: "ક્ષમા આપશો, તમોને નારાજ કરવાનો મારો જરા પણ ઇરાદો ન હતો. તમારા પ્રત્યેની મારી





મિત્રતાના ભાનમાં માન નિમાં સહેજ પણ ઉ પડયો નથી. માત્ર મનમાં દુઃખ તો એ હતું જ કે હું તમોને એ સમય આપી શકતો નહોતો. કારણ કે એ વખતે હું ઑફિસની મારી ફરજ પર હતો. ઑફિસનો સમય મારો ન કહેવાય. હું જેની નોકરી કરી રહ્યો છું એને મેં એ સમય આપી દીધો છે. ઑફિસના કામ સિવાય બીજા માત્ર અંગત કામ માટે એનો ઉપયોગ મારાથી ન થઈ શકે. એમ કરું તો હું કર્તવ્યભ્રષ્ટ થયો કહેવાઉં. એ નૈતિક ગુનો ગણાય. એક પ્રકારની ચોરી થઈ કહેવાય. મારાથી એ કેમ બને? આપ એમ ઇચ્છો છો કે હું મારી ફરજ અને કર્તવ્યધર્મ ચૂકું? ઑફિસના સમયમાં ઑફિસ કામ સિવાય એક ક્ષણ પણ બગાડવી ન જોઈએ એમ માનું છું. જો આપ મને ધંધાને અંગે મળવા આવ્યા હોત તો જુદી વાત હતી. પરંતુ તમે તો મિત્રતાને દાવે મળવા આવ્યા હતા એ ભૂલવું ન જોઈએ."

"મેં આપને સાંજના છ વાગ્યાનો સમય આપ્યો કારણ કે ઑફિસનું કામ પૂરું થયા પછી આપને મળી શકું. ઑફિસ સિવાયનો બધો સમય મારો છે. એ સમય આપને અવશ્ય આપી શકાય એટલું જ નહીં પરંતુ આપવા એ મારો મિત્રધર્મ છે. એટલે ચાર કલાકથી આપની રાહ જોઈ બેઠો છું. જેનું દુઃખ મને નથી. એથી ઊલટું મને આનંદ થાય છે. આપને માટે આટલો સમય આપી સાર્થક બન્યો. હજુ જેટલો સમય જોઈએ એટલો હવે તમારો જ છે. સવાર સુધી પણ આપ મારા સમયનો ઉપયોગ કરી શકો છો."

હું તો આ પ્રત્યુત્તર સાંભળી અવાક થઈ ગયો. શું કહેવું એ મને સૂઝયું નહીં. મારી આંખો ખૂલી ગઈ. આવા કર્તવ્યપરાયણ અને ઉચ્ચ નૈતિક ભાવ-નાવાળા મિત્રને કેવો અન્યાય કરી ચૂક્યો હતો! મનમાં પશ્ચાત્તાપ થયો. આવા મિત્ર માટે ધન્યતા અનુભવવા લાગ્યો.

મેં તેમની ક્ષમા માગી.

મનમાં પ્રભુને પ્રાર્થના કરી કે મારા ભારતવાસીઓ પણ આવા કર્તવ્યનિષ્ઠ અને કર્મરત બને.



# ન જાણું

ન જાણું ઊંડે મન શું ચહે છે,
નવું નવું કૈં ધરવું રહે છે.
લીધું છતાં ના દીધું હોય તેમ,
નઠોર મનડું મુજને દહે છે!

રમણ કોઠારી

# અનજાન મિલનં

ડાહ્યાભાઈ પટેલ

યૌવનની આછકલાઈએ ફિલ્મોની ઉપર-છલ્લી અસરોએ પ્રેમના રોતલવેડા જન્માવ્યા, ક્ષણિક પ્રેમ જન્માવ્યો, પ્રેમની છીછલ્લી અવસ્થા જન્માવી. 'ભવભવના ભરથાર' મેળવવા માટે કોઈ કોડભરી કન્યાના વ્રત-તપ ભૂંસાયા અને પ્રેમ હડફેટે ચડયો. આ બધું ચાલુ જમાનાને અનુરૂપ આ વાર્તાના કુશળ કારીગરે આમાં આલેખ્યું છે.

પૂનાના સ્ટેશન ઉપર જ્યારે મધુકર આવ્યો ત્યારે એના હૃદયમાં વિશાદ અને નિરાશા હતી. તરલાએ એને તરછોડયો એનું દુઃખ હતું જ પણ આશાભરી જયા...નાની જયા ત્યાં વાટ જોતી હતી: 'ભાઈ, ભાભીને લીધા સિવાય આવશો જ નહિ.'

'પણ જયા, હજી અમે ક્યાં પરણ્યાં છીએ ?' મધુકર જયાને કહેતો.

"ભાભી તમને વારંવાર પત્ર લખે છે પછી પરણવાનું થોડું જ ના કહેવાની હતી ? તમે કહેતા કે સારી નોકરી મળે પછી તરલા સાથે લગ્ન કરીશ. તો હવે તમને સરસ નોકરી મળી છે. જાઓ તરલાને તેડી લાવો.' આ પ્રમાણેનો મધુકર તેની નાની બેન જયાનો પૂર્વાલાપ યાદ કરતો સ્વપ્નવત્ પ્લેટ-ફૉર્મ ઉપર ફરતો હતો.

અચાનક એની નજર ત્યાં આવેલી ફળની દુકાન ઉપર ગઈ. જયા એના મગજમાં હતી જ. 'ચાલ જયા માટે ભાભી તો ના આવી પણ ફળ તો લઈ જાઉં.' એ ખ્યાલે એ સહેજ હસ્યો, તેણે લીલી દ્રાક્ષ, ચીકુ વગેરે ખરીદ્યાં.

થર્ડ ક્લાસના ડબ્બામાં ગીરદીનો પાર નહોતો, ધક્કાધક્કી, મુક્કામુક્કી કરી લોકો ટ્રેઈનમાં પેસવા પ્રયત્ન કરતા હતા. મધુકરે ના છૂટકે સેકન્ડ ક્લાસની ટિકિટ લીધી.

ટ્રેઈન ઊપડતાં તેણે પેપર વાંચવા પ્રયત્ન કર્યો પણ એનું મન વાંચવામાં ચોંટયું જ નહિ. કૉલેજમાં પ્રેમ કરતી તરલાનું વર્તન તેને આશ્ચર્યજનક અને દુઃખદ લાગ્યું.

'મધુકર ! એક વખત તને સરસ નોકરી મળી જાય પછી આપણે પરણી જઈએ'. હંમેશ આ પ્રમાણે કહેતી તરલાને તે થાણાથી મળવા ગયો. થાણામાં તેને હાઈસ્કૂલમાં સરસ નોકરી મળી હતી. આથી આશા અને ઉમંગભર્યો મધુકર વૅકેશનમાં તરલાને મળવા, બને તો થાણા લઈ જવા પૂના ગયો. પૂનાના સ્ટેશન ઉપર ઊતર્યો પણ તાર કરવા છતાં તેને લેવા તરલા ત્યાં આવી નહોતી.

કદાચ તાર એને નહિ મળ્યો હોય તેમ માની મધુકર સીધો તરલાને ત્યાં ગયો. હરહંમેશ આવકાર પામતો મધુકર તરલાનાં માતાપિતાના વર્તનથી અજાયબ થયો.

'મારો તાર નહોતો મળ્યો ?'

'તાર તો મળ્યો'તો પણ તરલા કામમાં હતી આથી ના આવી શકી !' તરલાની બાએ કહ્યું.

'કામમાં હતી...કયા કામમાં હતી ? તેની પરીક્ષા તો પૂરી થઈ છે !' મધુકરના મનમાં વિચારોની પરંપરા જન્મી.

'મધુકરભાઈ, તરલાનાં લગ્ન ટૂંક મુદતમાં કરવાં છે.'

આનંદમાં આવી મધુકર બોલ્યો: 'મારી નોકરી સરસ છે. પગાર પણ સારો છે'

'એમ ! બહુ સારું થયું, તરલાને પણ બહુ સારો વર મળશે. પોતે વેપારી છે, ઉંમર જરા મોટી ખરી. બીજવર છે પણ તરલાને વિનાયકરાવ સાથે લગ્ન કરવામાં વાંધો નથી તો પછી આપણે શો વાંધો હોઈ શકે ! બહુ સારું છે, ઘેર મૉટર રાખે





છે. બંગલો, પૈસા, વૈભવ, તરલા સુખી થશે.' તરલાની બાએ મધુકરને સ્પષ્ટ સંભળાવ્યું.

જેમ જેમ તરલાની બા બોલતી ગઈ તેમ તેમ મધુકરના મોં ઉપર નિરાશા અને દુઃખ વ્યાપતું ગયું. 'બહુ સારૂં થયું' ફિક્કું હસતાં મધુકર બોલ્યો.

'બેસો હું જઈશ.'

'ના ના જમ્યા સિવાય જવાય !'

'ના હું તો રામરાવને ત્યાં જ જઈશ.' તરલાની બાએ થોડી આનાકાની કરી મધુકરને વિદાય કર્યો. તરલાના સ્મરણે એના હૃદયમાં દર્દ જગાવ્યું.

રામરાવ મધુકરનો દિલોજાન દોસ્ત હતો. મધુકર જ્યારે ત્યાં ગયો ત્યારે રામરાવ ખુશ થઈ ગયો. રામરાવે તરલા વિષે અથથી ઈતિ વાત કરી : 'દોસ્ત! આજે તો પૈસાનો પ્યાર બાકી રહ્યો છે. નહિતર તારા જેવા આદર્શ ભણેલા યુવાનને છોડી પેલા ખચ્ચર જેવા વિનાયકરાવ સાથે તરલા પરણવા તૈયાર થઈ એથી બીજો કયો દાખલો જોઈએ ?'

મધુકર થોડા દિવસ રામરાવને ત્યાં રહ્યો. તરલા તેને મળવા જ ના આવી. છતાં એક વખત તરલાને મળવા તે ગયો.

'મધુકર ! જો ને, મારો વિચાર તો તું જાણે છે. પણ બાપુજીએ વિનાયકરાવ સાથે ગોઠવ્યું અને હું ના પાડી શકી નહિ!' તરલાએ ગોળગોળ વાતો કરવા માંડી.

ટ્રેઈનમાં મધુકરનું મગજ વિચારવંત બની ગયું કૉલેજમાં તરલાને આપેલાં વચન, તરલાએ આપેલી ખાત્રી યાદ આવ્યાં. એક રીતે તેને આનંદ પણ થયો કે પૈસાને પ્યાર કરતી સ્ત્રી ભવિષ્યમાં એને શું સુખી કરત ! ઠીક થયું કે તરલાને તે સારી રીતે ઓળખી શક્યો.

આમ એ મનને મનાવતો હતો એટલામાં શિવાજીનગર સ્ટેશન આવ્યું. થર્ડક્લાસમાં ગીરદી હોવા છતાં સેકન્ડક્લાસમાં ઘણી જ જગ્યા ખાલી હતી. બે ગૃહસ્થો શિવાજીનગર ઊતરી ગયા. અત્યાર સુધી મધુકરનો ખ્યાલ તરલા અને જયામાં હતો. ડબ્બામાં કોણ બેઠું છે તે વિષે તેણે જરા પણ ધ્યાન આપ્યું નહોતુ.

જ્યારે પેલા બે ગૃહસ્થો ઊતર્યા ત્યારે જ એનું ધ્યાન બાજુમાં બેઠેલી વીસેક વર્ષની યુવતી તરફ ગયું. આખા ડબ્બામાં એ બે જ જણ હતાં.

યુવતી સુન્દર અને સંસ્કારી લાગી. જાણે ટ્રેઈન તેને પરાણે દૂર ના લઈ જતી હોય ! તેના મોં ઉપર રોષ અને દુઃખ હતું. એનું ગૌર વદન, વિશાળ આંખો, રક્તવર્ણ ઓષ્ટ અત્યંત આકર્ષક હતાં. મધુકર એક ક્ષણ એ યુવતી તરફ તાકી રહ્યો. બીજી જ ક્ષણે તેણે આંખ ફેરવી લીધી.

પેલી યુવતીએ મધુકરના મ્લાન વદનને જોયું. તેણે મધુકર સામે જોઈ વિશાદભર્યું સ્મિત કર્યું. મધુકરે એની પાસેની થેલીમાંથી દ્રાક્ષ અને ચીકુ કાઢી યુવતીને આપવા માંડ્યાં. યુવતીએ થોડી આનાકાની કરીને લીધાં.

'આપનું નામ ?'

'મીનાક્ષી, અને આપનું ?'

'મધુકર, પૂનાથી આવ્યાં ?'

'જી હા, કલ્યાણ જાઉં છું. મારા પિતા ત્યાં રહે છે. પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરૂં છું.'

'હું પણ એ જ કૉલેજમાં બે વરસ ભણેલો પણ બાકીનો અભ્યાસ મેં મુંબઇ સેન્ટ ઝેવિયર કૉલેજમાં કર્યો. હું એમ. એ. બી. ટી. થયો છું અને હાલ થાણામાં નોકરી કરૂં છું.'

'પૂના ફરવા ગયા હશો ?'

'ના ! હા ફરવા સ્તો ! ચાલે છે એમ જ ચાલે છે.'

'કાંઈક છુપાવતા લાગો છો !'

'ના, ના, બીચારી જયા નિરાશ થઈ જશે'

'જયા !'

'હા મારી બેન ! બીચારી કહેતી હતી કે મોટાભાઈ, ભાભીને લઈ ને જ આવજે અને ભાભી...'

'તમે પરણેલા છો ?'

'ના રે ના. આ તો તરલાએ મને સારી નોકરી મળતાં પરણવાનું વચન આપ્યું હતું પણ...'

'પણ શું થયું ?'

'શું થાય ! એક આધેડ વયના પૈસાવાળા વેપારી સાથે પરણવા તૈયાર થઈ ગઈ. ક્યાં પ્યાર અને સ્નેહ છે !' મધુકરે નિસાસો નાખ્યો.

'તમને પરણવાનું વચન આપ્યું હતું ?'

'વચન ! હરહંમેશ કહેતી : મધુકર ! તને સરસ નોકરી મળે એટલે આપણે પરણીશું. કદાચ માનતી હશે કે સ્કૂલની નોકરી સારી નથી ! શિક્ષકો ક્યાં મૉટરકારો ફેરવવાના હતા !' મધુકર ફીકું હસ્યો.

મીનાક્ષી મધુકરના નિરાશ વદનને જોઈ રહી. તેને તરલા ઉપર અત્યંત રોષ ચઢ્યો.

મધુકરે ફરી કહેવું શરૂ કર્યું : 'એક રીતે ઠીક થયું. જે સ્ત્રીને પૈસાનો જ પ્યાર હોય તે સંસાર સુખી કેવી રીતે કરી શકે ! બીચારી જયા રોજ કહેતી : 'મોટાભાઈ, ભાભી ક્યારે લાવશો ? ક્યારે પૂનાથી આપણે ત્યાં આવશે ?' 'આ વખતે જરૂર તેડતો આવીશ' એમ ખાત્રી આપી આવ્યો છું. એ બહુ જ નિરાશ થશે.' મીનાક્ષીએ સમભાવે મધુકર તરફ જોયું.

'તમે વેકેશનમાં તમારાં માતાપિતાને મળવા જતાં હશો ?'

'હા એમસ્તો ! અમારી પરિસ્થિતિ સારી નથી. આથી મારા પિતા એક ધનિક પડોશી સાથે મને પરણાવવા માગે છે.'

'તમે એમને ઓળખતાં હશો !'

'હા એમની દીકરી અને હું બન્ને મિત્રો છીએ'

'શું ! જેમની સાથે તમે પરણવાનાં છો તેમની દીકરી તમારી મિત્ર છે ?'

'જી હા ! ત્રીજી વખત વિધુર થયા છે. મારા પિતાને સમજાવ્યા છે. આથી મારા પિતા એમની સાથે મારાં લગ્ન કરવા માગે છે. ઉંમર હશે લગભગ પીસ્તાળીસ વરસ !'

'એમને પરણીને તમે સુખી થશો ? ઉંમરનો આટલો તફાવત એ લગ્ન માટે અજુગતું નથી લાગતું !'

'હું તો પરણવાની ના પાડતી હતી પણ મારા પિતાની વિરુધ્ધ એક શબ્દ પણ બોલવાની મારી બાની હિંમત નથી. આથી લાચારી સાથે મેં હા પાડી છે.'

'તમે હા પાડી !'

'શું થાય !'

'તમારા જેવી ભણેલી ગણેલી સ્ત્રીઓ પણ આમ પ્રણાલિકાના પ્રવાહમાં તણાય તો પછી બીચારી આપણી અભણ બાળાઓની તો હિંમત જ ક્યાંથી ચાલે ! એ તો આપણા સંસારમાં દેશમાં નવો ચીલો પાડી જ શી રીતે શકે ?'

એકાએક ટ્રેઈને વળાંક લીધો. મીનાક્ષી મધુકર સાથે અથડાઈ. બીજી જ પળે મીનાક્ષી સ્વસ્થ થઈ મધુકરથી સહેજ દૂર બેઠી પણ એક ક્ષણ માટે બન્નેના નેત્રમાં પ્રણય ચમકી ગયો.

મધુકરે મીનાક્ષીના જમણા હાથ ઉપર તેનો હાથ મૂક્યો. મીનાક્ષી સહેજ ચમકી. મધુકરે મીનાક્ષીનો હાથ તેના હાથમાં લીધો.

'મીનાક્ષી !' મધુકર એકાએક ફરીથી બોલી ઊઠ્યો : 'ના. આ પ્રમાણે તારું યૌવન સૌન્દર્ય તું ન વેડફીશ. શા માટે...શા માટે તારી મરજી વિરુદ્ધ પરણવા તૈયાર થઈ છે !' મધુકરે મીનાક્ષીના હાથને તેના બન્ને હાથમાં દબાવ્યો. બન્નેના નેત્રોમાં નવો સંસાર જન્મ્યો.





એટલામા ટ્રેઇન ટનલમા પેઠી ચારેય બાજુ અધકાર વ્યાપી ગયો મધુકરે મીનાક્ષીને એની વિશાળ છાતી ઉપર દાબી દીધી મીનાક્ષી અમિત આનદમા ગરકાવ થઈ ગઈ

'મીનાક્ષી ! મને પરણીશ ? હુ તને સુખી કરવા બધાજ પ્રયત્નો કરીશ' મધુકરનો ધીમો મીઠો અવાજ મીનાક્ષીના કાનમા ગૂજી રહ્યો

'મારા માતા, પિતા, બેન, ભાઈ '

'મીનાક્ષી ! તારા જીવન ખાતર, મારી ખાતર, મારી ગરીબડી નાની બેન જયા ખાતર હા પાડ'

'પરણીશ ' મીનાક્ષી ધીરેથી બબડી મધુકરે તેને ફરીથી છાતી સરસી ચાપી એના હોઠો અને ગાલો ઉપર ચુમ્બનોની સતત ધાર વરસાવી

કલ્યાણ સ્ટેશન આવ્યુ, મીનાક્ષીના માતા, પિતા, બેન ભાઈ અને પરણનાર વર સ્ટેશન ઉપર ઊભા હતા દૂરથી મીનાક્ષીએ નિરખીને ગાતા યા મધુકરે બારણા નજીક ઊભી મીનાક્ષીને એની ગોદમા એવી લપાવી કે મીનાક્ષી માટે બધાએ તપાસ કરી પણ મીનાક્ષી મળીજ નહી 'બીજી ટ્રેનમા આવશે ટ્રેન ચૂકી હશે' એમ ઉચ્ચારતા સૌ સ્ટેશનથી દૂર ગયા.

ટ્રેઇન ઉપડી મીનાક્ષી મધુકરની ગોદમાથી દૂર થઈ ગઈ એકાએક હોશ અને આવેગમા તે રડી પડી

'મે મારા માતા પિતા, ભાઈ, બેન મિત્રો વર બધાને છોડી દીધા ના મારે તારી સાથે નથી આવવુ તે મને ભોળવી મને મીઠી વાતોમા ભરમાવી' એમ કહી મીનાક્ષી જોરથી રડવા લાગી

મધુકર શરમાઈ ગયો લાગણીવશ થઈ તેણે શુ કર્યું ? એક અજાણી છોકરીને ભેટ્યો, ચૂમિયો, ભરી ! તે મીનાક્ષીને આશ્વન આપવા નજીક ગયો પણ મીનાક્ષીએ એને ધક્કો મારી દૂર હડસેલ્યો.

'મીનાક્ષી, માફ કર ! મારી ભૂલ થઈ હુ ઘડીભર તારી પાછળ પાગલ થઈ ગયો !'

'પણ માર માતા, પિતા, મિત્રો મારા વિષે શુ ધારશે ?' મીનાક્ષીએ ધ્રૂસકે ધ્રૂસકે રડવા માડ્યુ 'અજાણ્યા રખડેલ યુવાન સાથે નાસી ગઈ તુ ખરાબ માણસ છે તે મને પાગલ બનાવી દીધી, હવે મારુ શુ થશે ! હુ ક્યા જઈશ !' ફરીથી મીનાક્ષી રડી ઊઠી

એટલામા સ્ટેશન આવ્યુ એક ગૃહસ્થ મીનાક્ષીની બાજુની સીટ ઉપર આવી બેઠા આથી મીનાક્ષીએ રડવુ માડી વાળ્યુ

થાણાનુ સ્ટેશન આવ્યુ ત્યા મીનાક્ષી અને મધુકર ઊતરી પડ્યા

'મારે ઘેર ચાલો' મધુકરે નમ્ર વિનયી ભાષામા મીનાક્ષીને કહ્યુ

'તારે ત્યા ! આવુ જ નહિ અહી વેઈટીંગ રૂમમા પડી રહીશ '

મધુકરે મીનાક્ષીની બેગ ઊચકી લેવા માટે પ્રયત્ન કર્યો પણ મીનાક્ષીએ તેને તરછોડ્યો મધુકર મીનાક્ષી પાછળ વેઈટીંગ રૂમમા ગયો

'જુઓ જે ભૂલ થવાની હતી તે થઈ ગઈ મને માફ કરો ઘડીભર તો મને એમ લાગ્યુ કે જાણે તમારી સાથે મારે યુગયુગ જૂનુ ઓળખાણ છે' મધુકરે મૌનનુ ચાલુ રાખ્યુ 'હુ કલ્યાણની ટિકિટ લાવુ છુ વળતી ટ્રેઇનમા આપ પાછા જાઓ'

'હા પાછા જવુ પણ હુ મો શી રીતે બતાવીશ'

'આપ એમ કહેજો કે આવતી રાતે ઊંઘ આવી નહોતી તે ટ્રેઇનમા ઊંઘી ગઈ અને આગલે સ્ટેશને ઊતરી પડી વળતી ટ્રેઇનમા પાછી આવી'

મધુકરનો ઉપરનો વિચાર મીનાક્ષીને ગમી ગયો મધુકર સેકન્ડ ક્લાસની ટિકિટ લઈ આવ્યો કલ્યાણ જતી ટ્રેઇનમા આવી ત્યા સુધી બન્ને મૌન બેસી રહ્યા મીનાક્ષી વચ્ચે વચ્ચે ડૂસકા ભરતી મધુકર




વિશારદભરી નજરે મીનાક્ષી તરફ ક્ષણેક જોઈ લેતો.

ટ્રેઈન આવી. મધુકરે સેકન્ડ ક્લાસનો ડબ્બો શોધી કાઢી મીનાક્ષીને ધીરેથી આ બનાવને ભૂલી માફ કરવાની આજીજી કરી.

'મીનાક્ષી ! તમે ધારો છો એવો હું ખરાબ રખડેલ માણસ નથી. મને એ ક્ષણે કોણ જાણે કેમ આવી ઘેલછા લાગી !' મીનાક્ષી બોલ્યા સિવાય મધુકરના મ્લાન વદનને જોઈ રહી.

પેસેન્જરો ઝડપથી આવતા જતા હતા. ટ્રેઈન ઊપડવાને હજી બે મિનિટની વાર હતી. બન્ને મૌન મૂઢ બની ઊભાં હતાં. એક ડબ્બામાં : બીજું પ્લેટફોર્મ ઉપર.

ટ્રેઈન ઊપડવાની વ્હીસલ વાગી. મીનાક્ષીએ મધુકર તરફ જોયું. તેની આંખોમાં બે જળમોતી ચમકતાં જોયાં. ઝડપથી તેણે ખિસ્સામાંથી રૂમાલ કાઢી આંખો લૂછી.

'મીનાક્ષી આવ...' એ બોલી શક્યો નહિ. ટ્રેઈનની ફરી વ્હીસલ થઈ.

એકાએક મીનાક્ષીએ ચીસ પાડી 'મધુકર ! હું આવું છું.' તેણે ઝડપથી બેગ નીચે ફેંકી. ટ્રેઇનમાંથી ઊતરી પડી. મધુકરનાં બે અશ્રુબિન્દુમાં તેણે જોઈ પ્રણયીના હૃદયની વેદના. એ આંસુમાં તેણે જોઈ મહોબ્બતની ચિરંજીવ જ્યોત. એ આંસુમાં તેણે જોયું નવા સંસારનું સર્જન.

બાજુના ડબ્બામાં બેઠેલી એક વૃદ્ધા આ તમાશો જોઈ રહી હતી. મીનાક્ષી જ્યારે બેગ લઈ નીચે ઊતરી ત્યારે તે બબડી : 'આજના જમાનાનાં......નવાં પરણેલાં...પછી પૂછવું જ શું ? ઘેલાં નહિ તો બીજું શું !'

વૃધ્ધાના શબ્દો બન્નેના કાન ઉપર પડયા. બન્નેએ પાછું વાળી સ્મિતભર મુખે વૃદ્ધા તરફ જોયું.

બન્નેની રડીને રક્તવર્ણી બનેલી આંખોમાં વૃદ્ધાએ જોયો અપાર્થિવ અલૌકિક પ્રણય અને અકથ્ય આનંદ; ભૂતકાળનો સ્મરણવાયુ વાયો અને વૃદ્ધાના શાંત હૃદયને હલાવી પ્રમોદભરી ઊર્જિત ક્ષણ આપી ગયો.

★

## હવાની લહર

હવાની લહર ઉછળતી આવે !
સભર ભર્યું સરવરિયું મ્હારું;
જળ એનાં લહરાવે !
હવાની૦

એ સરવરની લહર લહર પર,
રુમઝુમ પાયલ આવે,–
રાણી ! મૂર્તિ મધુર મધુર તવ,
સ્નિગ્ધ સુકોમલ ભાવે;
હવાની૦

તવ પાયલ એ, લહર લહરને–
નર્તન, કલરવ લાવે;
રાણી ! તવ મૂર્તિ જળલહરે,
રૂપ વિરલ વિલસાવે;
હવાની૦

હસિત બૂચ

## ગાન-વાદ્ય વૈફલ્ય

લઈ ફીડલ દિલરુબા લઈ સિતાર સારંગી લૈ,
નચાવી બહુ અંગુલિ વિવિધ તારપે ને સૂરો
કર્યા કદિ ખમાજના, કદિક કન્નડાના કર્યા–
કદિક લઈ બોલતાન–બહુ ઘુમાવી તાનો. વળી
જઈ ખરજમાંથી 'ટીપમહિં' ને પુનઃ મધ્યમે,
બહુવિધ પ્રકારથી વળી કદિક સારંગને
ઘૂમાવી વળી હું રહ્યો. વળી કદિક માલકોષનો
'નિસાગમગસા' કરી બહુ કર્યો જ વિસ્તાર મેં–
મૃદંગ, તબલાં પરે પરણ–આડ–તોડા કદિ,
વગાડી કીધ મુગ્ધ લોક વળી ખૂબ આશ્ચર્યમાં!

પરંતુ ક્યમ ચિત્ત રંજિત ન તેથી તોયે થતું ?!
સુમંજુલ સુરાવલિ તવ–'હું તારી બ્હાલા!' મહીં
હવે ફક્ત ભાસતું સરવ વાદ્યનું ગાન, ને
તહીં છ મમ ચિત્તશાન્તિ–ન કદિ બીજે શોધવી.

–રમેશ પાઠક

# સૂકો મેવો [૨]

પદ્મકાન્ત ર શાહ

"A well filled stomach is in deed a great thing, all else is luxury'

'ભરપૂર પેટ એ જ ખરેખર મહત્વની વસ્તુ છે બાકી સર્વ મોજશોખ છે —વાંચેલું

આ જ વિષયનો પ્રસ્તાવ કરતો એક લેખ ગયા માસના અંકમાં આવી ગયો આ લેખમાં સૂકો મેવો વૈજ્ઞાનિક તાકાત કેવી અને કેટલા પ્રમાણમાં ધરાવે છે એનું પદ્ધતિસરનું ટેબલ અને વિગતોથી ભરપૂર કરેલ છે આ વિષય અંગે મદદરૂપ થતા પુસ્તકોની યાદી પણ આ લેખને છેડે આપેલી જિજ્ઞાસુ વાચકોને મદદરૂપ થાય એવી છે

છેક બાલ્યકાળથી આપણે કાજુ, બદામ, દ્રાક્ષ, ખજૂર, અંજીર, પિસ્તા, ચારોળી વગેરેને સૂકા મેવા તરીકે ઓળખતા અને ખાતા આવ્યા છીએ આપણા ખોરાકમાં પૌષ્ટિકતાની દૃષ્ટિએ સૂકા મેવાનું કેવું સ્થાન છે તે બરાબર સમજવા માટે આપણે પ્રથમ થોડું પોષણ અંગેનું વિજ્ઞાન જાણી લેવું પડશે

આપણે જાણીએ છીએ કે જીવન ટકાવવા માટે હવા, પાણી અને ખોરાકની જરૂર છે હવા પણ એક પ્રકારનો ખોરાક છે કારણ કે પ્રાણવાયુ વગર આપણે જે અન્ન પેટમાં નાખીએ છીએ તેનું દહન થતું નથી પાચનક્રિયા એક પ્રકારની દહનની ક્રિયા છે, ઘણીવાર આપણે, ભૂખ લાગે ત્યારે બોલીએ છીએ 'ભાઈ એન્જિનમાં કોલસા નાખો' આ પ્રમાણે આપણે આપણા શરીરને એન્જિન સાથે સરખાવીએ છીએ એન્જિન જેમ કોલસા બાળીને શક્તિ ઉત્પન્ન કરે છે તેમ આપણું શરીરનું યંત્ર પણ ખોરાક રૂપી કોલસા બાળીને શક્તિ ઉત્પન્ન કરે છે કોલસા બાળવાથી ગરમી પેદા થાય છે આપણે જે ખોરાક ખાઈએ છીએ તેને પણ ગરમીના ધોરણે માપવામાં આવે છે આ ધોરણને 'કેલરી' કહે છે પુખ્ત વયના માણસને ૨,૫૦૦ થી ૩,૦૦૦ કેલરી જેટલી ગરમી આપે તેટલો ખોરાક દરરોજ મળવો જોઈએ ઉપરાંત, આપણા ખોરાકના ત્રણ પ્રકાર છે પ્રોટીન ચરબી તથા કાર્બોહાઈડ્રેટ આ ત્રણ વડે આપણને શક્તિ મળે છે તેમાંના પ્રોટીનથી શરીરનો ઘસારો પૂરો પડે છે અને શરીરને બંધમાં રાખનાર તંતુઓ, સ્નાયુઓ વગેરેને ઘસાતા તે અટકાવે છે, જ્યારે ચરબી અને કાર્બોહાઈડ્રેટ શરીરને રોજના કાર્યો કરવા માટે બળ આપે છે

ખોરાકમાં આ ત્રણે તત્ત્વો હોવા જોઈએ નહિ તો તે ખોરાક સંપૂર્ણ ન કહેવાય અનાજમાં કાર્બોહાઈડ્રેટનું પ્રમાણ વધુ હોય છે કઠોળમાં પ્રોટીન વિશેષ પ્રમાણમાં હોય છે તથા ફળ અને શાકભાજીમાં આ ત્રણે પ્રકારનો વત્તો ઓછો સમાવેશ થયેલો હોય છે ચરબી નવ કેલરી અને કાર્બોહાઈડ્રેટ ચાર કેલરી જેટલી ગરમી ઉત્પન્ન કરે છે કેલરી એટલે ૧૦૦ ગ્રામ જેટલા વજનના પદાર્થનું ૧ અંશ સેન્ટીગ્રેડ જેટલું ઉષ્ણતામાન વધારવા માટે જોઈએ તેટલી ગરમી ખોરાકની અંદર ચરબી, પ્રોટીન અને કાર્બોહાઈડ્રેટ હોવા ઉપરાંત એમાં કેટલાક ખનીજ દ્રવ્યો, જેવા કે, કેલ્શિયમ (ચૂનો) લોહ, મેગ્નેશિયમ, ફોસ્ફરસ, ગંધક, વગેરે પણ હોવા જોઈએ છતાં, ખોરાકમાં હજુ એક વસ્તુની ઊણપ હોય તો ગમે તેટલો ખોરાક લેવામાં આવે તો પણ શરીર તૂટી પડે આ વસ્તુ તે વિટામીન મુખ્ય વિટામીન પાંચ પ્રકારના છે, જેમને 'એ' 'બી,' 'સી', 'ડી', અને 'ઈ', એવા નામો આપવામાં આવ્યા છે વિટામીન 'એ' પૂરતા પ્રમાણમાં ન મળે તો રતાંધળાપણું આવે છે 'બી' વિટામીન વગર જઠર તથા આંતરડા કામ કરી શકતા નથી અને તે ન મળવાથી 'બેરી-બેરી' નામનો રોગ થાય છે વિટામીન 'સી' શરીરના કોષોને પોષણ આપે છે વિટામીન 'સી' ન મળવાથી 'સ્કર્વી' નામનો રોગ થાય છે શાકભાજીમાં વિટામીન 'સી' સારા પ્રમાણમાં હોય છે વિટામીન 'ડી'થી દાંત તથા શરીરના હાડકાંને પૂરતા પ્રમાણમાં ચૂનો લઈ શકવાનું ફાવે છે આ વિટામીન વગર શરીરમાં કેલ્શિયમ રહી શકતું નથી અને તેથી તેની અછતને કારણે દાંત તથા હાડકાં નબળાં પડે છે વિટામીન 'ઈ' ઉપર પ્રજનનનું કાર્ય આધાર રાખે છે કારણ કે તેના વગર સંતતિ થઈ શકતી નથી

આ બધું જાણ્યા પછી આપણે આપણા માટે આદર્શ ખોરાક નક્કી કરી શકીએ. અનાજ, ફળ તથા શાકભાજીનો બનેલો આપણો ચાલુ ખોરાક પ્રોટીન કાર્બોહાઈડ્રેટ, ચરબી, ક્ષારો તથા વિટામીનોની બાબતમાં સૂકા ફળો તથા બદામ, કાજુ, મગફળી, પિસ્તા ઇત્યાદિ સૂકા મેવા સાથે તુલનામાં કઈ રીતે ઊતરે છે તે નીચેના બે કોઠા તપાસતાં સમજાશે

# ચાલુ ખોરાક (અનાજ, ફળ, શાકભાજી) અને સૂકા મેવાની તુલનાત્મક સમીક્ષા

## કોષ્ટક ૧ : અનાજ, ફળ અને શાકભાજી

| નામ | ચોખા % | ચરબી % | કાર્બોહાઈડ્રેટ % | રેષા % | ક્ષાર % | વિટામીન 'એ' | વિટામીન 'બી' | વિટામીન 'સી' | વિટામીન 'ડી' | વિટામીન 'ઇ' | ચૂનો કેલ્શ્યમ | લોહ (આયર્ન) | ફૉસ્ફરસ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચોખા | , ૬·૪૭ | ૦·૪૯ | ૭૯·૦ | ૦·૨૫ | ૦·૪૯ | — | + | — | — | — | xx | — | — |
| ઘઉં | ૧૭·૬૨ | ૧·૮ | ૬૫·૧૩ | ૧·૩૦ | ૧·૬૫ | — | ++ | — | — | — | — | + | +++ |
| તુવેર | ૨૧·૧૨ | ૧·૬ | ૬૫·૮ | ૧·૧૦ | ૩·૩૦ | — | — | — | — | — | — | + | +++ |
| જુવાર | ૭·૦ | ૩·૦ | ૭૫·૦ | ૧·૫૦ | ૧·૨૦ | + | + | — | + | + | — | ++ | +++ |
| બાજરી | ૮·૦ | ૫·૦ | ૭૦·૦ | ૦·૬૦ | ૨·૦ | + | ++ | — | + | + | — | + | — |
| પાકી કેરી | ૦:૧૫ | ૦·૭૭ | ૧૮·૨ | — | — | ++ | — | +++ | — | — | — | + | — |
| પપૈયું | ૦·૭૫ | — | ૩·૫ | — | — | ++ | + | +++ | — | — | — | + | — |
| નારંગી | ૦·૮૦ | ૦·૧૦ | ૦·૪ | — | — | — | ++ | +++ | — | — | + | + | + |
| અનનસ | ૦·૩૦ | ૦·૦૩ | ૯·૬ | ૦·૪ | ૦·૩ | ++ | + | +++ | — | — | ++ | ++ | +++ |
| કેળાં | ૦·૧૦ | ૦·૧૦ | ૭·૯ | — | — | + | + | + | + | ++ | + | + | +++ |
| વટાણા | ૨૩·૭ | ૨·૦ | ૪૦·૨ | ૨૨·૦ | ૧૨·૦ | ++ | + | — | — | — | — | × | + |
| બટાટા | ૧૬·૭૫ | ૦·૭૭ | ૭૩·૫ | ૨·૯૩ | ૫·૯૭ | + | + | + | — | — | ++ | + | + |
| કોબીજ | ૧૯·૫૦ | ૩·૦ | ૬૧·૩ | ૮·૮ | ૭·૨૦ | — | — | + | — | — | + | + | +++ |
| મેથી | ૪૬·૦ | ૪·૩ | ૫૬·૧ | ૧૧·૫ | ૧૧·૩ | ++ | ++ | ++ | — | — | + | + | ++ |
| કાંદા | ૧૧·૨૫ | ૨·૧૭ | ૭૮·૫ | ૪·૦ | ૩·૬ | ++ | + | + | — | — | ++ | ++ | + |

સમજુતી :— — =નહિવત અથવા અણશોધાયેલું, + = સાધારણ. ++ = સારૂં. +++ = પુષ્કળ.

# ચાલુ ખોરાક (અનાજ, ફળ, શાકભાજી) અને સૂકા મેવાની તુલનાત્મક સમીક્ષા

## કોષ્ટક: ૨ સૂકો મેવો તથા સૂકાં ફળો (અંજીર, દ્રાક્ષ, વિગેરે)

| નામ | ભેજ | પ્રોટીન % | ચરબી % | કાર્બોહાઈડ્રેટ % | રેષા % | ખનીજ (ક્ષાર) % | ચૂનો % | લોહ % | ફોસ્ફરસ % | વિટામીન 'એ' યુનીટ | વિટામીન 'બી' મિલીગ્રામ | વિટામીન 'સી' | કેલેરી ૧૦૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બદામ | ૫.૨ | ૨૦.૮ | ૫૮.૯ | ૧૦.૫ | ૧.૭ | ૨.૯ | ૦.૨૩ | ૪.૫ | ૦.૪૯ | ? | ૮૦ | ૦ | ૬૫૫ |
| કાજુ | ૫.૯ | ૨૧.૨ | ૪૬.૯ | ૨૨.૩ | ૧.૩ | ૨.૪ | ૦.૦૫ | ૫.૦ | ૦.૪૫ | ૧૦૦ | — | — | ૫૯૬ |
| કોપરુ | ૩૬.૩ | ૮.૫૦ | ૮૧.૬ | ૧૩.૦ | ૩.૬ | ૧.૦ | ૦.૦૧ | ૧.૭ | ૦.૨૪ | [illegible] | ૧૫ | ૧ | ૪૪૮ |
| મગફળી | ૭.૯ | ૨૬.૭ | ૪૦.૧ | ૨૦.૩ | ૩.૧ | ૧.૯ | ૦.૦૫ | ૧.૬ | ૦.૩૯ | ૬૩ | ૩૦૦ | ૧૦ | ૫૪૯ |
| તલ | ૫.૧ | ૧૮.૩ | ૪૩.૩ | ૨૫.૨ | ૨.૯ | ૫.૨ | ૧.૪૫ | ૧૦.૫ | ૦.૫૭ | ૧૦૦ | — | ૦ | ૫૬૪ |
| પિસ્તાં | ૫.૬ | ૧૯.૮ | ૫૩.૫ | ૧૬.૨ | ૨.૧ | ૨.૮ | ૦.૧૪ | ૧૩.૭ | ૦.૫૭ | ૨૪૦ | — | ૦ | ૬૨૬ |
| ચારોળી | ૪.૪ | ૨૯.૭ | ૬૩.૩ | .. | ... | ૨.૬ | — | ૪.૧ | ૦.૪૩ | ? | ? | ? | ૬૮૯ |
| વૉલનટ (અખરોટ) | ૪.૫ | ૧૫.૬ | ૬૪.૫ | ૧૧.૦ | ૨.૬ | ૧.૮ | ૦.૧૦ | ૪.૮ | ૦.૩૮ | ૧૦ | ૧૫૦ | ૦ | ૬૮૭ |
| ખજૂર | ૧૫.૩ | ૨.૧ | ૨.૮ | ૭૮.૪ | — | ૧.૩ | | | | | | | ૩૪૭ |
| અંજીર . | ૧૮.૮ | ૪.૩ | ૦.૩ | ૭૪.૨ | — | ૨.૪ | | | | | | | ૩૧૭ |
| દ્રાક્ષ (મસ્કતી) | ૧૪.૬ | ૨.૬ | ૩.૩ | ૭૬.૧ | — | ૩.૪ | | | | | | | ૩૪૫ |




ઉત્તમ પ્રકારનો પ્રમાણસર ખોરાક નીચે પ્રમાણે કાર્બોહાઇડ્રેટ ચરબી તથા ક્ષારોનો બનેલો હોવો જોઈએ:-

| | | |
|---|---|---|
| પ્રોટીન | ૭૩ | ગ્રામ |
| ચરબી | ૭૪ | ગ્રામ |
| કાર્બોહાઈડ્રેટ | ૪૦૮ | ગ્રામ |
| કેલરી | ૨૫૯૦ | |
| કેલ્શ્યમ | ૧.૦૨ | ગ્રામ |
| ફૉસ્ફરસ | ૧.૪૭ | ગ્રામ |
| લોહ | ૪૪.૦૦ | મિલીગ્રામ |

( ૧૦૦ મિલીગ્રામ = ૧ ગ્રામ )

વિટામીન 'એ' – ૭,૦૦૦ ઉપર આંતરાષ્ટ્રીય યુનિટ
વિટામીન 'બી'૧ – ૪૦૦ „ „
વિટામીન 'સી' – આશરે ૧૭૦ મિલીગ્રામ

હવે આપણે વૈજ્ઞાનિક તપાસમાં સૂકો મેવો (દ્રાક્ષ, ખજૂર, અંજીર, કાજુ, બદામ, અખરોટ, પિસ્તાં, મગફળી, કોપરું, વગેરે) ચાલુ ખોરાકની વસ્તુઓની તુલનામાં કેવો સિધ્ધ થયો છે તે વિચારીએ.

પ્રોટીનઃ- એસિડ (અર્થાત્ પ્રોટીન) બદામ વર્ગના સૂકા મેવામાં અસ્તિત્વ ધરાવે છે. જૉન્સ, ફિન્ક્સ અને જર્સડૉર્ફ નામના ખાદ્યવિજ્ઞાનશાસ્ત્રીઓએ કોપરામાંનું પ્રોટીન તપાસ્યું હતું અને તેમાં તેમને મહત્વના એમિનો-એસિડ જણાયા હતા. સૂકા મેવાનાં પોષક તત્વો અનાજને મળતાં જણાયાં છે પણ તેમાંનું પ્રોટીન અનાજના પ્રોટીનનું પૂરક છે. એડિ અને એકમેન નામના વૈજ્ઞાનિકો મગફળીનું પ્રોટીન માંસના પ્રોટીન સાથે સરખાવતાં લખે છે: "મગફળીનો લોટ શરીરની વૃધ્ધિ કરવામાં માંસ કરતાં કૈંક અંશે અને પ્રજનન માટે તો સવિશેષ અધિક ચઢિયાતો સાબીત થયો છે." મગફળીની પાચનશક્તિ જોન્સના કહેવા મુજબ સંતોષકારક છે. સંયુક્ત અમેરિકાના ખેતીવાડી વિભાગના રસાયણશાસ્ત્રીઓ જૉન્સ અને જોન્સ પ્રયોગો વડે દર્શાવે છે કે મગફળીના પ્રોટીનમાં અલ્કલી યુક્ત એમિનો-એસિડ પ્રચૂર પ્રમાણમાં છે, જ્યારે અનાજના પ્રોટીનોમાં આ ઓછા પ્રમાણમાં હસ્તી ધરાવે છે.

**કાર્બો હાઇડ્રેટ :-** મૉર્ગન, સ્ટ્રોચ અને બ્લુમ નામના વૈજ્ઞાનિકોએ બદામની અંદર રહેલા કાર્બોહાઈડ્રેટની પરીક્ષા કરી દર્શાવ્યું છે કે તેમાં ½ ભાગની શર્કરા, ¼ ભાગના પેન્ટોસાન તથા ⅙ જેટલા રેષા છે.

**ક્ષારો :-** સામાન્ય રીતે સૂકા મેવામાં ફૉસ્ફરસ વિશેષ કરીને તથા લોહ, મેન્ગેનીઝ અને તાંબુ ઠીક ઠીક અંશે અને કેલ્શ્યમ અતિસાધારણથી નહિવત્ આવી રહેલાં છે

**વિટામિન :-** સૂકા મેવા વિટામીન "બી" સારા પ્રમાણમાં ધરાવે છે. સૂકા મેવાની ઉણપો :- પ્રોટીન અને ચરબી સૂકા મેવામાં અધિકાંશે છે અને તેથી તેની સરખામણીમાં પૌષ્ટિકતાની દૃષ્ટિએ માંસાહાર સાથે કરવામાં આવી છે. ખોરાકમાં તે માંસાહારનું સ્થાન અપનાવી શકે એવા ઉચ્ચ પ્રકારનો પ્રોટીન તેનામાં અસ્તિત્વ ધરાવે છે. પરંતુ, માંસાહારની જેમ તેમનામાં કેલ્શ્યમ તથા વિટામીન 'એ' અને 'સી' અત્યંત જૂજ પ્રમાણમાં છે એટલે સૂકા મેવા સાથે તાજાં ફળો, શાકભાજી તથા દૂધ વગેરે લેવાં આવશ્યક છે.

**રોજના આહારમાં સૂકા મેવાનું સ્થાન :-** કદાચ આર્થિક દૃષ્ટિએ દૈનિક ખોરાક સાથે સૂકા તેમજ લીલો મેવા લેવાનું સામાન્ય જનતાને પરવડી ન શકે પરંતુ મધ્યમ પ્રમાણમાં ફળોનું સેવન કરવાથી આરોગ્યને ઘણો લાભ થાય છે અને લાંબે ગાળે તેની પાછળ કરેલો ખર્ચ ઊગી નીકળે છે. ફળો ક્ષુધાને પ્રદીપ્ત કરી પાચકરસોના વહનમાં આધારભૂત થાય છે તેથી આંતરડાંનું આરોગ્ય વધે છે. વળી યુરિક એસિડ જેવાં ઝેર તથા નકામા પદાર્થો શરીરમાંથી દૂર કરવા માટે પણ ફળો અગત્યનો ભાગ ભજવે છે. લીલા મેવામાં પાણીનું પ્રમાણ ઘણું વધારે હોવાથી સૂકા મેવા તરીકે ફળો ખાવાનું તથા ખરીદવાનું





સગવડભર્યું પણ છે. રાષ્ટ્રીય ઉદ્યોગ તરીકે પણ સૂકો મેવો બનાવવાના ઉદ્યોગની પ્રતિષ્ઠા કરવી જોઈએ. દૃષ્ટાંત તરીકે, દક્ષિણ ભારતમાં રત્નાગિરિ, ગોવા, કાનરા, ગન્તુર ગોદાવરી વિઝાગાપટ્ટમ, મલબાર, કોચીન, ત્રાવણકોર વગેરે પ્રદેશોમા :કાજુનો પાક એટલો બધો થાય છે કે ત્યાં આગળ આ ઉદ્યોગ વિકસાવવાથી અનેક લોકોને રોજી મળી શકે. મેંગલોરમાં કાજુ તૈયાર કરવાના ૭ કારખાનામાં ૧૫,૦૦૦ કારીગરો રોકાયેલા છે. રાષ્ટ્રીય આયોજનની પેટા સમિતિના અહેવાલમાં લખ્યું છે: "Cultivation of Fruits is a problem of very great national importance. Fruits contain all the nourishing ingredients, such as vitamins, calcium and other salts and are specially useful for the maintenance of vigourous health"

## પુસ્તકસૂચિ


૧. Outline of Food Technology, by Harry W. von Loeseeke.

૨. Advances in Food Research–Edited by E. M. Mrak & George F. Stewart.

૩. Commercial Fruit and Vegetable Products, by W. V. Cruess.

૪. Health Bulletin No. 23. The Nutritive value of Indian Foods and the Pl‹nning of Satisfactory Diats, 3rd Edition, Government of India.

૫. National Planning Committee Series, Report of Subcommiittees on Animal Husbandry, Dairying, Fisheries and Hoticulhure. Edited by K. T. Shah.

૬. Studies on Fruit and Vagetable Products.- Imperial Council of Agriculhurl Research.

૭. Chemical Composition of Foods– Mc Cance and Widowson Medical Research Council.

૮. Encyclopaedia Britampica

૯. Vagetable Dehydration: Ministry of Food–Scientific and Technical Sεries–London H. M. Stationery Office




### 'ઊર્મિ–નવરચના' અંગે જરૂરી જાહેરાત

ગયા અંકમાં જાહેરાત કર્યા મુજબ 'ગુજરાતી ડાયજેસ્ટના' સ્વરૂપે પ્રગટ થનાર 'ઊર્મિ–નવરચના' ચાલુ સ્વરૂપે જ પ્રગટ થાય એવો અમારા અસંખ્ય ગ્રાહકો, શુભેચ્છકો અને વાચકોનો આગ્રહ હોવાથી હાલ તુરત 'ઊર્મિ–નવરચના' નવા સ્વરૂપે પ્રગટ કરવાનું મુલત્વી રાખેલ છે. ચાલુ સ્વરૂપે પણ વધુ વૈવિધ્યવંતુ બનાવવાની અમારી નેમમાં અમને અમારા વાચકો, ગ્રાહકો અને શુભેચ્છકો સંપૂર્ણ સહકાર આપે એ જ અપેક્ષા.

—સંચાલકો : 'ઊર્મિ–નવરચના'

# શબનમ [૮]

અનુ: અશોક હર્ષ

> એક અનામી લેખકનાં સુંદર ગદ્યકાવ્યોના આ છેલ્લા હપતા સાથે આખું પુસ્તક પૂરું થાય છે. આ ગદ્યકાવ્યોને પુસ્તકરૂપે માગતા અનેક વાચકોના પત્રોએ એની લોકપ્રિયતા સાબિત કરી જ છે. આ અનામી લેખકનાં જ્ઞાનાનુભવનો વારસો સૌ કોઈને પહોંચાડવા માટે જ એને ગુજરાતીમાં આ વિદ્વાન અનુવાદકે ઉતાર્યું છે. પુસ્તકરૂપે પ્રગટ કરવાનો વિચાર ચાલુ જ છે.

અલ્લાહના પેગંબરે સઘળા મુસ્લીમોની સમાનતા જાહેર કરી ત્યારે દેખીતી જ એણે માનવજાતની સહજ પ્રેરણા કે જે અસમાનતા જ જીવનમાં સર્વવ્યાપી નિયમ હોવાનું સૂચવી રહેલ છે તેની ખોટી રજૂઆત કરેલી. અને એનું સહેજે કલ્પી શકાય તેવું પરિણામ એ આવ્યું કે સમાનતાનો ઉપદેશ થોડા જ સમયમાં દુ:ખદ અવાસ્તવિકતા, ઘૃણાજનક કલ્પના—ભયંકર આંતરવિગ્રહની ફળદ્રુપ જનની બની રહ્યો.

★

સમૃધ્ધિની છોળો પર હોઈએ કે નિરાશાને તળિયે રગદોળતા હોઈએ—ગમે તે હોય, પણ એ જલદી વીતી જવાનું છે.

★

શિખાઉના હાથમાં સત્તા કે કમજાતના હાથમાં સમૃધ્ધિના દર્શન કરતાં બીજું કશું મને એટલી રમૂજ નથી આપતું; કારણકે બંને પોતાની જાતનો દ્રોહ કરતા હોય છે—એક અસહ્ય મદદથી જ્યારે બીજો ઠાઠમાઠના પ્રદર્શનથી.

★

જાણીબૂઝીને કરેલા અસત્યાચરણ કારણે ઉદ્ભવતી વ્યથા એ તીવ્રમાં તીવ્ર વ્યથા છે કારણકે તે હજારો અમંગલ કલ્પનાઓ કર્યા કરે છે જે મનને વ્યાકુળ અને આત્માને અચ્છાદિત બનાવી દે છે.

★

આપણે ખૂબ ઉત્કટતાપૂર્વક સેવેલી આશા વિફળ જાય છે. પળેક આપણે તેનો શોક કરીએ છીએ અને પછી રોજિંદા વહેવારમાં તે ભૂલી જઈએ છીએ. વર્ષો બાદ આપણને પ્રતીત થાય છે કે જે કંઈ બન્યું હતું તે સારાને માટે જ હતું. મર્ત્ય દૃષ્ટિ શું ભાવિનો પરદો ભેદી શકી છે? માનવીનું શાણપણ શું કાળચક્રને યથાક્રમ ચલાવી શકે તેમ છે?

★

માનવ એ અજોડ અહંભાવી છે. પોતાનાં ગુણોનું એ પ્રદર્શન કરે છે, દોષોને જતા કરે છે, મુશ્કેલીઓને ખોટું સ્વરૂપ આપે છે અને સત્યાસત્યને લગતા તેના પોતાના વાદગ્રસ્ત ધોરણો નિશ્ચિત કરે છે જેના દ્વારા તે માનવજાતને માપે છે, જગત વિષેનો નિર્ણય બાંધે છે.

★

દુર્ગુણ તેની સજા તેની જોડે જ વહેતો હોય છે. અંતરાત્માના ઉપાલંભ અથવા પશ્ચાત્તાપનાં દર્દ કરતાં વધુ ગજબ દર્દનાક બીજું કંઈ છે?

★

ઇશિનની રાજમુદ્રા પર એક આલેખ હતો જેથી વધુ સુંદર આલેખની કલ્પના પણ મુશ્કેલ છે—'પ્રેમ અને નમ્રતા.' જીવનમાં આપણને સૌને કશાની જરૂર હોય તો તે આની, કારણ કે પ્રેમ માનવપ્રકૃતિને પ્રકાશમાન બનાવે છે જ્યારે નમ્રતા માનવગુણોને શુચિતા બક્ષે છે.

★

પૃથ્વી પરની સઘળી ચીજોમાં સૌથી વધુ ચંચળ કોઈ ચીજ હોય તો તે છે લોકપ્રિયતા. એ પાણી જેટલી જ અસ્થિર અને હવા જેટલી જ તરંગી હોય છે.

★

સ્મૃતિ જ્યારે પાંખે ચડીને ભૂતકાળના લુપ્તપ્રાય: ખૂણાઓ ફરી વળે છે, ત્યારે વગર કહે અશ્રુપ્રવાહ વહી નીકળે છે. કવિએ સાચું જ ગાયું છે: 'સુખી દિવસોની યાદ એ દર્દ પર કળશ ચઢાવવા જેવી છે.'

★

મોહની આગથી ભયભીત રહે અને કસોટીએ




બંને પોતાના સમુચિત ધ્યેયને બદલે અન્યની ખિદમત ઉઠાવે છે.

★

જૂઠો આરોપ આપણે સહી શકતા નથી પણ જૂઠી પ્રશંસાથી ખુશ થઈ જઈએ છીએ. જૂઠાણાને આપણે ધિક્કારીએ છીએ પણ સવારથી સાંજસુધી જૂઠ જ આચરીએ છીએ. જિંદગી શું વિચિત્ર વિરોધો જ રજૂ નથી કરી રહેલી ?

★

અલ્લાહના પેગંબરે જણાવ્યું છે કે બાળકો પ્રત્યેનો પ્રેમ એ કરુણા, વાત્સલ્ય અને સમભાવથી છલકાતા હૃદયની અચૂક નિશાની છે.

★

પ્રજામત ભાગ્યે જ સાચો હોય છે કારણકે તે ઘણીવાર હકીકત કરતાં કલ્પના પર નિર્ભર હોય છે.

★

પુરુષ બુદ્ધિથી દોરાય છે, સ્ત્રી તેની સહજ વૃત્તિથી—બંને તેમના નિર્ણયમાં ભૂલ કરતાં હોય છે. પરંતુ સ્ત્રી પુરુષના કરતાં ઓછી.

★

સત્તાનો મદ ગજબ હોય છે, પરંતુ ધનનો મદ તો અસહ્ય જ હોય છે.

★

ઘર એ મરી પરવારેલાઓના શાસનનું પ્રતિનિધિ હોવાનું કહેવાયું છે, અને, ખરેખર, એ જો સાચે સાચા અર્થમાં ઘર હોય તો ઉચિત એવું જ હોય છે, કારણકે તેની દરેક ચીજ—નજીવામાં નજીવી પણ કંઈ ને કંઈ સ્મરણ જગાડે છે, કાંઈક પ્રિય પરંપરાની યાદ આપે છે. અથવા તો ગતકાળનું કોઈ આહ્લાદક દૃશ્ય ખડું કરે છે. વર્તમાન અને ભૂતકાળ ત્યાં અવિચ્છેદ્યપણે એકાકાર બની રહે છે; જોનારી આંખને ત્યાં વિદેહોની અમૂર્ત છતાં પણ પૂર્ણ પ્રભાવશાળી અસર જણાયા વિના નથી રહેતી; પ્રેમપૂર્ણ હૃદયને ત્યાં વિદાય પામેલાઓના અદૃશ્ય છતાં પ્રેમાળ હાથનો સ્પર્શ જણાયા વિના નથી રહેતો.

★

અમીરી અને ગરીબી—માણસના ચારિત્ર્યની એ કસોટી કરીને તેનું સાચું જોખમ બહાર આણે છે.

★

મેં એક નાના સરખા બાળકને ઢીંગલા વડે રમતું ને ગેલ કરતું જોયું—નિઃસ્વાર્થ પ્રેમની ઉજ્જવલ ઝલકપૂર્વક, ઉત્કટ આનંદની ઉષ્મા સહિત, બાળકના એ સીધા સાદા કાર્યમાં મેં સ્ત્રીત્વના ગૌરવનો તેજોમય પ્રભાવ જોયો—તેનો નિઃસ્વાર્થ પ્રેમ, અચૂક ભક્તિ, ઉદાત્ત આત્મસમર્પણ, અક્ષુણ્ણ ત્યાગ.

★

'કોણ છે તું ? મારો કદીયે કેડો ન મૂકનાર, ક્રૂર, અણઆમંત્રિત સંગાથી તું કોણ છે ?'

'કિસ્મત, હું છું કિસ્મત—મારાથી તું છટકી શકે તેમ નથી, માનવજાતને હું નાકની દાંડી પકડીને દોરું છું. મારા અમલ સામે કોઈ સવાલ કરી શકે તેમ નથી; મારા ફરમાનની કોઈ અવજ્ઞા કરી શકે તેમ નથી; મારી ઇચ્છાનો કોઈ અનાદર કરી શકે તેમ નથી, સઘળાએ તે માથે ચડાવવી જ પડે છે. માનવયાતનાં પ્રત્યે હું બેધ્યાન છું. અને માનવઅશ્રુઓ પ્રત્યે બેપરવા. 'મારી ઇચ્છા અનુસાર જ થવું જોઈએ'—એ આદેશ મારી ઢાલ પર કોરેલો છે અને દરેકે દરેક આદમી તે સારી પેઠે જાણે છે.

'અહીં આ ઉદ્યાનમાં મેં મારો માળો બાંધ્યો છે. જે કોઈવાર અહીં આવતા જતાને સુંદર દૃશ્યરૂપ લાગે છે. પરંતુ મારે માટે તો અહીંનાં ફૂલોની ખુશબૂ પણ ગમગીનીથી લદાએલી છે, કારણકે રોજે રોજ હું ફૂલોને ખીલતાં ને કરમાતાં નથી જોતો ? અહીં વાઘેઘડીએ રચાતો ખુદ મારો પોતાનો જ માળો, આપણા વ્યર્થ ને નિષ્ફળ યત્નોની નિશાની છે. અહીં, જેને મારું ગીત કહેવામાં આવે છે એ, તમામ પાર્થિવ વસ્તુઓની અનિશ્ચિતતા અને અસ્થિરતા પરના શોકાલાપ સિવાય કશું જ નથી.

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબંધુ

## પ્રકરણ ૨૦ મું (ચાલુ)

### નવી પેશ્વાઈનાં પહેલાં પાંચ વર્ષ

> પેશ્વાઈને પણ આંટી દે એવી સત્તારૂઢ સરકાર માટે જેટલો વધુ ઊંડો અભ્યાસ કરીએ એટલી વધુ પેશ્વાઈ તારવી શકાય એમ છે ખૂબ જ આકર્ષક અને લોકપ્રિય થઈ ચૂકેલી આ લેખમાળાના ગયા અંકથી નવા ચાલુ થયેલા આ પ્રકરણમાં પેશ્વાઈ અને એની સાચી નજરે દેખાતી રૂપરેખા દરેકને તરત ઊડીને આંખે વળગે એવી છે

**આ** રીતે મોરારજીભાઈએ સુરતના હિતને માટે ગુજરાતના હિતનો ભોગ આપ્યો પણ જ્યારે સુરત વિરુદ્ધ સત્તાનો પ્રશ્ન આવીને ઉભો રહ્યો ત્યારે એમણે પોતાની સત્તા સાચવવા સુરતના હિતનોય ભોગ આપ્યો, ઉકાઈ આખો મહારાષ્ટ્રીકરણ થવા દીધું, અને એના માટે કાકરાપાડાની કતલ કરી

ચૂંટણીના દુંદુભિ ગાજ્યા. મોરારજીભાઈએ પ્રજાને કૉલ દીધો કે "તમે અમને ચૂંટશો તોય તમારી સેવા કરીશું અને નહિ ચૂંટો તોપણ તમારી સેવા કરીશું"

ઈશ્વરે એમને બોલ્યું પાળવાની તક આપી એ ન ચૂંટાયા એમનો ધર્મ સ્પષ્ટ હતો ગામડામાં બેસી રચનાત્મક કામ કરવાનો પણ પ્રજાએ આશ્ચર્યચકિત નયને જોયું કે કંચન કામિનીને તૃણવત્ માનનાર તપસ્વી મોરારજીભાઈ સત્તાસુંદરીના મોહપાશમાં એવા તો લપટાઈ ગયા કે એમના પોતાના જ શબ્દોમાં કહીએ તો "પોતાના મોઢે મેશ ચોપડીને" એ ધારાસભામાં પાછલે બારણેથી પેઠા લોકશાહીનું ખૂન કર્યું અને સત્તાની તલવાર સેવાની ઢાલ વડે પોતાની નવી પેશ્વાઈ સ્થિર કરી

અને એ જ ચૂંટણીએ રવિશંકર મહારાજ અને સંતબાલ જેવા પુણ્યપુરુષોનું તપ તાવી લીધું ચૂંટણીમાં અનેક ખરાખોટા પક્ષો ફૂટી નીકળ્યા અને તે વખતે ગુજરાતના આ બે પુણ્યપુરુષોએ પ્રજાને સાચું માર્ગદર્શન આપવાનું પડતું મૂક્યું, મામલા ના પંજામાં જઈને ખેડૂત અને કોંગ્રેસને જોડવા માટે ક્ષત્રિય સભા જેવી કોમી સંસ્થાની પીઠ થાબડીને જ્ઞાતિઝનુનના ઝંડાધારીઓ બન્યા!

મહાત્મા ગાંધીજીથી માંડીને રવિશંકર મહારાજ સુધીના નેતાઓ એ આપણા પૂજ્યપુરુષો! એમના વ્યક્તિત્વનો સંકોચ એટલે આપણું અધઃપતન!

મહાત્માજી વિશ્વનેતા મટીને રાષ્ટ્રપિતા બન્યા જવાહર દેશના એકમાત્ર નેતા તરીકે તદ્દન નિષ્ફળ ગયા સરદારે ભારતના સરદાર થવાને બદલે હિન્દુઓ અને શીખોના સરદાર થવું વધુ પસંદ કર્યું રાજાજી અને રાજેન્દ્રબાબુએ પોતાના ત્યાગ અને તપનો સત્તા અને સંપત્તિદ્વારા બદલો શોધ્યો મૌલાના આઝાદ એક નિરુપદ્રવી મુસ્લિમ નેતા બન્યા મોરારજીભાઈએ

---

લોકો મને ખોટી—તદ્દન ખોટી રીતે સુખી કહે છે, કારણ કે હું પણ દિલથી તો દુઃખી અને ત્રસ્ત છું, પૃથ્વી પરના કોઈ પણ ત્રસ્ત માનવીની જેમ હું પણ મારી દેહમાંથી આતુરતાપૂર્વક મુક્તિને ઝંખ્યા કરું છું માત્ર દેખાવ પરથી જ નિર્ણય કરી લેવો ન ઘટે, કારણ કે તે ઘણી વાર આપણને વાસ્તવિકતા પ્રત્યે અંધ બનાવી મૂકે છે

★

ભૂતકાળના બંધનો તારે ઢીલાં રાખવા જોઈએ —અરે ના, કોઈક વાર તો તે છેદી નાખવા જોઈએ. તારો પ્રમાદ તારે ખંખેરી નાખવાની જરૂર છે, તારી જવાબદારીના ભાનથી તારે પૂરેપૂરા જાગ્રત રહેવું જોઈએ છે. ઉપયોગી મહેનત માટે તારે ચીવટપૂર્વક તારો હાથ અજમાવવો જોઈએ—તારે આ કરવું જ જોઈએ, ઓ પૂર્વ, જો તારે તારા ભૂતકાળના વારસા માટે પુનરુદ્યુક્ત થઈને એક કાળે જે તારું હતું તે ફરી હાથ કરવું હોય તો વૈયક્તિક ક્ષેત્રમાં નેતૃત્વ, આધ્યાત્મિક ક્ષેત્રમાં સાર્વભૌમત્વ,'

★




પ્રજા આગળ અમેરિકાનો આદર્શ ધરીને પોતે તો જિલ્લાવાદને અમલમાં મૂક્યો. રવિશંકર મહારાજ અને સંતબાલ પ્રજાના સેવકો મટીને પક્ષના સેવકો થયા. મહારાષ્ટ્રી પ્રાંતવાદના મારકણાપણાએ માઝા મૂકી.

અને જે જે નેતાઓ આ સંકોચથી મુક્ત રહ્યા તેમણે તેમણે વાસ્તવિકતાની ક્રૂરતામાંથી છટકવા માટે કંઈ કંઈ અજબ માર્ગો લીધા. અચ્યુત પટવર્ધન જેવા કંઈક નાનામોટા નેતાઓ અલોપ થઈ ગયા. સાને ગુરુજી અને શાસ્ત્રીએ ઝેર પીધું. વિનોબાજી, જયપ્રકાશ અને અન્ય નેતાઓ ભૂમિદાન, બુદ્ધિદાન, સંપત્તિદાન અને એવી જ તરંગી યોજનાઓમાં અટવાઈ ગયા.

એ રીતે પડતી પ્રજાનો કોઈ આશરો ના રહ્યો.

મહાત્માજી પોતાના આદર્શથી તસુ હેઠા ઊતર્યા, તો સરદાર ગજ હેઠા ઊતર્યા, અને મોરારજીભાઈ ગાઉ નીચે પડ્યા. નેતાઓની નબળાઈઓનો પ્રજામાં ગુણાકાર થયો અને સૌ ક્યાં જઈ રહ્યા છે, એ તો પ્રભુ જાણે !

ખેડૂતોએ અનાજનાં કાળાં બજાર કર્યાં, વેપારીઓએ કાપડના અને ચીજવસ્તુના કાળાં બજાર કર્યાં, મિનીસ્ટરોએ ખોટાં કામ કર્યાં. અમલદારોએ લાંચો ખાધી, લોકોએ લાંચો આપી. કૉંગ્રેસીઓએ સેવા, સર્વોદય, અને સહકારને નામે આમજનતાની સરીયામ લૂંટ ચલાવી, મામામાશીનાને ઠેકાણે પાડ્યા, મજૂરોએ કામચોરી કરી, માલિકોએ નફાખોરી, કરચોરી અને કાળાં બજાર કર્યાં. નેતાઓ સત્તાની તાણાતાણમાં પડ્યા અને આખી પ્રજા હતોત્સાહ, દિશાશૂન્ય, આપમતલબી ને ટૂંકી દૃષ્ટિની બની ગઈ.

જ્યાં આખી સંસ્કૃતિ જ આપઘાત કરી રહી હોય ત્યાં કોણ કોનો દોષ કાઢે ? કથરોટ કુંડાને શું હસે ?

એટલે કોઈએ કોઈનો દોષ કાઢવાની જરૂર નથી. આપણને સ્વાતંત્ર્ય મળ્યા પછી આપણે જે અનેક રીતે દુઃખી થઈ ગયા હોઈએ તો એનું કારણ આપણા પ્રજાકીય દોષો અને દૂષણો જ છે. ગઈ કાલ સુધી આપણે આપણી દરેક કમનસીબી માટે અંગ્રેજોને ગાળો દેતા હતા, આજે કૉંગ્રેસને દઈએ છીએ. પણ ખરી રીતે સ્વતંત્ર થયા પછી આપણે જેવા હતા તેવા પૂરેપૂરા નાગા સ્વરૂપમાં આપણી જાતને દેખાયા છીએ

હવે સ્વાતંત્ર્ય પછીના બીજા કેટલાક રાજકીય અને પ્રજાકીય પ્રત્યાઘાતો જોઈએ.

## [૨] નેતાઓનાં ઘટતાં જતાં કદ

આપણે આગળ જોઈ ગયા તેમ જીવનનાં બીજાં ક્ષેત્રોની પેઠે રાજકીય ક્ષેત્રમાં પણ આપણાં મોટા ભાગનાં ઉત્તમોત્તમ નેતાઓ વિકટોરીયન શાંતિનો ફાલ હતા. ત્યારપછીના દર દસકે ઉત્પન્ન થતાં નેતાઓનું કદ ક્રમશઃ ઘટતું ગયું એટલે જે જે જૂના નેતાઓ ચાલ્યા જાય છે તેમનાં સ્થાન કાયમને માટે ખાલી પડતાં જાય છે. મહાત્માજી, પટેલભાઈઓ, મોતીલાલજી, માલવીયજી, સત્યમૂર્તિ અને શ્રીમતી સરોજિની નાયડુ એના દેખીતા દાખલા છે. એ જ રીતે હાલના કૉંગ્રેસના પ્રથમ પંક્તિના ડઝન નેતાઓ ચાલ્યા ગયા બાદ એમનું સ્થાન પૂરી શકે એવો એકપણ નવો નેતા ક્ષિતિજમાં દેખાતો નથી. જૂની નેતાગીરી વૃદ્ધ, થાકેલી અને ક્ષીણવીર્ય છે. જયારે નવી નેતાગીરી એના કરતાં ઘણી વિશેષ નાલાયક છે. જેમને જેમને મારા કથનમાં શંકા આવતી હોય તેમણે તેમણે પોતાના ગામની શેરી અને શાળાથી માંડીને દિલ્હીના સિંહાસન સુધી દૃષ્ટિપાત કરવો અને દેશના નેતાઓથી ગામના નેતાઓ સુધીના નેતાઓને ૮૦, ૭૦, ૬૦, ૫૦, ૪૦, ૩૦, ૨૦, અને ૧૦ એ રીતે ઉંમરવાર ક્રમશઃ ગોઠવવા. છેક મથાળે ટી. પ્રકાશમ જેવા વયોવૃદ્ધ નેતાઓ ગોઠવવા અને છેક તળીએ પોતાના ગામના આશાસ્પદ કિશોરોને ગોઠવવા. એમ કરવાથી તમને તુરત જ ખાતરી થશે કે જેમ જેમ વયોવૃદ્ધ નેતાઓ ચાલ્યા જતા જાય છે તેમ





તેમ એમનું સ્થાન એમનાથી નબળા નેતાઓ લેતા ગયા. આ પરિણામ નું આરંભ એ જોઈને કંઈ કહેવાની જરૂર છે?

આ કરુણ પરિસ્થિતિનું એક હાસ્યાસ્પદ પરિણામ એ આવ્યું છે કે સ્વતંત્ર ભારતમાં કોંગ્રેસમાં આગળ વધવાની પાત્રતાને ઠાંસ્યુંવાળાના રૂપમાં મૂકવી હોય તો તે નીચે પ્રમાણે મૂકી શકાય

ગાંધીભક્તિ કોંગ્રેસને વફાદારી + વૃદ્ધાવસ્થા + નિષ્ફળતા = સત્તા. આ ફોર્મ્યુલાના જોરથી અનેક નાના માણસો મોટા આસનો ઉપર સહિસલામતીપૂર્વક સુખરાશિથી ગોઠવાઈ ગયા છે.

શ્રી ગુલઝારીલાલ નંદા અમદાવાદમાં મજૂરોના વસવાટનો પ્રશ્ન ઉકેલવામાં નિષ્ફળ ગયા અને એમને મુંબઈ ઈલાકાના મજૂરપ્રધાન નીમવામાં આવ્યા. ત્યાં એમણે એક રૂડી રૂપાળી પંચવર્ષીય યોજના ઘડી કાઢી. એ યોજના નિષ્ફળ જતાં જ એમને આખા ભારતવર્ષ માટે પંચવર્ષીય યોજના ઘડી કાઢવાનું કામ મળી ચૂક્યું!

અમદાવાદમાં એવી જ સ્થિતિ શ્રી મણિભાઈ ચતુરભાઈ શાહની થઈ.

શ્રી મગનભાઈ દેસાઈ ગુજરાત વિદ્યાપીઠ ચલાવવામાં નિષ્ફળ ગયા, અને એમને ગુજરાત યુનિવર્સિટીના એક સૂત્રધાર નીમવામાં આવ્યા.

રાજાજી, મોરારજી અને જયનારાયણ વ્યાસ જેવા નોકરશાહીની ન્યાયતુલામાં નિષ્ફળ નીવડેલા નેતાઓને ધારાસભાઓમાં પાછલે બારણેથી દાખલ કરવામાં આવ્યા અને એમને પોતપોતાના પ્રાંતના પ્રધાનોને હોદ્દે બેસાડવામાં આવ્યા!

પ્રાંતિક નેતાઓ નિષ્ફળ જાય એટલે એમને દિલ્હી મોકલી આપવામાં આવે છે. પણ જો કોઈ મુન્શીજી, કે જયરામદાસ દોલતરામ જેવા નેતાઓ દિલ્હીમાં નિષ્ફળ જાય તો એમને માટે ગવર્નરની ગાદી તૈયાર જ હોય છે!

બીજા લોકશાહી દેશોમાં રાજકારણમાં નિષ્ફળ થયેલા નેતાઓ પણ વૃદ્ધાવસ્થાને કારણે નિવૃત્ત થાય છે. જ્યારે આપણી સ્વદેશી લોકશાહીમાં નિષ્ફળ નેતાઓ પણ આગળ વધે જાય છે!

## [૩] પ્રજાકીય કાર્યક્ષેત્રનો સંકોચાતો પરિઘ.

ઈ સ ૧૮૮૫ની સાલથી આજસુધી આપણે લડી રહ્યા છીએ. પણ મહત્વનો પ્રશ્ન એ છે કે આપણે કોની સામે લડી રહ્યા છીએ અને શા માટે લડી રહ્યા છીએ?

એનો જવાબ આપણને આપણો ઇતિહાસ બહુ જ સ્પષ્ટ રીતે આપી રહે છે.

(ક) આપણા રાજકારણમાં મહાત્માજીના પ્રવેશ પછી આપણી લડત ભાવનાત્મક મટીને ક્રિયાત્મક થઈ.

ઈ સ ૧૯૦૭માં મહાત્માજીએ કાળા કાયદા સામે સત્યાગ્રહ કર્યો. એ સત્યાગ્રહમાં હિંદવાસીઓ સાથે ૧૦૦૦ જેટલી મોટી સંખ્યામાં ચીનાઓ પણ જોડાયા હતા એ એક નોંધપાત્ર હકીકત છે. એનો અર્થ એ થયો કે આ પહેલી સત્યાગ્રહની લડત મદાંધ ગોરી સત્તાઓ સામે કચડાતા એશિયાવાસીઓની હતી.

(ખ) મહાત્માજી હિંદમાં આવ્યા અને એમણે અસહકાર પોકાર્યો ત્યારે એમનો સત્યાગ્રહ વધારે વ્યાપક થયો પણ એક ડગલું નીચે ઊતર્યો. અસહકાર એ અંગ્રેજો સામે હિંદવાસીઓની સ્વશાસન માટેની લડત હતી.

(ગ) ઈ સ ૧૯૪૭ની સાલમાં જ્યારે આપણે સ્વતંત્ર થયા ત્યારે આ દેશમાં ઈ સ ૧૯૨૧ના મુકાબલે રાજકીય જાગૃતિ ઘણી આવી હતી, પણ આપણી લડત એક ડગલું વિશેષ નીચે ઊતરી. અંગ્રેજો ચાલ્યા ગયા, અને હિંદુ મુસલમાનોએ એકબીજાના ગળા કાપીને હિંદુહિંદ અને મુસ્લિમ હિંદની રચના કરી



[અનુસંધાન પાન ૮ નું ચાલુ]

શ્રમ-શિબિરની વાતો ટાઢી પડી અને ભણેલા બેકારોનો સવાલ આગળ ધસી આવ્યો. સરકાર પાસે કાપકુપ છે, ઉદ્યોગોની તેજી ઝંખવાઈ ગઈ છે, યુદ્ધની હવા બદલાઈ ગઈ છે અને નવાં કામકાજ ઝસતાં નથી. બીજી તરફ ભણતર તરફનો પ્રવાહ વધી રહ્યો છે.

સર્વોદયની સમજવાળા જીવનની જરૂરીઆતો ઓછી કરી નાખવામાં માને છે. સ્વદેશી અને ગ્રામ ઉદ્યોગ ઉપર ફરીથી ધ્યાન ખેંચાયું છે, કેળવણીમાં રૂપાંતર લાવવાનું વિચારાય છે. મોટા ઉદ્યોગો મજૂરો સાથે કરાર કરવા ને ઉત્પાદન વધારવા માગે છે: પણ, દિવસે દિવસે બેકારોની સંખ્યા તો વધતી જાય છે.

ભણેલા બેકારો સામે જાત જાતના આક્ષેપો થાય છે: તેઓ ન તો ઊંચાં માર્ક મેળવી શક્યા કે ન તો શ્રમ કરતા થયા. એમનામાં વેપારનું સાહસ ના રહ્યું અને ધંધાની આવડત ના રહી. એમનાં શરીર દોદળાં, દૃષ્ટિ ટૂંકી અને વિચારો વેવલા જેવા રહ્યાં. પરીક્ષા આપ્યા છતાં ભણતરની કચાશ આગળ થઈને દેખાઈ આવી.

આ જુવાનો દેશની આશા છે. મુડી છે. એમના જન્મ વખતે મિઠાઈઓ વહેંચાઈ હશે. નિશાળે ગયા ત્યારે આનંદ વર્ત્યો હશે, એમનાં જતનથી લાલન પાલન થયાં હશે. એમના ઉપર ભવિષ્યનો આધાર રાખી નાણાં ખરચ થયાં હશે. કરજ પણ ઉપર કર્યાં હશે. અને હવે એમની હતાશાના ખાડાઓ ઊંડા ને ઊંડા ઉતરતા જાય એ ઓછું કરુણ છે?

સરકારે દુષ્કાળ અને રેલસંકટમાં સહાય કરી છે, એ રીતે ધનિકોએ પણ મદદ કરી છે. રોગચાળો ફાટી નીકળે ત્યારે બધા ઊંચા જીવ કરી દોડધામ કરી મૂકે છે. અકસ્માતો અને હોનારતો વખતે આપણે દયા ખાવા લાગીએ છીએ. પણ આ જુવાનોનો ઉપાય કરી આપતા નથી; એમના તો વાંક જ ખોળીએ છીએ.

ભણેલા બેકારોને સંન્યાસી બનાવનારી સંસ્થાઓ પણ જાણે એમને સંઘરતી નથી. એમને લશ્કર સમાવી શકે તેમ નથી, પરદેશમાંયે સમાસ થાય એમ નથી. કેન્સરની માફક આ દર્દ દેશમાં ઝડપથી વધી રહ્યું છે. કામે ચઢવાની, સારા થવાની, સુખી થવાની એમને આશા છે, પણ એનો રસ્તો જ જાણે રહ્યો નથી. એમને માટે કશું કામ નથી. અને બીજી તરફ એવી જ કરુણતા છે. સરકારી કામના ઢગલાનો પાર નથી. તુમારો, ફાઈલો, મુકદ્દમાઓ વધતા જાય છે, નવાં ખાતાં ખૂલતાં જાય છે, અમલદારોની ભરતી થતી જાય છે, ભથ્થાં વધતાં જાય છે, બાંધકામોની યોજનાઓ વધતી જાય છે. આમ છતાં નથી કામમાં વેગ આવતો કે નિકાલ દેખાતો, લોકોની જરૂરીઆતો આકરી છે. પોષણ, ખોરાક, કપડાં, ઘર, રસ્તા, સગવડો, વાહનો—બધું જ અછતમાં છે. જે છે તે બિસ્માર છે; આરોગ્ય ભાંગલું છે, કપડાં તકલાદી છે, ખોરાક ને દગા નુકસાનકારી છે, શિક્ષણ હલકી કોટિનું ને નિરુપયોગી છે, વહીવટીતંત્ર ઢીલું ને પાડ ચઢાવનારું થયું છે. લોકો જેમ તેમ કરી પોતાનો માર્ગ કરી લેવામાં, 'આજનું ફોડી લેવામાં' સમજ્યા છે. પણ તેથી કેટલાક દિવસ નભ્યું જશે?... પાઘડીનો વળ છેડે આવશે ત્યારે?



[અનુસંધાન પાન ૮ નું ચાલુ]

શ્રમ-શિબિરની વાતો ટાઢી પડી અને ભણેલા બેકારોનો સવાલ આગળ ધસી આવ્યો. સરકાર પાસે કાપકુપ છે, ઉદ્યોગોની તેજી ઝંખવાઈ ગઈ છે, યુદ્ધની હવા બદલાઈ ગઈ છે અને નવાં કામકાજ ઝડતાં નથી. બીજી તરફ ભણતર તરફનો પ્રવાહ વધી રહ્યો છે.

સર્વોદયની સમજવાળા જીવનની જરૂરીઆતો ઓછી કરી નાખવામાં માને છે. સ્વદેશી અને ગ્રામ ઉદ્યોગ ઉપર ફરીથી ધ્યાન ખેંચાયું છે, કેળવણીમાં રૂપાંતર લાવવાનું વિચારાય છે. મોટા ઉદ્યોગો મજૂરો સાથે કરાર કરવા ને ઉત્પાદન વધારવા માગે છે. પણ, દિવસે દિવસે બેકારોની સંખ્યા તો વધતી જાય છે.

ભણેલા બેકારો સામે જાત જાતના આક્ષેપો થાય છે: તેઓ ન તો ઊંચા માર્ક મેળવી શક્યા કે ન તો શ્રમ કરતા થયા. એમનામાં વેપારનું સાહસ ના રહ્યું અને ધંધાની આવડત ના રહી. એમનાં શરીર દોદળાં, દૃષ્ટિ ટૂંકી અને વિચારો વેવલા જેવા રહ્યાં. પરીક્ષા આપ્યા છતાં ભણતરની કચાશ આગળ થઈને દેખાઈ આવી.

આ જુવાનો દેશની આશા છે. મૂડી છે. એમના જન્મ વખતે મિઠાઈઓ વહેંચાઇ હશે. નિશાળે ગયા ત્યારે આનંદ વર્ત્યો હશે, એમનાં જતનથી લાલન પાલન થયાં હશે. એમના ઉપર ભવિષ્યનો આધાર રાખી નાણાં ખરચ થયાં હશે. કરજ પણ ઉપર કર્યાં હશે. અને હવે એમની હતાશાના ખાડાઓ ઊંડા ને ઊંડા ઉતરતા જાય એ ઓછું કરુણ છે?

સરકારે દુષ્કાળ અને રેલસંકટમાં સહાય કરી છે, એ રીતે ધનિકોએ પણ મદદ કરી છે. રોગચાળો ફાટી નીકળે ત્યારે બધા ઊંચા જીવ કરી દોડધામ કરી મૂકે છે. અકસ્માતો અને હોનારતો વખતે આપણે દયા ખાવા લાગીએ છીએ. પણ આ જુવાનોનો ઉપાય કરી આપતા નથી; એમના તો વાંક જ ખોળીએ છીએ.

ભણેલા બેકારોને સંન્યાસી બનાવનારી સંસ્થાઓ પણ જાણે એમને સંઘરતી નથી. એમને લશ્કર સમાવી શકે તેમ નથી, પરદેશમાંયે સમાસ થાય એમ નથી. કેન્સરની માફક આ દર્દ દેશમાં ઝડપથી વધી રહ્યું છે. કામે ચઢવાની, સારા થવાની, સુખી થવાની એમને આશા છે, પણ એનો રસ્તો જ જાણે રહ્યો નથી. એમને માટે કશું કામ નથી. અને બીજી તરફ એવી જ કરૂણતા છે. સરકારી કામના ઢગલાનો પાર નથી. તુમારો, ફાઈલો, મુકદ્દમાઓ વધતા જાય છે, નવાં ખાતાં ખૂલતાં જાય છે, અમલદારોની ભરતી થતી જાય છે, ભથ્થાં વધતાં જાય છે, બાંધકામોની યોજનાઓ વધતી જાય છે. આમ છતાં નથી કામમાં વેગ આવતો કે નિકાલ દેખાતો, લોકોની જરૂરીઆતો આકરી છે. પોષણ, ખોરાક, કપડાં, ઘર, રસ્તા, સગવડો, વાહનો—બધું જ અછતમાં છે. જે છે તે ગિસ્માર છે; આરોગ્ય ભાંગલું છે, કપડાં તકલાદી છે, ખોરાક ને દવા નુકસાનકારી છે, શિક્ષણ હલકી કોટિનું ને નિરુપયોગી છે, વહીવટીતંત્ર ઢીલું ને પાઠ ચઢાવનારું થયું છે. લોકો જેમ તેમ કરી પોતાનો માર્ગ કરી લેવામાં, 'આજનું' ફોડી લેવામાં સમજ્યા છે. પણ તેથી કેટલાક દિવસ નભ્યું જશે? પાઘડીનો વળ છેડે આવશે ત્યારે?



૫૦મા પાના નીચે મૂકેલી ઉર્મિ-નવરચના અંગેની મહત્ત્વની જાહેરાત આપે વાંચી?



## ભદ્રંભદ્ર

[ લે. રમણભાઈ નીલકંઠ. સંક્ષેપકાર : ડૉ. બિપિન ઝવેરી : પ્ર. વોરા ઍન્ડ કંપની, મુંબઈ ૨. કિંમત રૂા. ૧–૮–૦ ]

રૂઢિવાદની ક્રૂર હાંસી ઉડાવતા શ્રી. રમણભાઈ નીલકંઠના ખૂબ પ્રસિધ્ધ...પુસ્તક 'ભદ્રંભદ્ર'ની સંક્ષિપ્ત આવૃત્તિની ખાસ જરૂર હતી; કારણ કે મૂળ પુસ્તકમાં સદોદિત યશઃપૂર્ણ વિજયવાળા આર્યધર્મને લગતાં ભદ્રંભદ્રનાં ખૂબ લાંબા ભાષણો સામાન્ય વાચકને કંટાળારૂપ નીવડતાં હતા. સંક્ષેપકાર ડૉ. બિપિન ઝવેરીએ કાપકૂપ કરવામા ખૂબ કુશળતા દાખવી છે કારણ કે પુસ્તકનું કદ અડધા ઉપરાંત ઓછું થયું હોવા છતાં કર્યાંય રસક્ષતિ થતી નથી ને ભદ્રંભદ્રના જીવનનો એકેય મહત્ત્વનો પ્રસંગ રહી જતો નથી. શાળામાં ભણતા વિદ્યાર્થીઓને આ સંક્ષિપ્ત આવૃત્તિ ઘણી ગમશે એ નિર્વિવાદ છે. પ્રસંગોપાત ચિત્રોને કારણે પુસ્તકનું વાચન વધુ રસપ્રદ બને છે. ગુજરાતી સાહિત્યના ખૂબ પ્રસિદ્ધ પુસ્તકોની સંક્ષિપ્તાવૃત્તિ બહાર પાડવા માંડીને આ પ્રકાશકોએ એક અભિનંદનીય કાર્ય ઉપાડ્યું છે.

## શોધ :

[ લે. નવલભાઈ શાહ, પ્રકાશક : મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હઠીભાઈની વાડી, અમદાવાદ. કિં. ૨–૧૨–૦. ]

'વિશ્વવાત્સલ્ય' નામના પાક્ષિકના ભેટ પુસ્તક તરીકે ગાંધીવાદી વિચારસરણીનો પ્રચાર કરતી નવલકથાઓ આપવાનો શિરસ્તો ગયા વર્ષથી શરૂ થયો છે. 'શોધ' પણ અન્યાયનો પ્રતિકાર વાત્સલ્યથી કરવાના હેતુથી લખાઈ છે. સંતબાલજીએ નવલકથા પૂરેપૂરી વાંચ્યા વિના; પ્રવાસ ને કાર્ય વચ્ચેની ધમાલમાં જ 'બે બોલ' લખી નાખ્યા છે. ૧૯૫ પાનાંની નવલકથા વાંચવા માટે પ્રસ્તાવના–લેખક ૪ કલાક પણ ન કાઢી શકયા એ હકીકતની કબૂલાત ઘણી નમ્ર હોવા છતાં જરા ખૂંચે એવી છે.

આ ટૂંકી નવલકથામાં લેખકે ગાંધીજીના માર્ગે સમાજપરિવર્તન શી રીતે થઈ શકે એ દર્શાવવાનો પ્રમાણિક પ્રયત્ન કર્યો હોવા છતાં બોધાત્મક વૃત્તિથી એ મુક્ત બની શકયા નથી. આખી નવલકથા ભારેખમ વિચારો ને વાર્તાલાપોથી ભરેલી છે. ગાંધીવાદીઓ સમાજમા વેદિયા ગણાય છે એનું મુખ્ય કારણ એમની ભાષણવૃત્તિ છે. પરંતુ ગામડાંના જીવનના આટલા અનુભવ પછી લેખક નવલકથામાંથી ય આ નબળાઈ દૂર નથી કરી શકયા એ શોચનીય છે.

કથાવસ્તુ સાવ સાદું છે. કાળાબજારિયા ને પૈસાપાત્ર મામા વિનોદરાય નિઃસંતાન હોવાને કારણે એમની મિલકત એમના ભાણા રમેશને મળવાની હોય છે; પરંતુ રામપ્રસાદ નામના બાળમંદિર–સંચાલક ગાંધીવાદીની અસર નીચે આવેલો રમેશ સાધારણ ચર્ચામાંથી આવેશયુક્ત થઈને મામાની પ્રવૃત્તિથી પોલીસને વાકેફ કરે છે. એમાંથી અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે. રામપ્રસાદનું નામ વગોવાય છે, રમેશને ઘર છોડી ભાગવું પડે છે ને વિનોદરાયના સાળાની દીકરી લીના—કે જે રમેશને પરણવાનું વચન આપી ચૂકી છે—રમેશને તિરસ્કારે છે. ખૂબ મુશ્કેલીઓ વેઠ્યા પછી વિનોદરાયની સાન ઠેકાણે આવે છે ને ભૂલોનું પ્રાયશ્ચિત કરવા એ મિલકત ત્યજી દે છે ને પોતાની પ્રતિષ્ઠા ધૂળમાં મેળવનાર રમેશ

સાથે લીનાનાં લગ્ન કરાવી આપી પોતે આશ્રમ સંભાળે છે. આત્મભોગ દ્વારા ને સત્યના અણિશુદ્ધ પાલનદ્વારા હૃદયપલટો આણી શકાય છે એ વાર્તાનો પ્રધાન સૂર છે.

સત્યના પ્રચારમાં મસ્ત બનીને લેખકે વાર્તારસ ખૂબ કચડી નાખ્યો છે. 'વાર્તાલાપ પણ ઘણીવાર કંટાળો ઉપજાવે એવા શુષ્ક ને અકુદરતી બની ગયા છે. પૂર્ણવિરામ, અર્ધવિરામ ને આશ્ચર્યકારક ચિહ્નોની ભૂલો ઘણીવાર વાક્યનો અર્થ સમજવામાં જ ગૂંચવણ ઊભી કરે છે.

'ભીંત ભૂલ્યો' નામનું પ્રકરણ અવાસ્તવિકતાથી ભરેલું છે. રમેશ સાથેની વાતચીતમાં રામપ્રસાદ કાંઈક આત્મશ્લાઘા કરતો હોય એવો વાચકને ભાસ થાય છે. વિનોદરાયને પોલીસ પાસે પકડાવવામાં રામપ્રસાદનો હાથ હતો એવી અફવા ઊડેલી હોવા છતાં અમદાવાદનો બીજો શેઠિયો એને નવું બાળમંદિર સ્થાપવા માટે એકદમ રૂા. પાંચ લાખ આપે ખરો? અમદાવાદના પૈસાદારોનાં બાળકો માટેની જ એક શિક્ષણ સંસ્થા આર્થિક મુશ્કેલીઓ વચ્ચે ચાલે છે ત્યાં રૂા. પાંચ લાખના બાળમંદિરની વાત તો કેવી રીતે બંધબેસતી આવે?

ગાંધીજીની વિચારસરણીને પોતાની રીતે ઘટાવનારો વર્ગ ધીમેધીમે વધતો જાય છે. યંત્રો પ્રત્યેની સૂગ કેળવવા માટે ગ્રામ કાર્યકર રામપ્રસાદે ઉચ્ચારેલું નીચેનું વાક્ય છીછરી વિચારસરણીનો આદર્શ નમૂનો છે. ખેતી સુધારવાની પદ્ધતિ અંગે ગામલોકોને ઉપદેશ આપતાં એ કહે છે :—

'તમે ખેતી કરો છો. પણ તમારી આંખ સામે પૈસા છે. આમાં કેટલું પાકશે. એ જ વિચાર છે. જ્યારે મારી કોદાળી ઈશ્વરની પ્રાર્થના કરી રહી છે. તે ઈશ્વરને માટે ધરતી માતાનું અંતર કોમળ બનાવી રહી છે. તમે મશીનથી પાણી પાવ છો. તે જડ છે. જ્યારે મારા કોસ ધરતીના ગર્ભમાં વિરાજેલા એ અનંત બ્રહ્મ પરમાત્માને પાણીનો અભિષેક કરે છે—' (પા. ૧૧૯)

વિરામ ચિહ્નોની ભૂલો ક્ષમ્ય ગણીએ તો પણ ઉપરનું ભદ્રંભદ્રિય વાક્ય વાસ્તવિક ભૂમિકાથી પર જઈને અધ્યાત્મવાદના કેટલા અપથ્ય ફાંકડા ફૂંકાવે છે? પ્રચારની આવી પદ્ધતિ સમાજહિતવર્ધક નીવડશે ખરી?

ટૂંકમાં ઉદ્દેશ શુભ હોવાથી જ નવલકથા સારી ગણી શકાય નહીં. એમાં બીજાં અનેક ઉમદા તત્ત્વો જોઈએ. 'વિશ્વવાત્સલ્ય' પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર વાચકને એ ગમે તો ભલે, પરંતુ બાકીનો વાચક વર્ગ 'શોધ' કરવાનો પ્રયત્ન અડધેથી જ છોડી દે તો નવાઈ નહીં.

### દૃષ્ટાંતકથાઓ ભા. બીજો

[લે. નાનાભાઈ ભટ્ટ. પ્ર. સર્વોદય સહકારી પ્રકાશક સંઘ લિ. રાજકોટ કિં. ૦-૧૩-૦]

અઢાર કથાઓ આલેખતી ૭૭ પાનાંની આ પુસ્તિકા સામાન્ય માણસ સમજી શકે ને એમાંથી કાંઈક બોધ લઈ શકે એવી સુંદર છે. જો કે અમુક વાર્તાઓ સારો રસ જમાવી શકતી નથી, પણ 'પાન ફૂટવાની ખાંડણી,' 'દૂધમાં મીઠું', 'ભાઈડાસ રાજા,' 'હીરાભાઈ સાસરે ચાલ્યા' વગેરે કથાઓ રોચક છે. છાપકામ કોઈ કોઈ અક્ષર ઊડી ગયા હોવાને કારણે નબળું ગણાય. આવી કથાઓ વધુ ને વધુ ગ્રંથસ્થ થાય તો આપણા કિશોરોને સંસ્કારી વાર્તાસામગ્રી પૂરી પડે.

### મસ્તફકીરનાં રસગુલ્લાં

[લે. મસ્તફકીર. પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ ૨. કિંમત રૂા. ૩-૮-૦]

શ્રી મસ્તફકીરે લખેલા ૧૯ હાસ્યરસિક લેખો આ પુસ્તકમાં સંગ્રહાયા છે. મસ્તફકીરની કલમમાં સ્વાભાવિકતા છે ને રોજીંદા જીવનમાંથી પ્રસંગો ઝડપવાની વેધક દૃષ્ટિ છે એટલું આ નિબંધો વાંચતા



# પાનેતરના રંગ

પન્નાલાલ પટેલ

…ક્ષણને મુક્ત આપી તેને જીવનોપયોગી …નૂતન આયામ બક્ષનાર ડૉ. મોહનભાઈ પંચાલ જેવા …ક્ષકો આજે દીવો લઈને શોધવા નીકળીએ તોય જડવા મુશ્કેલ છે. તો તેમની જીવનફિલસૂફી અને અભિગમ પણ તેટલાં જ વિરલ છે.



ઔપચારિક શિક્ષણમાં પીએચ.ડી. સુધીની મજલ કાપીને સાડાચાર દાયકાના વિશાળ પટ ઉપર પથરાયેલી મોહનભાઈની કારકિર્દી ભાતીગળ છે. અનેક તડકી-છાંયડીઓના ઑક્ટોપસી ભરડાને વ્યવસાય કે નિજ જીવનમાં ગણકાર્યા વિના તેમણે તેમનો વિશિષ્ટ શિક્ષણપથ દીપાવ્યો છે. જીવન જીવવાની કલા અને શિક્ષણ અંગેનો મનોવૈજ્ઞાનિક અભિગમ તેમના રૂંવેરૂંવે રસાયણ રૂપે વ્યાપેલ છે !

ડૉ. મોહનભાઈએ મનોવિજ્ઞાનની પીઠિકા ઉપર બેસીને વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને આચાર્યો સહિત સમાજના વિશાળ સમુદાયનું જીવન અર્થપૂર્ણ બનાવવા બીડું ઝડપ્યું છે. તેમણે આદરેલા વિશિષ્ટ અને નવતર શિક્ષણ પ્રયોગોના હિસ્સેદાર બનવું એ એક લહાવો છે. તેથી તો તેઓ આજે ગુજરાતના ખૂણેખૂણે છવાઈ ગયા છે.

ડૉ. મોહનભાઈ એક અચ્છા મનોવૈજ્ઞાનિક તરીકેની ભૂમિકા ભજવીને અનેક નરનારીઓની પાટા ઉપરથી નીચે ઊતરી ગયેલી જીવનગાડીને પુનઃ પાટા ઉપર ચડાવવાની સક્રિયતા દાખવી રહ્યા છે. તેમણે લખેલાં પિસ્તાળીસથી વધુ પુસ્તકો ચેતના, પ્રેરણા, સ્વયંસિદ્ધિ, માનવ-માનવ વચ્ચેની આંતરક્રિયા તથા તનમનના સ્વાસ્થ્યનો ધ્વજ લહેરાવે છે. તેમનું પ્રત્યેક પુસ્તક અંધારી રાતની સમુદ્ર-સફરમાં ઝળહળતી દીવાદાંડીની ગરજ સારે છે.

અહીં, પ્રસ્તુત પુસ્તક 'નવલા પ્રભાતે'માં ડૉ. મોહનભાઈ અને તેમની જીવનદૃષ્ટિ પાનેપાને પ્રગટી રહ્યાં છે. ત્રણસો અને પાંસઠ દિવસોનું પ્રત્યેક પ્રભાત નૂતન છે, વિશિષ્ટ અને અદ્વિતીય છે, અને તેથી તે દરેક પ્રભાતે ચિંતન કરવા જેવો, મનન કરીને આખો દિવસ માણવા જેવો એક-એક વિચાર મોહનભાઈએ તેમની નિજ વિચારસરણીના પરિપાકરૂપે નિરુપ્યો છે. વિચારોનું વિષયવૈવિધ્ય, રજૂઆત, શબ્દપસંદગી, શૈલી બધું જ રોચક અને આહ્‌લાદક હોવા ઉપરાંત કેટલું ગંભીર, પ્રેરક અને વાસ્તવદર્શી બની રહ્યું છે !

આ પણ મોહનભાઈનો અવૈધાનિક (Non-formal) શિક્ષણનો એક પ્રયોગ છે, માનવઘડતરનો એક કામિયાબ તરીકો છે !

-- દિવ્યેશ ત્રિવેદી